


# *No use comparing!*

– For there is no other pump to rival the **JYOTI UNIBUILT** pump It features 'built in' economy in money in space in maintenance—with superb hydraulic characteristics Ask the man who uses it better still see a demonstration for yourself! You will be convinced, the **UNIBUILT** is a centrifugal pump with a difference!

*Size 1" x 1" to 6" x 6"*
*Capacity Up to 58 000 G P H*
*Heads Up to 210 ft*

*Quality is our Creed*
**JYOTI LIMITED**
BARODA 3




JY 494A EVEREST

# વિશ્વમાનવ

**આગલાં વર્ષના વિશેષાંકો**

| (હવે આ વિશેષાંકો ગ્રંથ સ્વરૂપે: | કિંમત) |
|---|---|
| * સર્વોદય વિજ્ઞાન (૧૯૫૮) | ૩=૫૦ |
| * માનવ અને પરમાણુ (૧૯૫૯) | ૫=૫૦ |
| * ગુજરાતદર્શન (૧૯૬૦) | ૯=૦૦ |
| * નવી શૈલીની નવલિકા (૧૯૬૦) | ૩=૬૦ |
| * રવીન્દ્રદર્શન (૧૯૬૧) | ૮=૦૦ |
| * ભારત-ચીન સંઘર્ષ (૧૯૬૨) | ૨=૦૦ |
| * અદ્યતન રશિયન સાહિત્યની ઝાંખી અને સમસ્યા (૧૯૬૩) | ૫=૫૦ |
| * રશિયા-ચીન સંઘર્ષણ (૧૯૬૩) | ૧=૦૦ |
| * નહેરૂ : અણુયુગના સમન્વયક [સર્વાંગી વિશ્લેષણ] | ૪=૦૦ |

[ઉપરાંત : ગ્રંથસ્થ બનેલી ગ્રંથશ્રેણીઓ પરિચય પત્રિકા મંગાવો ]

## વિશ્વમાનવ (બાંધેલી ફાઈલો)

| | | |
|---|---|---|
| વર્ષ : ૧૯૫૮ | રૂ. | ૮ |
| વર્ષ : ૧૯૫૯ | રૂ. | ૮ |
| વર્ષ : ૧૯૬૦ | રૂ. | ૮ |
| વર્ષ : ૧૯૬૧ | રૂ. | ૧૦ |
| વર્ષ : ૧૯૬૨ | રૂ. | ૧૦ |
| વર્ષ : ૧૯૬૩ | રૂ. | ૧૦ |
| વર્ષ : ૧૯૬૫ | રૂ. | ૧૦ |

[છૂટક અંકો માટે તપાસ કરવી]

**લવાજમ ભરવાનાં મુખ્ય સ્થળ :**

(૧) વિજય સ્ટોર્સ — સ્ટેશન રોડ, ગોપાલ ટોકીઝ પાસે, આણંદ
(૨) વિજય સ્ટોર્સ — ૬૨, કલ્યાણભુવન, રીલીફ રોડ, કૃષ્ણ સીનેમા સામે, અમદાવાદ.
(૩) વિજય સ્ટોર્સ — ૩૮૧ એ, કાલબાદેવી રોડ, ૩ જે માળે, ખાદીભંડાર સામે, મુંબઈ-૨
(૪) સૌરભ પુસ્તક ભંડાર, ૬૧૫ રીલીફ રોડ, અમદાવાદ.

રાષ્ટ્ર

આઝાદી અને આબાદીની પ્રગતિમાં



# નાની બચત યોજનામાં નાણાં રોકો

## નેશનલ ડિફેન્સ સર્ટિફિકેટ
## ડિફેન્સ ડિપોઝિટ સર્ટિફિકેટ

એન્યુઈટી સર્ટિફિકેટો, સી.ટી.ડી. અને પોસ્ટ ઓફિસ બચત ખાતાંમાં નાણાં રોકો

ગુજરાત સરકારના માહિતી ખાતા તરફથી પ્રકાશિત

૬૧

# વિશ્વમાનવ [દ્વૈમાસિક]

સંપાદક : ભોગીલાલ ગાંધી * સાહિત્ય વિભાગ :- અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ
સહાયક : સુભદ્રા ગાંધી * સંચાલક : દશરથ ગાંધી
પ્રકાશક : ભોગીલાલ ગાંધી, વિશ્વમાનવ, રામજીમંદિર પોળ : સરકારી છાપખાના સામે–વડોદરા (ફોન ૪૯૫૦)
મુદ્રક : રમણભાઈ ભાઈલાલભાઈ પટેલ, ગંગા મુદ્રણાલય, વલ્લભવિદ્યાનગર.

પહેલું પાનું

# સાહિત્યવિવેચક

ટી. એસ. એલિયટ
અનુ: અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ

મિનેસોટા યુનિવર્સિટીમાં ૧૯૫૬ માં આપેલા 'The Frontiers of Criticism' નામના વ્યાખ્યાનમાંથી

ત્રીસ વર્ષ પહેલાં મેં કહ્યું કે 'કલાકૃતિઓનું વિવરણ કરવું અને અભિરુચિને સંસ્કારવી' એ સાહિત્યિક વિવેચનનું મુખ્ય કર્તવ્ય છે. એ શબ્દગુચ્છ ૧૯૫૬ મા આપણા કાનને કંઈક ભભકભર્યું લાગે. આજના જમાના માટે એને વધુ સરળ રીતે અને વધુ સ્વીકાર્ય બને એવી રીતે રજૂ કરવું હોય તો, કદાચ, હું આમ કહું: 'સાહિત્યની સૂઝ અને એના આસ્વાદના સીમાડા વિકસાવવા.' જે ન માણવું જોઈએ તે દર્શાવવાની નકારાત્મક જવાબદારી આમાં આભમત છે એટલું હુ ઉમેરું. કારણ કે જે દ્વૈતીયિક કક્ષાનું છે તેને તિરસ્કારવાનું અને જે નકલી છે તેને ઉઘાડું પાડવાનું કાર્ય વિવેચકને માથે આવે છે; જો કે જે પ્રશંસાયોગ્ય છે તેનું ગુણદર્શન કરાવવાની ફરજ કરતા આ કર્તવ્ય બીજા નંબરનું છે. અને મારે એ મુદ્દા પર ભાર મૂકવો જોઈએ કે 'માણવુ' અને 'જાણવું'—એક ઊર્મિમય અને બીજી બૌદ્ધિક એવી બે ભિન્ન પ્રક્રિયાઓ છે એમ હુ માનતો નથી. 'જાણવુ' એટલે 'સમજૂતી' એવો અર્થ મને ઉદ્દીષ્ટ નથી; જો કે જે સમજાવી શકાય એવું હોય તેની સમજૂતી આપવી એ જાણવા માટે કોઈવાર જરૂરી પૂર્વભૂમિકા લેખાય. બહુ જ સાદું ઉદાહરણ લેવું હોય તો, અપરિચિત શબ્દો અને શબ્દોનાં અપરિચિત રૂપો સમજવા એ ચોસરને જાણવા માટે જરૂરી પૂર્વભૂમિકા બને છે; એ છે સમજૂતી. પણ કોઈ ચોસરના શબ્દભંડોળને, એની રૂપરચનાને, એના વ્યાકરણ અને વાક્યવિન્યાસને હસ્તગત કરી લે — અને હજી જરા આગળ વધીએ તો, ચોસરના યુગ વિશે, એના સામાજિક રીતરિવાજો, એની માન્યતાઓ, એના જ્ઞાન અને અજ્ઞાન વિશે, કોઈ સારા પ્રમાણમાં માહિતગાર બને અને છતાં કવિતાને ન જાણી શકે. કાવ્યને જાણવું એટલે, આખરે તો, સાચાં કારણોસર એને માણવું. કોઈ કહે કે એનો અર્થ એવો થયો કે કાવ્ય જેવો આસ્વાદ આપી શકવા શક્તિમાન હોય તેવો આસ્વાદ લેવો: એ શું છે તેના ગેરસમજમા કાવ્યને માણવું એ કાવ્ય પરના આપણા મનના માત્ર અધ્યારોપને માણવા બરાબર છે. પ્રસંગ પાડવા માટે ભાષા એટલું તો કપરું સાધન છે કે 'આસ્વાદવું' અને 'માંથી આનંદ મેળવવો' એ દ્વારા એક જ વાતનો નિર્દેશ થાય છે એમ જણાતું નથી; એનો અર્થ એ કે કવિતા'માથી કોઇને આનંદ મળે છે' એ અને 'કોઈ કવિતા માણે છે' એ બે એકરૂપ નથી. અને ખરેખર તો 'આનંદ'નો અર્થ જ આનંદ પ્રેરતી વસ્તુના બદલાવાથી બદલાતો રહે છે. વિભિન્ન કાવ્યો પણ વિભિન્ન સંતોષ આપે છે. એ વાત તો નક્કી છે કે કાવ્યને જાણ્યા વિના આપણે એને માણી શકતા નથી; અને બીજે પક્ષે, એ પણ એટલું જ સાચું છે કે કાવ્યને માણ્યા વિના એને આપણે પૂરેપૂરું જાણી શકતા નથી. એનો અર્થ એ થયો કે અન્ય કાવ્યોના સંબંધમાં એ કાવ્યને સાચી કક્ષાએ અને સાચા રસ્તે માણવું જોઇએ ( અન્ય કાવ્યોના

# કૅન્સર વિચિત્ર વસ્તુ છે !

[કૅન્સરનું ઓપરેશન થયા પછી પથારીમાં પડયાં પડયાં]

મારા ગળામાં જો હોમરનો અવાજ હોય તો
ઊંચા સાદે મોટા આંતરડાના કૅન્સર વિષે હું ગાતઃ
ટ્રોયમાં જે કંઇ કેટલાય ખોવાઇ ગયા
તેનાથી કંઇ હજારોનો આ કૅન્સરે કીધો ઘાત.

મેં જોયું કે મારા આંતરડામાંથી લોહી જતું હતું
(ટીપે ટીપે, પૂર ધોધમાં નહિ).
એટલે તહેનાહાગીથી મુંબઈ ઘેર જતા
હું રસ્તે અટક્યો અને ડૉક્ટરને મળ્યો.
અને હવે તે મારો મિત્ર બની ગયો
મને કદાચ આંતરડાનું કૅન્સર હોય એવી
અટકળને મેં તેને ચકાસવા અને
મારા પાછળના છેડાને તપાસવા કહ્યું.
અને મારી સહનશીલતાની
હદ સુધી તેમણે મારા આંતરડામાં
બેરિયમ સલ્ફેટ દબાવી દબાવી ભર્યું;
અને જ્યારે તેમાં તે પૂરતું ગયું
ત્યારે તેમણે મારા આંતરડાને ફોટોગ્રાફ કર્યું.
અને નિદાન ચોક્કસ કરવા
તેમણે મારા આંતરડામાંથી થોડુંક કાપી લીધું.
(અને આ કરતા પહેલાં એક સારા મિત્રે
મને પેન્ટોથાલથી કીધો બેભાન ચિત્ત;
આ પેન્ટોથાલ એટલું જલદી ચડે છે !
અને પાછળથી પણ ન ખરાબ લાગે)
અને સૂક્ષ્મદર્શક યંત્ર જવાબ આપ્યોઃ
કે મને ચોક્કસ કૅન્સર છે
અને એટલે મને ગાડીમાં ઓપરેશન થિયેટરમાં
લઇ ગયા —
અને મને સારો કરવા ત્યાં તેમણે
મારામાં કાણાં પાડયાં
તેમાંથી એક મારી ગુદા પાસે છે,
તે હું અડકી શકું છું પણ જોઇ શકતો નથી.
બીજા કાણાંએ તો મને પેટમાંથી કપાયેલી
માછલી જેવો બનાવી દીધો.

[ વિશ્વમાનવ : જાન્યુ.-ફેબ્રુઆરી

અને આ કાપામાંથી કેન્સરવાળો ભાગ
કાઢવામા આવ્યો એ વિષે મને શંકા નથી.
તે સાથે તેમણે મોટું આંતરડું અને લસિકા ગ્રંથી
પણ કાઢી કારણ કે આ લસિકા ગ્રંથી તો
કેન્સરના જીવકોષોનો વાસ બને ને.
અને ત્રીજું એક નાનું કાણું માગ પેટમાં
એક નાના બારી જેવું રાખવામા આવ્યું છે.
એટલે હવે હુ એ મુખવાળા જન્તુ* જેવો છું:
એ એક જ એવો દેવ છે જે પોતાની ગુદા જોઈ શકે છે.
અને હું સમ ખાઈ કહુ છું અને
આ સમ ખોટા પડવાની ભીતિ વગર—
કે આ ખરેખર સારી એવી મોટી શસ્ત્રક્રિયા હતી.
મારા મોટ આંતરડાની ખોટ મને બહુ સાલે છે.
પણ મારા પેટ પર સુંદર કૃત્રિમ ગુદા છે;
અને મને આશા છે કે મને શક્તિ
આવશે એટલે એને હું ચોક્કસ વેળાસર
કામ કરતી કરી શકીશ

એટલે ડૉક્ટર પાસે તમારી મોરી સાફ કરાવવા
દુઃખાવા અને દર્દની રાહ ન જોશો.
જો એ કહે 'કેન્સર' છે તો તે તરત જ
કાઢાવી નાખશો—નહિ તો તમે મર્યા જ છો.
તમે જો બેઠા રહ્યા તો તે જરૂર મોટું થશે.
અને તેનો વંશ પણ ફેલાશે.

હું મરું તે પહેલાં મારે આટલું કહેવું છે:
"કેન્સર પણ એક મજાની વસ્તુ બની શકે."
નર્સ અને નાય બિવાન[1]નો હું આભારી છું
અને એન. એચ. એસ.[2] છે જાણે સ્વર્ગ—
જો તમે આ કેન્સર સામે ઝઝૂમો
અને વિનોદની પૂરતી માત્રા ઉમેરો તો.

---

* ભારતમાં આવા બીજા છે ઘણા
અનેક મુખી, ચાર મુખવાળા;
પણ બ્રહ્મા અને શિવમાં
મને કંઈ નથી શ્રદ્ધા.

૧. નાય બિવાન—એન. એચ. એસના સ્થાપક.
૨. એન. એચ. એસ—નેશનલ હેલ્થ સર્વિસ

મને ખબર છે કે કેન્સર ઘણી વખત જીવ લે છે,
પણ એમ તો મોટર અને ઊંઘની ગોળી પણ મારે છે.
હા, પરસેવો છૂટી જાય એટલું તેનાથી દુઃખ થાય છે,
પણ ખરાબ દાંત અને દેવાંથી પણ પરસેવો છૂટે છે.
એટલે જરા હસવું, એનાથી
માણસ જલદી સારો થાય એની મને ખાત્રી છે.
એટલે આપણને સારા કરવા
આપણ દર્દીઓ ડૉક્ટરોને
મદદ કરીએ.

—જે. બી. એસ. હાલ્ડેન
(અનુ૦ ડૉ. મધુકર શાહ)

## માનવસત્ત્વની ઉપેક્ષા

૨૬ મી જાન્યુઆરીનો પ્રજાસત્તાક દિનનો એક વધુ રાષ્ટ્રીય તહેવાર રાષ્ટ્ર ભરમાં ઉજવાઈ ગયો. રાબેતા મુજબ ધ્વજવંદન થયાં, ભાષણો થયાં, ઘોષણાઓ થઈ; યુધ્ધના દિવસોમાં જ જોવા મળે એવી રાષ્ટ્રીય અન્નકટોકટી છતાં ભોજન સમારંભો અને જલસાઓ પણ રંગેચંગે ઉજવાયા. સરકારી નેતાઓનાં અને સરકાર-પ્રેરિત ઇતર લેખો અને ભાષણોથી છાપાં ઉભરાયાં: સ્વતંત્ર ભારતમાં આટલાં વર્ષ દરમ્યાન થઇ ચૂકેલી રાષ્ટ્રીય પ્રગતિની ઝાંખી કરાવવામાં આવી; અને હવે ઝડપથી થનારી ભાવિ આબાદીનાં આશ્વાસનો પણ અપાયાં.

કોઇ પણ સરકાર માટે આ સ્વાભાવિક ગણાય. પ્રજાને આશાના તાંતણે પકડી રાખવાની એની તો ફરજ છે. પ્રજા ક્યાં સુધી આવી આશાઓ —અને આશ્વાસનો સહન કરી શકશે?—આવો સવાલ પૂછવાનો પણ અર્થ નથી. આજે સહન કરી રહી છે તો હજી એક-બે પેઢી શું કામ સહન નહિ કરે?—એવો વિચાર પણ થઇ શકે. અને દેશને ખાતર બે-ચાર પેઢીને તારાજ થઇ જવું પડે તો તેમાંય શું ખોટું છે?—એવો 'આદર્શ નાગરિક ધર્મ' અધીરા પ્રશ્ન-પૃચ્છકોને યાદ પણ કરાવી શકાય!

વાત કંઈ વજૂદ વિનાની નથી. પ્રજાની ધીરજ અખૂટ ન હોય તોય ઘણી બધી ખેંચી શકાય એવી રબરની દોરી જેવી એ ચીજ છે. અને એ તૂટે નહીં ત્યાં લગી એને ખેંચ્યા કરવામાં જ તો રાજનીતિની કુશળતા છે! પંડિત નેહરુએ આને માટે hope level એવો શબ્દ યોજેલો—પ્રજાને જ્યાં સુધી આશા અને શ્રદ્ધાના તાંતણે પકડી રાખી શકાએ ત્યાં લગી 'સબ સલામત' છે.

બીને કે બીજાં અનેક વરસ સુધી—'હોપ લેવલ'ની ખીણની કિનાર પર દેશને ઘસડી ય શકાશે. ખરખરો એનો નથી; પરંતુ એથી શું સધાયું હશે એનો ભય છે—એની ચિંતા છે.

ધરતીના પેટાળમાં તો અઢળક સંપત્તિ ને સત્ત્વ પડેલું જ છે. એ હીર આપણે કેટલા સમયમાં કેટલું ખેંચી લઈએ છીએ અને એના બદલામાં, લાંબા ભાવિની દૃષ્ટિએ શું પામીએ છીએ એ ચિંતાનો સવાલ ગણાય છે. ધરતી પાસેથી આજે જે ચૂસી લઇએ છીએ એના બદલામાં એ દરમ્યાન એને પાછું કેટલું આપી શકીએ છીએ—એના પર ભૂમિના ભાવિ સત્ત્વનો આધાર મનાય છે. એથી જ તો તત્કાલ થોડાંક વરસોના લોભે ધરતીની સંપત્તિ અને રસકસ પાંચ-પંદર વર્ષમાં જ ઉડાવી નાખવાની નીતિ આવતી પેઢીને માથે દુકાળ અને નિ:સત્ત્વતાનો ભય પેદા કરનારી ગણાય છે. પરંતુ માનવસત્ત્વ Human Potential)ની બાબતમાં ચિંતા કરવાનું કારણ હજી આપણને જણાયુ લાગતું નથી! આપણને સારું રાજ ચલાવતાં આવડે કે ન આવડે તોય, આપણા ખાસ કશા જાગૃત પુરુષાર્થ વિનાય, આપણને એટલી વાતની તો ખાત્રી છે કે વસ્તી વધવાનીજ છે. બાળકો વધશે એટલે નિશાળો વધશે. કોલેજોય વધશે. ઉદ્યોગો ને કારખાનાં વધશે, વેપારો અને વહીવટી તંત્રો ય વધશે. વાહન વ્યવહાર અને સંપર્કનાં સાધનોય વધવાનાં જ છે. મોજશોખો વધવાના અને જરૂરિયાતો વધવાની જ છે. સ્વાભાવિક જ છે કે આ બધાંને પહોંચી વળવા સારુ માણસો જોઈશે—ઉદ્યોગપતિઓ, વેપારીઓ, ટેકનિશયનો, ઇજનેરો અને વહીવટદારો, વકીલો, દાકતરો, શિક્ષકો અને અધ્યાપકો, પત્રકારો અને લેખકો, કારકુનો

અને કર્મચારીઓ–કશાનો એવો તોટો પડવાનો નથી કે દેશનો કારભાર જ અટકી પડે.

વાત કંઈ ખોટી નથી.

*

બને કે વિશિષ્ટ ગુણવત્તાની અને ધોરણની ચિંતા ન કરીએ અને સંખ્યા તથા જથ્થાની રીતે વિચારીએ તો અસાધારણ ફટોકટી જેવું નવ જાગે!

અંગ્રેજોના અમલના દિવસોમા–એ આખા યુગમાં–જરૂરિયાત પૂરતા 'કારકુનો' પેદા કરી લેવાની નીતિ હતી. સ્વરાજના આ યુગમાં ય તત્કાળ જરૂરિયાત પૂરતી નીતિ રાખીએ; અને દરેક ક્ષણે વધતી જતી જરૂરિયાતના ધસારા નીચે, કારભાર ચલાવવા પૂરતા 'વ્યવસાયીઓ' અને 'કર્મચારીઓ' પેદા કરતા જઈએ તો બહુ મુશ્કેલી નયે આવે. ઉપરછલ્લી સપાટીની સિદ્ધિઓના અનેક દાવાઓ કરીને આત્મતૃપ્તિ પણ લઈ શકીએ.

સવાલ વિચારવાનો તો ત્યારે જ આવે અને તો જ ઊભો થાય જો આપણા મનમાં પચીસ પચાસ વર્ષ પછીનું ભાવિ દર્શન આજે હોય તો; અથવા હવે એવું કોઈ ચિંતન કરવા ઈચ્છતા હોઈએ તો.

સવાલ તો જ આપણી ચિંતાનો વિષય બની જાય જો આપણે વિકાસની ગુણવત્તાનો વિચાર કરવા ઈચ્છતાં હોઈએ તો.

સવાલ તો જ ગંભીર ચિંતનનો બની જાય જો આપણે માનવ–સત્ત્વની દષ્ટિએ એની શક્યતા અને ગુંજાશની દષ્ટિએ વિચારવા ઈચ્છતા હોઈએ તો.

૨.

સદ્‌ભાગ્યે આપણા 'માનવસત્ત્વ.' 'હ્યુમન પોટેન્શિયલ'નો વિચાર કરવાનું થોડાક મિત્રોને સૂઝયુ અને ઘરની બિરાદરી નિમિત્તે ભેગા થયા થોડીક ચર્ચાઓ કરીય ખરી.

ગઈ કાલના (રાજા રામમોહનથી મહાત્મા ગાંધી સુધીના) ઉજ્જવળ વારસાને સંભારીને આપણે જરૂર ફુલાઈ શકીએ છીએ અને આ પોણા બે દાયકાના સ્વરાજની પ્રગતિની માહિતીઓના આંકડા અને ચાર્ટ જોઈને જરૂર આત્મસંતૃપ્તિ (Complacency)ની વૃત્તિય પ્રગટ કરી શકીએ. પરંતુ આજે આપણે લગભગ દરેક ક્ષેત્રે જે બેજવાબદારી અને ઉડાઉગીરીની જુગારી વૃત્તિથી આપણા આજના માનવ સત્ત્વને વેડફી રહ્યા છીએ, એનો ધક્કો, એનો ધ્રાસ્કો, એનો આઘાત કેટલાને લાગ્યો છે?

માનવ સત્ત્વની 'પ્રગતિ' કે 'અધોગતિ'નો માપદંડ ભલે મુશ્કેલ હોય, અને નિષ્ણાતો અનેક પ્રકારે એનો અંદાજ લઈને નિશ્ચિત પરિણામો અને તેનાં કારણોની ખોજ હજી ભલે કરી રહ્યા હોય. છતાં, એક મૂળભૂત પ્રક્રિયા તરફ નજર નાખતા જે ચિત્ર ઊપસી આવે છે તે ઓછુ સૂચક નથી:

સ્વરાજ આવ્યુ ત્યારે જેમની વય પાંચથી દશેક વરસની હશે, એવા, સર્વસાધારણ શિક્ષિત કુટુંબોનાં કુમાર–કિશોરોના વિકાસની વાત વિચારીએ. ઉંમરના પ્રમાણમા એમની વાચનભૂખ, એમની જીજ્ઞાસાવૃત્તિ એમની સમજશક્તિ અને તર્કશક્તિ, એમની કલ્પના અને અનુભૂતિ સુધ્ધા—આખી પેઢીની સરેરાશ સત્ત્વશીલતા — આપણને અભિભૂત કરે એવી શુ આપણે નથી જોઈ? પરંતુ, એ જ બાળકો મેટ્રિક સુધી પહોંચતા પહોંચતા વધુ સ્ફુર્તિથી વિકસવાને બદલે, કેમ જાણે, અણઘડ ફૂવડ પધ્ધતિના ભણતરના ભાર નીચે, કચડાઈને કરમાતાં નથી દેખાયા? અને કોલેજમા ઉચ્ચ શિક્ષણના વરસો દરમ્યાન તો તેમને 'ઉચ્ચ' અને 'શિક્ષણ' બંને શબ્દો સાવ ઠાલા લાગવા માંડયા છે એવુ આપણે નથી જોયુ? શાથી એ 'એકાંગી' બન્યો છે? શાથી એ 'બિનજવાબદાર' બન્યો છે? શાથી એ પોતાની જરૂરીયાત (નોકરી વ્યવસાય)ની ભૂમિકાથી ઉપર જઈ જ શકતો નથી? કેમ જાણે એને કોઈ આદર્શોની ફક્શી પડી હોય એવુ જ દેખાતુ નથી! અકળાઈ ઊઠીને આપણે એક શ્વાસે એને નીંદી પણ લઈએ છીએ. એના ક્ષુલ્લક રસો અને તેની ભાંગફોડીઆ વૃત્તિથી હેબતાઈ જઈએ છીએ. દુઃખ અને અફસોસ કરીએ છીએ.

" હવે તો આજે એ આપણી સામે નૂતન નાગરિક તરીકે ઊભો છે, અને સર્વસાધારણ કુશળતાથી વ્યવસાયી કામગીરી બજાવતો હોવા છતાં, એના વ્યવસાયમાં ય એને કશી મમતા નથી, ઉત્સાહ નથી. સ્વરાજ, સમાજવાદ, લોકશાહી અને સરમુખત્યારશાહી એવું એને કશું વિશેષ આકર્ષણ નથી. નાના રાજકારણી પક્ષો અને નેતાઓ માટે એને લાગે જ આદર છે, અને કશી વાતમાં ઊંડા ઊતરીને માથું પકડવા માટે એની તૈયારી નથી! એ છતાં, એનામાં એવું શું રહ્યું છે જે એને આવેગ અને ઉશ્કેરણીના ઝંઝાવાતમાં ઘસડી જાય છે? રાજકીય તોફાનો કે ભાષાવાદના રમખાણો સુધ્ધાંમાં ઘસડાઈને, આવેશમાં આવી ન કરવાનું કરી ય બેસે છે — પોતાના જાન અને હિતની આહૂતી આપી છૂટે છે!!

**ગઈ કાલનો 'તેજસ્વી કિશોર જ કુંઠિત' કાલે યુવાન બન્યો છે; અંતે, આજનો 'નિર્લેપ નાગરિક'!**

આપણે એટલે કે આજની પ્રૌઢ પેઢીએ કદી સ્વીકાર્યું છે કે આ આખી પેઢીની તેજસ્વીતાનું આપણે પોતાને હાથે જ નિકંદન કાઢ્યું છે? અને આવતી કાલની એક-બે પેઢીનું આવો સત્ત્વધ્વંસ થયા પછી આ પ્રજાને માટે ભવિષ્ય જેવું કશું રહેશે ખરું?

*

એક બાજુ, જ્યારે દેશની સરકાર, તેના ઉદ્યોગો, તેની યુનિવર્સિટીઓ અને ઇતર પ્રજાકીય સંસ્થાઓ પોતપોતાની તાત્કાલિક સંકુચિત જરૂરિયાતને જ લક્ષમાં રાખીને, બજારુ વૃત્તિ અને રાજકારણી દૃષ્ટિની સંકુચિતતાને કારણે, માનવસત્ત્વના શક્ય વિકાસની બાબતમાં બિનજવાબદાર અને નિષ્ઠુર રહે છે; બીજી બાજુ, નવી પેઢીના તેજસ્વી યુવાનો આજના સર્વક્ષેત્રોના રેઢિયાળ ઢાંચામાં ગોઠવાઈ જવા ઉત્સાહી થતા નથી, અને એમાંના કેટલાક એ ચોકઠામાં ગોઠવાઈ જઈને 'સલામતી' સાધવાને બદલે એની બહાર છટકી જવા ઝંખે છે—કદાચ સન્માન અને વધુ વિકાસની શોધમાં, અથવા પગાર બની વધુ સલામતી અને સુખ સગવડની આશાએ, વિદેશ ભાગી છૂટે છે અને ત્યાં જ રહી પડે છે—ત્યારે જે નેતાગીરી એને દેશાભિમાનરહિત તુચ્છ સ્વાર્થી યુવક તરીકે નીંદવાનું કરે છે, તેનું પરિણામ સ્પષ્ટ જ છે:

**બે પેઢી વચ્ચેનો વિખવાદ રાષ્ટ્રીય વિષાદ અને કરોડીમાં ફેરવાઈ જાય છે.**

આપણા દેશમાં યુવાન તેજસ્વી વિનાની અનેક આત્મહત્યાને માર્ગે ધકેલાયા અને મહાન વિજ્ઞાની માનવી હાલ્ડેન, આ દેશના પ્રેમથી આકર્ષાઈ અહીંનો નાગરિક બની જીવન સમર્પી ચૂક્યા ત્યારેય, એને કેવો બદલો મળ્યો? એને સરકારી ખાતાઓની અપરંપાર સંકુચિતતાઓ અને સતામણીઓનો ભોગ બનવું પડ્યું!

આવા તો સેંકડો સત્ત્વશીલો, આ દેશમાં રહેવા છતાં, 'દેશવટો' અને 'આત્મહત્યા'નો ભાવ સેવી રહ્યા છે!

આ પ્રચંડ ગુનાહિત ઉપેક્ષાની આપણને જાણ છે? શરમ પણ છે ખરી?

દુર્ભાગ્યની વાત એ છે કે આપણા ઘડવૈયાઓ આગળ ૨૫–૫૦ વર્ષ પછીના વિશ્વનું દર્શન નથી.

૩

આજે ય, ઇન્ગ્લેન્ડના મજૂર વડા પ્રધાન હેરોલ્ડ વિલ્સન પોતાનો દેશ ઉચ્ચ શિક્ષણ અને ઉચ્ચ સંશોધનના ક્ષેત્રે ક્યાં કેવી રીતે પાછળ પડી ગયો છે એની ચિંતા કરીને "ઓટોમેશન યુગ"માં વૈજ્ઞાનિક માર્ગની નવી યોજનાઓ ઘડી રહ્યા છે.

–આજેય, અમેરિકા પોતાની શિક્ષણ પદ્ધતિમાં ક્યાં ક્યાં દોષો તેના સર્વાંગી વિકાસમાં કેધામણો ઊભી કરે છે તેની ચિંતા કરે છે.

–અને ઇંગ્લેન્ડ તથા અમેરિકા શિક્ષણ, વિજ્ઞાન અને સંશોધનના ક્ષેત્રે રશિયાનાં ઉત્તમ લક્ષણો અપનાવવા ઇચ્છે છે.

–રશિયા પોતે જ ઓટોમેશન યુગની એક અદ્ભુત સિદ્ધિનું અજાણતાં એવું તો શિકાર બન્યું છે કે હવે સાપે છછુંદર ગળ્યા જેવું અનુભવે

છે! રશિયાએ અમેરિકા સામેની આર્થિક હોડના એક સાધન તરીકે 'કોમ્પ્યુટર્સ' (વીજળીક મગજ)નો ઉપયોગ કરવા માંડ્યો પરિણામ એ આવ્યું કે એ યંત્રોએ એ દેશમાં અશક્ય ગણાતી આંતરિક ક્રાંતિની દિશા ઉઘાડી આપી! એકમાત્ર એકહથ્થી (મોનોલિથિક) સરમુખત્યારશાહીના મૂળભૂત પાયાને જ પડકાર ફેંકાયો, અને કોઈ પણ નિર્ણય કોઈ એકના અંતિમ અભિપ્રાયને આધારે ઘડવો યોગ્ય જ નથી, હજાર પ્રકારના Pros અને Consની લાખો વીગતો પછી કોમ્પ્યુટર્સ જે ચોકસાઈ પૂર્વકના નિર્ણયો આપે છે, એ ગમે તેવી શક્તિશાળી વ્યક્તિના ગજા બહારની વાત છે આવું 'પ્રતિક્રાંતિકારી' સત્ય રશિયાને સ્વીકારવું પડે એવી સ્થિતિ પેદા થઈ ચૂકી છે!

**આજના અતિ જટિલ યુગની એક પણ સમસ્યા એવી નથી કે જેની હજારો વીગતો અને સેંકડો શક્યતાઓની જાણકારી વિના, સંશોધન અને ચિંતન કર્યા વિના, યોગ્ય નિર્ણય લઈ શકાય.**

*

અંગ્રેજ અમલમાં હતું તેમ એક બે ટકાને વિશિષ્ટ અધિકાર આપવાનો આ સવાલ નથી આખી પ્રજાનું સ્તર ઊંચું લઈ જવાનો આ તો પડકાર છે આખી પ્રજાના પુરુષાર્થનો આ તો યજ્ઞ હશે વહેલામાં વહેલી તકે વધુમાં વધુ પ્રજાજનોને, ઉત્કૃષ્ટ કક્ષાના જ્ઞાન વિજ્ઞાન અને ચિંતનની તકો મળે, અને દુનિયાને નિરખવા સમજવા અને પોતાની રીતે અપનાવવા પ્રજા સમર્થ બને એ અપેક્ષિત છે સવાલ કેટલો સમય લાગે એનો નથી, સવાલ સાચી દિશા અને દૃષ્ટિનો છે

આની સામે આંખો બંધ કરીને આપણે 'તત્કાળ ઉપયોગી' શિક્ષણ કે કાર્યકુશળતાવાળા "આશુતોષ બાબુઓ" (તરતજ સંતોષાઈ જનારા) પેદા કરીએ, અને બીજાઓના નિર્ણયોનું અનુસરણ કરનારા "અનુકરણસિંહ" નિષ્ણાતો ઊભા કરીએ, અને અદ્યતનયુગી સ્વતંત્ર પ્રજા તરીકે સંતોષ લેવા જેવી બજારુ વેપારી વૃત્તિ અપનાવીએ તો આપણને કોણ રોકવાનું હતું?

અથવા તો, સ્વરાજ્ય આવ્યા પછી આપણને એમેય થાય કે

હવે અંગ્રેજો અને અંગ્રેજી એકેની જરૂર નથી એના જ્ઞાન વિજ્ઞાન વિના આપણું કશું રંડાવાનું નથી, આપણી આપણી વિશિષ્ટ સમસ્યાઓ છે, એના વિશિષ્ટ ઉકેલો છે, આપણી પાસે રામ ગમમોહનથી ગાંધી જેવી વિભૂતિઓનું માર્ગદર્શન છે, આપણે કોઈનાથી ક્યાંય ઓછા છીએ એવી "લઘુતાગ્રંથી" સેવવાની જરૂર નથી

—આવા "અટૂલી મટૂલી"ના આદર્શની "ગુરુતાગ્રંથી" શું જોખમકારક નથી?

સી પી સ્નો જે Two Culturesની સમસ્યા રજૂ કરે છે, અને રાલ્ફ બોરસોડી જે "આખા માનવી"ના સર્વાંગી સંસ્કાર શિક્ષણનો ઉકેલ ચીંધે છે—એ વાત સમજવા જેટલી ગુંજાસ આપણી આવતી કાલની પેઢી પાસે આપણે રહેવા દીધી હશે ખરી?—એજ તો આપણી આજની સમસ્યા છે

**જે પ્રજાના ઘડવૈયાઓ એમની આજની યુવાન પેઢીનો ઉડાઉ ઉપયોગ કરી લે છે, અને આવતી કાલની પેઢીના સત્ત્વની બાબતમાં ગાફેલ રહે એ આજની પેઢીના શાપના જ અધિકારી ઠરે છે—એ ઇતિહાસ-બોધ રખે વિસરીએ**

**—ભોગીલાલ ગાંધી**

[ગુર' બિરાદરી માટે તૈયાર કરેલ નામના આધારે

# રાજભાષાની સમસ્યા

પ્રજાતંત્ર દિને કેન્દ્રની મુખ્ય "રાજભાષા" તરીકે અને બીજા રાજ્યોના કેન્દ્ર સાથેના વ્યવહારની મુખ્ય "સાંકળભાષા" તરીકે હિન્દીનું પ્રતિષ્ઠાન કરવામાં આવ્યું. અલબત્ત, અંગ્રેજીને "મદદનીશ" ભાષા તરીકે ચાલુ રાખવામા આવી. આ પગલાં પાછળ રાષ્ટ્રીય એકતાની પ્રતિષ્ઠા કરવાની ગમે તેટલી ભાવના હોય પરંતુ એ એકતાનાં પ્રયાસ જ રાષ્ટ્રીય વિચ્છિન્નતાનું એક પ્રચંડ મોજું ઉછાળી ગયો!

કોણ જાણે શાથી પણ આપણા રાજકર્તાઓની એ એક વિલક્ષણતા જ રહી છે કે તત્કાલ જે પગલાથી કશું જ ભલું થવાની વકી ન હોય તેવાં પગલાં પણ, કોઈ કશી ગણત્રી વિના જ, ઉત્સાહમાં આવીને લઈ નાખવાં! અને બીજી વિલક્ષણતા એ કે જેવો એની સામે વ્યાપક પડકાર ઊઠયો કે તેણે પાઘડી ફેરવી લઈ એક નહિ, ડઝનબંધ આશ્વાસનો અને વચનોની લ્હાણી કરીને, સળગતું ઠારી દીધાનું -સાંત્વન લેવા લાગી જવું.

પરંતુ લાકડું સળગાવ્યું શું કામ અને ઠારી દીધું તો હવે-શું? –એ બાબત ચોખવટ કરવાની જવાબદારી ભાગ્યે જ જોવા મળવાની!

"રાજભાષા" અને "સાંકળ ભાષા" તરીકે હિન્દીનું સ્થાન પૂર્વનિશ્ચિત બંધારણાનુસારી હોવા છતાં એની જાહેરાત કરવાનું તાજેતરનું પગલું સમજવું મુશ્કેલ છે. ૧૯૫૦ના બંધારણમા પંદર વરસ માટે નિર્ણય મુલતવી રાખવામાં આવ્યો હતો શાથી?

આપણે સૌ જાણીએ છીએ કે પં. નહેરુએ પોતે જ આ નિર્ણયને પાછો ધકેલ્યા કર્યો હતો. એનું કારણ એ હતું કે બિનહિન્દી પ્રદેશો હિન્દીને 'રાજભાષા'નું સ્થાન આપવા તૈયાર થતા ન હતા; અને ધીમે-ધીમે કરતાં, ૧૯૬૩ ના "ઓફિશિયલ લેંગ્વેજ એક્ટ" અનુસાર, પંડિતજીની સરકારીમાં એવો ય નિર્ણય લેવાયો કે હિન્દીની મદદનીશ તરીકે અંગ્રેજી અનિશ્ચિત સમય સુધી ચાલુ રહેશે. વધુમાં, પંડિતજી એવું વચન પણ આપી છૂટયા હતા કે બિનહિન્દી પ્રજા જાતે જ હિન્દીનો સ્વીકાર કરવા તૈયાર ન થાય ત્યાં સુધી કેન્દ્રમાં તમામ વહીવટી હેતુઓ માટે અંગ્રેજી ચાલુ રહેશે.

અલબત્ત, આ નીતિ પાછળ ભારતનાં ચાર દક્ષિણી રાજ્યોને સાથે લેવાનો પં. નહેરુનો આગ્રહ હતો જ. ઉપરાંત, અંગ્રેજીનો ખપ એમણે ઘણો અગત્યનો લેખ્યો હતો. હિન્દી એનું સ્થાન લાંબા વખત સુધી નહિ લઈ શકે એવી ય તેમની સમજણ ખરી.

તો પછી, હવે આજે હિંદીને મુખ્ય રાજભાષા તરીકે જાહેર કરી દેવા માટેની ઘડી પાકી ગઈ હતી એવું શાથી માની લેવાય?

એ વાત સ્પષ્ટ છે કે હિંદી રાજભાષા અને સાંકળભાષા બને એમા હિન્દીભાષી રાજ્યોનો ઉત્સાહ તો હોય જ. એમણે તો પોતાના આંતરિક વહીવટ માટે હિન્દીનો ઉપયોગ કરવા માંડયો હતો અને કેન્દ્ર સાથેના વ્યવહારમાં પણ વધુ ને વધુ હિન્દીનો ઉપયોગ કરવાની નીતિ રાખેલી. (જો કે આટલે વરસે ય હજી એ દિશામા તેઓ બહુ કરી શકયા નથી.)

બીજી બાજુ, શાસ્ત્રીજી અને નંદાજીને ય દક્ષિણ રાજ્યોના ઉગ્ર અણગમાની જાણકારી હતી જ. છતાં એમણે પં. નહેરુના અવસાન પછી પોતાના વહીવટ દરમ્યાન હિન્દીને ક્રમશઃ આગળ આણવા, બલવત્તર બનાવવા કેટલાક નાના નાના સુધારા કર્યા, યોજનાઓ કરી અને હિન્દીભાષી રાજ્યો સાથેના વ્યવહારમા કેવળ હિન્દીનો જ ઉપયોગ કરવો હોય તો થઈ શકે એવી જોગવાઈ કરીને, સાવચેતી ભર્યો ધીમો રાહ લીધો હતો. પરંતુ, મૂળથી જ હિન્દીના વર્ચસ્વની આશંકાથી ભડકતા રહેલા દક્ષિણ પ્રદેશો; આથી તો ઊલટા ચોકી ઊઠયા હતા.

*

બિનહિંદી પ્રજાના મનમાં હિંદી વર્ચસ્વનો ભય કદી નહોતો ન હતો. સ્વરાજ્યના ગાંધીયુગમાં પરદેશી સરકાર સામેની રાષ્ટ્રીય લડતની એકતાના ભાવાવેશમાં હિંદીને 'રાષ્ટ્રભાષા' તરીકે પ્રતિષ્ઠા આપવામાં આવી હતી અને ગાંધીજીએ સંસ્કૃત-ઉર્દૂ શબ્દપ્રયોગોથી સરળ સાર્વજનિક બનેલી હિંદુસ્તાનીને રાષ્ટ્રની એકતા અને લોકશાહી બંનેના પ્રતીક તરીકે એ ગણાવી હતી. ૧૯૩૮માં એ ભાવનાથી પ્રભાવિત થતાં રાજાજીએ પોતાની મદ્રાસ સરકારમાં હિન્દીને માધ્યમિક શિક્ષણમાં ફરજિયાત સ્થાન આપ્યું ય હતું. પરંતુ ત્યારે જ રાજાજી વિરુદ્ધ મદ્રાસના કોંગ્રેસી આગેવાનોએ ભારે શોર મચાવ્યો હતો અને ગાંધીજીએ રાજાજીને સલાહ આપતાં કહી નાખ્યું હતું કે—

રાજાજીએ બહુમતિના પક્ષ થવા કરતાં બહેતર છે કે ગાદીત્યાગ કરવો. મેયેસ કઈ બહુમતિના વરેલી નથી એ તો આ વાતને ઓછામાં ઓછા શક્ય સમયમાં મહાન અને સ્વતંત્ર રાષ્ટ્ર બનાવી શકે એવા તમામ પરિબળોની વરેલી.

આજે તો કોઈ સૌથી મોટી લાગણી હોય તો તે 'હિંદી સામ્રાજ્યવાદ' અથવા 'હિંદી તાનાશાહીવાદ'ની આશંકા અને ભયથી પ્રેરાયેલી છે. દા. ત. બિનહિંદી પ્રદેશોના મનમાં એમ છે કે હિંદી ભાષા દ્વારા બિનહિંદી પ્રદેશો ઉપર હિંદીભાષી રાજ્યોનું વર્ચસ્વ સ્થાપવાનો આ પ્રયાસ છે. એમને એમ લાગે છે કે—

—કેન્દ્રમાં હિંદી ભાષાનું મહત્ત્વ સ્થપાતાં બિનહિંદીભાષીઓની સરખામણીમાં હિંદીને સર્વત્ર વર્ચસ્વવાળું સ્થાન મળવાનું.

—કેન્દ્રની નોકરીઓની પરીક્ષા માટની ભાષા હિંદી થતાં, બિનહિંદીઓ એમાં પાછળ પડવાના જ.

બિનહિંદી પ્રદેશોના પરસ્પરના અને કેન્દ્ર સાથેના વહીવટમાં ય હિન્દીને પ્રાધાન્ય મળતાં, બિનહિન્દી પ્રદેશોમાં ય શિક્ષણમાં અને સત્તાસ્થાનોમાં હિન્દીનું મહત્ત્વ વધવાનું. ધીમે ધીમે કરતાં ઉચ્ચ શિક્ષણનું માધ્યમ હિંદી બનશે અને પ્રદેશ ભાષાઓનો વિકાસ રુંધાઈ જવાનો!

આ બધા છતાં, પ્રજાસત્તાક દિન પૂર્વે જ ખુદ વડા પ્રધાનને ત્યાં 'હિંદી સપ્તાહ' ઉજવાયું અને 'હિંદી ધ્વજ'(!)ના વેચાણનો કાર્યક્રમ પણ થયો! ઉપરાંત, કેટલા થોડા સમયથી વિદેશખાતું, ગૃહખાતું અને અન્નખાતું — ત્રણેએ હિંદીની ગતિ વધારવાના ઉપરા ઉપરી પ્રયાસો કરવા માંડ્યા હતા. અંતે, પ્રજાસત્તાક દિને હિંદીને મુખ્ય 'રાજભાષા'ને ઉચ્ચ આસને ચઢાવી દીધાની જાહેરાત પણ થઈ ગઈ. પરંતુ, એની સામે જોરો મદ્રાસમાં અગ્નિસ્નાન અને ગોળીબારનો આતંક ફાટી નીકળ્યો કે તરત શાસ્ત્રીજી અને નંદાજીએ, એક જ અઠવાડિયામાં, ડઝનબંધ નિવેદનો, શરૂમાં જરા ખોંખારીને, અને પાછળથી ઢીલા પડીને, કરી નાખ્યાં, આશ્વાસક વચનોની લહાણ કરી દીધી, તથા હિંદીની ગતિ વધારવાના વહીવટી પગલાં ચૂપચાપ સમેટી લીધાં.

આ અનેક આશ્વાસનો અને વચનો એટલું તો સ્પષ્ટ કરે છે કે—

સરકારને પોતાના નિર્ણયની જાહેરાતથી પોતાની આવી કફોડી દશા થશે તેની સમજ ન હતી. એટલે જ તો અગ્નિસ્નાનો આતશ પ્રજ્વળી ઊઠતાં ગભરાઈને વાટાઘાટોની સિફારસ કરી, અને લગભગ "સ્ટેટસ-કો" પર (એટલે કે, ૧૯૫૦ થી ૧૯૬૫ સુધીના અંગ્રેજી વર્ચસ્વવાળા ધોરણ પર) પીછેહઠ કરી જવા સુધી તૈયારીઓ બતાવી દીધી!

ટૂંકમાં, મૂળ નિર્ણય જ હજી બિનહિંદી પ્રજાઓને ગળે ઉતારવાનો બાકી હતો, વાટાઘાટો કરવાની સ્થિતિ હજી બાકી રહી હતી, એટલે કે પરિસ્થિતિ હજી કાચી જ હતી, તો પછી, કાચો નિર્ણય જાહેરાત કરીને તોફાન વહોરવાની શી જરૂર હતી?

બધી રીતની અનિશ્ચિતતા અને અપક્વતાનું પરિણામ એ આવ્યું કે કોંગ્રેસના ગઢમાં જ જબરજસ્ત ભંગાણ પડ્યું.

—મદ્રાસના મુખ્ય પ્રધાન ભક્તવત્સલને જ એવું કહી નાખ્યું કે કેન્દ્રની નોકરીઓની બાબતમાં

રાજ્યવાર નક્કી "ક્વોટા" રાખવામાં આવે એમાં પણ કેન્દ્ર સરકાર તૈયાર છે. (આ 'ક્વોટા પદ્ધતિ'નાં અનિષ્ટોનો વિચાર ભાગ્યે જ થયો જણાય છે.)

—કેન્દ્રના નાયબ શિક્ષણ પ્રધાન ભક્તદર્શને થોડા વખત પૂર્વે જ કેન્દ્રની પરીક્ષાઓ હિંદીમાં લેવાનું જણાવેલું તે ફેરવી તોળીને એવું ઉચ્ચાર્યું કે; કેન્દ્ર સરકારની પરીક્ષાઓ દેશની બધી પ્રાદેશિક ભાષાઓમાં લેવા વિચારણા થઈ રહી છે; અને હિંદીમાં પરીક્ષા લેવાય તો ય ભાષાની પ્રવીણતા કરતાં વિષય–વસ્તુ તરફ વધુ ધ્યાન અપાય તેવું પણ થઈ શકે.

—કોન્ગ્રેસના પ્રમુખ કામરાજ, આંધ્રના મુખ્ય પ્રધાન સંજીવ રેડ્ડી, મૈસુરના મુખ્ય પ્રધાન નિજલિંગપ્પા અને પ. બંગાળના નેતા અતુલ્ય ઘોષની મંડળીએ વડાપ્રધાન શાસ્ત્રીજીને પં. નહેરુના વચનની યાદ આપી, દક્ષિણની પ્રજાની સંમતિ પ્રાપ્ત થાય ત્યાં સુધી, રોકાઈ જવાની શિખામણ આપી!

—કામરાજે પોતે તો એવો ય સલાહ આપી દીધી કે કેન્દ્ર તરફથી હિંદીમાં પત્રવ્યવહાર આવે તો ફાડીને ફેંકી દેજો!

એથી ય આગળ વધીને

મદ્રાસના ખુદ ગૃહપ્રધાને 'અંગ્રેજી મુખ્ય ભાષા' તરીકે અને 'હિંદી મદદનીશ ભાષા' તરીકે રહે, એવી (ઊલટી?) સૂચના ય કરી નાખી!

આમ, ઘરની અંદરથી ઉશ્કેરણી થઈ ચૂકી...

દ્રવિડ મુન્નેત્ર કઝગમ અને રાજાજી એ તો અગાઉથી પડકાર ફેંક્યા જ હતો. તેમણે તથા મદ્રાસ અને બંગાળના શિક્ષણ-સાહિત્યકારોએ એવી માગણી પ્રગટ કરી છે કે કેવળ મોઢાનાં આશ્વાસનો આપવા કરતાં બંધારણનો ૧૭ મો ભાગ જ બદલી નાખીને હિંદીની વાત જ પડતી મૂકો!

**આ સૌનું તો, 'અંગ્રેજી સદાય, હિંદી ન કદાય'–નું સૂત્ર છે**

આ તમામ એંધાણ ભારતના ભાવિ માટે ભારે અપશુકનિયાળ દેખાય છે. અલગતાવાદી કઝગમ અને રાજાજી જેવાને હાથે ઘણું નુકશાન થયું છે. પરંતુ કોન્ગ્રેસ પોતે જ કેન્દ્ર અને રાજ્યો વચ્ચેના વિખવાદમાં બળતામાં ઘી હોમવાનો ફાળો આપી રહી છે! આમેય કેન્દ્ર જ્યારે નબળું પડી રહ્યું છે ત્યારે આ આખો ચાળો વધુ ચિંતાજનક છે.

*

આ બધાને અંતે સવાલ તો, ફરી એ જ પૂછવાનો ઊભો થાય છે કે–

પં. નહેરુએ સૂચવેલો અને આજ સુધી અમલી બનેલો 'સ્ટેટસ-કો' જ ચાલુ રાખવાના હો, નહેરુની ખાત્રીઓને બંધારણીરૂપ આપવા તૈયાર હો, તો ભયંકર ઝનુની આવેશ અને ઉશ્કેરણીને માટે કારણરૂપ બને એવું પગલું જાહેર કર્યું જ શું કામ?

ખરી વાત તો એ છે કે આ પંદર વર્ષ દરમ્યાન પોતાની ભાષાનીતિ માટે કેન્દ્ર સરકાર સુનિષ્ઠ હોત તો તેણે એવો કાર્યક્રમ ક્રમશઃ પાર પાડ્યો હોત કે જેથી આજે આવેશ અને અવિશ્વાસ માટે સ્થાન–અવકાશ લગભગ નહિવત બન્યાં હોત.

પરંતુ, હજી આટલે વરસે ય કેન્દ્રમાં હિંદી દ્વારા કશો મહત્વનો વહીવટ થઈ શકે એવી સ્થિતિ જ નથી. એટલી કક્ષાનો હિંદીનો વિકાસ જ થયો નથી એવી કક્ષાનું શિક્ષણ કર્મચારીઓને આપવામાં આવ્યું નથી. હજી દરેક અંગ્રેજી પત્ર-વ્યવહારનું હિંદી ભાષાંતર કરવા જેટલી સામગ્રી જ તૈયાર નથી!

શરૂથી આવી તૈયારીઓ કરી હોત તો થોડાંક વર્ષોમાં કામચલાઉ સામગ્રી અને સ્ટાફ તૈયાર થઈ શક્યાં હોત.

વળી રાજ્યોમાં હિંદી શિક્ષણને મહત્વ અપાયું હોત તો કંઈ નહિ તો આજની નવી પેઢી તો એના તરફ અભિમુખ બની શકી હોત.

આને બદલે આ પંદર વર્ષ દરમ્યાન હિંદી-ભાષીઓનું વર્ચસ્ વધશે એવો ભય જ વધતો ગયો:

છે. આ જોતાં, આજની પરિસ્થિતિનો દોષ બીજે ક્યાંય ઢોળવા જવા કરતા હિંદીભાષાવાદના ઝનૂનીઓ અને કેન્દ્ર સરકાર પોતાની જવાબદારી સમજે તો સારું.

**ક્યાં સ્વરાજ્ય પૂર્વે "રાષ્ટ્રભાષા" તરીકે હિંદીની પ્રતિષ્ઠા અને ક્યા સ્વરાજ્યનાં ૧૭મા વર્ષે તેની સામેનાં ભય અને રોષનો ઝંઝાવાત!**

"રાષ્ટ્રભાષા"ની વાત જ હવે નામશેષ બની છે (ભારતના બંધારણમા જ ભારતની ચૌદે ભાષાઓ 'રાષ્ટ્રભાષા' તરીકે ઉલ્લેખાઈ છે.)

પરંતુ, "રાજભાષા" તરીકેનુ ય હિન્દીનુ સ્થાન ડોલી ઊઠ્યું છે!

વળી, આ દેશના ઘણા બધા શિક્ષિતો અને બુદ્ધિજીવીઓને માટે અંગ્રેજી ભાષા જ રાષ્ટ્રીય એકતાનું પ્રતીક બની ગઈ છે

આવી સ્થિતિમાં ભારતની કોઈ પણ એક ભાષા મુખ્ય "રાજભાષા"નું સ્થાન લઈ શકે એ મુશ્કેલ બન્યુ છે; અને કેન્દ્રની મુખ્ય રાજભાષા તથા મુખ્ય સાંકળ ભાષા તરીકે અંગ્રેજીનો ઉપયોગ અનિશ્ચિત સમય માટે ચાલુ રહે એવી સ્થિતિ ઊભી થઈ છે. અને આનો તત્કાલ ઉકેલ પં નહેરુએ આપેલી ખાત્રીઓને બંધારણી બનાવવામા જ છે— એવુ લગભગ સર્વત્ર સ્વીકારાઈ રહ્યુ છે.

પરંતુ, પં નહેરુએ જમે તેટલી ઇચ્છા કરી હોય તો ય, દક્ષિણ અને પૂર્વના પ્રદેશો પોતે હિંદીને આવકારે અપનાવે એવો દિવસ ક્યારે ઊગશે એ વિચાર જ વિમાસણમા નાખી દે છે

કદાચ ભારતે ભાષા દ્વારા એકતા સાધવાની આખી કલ્પના અને સમજણ જ ફેરવવી પડશે?

ભારતની એકતા તો આંતરિક એકાત્મતામાથી જ પ્રગટી શકે અને નહિ કે ઉપરથી લદાતા કાનૂનો, ભાષાઓ કે ગત્યદંડ દ્વારા

ભારતની રાષ્ટ્રીય આંતરિક એકાત્મતાની ચાવી હજી આપણે ખોજવાની છે

—ભોગીલાલ ગાંધી

## ટી. એસ. એલિયટ

જમાનાએ પ્રેરેલાં સંવેદનોને અભિવ્યક્ત કરવા માટે કોઈ કાળે ભાષામાં રહેલા સંગીતની ખોજ અને કોઈકાળે બોલચાલની ભાષાના મરોડની શોધ અનિવાર્ય બની રહે છે. વર્ડ્ઝવર્થને બોલચાલની ભાષાની સમૃદ્ધિ ખપમાં લેવાનું જરૂરી લાગ્યું હતું. ડ્રેન અને વર્ડ્ઝવર્થ પછી વીસમી સદીમાં એ કામ એલિયટે કરી બતાવ્યું. એમની કવિતાએ યુદ્ધોત્તર કવિતાની દિશા નક્કી કરવામાં અગત્યનો ફાળો આપ્યો છે. પાછળથી મત્કારાયેલી આ કવિતાને પણ એક વેળા તો ચીટસ જેવા કવિના મુખેથી પણ 'essentially prosaic' સાંભળવાનું આવ્યુ હતું. એલિયટનું મોટા ભાગનું વિવેચન એમની કવિતારચના પરત્વેની અંગત ખોજની નીપજ છે એમ એમણે કહેલું. આ 'workshop criticism' બદલાયેલી રસમની કવિતા માટે વાચકવર્ગ ઊભો કરવામાં આડલીપજરૂપ કાર્ય કરી ગયું. વિવેચનના સિદ્ધાતો અને કવિતા સમાન્તર ચાલતા હોય એવો વિરલ બનાવ એલિયટમા બને છે.

એલિયટની કવિતા બહુશ્રુત કવિની છે પરમ્પરા એમા જીવંત થઈ ઊઠે છે. ગતકાલીન સાહિત્યના અનુરણનથી સમૃદ્ધ થવું એ અઘરું છે, કારણ કે કવિ પાસેથી એ એવા જ વિશાળ વ્યાપની અપેક્ષા રાખે છે કવિતાને માટે પ્રતિકૂળ કહેવાયેલા સમયમા નિર્ભેળ ગણુકાની કવિતા એલિયટે આપી છે. 'A heap of broken images'માથી કવિતાની અખિલાઈ સિદ્ધ કરવાનો પુરુષાર્થ એલિયટનો છે છૂટક કાવ્યો સાથે કવિચિત્ત વર્ષો અને વર્ષો સુધી કામ કરતુ રહ્યુ હોય અને એ રીતે કવિતાની અખિલાઈ પ્રાપ્ત થઈ હોય એના ઉદાહરણ 'The Hollow Men', 'Ash Wednesday' અને 'Four Quartets'ના છે

એક સૈકે સાહિત્યનુ પુનર્મૂલ્યાકન કરીને પુનર્વ્યવસ્થા સ્થાપનાર વિવેચક મળી રહેવો જોઈએ

એવી અપેક્ષા એલિયટે પોતે જ મહદ્અંશે સંતોષી છે. ગ્યુથ્રે, બેન જૉન્સન અને દાન્તે પરનાં વિવેચનો સીમાચિહ્નરૂપ છે. મિલ્ટન અને 'હૅમ્લેટ' વિશેના એમના ઉદ્‌ગારોની સાથે સંમત ન થનારા ઘણા નીકળી આવે, તો પણ, એની પાછળ રહેલી નિષ્ઠા સ્પર્શી ગયા વિના રહેતી નથી. કૃતિના વિવેચનમાં એલિયટની નજર કલાના મૂળભૂત પ્રશ્નો પરત્વે રહે છે. છેક ૧૯૧૯માં પ્રગટ થયેલો એમનો નિબંધ 'Tradition and the Individual Talent' એક દૃઢપ્રત્યય વિવેચકનો દૃષ્ટિકોણ ઉપસાવી આપે છે. એમના ત્યારપછીના વિવેચનો તો એ નિબંધની પાદટીપ જેવા છે એવું કહેવા સુધી જ્હૉન વેઇન ગયા છે. કોઈ કોઈને ઐતિહાસિકતાનો અતિરેક એલિયટમાં દેખાયો છે પણ ઐતિહાસિકતાના નામે વર્તમાન પરત્વે એમણે આંખમીંચામણાં કર્યાં નથી. એલિયટનું વિવેચન તો, જ્હૉન વેઇન કહે છે તેમ, "derives its characteristic flavour from the fact that, while very subtle and lofty, it is also very matter-of-fact, having both feet firmly planted in the here and now."

કવિતામાં નિર્વ્યક્તિતા એલિયટને અભિપ્રેત છે. શરૂઆતથી જ પરલક્ષિતાના ચિહ્નો એમની કવિતામાં દેખાયાં હતાં. 'The Love Song of J. Alfred Prufrock' માં 'interior Monologue' વિવેચકોએ જોયો છે. કવિની પરિણતપ્રજ્ઞા નાટક તરફ વળે એ, આમ, સ્વાભાવિક હતું. કાવ્યનાટક સિદ્ધ કરવામાં એલિયટના સમકાલીનોએ પદ્ય તેમ જ ગદ્યનો ઉપયોગ કર્યો છે. પણ એલિયટનું લક્ષ્ય તો પદ્યની નાટકના વાહન તરીકેની અનિવાર્યતા સિદ્ધ કરવા તરફ અને એની શક્યતાઓ તપાસી જોવા તરફ રહ્યું. નાટ્યકાર નવી પરિસ્થિતિને પહોંચી વળવા નાટ્યરૂઢિઓનો-કસ કાઢી શકે. એલિયટે કોરસને નવી જ ક્ષમતાથી પ્રયોજ્યું. એલિયટની સિદ્ધિનો ખ્યાલ આપતાં Ronald Peacock કહે છે: "The field of verse is widened again; the form of drama heightened." પદ્યનો ક્ષેત્રવિસ્તાર થયો. Blank verse પાસેથી એલિયટને કામ કાઢી લેવું હતું પણ જ્યોર્જ સ્ટાઇનરે બતાવ્યું છે તેમ, 'It rebels.' એલિયટની મૂરાદ 'highest verse પ્રાપ્ત કરવાની હતી.

પદ્યનાટક અંગેના અનેક પ્રશ્નો એલિયટે ફરી ફરીને વિચારી જોયા છે. વાસ્તવવાદે પદ્યને રંગભૂમિમાંથી દેશવટો દેવા જેવું કર્યું ત્યારપછી એકવાર એને રંગભૂમિમાં પ્રવેશાવનાર નાટ્યકારોમાં એલિયટ અગ્રયાયી છે. સાહિત્યપદાર્થની પ્રતિષ્ઠા કરવામાં અને કાવ્યાભાસી પદાવલીની કવિતાની રખેવાળી કરવામાં એલિયટનો પુરુષાર્થ ચિરસ્મરણીય છે. એમણે ચાર્લ્સ એલિયટ નોર્ટન વ્યાખ્યાનમાળા આપતાં કહ્યું હતું. "To do the useful thing, to say the courageous thing, to contemplate the beautiful things that is enougn for one man's life." એલિયટે એ ઉત્તમ રીતે કર્યું છે.

—અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ

# હિન્દી ઉલઝનની હકીકતો

**૧૯૫૦ :** હિંદીને ૧૯૬૫ના જાન્યુઆરીની
– ૨૬મીથી રાજભાષા બનાવવાનો નિર્ણય
– દેશની મુખ્ય ચૌદ ભાષાને 'રાષ્ટ્રભાષાઓ' તરીકે સ્થાન

**૧૯૫૭ :** મોનાના આઝાદપ્રેરિત ત્રિભાષી ફોર્મ્યુલા (જેનો સ્વીકાર બધા રાજ્યોએ કર્યો) તે મુજબ,
– બિનહિંદી પ્રદેશોમાં માતૃભાષા, હિંદી અને અંગ્રેજી હિંદીભાષી પ્રદેશોમાં માતૃભાષા હિંદી, અંગ્રેજી, ઉપરાંત એક અદ્યતન ભારતીય ભાષા (૧૯૬૧માં 'અદ્યતન,' શબ્દ કાઢી નાખવામાં આવ્યો તેથી હિંદીભાષીઓ કોઈ એક અદ્યતન ભાષાને બદલે સંસ્કૃત લઈને ય ફોર્મ્યુલાનો અમલ કર્યાનો સંતોષ લઈ શકે!

**૧૯૫૯** ઓગસ્ટ-સપ્ટેમ્બરમાં પં. નહેરુના પાર્લમેન્ટમાંના ભાષણોમાં બાંહેધરી
– બિનહિંદી પ્રજા જાતે જ હિન્દીનો સ્વીકાર કરવા તૈયાર ન થાય ત્યાં સુધી કેન્દ્રમાં તમામ વહીવટી હેતુઓ માટે અંગ્રેજી ચાલુ રાખી

**૧૯૬૩ :** ઑફિશિયલ લેંગ્વેજ ઍક્ટ (કાનૂન) ૧૯૬૫ની જાન્યુઆરી પછી અંગ્રેજીને સહભાષા તરીકે ચાલુ રાખવી

**૧૯૬૫ :** જાન્યુઆરી ૨૬થી બંધારણ મુજબ હિંદી મુખ્ય રાજભાષા

**૧૯૬૫ :** (ફેબ્રુઆરી ૧૧) વડા પ્રધાન શાસ્ત્રીજીના પ્રવચનમાં રાષ્ટ્રજોગા વાય
–૧૯૫૯માં નહેરુએ આપેલી બાંહેધરીના "સંપૂર્ણ અને ગંભીરતાપૂર્વક અક્ષરશઃ ભાવાત્મક કાર્યરૂપ પ્રયોગની શરત કે મર્યાદા વિના સ્વીકાર"

– ભાષાનીતિના મુખ્ય પાયાઓ અંગે નવું સ્પષ્ટતા

(૧) દરેક રાજ્યને પોતાને મનપસંદ ભાષામાં —તે પછી પ્રદેશભાષા હોય કે અંગ્રેજી—પોતાનો વ્યવહાર ચાલુ રાખવાની પૂર્ણ સ્વતંત્રતા રહેશે

(૨) એક રાજ્યનો બીજા રાજ્ય સાથેનો વ્યવહાર કાં તો અંગ્રેજીમાં, અથવા તો બીજી ભાષામાં હોય ત્યારે અધિકૃત અંગ્રેજી અનુવાદ સહિતનો હોવો જોઈશે (રાજ્યોના મુખ્ય પ્રધાનોનો સર્વાનુમતિ નિર્ણય આ પ્રસંગનો થયેલો છે)

—જ્યાં કોઈ રાજ્યોને કેન્દ્ર સાથેનો વ્યવહાર હિન્દીમાં થતો હશે ત્યાં પણ અંગ્રેજી ભાષાંતર જારી રહેશે

(૩) બિનહિંદી રાજ્યો કેન્દ્ર સાથેના વ્યવહારમાં અંગ્રેજીનો ઉપયોગ કરવા મુક્ત રહેશે, અને આ બિનહિંદી રાજ્યોની સંમતિ વિના તેમાં કશો ફેરફાર કરવામાં નહિ આવે

(૪) કેન્દ્રની કક્ષાએ ચાલતા વહીવટ-વ્યવહારમાં અંગ્રેજીનો ઉપયોગ ચાલુ રહેશે

*

## હિંદીને વિશિષ્ટ સ્થાન!

**૧૯૫૬ :** સત્તાવાર ભાષા કમિશનનો અભિપ્રાય હાઈકોર્ટ, ધારાસત્તા અને યુનિવર્સિટીનું માધ્યમ તો હિંદી હોય એ ઉત્તમ

(આટલી કમિશનમાં હિંદીભાષી સભ્યસંખ્યા વધારે હતી. મદ્રાસની સરકાર તો આ કમિશનને પાકું વાજબી ગણતી જ નથી)

**૧૯૬૦ :** યુ. પી. એસ. સી.ની પરીક્ષા માટે અંગ્રેજી ઉપરાંત બીજા માધ્યમ તરીકે હિંદી દાખલ કરવાની વિચારણા બાદ, રાજ્યોના મુખ્ય પ્રધાનોની બેઠકમાં નિર્ણય : ક્રમશઃ, સંતોષકારક મોડરેશન યોજનાના સ્વીકાર પછી જ અમલ કરવો

# ભક્તિપ્રણાલીની અવિરત ધારા

## વૈદિકયુગથી મધ્યયુગના અંત સુધીની રૂપરેખા

**—ભોગીલાલ ગાંધી**

ભક્તિ પ્રણાલીનો પ્રારંભ વૈદિક યુગથી થઇ ચૂક્યો જણાય છે. એ વાત સાચી છે કે વેદમા પ્રતિમા–મૂર્તિ કે સ્વરૂપપૂજાને સ્થાન ન હતું; પરંતુ સાથોસાથ એ વાત ન ભૂલવી જોઇએ કે વૈદિક યુગનો ઈશ્વર કેવળ નિરપેક્ષ ન હતો, સાપેક્ષ પણ હતો; કેવળ નિર્ગુણ ન હતો, સગુણ પણ હતો. અને એ યુગમાં પ્રભુપ્રાપ્તિનું સાધન કેવળ જ્ઞાન ન હતું; જ્ઞાન અને કર્મ (તપ, વ્રત, યજ્ઞ,) ઉપરાંત ઉપાસના, પ્રાર્થના સુદ્ધાં એનાં સાધનો સ્વીકારાયાં હતાં. ભગવાનની ભક્તિના એ યુગના ઉલ્લેખો જોતાં મધ્યયુગી ભક્તિના મહાપ્રવાહનાં મૂળ આપણને વેદોમાં પણ દેખાય છે., દષ્ટાંતરૂપે, વેદોનો એક મુખ્ય દેવ તે ઇંદ્ર. આ ઇંદ્રની આરાધના કેવળ યુદ્ધનેતા તરીકે જ નથી થઇ; ભક્તિભાવે પિતા અને માતા તરીકે ય થયેલી છે. અને વરૂણ એ તો વેદોનો સૌથી પ્રમુખ દેવ. વૈદિક ઋષિમુનિઓએ એને 'દયા કરુણાના નિકેતન' રૂપે સ્તવ્યો છે; સાયુજ્યની હૃદયસ્પર્શી વિહ્વલ વાણીમાં ગાયો છે—

'તું મને તારી મૈત્રીનું પ્રદાન કરજે' કહી પ્રાર્થ્યો છે.

તો વળી કૃષ્ણ અંગિરસ ઋષિએ તો પ્રેમભક્તિની ઉત્કટ ભાવના પણ પ્રગટ કરી છે:

"જે રીતે પત્ની પતિનું આલિંગન કરે છે.
એ રીતે અમારી મતિ ઇન્દ્રને આલિંગે છે.

સામ-વેદનો (સામ=ભક્તિ; વેદ=જ્ઞાન) સમય આવતાં આવતાં તો, ભક્તિનું માહાત્મ્ય વિશેષ સ્વરૂપે સ્વીકારાયું હતું.

ભક્તિના પ્રવાહનો બીજો કાલખંડ તે બ્રાહ્મણ ગ્રંથો અને ઉપનિષદોનો. આ યુગમાં બ્રહ્માંડના સ્વરૂપોને સમજવા માટેનું આધ્યાત્મિક સંશોધન મુખ્ય લક્ષણ રહ્યું છે; અને એ ય ઘણે અંશે તત્ત્વજ્ઞાનથી ભરપૂર છે. પરંતુ ત્યારેય ભગવાનની કલ્પના અનેકવાર રસ-રૂપે રજૂ થઇ છે:

"રસરૂપ પ્રભુને પ્રાપ્ત કરીને સાધક આનંદમય બની જાય છે." એટલું જ નહિ પણ, જેને ભક્તિનું શ્રેષ્ઠ અંગ ગણવામાં આવે છે તે પ્રભુકૃપા–ઈશ્વરાનુગ્રહ વિષે કઠ અને મુડક ઉપનિષદોમા સારું એવું ભાથું ભરેલું હોવાનું વિદ્વાનો જણાવે છે. એક ઉત્તમ દષ્ટાંત આ રહ્યું—

"આ આત્મા વેદાધ્યયન દ્વારા પ્રાપ્ય નથી;
ન મેધાદ્વારા, ન શ્રવણદ્વારા પ્રાપ્ય છે;
"જે સાધક એ આત્માનું વરણ કરે છે
તે આત્મા પોતાના સ્વરૂપને અભિવ્યક્ત કરે છે."
(કઠ ૨-૨-૨૩)

એટલે કે કેવળ આત્મલાભને અર્થે પ્રાર્થના કરવાવાળા નિષ્કામ પુરુષને આત્મા દ્વારા જ આત્માની ઉપલબ્ધિ થાય છે; અર્થાત્ આત્માના અનુગ્રહ દ્વારા જ આત્મા ઉપલબ્ધ થાય છે.

તથા

"નિષ્કામ પુરુષ જગત્કર્તાના પ્રસાદથી પોતાના આત્માના મહિમાનું દર્શન કરે છે; અને શોકરહિત બની જાય છે"
(કઠ: ૧: ૨: ૧૦)

શ્રીમદ્ ભાગવતની ભાવના જ જાણે મૂળરૂપે અહીં પ્રગટી છે

એટલું જ નહિ પણ ભક્તિ શબ્દ પણ આપણને ઉપનિષદ્યુગમા પ્રાપ્ત થઈ ચૂક્યો છે, અને વૈષ્ણવધર્મી ગુરુશ્રદ્ધા પણ

જે પુરુષને દેવતામા ઉત્કૃષ્ટ ભક્તિ જાગે છે, તથા દેવતા જેવી ગુરુમા પણ જેની ભક્તિ થાય છે, એ મહાત્માને આ કહેલો અર્થ સ્વત પ્રકાશિત થાય છે "

આ બધા છતા, એકદર આપણે એ વાત ગી કારવી જોઈએ કે વૈદિક-ઉપનિષદીય કાળમા, ભક્તિની સરખામણીમા, જ્ઞાન તથા કર્મનુ મહાત્મ્ય ઘણુ વિશેષ હતુ

વૈદિક-યુગની આ આછેરી ભક્તિપ્રણાલિની નાનકડી ધારાને મહાનદ રૂપે વહેવડાવનાર તો ભાગવત ધર્મ હતો આને આપણે ભક્તિનો ત્રીજો યુગ કહી શકીએ

આ યુગની બે લાક્ષણિકતાઓ છે—

(૧) આ યુગથી અવતારવાદનો આરભ થાય છે; અને ભગવાનની લીલાઓના આલેખનો ભક્તિનું પ્રમુખ સાહિત્ય બની જાય છે

(૨) પ્રભુની પ્રતિમા મૂર્તિ અને મદિરોની સ્થાપના પણ આ યુગથી શરૂ થાય છે.

કેટલાક વિદ્વાનોનુ એવુ માનવુ છે કે વૈદિક યુગની યજ્ઞસસ્થાનુ જ આ રૂપાતર છે યજ્ઞના ૩ લક્ષણો હતા. હિંસા (બલિ—આહુતિ) (૨) પ્રચુર વિવિધ કર્મકાડો, ક્રિયા-કલાપો

ભાગવત ધર્મે મદિરો અને પ્રતિમાની પ્રતિષ્ઠા કરીને હિંસક અને કર્મકાડપ્રચુર યજ્ઞોને અહિંસક, સૌમ્ય સાત્ત્વિકી પૂજાવિધિ (શખ, કળશ, ઘટા, ધૂપ દીપ, પુષ્પ આદિ) ની પ્રતિષ્ઠા કરી છે

આ આખો વિકાસ એ સૂચવે છે કે ભક્તિના આ ત્રીજા કાળમા—

—નિરાકાર ભગવાન સાકાર બને છે

—અનત વિભુ શાત બને છે

—સૂક્ષ્મ રૂપ સ્થૂળ બને છે

× 'ભગવાનના અનુગ્રહથી જ ભક્તની કામનાવલ્લરી પુષ્પિત તથા ફલિત થાય છે "

એટલે કે આ યુગમા, નિરાકાર, અનત અને સૂક્ષ્મ ભગવાનની સાધના માટે સાકાર, શાત અને સ્થૂળ રૂપોનો સ્વીકાર થયો છે બલ્કે એમ કહી શકાય કે, સ્થૂળ રૂપો દ્વારા માનવી સૂક્ષ્મ તરફ ગતિ કરી શકે એવી વિરાટ સામાજિક પરિપાટી પ્રથમવાર આ યુગમા તૈયાર થઈ

બીજી રીતે કહીએ તો, 'જંગમ' એટલુ જ માત્ર ચેતન શા માટે? માનવીના સહજ સાથી સમા સ્થાવરમાય જો ઈશ્વર ચેતન છે જ તો, સાધારણ માનવી સ્થાવરને ભગવાનની અભિવ્યક્તિ ગણી એની ભક્તિ શુ કામ ન કરે?

જો કે, અવ્યક્ત અને અરૂપનો આવો વ્યક્તબોધ સર્વ-સાધારણ પ્રાકૃતજનો માટે આવશ્યક છે એવુ આ યુગમા સ્વીકારાયુ હોવા છતા, રખેને વ્યક્ત અને રૂપની જ આરાધનામા મૂળ હેતુ વિસરાઈ જાય એ ભય એ યુગના ચિતકોના લક્ષ બહાર ન હતો એમ પણ જણાય છે શ્રીમદ્ ગીતામા જ ચેતવણી અપાઈ ચૂકી છે

' મનુષ્ય મને સાકાર દેહધારી સમજે છે "
(૭-૨૪)

" જે વ્યક્તિ સર્વ ભૂતોમા વિદ્યમાન એવા મને ભૂલીને પોતાની મૂર્ખતાથી કેવળ પ્રતિમાની પૂજા કરે છે (તેવો મનુષ્ય) જાણે રાખમા આહુતિ અર્પી રહ્યો છે।"

આ ભાગવત-ભક્તિની બે મુખ્ય ધારાઓ જોવા મળે છે (૧) શૈવ ભક્તિ (૨) વિષ્ણુ ભક્તિ અને વિષ્ણુ ભક્તિમા બે મુખ્ય સ્વરૂપોની ભક્તિ છે (અ) રામભક્તિ (આ) કૃષ્ણભક્તિ

[આપણે અહીં વૈષ્ણવ-ભક્તિનો વિશેષ પરિચય લઈશુ ]

વૈષ્ણવ ભક્તિનો આ ત્રીજો યુગ અત્યત સમૃદ્ધ છે ભારતના સામાજિક-સાસ્કારિક ઉત્થાનની દૃષ્ટિએ પણ અનન્ય છે એનો આરભ દક્ષિણ ભારતમા તામિલનાડની ભૂમિ પર થયો જણાય છે ૮મી શતાબ્દિ દરમ્યાન આળવાર સતો દ્વારા આખા દક્ષિણને ભક્તિ-રસની છોળોથી તરબોળ કરનારા આ સતોની સખ્યાનો પાર ન હતો

સ્ત્રી-પુરુષ, બ્રાહ્મણ, શુદ્ર+ સૌ ભગવાનની દિવ્ય લીલાના ગીતો-પદો-ભજનો લલકારવામાં એકરૂપ હતાં, ભક્તિમાં કયાય કશો ભેદભાવ ન હતો. આવા આળવાર આંદોલનના અગ્રણી ૧૨ સંતો ગૌરવ-વિશેષ ગણાયા છે. એમનું જીવનવ્રત એક જ હતું. વિષ્ણુના વિશુદ્ધ પ્રેમમાં સદા સર્વથા લીન બની જાતે જીવવું, અને બીજાંઓને એમાં લીન કરવાં. આ સંતોની માતૃ-ભાષા દ્રવિડ અને તમિલ હતી અને એમની ભક્તિ નૈસર્ગિક નિર્મળ ઝરણા સમી હતી.

આ ભક્તિ-આંદોલનોને શાસ્ત્રીય પીઠબળ આપવાનું માન પણ દક્ષિણવાસી આચાર્યોને જ ભાગે જાય છે. તેમાં આદ્ય-આચાર્ય નાથમુની (અથવા રંગનાથ મુની ઈ. સ. ૮૨૪-૯૨૪ વચ્ચે) થયા હોવાનું જણાય છે. પરંતુ આ યુગમાં આચાર્ય શિરોમણી ગણાયેલા તે શ્રી રામાનુજ (ઈ. સ. ૧૦૧૭ થી ૧૧૩૭ દરમ્યાન). તેમણે શ્રી શંકરાચાર્યના માયાવાદી સંન્યાસરત અમોઘ જ્ઞાનયોગ સામે સંસારીઓને સહજગમ્ય એવી ભક્તિમાર્ગની ગંગા વહેવડાવી.

શ્રી શંકરાચાર્યે કહ્યું હતુંઃ વેદ-ઉપનિષદ જેવાનાં મહાવાકયોનાં શ્રવણ માત્રથી ઉત્પન્ન થતું જ્ઞાન જ મુક્તિનું એક માત્ર સાધન છે. ત્યારે, શ્રી રામાનુજે ભક્તિને જ એક માત્ર સાધન ગણાવ્યું છે. જ્ઞાન તો ભક્તિનું સહાયકપદ છે. આ ભક્તિ તે દાસભાવે સ્વામી-સેવક ભાવે. એ જ રીતે, શ્રી શંકરાચાર્યે કહ્યું હતું: જ્ઞાનલાભથી આ દેહમાં બ્રહ્મનો સાક્ષાત્કાર થાય છે. અને 'જીવનમુક્તિ' (સદેહે-જીવતાં મુક્તિ) પ્રાપ્ત થાય છે. શરીરપાત થયા પછી એ મુક્ત જીવ સચ્ચિદાનંદ બ્રહ્મનુ રૂપ બની જાય છે. ત્યારે, શ્રી રામાનુજાચાર્યે કહ્યું : છતે દેહે મુક્તિ અસંભવ છે. દેહ પડયા પછી પણ મુક્તિ અસંભવ છે. દેહપાત પછી ય જીવ જીવ જ રહે છે, એ કદિ બ્રહ્મ બનતો નથી. એ વખતે બ્રહ્માનંદનો અનુભવ કરતો જીવ કલેશમુક્ત બની જાય છે. શ્રી શંકરાચાર્યે બ્રહ્મજીજ્ઞાસાની અધિકારી વ્યક્તિ એને જ ગણાવી છે જેને નિત્ય તથા અનિત્ય વસ્તુઓનું સારું જ્ઞાન હોય; ત્યારે, શ્રી રામાનુજે કહ્યું છેઃ જે કર્મ તથા કર્મફળની અનિત્યતા જાણી લે છે, એ બ્રહ્મ જીજ્ઞાસાની અધિકારી વ્યક્તિ છે. નિત્યાનિત્યનું જ્ઞાન તો બ્રહ્મજ્ઞાન પછીની ઘટના છે.

+ આ આળવાર સંતોમાં અસ્પૃશ્ય ચાંડાલ એક સ્ત્રી હતી. ઘણાખરા ડોમ આદિ હલકી જાતિનાં હતાં.

આમ, જ્ઞાનમાર્ગી અને ભક્તિમાર્ગીઓના પંથ ખાસ્સા નિરાળા પડયા. ભક્તિ-આંદોલનના હવે પછીના આખા વિકાસમાં બીજા અનેક પ્રકારના ભેદો જોવા મળે છે, પરંતુ એની સાધનાની મૂળભૂત શ્રધ્ધા વિષે એકવાકયતા રહી છેઃ પ્રભુને ચરણે આત્મસમર્પણ સમી કોઇ મહાન સાધના નથી. ભક્તિ એટલે જ આત્મનિવેદન-પ્રપત્તિ-શરણાપન્ન સ્થિતિ, ઉપરાંત બીજી ઘણે અંશે એકવાકયતા એ વાતમા છે કે જીવને પોતાના સ્વામીભૂત ભગવતની પાસે પહોંચવા માટે "ગુરુની" આવશ્યકતા રહે છે. એટલે કે નારાયણનાં ચરણો સુધી પહોંચાડવાનું માધ્યમ આચાર્ય જ હોઇ શકે છે. બલ્કે આચાર્ય-પુરસ્કૃત જીવનો જ પ્રભુ સ્વીકાર કરે છે. (આ વિષે અપવાદો જરૂર છે.)

શ્રી રામાનુજ પછી થયા શ્રી મધ્વાચાર્ય (આશરે ઈ. સ. ૧૧૯૯—૧૨૫૭) એ પણ દક્ષિણ ભારતનું સંતાન. બલિ-હિંસાનું નિવારણ કરવા એમણે 'પિષ્ટ-પશુ' (લોટના પશુરૂપો)ની આહૂતિનો રસ્તો ચીંધ્યો. એમણે ય રામભક્તિનાં મૂળ ઊંડાં નાખ્યાં. (આ આચાર્યશ્રીનો પ્રભાવ અનેક સદીઓ પછી, બંગાળામાં પડયો જણાય છે—ગૌડીય વૈષ્ણવ ચૈતન્ય-સંપ્રદાયના ઉદયમાં.)

## મહારાષ્ટ્ર

ને જાણે દક્ષિણ ભારતનો આ પ્રવાહ ઉત્તર તરફ આગળ વધી રહ્યો હતો—મહારાષ્ટ્રમાં એનો ઉદય બારમી સદીથી તો સ્પષ્ટ વરતાય છે.

મહારાષ્ટ્રમાં ભક્તિનો આદ્ય મહાપંથ તે મહાનુભાવ. એના આદ્ય પ્રણેતા શ્રી. ગોવિંદ પ્રભુ. (આશરે

ઈ. સ. ૧૧૭૯–૧૨૮૫) પરંતુ એના પ્રખર પ્રચારક તે એમના શિષ્ય શ્રી. ચક્રધર સ્વામી. (આ ચક્રધર મૂળ ભરૂચ જિલ્લાના; વિદર્ભમાં જઈ વસેલા) શ્રીકૃષ્ણ અને દત્તાત્રય–બંને એમના ઉપાસ્ય દેવો. ચક્રધરે ચાતુર્વર્ણ્યનો વિરોધ કર્યો હતો; ઈશ્વરની પ્રાપ્તિ માટે વેદોની કશી જરૂર નથી એવું ય કહી નાખ્યુ હતુ; અને તીર્થક્ષેત્ર તથા વ્રત–દાન આદિ પણ મુક્તિ માટે મિથ્યા છે કહી, દેવ–દેવીઓની પૂજાનો એમણે ઈન્કાર કર્યો હતો; તથા સ્ત્રીઓ અને શૂદ્રો સુધ્ધાંને સમાન ગણી તેઓને સંન્યાસની દિક્ષા આપીને તો તેમણે તત્કાલીન સમાજનો ભયંકર રોષ વહોરી લીધો હતો—અંતે વિરોધીઓ, એમનો વધ કરીને જ જંપ્યા હતા!

આ પછીના, મહારાષ્ટ્રના બીજા પ્રભાવશાળી ભક્ત તે શ્રી જ્ઞાનદેવ (ઈ. સ. ૧૨૭૫—૧૨૯૬) માત્ર ૨૧ વર્ષની વયે એ સમાધિસ્થ બન્યા હતા. એમની ભક્તિની ભૂમિ તે પંઢરપૂર. એમના ઇષ્ટદેવ તે શ્રીકૃષ્ણની બાલમૂર્તિ વિઠ્ઠલ. એમના ભાઈ નિવૃત્તિનાથ તથા સોપાનદેવ, અને એમની ભગિની મુક્તિબાઈ એક આખા પરિવારે મહારાષ્ટ્રને અદ્વૈતવાદી સગુણ–નિર્ગુણ સમન્વયી કૃષ્ણભક્તિનું તેજસ્વી રૂપ પ્રદાન કર્યું. જાણે મહારાષ્ટ્રમા ભાગવત સંપ્રદાયનો સુવર્ણયુગ ઊગ્યો. તેમના પિતા વિઠ્ઠલ પંતે બાળપણમા જ ગૃહત્યાગ કરી પાછો ગૃહસ્થાશ્રમ શરૂ કરેલો હોવાથી સમાજે એમને 'આરૂઢ પતિત' ગણી બહિષ્કૃત કર્યાં હતા. એવા બહિષ્કૃત પિતાના સંતાન લેખે જ્ઞાનેશ્વરનેય સમાજે રંજાડવામાં બાકી ન રાખી. શૂદ્રોને જ યોગ્ય આચાર–ધર્મની એમને આજ્ઞા કરવામા આવી. શ્રી જ્ઞાનદેવે સન્યાસને સ્થાને ગૃહસ્થાશ્રમમાં જ નિષ્કામ કર્મનો બોધ આપ્યો વૈદિક વર્ણધર્મનું સામાજિક સ્થાન સ્વીકારવા છતા, ભક્તિ અને અધ્યાત્મના ક્ષેત્રે, સર્વની સમાનતા પ્રબોધી; અને વેદ કરતા ય ગીતાનું વિશેષ માહાત્મ્ય પ્રમાણી વેદ જ ગીતારૂપે પ્રગટ થયા છે એમ કહી—પોતે 'જ્ઞાનેશ્વરી' (ગીતા) લખી સાચો જ્ઞાનભક્તિનો સમન્વય દાખવ્યો.

પરંતુ એ જ દિવસોમાં જેઓ કુલહીનો હતા, કુલભ્રષ્ટો હતા, શૂદ્રો અને પતિતો હતા, સ્ત્રીઓ હતી–એ સૌને ભક્તિના મહાપંથે એકત્ર કરવાનો વિરાટ પુરુષાર્થ કર્યો શ્રી નામદેવે. તેઓ પણ શ્રી જ્ઞાનદેવના સમકાલીન હતા. તેઓ પોતે (શિંપી–દરજી) જાતિના હતા. અને જાતિવ્યવસ્થાની જડતાના ભોગ બન્યા હતા. બ્રહ્મજ્ઞાન માટે તો એ અધિકારી ગણાયા જ ન હતા; પણ મંદિરમા ય તિરસ્કૃતની જેમ હડધૂત થતા રહ્યા હતા. પરંતુ શ્રીનામદેવની ભક્તિ આગળ બધા બંધ તૂટી ગયા. જોતજોતામાં, એમની ભક્તમંડળીમાં નરહરિ (સોની), સેનો (નાઈ), ગોરો (કુંભાર), સાવતો (માળી), બંકો, ભાગુ અને ચોખો મહાભક્તો' તરીકે ઝળહળી રહ્યા. એમની નૈષ્ઠિક ભક્તિએ અનેક ક્ષુદ્ર દેવદેવીઓની ઉપાસના, તીર્થ–વ્રત–દાન, યજ્ઞ, યાગાદિ, ભેદાભેદ, વિધિનિષેધ અને પક્ષાપક્ષીની સંકુચિત તાળાબંધી તોડી નાખી, વિઠ્ઠલ–ભક્તિનું બૃહદ્ દ્વાર ખોલી નાખ્યું. એ ભક્તિના પ્રેર્યા, શ્રી જ્ઞાનદેવ જેવા પરમજ્ઞાની સંતે ય નામદેવના સાથી-સહયાત્રી બની ગયા! × ×

આમ, શ્રી નામદેવ મહારાષ્ટ્રના મહાન ભક્તિ સંપ્રદાય (વારકરી)ના આદ્ય પુરુષ બન્યા.

આ પછી લાંબે ગાળે, એકનાથનો જન્મ થયો. (ઈ. સ ૧૫૩૩–૧૫૯૯) એમણે ભાગવતના એકાદશ સ્કંધની ટીકા લખી; 'જ્ઞાનેશ્વરી' ગીતાનું સંશોધન કર્યું: ભાવાર્થ રામાયણની રચના કરી; કીર્તન અને પ્રવચનો દ્વારા, જ્ઞાન અને ભક્તિ-પૂર્ણ ભજનો દ્વારા, મહારાષ્ટ્રને ફરી એક વાર લોક-ધર્મ બક્ષ્યો.

એ પછી આવે છે શ્રી તુકારામ (આશરે ઈ. સ. ૧૫૯૮–૧૬૪૯). જન્મથી જ શૂદ્ર! ભયંકર અન્યાય—અત્યાચારોના ભોગ બનેલા આ સંતની ખુમારી પણ કેવી છે! હું શુદ્રમા જન્મ પામ્યો છું એથી જ હુ દાંભિકતાથી દૂર છું...' અને એમનું આખું જીવન રાષ્ટ્રની પીડિત દશાથી દ્રવ્યા કર્યું; અને એમને માટે જનતાની સેવા જનાર્દનની સેવા બની ગઈ.

પરંતુ, શુદ્રને કાવ્ય-રચનાનો અધિકાર નથી; શુદ્રો જનભાષામાં વેદોનું રહસ્ય પ્રગટ કરે એનાથી મોટો અપરાધ કયો? અને ભક્ત તુકારામની તમામ પોથીઓ નદીમાં પધરાવી દેવામાં આવી! એની સામે તુકારામે શું કર્યું? ઉપવાસ-વ્રત આચર્યું. (કહેવાય છે કે ૧૩ મે દિવસે ડૂબેલી પોથીઓ પાછી પ્રાપ્ત થઇ!

શ્રી તુકારામે ભક્તિમાં સદાચારી નીતિનું મહત્ત્વ આગળ ધર્યું; દાંભિકોની કઠોર ટીકા કરી; અને સંસાર ત્યાગ કર્યા વિના ભક્તિમાં સર્વ વર્ણના સમાન અધિકારની પુનઃસ્થાપના કરી. એમની મંડળીમાં સંતાજી (તેલી), નાવજી (માલી), ગવર શેઠ (વણિક), શિવબા (કાસાર) આદિ સર્વ જાતિનાં જ નહિ—રામેશ્વર (કર્મકાંડી), બહિણાબાઇ પાઠક (શાક્ત), ગવર શેઠ (લિંગાયત) અને ફ્રેયેશ્વર થઠ્ઠ જેવા (શાસ્ત્રી) પણ હતા. એમણે તમામ વિચારધારાઓને સદાચારી વિઠ્ઠલ ભક્તિના ધાગે સાંધી લીધી. સામાજિક અને ધાર્મિક એકતાના આ ધ્વજધારીએ એ યુગની ભીત–વિહ્‌વલ–ક્ષુબ્ધ જનતાને વીરતાનું, અભયનું, સામર્થ્યનું અમૃત પાયું. સ્વાભિમાનયુક્ત જીવનનો આદેશ આપ્યો–અને તેઓ યુગ-પ્રતિનિધિ સંત બની ગયા. શિવાજીના સ્વાતંત્ર્યવ્રતની ભૂમિકા તૈયાર કરવામાં સંત તુકારામનું અર્પણ અસાધારણ મહત્ત્વનું બન્યું.

## બંગાળ

ત્યારે બંગાળમાં શી સ્થિતિ હતી? ભક્તિનો આંદોલન કદાચ બીજા પ્રદેશો કરતાં અહીં ઊંચા સ્તર પર પહોંચી ગયો હતો. બંગાળમાં વૈષ્ણવ ધર્મનો શંખનાદ ફૂંકનારા ભક્તો–સંતોમાં મુખ્ય હતા વજ્રયાની અથવા તો સહજયાની યોગીનસિદ્ધોભક્તો. એમને મતે, સહજ–અવસ્થામાં મન અને પ્રાણનો સંચાર નથી; 'ઉન્મની ભાવ'ની અવસ્થામાં મનનો સ્વાભાવિક–સહજ લય થઈ જાય છે. આવી નિર્વાણસ્થિતિ પ્રત્યેક વ્યક્તિ માટે નિજ—સહજ સ્વભાવ છે; એજ તો સૌનું સાચું આંતરિક રૂપ છે; એ જ અંતિમ મહાસુખ—અંતિમ સાક્ષાત્કારની સ્થિતિ છે; પરમપદની પ્રાપ્તિ છે. ને એનો એક માત્ર માર્ગ છે ગુરુનો ઉપદેશ :

આ માર્ગ તંત્ર–માર્ગ તરીકે પ્રસિદ્ધ છે. એને અવધૂતી માર્ગ પણ કહેવામાં આવે છે. પરંતુ અનેક સહજિયા વૈષ્ણવો તાંત્રિક-ભક્તિને મહત્તા ન આપતાં રાગનુગા પ્રેમભક્તિને જ પ્રાધાન્ય આપે છે. તે મુજબ, 'રાગ' (પ્રેમ)થી બંધન જન્મે છે. માટે મુક્તિ પણ 'રાગ'માંથી જ પ્રગટે. એટલે મુક્તિનું મહાસાધન રાગ–પ્રેમ છે, વૈરાગ્ય નહિ. જે રાગ અશુદ્ધ તથા મલિન બનતાં સંસારમાં બંધન રૂપ બને છે, એ જ રાગ કલુષિત તથા કામના-રહિત બનતા પોતાના શુદ્ધ સ્વરૂપમા મોક્ષનું સાધન બને છે.

×××માણસ પોતે જ ભગવદંશ હોઇને સહજ રૂપે પ્રેમ ધારણ કરે છે. આ પ્રેમદ્વારા તે પોતાના વ્યક્તિત્વને એટલો વ્યાપક બનાવી દે છે કે પ્રત્યેક જીવની સાથે પોતાની એકરૂપતા સ્થાપીને, તે દ્વારા, ભગવાનની સાથે પોતાની પૂર્ણ એકરૂપતા સાધી લે છે.

આથી સહજિયા વૈષ્ણવો 'પ્રત્યેક માનવી'માં સ્વરૂપભાવ જુવે છે : દરેક સ્ત્રી પુરુષે પોતાનામાં સ્વરૂપ ભાવનો અનુભવ કરીને પાર્થિવ પ્રેમને અપાર્થિવ રૂપમાં પરિણત કરી દેવો જોઇએ. (રૂપની અભિવ્યક્તિ એ સ્થૂળ, અશુદ્ધ, મલિન છે.)

આ સંપ્રદાયમાં કેટલાક પરકિયા–પ્રેમને ભક્તિના શ્રેષ્ઠ સાધન તરીકે ય માને છે. પરંતુ—આ પંથની વિશેષતા એ છે કે પુરુષે પોતાને સ્ત્રી માનીને પ્રભુરૂપી પુરુષની ઉપાસના કરવી રહે છે; એટલે કે પુરુષે પોતાની કામના તથા વાસનાને કાબૂમા રાખી, યૌન સંબંધનો સર્વથા ત્યાગ કરવો રહે છે. આવો પુરુષ કોમલ પ્રેમમય, જીતેન્દ્રિય, તથા કામનારહિત બની જવાને કારણે સહજ–માનવ બની જાય છે.

આથી સહજિયા સાધનાને જ માધુર્યભાવ કહેવામાં આવે છે. (જ્યારે ચૈતન્ય આદિ ગૌડીય વૈષ્ણવો મુખ્યતઃ માનવસ્વભાવ અનુસાર સખ્ય, દાસ્ય તથા વાત્સલ્ય ભાવને ઉપાસનામાં ઉપયુક્ત માને છે—અપવાદ રૂપે જ માધુર્યભાવ.) શ્રીમદ્

ભાગવતમાં આ ગોપીભાવનું વિશુદ્ધ રૂપ આલેખાયેલું જ છે. આડવારોમાંના કેટલાક ભક્તોની દા. ત. ચાંડાલ-ભક્તિ પણ ગોપીભાવની જ હોવાનું જણાય છે.

પરમ પ્રસિદ્ધ ભક્ત કવિ ચંડીદાસે ( ૧૫ મી સદીનો આરંભ ) આ સહજભાવ મુક્ત મને ગાયો છે.

બંગાળમાં બાઉલ ભજનિકોના સમ્પ્રદાયોના મૂળમાં પણ પ્રેમને જ આનંદનું સાધન માનવામાં આવ્યું છે. બાઉલો તો મુક્તિની વાત જ કયાં કરે છે! એ તો પુષ્ટિમાર્ગી ભક્તોની જેમ ઊલટું કહે છે: ભગવાન અને ભક્ત બંને બંધાયેલાં છે. તારે મારે વળી મુક્તિ કેવી? 'તારા-મારા' સદા બંધનમાં જ તો પરમ આનંદ છે!

પરંતુ સમસ્ત બંગાળ અને મથુરા-વૃન્દાવન-વ્રજમંડળને ભક્તિરસમાં ઝબકોળી દેનાર કોઈ હોય તો તે શ્રી ચૈતન્ય (૧૪૮૫-૧૫૩૩) છે. સંકીર્તન એ જ એમનું આધ્યાત્મિક સાધન. સાધારણ પ્રાકૃત જનને ય અત્યંત સહજ એવું! એટલે જ વિરાટ જનસમુદાયને એ ગાંડો બનાવી શકયા—પાછળથી અવતાર લેખે એમની મૂર્તિની પૂજા પણ શરૂ થઇ ગઈ. એમનું અને એમના પછી ય એમના અનુ-યાયી ગોડીય વૈષ્ણવોનું અર્પણ ભક્તિ સાહિત્યમાં ગુણવત્તા અને રસની દષ્ટિએ અનન્ય છે.

## ઉત્તર-પશ્ચિમ ભારત

ઉત્તર ભારત અને પશ્ચિમ ભારત માટે ય મધ્ય-યુગ અસાધારણ ભક્તિયુગ હતો. જેને પૂરા અર્થમાં આંદોલન કહી શકાય, એવું ભક્તિ-આંદોલન આ યુગનું લક્ષણ બની ગયું...

દક્ષિણમાં શ્રીરામની ભક્તિનાં ઊંડાં મૂળિયાં આળવારે સંતોએ, રામાનુજ તથા માધ્વ સમા આચાર્યોએ રોપ્યાં હતાં. શ્રીરામાનુજના શિષ્ય શ્રી રાઘવાનંદ અને તેમના શિષ્ય શ્રીરામાનંદ (રામાનુજની ૧૪ મી પેઢીએ), નવા યુગના પુરસ્કર્તા બન્યા. શ્રી રામાનંદે તેમનાં પાછલાં વર્ષોમાં ઉત્તર ભારત-કાશીમાં વૈષ્ણવ સંપ્રદાયનો શંખ ફૂંક્યો. 'વૈષ્ણવ-મતાબ્જ-ભાસ્કર' એમના મહત્વનો ગ્રંથ. એમના ઇષ્ટદેવ તે રામ-સીતા-લક્ષ્મણની દેવ-ત્રિમૂર્તિ. એમના મને ય મુક્તિનું એક માત્ર સાધન તે ભક્તિઃ ભગવાન રામચંદ્રમાં નિત્યસ્મરણ પૂર્વક પરમ અનુરાગ! એમના મુખ્ય શિષ્યોમાં આપણે માટે સુપરિચિત તે કબીર (૧૪૪૦-૧૫૧૮) ( પીંજારો-વણકર ), પીપો ( રાજપૂત ); સેનો ( નાવી ) ધનો ( જાટ ), રૈદાસ ( ચમાર-ખાટકી ) અને પદ્મા-વતી જેવી નારી! કબીર નિર્ગુણ ભક્તિના એક મહાન સંત કવિ થઈ ગયા. તે જ રીતે કબીરના શિષ્યોમાં એમનો પુત્ર કમાલ અને દાદુ, રજ્જબ વગેરે મુસ્લિમ ભક્તોની ગણના આગળ પડતી છે. અને તેમની અસર મલિક મહમદ જાયસી જેવા પ્રથમ પંક્તિના સૂફી ભક્ત કવિની વાણીમાં ય અનુપ્રાણિત થયેલી જોવા મળે છે. (૧૪૯૫-૧૫૯૨) જો કે એમના પછી રામભક્તિની પ્રખર પ્રેમધારા વહાવનાર તુલસીદાસજી (૧૫૩૨-૧૬૩૨ વચ્ચે )-તેમનું રામચરિત માનસ ભારતવર્ષનું બીજું ભાગ-વત બની ગયું.

તો વળી, મૈથિલના પરમ ભક્ત કવિ વિદ્યાપતિએ (૧૩૫૧-૧૪૨૦) રાધાકૃષ્ણના શૃંગાર પ્રેમની વિવિધ અવસ્થાઓ—આકુલતા, ઉત્કંઠા, મિલન, સંભોગ, વિરહ પીડા, કામકાતરતા, ઉપાલંભ અને આત્મ-સમર્પણ આદિ અનુભૂતિઓ અને ચેષ્ટાઓનાં પદો-ગીતો દ્વારા ભક્તિ અને શૃંગારને એક નવા જ સ્તર પર પ્રતિષ્ઠિત કર્યાં—જેની અસર કબીર અને સૂર બંને ઉપર ઊંડી વરતાય છે.

ગુજરાતમાં આપણે માટે સુપરિચિત નરસિંહ, મીરાં, અખો અને દયારામે વહાવેલા ભક્તિ અને જ્ઞાનના પ્રવાહો આ ભારતીય પરંપરાનાં જ પુષ્પો છે—જેમા મીરાંનું અર્પણ તો અનન્ય અદ્વિતીય છે.



પરંતુ આ યુગની કૃષ્ણ ભક્તિનું મહદ્ કેન્દ્ર તે તો વ્રજ-ભૂમિ; એની ભાષા તે વ્રજબોલી; આચાર્ય નિમ્બાર્ક એના પુરસ્કર્તા. દક્ષિણ ભારતમાં બ્રાહ્મણ પરિવારમાં જન્મ્યા હતા, અને ઉત્તર ભારતમાં વિશેષે કરીને મથુરા-મંડલમાં યમુના તીરે ધ્રુવક્ષેત્રે

રહી કૃષ્ણ ભક્તિના રોપ ઉછેર્યા હતા. એ પછી વ્રજભૂમિને પ્રેમ ભક્તિથી અભિષિક્ત કરી દેનાર પ્રગટ્યા ચૈતન્ય પ્રભુ. તે આપણે જોઈ ગયા.

આ આખી ભૂમિકાને એક અભિનવ સ્તર ઉપર લઈ જવાના પુરુષાર્થનો યશ જાય છે આચાર્ય શ્રી વલ્લભને ફાળે. એમણે પૃથકજનને ભાગવત ધર્મમાં પરિપ્લાવિત કર્યો, એમણે ભાગવત ભાવનાને લોક ભાવનામાં ઓતપ્રોત કરી.

શ્રીવલ્લભ પોતાના દર્શનને શુદ્ધાદ્વૈત કહે છે; અને તેમનો સંપ્રદાય પુષ્ટિમાર્ગ. આચાર્યશ્રીની દૃષ્ટિએ ભક્તિની શ્રેષ્ઠ કક્ષા તે પુષ્ટિમાર્ગની શ્રેષ્ઠ કક્ષા છે. તેમાં ઇષ્ટદેવ પાસેથી મોક્ષ ફળની અપેક્ષા નથી.' તેમાં કર્મ અને જ્ઞાન એકેની અનિવાર્યતા નથી. એતો ફળરહિત, સાધનરહિત ભક્તિપંથ છે એમાં ઈશ્વરને ચરણે આત્મસમર્પણ, ઈશ્વરનો અનુગ્રહ, કેવળ-કૃપાની જ ઝંખના રહે છે. આ રીતે, 'પુષ્ટિ ભક્તિ' સાધનનિરપેક્ષ છે. એમના મતે, ઈશ્વરના અવતારનું પ્રયોજન દુષ્ટ-જનનું દલન અને સાધુજનનું પરિત્રાણ માત્ર નથી. એ તો બીજાં સાધનો દ્વારા ય શક્ય છે. અવતાર-ધારણનું પ્રયોજન તો માનવીને સાધન-નિરપેક્ષ મુક્તિનું દાન આપવા પૂરતું જ છે.

સાધક માટે કોઈ સાધનાની અપેક્ષા રહેતી નથી. ભગવાન પોતે જ પોતાના લીલા વિલાસથી, પોતાના અનુગ્રહથી મુક્તિ પ્રદાન કરે છે

અલબત્ત, કર્મ અને જ્ઞાનનો અહીં ઇન્કાર નથી; તથા નવધાભક્તિનો ય ઇન્કાર નથી. પરંતુ એ બધી સાધન-ભક્તિ છે; સાચા પુષ્ટિજીવ માટે કોઈ પણ ભાવે ભગવાનનું ભજન એ જ એકમાત્ર સાધન બસ છે. આ માનસી ભક્તિ તનુજા અને વિત્તની ભક્તિથી શ્રેષ્ઠતર છે; સાધનની અપેક્ષાવાળી 'મર્યાદિત પ્રપત્તિ' કરતાં 'પુષ્ટિ પ્રપત્તિ' ઉચ્ચતર છે.

ભગવાનને મળવાની આતુરતા, વિયોગમાં નિરંતર વ્યાકુલતા એ જ ભક્તની પરમ તૃપ્તિ-પ્રાપ્તિ છે.

શ્રીકૃષ્ણના પદારવિંદમાં, સર્વથા, સર્વાત્મના, સર્વભાવે સમર્પણની વૃત્તિ—દેશ, કાળ, જાતિ, વર્ણ કે અન્ય તમામ ભેદ વિના સૌને માટે, સદાકાળ શક્ય છે.

આચાર્ય શ્રી વલ્લભની આ પુષ્ટિભક્તિ સુરદાસ, પરમાનંદદાસ, દયારામ, કેશવ ભટ્ટ, નાભાજી આદિ ભક્ત-કવિ-પંડિતોને પ્રેરણા આપવા સમર્થ નીવડી છે; તે અકબરયુગના રત્નસમા સંગીતકાર તાનસેન તથા ટોડરમલ, બિરબલ આદિ રાજનીતિજ્ઞોને પણ પ્રભાવિત કરી શકી છે; એટલું જ નહિ, હિંદુ ધર્મની તમામ જાતિઓ અને સ્ત્રીઓ ઉપરાંત વિધર્મી મુસ્લિમ રાજકર્તાઓથી માંડી સામાન્ય મુસ્લિમજનને આકર્ષી પોતાનામાં એકરૂપ બનાવવા સમર્થ નીવડી છે, એ જેવું તેવું પ્રદાન નથી.

★

ભાગવત ધર્મની આ ભક્તિધારા ૧૨ થી ૧૭મી સદી દરમ્યાન જે સવિશેષ સ્વરૂપે પ્રગટ થઈ છે એનું રહસ્ય ભારતની સામાજિક-સાંસ્કૃતિક પાર્શ્વભૂમિમાં છે.

હિંદુ ધર્મના પાયા સમાન ગણાતી, શાસ્ત્રવિહિત ચાતુર્વર્ણ્ય વ્યવસ્થા ઉપર આવડો મોટો અને આટલો પ્રચંડ પ્રહાર, આટલો એક ધારો અને આટલો પરિણામદાયી, શી રીતે શક્ય બન્યો? ભક્તિનું આવું સૌમ્ય છતાં ઉદ્દામ ઉધ્ધારક સાર્વજનીન રૂપ શાથી શક્ય બન્યું? એનું એક અતિ મહત્ત્વનું કારણ તે ભારતના ઇતિહાસમાં જ રહેલું છે—૧૧ મી સદીથી ભારતવર્ષની પ્રાચીન સુદૃઢ સમાજ-વ્યવસ્થા ઉપર આવેલી એક કટોકટીમાં રહેલું છે. ભક્તિયુગનું ઐતિહાસિક રહસ્ય સમજવા માટે આ પાર્શ્વભૂમિકામાં ડોકિયું કરી લઈએ.

ગુપ્તોના સુવર્ણયુગ પછી ભારતનો પ્રમુખ આર્યધર્મ જડતા-રૂઢિમસ્તતા અને વર્ણશ્રેણીના ઉચ્ચનીચ ભેદોનાં બંધનોમાં ગુંગળાઈ રહ્યો હતો —હિંદુ ધર્મમાં જ નહિ, એક વખતના ક્રાંતિકારી ગણાતા બૌદ્ધધર્મમાંય ભયંકર સડો ઘર ઘાલી બેઠો હતો.

ચાતુર્વર્ણ્યની વ્યવસ્થા એક સમયે સામાજિક શ્રમવિભાગને અનુલક્ષી, સામાજિક સંઘર્ષને હળવો

રાખી, સામાજિક સમતુના સાચવવાની ચાવી રૂપ હતી પરતુ ધીમે ધીમે કરતા તે સર્વથા વિકૃત બની ગઈ બ્રાહ્મણો જ તમામ જ્ઞાન, શાસ્ત્રો, સસ્કૃત ભાષા, સદ્ગુણો અને સત્તાના ઇજારદાર બની ગયા; અન્ય વર્ણો પ્રત્યે અપમાનિત તિરસ્કૃત વલણ દાખવતા થઈ ગયા; અને ઉપલા ત્રણ વર્ણોનુ શુદ્રો પ્રત્યેનુ વલણ તો ભયકર અમાનવી અત્યાચારી હદે પહોચી ગયુ; સ્ત્રીઓનુ સ્થાન પણ એક દાસી અને ઉપભોગના સાધન સમુ થવા લાગ્યુ; શાસ્ત્રને નામે વ્યવહાર-ધર્મની પરિપાટી દરેક વર્ગ માટે જડ બની ગઈ, એમા ક્ષતિ કરનારા સૌ બહિષ્કૃત થઈ સામાજિક અત્યાચારોના ભોગ બન્યા બીજી બાજુ ભારત બહારથી આવી રહેલી ટોળીઓને પોતાની અંદર આત્મસાત કરી લેવાનુ સત્ત્વ (આગળના યુગમા હતું તેવુ) હવે રહ્યું ન હતું એટલે બહિષ્કૃતો અને આગતુકોના નાનાવિધ વાડાઓ વધી રહ્યા હતા બૌદ્ધો, શાકતો, શૈવો તથા બગાળમાના ડોમ, હાડી, અને પજાબમાના નાથ, નિરજન, પાશુપતો વગેરેના વિશાળ સમુદાયો વેદ ધર્મની બહાર ફેકાઇ ગયા હતા, અથવા બહારના જ ગણાતા રહ્યા હતા તે એટલી હદે કે 'વેદપ્રણિત' કરતા 'વેદબાહ્ય આચાર-ભ્રષ્ટો'ની સખ્યા વધી ગઈ હતી અસખ્ય વર્ણો 'હલકા' અને તિરસ્કૃત ગણાવાને કારણે વ્યાપક સમાજજીવનના વિકાસમા જ બાધા પેદા થઇ ચૂકી હતી આમ, એક બાજુ વર્ણાશ્રમ ધર્મ દમનનુ સાધન બન્યો હતો, તો બીજી બાજુ, ઉપલા વર્ગો (બ્રાહ્મણ ક્ષત્રિય) એશઆરામમા પડ્યા હતા; અને પથ-પથો વચ્ચે, રાજ્ય-રાજ્યની વચ્ચે વિદ્વેષનો અગ્નિ ધૂમાઈ રહ્યો હતો

સમસ્ત જીવનના આવા કટોકટીના પ્રસગે ભારત વર્ષના ધાર્મિક-સાસ્કૃતિક-સામાજિક પરિપાટીથી અને પ્રણાલિથી સર્વથા ભિન્ન એવી બહારની ઇસ્લામી શક્તિનુ મોજુ 'આક્રમણ' શરૂ થયુ આરભમા (૮મી સદીમા) જૂજ ફકીરો, સતો-સૂફીઓએ ભારતમા પ્રવેશ કર્યો હતો; એ બધા ઇસ્લામ ધર્મી હતા' તેમા ય સૂફી-ભક્તો-કવિઓ તો પ્રેમ ભક્તિ પથના પુરસ્કર્તા હતા; વળી, આમેય, ઇસ્લામમા વર્ણભેદો હતા જ નહિ જો કે એ ધર્મની બહારના સૌ કાફરો ગણાતા; પરતુ એ ધર્મની અદરના સૌ સમાન હતા—નમાજ, પાઠ, તીર્થ, ભોજન, લગ્ન આદિ વ્યવહારોમા રાજા કે રક સૌને સમાન અધિકારો હતા; સમાન સ્થાન હતુ. આ રીતે, ધાર્મિક સાસ્કૃતિક ક્ષેત્રે ઇસ્લામ ધર્મી સૂફી ભક્તિપથી કવિઓના સમાગમની અસર ભારતીય ધર્મભાવના, અને ખાસ તો, વર્ણવ્યવહાર ઉપર સર્જાયેલ હતી જ પરતુ આ કેવળ સસ્કૃતિક આગમનથી પત્યુ નહિ જોતજોતામા તો, ખરેખરુ ભયાવહ આક્રમણ તૂટી પડયુ વિદેશી મુસ્લિમ રાજ્યકર્તાઓ ભારત પર આવી પડ્યા. (ઇ સ ૧૦૦૦ થી) ઘોરી અને ગઝનવીઓએ ફરીફરી ઉપરા ઉપરી આક્રમણો કરી ભારતીય સ્વાધીનતાને ખડિત કરી નગરો અને ધર્મસ્થાનો ધરાશાયી કર્યા, લૂટયા, મૂર્તિઓનો નાશ કર્યો, અઢળક સપત્તિ અને સ્થાપત્યો લૂટી સાથે લઇ પોતાને વતન પાછા ફર્યા

પરતુ વાત આટલે જ ન અટકી આ પછી (૧૨૦૬ થી ૧૫૨૬) ખિલજી, તઘલખ, સૈયદ અને લોદી વશીઓએ ભારત પર આક્રમણ કરી, સત્તા કબજે કરી, સત્તાના કેન્દ્રો ઊભા કર્યા અને ભારતીય ધર્મના ઉચ્છેદની અને ઇસ્લામી ધર્મના વિસ્તારની કારવાઇઓ ક્રૂર હાથે ચલાવ્યે રાખી સત્તાના બળે ભારતના સમસ્ત ધાર્મિક-સાસ્કૃતિક પાયા ઉપર પ્રહારો ઝીંકયા મદિરો અને મૂર્તિઓનો ઘાણ વાળ્યો, ધર્મ-તીર્થસ્થાનો ભ્રષ્ટ કર્યા, હિંદુઓને વટલાવ્યા; દેવળો-મદિરો નવા સ્થાપવા સામે, જૂનાનો જીર્ણોદ્ધાર કરવા સામે ય પ્રતિબધો મૂકયા, આર્થિક રીતે ય બિન ઇસ્લામીઓને રજાડયા (જજીયાવેરો), તથા સામાજિક જીવનમા ય ડખલ કરી અમુક અન્ન-વસ્ત્ર તથા આભૂષણો વગેરે ઉપર નિયત્રણ નાખ્યા, અને રાજ્યના મુખ્ય સ્થાનો પરથી હટાવી ય દીધા

બીજી બાજુ જેમણે ઇસ્લામ ધર્મનો સ્વીકાર

કર્યો એમને માટે બધા રસ્તા ખુલ્લા થઇ ગયા. એ સૌ સુરક્ષિત બની ગયા !

પરિણામ શું આવ્યું? આપણે ત્યાં શું બન્યું? સુરક્ષા, સત્તા, સુખસગવડની લાલસામાં સૌથી ઉપરના વર્ગો (બ્રાહ્મણો, રાજવીઓ અને શ્રીમંતો) ના સમૂહોના સમૂહો ધર્મપરિવર્તન કરી, સ્વાર્થમાં આંધળા બની, ભયથી કંપી ઊઠી, દીનતા અને લાચારી સ્વીકારી, સરકારી દફતરોમાં અને સુરક્ષિત સત્તાસ્થાનોમાં ગોઠવાઇ ગયા. બીજી બાજુ? વર્ણધર્મના વર્ચસ્વ નીચે ગુંગળાઈ રહેલી અને હડધૂત થયેલી હલકી ગણાયેલ જાતિઓ—જૂથો—સમૂહોએ "સૌની ધાર્મિક સમાનતા" જાહેર કરનારા ઇસ્લામ ધર્મને રાજી ખુશીથી (કે ના છૂટકે) અપનાવી લઇ સૈકાંઓથી પ્રવર્તતા દમનમાંથી છુટકારો મેળવ્યો !

પરિણામ, સ્વાભાવિક રીતે જ, એ આવ્યું કે હિંદુ ધર્મના પાયા ખખડી ઊઠયા—બાહ્ય ઇમારત કકડભૂસ તૂટવા લાગી.

ભારતને માટે આ ઘટના સર્વથા અભિનવ હતી. સવાલ સીધો આવી ઊભો રહ્યો હતોઃ હિન્દુ-ધર્મ—સંસ્કાર ટકશે કે ખતમ થશે? આજ સુધી 'હિંદુ' શબ્દ કોઇએ વાપર્યો ન હતો, કોઇએ સાંભળ્યો ન હતો.[1] અને આજ સુધી, આર્ય ધર્મની કોરીકટ વ્યાખ્યા કોઇએ કરી ન હતી. આજ પૂર્વે, ભારત બહારથી અનેક પ્રજાઓ ભારતમાં આવી હતી. આર્યો પછી ગ્રીક, શક, કુશાન, હૂણ, સિથિયન અને ગુજ્જરો આદિ ટોળીઓ આ ભૂમિમાં પ્રવેશી, આ ભૂમિના સંસ્કાર—સમાજમાં જ સમાઇ ગઈ હતી. આર્યોના એક યા બીજા વર્ણોમા એ ઓતપ્રોત થઇ ગઇ હતી. સંપૂર્ણ રીતે ભારતીય બની, ભારતની પરંપરાને અપનાવી, સહિયારા પુરુષાર્થમાં એકરૂપ બની ગઇ હતી. એમનો ધર્મ, એમના સંસ્કાર, એમનો આધાર —એમનું બધું જ ભારતીય ધર્મ—આચાર કે સંસ્કારની જ એક વિશેષતા—વિવિધતા રૂપે સ્થાન પામ્યાં હતાં.

પરંતુ ઇસ્લામી આક્રમણનું રૂપ જુદું રહ્યું: અને એથી સમસ્યાઓ પણ વધુ ગંભીર અને જટિલ બની ઊઠીઃ હિંદુ ધર્મ—સંસ્કાર ટકશે કે ખતમ થશે? ધર્મ અને સંસ્કારના સંરક્ષણનો માર્ગ શો? એ સવાલ આવી ઊભો.

અલબત્ત, ત્યારેય ચુસ્તધર્મી જડભરતોએ ધર્મ—રક્ષાને નામે વધુ ને વધુ સંકુચિત વાડાઓ ઊભા કરી, વધુ કઠોર જડ બંધનો—નીતિ નિયમો, આચારો ઊભા કરીને ઊલટો જ રસ્તો લીધો !

બીજો ઉપાય જ્ઞાનમાર્ગનો – શ્રી શંકરાચાર્યે, અને કર્મમાર્ગનો – શ્રી કુમારિલ ભટ્ટે અજમાવી જોયો હતો. પરંતુ સર્વસાધારણ પૃથક્‌જન માટે એ બંને અશક્યવત્ બન્યાં હતા. પ્રજાનો આત્મા કોઇ રાજમાર્ગની ખોજમા જ હતો. *



આવી હીન—દીન દશા અને છિન્નભિન્નતા તથા અંધાધૂંધી અને કસોટીના કાળે, જો કોઇએ મૃતપ્રાય ભારતવર્ષને નવપ્રાણિત કરવાનું સાહસ કર્યું હોય, એ માટે અભિનવ અજોડ પુરુષાર્થ કર્યો હોય, તો તેનું ગૌરવ અને શ્રેય ભાગવતધર્મી વૈષ્ણવ આચાર્યો—સંત—ભક્ત—કવિઓને છે. ભક્તિ આંદોલનના આ ધુરંધરોએ સાચા ધર્મની રક્ષા તો કરી જ; પણ સાથોસાથ સમસ્ત સામાજિક સાંસ્કૃતિક સાહિત્યિક પુનરોત્થાનની મશાલ પણ પેટાવી.

કોઈએ નિર્ગુણ ધારાના અગ્રણી બની, તો કોઇએ સગુણ ધારાનો આશ્રય લઇ, કાર્ય તો એક જ કર્યું. કેટલાકે હિંદુ જાતિના બાહ્યાચારની શુષ્કતાને સાચા જ્ઞાન દ્વારા અને શાસ્ત્રોની સંગતિ—સંમતિ દ્વારા સ્થાપિત કરીને હિંદુ પ્રણાલિમાં આવશ્યક ફેરફારો કરવાનો 'સુધારાનો પંથ' પકડયો; તો બીજાઓએ પૌરાણિક અવતારોનો આધાર લઈ, બાહ્યાચારની શુષ્કતાને કેવળ પ્રેમભક્તિના પૂરમા ડુબાડી દઇ, 'ભક્તિ પંથમા સૌની સમાનતા'-નો વિદ્રોહી વીરતાભર્યો માર્ગ અપનાવ્યો.

---

૧ 'મધ્યકાલીન ધર્મ સાધના:' હજારીપ્રસાદ દ્વિવેદી કહે છે કે હિન્દુ શબ્દ જ મુસ્લિમોએ બનાવેલો છે.

* શ્રી વલ્લભાચાર્ય પરિસ્થિતિની ગંભીરતા અને ઉકેલ રજૂ કરતાં લખે છેઃ "દેશ મ્લેચ્છોથી આક્રાન્ત છે; મ્લે-

ઈતિહાસમાં એ વાત અવિસ્મરણીય રહેશે કે જ્યારે ઉપલા વર્ગના અને વર્ણના પ્રતિષ્ઠિતો વિદેશી વિધર્મી સત્તા સાથે હાથ મિલાવી સ્વાર્થ-સાધના કરી રહ્યા હતા ત્યારે, અસંખ્ય ભક્તો-સંતો-કવિઓએ (ખાસ કરીને નીચલા વર્ગના ગણાય એમણે!) અસાધારણ જોખમો, અત્યાચારો અને મોત સુદ્ધાંને આવકારી લઈ વિષમ પરિસ્થિતિનું ચિત્ર આલેખ્યું હતું; અન્યાય અને અનાચાર, દંભ અને વિલાસ સામે નિર્ભયપણે, નિષ્ઠાપૂર્વક પડકાર ફેંક્યો હતો; અને આર્યધર્મની ઊખડી રહેલી ઈમારતના પાયામાં સાચા માનુષી ધર્મની પુનઃસ્થાપના કરી સમસ્ત જનસમુદાયોને ધૈર્ય, હિંમત, વીરતા અને આસ્થાને પથે દોરી હતી.

તેમણે સંસ્કૃત ભાષા અને સંસ્કૃત સાહિત્યમાં સીમિત રહેલું બ્રહ્મજ્ઞાન જ્યારે જનબોધથી બહાર બની ગયું હતું ત્યારે, એ જ વૈદિક વારસો, નવે રૂપે, લોકવાણી અને લોકભાષામાં ધરી દઈને સંત-ભક્ત-સમુદાયે સામાજિક ક્રાંતિનું એક મહાન લોકભોગ્ય સાધન તૈયાર કર્યું હતું. હવે કોઈ સંસ્કૃતજ્ઞ-મહાપંડિતને જ બ્રહ્મજ્ઞાનનો ઇજારો રહેતો નહિ. ધર્મજ્ઞાનનો અર્થ સૌ ભક્તો-સંતો-કવિઓએ પોતાની રીતે પ્રગટ કરી ઇજારાશાહીને જ નાબૂદ કરી દીધી!

આમ, પ્રાકૃત (લોકભાષા), અગર અપભ્રંશમાં ધર્મનું રહસ્ય અને નવનીત પ્રજાના હાથમાં ધરી દઈને, તથા ભક્તિ પંથમાં ઉચ્ચનીચ, જાતિ-વિજાતિ, ધર્મી-અધર્મી-વિધર્મી, જ્ઞાની-અજ્ઞાની, સ્ત્રી-પુરુષ, સાધુ-ગૃહસ્થી, પાપી-પુણ્યશાળી, એવા સાંસારિક ભેદોને ભક્તિના રસાયણમાં ઓગાળી નાખીને, ભક્તિ-રસમાં સૌને તન્મય, એક સમાન, એકમય બનાવી દઈને, મધ્યયુગી આચાર્યો-સંતો-ભક્તો એક પ્રચંડ સામાજિક લોકશાહી ક્રાંતિ જ કરી ગયા છે, એ વિષે શંકાને સ્થાન નથી.

વડોદરા તા. ૨૪-૯-૬૪ ]

---

ક્યાંથી કચડાયેલો દેશ પાપનો આલય બની ગયેલ છે. તીર્થોની દશા શી વર્ણવી જાય? ગંગાદિ સમસ્ત ઉત્તમ તીર્થો યવનોના આક્રમણોથી પીડિત છે. આને કારણે એ તીર્થોનું આધિદૈવિક રૂપ નષ્ટ થઈ ગયું છે."

"અશિક્ષા તથા અજ્ઞાનને કારણે, અર્થ ન સમજવાને લીધે વેદોના મંત્રો નષ્ટ થઈ રહ્યા છે....

"આવી દશામાં શૂદ્રો તથા સ્ત્રીઓની મુક્તિ. ભલા, આ વેદાધ્યયન નિરત દુર્ગમ માર્ગોથી શી રીતે થઈ શકે? એમને માટે કોઇ સીધો રાજમાર્ગ હોવો જોઇએ. જેનાથી નિરાશ્રય તથા નિઃસહાય લોક સમસ્ત બંધનોથી મુક્ત થઈ શકે × × × આ માર્ગ તે જ **અનુગ્રહ માર્ગ**-"કૃષ્ણ એ જ ગતિર્મમ."

# સામ્રાજ્યવાદના પાંચ પ્રકારો

રામમનોહર લોહિયા
અનુ : અચ્યુત યાજ્ઞિક

ઘણા લાંબા સમયથી હું માનું છું કે આ જગત વિશિષ્ટ અધિકારસંપન્ન ગોરાઓ અને પદ-દલિત રંગીનો વચ્ચે વહેંચાયેલું છે. આ મતને ખોટી રીતે સમજી મારી ઉપર વેરભાવનાનો આરોપ મૂકવામાં આવે છે. ગમે તે હોય, યુરોપ–અમેરિકા સાથે હું રાગાત્મક આત્મીયતા અનુભવું છું અને ખરેખર રંગીન લોકો કરતાં મેં તેમની પાસેથી અધિક વિશ્વ-બોધ મેળવ્યો છે. સામાન્યતઃ રંગીન માણસ યુરોપ-અમેરિકા પ્રત્યે રાગાત્મક વેર રાખતો હોય છે અને બૌદ્ધિક રૂપે તેમનો ગુલામ હોય છે. મારા જેવા માણસો યુરોપ–અમેરિકા સાથે રાગાત્મક મિત્રતા રાખે છે, પરંતુ બૌદ્ધિક સ્વતંત્રતા માટે પ્રયાસ કરે છે. ગોરા અને રંગીન બન્ને ગુલામોને મારા જેવાની સ્થિતિ સમજવામાં મુશ્કેલી પડે છે. વિશિષ્ટ અધિકાર–સંપન્ન ગોરાઓ અને પદદલિત રંગીનો વચ્ચે દીવાલ અમે ઊભી નથી કરી, તે તો છે જ. તે દીવાલના અસ્તિત્વના સ્વીકાર સાથે તેનો નાશ કરવાનું જ અમારું લક્ષ્ય છે. લક્ષ્ય તેમનાં સ્થાન અને પદનો અદલોબદલો કરીને નહિ, પરંતુ સમકક્ષતા મેળવી પ્રાપ્ત કરવાનું છે. એટલે જ રશિયન સામ્યવાદીઓ કરતાં ચીની સામ્યવાદીઓ પાસેથી કેટલીક બાબતોમાં વધારે આશા રાખવામાં આવતી હતી. એની આશાઓનું શું થયું તેની શોધ કરવાની કોશીશ કરતાં પહેલા તેનો ઉલ્લેખ ઇચ્છનીય છે.

માનવ જાતિએ અનેક માયાવી પરંતુ ગોપિત રહેલા સામ્રાજ્યવાદોને જાણી લેવા જોઈએ. સામ્રાજ્યવાદ એ દુર્ગંધ સભર શબ્દ છે. તેના સાચા અવબોધન સામે એક દીવાલ ઊભી થઈ જાય છે—જે ન થવી જોઇએ. કોઇને પણ આરોપીના પિંજરામાં ઊભો કરવાનો પ્રશ્ન નથી. માનવીના ક્રિયા–કલાપોની અનેક બાબતોમાં સામ્રાજ્ય–સંસ્થાનવાદની એક ઘટના બની ચૂકી છે. કોઇને દોષિત જાહેર કરવા હોય તો ઇતિહાસે રંગીન લોકોને પણ ગોરાઓ જેટલાજ દોષી ગણવા જોઇએ... કારણ કે તેઓ સુપ્ત આળસુ અને મુગ્ધ હતા, ત્યારે ગોરાઓ સક્રિય, પારાગત અને ક્રૂર હતા.

(૧) ભૂમિ–સામ્રાજ્યવાદ અથવા આંતરરાષ્ટ્રીય જમીનદારી સૌથી પહેલો ગુનેગાર છે, જે નિર્બંધ વિચરે છે. વસ્તીની ઘનતા ઓછી હોવાને લીધે અમેરિકા અને રશિયા જેવા દેશોમાં હજારો એકર ધરતી કુંવારી છે. ઇતિહાસના કમનસીબે જ તેમને આટલી જમીન સાંપડી છે. સાઇબેરિયા અને ઓસ્ટ્રેલિયામાં એક ચો. મા. માં એક જ માણસની વસ્તી છે. કેલિફોર્નિયામાં એક ચો. મા. પર ૧૦થી પણ ઓછા લોકોની વસ્તી છે. આપણે તેની તુલના ભારતના એક ચો. મા. ઉ પર ૩૫૦ અને ચીનના ૨૦૦ માણસો સાથે કરવી જોઇએ. એક દિવસ તો કોઇએ અથવા આખીય માનવજાતે ઇતિહાસના આ વિષમ વળાંકોને સીધા કરવા પડશે.

(૨) બુદ્ધિનો સામ્રાજ્યવાદ આપણા યુગનું પણ કલંક છે. બુદ્ધિ–સામ્રાજ્યવાદીઓ સંસ્થાનવાસીઓને જ્ઞાન તો આપે છે, પરંતુ આવશ્યક કૌશલ્ય કે તાત્વિક જાગૃતિનું નહિ. હું એ પણ કહી દઉં કે આ જાતનો બુદ્ધિ–સામ્રાજ્યવાદ ભારતમાં પણ છે.

ના એવું નથી. અમેરિકાના આંતરવિગ્રહની સ્મૃતિ હજી સર્વથા ભૂંસાઈ ગઈ નથી. પરિણામે દક્ષિણ-વાસીઓના ચિત્તમાં હજી ડેમોક્રેટિક પક્ષ માટેની આત્મીયતા તાજી જ છે, તો, ન્યુ ઇંગ્લેન્ડર્સ, મિડ-વેસ્ટર્નર્સ રિપબ્લિક પાર્ટી વિષે એવી જ મમતા-ઉષ્મા ધરાવે છે. તેમણે અબ્રાહમ લિંકનને અને એકતાના તેના આદર્શને ટેકો આપ્યો હતો. જો કે, છેલ્લાં કેટલાક વરસ થયાં આ પ્રણાલિકાગત બંધનો પણ કંઈક ઢીલાં પડી રહ્યાં છે.

આ બંને પક્ષો વચ્ચેના અદ્યતન ભેદો સમજવા માટે આપણે એમને જડબેસલાખ પક્ષો કરતાં શિથિલ બંધારણનાં મંડળો જેવાં ગણવાં જરૂરી છે.

દા. ત. રિપબ્લિકન પાર્ટીને આપણે વેપારીઓ, મધ્ય-પશ્ચિમ અને ઉત્તર-પૂર્વના ખેડૂતો તથા અનેક નાનાં નગરોના નાગરિકોના મહા મંડળ-મેળા જેવી ગણી શકીએ તો, ડેમોક્રેટિક પાર્ટીને મજૂર સંગઠનોનો અને નિગ્રોના મોટા સમૂહોનો તથા લઘુમતિ જૂથોનો ટેકો રહ્યો છે. એને દક્ષિણ અને પશ્ચિમનાં ખેતી સંગઠનોનો પણ અંશતઃ ટેકો છે, પરંતુ એનાં ખરેખરાં શક્તિ કેન્દ્ર મોટાં નગરો છે.

એ વાત પણ સ્વાભાવિક છે કે આ સંગઠનોના આધાર પર બંને પક્ષની મુખ્ય રાજકીય નીતિ ઘડાઈ છે. દા. ત. ડેમોક્રેટક પક્ષ આર્થિક વિકાસ અને પુનર્રોજગારી ઉપર ભાર આપે છે, ત્યારે રિપબ્લિકન નાણાકીય સ્થિરતા અને ફુગાવાના ભયો ઉપર ખાસ નજર રાખે છે ડેમોક્રેટો ફેડરલ (કેન્દ્ર) સત્તા અને નાણાંનો ઉપયોગ કરીને દૂરગામી પરિવર્તનો કરવા વધુ તત્પર હોય છે — દા. ત. સસ્તી વીજળીના ઉત્પાદનથી માંડી શૈક્ષણિક સુધારાઓ. ત્યારે રિપબ્લિકનો એવું માને છે કે ફેડરલ (કેન્દ્ર) સરકારે વધુ મર્યાદિત અને તટસ્થતા પૂર્વક ભાગ ભજવવો જોઈએ. તેણે સીધી સક્રિય દરમ્યાનગીરી કરવાને બદલે આર્થિક અને સામાજિક બળો વચ્ચેના ઘર્ષણમાં તટસ્થ સલાહકાર તરીકે કામ કરવું જોઈએ. વળી રિપબ્લિકનો સ્થાનિક અને રાજ્ય ઘટકોની સત્તા ઉપર વધુ મદાર બાંધે છે...

ઐતિહાસિક રીતે વિચારતાં ડેમોક્રેટોએ ઓછી જકાત અને આંતરરાષ્ટ્રીય વેપારના વિસ્તારની સિફારસ કરી છે; જ્યારે રિપબ્લિકનોએ સંરક્ષણાત્મક જકાતની. (જો કે છેલ્લાં વરસોમાં આ તફાવત પણ ઓછો થઈ ગયો છે.)

એકંદરે, ડેમોક્રેટો વધુ ઉદાર નીતિ ધરાવનારા લિબરલો (અમેરિકાના અર્થમાં) અને રિપબ્લિકનો વધુ સંરક્ષણવૃત્તિ ધરાવનારા કૉન્ઝરવેટિવો ગણાય છે. આમ છતાં આ અપવાદ પણ નોંધપાત્ર છે, કે-

* ઉત્તરનાં મોટાં શહેરોનાં રિપબ્લિકન પ્રતિનિધિઓ ઘણીવાર પૂરેપૂરા 'લિબરલો' જણાયા છે; અને દક્ષિણના ગ્રામવિસ્તારના ડેમોક્રેટો વધુ "કન્ઝરવેટિવ" રહ્યા છે. ટૂંકમાં, આ જૂથો પક્ષના ઔપચારિક કાર્યક્રમો કરતાં પોતાનાં મતદાર મંડળોનાં સ્થાનિક હિતો ઉપર વધુ લક્ષ આપતા દેખાય છે; કેમકે ફેડરેશનમાંનો દરેક પ્રતિનિધિ–કોંગ્રેસમેન પોતાના પ્રદેશના એલચી જેવો ગણાય છે.

અમેરિકાની કોંગ્રેસમાં આપણને આ વાત જણાય છે કે ત્યાં પક્ષોનું એટલું મહત્વ નથી, જેટલું વિવિધ હિત ધરાવનારાં જૂથોનું છેઃ દા. ત. ખેડૂતો મજૂરો, વેપારીઓ, નિગ્રો–ભેદનીતિના રક્ષકો વગેરે. આ બધા પ્રતિનિધિઓ દરેક દરેક મુદ્દા ઉપર જુદા જુદા મત આપે છે એટલે કે જુદાં જુદાં જૂથો ભેગાં થઈ જાય છે.

આમ, આ જૂથો પક્ષોને આરપાર વીંધનારાં જૂથો છે. અને આ પ્રતિનિધિઓએ પોતાના પક્ષ કરતાં પોતાના મતવિભાગોના મતદારો પ્રત્યેની વફાદારીનો વધુ વિચાર કરવો રહે છે. આથી મતદારો સાથે તેમણે ઘનિષ્ઠ સંબંધ જાળવી રાખવો રહે છે. (આ પ્રતિનિધિઓની ઑફિસે મતદારો જાતે મોટી સંખ્યામાં ઊમટતા હોય છે થોકબંધ ટપાલ આવતી હોય છે.)

આ પદ્ધતિને કારણે અમેરિકી લોકશાહી અનેકવિધ હિતોના સમન્વયનું કામ કરતી રહી છે. આનું આદર્શ દષ્ટાંત રૂઝવેલ્ટનો 'ન્યુ ડીલનો' કાર્યક્રમ છે.

નોંધપાત્ર હકીકત એ પણ છે કે, ખુદ કેબિનેટ (પ્રધાનમંડળ)ના પ્રધાનોની જવાબદારી પણ પોતપોતાના ખાતાનાં નિશ્ચિત હિતો—મજૂર, ખેડૂત, વેપારીઓ વગેરેનાં હિતોની રખેવાળી કરવાની ગણાય છે! (આપણે ત્યાં આવું થાય છે ત્યારે આપણે તેને રાષ્ટ્રીયહિતવિરોધી, 'વિભાગીય હિતની રક્ષા કરનારા' કહી ટીકા કરીએ છીએ.)

૨.

અમેરિકી લોકશાહીના આ ગુણોની સરખામણીમાં તેનું દૂષણ પણ ઘણું મોટું ગણાય છે. એ મુખ્ય દોષો વિચારીએ. એકઃ કોઈ પણ નિર્ણય માટે બંને પક્ષોમાંનાં ભિન્ન હિતોની સમગ્ર બહુમતિ ઉપર આધાર રાખવો પડતો હોઈને બહુમતિ 'એંજીન'નું કામ કરવાને બદલે 'બ્રેક'નું કામ યે કરે છે—ઘણીવાર આવી બહુમતિ પ્રાપ્ત થતાં ઘણો લાંબો સમય નીકળી જાય છે. આવો વિલંબ કેટલીકવાર નુકસાનકારક પણ નીવડે છે. વળી આ પદ્ધતિને કારણે નાણાં પણ વધુ ખર્ચાય છે. બ્યવસ્થિત જથો વધારે પરંતુ મહત્ત્વ ધરાવતાં થઈ જાય છે. અને તેને કારણે તેઓ સમગ્ર રાષ્ટ્રીય હિત કરતાં પોતાનાં સંકુચિત હિતોને પકડી રાખવા શક્તિમાન બને છે. (દા. ત. મસલશોઆલ-બંધ અને ટેનેસી વેલીબંધ તથા સેંટ લોરન્સ વોટર-વેના બાંધકામ અંગે અમુક નાનાં હિત-જથોની આડખીલી). બીજું, આખા રાષ્ટ્રનો સમગ્ર રીતે હિત-વિચાર કરનારા પક્ષ જેવું બહુ ઓછું રહેવા પામે છે. અલબત્ત, આની સામે એવી દલીલ થઇ શકે કે વિવિધ વિશિષ્ટ હિતોનો સરવાળો જ રાષ્ટ્રીય હિત હોઇ શકે, પરંતુ એવું હંમેશાં હોતું નથી. સંકુચિત જૂથહિતો અગર સ્થાનિક હિતોથી પર જઈને વિચારી શકે એવા રાષ્ટ્રીય પક્ષનો અભાવ એ એક ઘણી મોટી ઊણપ પણ ગણાય.

પરંતુ આ ખોટ પૂરવા માટે જ અમેરિકાએ પ્રમુખનું સ્થાન અને એની સત્તાને વિશિષ્ટ મહત્ત્વ આપ્યું છે. આ પ્રમુખની, ચૂંટણી સમગ્ર પ્રજા સીધા મતદાનથી કરે છે. આનો અર્થ એ કે—

અમેરિકાનો પ્રમુખ ત્યાંના ચૂંટાઈને આવેલા સભ્યોની બનેલી કોંગ્રેસની ઇચ્છાનો જ અમલ કરવાવાળો કારભારી નથી. પરંતુ તેમની સાથે સંઘર્ષમાં ઊતરીને ય, સમગ્ર રાષ્ટ્રના હિતની રખવાળી કરનારો નેતા છે. તેનું કર્તવ્ય આંતરિક અનિવાર્ય સંઘર્ષોને ઓછામાં ઓછા બનાવીને, એમનો શક્ય સમન્વય સાધીને, કોંગ્રેસને સામાજિક પરિવર્તનનું અસરકારક સાધન બનાવવાનું છે. આમ કરતાં, વિક્ષેપ કરનારા લઘુમતિ જૂથ સામે જંગ ખેલી લેવો પડે તો ખેલી લેવામાં તેના નેતૃત્વની કસોટી રહેલી છે. (સ્વ. કેનેડી આ કર્તવ્ય પાર પાડવા જતાં જ શહીદ બન્યા હતા.) અનેક વિશિષ્ટ લક્ષણોને કારણે અમેરિકામાં કોમ્યુનિસ્ટ અગર તો સોશિયાલિસ્ટ અગર તો ત્રીજો કોઈ જડ સિદ્ધાન્તપક્ષ ફાલી શકતો નથી. જે પક્ષ અમેરિકાની લોકશાહીના મૂળમાં રહેલી પક્ષરહિત સર્વાનુમતિની પ્રણાલી અને ઓછામાં ઓછા સંઘર્ષે પરસ્પરને સહી લેવાની વૃત્તિ પચાવી નથી શકયો, એ પક્ષ ઊંડાં મૂળિયાં નાખી નથી શકયો.

અમેરિકાના એક નામાંકિત ન્યાયાધિશ હેન્ડની ઉક્તિમા અમેરિકાની લોકશાહીનું રહસ્ય આવી જાય છેઃ

**"સ્વાતંત્ર્યની ભાવના, એટલે, 'કેવળ અમે જ સાચા છીએ' એવી ખાત્રી ન હોવાની ભાવના"**

# સાપેક્ષવાદ

ચુનીભાઈ શાહ

## ૧ દ્વિધા

રાજકારણમા જેમ વિચારોનુ, વાદોનુ યુદ્ધ ચાલે છે, તેમ કોઈવાર વિજ્ઞાનમા પણ બને છે ૧૮૮૭થી ૧૯૦૫ સુધીના વર્ષોમા વિજ્ઞાનીઓ બે છાવણીઓમા વહેંચાઈ ગયા હતા એક પક્ષ એમ કહેતો હતો કે પૃથ્વી સ્થિર છે અને ફરતી નથી પરતુ ઈથર નામનો પદાર્થ છે ને છે જ, બીજો પક્ષ એટલા જ જોરશોરથી પ્રતિપાદન કરતો હતો કે પૃથ્વી સ્થિર નથી અને તે ફરે છે અને ઈથર નથી તે નથી જ આ વાદોના મૂળમા અમેરિકન વિજ્ઞાનીઓ–મીકલ્સન અને મોર્લેએ પૃથ્વીની ગતિ માપવાનો કરેલો પ્રયોગ હતો અગાઉ વિજ્ઞાનના ક્ષેત્રમા જેટલો ખળભળાટ કોઈ પ્રયોગે મચાવ્યો ન હતો તેટલો ખળભળાટ આ પ્રયોગે મચાવ્યો

### ૧ મીકલ્સન મોર્લેના પ્રયોગની પૂર્વભૂમિકા

ઘણા સમયથી પૃથ્વીની સ્વતંત્ર, સમગ્ર અથવા નિરપેક્ષ–relative નહિ પણ–absolute ગતિ માપવાનો પ્રશ્ન વૈજ્ઞાનિકો સમક્ષ ઉપસ્થિત થયો છે તે પ્રશ્નની ભૂમિકા સમજવા આપણે દૃષ્ટાંતો લઈશુ

ધારો કે તમે એક પૂલ ઉપર ઊભા છો, તેની નીચેથી પાણી ધીમે ધીમે વહે છે, તમે પૂલ ઉપરથી પાણી જોઈ રહો છો, પાણી ધીમુ ધીમુ ચાલ્યુ જાય છે, પરતુ થોડીક ક્ષણો પછી શુ બને છે? કોણ ચાલે છે? પાણી એમ ને એમ અગાઉની માફક ચાલ્યા કરે છે? ના, પાણી નથી ચાલતુ, પરતુ પૂલ ચાલે છે અને તેથી પૂલ ઉપર ઊભેલા તમે ચાલો છો અલબત્ત, થોડીક ક્ષણો પછી પાછુ પાણી ચાલતુ દેખાશે અને તમે સ્થિર હશો અને પૂલ પણ સ્થિર હશે

ઉપરના દ્રષ્ટાતમા થોડી વાર પછી જોઈ શકાય છે કે કોણ ચાલે છે? પરતુ એવુ પણ બને કે કોણ ચાલે છે અને કોણ સ્થિર છે, તેનો નિર્ણય કરવો અઘરો પડે

ધારો કે તમે એક વિમાનમા પૃથ્વીની અપેક્ષાએ દર કલાકે ૬૦૦૦ માઈલની ગતિએ પૃથ્વીથી દૂર અવકાશમા જાઓ છો, તમે પૃથ્વીથી એટલે દૂર જાઓ છો કે પૃથ્વી દેખાતી નથી

આ સ્થળેથી તમે વિમાનની બહાર નજર કરો છો તો તમે એક બીજા વિમાનને અવકાશમા ઊડતુ જુઓ છો તે વિમાન તમારા વિમાનને ઝડપથી આંબતુ આવે છે તમારા મનમા એમ હતુ કે તમારા વિમાનની ગતિ જેટલી બીજા કોઈ વિમાનની નથી, એટલે તમને આશ્ચર્ય થાય છે કે તમારા વિમાન કરતા બીજુ ઝડપી વિમાન છે ખરુ તે વિમાન તમારી સમીપે આવે છે, તેનો વિમાની તમને કહે છે "અરે ના! આખો દિવસ અવકાશમા સ્થિર જ રહે છે?"

તમને વિચાર આવે છે "પેલા વિમાનીની ગતિ મારા કરતા વધારે છે, એટલે તેને શુ એટલુ બધુ અભિમાન આવી ગયુ કે તે મારા વિમાનની ૬૦૦૦ માઈલની ગતિને તે ગતિ જ ગણતો નથી?" પણ તમારે તે સાભળી લેવુ પડે છે તમે શુ કરી શકો? તમે તેને બતાવી શકશો કે તમે કલાકના ખાસ્સા ૦૦૦ માઈલની ગતિથી ઊડો છો? તમે તેને તે કેવી રીતે બતાવી શકશો? તમે એક પણ

એવો પ્રયોગ ન કરી શકો કે જેથી તમે ઊડો છો તેની કોઈ ખાતરી થાય.

. બહુ બહુ તો તમારી પાસે પોલીસો રાખે છે તેવું રડાર યંત્ર હશે, અને તેના ઉપરથી તમે કહી શકશો કે પેલું વિમાન તમારા વિમાનની અપેક્ષાએ કલાકના ૨૫૦૦ માઈલની ઝડપે દોડે છે.

તમે એમ ગણતરી કરશો કે તમારું વિમાન પૃથ્વીની અપેક્ષાએ ૬૦૦૦ માઈલની ગતિથી ઊડે છે; તેથી પેલું વિમાન પૃથ્વીની અપેક્ષાએ કલાકના ૬૦૦૦+૨૫૦૦=૮૫૦૦ માઈલની ગતિથી ઊડતું હશે.

પણ તમારો એ હિસાબ સાચો હોય પણ ખરો અને ન પણ હોય. તમારા વિમાનની ગતિ પૃથ્વીની અપેક્ષાએ ૩૦૦૦ માઈલ હોય અને તે વિમાનની ગતિ ૩૦૦૦+૨૫૦૦=૫૫૦૦ માઈલની હોય. આવું કાંઈ ન હોય અને બીજા પ્રકારની ભારે વિસ્મયકારી સ્થિતિ પણ હોય. તે વિમાન પૃથ્વીની અપેક્ષાએ તદ્દન સ્થિર હોય અને તમારું વિમાન ૨૫૦૦ માઈલની ગતિથી પૃથ્વી તરફ પાછું ફરી રહ્યું હોય!

આ દષ્ટાંતો દર્શાવે છે કે કોઈ પદાર્થની નિરપેક્ષ ગતિ જાણવી અશક્ય છે; તેની ગતિ સાપેક્ષ જાણી શકાય છે. આપણે કોઈ પણ પદાર્થની ગતિ પૃથ્વીની અપેક્ષાએ જાણી શકીએ છીએ, પરંતુ તે પદાર્થની સમગ્ર, પૂર્ણ, નિરપેક્ષ ગતિ કેટલી હશે તે આપણે કોઈ પણ પ્રયોગથી કહી શકતા નથી.

પૃથ્વીની ગતિની વાત જ કેટલી વિસ્મયકારી છે? પૃથ્વીને ગતિ છે? જેમ કોઈ સ્થિર ગતિથી ચાલતા વહાણમાં કોઈ પણ જાતનો પ્રયોગ કરીએ તો પણ તે વહાણ ગતિમાં છે કે નહિ તે આપણે જાણી શકતા નથી; તેની ગતિ જો જાણવી હોય તો સમુદ્રના પાણી સામું જોઈએ તો જ તેની ગતિ આપણે જાણી શકીએ છીએ, એટલે કે સમુદ્રના પાણીની અપેક્ષાએ જ આપણે તે જાણી શકીએ છીએ.

તે જ પ્રમાણે પૃથ્વીની ગતિ જાણવી હોય તો પૃથ્વી ઉપર કોઈ પણ પ્રકારનો પ્રયોગ કરીએ તો પણ પૃથ્વી ફરે છે કે સ્થિર છે, તે આપણે જાણી શકીએ નહિ; પરંતુ સૂર્ય સામું જોઈએ ત્યારે જ આપણે જાણીએ છીએ કે સૂર્ય અથવા પૃથ્વી એમાંથી એક ફરે છે; પણ કોણ ફરે છે તે કહેવું મુશ્કેલ છે. જેમ આપણે સ્ટેશનમાં આગગાડીમાં બેઠા હોઈએ, તે સામે બીજી ગાડી ઊભી હોય ત્યારે, આપણે જેમ કહી શકતા નથી કે આપણી ગાડી ચાલી કે પેલી ગાડી ચાલી. તે જાણવા માટે તો આપણે કોઈ સ્થિર પદાર્થ તરફ જોવું પડે છે, આપણે થાંભલા તરફ અથવા વચ્ચેની જમીન તરફ જોવું પડે છે. તેમ પૃથ્વી ચાલે છે કે સૂર્ય ચાલે છે તે કહેવું મુશ્કેલ છે; પરંતુ જો પૃથ્વી ફરતી હોય તો તેની ગતિ કેટલી છે તે આપણે કેવી રીતે જાણી શકીએ? તેની પૂર્ણ, સમગ્ર, નિરપેક્ષ ગતિ આપણે કેવી રીતે જાણી શકીએ? સૂર્યની સાથે સરખાવીને, તેની અપેક્ષાએ આપણે તેની ગતિ જાણી શકીએ; પરંતુ તેની નિરપેક્ષ ગતિ જાણવી હોય તો શું કરવું જોઈએ? તો આપણે એક સ્થિર પદાર્થની સાથે તેની ગતિ સરખાવવી જોઈએ. એવો સ્થિર પદાર્થ કયાં છે? સૂર્ય સ્થિર છે? ના, તે તો એક તારા મંડળની આસપાસ દર સેકંડે ૧૩ માઈલની ગતિથી ફરે છે, અને એ તારામંડળ આકાશગંગાની અંદર દર સેકંડે ૨૦૦ માઈલની ગતિથી ફરે છે; અને આકાશગંગા દૂરના તારામંડળની અપેક્ષાએ દર સેકંડે ૧૦૦ માઈલની ગતિથી ફરે છે. અને આ સર્વ ફરે છે એટલું જ નહિ પણ સર્વ જુદી જુદી દિશામાં ફરે છે. કોઈ તારો સ્થિર નથી. જો કોઈ વસ્તુ સ્થિર હોય તો તેની સાથે પૃથ્વીની નિરપેક્ષ ગતિ આપણે માપી શકીએ.

ન્યૂટને પણ આ પ્રશ્નનો વિચાર કર્યો હતો; તેણે વહાણનો દાખલો લીધો હતો, અને કહ્યું હતું કે જ્યારે વહાણ શાંત સમુદ્રમાં સીધું ચાલ્યું જતું હોય ત્યારે, વહાણની અંદર તમે ગમે તેવો પ્રયોગ કરો, પણ વહાણ ચાલે છે એમ તમે તે પ્રયોગ પરથી કહી શકશો નહિ. ન્યૂટનનું વહાણ એટલે પૃથ્વી. પૃથ્વી ઉપરના કોઈ પ્રયોગ ઉપરથી આપણે

તેની ગતિ જાણી શકીએ નહિ, ત્યારે તેની ગતિ જાણવી હોય તો શુ કરવુ? ન્યૂટન માનતો હતો કે આકાશમા દૂર દૂર કોઈ તારો એવો હોવો જોઈએ કે જે સ્થિર હોય અને તે તારાની મદદથી આપણે પૃથ્વીની સ્વતંત્ર, સમગ્ર, નિરપેક્ષ ગતિ માપી શકીએ, પરંતુ એવો સ્થિર તારો હજુ સુધી જડયો નથી

ન્યૂટનનો સ્થિર તારો હજુ જડયો નથી તો બીજો કોઈ પદાર્થ એવો છે જે સ્થિર છે?

હા એવો એક પદાર્થ છે અને તે છે ઈથર

## ૨ ઈથર

વિજ્ઞાનીઓને કેટલાક બનાવોના ખુલાસા માટે ઈથર જેવા પદાર્થની કલ્પના કરવી પડી હતી અવાજના પ્રમાણ માટે જેમ હવાની જરૂર છે, તેમ વીજળી, પ્રકાશ, લોહચુંબકત્વની ક્રિયાઓ માટે પણ કાંઈ માધ્યમની જરૂર પડે, કોઈ માધ્યમ વિના વીજળી તથા પ્રકાશ એક સ્થળેથી બીજે સ્થળે કેવી રીતે જઈ શકે? પરંતુ આકાશમા હવા નથી એટલે પ્રકાશ કઈ રીતે આપણને પહોચે? વિજ્ઞાનીઓએ કલ્પના કરી છે કે, એક એવુ વાહન હોવુ જોઈએ જેની દ્વારા આ સર્વ કાર્યો બની શકે, અને તેમણે તે માધ્યમને, તે વાહનને 'ઇથર' નામ આપ્યુ + આ ઈથરનુ સ્વરૂપ કેવુ છે? તે ઘન કે પ્રવાહી નથી, તે આંખે દેખી શકાય કે હાથથી સ્પર્શી શકાય તેમ નથી, તેમા કાંઈ અવાજ થતો નથી, તેનામા વજન નથી, અને તે જરા પણ ઘર્ષણ ઊભુ કરતું નથી, તે વિશ્વવ્યાપી છે જ્યા જ્યા અવકાશ છે ત્યા ત્યા ઈથર હોય છે આ ઈથર સર્વવ્યાપી છે અને સ્થિર છે બધા પદાર્થો, ગ્રહો, તારાઓ, ધૂમકેતુઓ, નક્ષત્રો, આપણી પૃથ્વીની આસપાસ ફરતા હોય છે, ત્યારે ઈથર અવિચળ છે જેમ પાણીમા માછલી તરે છે ત્યારે માછલી ગતિ કરે છે, પરંતુ પાણી સ્થિર રહે છે, તેમ ઈથરમા બધી વસ્તુઓ ગતિમાન થાય છે, પરંતુ ઈથર સ્થિર રહે છે, અને તેમા કોઈપણ પ્રકારનુ ઘર્ષણ થતું નથી

+ ઈથરને મળતા પદાર્થને જૈન શાસ્ત્રોમા 'ધર્માસ્તિકાય' કહેવામા આવેલ છે

જ્યારે આ ઈથરનુ ગણિત, તેના સમીકરણો –Equations–મેક્સવેલે ૧૮૬૫ના પ્રસિદ્ધ કર્યાં હતા ત્યારે તેના અસ્તિત્વ વિશે શંકા લાવવાનુ કારણ રહ્યુ ન હતુ, વિજ્ઞાનશાસ્ત્રીઓ ઈથરના અસ્તિત્વમા ત્યારથી શ્રદ્ધા ધરાવતા થયા હતા

જો વિશ્વમા ઈથર એક અવિચળ પદાર્થ હોય તો તેને ધ્યાનમા લઈને, તેની અપેક્ષાએ પૃથ્વીની કુલ, નિરપેક્ષ, સમગ્ર ગતિ માપી શકાય પરંતુ ઈથર આંખે દેખાતુ નથી અને હાથથી સ્પર્શી શકાતુ નથી, તો તેની મદદ કેવી રીતે લેવી? એવો પ્રયોગ કઈ રીતે યોજી શકાય કે જેમા ઈથરની અવિચળતા પ્રધાન ભાગ ભજવે?

વહાણમા બેઠેલો માણસ પાણીમા હાથ નાખે છે, જો પાણી તે માણસના હાથની આસપાસ ફરે તો વહાણ ચાલે છે, અને જો પાણી સ્થિર જ રહે તો વહાણ ચાલતું નથી, આવા અનુમાનો તે મનુષ્ય કરે છે જે વાત વહાણ અને પાણીને લાગુ પડે છે, તે જ વાત પૃથ્વી અને ઈથરના મહાસાગરને લાગુ પડે છે. આપણે પૃથ્વી ઉપર બેઠા છીએ અને જે ઈથરના મહાસાગરમા પૃથ્વી ફરે છે, તે ઈથરમા હાથ નાખીએ તો હાથની આસપાસ ઈથરના વમળો ઉત્પન્ન થાય ઈથર-પવન Ether wind અથવા Ether-drift ઉત્પન્ન થાય અને પૃથ્વી ચાલે છે અને તે કેટલી ગતિથી ચાલે છે તે આપણે માપી શકીએ પરંતુ ઈથરમા હાથ કેવી રીતે નાખવો? ઈથર અદૃશ્ય છે એટલે આપણો હાથ તેમા નાખી શકતા નથી અને ઈથર–પવન ether–wind આપણે ઉત્પન્ન કરી શકતા નથી એટલે ઈથર સ્થિર હોવા છતા, એક સ્થિર પદાર્થની ભાળ હોવા છતાં પણ, આપણે ઈથરના અસ્તિત્વનો લાભ લઈ શકતા નથી ત્યારે શુ કરવુ? કેવી રીતે ઈથર–પવન ઉત્પન્ન કરવો અને તે માપવો?

આ કોયડો ફૂટપ્રશ્ન થઈ પડયો, તેનો ઉકેલ કેવી રીતે કરવો? તેનો ઉકેલ કોઈને સુઝતો ન હતો ઈથર–પવન ઉત્પન્ન કરીને પૃથ્વીની ગતિ માપવી એ મહાન સિદ્ધિ હતી સિદ્ધિ આંખ સામે

દેખાતી હતી, પરંતુ તે સદાય મનુષ્યની આગળ ને આગળ જ દોડતી હતી; તેને પકડાય તેમ ન હતું. તે સિદ્ધિની શોધમાં વર્ષો ગયાં. આખરે તેનો ઉકેલ લાવનારાઓ મળ્યા ખરા; તેમના માટે વિશ્વને ૨૫૦ વર્ષ રાહ જોવી પડી. આ વિજ્ઞાનશાસ્ત્રીઓનાં નામો છેઃ મીકલ્સન અને મોર્લી. આ બન્નેએ બહુ કુશળતાપૂર્વક એક પ્રયોગ યોજ્યો જેથી ઇથરની અપેક્ષાએ પૃથ્વીની ગતિ માપી શકાય અને એ રીતે પૃથ્વીની કુલ નિરપેક્ષ, સમગ્ર ગતિનું માપ નીકળી શકે.

**૩ઃ સુવિખ્યાત પ્રયોગ**

આ પ્રયોગનું રહસ્ય એ છે કે પૃથ્વી જે દિશામાં ફરે છે તે દિશામાં પ્રકાશનું કિરણ ફેંકવું; પૃથ્વીની ગતિને લઇને ઇથરના સમુદ્રમાં પૃથ્વીની નિરપેક્ષ ગતિ જેટલી ગતિવાળો ઇથર-પવન ઉત્પન્ન થશે અને પ્રકાશના કિરણને એ પવન ધક્કો મારશે એટલે પ્રકાશના કિરણની ગતિમાં પૃથ્વીની ગતિ જેટલો વધારો થશે; અને પ્રકાશનું કિરણ વિરુધ્ધ દિશામાં ફરે તો પ્રકાશની ગતિમાં ઘટાડો થશે. પૃથ્વીની ગતિની દિશાથી લંબ દિશામાં પ્રકાશનું બીજું કિરણ મોકલવામાં આવે તો તેને ઇથરપવનનો લાભ મળે નહિ. પૃથ્વીની ગતિની અસર તે કિરણ ઉપર થાય નહિ.

બન્ને કિરણોની ગતિમાં ફેર રહે અને એ ફેરથી પૃથ્વીની નિરપેક્ષ ગતિ માપી શકાય.

આ પ્રયોગની ગતિ અને સમય માપવા માટે સૂક્ષ્મમાં સૂક્ષ્મ સાધનો રાખવામાં આવ્યાં હતાં. એક સેકંડનો લક્ષાંશ ભાગ પણ માપી શકાય એવાં સાધનો હતાં. આવાં સાધનોથી સજ્જ થઇને પ્રકૃતિબાઇને પ્રશ્ન પૂછવામાં આવ્યોઃ હવે તમારું રહસ્ય પ્રકટ કરો; પૃથ્વીની નિરપેક્ષ ગતિ કેટલી તેનો ઉત્તર આપો.

આ પ્રયોગને મળતો અનુભવ આપણને દૈનિક જીવનમાં પણ થાય છે. ધારો કે ૧૦૦ ફૂટ પહોળી એક નદી છે અને નદીનો વેગ દર મિનીટે ૩૦ ફૂટ છે, અને તરનારનો વેગ દર મિનીટે ૫૦ ફૂટ છે. હવે તરનારને પ્રવાહની સામે ૧૦૦ ફૂટ જઇને પાછા આવતાં કેટલો સમય લાગશે? કોઇ કહેશે કે પ્રવાહની સામે જવામાં જે ખોટ આવે તે પ્રવાહની સાથે આવવામાં વળી રહે. જો પ્રવાહની ગતિ ન હોય તો ૫૦ ફૂટની ગતિએ ૧૦૦ ફૂટ જતાં અને આવતાં ૪ મિનીટ લાગે. હવે પ્રવાહને ધ્યાનમાં લઇને ગણીએ. પ્રવાહની સામે જતાં ગતિ દર મિનીટે ૫૦−૩૦=૨૦ ફૂટ થાય એટલે ૧૦૦ ફૂટ જતી વખતે ૫ મિનીટ લાગે; હવે પાછા આવતી વખતે દર મિનીટે ગતિ ૫૦+૩૦=૮૦ ફૂટ છે એટલે ૧૦૦ ફૂટ આવતાં ૧\[?] મિનીટ લાગે; કુલ ૫+૧\[?] = ૬\[?] મિનીટ લાગે.

હવે ધારો કે તરનારને સામે કાંઠે જઇને પાછા આવવું છે તો તેને કેટલો સમય લાગશે? તેને સામે કાંઠે જઇને પાછા આવવામાં '૫' મિનીટ લાગશે.*

ક ખ જેટલું અંતર પ્રવાહ તેને ધકેલે છે. તેની ગતિ ૫૦ છે અને પ્રવાહની ગતિ ૩૦ છે એટલે અ ક : ખ ક નું ગુણોત્તર ૫૦ : ૩૦ છે. પાયથાગોરસના પ્રમેય પ્રમાણે જો અ ક ૫૦ અને ખ ક ૩૦ હોય તો અ ખ ૪૦ થશે.

પરંતુ અખ = ૧૦૦ ફૂટ છે તેથી અક=૧૨૫ ફૂટ થશે. હવે ૧૨૫ ફૂટ તરતાં ૧૨૫/૫૦=૨॥ મિનીટ લાગે; પાછા આવતાં પણ તેટલી ૨॥ મિનીટ લાગે, અને તેથી કુલ ૨॥+૨॥ = ૫, પાંચ મિનીટ લાગશે.

આ પ્રયોગોનો સાર એ છે કે,

જો પાણી શાંત હોત તો ઉપરવાસ જતાં અને ત્યાંથી પાછા આવતાં કુલ ૪ મિનિટ લાગત; પરંતુ પાણીની ગતિ હોવાથી ઉપરવાસ જતાં અને પાછા આવતાં ૬\[?] મિનિટ લાગશે, અને સામે કાંઠે જઇને પાછા આવવામાં ૫ મિનિટ લાગશે.

---

* સામે કાંઠે જવું હોય તો પ્રવાહનું જોર હોવાથી તેને ઉપરવાસ તરવું પડશે. જો અ થી ખ પહોંચવું હોય તો ક સુધી જાય તો તે ખ એ પહોંચે.

આ આપણા સામાન્ય અનુભવની વાત થઈ આ પ્રવાસમા બન્ને દિશાઓના પ્રવાસમા સમયનો ફેર પડે છે

આવુ એક બીજુ દષ્ટાંત લઈએ

ક અને ખ વિમાનો કિરણનગરથી, એક જ સ્થળેથી, એક જ સમયે ઊપડે છે ક ઉત્તરે પુષ્પાવતી નગરીમા જાય છે અને પાછુ આવે છે, ખ પૂર્વે ત્ર્યબાવટી નગરીમા જાય છે અને પાછુ આવે છે પુષ્પાવતી અને ત્ર્યબાવટી–બન્ને નગરીઓ–કિરણનગરથી બરોબર ૫૦૦ માઈલને અંતરે છે જો ક અને ખની ગતિ દર કલાકે ૧૦૦૦ માઈલની હોય અને પવનની ગતિ ન હોય તો બન્ને વિમાનને કિરણનગર પાછા આવતા બરોબર એક કલાક લાગશે

પરંતુ એમ કલ્પના કરો કે જ્યારે વિમાનો ઊડે છે ત્યારે, પવનની ગતિ પશ્ચિમ તરફ દર કલાકે ૧૦૦ માઈલ છે જ્યારે ખ ત્ર્યબાવટી તરફ જશે ત્યારે તેને પવન પ્રતિકૂળ હશે એટલે વિમાનની ગતિ દર કલાકે ૯૦૦ માઈલ હશે, એટલે તેને $\frac{૫૦૦}{૯૦૦}$ કલાક લાગશે અને જ્યારે ખ કિરણનગર તરફ પાછુ ફરશે ત્યારે પવન તેને અનુકૂળ હશે એટલે વિમાનની ગતિ દર કલાકે ૧૧૦૦ માઈલ થશે એટલે તેને કિરણનગર પહોંચતા $\frac{૫૦૦}{૧૧૦૦}$ કલાક લાગશે, એટલે ખ ને કુલ $\frac{૫૦૦}{૯૦૦}+\frac{૫૦૦}{૧૧૦૦}$ ક =લગભગ ૧ કલાક, ૦ મિ અને ૩૬ સેકંડ લાગશે

હવે ક ને પુષ્પાવતી એ જ સમયે જવુ છે તેને પણ પવન થોડેક અંશે નડશે, ખ ની માફક બરોબર સામો નડશે નહિ પરંતુ તેની બાજુએ પવન વાશે, એટલે જો આપણે બીજગણિતની મદદથી હિસાબ ગણીશુ તો ક ને પુષ્પાવતી જતા અને ત્યાથી પાછા કિરણનગર પહોંચતા ૧–ક ૦–મિ ૧૮ સેકંડ લાગશે એટલે કે ક અને ખના સમયમા ૧૮ સેકંડનો, જરા જેટલો પણ ફેર રહેશે.

આપણે બન્ને દષ્ટાંતોમા જોયુ કે આડુ અને ઊભુ જવામા સમયનો તફાવત રહે છે

આ આપણા સામાન્ય અનુભવની વાત થઈ, હવે પૃથ્વીની ગતિ માપવાના પ્રયાગમા પૃથ્વીના ભ્રમણની દિશામા જે પ્રકાશ કિરણ જઈને પાછુ આવે, તેના સમયમા અને દિશાની લબ દિશામા જઈને પાછુ આવે તે કિરણના સમયમા કાઈક ફેર રહેવાનો, અને તે ઉપરથી

(૧) પૃથ્વીની નિરપેક્ષ ગતિ માપી શકાય

(૨) અને એથી પણ વધારે મહત્ત્વનુ પરિણામ એ આવે કે ઈથરનુ અસ્તિત્વ પ્રયોગથી સાબિત થાય

હવે પ્રકાશના કિરણો આડી અને ઊભી બન્ને દિશામા ફેકવામા આવ્યા અને કુદરતને મીકલ્સન-મોર્લીએ પ્રશ્ન પૂછ્યો હે કુદરત દેવી, જે ઉત્તરની ઘણા વર્ષોથી અમે રાહ જોતા હતા તેનો ઉત્તર આપો બન્ને કિરણો પહોંચવામા સમયનો કેટલો ફેર રહે છે તે કહો

કુદરતે શુ જવાબ આપ્યો - કેટલો ફેર કહ્યો ?

કુદરતે કાઈ જવાબ આપ્યો નહિ કાઈ ફેર કહ્યો નહિ, બન્ને કિરણો સાથે પહોંચ્યા સાથે પહોંચવાનો અર્થ શુ કરવો ? છ માસ પછી ફરીથી પ્રયોગ કરવામા આવ્યો, બીજા વિજ્ઞાનીઓએ તેવો પ્રયોગ કર્યો, દરેક સમયે કુદરતે એક જ વાત કહી કે તમે મારી પાસેથી પૃથ્વીની ગતિની વાત જાણી શકશો નહિ

**૪ : સાપેક્ષવાદ**

આમ કેમ બની શકે ? પૃથ્વીની ગતિ સૂર્યની આસપાસ દર સેકંડે જે છે તેટલો જ ઉમેરો થાય તો પણ બન્ને કિરણોની ગતિમા કાઈક ફેર પડે અને યંત્રો તે ફેર પકડી પાડે પ્રકાશના કિરણની ગતિ દર સેકંડે ૧૮૬૩૦૦ માઈલ છે, પૃથ્વીની સાથે કિરણ જાય ત્યારે તેની ગતિ ૧૮૬૩૨૦ માઈલ થાય અને કિરણ સામી દિશામા આવે ત્યારે તેની ગતિ ૧૮૬૨૮૦ માઈલ થાય અને તેથી બન્ને કિરણોને પહોંચવામા સમયનુ કાઈક અંતર રહે, પણ આ પ્રયોગમા તો કાઈ પણ ફેર રહ્યો નહિ તો કયા અનુમાન ઉપર આવવુ ?

ઈથરનું અસ્તિત્વ જ ન હોય, કોઈ સ્થિર પદાર્થ ન હોય તો પૃથ્વીની ગતિની ખબર પડે નહિ.

અથવા તો પૃથ્વીને ગતિ જ નથી; પૃથ્વી સ્થિર છે, એવા અકલ્પ્ય અનુમાન ઉપર આવવું પડે.

મીકલ્સન–મોર્લેના પ્રયોગો જેવા અન્ય પ્રયોગો થયા. પરિણામ દરેક વખતે એક જ પ્રકારનું આવતું હતું. આ કોયડો વિજ્ઞાનના ક્ષેત્રમાં મોટો થઈ પડયો તેનો ઉકેલ શું? વીસ પચીસ વર્ષ સુધી તેનો કોઈ ઉકેલ આવી શકયો નહિ. પરંતુ સ્વિત્ઝરલેંડમાં નવી શોધોની પેટન્ટ કાઢી આપનાર ઓફિસમાં પચીસ ત્રીસ વર્ષનો એક જુવાન કામ કરતો હતો; તેને આ કોયડામાં બહુ રસ પડયો અને તેણે એક નવો જ ઉકેલ આપ્યો. તેણે કહ્યું કે પૃથ્વી ફરે છે ત્યારે તેની ગતિને લઈને પૃથ્વી અથવા અવકાશ—space—સંકોચાય છે અને તે બરોબર એટલા પ્રમાણમાં સંકોચાય છે કે પ્રકાશની ગતિમાં કાંઈ ફેર દેખાય નહિ.

આ ઉત્તર મોટો ધડાકો હતો, અને આ ધડાકો કરનાર વ્યકિતનું સુવિખ્યાત નામ આલ્બર્ટ આઈન્સ્ટીન હતું.

**૫ : સ્થળ (position)ની સાપેક્ષતા**

ન્યૂટને અવકાશ–space અને સમયને નિરપેક્ષ ગણ્યાં હતાં. અવકાશ જેટલો હોય તેટલો જ રહે છે; દરેક વ્યકિત માટે તે ગમે તે સ્થિતિમા હોય તો પણ અવકાશ સરખો જ રહે છે. આ માટે જો એક ફૂટ છે તે બ માટે પણ એક ફૂટ જ છે. અ અહીંયાં હોય કે શુક્ર ઉપર હોય તો પણ ફૂટ એ ફૂટ જ રહે છે. એ જ પ્રમાણે સમય પણ નિરપેક્ષ છે. એક કલાક અને લાગ એટલો જ બ ૫૦૦ માઈલની ગતિથી મુસાફરી કરતો હોય તો તેને લાગે છે; તેમાં કાંઈ ફેર પડતો નથી.

અવકાશ, સમય, જથ્થો, બળ વગેરે નિરપેક્ષ ગણવામાં આવતાં હતા. આઇન્સ્ટીને કહ્યું કે આ બધાં સાપેક્ષ છે; જુદી જુદી વ્યક્તિઓ માટે તેનો અર્થ, તેનું માપ જુદું જુદું હોય છે. પ્રકૃતિ અને મનુષ્ય એક બીજામાં ઓતપ્રોત થઈ ગયેલાં છે; એટલે કે મનુષ્યની સ્થિતિની અસર પ્રકૃતિના માપ ઉપર થાય છે. એ અસર કેટલી છે એ આઇન્સ્ટીને દર્શાવ્યું.

અનુભવથી આપણે કેટલીક વસ્તુઓની સાપેક્ષતા સ્વીકારી લઈએ છીએ. આપણે સમુદ્રમાં ક્ષિતિજ ઉપર એક ટપકું જોઈએ છીએ અને તે એક મોટું વહાણ છે, એમ માની લઈએ છીએ. પર્વત ઉપરથી આપણે નીચે નાના નાના વિભાગો જોઈએ છીએ અને માની લઈએ છીએ કે તે મોટાં ખેતરો છે; જમીન ઉપર નાનું ધોળું ટપકું જોઈએ છીએ અને માની લઈએ છીએ કે તે એક મોટું મંદિર છે. એ જ પ્રમાણે આપણે ગાડીમાં બેઠા હોઈએ છીએ ત્યારે એક થાંભલો આપણાથી ઊંધી દિશામાં ૨૦ માઈલની ગતિથી દોડી જતો હોય છે ત્યારે આપણે સમજીએ છીએ કે થાંભલો દોડી જતો નથી, પરંતુ આપણે ૨૦ માઈલની ગતિથી દોડીએ છીએ.

એ જ પ્રમાણે સ્થળની સાપેક્ષતા આપણે સમજી શકીએ છીએ. રમણીક આગગાડીમાં એક સ્થળે બેઠો છે અને તે કેળું ખાય છે. રમણીકના પડોશી ચંપકલાલની દૃષ્ટિએ રમણીકલાલે તે જ સ્થળે બેસીને કેળું ખાધું છે, પરંતુ નીચે ઊભેલા રતનલાલ કહે છે કે, જે સ્થળથી રમણીકે કેળું ખાવું શરૂ કર્યું હતું, તે સ્થળથી ૪૦૦ ફૂટના અંતરે તેણે કેળું પૂરું કર્યું હતું. ચંપકલાલ આગગાડીના ડબાની દૃષ્ટિએ રમણીકલાલને જુએ છે, પરંતુ રતનલાલ પૃથ્વીની દૃષ્ટિએ વિચાર કરતા હતા; બન્ને પોતાની રીતે સાચા હતા; બન્ને સાપેક્ષ દૃષ્ટિએ જોતા હતા.

એવું બીજું દૃષ્ટાંત લઈએ. મારા ખંડમાં ઘડિયાળમાં બે વાગે છે; એક કલાક પછી ઘડિયાળમાં ત્રણ વાગે છે, મને લાગે છે કે બે વાગે અને ત્રણ વાગે ઘડિયાળ તે જ સ્થળે છે. હું એની આસપાસના સ્થળની દૃષ્ટિએ વિચાર કરું છું, અથવા કહો કે પૃથ્વીની દૃષ્ટિએ વિચાર કરું છું. પરંતુ મારો મિત્ર સૂર્યની દૃષ્ટિએ વિચાર કરે તો તેને લાગે છે કે, બે વાગે ઘડિયાળ જ્યાં હતું ત્યાંથી ત્રણ વાગ્યે ઘડિયાળ ૭૦,૦૦૦ માઈલ દૂર ગયું છે; પૃથ્વી એક કલાકમાં તેટલી ફરી હતી.

આ થઇ સ્થળની સાપેક્ષતા

**૬ દેશ અથવા અવકાશ (Space)ની સાપેક્ષતા**

અવકાશની પણ સાપેક્ષતા હોય છે જ્યારે કોઈ પદાર્થ ઝડપથી જતો હોય છે ત્યારે જે દિશામા તે જતો હોય છે તે દિશામા તેની લંબાઈ ઓછી થાય છે જો કોઈ એરોપ્લેન દર સેકંડે ૧૬૧૦૦૦ માઈલની ગતિથી જતુ હોય તો તેની લંબાઇ અર્ધી થઇ જાય છે, તેમા જે મનુષ્યો બેસેલા હોય છે તેની લંબાઈ પણ અર્ધી થઇ જાય છે, તેમા જો ફૂટપટ્ટી હોય તો તેની લંબાઇ પણ અર્ધી થઇ જાય છે અને બેસનાર મનુષ્યોની કીકી પણ અર્ધી થઇ જાય છે! એટલે કીકીમા જે છાપ પડે છે તેથી ફૂટપટ્ટી તેટલી ને તેટલી લાગે છે જો ફૂટપટ્ટીથી વસ્તુઓ માપવામા આવે તો માપમા કાંઇ ફેર પડશે નહિ અગાઉ જે ૧૦ ફૂટ હતુ તે હજુ પણ ૧૦ ફૂટ જ લાગશે કેમ કે ફૂટ પણ અર્ધો થઇ ગયો છે, જ્યારે અર્ધો ફૂટ મપાશે ત્યારે એક ફૂટ લાગશે જે મનુષ્યો બેઠા છે તેમને પણ ફૂટ અર્ધો થઇ ગયો લાગશે નહિ, કેમ કે તેમની કીકીમા ફેર થઇ જવાથી તેમને પણ અર્ધું પણ આખા બરોબર લાગશે

મીકલ્સન મોર્લેના પ્રયોગમા પણ આ જ હકીકત બની હતી પૃથ્વીની જે ગતિ હતી તેથી એમની લંબાઇ ઘટી ગઈ હતી બીજા શબ્દોમા અવકાશ અથવા જગ્યા સંકોચાઇ ગઇ હતી, અને તે એટલા પ્રમાણમા સંકોચાઈ ગઇ હતી કે પ્રકાશની ગતિમા જરા પણ વધારો થયો નહિ

આ પ્રયોગ ઉપરથી આઇન્સ્ટીને એ અનુમાન તારવ્યુ કે અવકાશ, દેશ અથવા જગ્યા જ્યારે ગતિમાન બને છે ત્યારે તે સંકોચાય છે અવકાશ નિરપેક્ષ નથી તે સાપેક્ષ છે તે લાંબો ટૂંકો થઇ શકે છે, લંબાઈ નિરપેક્ષ નથી, તે સાપેક્ષ છે અને તે લાંબી ટૂંકી ગતિ પ્રમાણે થઇ શકે છે

લંબાઇ લાંબી ટૂંકી થાય એવો બનાવ બીજા પ્રદેશમા પણ આપણે જોઇએ છીએ તાપને લઇને પારો ઊંચે ચડે છે અને ઠંડીને લઇને તે સંકોચાય છે, સળિયાની લંબાઇ ગરમી અને ઠંડીથી લાંબી ટૂંકી થાય છે વહાણ દૂર હોય છે ત્યારે નાનું અને નજીક આવે ત્યારે મોટુ દેખાય છે

વસ્તુઓના માળામા ઇલેક્ટ્રોન અને પ્રોટોન છે અને તે શાંત, સ્થિર નહિ, પરંતુ દર સેકંડે હજારો માઇલની ગતિથી ધસમસતા હોય છે એમા જો વિશેષ ગતિ ઉમેરાય તો તે સંકોચાય જ એ સમજાય એવુ છે

જ્યારે પૃથ્વી ઉપરથી એક વિમાન એક સેકંડમાં ૧૬૧૦૦૦ માઇલની ગતિથી ઊડે છે ત્યારે વિમાનની લંબાઈ અને તેની અંદરની વ્યક્તિઓ, ચીજો વગેરેની લંબાઇ પૃથ્વી ઉપરના માણસોને અર્ધી લાગે છે, એ આપણે જોઇ ગયા

પરંતુ વિમાનના મનુષ્યોને પૃથ્વી ઉપરના મનુષ્યો તે સમયે કેવા લાગતા હશે? પૃથ્વી હંમેશાં ફરે છે, તેની નિરપેક્ષ ગતિ આપણે જાણતા નથી જ્યારે વિમાન તેનાથી દૂર એક સેકંડમા ૧૬૧૦૦૦ માઇલની ઝડપે ઊડે છે ત્યારે એમ કેમ ન માનવુ કે પૃથ્વી પણ વિમાનથી દર સેકંડે ૧૬૧૦૦૦માઇલ દૂર જતી જાય છે? જેમ પૃથ્વીથી વિમાન દૂર જાય છે તેજ પ્રમાણે વિમાનથી પૃથ્વી દૂર જાય છે તો વિમાનની વ્યક્તિઓને પણ લાગશે કે પૃથ્વી ઉપરના મનુષ્યોની છાતીના પાટિયા ભિંસાઇ ગયા છે, તે અર્ધા થઈ ગયા છે અને તેમની પહોળાઇ બરોબર છે પૃથ્વી ઉપરની વ્યક્તિઓને લાગશે કે વિમાન અર્ધું થઇ ગયુ છે, તેની અંદરના મનુષ્યો ચપટા થઇ ગયા છે, તેમ જ વિમાનની અંદરના મનુષ્યોને પૃથ્વી ઉપરના મનુષ્યો વિશે લાગશે તેઓ આપણને કહેશે અને આપણે તેમને કહીશુ કે તમે સપાટ થઇ ગયા છો તમે ઘનને બદલે સપાટ છો તમારે ત્રણ પરિમાણને બદલે બે જ પરિમાણ છે

વિમાનના મુસાફરો પૃથ્વી ઉપર ૩૦ ફૂટ પહોળી અને ૧૦૦ ફૂટ લાંબી શેરીમા લશ્કરની એક ટુકડીને કૂચ કરતી જુએ છે, તેમને લાગે છે કે શેરી ૩૦ ફૂટ પહોળી છે, પરંતુ તેની લંબાઈ ૫૦ ફૂટ છે, અને સૈનિકોની પહોળાઇ બરોબર છે, પણ તેમની છાતી બેસી ગઈ છે તેઓ કાગળ સમાન પાતળા લાગે છે હવે આ શેરીના કાટ-

ખૂણે બીજી શેરી છે; તે પણ ૩૦ ફૂટ પહોળી છે અને ૧૦૦ ફૂટ લાંબી છે. તે શેરીમાં ટુકડી વળે છે; વિમાનીઓને થાય છે કે આવડી ટૂંકી ૧૫ ફૂટ પહોળી શેરીમાં આ ટુકડી કઈ રીતે સમાશે? પરંતુ તેમને આશ્ચર્ય થાય છે કે જેવી ટુકડી કાટખૂણે વળી કે તરત તેમની પહોળાઈ અર્ધી થઈ ગઈ અને છાતી જે કાગળ જેવી પાતળી લાગતી હતી, જેનાં પાટિયાં બેસી ગયાં હતાં, તે છાતી હવે ભરેલી લાગે છે; ટુકડીની પહોળાઈ અને શેરીની પહોળાઈ બન્ને ૧૫ ફૂટ છે એટલે આસાનીથી ટુકડી તેમાં કૂચ કરે છે.

પૃથ્વી ઉપર એક ચોરસ દોરીશું તો વિમાનીઓને તે લંબચોરસ લાગશે. અને જો વિમાન કાટખૂણે ફરે તો તે ચોરસ-લંબચોરસ બીજી દિશામાં લાગશે.

### ૭ : પ્રકાશની નિરપેક્ષ ગતિ

મીકલ્સન-મોર્લેના પ્રયોગમાં એ જોવામાં આવ્યું હતું કે પ્રકાશની ગતિ એટલી ને એટલી જ રહી હતી. આઈન્સ્ટીને એ ઉપરથી એ અનુભવ તારવ્યો કે કોઈ પણ સ્થળેથી પ્રકાશ નીકળે તો પણ પ્રકાશની ગતિ સેકંડે ૧૮૬૦૦૦ માઈલથી વધે જ નહિ; જે સ્થળેથી નીકળે તેની ગતિ ગમે તેટલી હોય છતાં પણ પ્રકાશની ગતિમાં વધારો થતો નથી; તે હમેશાં એટલી ને એટલી જ રહે છે. પૃથ્વી ઉપરથી તે ગતિને માપો કે એક સેકંડે હજારો માઈલની ઝડપે દોડી જતા તારા ઉપરથી તે માપો તો પણ તેની ગતિ એટલી જ રહે છે; તેમાં કાંઈ ફેર પડશે નહિ. તે વધશે નહિ તેમ ઘટશે પણ નહિ. જ્યારે લંબાઈ-અવકાશ સાપેક્ષ છે ત્યારે પ્રકાશની ગતિ નિરપેક્ષ છે. મનુષ્યની કોઈ સ્થિતિ તેમાં ફેરફાર કરી શકતી નથી.

આઈન્સ્ટીને આથી આગળ વધીને એમ પણ કહ્યું કે કોઈ પણ પદાર્થની ગતિ પ્રકાશની ગતિ કરતાં વધી શકે નહિ; પ્રકાશની ગતિ એ ગતિની ટોચ-Ceiling છે.

### ૮ : ગતિ અને સંકોચ

આપણે જોયું કે જ્યારે કોઈ પણ પદાર્થ ગતિમાં હોય ત્યારે, એની લંબાઈ ઘટે છે; જ્યારે એની ગતિ સેકંડે ૧૬૧૦૦૦ માઈલ હોય છે, ત્યારે લંબાઈ અર્ધી થઈ જાય છે; પરંતુ જ્યારે ગતિ પ્રકાશની ગતિ જેટલી ગતિ થવા જાય છે, ત્યારે તેની લંબાઈ શૂન્યની નજીક આવે, અને તેથી જ એક જોડકણું જોડવામાં આવ્યું છે:—

There was a young fellow named Fisk
whose fencing was exceedingly brisk
So fast was his action
The Fit-zerald† Contraction
Reduced his rapier to a disk.

ફિસ્કની ગતિ વીજળી જેટલી અથવા પ્રકાશ જેટલી હોવી જોઈએ, એટલે તેની લાંબી તરવારની લંબાઈ પાતળા કાગળ જેટલી જ થઈ ગઈ.

દરેક પ્રકારના પદાર્થો સંકોચાય છેઃ રૂ, લાકડું અને લોઢું-બધાં એક સરખી રીતે સંકોચાય છે. શેક્સપીઅરે બીજા સંદર્ભમાં વાપરેલી પંક્તિઓ અહીં પણ ગોઠવી શકાય.

"Shoes and ships and sealing-wax,
Cabbages and Kings"

રાયને અને રંકને, હિમાલયને અને ટચૂકડી વસ્તુને, સર્વને એક સરખી રીતે સંકોચનો નિયમ લાગુ પડે છે.

ગતિ વખતે લંબાઈ ઘટે છે એ પ્રયોગ ઉપરથી પણ સાબીત થયું છે. ઝેપ્લીન સ્થિર હતું ત્યારે અને તે ગતિમાં હતું ત્યારે, તેના ફોટોગ્રાફો લેવામાં આવ્યા હતા અને ગતિ વખતના ફોટોગ્રાફમાં લંબાઈ ઓછી થઈ હતી, ઝેપ્લીન સંકોચાઈ ગયું હતું.

પૃથ્વી પણ ગતિમાં છે અને તેથી તેની ધરી જોઈએ તે કરતાં ૨॥ ઇંચ ઓછી છે.

† ફીટ્ઝરાલ્ડે આઈન્સ્ટીનની અગાઉ પદાર્થોના સંકોચ વિશે સમીકરણો તૈયાર કર્યાં હતાં, એટલે આ સંકોચ સાથે તેનું નામ જોડાયલું છે. પદાર્થની લંબાઈ ટૂંકી થાય છે એવી વાત તેણે પણ કરી હતી.

## ૯ ગતિઓનો સરવાળો સાપેક્ષ છે

જો બે મોટરો કલાકે ૬૦ માઇલની ગતિએ સામસામી દિશામા જતી હોય તો આપણે કહીશુ કે દરેક મોટરની ગતિ બીજી મોટરની અપેક્ષાએ કલાકે ૧૨૦ માઇલ છે, એટલે કે બન્ને મોટરો વચ્ચેનું અંતર દર કલાકે ૧૨૦ માઇલ ઘટશે જો આપણે બે પદાર્થોને ક, ખ કહીએ તો

$$\text{ગતિ}_{કખ} = \text{ગતિ}_{ક} + \text{ગતિ}_{ખ} \text{ થાય,}$$

અહીં ગતિ એટલે ક અને ખ ની સંયુક્ત ગતિ છે. આપણે બન્ને ગતિઓનો સરવાળો કરીએ છીએ

જો બે વિમાનો ક અને ખ સામસામે ઊડતા હોય અને તેમની દરેકની ગતિ દર સેકંડે ૧૦૦,૦૦૦ માઇલ હોય તો ઉપરના સમીકરણ પ્રમાણે તેમની સંયુક્ત ગતિ

$$\text{ગતિ}_{કખ} = \text{ગતિ}_{ક} + \text{ગતિ}_{ખ}$$

એટલે $\text{ગતિ}_{કખ}$ = ૧૦૦,૦૦૦ મા + ૧૦૦,૦૦૦ મા = ૨૦૦,૦૦૦ મા થાય, પરંતુ વાસ્તવિક રીતે તે બન્નેની સંયુક્ત ગતિ ઉપરના સમીકરણ પ્રમાણે નહિ, પરંતુ એક જુદા સમીકરણ પ્રમાણે,

$$\text{ગતિ}_{કખ} = \frac{\text{ગતિ}_{ક} + \text{ગતિ}_{ખ}}{\text{૧} + \frac{\text{ગતિ}_{ક} \times \text{ગતિ}_{ખ}}{\text{પ્રકાશ}^2}}$$

ઉપરના સમીકરણમા $\text{પ્રકાશ}^2$ એટલે એક સેકંડે પ્રકાશના ગતિનો વર્ગ $\text{૧૮૬૦૦૦}^2$ બરાબર થાય આ પ્રમાણે ગણતા બન્ને વિમાનોની એકબીજા પ્રત્યેની ગતિ—

$$\frac{\text{૧૦૦,૦૦૦મા + ૧૦૦,૦૦૦ મા}}{\text{૧} + \frac{\text{૧૦૦,૦૦૦}^2}{\text{૧૮૬,૦૦૦}^2}}$$

=૧૫૩૪૭૪ માઇલ થાય, ૨ લાખ માઇલ ન થાય એટલે આઇન્સ્ટીનના કહેવા પ્રમાણે

૧ માઇલની ગતિ + ૧ માઇલની ગતિ = ૨ માઇલ નહિ, પરંતુ તે ૧.૯૯૯૯૯૯ માઇલ જેટલી થાય જે સ્વતઃસિદ્ધ જેવુ લાગે છે તે આઇન્સ્ટીનના હાથમા અસિધ્ધ બની જાય છે. આઇન્સ્ટીનને કોઇએ પૂછ્યું હતું, "આઇન્સ્ટીન, તમે આટલી બધી મૌલિક શોધો કેવી રીતે કરી શક્યા?" આઇન્સ્ટીનનો જવાબ લાક્ષણિક હતો તેણે ઉત્તર આપ્યો: જે વસ્તુ સ્વીકારી લેવામા આવી હોય તેના સત્યને પડકારવાથી

આનુ નામ જ પ્રતિભા, આનું નામ જ મૌલિકતા

વર્ષો પહેલા ફીઝો નામના વિજ્ઞાનશાસ્ત્રીએ એક પ્રયોગ કર્યો ત્યારે ગતિના વિશિષ્ટ સરવાળાની હકીકત સાબિત થઇ હતી

એક વિશેષ દૃષ્ટાંત લઇએ

ધારો કે अ ની અપેક્ષાએ ब ની ગતિ દર સેકંડે ૧૦૦ વાર છે, અને ब ની અપેક્ષાએ क ની ગતિ તે જ દિશામા દર સેકંડે ૧૦૦ વાર છે, તો अ ની અપેક્ષાએ क ની ગતિ કેટલી થશે? સામાન્ય રીતે એનો જવાબ દર સેકંડે ૧૦૦+૧૦૦=૨૦૦ વાર હોય પરંતુ આ નિયમ પ્રમાણે તે દર સેકંડે ૨૦૦ વાર નહિ પણ ૧૯૯.૯૯૯૯૭૮ વાર થશે, આટલો તફાવત આપણે હવે સમજી શકીએ છીએ. बની અને कના ગતિ જુદી હોવાથી તેમના અંતરના માપ અને કાળના માપ જુદા જુદા છે અથવા એમ કહીએ કે ब ના વારની લંબાઇ क ના વાર કરતા વધારે છે અને ब ની સેકંડ क ની સેકંડ કરતા ટૂંકી છે

હવે આ વિચારને લંબાવીએ. ड ની ગતિ क ની ગતિ કરતા દર સેકંડે ૧૦૦ વાર વધારે છે, અને એ પ્રમાણે અસંખ્ય મનુષ્યો સુધી ચાલે છે, તો છેલ્લી વ્યક્તિની ગતિ દર સેકંડે ૧૮૬૦૦૦ માઇલથી ઓછી થશે, કારણ એ વિશ્વની વધારેમાં વધારે ગતિ છે અને એ પ્રકાશના કિરણની ગતિ છે.

જો કોઇ ગાડીની ગતિ દર કલાકે ૮૦ માઇલ હોય અથવા કોઇ વિમાનની ગતિ કલાકે ૧૦૦૦

માઇલ હોય તો, આપણે પૂછવું પડે કે આ ગતિ કઈ વસ્તુની અપેક્ષાએ છે? પરંતુ આપણે એમ પૂછતા નથી. કેમકે સહુ મનુષ્યોની ગતિ, સહુ મનુષ્યોના વાહનોની ગતિ, પૃથ્વીની ગતિની અપેક્ષાએ હોય છે; પૃથ્વી ઉપરની બધી ગતિઓ તેની અપેક્ષાએ છે એમ ગૃહિત છે. પૃથ્વીની ગતિ દર સેકંડે ૧૯ માઈલ છે એ કોની અપેક્ષાએ છે? તો એનો ઉત્તર એ છે કે તે સૂર્યની અપેક્ષાએ છે. પરંતુ એમ પ્રશ્ન પૂછીએ કે પ્રકાશની ગતિ દર સેકંડે ૧૮૬૦૦૦ માઈલ છે, તે કોની અપેક્ષાએ? તેનો ઉત્તર એ છે કે પ્રકાશની ગતિ કોઈ એક વસ્તુની અપેક્ષાએ નથી; તે ગતિ વિશ્વની દરેક વસ્તુ — પૃથ્વી, સૂર્ય, ગ્રહો, તારાઓ, ધૂમકેતુઓ — સહુની અપેક્ષાએ છે; કેમ કે તે ગતિ સદા નિશ્ચિત છે; તે દર સેકંડે ૧૮૬૦૦૦ માઈલ જ હોય; કોઈની અપેક્ષાએ તે વધતી અથવા ઘટતી નથી.

**૧૦ : સમય અથવા કાળની સાપેક્ષતા**

જો અવકાશ અથવા દેશ સંકોચાય છે, જો તે સાપેક્ષ છે, તો સમય અથવા કાળ ઉપર ગતિની શું અસર થાય છે? જ્યારે ટ્રેઈન દોડી જતી હોય છે ત્યારે, તેની અંદરની ઘડિયાળ ધીમી ચાલશે, તેના કાંટા ધીમા ચાલશે, અને તેના લોલકના આંટા ઓછા થશે; રેતીની શીશીમાંથી પણ રેતી ઓછી ખરશે.

હૃદય પણ ઘડિયાળ છે, તેના ધબકારા પણ ઓછા થશે; ફેફસાંમાં શ્વાસોચ્છવાસ પણ ઓછા થશે; શરીરની અંદરની ક્રિયાઓ, પાચનક્રિયા અને ગ્રંથિઓમાંથી રસસ્ત્રાવની ક્રિયા ધીમે ધીમે થશે; મનુષ્યનું જીવન ધીમી ગતિએ વધશે; તેની ઉમ્મર પણ ધીમી ગતિએ વધશે; તેનું યૌવન લાંબું ચાલશે, તેને વૃદ્ધાવસ્થા મોડી આવશે.

જો કોઈ વિમાનની ગતિ દર સેકંડે ૧૬૧૦૦૦ માઈલની હોય તો પૃથ્વી ઉપર ૨૦ વર્ષ વીતે, તો એ વિમાનની ઘડિયાળમાં દશ વર્ષ જ વીત્યાં હશે અને એમાં પ્રવાસ કરનારની ઉમ્મર પણ દશ વર્ષ જ વધી હશે. જો કોઈ સ્ત્રીપુરુષની ઉમ્મર ૩૦ વર્ષની હોય; જો પુરુષ વિમાનમાં આ ગતિથી પ્રવાસે નીકળે તો, જ્યારે તે પ્રવાસેથી પાછો ફરે ત્યારે, તેની ઉમ્મર માત્ર ૪૦ વર્ષની થઇ હશે, પરંતુ તેની સ્ત્રીની ઉમ્મર ૫૦ વર્ષની થઈ ગઈ હશે.

એક ઘડિયાળને પૃથ્વીની સપાટી ઉપર મૂકીએ અને બીજીને ૧૦૦૦ ફૂટ ઊંચા ટાવર ઉપર મૂકીએ તો, ટાવરની ત્રિજ્યા પૃથ્વી ઉપરની ત્રિજ્યા કરતાં વધારે લાંબી હોવાથી ટાવરની ટોચની ગતિ પૃથ્વીની ગતિ કરતાં વધારે થશે અને તેથી ટાવરની ઘાડિયાળ ધીમે ચાલશે; એવું જોવામાં આવ્યું છે કે ટાવરનું ઘડિયાળ પૃથ્વીના ઘડિયાળ કરતાં ૯૯૯,૯૯૯,૯૯૯,૯૯૯,૯૭ ગણું ધીમું ચાલે છે. પરંતુ સૂર્ય ઉપર આ ફેરફાર વધારે સ્પષ્ટ રીતે જોઇ શકાય છે. ત્યાં ઘડિયાળ મૂકવાની જરૂર રહેતી નથી. સૂર્યમાં મધ્યભાગ કરતાં તેની સપાટીનો ભાગ વધારે ઝડપથી ફરે છે; સૂર્યમાં નિરંતર અણુની રેડીઓ–એકટીવીટી ચાલી રહી છે; મધ્યમાં અણુનાં જેટલાં આંદોલનો થાય છે તેના કરતાં સપાટી ઉપર ઓછાં આંદોલનો થાય છે; ત્યાં કાર્ય ધીમું ચાલે છે. અને તેના સ્પેકટ્રમમાં જે લાલાશ red shift ધીમા આંદોલનોનું અસ્તિત્વ દર્શાવે છે તે લાલાશ જણાય છે.

તારાઓના સ્પેકટ્રમમાં પણ આવી લાલાશ જણાય છે.

જેમ ગતિ વધે તેમ સમય ધીમે ચાલે. જો કોઈ વ્યક્તિની ગતિ પ્રકાશની ગતિના ૯૯.૯૯૯૯૯૯૯,૯૯ ટકા હોય તો તેની ઘડિયાળ $\frac{1}{70000}$ ગતિથી ચાલશે; એટલે પૃથ્વી ઉપરનાં મનુષ્યનાં ૭૦૦૦૦ વર્ષો જાય ત્યારે તેનું માત્ર એક વર્ષ જાય. આપણા પુરાણોમાં એવી કલ્પના છે કે બ્રહ્મા આંખનો પલકારો મારે, ત્યાં પૃથ્વી ઉપરના મનુષ્યનાં ૭ માસ ચાલ્યા જાય; અસાધારણ ગતિથી ફરનારની બાબતમાં પણ એવું જ—બ્રહ્માના જેવું જ બને.

પરંતુ જો કોઇની ગતિ પ્રકાશની ગતિ જેટલી જ થઈ જાય તો શું બને?

એરોપ્લેનની ગતિ દર સેકંડે ૧,૮૬,૦૦૦

માઇલ હોય તો નીચેથી જોનારને વિમાન પાતળું કાગળ જેવુ લાગે:• તેનો જથ્થો–mass અનંત થઈ જાય; તે એરોપ્લેન આગળ ચાલે જ નહિ, સ્થિર થઇ જાય, સમય તદ્દન પકડાઇ જાય, થીજી જાય પણ એથી એરોપ્લેનની અંદર બેસનારને કાંઇ અસાધારણ લાગતું નથી, એરોપ્લેઈન અટકી ગયું છે એમ પણ તેને લાગતું નથી. તે માત્ર બીજી ક્ષણની રાહ જુએ છે. પરંતુ જ્યાં સમય જ અટકી ગયો છે, આગળ ચાલવાને અશક્ત બન્યો છે ત્યાં, બીજી ક્ષણ ક્યાંથી આવે? બીજી ક્ષણ તો અનંતકાળ પછી આવે.

પ્રકાશની ગતિ કરતાં કોઈ વિશેષ ઝડપે પ્રવાસ કરી શકે નહિ; પરંતુ જો એવુ બને, જો કોઈ વ્યક્તિની ગતિ દર સેકંડે ૨,૦૦,૦૦૦ માઇલ હોય તો, આજે મુસાફરીએ જે ઊપડે તેનો કાળ માત્ર અટકી જ ન જાય, પરંતુ પાછો જાય. અને તેથી આજે જે મુસાફરીએ ઊપડયો છે, તે આવતી કાલે નહિ, પરંતુ ગઇ કાલે પાછો આવે! એટલે એક સ્થળે લખ્યું છે —

There was a girl named miss Bright, who could travel much faster than light.
She departed one day,
In an Einsteinian way,
*And came back on the previous night.*

(એટલે કે મિસ બ્રાઇટ સોમવારે નીકળી અને આગલા રવિવારે પાછી આવી)

**૧૧ : નૂતન ભૂમિતિ**

પ્રવાસની ગતિ સાથે માત્ર સમયની ગતિમાં જ ફેરફાર થાય છે એવુ નથી; ભૂમિતિમાં પણ ફેરફાર થાય છે. યુક્લિડની ભૂમિતિ પ્રમાણે એક ત્રિકોણની ગમે તે બે બાજુનો સરવાળો ત્રીજી બાજુ કરતાં મોટો હોય છે. પરંતુ અહીંઆ ગમે તે બે બાજુ નહિ, પરંતુ આકાશમાં પ્રવાસ કરતી વખતે (૧)ઉપર જવાનો સમય અને (૨)પૃથ્વી ઉપર પાછા આવવાનો સમય: એ બન્નેનો સરવાળો (૩)પૃથ્વી ઉપર જે સમય હોય છે તેના કરતાં વધારે નહિ, પરંતુ ઓછો થાય છે.

**૧૨ : વજન (Mass)ની સાપેક્ષતા**

અવકાશ અને કાળ સાપેક્ષ છે, તો વજન વિશે શું સત્ય છે? વિજ્ઞાનશાસ્ત્રી કોફમેન અને બુચરર બીટા કિરણોનુ મંશોધન કરતા હતા. રેડિયમ, યુરેનિયમ જેવી ધાતુમાંથી બીટા કિરણો પ્રસરે છે. આ વૈજ્ઞાનિકોએ બીટા કિરણ અથવા બીટાનાં કણોની ગતિ અને તેના જથ્થાનું સંશોધન કર્યું. અને તેમાં તેમને એક આશ્ચર્યકારક બાબત નજરે પડી. બીટા કણોની ગતિ ઘણી હતી. લગભગ પ્રકાશના કિરણ જેટલી હતી, તેમાં તેમને એ માલૂમ પડ્યુ કે જેમ કણની ગતિ વધારે તેમ તેનું વજન પણ વધારે થતું હતુ તેમની માન્યતા એવી હતી કે બીટા કણોમા આવી કોઈ ભિન્નતા હોઈ શકે નહિ દરેક કણ સરખા કદનો હતો, તેનું વજન સરખુ જ હોવુ જોઇએ એક કિરણમાંનાં કણો કેવી રીતે જુદા જુદા વજનનાં હોઈ શકે?

પરંતુ તેમણે આઇન્સ્ટીનના સિદ્ધાંતો પ્રમાણે વિચાર કર્યો. જો કોઈ કણની ગતિ વધે તો તેનું વજન વધે જો એક વસ્તુનું વજન ૧૦૦૦ શેર હોય અને તે એક સેકંડે ૯૩૦૦૦ માઇલની ગતિથી મુસાફરી કરે તો, તેનુ વજન ૧૦૦૦ શેરને બદલે ૧૨૦૦ શેર થાય, અને જો તેની મુસાફરીની ગતિ એક સેકંડે ૧૬૧૦૦૦ માઇલ હોય તો તેનું વજન ૨૦૦૦ શેર એટલે કે પ્રથમના કરતા બમણું થશે; અને જેમ ગતિ વધતી જાય તેમ વજન વધતું જાય.

આઇન્સ્ટીનના આ નિયમ પ્રમાણે કોઇ સ્થૂલ-ચરબીવાળો મનુષ્ય દોડીને પોતાનું વજન ઘટાડવા પ્રયાસ કરે તો, તેનું વજન ઘટવાને બદલે વધે છે. જો કોઇ મનુષ્યનુ વજન ૨૦૦ શેર હોય અને તે દર કલાકે પાંચ માઇલની ગતિથી દોડે તો તેના વજનમાં •૦૦૦,૦૦૦,૦૦૦,૦૦૦,૦૫ રૂપિયા ભાર વજનનો વધારો થાય. જ્યારે તે દોડે ત્યારે આટલો વધારો થાય અને જ્યારે તે ઊભો રહે ત્યારે પ્રથમના જેટલો થઇ જાય

હવે પેલા વિજ્ઞાનશાસ્ત્રીઓ કૉફમેન અને બુચરર તરફ નજર નાખીએ. તેમણે બીટા કિરણના કણની ગતિ માપી અને આઇન્સ્ટીનના સમીકરણ પ્રમાણે તેમણે વજન ગણ્યું, તો જેટલું વજન સમીકરણ પ્રમાણે વધવું જોઇતું હતું, તેટલું જ તે કણનું વજન વધ્યું હતું.

જ્યાં જ્યાં અણુવિભાજન માટેનાં કારખાનાંઓ છે ત્યાં ત્યાં ગતિ પ્રમાણે વજન વધવાનાં દશ્યો અવારનવાર નજરે પડે છે. બ્રુકલીનની પ્રયોગશાળામાં ૧૯૫૨માં પ્રોટોનની ગતિ એક સેકંડે ૧,૭૭૦૦૦ માઇલ સુધી વધારવામાં આવી હતી અને તેથી તેનું વજન પ્રથમના કરતાં ત્રણ ગણું થયું હતું.

વળી કેલીફોર્નિયામાં ઇલેક્ટ્રોનની ગતિ લગભગ પ્રકાશના કિરણ જેટલી—૧,૮૫૯૯૯.૯માઇલ-દર સેકંડે કરવામાં આવી હતી અને તેથી ઇલેક્ટ્રોનનું વજન અસલ વજન કરતાં ૯૦૦ ગણું થયું હતું. આ પ્રમાણે વજન વધવાથી વિભાજનનું કામ સહેલું થાય છે.

એમ પ્રશ્ન થાય છે કે કોઈ પદાર્થની ગતિ પ્રકાશની ગતિ જેટલી જ હોય તો વજનનું શું થાય? સાપેક્ષ-સમીકરણ પ્રમાણે વજન અનંત થાય, અને અનંત વજનને ગતિમાં રાખવાને અનંત શક્તિ જોઈએ; પરંતુ આ વિશ્વમાં જેટલી શક્તિ છે એટલી બધીયે શક્તિ પૂરતી ન થાય; તે શક્તિ ગમે તેટલી મોટી હોય છતાં પરિમિત છે. એટલે એના કરતાં પણ વધારે શક્તિ જોઈએ, અને એ મળી શકે નહિ એટલે ગતિનું શું થાય? એટલી ગતિ હોઈ શકે નહિ. કોઈ પણ પદાર્થની ગતિ પ્રકાશની ગતિ જેટલી હોઈ શકે નહિ.

### ૧૭ : અજ્ઞાનનું રહસ્ય

હવે એ પ્રશ્ન થાય કે જો ગતિને લઈને લંબાઈમાં અને સમયમાં ફેર પડી જતો હોય તો અત્યાર સુધી કોઈને ખબર કેમ ન પડી? બધી ગણત્રીઓમાં કંઈક ભૂલ કેમ ન દેખાઈ? એનો ઉત્તર સહેલો છે. પ્રકાશની ગતિ દર સેકંડે ૧૮૬,૦૦૦ માઇલ છે; અને એરોપ્લેનની ઝડપ કલાકે ૬૦૦ માઇલ હોય તો, એક સેકંડે માઇલનો છઠ્ઠો ભાગ માત્ર થાય. આટલી અલ્પ ઝડપમાં લંબાઈ ઘટે તો એક ઇંચનો હજારમો કે લક્ષાંશ ભાગ થાય. અને સમયની ગતિમાં ફેર પડે તે પણ એક સેકંડનો હજારાંશ ભાગ થાય; આવો સૂક્ષ્મ ફેર કોઇ રીતે ધ્યાનમાં આવે તેવું ન હતું. લંબાઈ એટલી બધી અલ્પ ઘટે, તેની આંખને ખબર પડે તેમ ન હતું; અને એ જ પ્રમાણે સમયમાં પણ એવો જ અલ્પ ફેર પડે, તે પણ કોઇને ધ્યાનમાં આવે એવું ન હતું.

### ૧૮ : સમન્વય અને નિરપેક્ષતા

આપણે ઉપર જોઈ ગયા કે સ્થિતિ અથવા સ્થળ, સમય, અને માપદંડ સાપેક્ષ છે; એક મનુષ્યને જે સ્થળ, સમય અથવા અંતર જેટલાં લાગે, તેટલાં બીજી ગતિવાળાને લાગતાં નથી; તેને સ્થળ, સમય અને અંતર ફરી ગયેલાં, વધીઘટી ગયેલાં જણાશે. ત્યારે હવે પ્રશ્ન એ રહે છે કે કોઇ આયોજન એવું કરી શકીએ કે જેમાં કોઇ પણ સ્થળ, સમય અને માપદંડવાળા અવલોકનકારોનાં દષ્ટિબિંદુનું સમન્વય કરી શકીએ? એવી કોઇ ગણત્રી કરી શકીએ કે જેથી ગમે તે સ્થળવાળા, ગતિવાળા એક જ નિર્ણય, એક જ જવાબ જણાવે?

જો આપણને એક જ આંખ હોત તો આપણે બે પરિમાણો જોઈ શકત, પરંતુ આપણને બે આંખો હોવાથી આપણે લંબાઈ, પહોળાઈ અને ઊંડાણ એમ ત્રણ પરિમાણો જોઇ શકીએ છીએ. જો આપણને આંખો જુદી જુદી ગતિવાળી હોત તો આપણે બધી ગતિઓ જોઈ શકત; અને જો આપણી આંખો નાની મોટી હોત, આપણી બંને આંખો અણસરખી હોત તો આપણે કીડી અને હાથી બન્નેની દષ્ટિથી જોઈ શક્યાં હોત; પરંતુ આપણી આંખો સરખા કદની અને સરખી ગતિવાળી છે એટલે આપણને ખંડિત ચિત્ર મળે છે.

આપણે આપણી ભૂમિકા ઉપરથી જ જોઈ શકીએ છીએ, આપણે અંગત દષ્ટિથી જોઇ શકીએ

# ચેખોવ અને 'થ્રી સિસ્ટસ'

કૉન્સ્તન્તિન સ્તેનિસ્લાવ્સ્કી
અનુ અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ

હવે, ચેખોવના બે નાટકોની* સફળતા પછી અમારી રગભૂમિ એમની કલમમાથી નવુ નાટક પ્રાપ્ત કર્યા વિના રહી શકે તેમ નહોતી રગભૂમિનું નસીબ હવે પછી એમના હાથમા હતુ. જો તેઓ નવુ નાટક આપે તો અમારી નવી મોસમ શરૂ થાય; અને જો ન આપે તો રગભૂમિની આબરૂ ભયમા હતી ચેખોવ કેવી રીતે કામ કરતા હતા તેમા અમને રસ હતો. એમના છેલ્લા સમાચાર ઓલ્ગા નીપરે† આપ્યા આટલી સરસ રીતે આટલુ બધુ એ શા માટે જાણે છે, ચેખોવની તબિયત વિશે, કોમીઆની આબોહવા વિશે, નાટક કેવી રીતે આગળ વધી રહ્યુ છે તેને વિશે અને ચેખોવ મોસ્કો આવશે કે નહિ આવે, તેને વિશે એ આટલું બધુ કેમ કહે છે, તેનુ અમને આશ્ચર્ય થયુ

" 'આહ,' અમે કહ્યુ, પ્યોતોર ઈવાનોવિચ અને હુ "+

આખરે, ચેખોવે એના નવા નાટકનો પ્રથમ અક અમને મોકલી આપ્યો અમારો આનદ વધ્યો નાટકનુ નામ હજી નહોતુ પાડયુ પછી બીજો અને ત્રીજો એમ બે અક આવ્યા છેલ્લો અક ખૂટતો હતો ચેખોવ જાતે ચોથો અક લઈને આવ્યા લેખકની ઉપસ્થિતિમા નાટકનુ પઠન ગોઠવાયુ નાટયગૃહના એક મોટા ખડમા કપડુ ઢાકેલુ એક મોટુ ટેબલ મુકાયુ અને અમે એની આજુ બાજુ ગોઠવાયા લેખક અને દિગ્દર્શક કેન્દ્રમા હતા મંડળીના બધા જ સભ્યો, દરવાનો, તખ્તાના કારીગરો અને એક કે બે દરજીઓ પણ હાજર હતા. અમે ઉત્સુક હતા લેખક પોતે દેખીતી રીતે જ ઉત્તેજિત થઈ ગયા હતા અને પ્રમુખસ્થાને ખોટા ભેરવાયા જેવી લાગણી એમને થતી હતી વારેવારે તેઓ ખુરશીમાથી ઊભા થતા હતા અને આટા મારતા હતા આવુ ત્યારે બનતુ જ્યારે એમના મતે સવાદ ખોટી કે નાપસદ દિશાએ ફટાઈ જતો હતો નાટકની ચર્ચા કરતા અમારામાના કેટલાકે એને રૂપક કહ્યુ, તો કેટલાકે એને કરુણરસપ્રધાન નાટક—ટ્રૅજેડી કહ્યુ એમને ખ્યાલ નહોતો કે આ વ્યાખ્યાઓ ચેખોવને ચોકાવતી હતી તરત ધ્યાનમા આવે એવો પૂર્વીય સ્વરભાર પોતાની વાણીમા ધરાવતા એક વક્તાએ પ્રયત્નસાધ્ય ભાષા વાપરીને અભિપ્રાય ઉચ્ચાર્યો

"લેખક સાથે જો કે સિદ્ધાન્તની બાબતમા હુ સમત થતો નથી છતા—' ચેખોવ આ 'સિદ્ધાન્તની બાબતમા' સહી શકયા નહીં નાટયગૃહ છોડીને એ ચાલ્યા ગયા અમે જોયુ કે તેઓ ગયા, પણ શુ થઈ ગયુ તેની અમને ખબર ન પડી એટલુ ખરુ કે એમને માઠુ લાગી ગયુ હતુ સભા પૂરી થયા પછી હુ એમને ઘેર ગયો અને જોયુ તો તેઓ બેચેન જ નહીં, ગુસ્સે પણ હતા મે ફરીથી એમને એટલા ગુસ્સે થયેલા કદી જોયા નથી

"એ શકયજ નથી સાભળો—'સિદ્ધાન્તની

---

*'The sea Gull' અને 'uncle Vanya' એ બે નાટકો †જાણીતી રશિયન અભિનેત્રી જેણે ચખોવ સાથે લગ્ન કર્યું હતુ +ગોગોલના The Inspector-General માથી લીધેલુ અવતરણ

બાબતમાં'...'' એ બોલ્યા, પેલા વક્તાનું અનુકરણ કરીને.

" સાધારણ રીતે ઉચ્ચારાયેલા આ શબ્દગુચ્છે ચેખોવની ધીરજનો અંત આણ્યો હતો. પણ ખરું કારણ તો એ હતું કે એમણે ધારેલું કે પોતે રમૂજી વિનોદિકા લખી છે અને અમારામાંના બધાએ એને કરુણિકા ગણી લીધી અને આંસુ સાર્યાં ! દેખીતી રીતે જ ચેખોવે ધારી લીધું કે નાટકની બાબતમાં ગેરસમજ પ્રવર્તે છે અને એ નિષ્ફળ થયું છે.

દિગ્દર્શનના કાર્યની શરૂઆત થઈ. અમારા રિવાજ પ્રમાણે નેમિરોવિચ દાન્ચેન્કોએ એની સાહિત્યિક બાજુ સંભાળી લીધી અને મેં વિગત-પ્રચૂર રંગસૂચિ તૈયાર કરી—કોણે ક્યાં અને શા માટે ઓળંગવું, કોણે કેવો ભાવ અનુભવવો, શું કરવું, કેવા દેખાવું વગેરે.

અભિનેતાઓએ મન દઈને કામ કર્યું. અમે નાટકનો પૂર્વપ્રયોગ કરી જોયો. બધું સ્પષ્ટ હતું, સમજી શકાય એવું, સાચું, પણ નાટક જીવંત ન હોતું લાગતું, પોલું લાગતું હતું, થકવી નાખે એવું અને લાંબુ. 'કશુંક' એમાં ખૂટતું હતું. એ 'કશુંક' તે શું એ જાણ્યા વિના એની શોધ કરવી એ-કેટલું તો કપરું કામ હતું ! બધું જ તૈયાર હતું, પ્રયોગની જાહેરાત કરવાની જરૂર હતી, પણ અમે જે રૂપે એને પ્રાપ્ત કર્યું હતું તે રૂપે જ જો રજૂ કરવાનું હોય તો નિષ્ફળતા નક્કી હતી. આમ છતાં, એવાં કેટલાંક તત્ત્વો અમને દેખાયાં જે મહાન સફળતા પમાડે, પણ પેલા જાદુઈ 'કશુંક' સિવાયનું આ બધું હતું. અમે હમેશ મળીએ, નિરાશ થવા સુધી પૂર્વપ્રયોગો કરીએ, છૂટા પડીએ, બીજે દિવસે ફરી મળીએ, ફરી નિરાશા, ફરી છૂટા પડવું !

"મિત્રો, આમ થવાનું કારણ એ છે કે આપણે વધુ પડતા માર્મિક બનવા પ્રયત્ન કરીએ છીએ," કોઈએ એકાએક નિર્ણય જાહેર કર્યો. "આપણે વસ્તુને બહાર ખેંચી લાવીએ છીએ, તખ્તા પર કંટાળો જન્માવીએ છીએ. આપણે બાલોદ્દેક સાધવો જોઈએ અને, વોદેવિલમાં કર્યું હતું તેમ, ગતિશીલ સંયમમાં કામ કરવું જોઈએ."

અમે અભિનયમાં ગતિ વધારી. એટલે કે; બોલવામાં અને ફરવામાં ગતિ વધારી. પણ એનાથી તો કાર્ય ઠીંગરાયું અને સંવાદનો ભાગ શિથિલ બન્યો. પરિણામ એ આવ્યું કે નાટક વધુ ખરાબ અને વધુ કંટાળાજનક થયું. તખ્તા પર જે થતું હતું તે અને અભિનેતાઓ જે બોલતા હતા તે બધું શું હતું તે કળાવું મુશ્કેલ થઈ પડયું હતું.

એક સાંજે, થકવી નાખે એવા એક પૂર્વ-પ્રયોગ દરમ્યાન, નાટકની અધવચ્ચે જ અભિનેતાઓ અટકયા. નિરર્થક લાગવાથી કામ છોડી દીધું. દિગ્દર્શક અને સાથી અભિનેતાઓમાંનો એમનો વિશ્વાસ હવે ડગી ગયો હતો. આવી નિરાશા સામાન્ય રીતે અનૈતિકતાને જન્મ આપે છે. બે કે ત્રણ વીજળી દીવા ઝાંખા ઝાંખા બળી રહ્યા હતા. ખૂણામાં નતમસ્તકે અમે બેઠા હતા. આતુરતા અને નિરાશાના ભાવો અમે અનુભવતા હતા. એક જણ હતાશ થઈને નખ વડે પાટલી પર ઉઝરડા પાડતો હતો. ઉંદર કોરે એવો એ અવાજ હતો. એ અવાજે મનને ઘરની યાદ આપી : મેં અંતરમાં ઉષ્મા અનુભવી, સત્ય જોયું—જિંદગી; અને મારી અંતઃસ્ફુરણા કામે લાગી ગઈ. અથવા તો ઉંદરના કોરવાનો અવાજ, અંધકાર અને નિરાશાનો કોઈક અર્થ મારા જીવનમાં મારે માટે હશે, જે અર્થ હું સમજી શકતો નહોતો. સર્જનાત્મક અધિચેતનાના માર્ગે કોણ ડગ માંડી શકે ?

હું જીવનમાં આવ્યો અને અભિનેતાઓને મારે શું બતાવવાનું હતું તે જાણ્યું. તખ્તા પર બધું અનુકૂળ હતું. ચેખોવનાં માનવી પુનરુત્થાન પામ્યાં. તેઓ પોતાના વિષાદમાં સ્નાન કરતાં નથી. ઊલટું, તેઓ તો શોધે છે આનંદ, હાસ્ય અને ખુશી. એમને જીવવું છે, ફસડાવું નથી. ચેખોવનાં નાટકોમાં મને આ સત્ય જણાયું અને એનાથી ઉત્સાહિત થઈને શું કરવું જોઈએ તેનો મેં વિચાર કર્યો.

પૂર્વપ્રયોગો ચાલુ કર્યા અને ખંતથી કાર્ય કરવા માંડયું. પોતે સ્વીકારેલા માશાના અભિ–

નયમા ઓલ્ગા નીપરને હજી મુશ્કેલી પડતી હતી અને નેમિરોવિચ દાન્ચેન્કોએ એને સમજાવવા માંડયું હતું. એક પૂર્વપ્રયોગ વેળા એનામા કશુંક ઊઘડતું દેખાયુ અને પછી તો એનો અભિનય ઝડપથી સુંદર પ્રગતિ કરતો રહ્યો.

ચેખોવ પહેલી રાત માટે રોકાયા નહીં. એમણે રશિયા છોડયું. જવાના બહાનારૂપે એમણે પોતાની નાદુરસ્ત તબિયતનું કારણ આપ્યું. મને લાગે છે કે બીજું પણ કારણ હતું—નાટક અંગેની એમની ચિંતા. મારી આ શંકા એટલા માટે સાચી લાગે છે કે એમણે પોતે જ્યા ગયા ત્યાનું સરનામુ મૂકયું નહોતું, જેથી અમે નાટક માટેનું આમંત્રણ મોકલી શકીએ. તેઓ કયાં ગયા હતા તેની ઓલ્ગા નીપરને પણ ખબર નહોતી એ એવું લાગ્યું—

પણ ચેખોવ એમની અવેજીમાં એક પ્રેમાળ કર્નલને મૂકી ગયા હતા. નાટકમા લશ્કરી જીવનના શિરસ્તાઓમાં, અધિકારીઓના રીતરિવાજોમા, એમના ગણવેશની વિગતોમાં, અને એવી અન્ય બાબતોમાં અમે કંઈ ભૂલ ન કરી બેસીએ એ જોવાનું એમને સોંપાયું હતું. ચેખોવે પોતાના નાટકની આ બધી બાબતો પર ખૂબ ધ્યાન આપ્યું હતું, કારણ કે એવી અફવા ફેલાઈ હતી કે લશ્કરની વિરુદ્ધમા ચેખોવે આ નાટક લખ્યું છે. આવી વાતોથી લશ્કરી માણસોમા સંદેહ, ચિંતા અને ઉશ્કેરાટની લાગણી જન્મી હતી લશ્કરી માણસોનું સ્વમાન ઘવાય એવુ તો ચેખોવે જરા પણ નહોતું ઇચ્છયુ સાચી વાત તો એ હતી કે લશ્કર માટે ચેખોવનો ઘણો ઊંચો અભિપ્રાય હતો. ચેખોવ કહેતા કે લશ્કરી માણસો સાંસ્કૃતિક આદર્શને ધારણ કરનારા છે. જીવનમા તેઓ નવી અપેક્ષાઓ લઈ આવ્યા છે અને સુદૂરના પ્રાન્તોમા જ્ઞાન, કલા, સુખ અને આનંદ માટેની અપેક્ષાઓ એમણે જગાડી છે

ચેખોવની લાક્ષણિકતા છતી કરે એવો એક બનાવ હવે નોધું. પોષાકના પૂર્વપ્રયોગો વખતે અમને એમના તરફથી એક પત્ર મળ્યો. એમા પણ સરનામુ ન મળે! પત્રમાં લખ્યું હતુ: "આન્દ્રેયની આખી એકોક્તિ છેકી નાખો અને આ પ્રમાણેના શબ્દો એની જગાએ મૂકો. 'પત્ની એ પત્ની છે.'" મૂળની હસ્તપ્રતમાં આન્દ્રેય એક સુંદર વક્તવ્ય રજૂ કરે છે જેમા ઘણી રશિયન સ્ત્રીઓની અલ્પતા અદ્દભુત રીતે નિરૂપાઈ છે. લગ્ન પહેલા તેઓ કવિતા અને સ્ત્રીત્વને પોતાનામાં જીવવા દે છે પણ લગ્ન થઇ ગયા પછી તેઓ મોંઘા પણ અભિરુચિ વિનાનાં કપડા પહેરતી થઈ જાય છે. એવા પહેરવેશમાં એમના આત્મા ઢબુરાઇ જાય છે, એવી સ્ત્રીઓ માટે તે શુ કહેવું; અને કંઈ કહેવાં માટે એમની લાયકાત પણ ખરી? "પત્ની એ પત્ની છે." અભિનેતાના વાચિક અભિનયની મદદથી આ નાનકડું વાકય આખી એકોકિતના અર્થને વ્યક્ત કરી શકે છે. ચેખોવની ડહાપણભરી સઘન મિતભાષિતાનુ આ એક વધુ ઉદાહરણ હતું.

પહેલા જ પ્રયોગમા પહેલો અંક મહાન સફળતા પામ્યો એ ઇરિનાનો જન્મોત્સવ નિરૂપે છે અને એમા ઘણા નેપથ્ય-કહેણ આવ્યા. (અમે હજી સુધી એ કાઢી નાખ્યા નહોતા.) પણ અન્ય અંકો અને છેલ્લા પરદા પછી પ્રશંસાના ઉદ્ગારો એટલા તો અલ્પ જણાયા કે વધુમાં વધુ અમે એક નેપથ્ય-કહેણ મેળવી શકયા. અમે ધાર્યું કે નાટક નિષ્ફળ નીવડયું અને પ્રેક્ષકને પકડી રાખવામા ચેખોવના નાટક માટે ઘણો સમય આપવો પડયો.

અભિનય અને દિગ્દર્શનના દષ્ટિબિન્દુથી અમે રજૂ કરેલા નાટકોમા આ નાટક ઉત્તમ નાટકોમાનું એક હતું. ઓલ્ગા નીપર, મારિયા લિલિના, માર્ગારિતા સેવૅત્સકાયા, ઇવાના મોસ્કવીન, વેસિલી કાચાલોવ, વ્લાદિમિર ગ્રિબુનીન, એલેકઝાડર વિશ્નેવ્સ્કી, લિયોનિદ ગ્રોમોવ (પછીથી લિયોનિદોવ), એલેકઝાડર આર્ત્યામ, વેસિલી લુઝસ્કી અને મારિયા સામારોવાની ગણના ઉદાહરણરૂપ અભિનેતાઓમા અને ચેખોવનાં પ્રશિષ્ટ પાત્રોના સર્જકોમા થવી જોઇએ. વરશીનીનના પાઠમા હુ સફળ થયો હતો પણ મારી જાતને હું સફળ ધારી શકતો નથી

કારણ કે નાટ્યકારે સર્જેલ પાત્ર જ્યારે અભિનેતા જીવે છે ત્યારે જે ભાવ અનુભવે છે તે ભાવ મેં અનુભવ્યો નથી.

પાછા ફર્યા પછી ચેખોવે કહ્યું કે અમારી રજૂઆતથી એમને સંતોષ થયો હતો. જો કે આગ-દૃશ્યમાં અમે ઘંટ નહોતો વગાડ્યો અને પાળવા જેવાં લશ્કરી ભયસૂચક સંકેતોનો ઉપયોગ નહોતો કર્યો તેનો અફસોસ એમણે વ્યક્ત કર્યો. સતત રીતે એમણે એ વિશે ફરિયાદ કર્યા કરી. અમે સૂચવ્યું કે તેઓ જાતે અગ્નિ-ઘંટની અસરો સાથે પૂર્વપ્રયોગ કરી જુએ. અમે તખ્તાનો સરંજામ એમને સોંપી દીધો. આ તક એમણે સહર્ષ સ્વીકારી અને ઉત્સાહથી કામે વળગ્યા. જે ધ્વનિ-અસરો એમને જોઈતી હતી તેની યાદી તૈયાર કરી. મારે એમને ખસેલ નહોતા પહોંચાડવી એટલે પૂર્વ-પ્રયોગો જોવા ગયો નહીં કે શું થાય છે તેની પણ ભાળ ન લીધી.

પ્રયોગ દરમ્યાન, આગ-દૃશ્ય પછી, ચેખોવ મારા પરિધાનખંડમાં આવ્યા અને ખૂણામા સોફા પર શાંતિથી બેસી ગયા. એમના મૌનથી મને આશ્ચર્ય થયું અને શું બન્યું છે તે વિષે પૂછ્યું.

"સાંભળો, એ ખોટું થયું! તેઓ સોગન ખાઈને બબડે છે!" સંક્ષેપમાં એમણે કહ્યું.

દિગ્દર્શકની બેઠક પાસે લોકોની એક ટોળકી બેઠી હતી જે નાટકની, અભિનેતાઓની અને નાટ્યગૃહની આકરી ટીકા કરી રહી હતી અગ્નિ-ઘંટના અવાજો આવતાં જ, સમજી નહિ શકવાથી, એ લોક હસવા લાગ્યા. આખી વસ્તુની ઠેકડી ઉડાડી. એમને ખબર નહોતી કે નાટ્યકાર અને ધ્વની-અસરોનો દિગ્દર્શક બાજુમાં બેઠો હતો.

ચેખોવે વાત પૂરી કરી અને હાસ્યમાં બેવડ વળી ગયા. પછી એમણે એટલી બધી ખાંસી ખાધી કે હું ગભરાઈ ગયો.

અનુસંધાન પાન ૪૫ પરથી ચાલુ

છીએ, બિનઅંગત દૃષ્ટિથી, સાર્વજનિક દૃષ્ટિથી જોઈ શકતા નથી.

લુઈ કેરોલ નામના અંગ્રેજ લેખકે Alice in wonderland નામની વાર્તા લખેલી છે; તેમાં Alice નાની મોટી થઈ જાય છે; ઓરડો, મેજ, કબાટ, પુસ્તક, ફૂલો એટલાં ને એટલાં રહે છે; પરંતુ એલીસને તે કેવાં લાગે છે? તેને લાગે છે કે ઓરડો, મેજ, કબાટ, પુસ્તક, ફૂલો સહુ ઊંચા થઇ ગયાં છે, અને જ્યારે તે મોટી થાય છે ત્યારે તેને લાગે છે કે આસપાસની બધી વસ્તુઓ નાની થઈ ગઈ છે. હરકોઈ વસ્તુનું કદ અન્ય વસ્તુઓની સરખામણીમા ગણવામા આવે છે, એટલે એલીસને વસ્તુઓ નાની મોટી થઈ જતી હોય એમ લાગે છે, જો એલીસ પોતાની જાતની બહાર જઈ શકી હોત, જો બીજાઓ જે રીતે એલીસને જોતા તે રીતે તે પોતાને જોઈ શકતી હોત તો, એલીસને સત્ય સમજાત કે ઓરડો અને ખુરસી એવડાં ને એવડાં રહે છે; તેના પોતાનામાં જ ફેર પડ્યો છે; તે પોતે જ નાની મોટી થતી જાય છે, પરંતુ એમ કરવું તેના માટે અશક્ય હતું. આઇન્સ્ટીન આપણને કેટલેક અંશે તેમ કરતાં શીખવે છે; સાપેક્ષવાદ આપણને સાપેક્ષતાનું ભાન કરાવે છે; ગતિ કાળ, સ્થળ વગેરે સાપેક્ષ છે, એમ આપણને તે શીખવે છે. આપણે જે બનાવો બનતા જોઈએ છીએ એમાં પ્રકૃતિ કેટલો ભાગ ભજવે છે અને મનુષ્યનું ચિત્ત કેટલો ભાગ ભજવે છે, તેની રેખા સ્પષ્ટ રીતે દર્શાવવાનો આઇન્સ્ટીનનો પ્રયત્ન છે. એડીંગ્ટન કહે છે તેમ,

Einstein has succeeded in seperating far more completely than hitherto the share of the observed and the share of the external in the things we see happen. ‡

(‡ Eddington: Space, Time and Gravitation)

સંશોધન

રાસડામાં

# પાંડાવદરના બે જેઠવા બંધુઓ

પુષ્કર ચંદરવાકર

"Folklore Cannot be studied alone. Alone it is of little worth As part of the inheritance from bygone ages it cannot separate itself from the conditions of bygone ages. Those who would study it carefully, and with purpose, must Consider it in the light which is shed by it and upon it from all that is contributory to the history of man"

—G L. Gomme

સૌરાષ્ટ્રનો ઇતિહાસ એક ગોરાએ–અંગ્રેજ બચ્ચાએ લખ્યો છે, ને તે ઇતિહાસનું તેણે નામ આપ્યું છે: The History of Kathiawar. પેલા ઇતિહાસકારનું–તવારિખનવેશનું નામ છે Captain H. Wilberforce Bell. ધંધો હતો શાસનકર્તાનો. તે સોરઠ પરગણાનો પોલિટિકલ એજંટ હતો. પણ જીવ હતો ઇતિહાસનો તેમ જ સાહિત્યનો. એણે મરાઠી કાવ્યોનાં અંગ્રેજીમા ભાષાતર કરેલાં; અને ટોડ સાહેબ અને કિ. ફાર્બસ સાહેબનો પાછો અનુયાયી પણ નીકળ્યો. આ બંને ગોરા ઈતિહાસકારોના પગલે પગલે ચાલીને તેણે ગરવી વીરભૂમિ સોરઠનો ઇતિહાસ આલેખ્યો અને તે પણ કઈ શ્રદ્ધાથી?

અશોકના શિલાલેખોના અંગ્રેજી ભાષાંતર આપે, ધુમલી છાયાનો ગઢ અને છાયાના અદ્વિતીય પાળિયાના ફોટોચિત્રો આપે, તો શિહોરના રાજ-દરબારની ભીંત પરનાં અનેક રંગભર્યાં સુરેખ ભીંતચિત્રો–frescos આપે.

તેણે જે સોળ ચિત્રો આપ્યાં છે, તેમાં છાયાનાં બે ચિત્રો આપ્યા છે· (૧) છાયાના પાદરમાંના પાળિયાઓ; Memorial stones of Fallen warriors at Chhaya (૨) છાયાનો કિલ્લો The Old Fort at Chhaya.

ભૌગોલિક દૃષ્ટિએ છાયા આજના પોરબંદર તાલુકામાં સોરઠમાં આવેલ છે. તે ૩૬·૮° રેખાંશ અને ૩૯·૯° અક્ષાંશ પર આવેલુ છે. પોરબંદરથી તે ત્રણ માઈલ દૂર અગ્નિ ખૂણામા વસેલ છે. છાયામાં જ્યારે જેઠવા રાજવીઓએ પોરબંદરમા રાજધાની નં'તી સ્થાપી, તે પહેલાં જેઠવાની રાજધાની અને રાજગાદી પણ ત્યાં જ હતી. રાજમાતા કલાબાઈએ[1] છાયા નામના એક ગામડાને રાજગાદીનું ધામ બનાવીને છાયાનું મહત્ત્વ વધાર્યું હતુ. સંવત ૧૬૩૦ મા છાયામાં જેઠવા વંશની રાજગાદી આવી એમ સ્વ. શ્રી જગજીવન કાલિદાસ પાઠક તેમના ગ્રંથ 'મકરધ્વજવંશી મહીપમાલા'માં લખે છે. તેજ અરસામાં છાયાનો કિલ્લો પણ બંધાવાયો. આજે આ કિલ્લો સારી સ્થિતિમા સચવાયેલો પડ્યો છે.

જ્યારે રાજમાતા કલાબાઈ રાજગાદી છાયામાં લાવ્યાં ત્યારે બાળકુમાર ખીમાજી બાલ્યાવસ્થામા હતા.

આ ખીમાજી પછી સાતમી પેઢીએ રાણા હાલાજી થયા તેમનો શાસનકાળ છે વિ. સંવત ૧૮૬૦–૧૮૬૮ (ઈ. સ. ૧૮૦૪ થી ૧૮૧૨). એમની હયાતિમાં તેમના પાટવીપુત્ર પ્રથીરાજજીએ

૧. જુઓ, મકરધ્વજવંશી મહીપમાલા પૃ. ૧૪૪

પિતા સામે બંડ કર્યું, તેમની સામે થયા અને છાયાના કિલ્લામાં ભરાણા, પણ હારીને છેલ્લે પિતાને શરણે આવ્યા. પેલા અંગ્રેજ ઇતિહાસકારે પણ આ પ્રસંગની નોંધ લીધી છે. તેઓ લખે છે કે, While Colonel Walker was still in Kathiawar, disturbences broke out in Porbandar, where Prathiraj, the son of Rana Haloji, rebelled against his father and seized the fort at Chhaya. All the efforts to dislodge him failed and finally the Rana asked aid from the British. A force was sent to Co-operate with him, and after a seize lasting for two hours the fort of Chhaya fell and Prithiraj surrendered, after having been wounded.[2]

સ્વ. શ્રી. જ. કા. પાઠકે, પોરબંદર રાજ્યની ડીરેક્ટરીના પુરોવચનમાં લખાયેલ જેઠવા વંશના ઇતિહાસમાં તેમ જ શ્રી. શંભુપ્રસાદ હરપ્રસાદ દેસાઈએ, 'સૌરાષ્ટ્રનો ઇતિહાસ'માં આ ઘટનાને ઐતિહાસિક ઘટના તરીકે લેખાવી છે.

જ્યારે પિતાપુત્ર વચ્ચે આ યુદ્ધ ખેલાતું હતું ત્યારે પાંડાવદરના બે જેઠવા બંધુઓ હડીભાઇ અને સુજાભાઇ પણ છાયા ગયા, યુદ્ધે ચડવા. તેઓના પૂર્વજ માટે સ્વ. શ્રી. જ. કા. પાઠકે લખ્યું છે: "રાણા ખીમાજી પછી તેમના વડા કુમાર રાણા વિક્રમાતજી બીજા ગાદીપતિ થયા. રાણા વિક્રમાતજીને કરણજી નામે નાના ભાઇ હતા. તેમને પાંડાવદર ગામ ગરાસમાં મળ્યું.[3]"

આમ, હડીભાઈ અને સુજાભાઇ રાજગાદી સાથે નજીકના લોહીનાતે સંધાયેલા હતા, તેથી હાલાજી રાણા આફતમાં આવી પડ્યા છે, તેવી જાણ તેમને થઇ કે તેઓ છાયામાં રાજવીના પડખે ખાંડાના ખેલ ખેલવા ચાલી નીકળ્યા.

બાપદીકરા વચ્ચે ઘમસાણ તો બે કલાક જ ચાલ્યું, પણ તે સમયે અમરરસ પ્યાલો પીધો આ બંને ભાઇઓએ.

છાયાના દરબારગઢમાં જઇએ છીએ; ત્યારે જેઠવાકુળનાં કુળદેવી વિન્ધ્યવાસિની દેવીના મંદિરના ખોળામાં જાણે આ બે ભાઇ પોઢતા ન હોય, તેવી દશામાં આજેય તેમની ખાંભીઓ છે, જેને ટાંકામાં પૂરી દીધી છે.

આ બંને ભાઇઓનો આ રાસડો કોઇ બારોટે ગાયો લાગે છે. આ રાસડો છાયાની પ્રાથમિક શાળાના શિક્ષક અને વિન્ધ્યવાસિની માતાના પૂજારી શ્રી. હરિભાઇએ આપ્યો છે.

સ્થાનિક ઇતિહાસની દૃષ્ટિએ જ આ રાસડાનું મહત્ત્વ સવિશેષ લેખી શકાય.

**જેઠવા વંશી હડીભા બાપુ અને સુજા બાપુનો રાસડો.**

દાદાણી દેશની માઝા,
બાલાણી બોમની માઝા;
હાલ્યા ઠાકોર હડીભો રાજ,
છાયે એ ચકાવા માંડયા !
જેના જાણ દિલ્હી સુધી થાય.
સંગ્રામે રાવંત ચારિયા;
કદી નારી ભેળા ન થાય;
દેના જેના લાકડે દીવા,
બાબા સાહેબ[4] કંડોરણે,
બાપથા આવીઆ
વસમને દેવા વાદ !
જાવડ રાણા માર્યા જેઠવે,
એના હડીભાએ ભાગ્યાં હાડ,
ભલા પાછા ફકખણે મેલ્યા,
સુજા-હડીભા શોભતી થાતા !
મોખરે થાતા મેર
ઉગાગો વાંસા ફાડતો,
કાઠીનો વાળતો કેર,
વાજવતો સામલા ભારી !

2. જુઓ; The History of Kathiawad પૃ. ૧૯૦.

3. મકરધ્વજવંશી મહીપમાળા પૃ. ૧૪૭.

4. બાબા સાહેબ : હાથીજી જેઠવા

જુધ્ધ મચાવે જેઠવો
એને જુગત બાંધી જોઈ,
છોગાળા છાયાના ચોકમાં,
કદી હડીભી ટીલે હોત,
(તો) ટોપીયુને ટકવા ના આપત.
રૂપાળીબાનો કંથ રંગ ભીનો,
રાખ તલક સરદાર,
છેડેથી રતન છૂટી ગયુ,
ગયો હડીભી સોનાનો હાર,
ખતીલાને કોટમા ખોયો !
ટોળાયુ ફોળીને તોરણુ બાંધ્યા;
કાળો વરતાણો કેર,
આભપરો ધ્રુમવી અણોસરા કાંઈ,
અને સુનું પાટાવદર શે'ર !
હડીભી જાતા ડાક પણ વાગી,
ઘેડા દેવળા ધ્રુસકે રૂએ,
જેને ને'ણે ચોધારાં નીર,
એકવાર બાપુ આવજો તમે !
ભાયુની કરવા ભેર,
મંદર ચોક પોરની મૂંઠે
ગંગા કાશી ગ્યાવતને કાંઠે
જેનો જશ નવે ખંડ જાય.
રાજા હડીભીનો રાસડો.
જેનો ગુણુ ભાભો બારોટ ગાય.

સાહિત્યિક દૃષ્ટિએ આ રાસડો સવિશેષ મહત્ત્વનો ન ભાસે, પણ ઈતિહાસ દૃષ્ટિવાળાને તે ખપમાં લાગે તેવો છે.

પણ અંગ્રેજીમા જેને બેલડ Ballad, કહેવાય છે, તેના ઠીકઠીક ઘટક તત્ત્વો આ રાસડામાં સમાયેલાં છે.

આ રાસડામાં જે પાત્રો નાયકસ્થાને છે તેમના માટે પ્રો. એ. એચ. ક્રાપનું કથન સવિશેષ સ્મૃતિએ ચડે છે. જેમણે લખ્યું છે :

The ballad delights in putting royalty *on the scene or if that is not possible, ad*orning its heroes, even if they are only highwaymen or little better, with royal splendour.' પાત્ર પસંદગી તો આ રાસડાના સર્જકે જાણે આ કથનને દૃષ્ટિ સમક્ષ રાખીને જ કરી હોય.

અને રાસડાના—Ballad નો વસ્તુ માટે પ્રા. એ. એચ. ક્રાપનું કથન પણ જોવા જેવું છે. તેઓ લખે છે: Ballad poets took their material wherever they found it. અર્થાત્ ઐતિહાસિક વસ્તુ રાસડાના રચયિતાને જરૂર ખપે. આમ, રાસડાનાં ઘટક તત્ત્વોમાંથી બન્ને તત્ત્વો તો આ રાસડામાં છે.

રસ અને અલંકારની દૃષ્ટિએ આ રાસડાને નિહાળનાર માટે જરાક ફાવટનો દાવ રમાય. છતાં ય અલંકાર તો આ રાસડામાંથી જડે. રસ અંગે જરાક કહેવાનું થાય. પણ સાહિત્યકૃતિ તરીકે આ કૃતિને નાણવાને બદલે પ્રા. ગોમના વાકયને અંતે સ્મરીએ તો ? folklore cannot be studied alone.'

---

(અનુસંધાન પાન ૫૯ પરથી ચાલુ)

વ્યવહાર પર વધુ પડતું દબાણ ન થાય એ માટે વ્યકિત કાયમ દોડધામ કરે છે. બીજી તરફ સમાજનું નુકશાન ન થાય એ માટે વ્યકિતને કાબુમા રાખવા સમાજ દોડધામ કરે છે. સમાજ એટલે હાથમા શસ્ત્ર લઈને લડવા નીકળનાર વિરાટ પુરુષ નથી. સમાજનાં મૂલ્યોની રખવાળી કરનારી વ્યકિતઓ જ સમાજ વતી લડે છે. આ ઝગડામાં જૂનું બદલાયા કરે છે ને નવાની સ્થાપના થાય છે. એટલે, વ્યકિત સ્વાતંત્ર્યના બુરખા હેઠળ, વાસનાના અમર્યાદ પરિપોષ સિવાય જેની પાસે બીજો કોઈ ઉદ્દેશ નથી, એવા પ્રકારની નિર્મિતીને છૂટ આપવી એ વ્યાજબી નથી.

# ૧૯૬૪ની એક સવાર

મહેશ દવે

[એક ફિલ્મ-ડાયરેક્ટરની નોંધ]

**વા**હનોની અવરજવર સહેજ ઓછી થતાં કિશન અને રામ આશ્રમ રોડ ચીરીને નદી બાજુ દોડયા. પોતાની ખાસ જગા આવી એટલે કિશન ઊભો રહી ગયો. રામે આજુબાજુ જોઈ લીધું અને એ નીચે બેસી ગયો. સરિયામ રસ્તો આ નદીના કાંઠાથી દૂર રહી ગયો હતો. રામને જોઇને કિશન પણ બેઠો. નદીની સુક્કી, કકરી રેતી સવારનાં કિરણોમાં ચળકી રહી હતી સામેના કિનારાના પટથી સહેજ દૂર અડીખમ ઊભો રહેલો બદામી રંગનો કોટ મકાનોને જાણે ટેકો દઇને ન ઊભો હોય, તેવો લાગતો હતો. મકાનો લાલ-પીળા-કથ્થાઈ ડાઘા જેવાં લાગતાં હતાં. ક્યાંક ક્યાંક ધજાઓ ફરકતી હતી. અને દૂર-દૂર મીલોની ચિમનીઓમાંથી ધુમાડો અધ્ધર ચડી રહ્યો હતો.

કિશને ખિસ્સામાંથી બદામપૂરી કહાડીને એક બટકું ભર્યું અને રામ સામે જોયું. રામ કિશનની આ નજરનો અર્થ સમજી ગયો હોય તેમ કરીને કંઇક વાત કરવાનો પ્રયત્ન કરી રહ્યો પણ એને કશું જ સૂઝ્યું નહિ. કિશને કહ્યું:

"હં, તો તું આજે પણ નથી લાવ્યો, કેમ?"

"ના." રામે લાચારી અનુભવી.

"એમ કંઇ ચાલે, તું તો લાવતો જ નથી!"

રામ નીચે જોઇ ગયો. કાયમ નિશાળે આવતાં એને આ પ્રશ્ન સતાવતો હતો. કંઇક તો નાસ્તા માટે લઈ જ જવું જોઇએ. કિશન દરરોજ લાવતો હતો, પણ......

"મેં તારા જેવું કોણ થાય, પણ હા, હવે તો હું તારી કીટ્ટા જ કરી દેવાનો છું. પણ તું મને બહુ ગમે છે, રામ. એટલે તને છોડવો નથી ગમતો."

...એક વાર નિશાળે જતાં રામે પોતાની બાને કહ્યું હતું કે જો તે પોતાને સારું સારું ખાવાનું નહિ આપે તો પોતે નિશાળે નહિ જાય. બા ખિજાઇ ગઇ હતી અને એણે કહ્યું હતું, 'ના જવું હોય તો તને કોણ હાથ ઝાલીને રોકે છે. ના જતો.' રામ આ સાંભળીને ધૂંધવાઈ ઊઠ્યો હતો. પહેલાં તો એણે બાને રડીને બીવડાવી. પણ બાને કંઇ એવી બીક પહોંચે તેમ નહોતી બાપુને, દાદીને–બધા જ વડીલોને એણે ફરિયાદ કરી, પણ કશો આશા-જનક ઉત્તર એને મળ્યો નહિ. છેવટે રામે ચૂપ થઈ ગયો. કિશનની દોસ્તીને હોડમા મૂકવાનો વખત આવ્યો. પણ મિત્રતા તોડવાનું પગલું પહેલો કોણ ભરે તેનો નિર્ણય એણે ન લીધો.

રામ આજુબાજુ નજર ફેરવી રહ્યો હતો. મોંમાં બદામપૂરીનો સ્વાદ એને મીઠો લાગી રહ્યો હતો. નદીની રેતી ચળકી રહી હતી.

"અરે, જો જો બચ્ચું!"

"હોય નહિ, કાલે તો તેં મરેલું કૂતરું બતાવ્યું હતું!"

"પણ આ તો બચ્ચું લાગે છે."

"તે ત્યાં ક્યાંથી?"

"હેં!" રામ વિચારમાં પડી ગયો. એ સમજી શક્યો નહિ કે ત્યાં બચ્ચું ક્યાંથી આવ્યું. એને એકાએક પોતાની દાદી યાદ આવી. કેવું રૂડું ખોખલું મ્હોં, અને દૂંફાળો ચહેરો. જ્યારે એ મોડી રાત સુધી પરી અને રાજકુમારની વાત કહેતી ત્યારે પોતાને કેવી મીઠી ઊંઘ આવી જતી! એને એ દાદીએ કહેલી પેલી મથુરામાં થએલા ભગવાનના

જન્મની વાત યાદ આવી મથુરાથી ભગવાનને ગોકુળમા જતા જતા કેવુ કેવુ થયુ હતુ, તે બધુ યાદ આવ્યુ ને એ એકાએક બોલી ઊઠયો

'અરે હા, એતો ભગવાન છે!"

"ભગવાન? અહીં કયાથી?"

"અરે ચાલ ચાલ, આપણે એમના દર્શન કરીએ મારી દાદી તો દર્શન કરવા દરરોજ મંદિરમા જાય છે! "

..દાદીને ઘરમા સુવાની મનાઈ છે બાપા દરરોજ રાત્રે રાતપાળીએ જતા હતા રામને નીચે પરસાળમા સૂવુ પડતુ હતું રાત્રે એને એકલા સૂતા બીક લાગતી હતી પણ દાદીને દૂર માચીમા સૂતા અનુભવીને એ એક પ્રકારની હૂંફ અનુભવતો હતો મોડી રાત થાય એટને દાદરા ખખડે, દાદરો ખખડે એટલે એને વિચાર આવે કે આજે તો ચોક્કસ ભૂત આવ્યુ અને કોઇક ભૂત જેવો જ પડછાયો બે વાર દાદર ચડઊતર કરે, પસાર થાય વચ્ચેથી બે કલાક પસાર થઈ જાય. એ બે કલાક દરમિયાન જાણે મજબૂત ખીલો એની છાતીમા જડાઇ રહે દાદીની છાતીમા જડાઇ જાય ખબર ના પડે કે ક્યારે ઊંઘ આવી ગઈ અને ત્યા તો સવાર પડે એટલે શરીર આખુ હાડપિંજરની માફક ઊભુ થાય

'અરે આતો બધુ ભીનુ ભીનુ થઇ ગયુ છે!"

"હા ભગવાનને એમના બાપુએ પાણી છાંટયુ હશે '

"તે એમના બાપુ કયા હશે?" કિશનને ગાલ પર રોમાચ થયો

કિશન બોલતા તો બોલી ગયો પણ એકાએક એના ચિત્તમા કોઇ બોલી ગયુ કિશનના પપ્પા ક્યા ગયા છે? ક્યારે આવશે?'

કિશન જાણતો નહોતો કે એના પપ્પા ક્યા ગયા હતા અને ક્યારે આવશે, એના ઘરમા માણસોનુ ખાસ્સુ ટોળુ જમા થયુ હતું પોલીસ વાન બહાર ઊભી હતી કિશનની મમ્મી ગભરાઈ ગઈ હતી ફોન પર ફોન થયે જતા હતા. કિશનની મમ્મી બોલતી હતી 'એ કલકત્તા ગયા હોય કે મદ્રાસ' એક ખાખી શુટ પહેરેલો માણસ મમ્મીને ધમકાવતો હતો પછી તો એ મમ્મીને પોલીસ વાનમા બેસાડીને લઇ ગયો પપ્પા આવ્યા એટને મમ્મી પાછી આવી ઘરના નોકરો અને અન્ય માણસો ઘેરા શોકમા પડી ગયા હતા કિશનને આ બધુ શુ થઇ રહ્યું હતુ એનુ ભાન રહ્યું નહોતુ પણ એકાએક શોરબકોર સાભળી એ જાગી ગયો હતો. પહેલા તો એની મમ્મીની હાલત જેઇને એણે રડવા માંડેલુ પણ પછીથી એ રુદન આક્રંદમા ફેરવાઇ ગયુ અને પછીથી ચીસોમા

કોઇનું ખૂન થઇ ગયુ હતુ

ખૂન એટને શુ તે કિશન જાણતો નહોતો એક વાર એક વાતમા એણે સાભળ્યુ હતુ કે એક રાક્ષસને મારી નાખવામા આવ્યો હતો, પણ અહીં તો જેનુ ખૂન થયુ હતુ એ રાક્ષસ નહોતો કિશનને એ માણસ ખૂબ ગમતો હતો મમ્મીને પણ એ માણસ ખૂબ ગમતો હતો પપ્પા ટૂીપ પર જતા ત્યારે એ માણસ ઘણુખરુ અહી જ રહેતો કિશનને એ માણસ મરી ગયો તે ના ગમ્યુ.

"એ તો આ ગરમી છે ને એટને પાણી પીવા ગયા હશે" રામે ગાલ પર રોમાચ અનુભવ્યો

"તે ભગવાનને અહી મૂકીને!"

'હા, નહિ તો માણસો ભગવાનને ઉપાડી જાય, ભગવાન હજુ બચ્ચાના સ્વરૂપમા છે"

'કેમ ઉપાડી જાય?'

'મંદિરમા બેસાડવા સ્તો!'

'ઓત્તારી તો ભગવાનના પપ્પા પક્કા ખરા!"

"અરે જો ભગવાન તો હાને છે!" રોમાચ

"પણ જો જો ભગવાનને કીડીઓ વળગી છે" રોમાચ

"એય, અડીશ નહિ, પાપ લાગશે' કુતૂહલ

કેમ?" જિજ્ઞાસા

'ભગવાનને અડાય નહીં પાપ લાગે દાદી કહેતી'તી કે ભગવાનને તો દૂરથી નમસ્કાર કરાય!"

[પ્રેક્ષકોમા હાસ્ય ઉત્પન્ન થાય એ ખૂબીથી આ સંવાદ બોલાવો જોઇએ]

"પણ આ કીડીઓ ભગવાનને કરડી ખાશે તો?"

"ભગવાનને તો સાપ પણ ના કરડે, રક્ષા કરે."

[કેમેરાની ખૂબીથી ફણીધરને distorted બતાવવો]

"આ જો, કેવા લાલ લાલ ડાઘા પડયા, કીડીઓ તો જબરી હોય. જો કાનમાં પેસી જાય ને તો મગજ આખું કોરી ખાય!" [કેમેરાની ટેક્નિકનો ઉપયોગ]

"તો ચાલો આપણે ભગવાનના બાપુને બોલાવીએ."

"તે એ કયા હશે!"

"આટલામા, કયાક સોસાયટીમાં પાણી પીતા હશે." [સભ્ય સમાજ હસી શકે તેવી યોજના.]

બન્ને જણા એકબીજાનો હાથ પકડીને દોડયા. સોસાયટીનાં મકાનો બરફના ચોસલા જેવા લાગતાં હતા અને બરફ પર કાળી છાયા પથરાઈ ગઇ હતી અને એ કાળી છાયામાંથી ફૂવારા છૂટી રહ્યા હતા અને રતબ્ધતા. સોસાયટીના હારબંધ મકાનોમાં (કુતૂહલ) દૃષ્ટિ ફેંકતા એ આગળ વધ્યા, પણ એમને કોઈ એવી વ્યક્તિ દેખાઈ નહિ કે જેમને એ શોધતા હતા. આનો નિર્ણય રામે લેવાનો હતો કારણ કે એણે ભગવાનના બાપુને જોયા હતા. રાત્રે દાદીએ જ્યારે વાત કરી હતી, ત્યારે એણે અંધકારના પોલાણમાં બધી જ આકૃતિઓ જોઇ હતી. એટલે ગોકુળ સુધી ભગવાનને હેમખેમ પહોંચાડનાર વ્યક્તિની આકૃતિ એણે જેવી જોઇ હતી તેવી જ એ વ્યક્તિ હશે, હતી.

બન્ને જણા મૂંઝાયા, છેવટે ભગવાનને કીડીઓ કરડતી હશે તે કલ્પનાથી એમને સંવેદના થવા લાગી. કીડીઓ જાણે એમના અંગપ્રત્યંગમા ચટકા ભરી રહી. (અને એટલે જ એ કદાચ બૂમો પાડતા હોઈ શકે; ફક્ત હોઠનું હલનચલન, અવાજ નહિ)

કિશનને આ યોજના ગમી: જો ભગવાનના બાપુ કોઇની સાથે વાતોમાં પડી ગયા હશે તો એમની બૂમો સાભળીને એ બહાર આવશે.

ત્યાં તો એક માણસે એમને આમ બૂમો પાડતા જોયા અને એ બહાર આવ્યો. રામ એ માણસનું ગોળ ગોળ મોં અને ટૂંકો દેહ જોઇને વિચારી રહ્યો. એણે આનંદમાં આવી જઇને કહ્યું.

"તમે જ તે એ!"

"હું એ? કોને શોધો છો?" [કાચંડા જેવી મોંફાડ]

"ત્યાં નદીમાં તમે જ ભગવાનને સૂતા મૂકીને આવ્યા છો ને?" [સૂતા મકી! ભદ્ર સમાજમાં હાસ્ય.]

પેલો માણસ એકાએક વિહ્વળ બની ગયો. એના ચહેરાની રેખાઓ તંગ બની ગઇ. એના કપાળે પ્રસ્વેદના બુંદ બાઝી ગયાં એના સિસમ જેવા ચહેરામાં રેખાઓ બદલાઈ. એ સ્વસ્થ બન્યો. એના કપાળ પરથી ચોવીસ કલ્લાકના વિચારો પરગટ થઇ ગયા હોય તેવી છાયા ફરી વળી. [સ્વસ્થતા:]

"હં, તમે કોને શોધો છો તે હું સમજી ગયો."

"તે આવું થતું હશે?" કિશને ઠપકાભરી નજરે જોયું.

"તમે ત્યાં નદીમા ભગવાનને જોયા?" [ચિંતા]

"હાસ્તો." રામ બોલ્યો. [રોમાંચ]

"પહેલા કોણે જોયા?" [ગણત્રી]

"આ રામે!" કિશન હરખાયો.

"હા, મે." [આત્મવિશ્વાસ]

"અરે, આ તો જૂઠ્ઠો છે!"

"જૂઠ્ઠો? રામ જૂઠ્ઠો!" કિશના ચહેરા પર પ્રશ્ન પરંપરા.

"હાસ્તો, એ તો તને ખાલી અમથું અમથું કહેતો હતો." કિશનના ચહેરા પર વિચિત્ર રેખાઓ અંકાઇ ગઇ. એણે રામ સામે તિરસ્કારથી જોયું. એ બોલ્યો,

"બરાબર, તું જૂઠ્ઠો છે, કાલે તો ત્યાં કૂતરું પડયું હતું, મરેલું. ને ભગવાન કયાંથી આવ્યા?"

"પણ તેં ના જોયું, ત્યા ભગવાન છે?" [અમૂંઝણ.]

"જૂઠ્ઠો." કિશને એક મુક્કી રામના ખભા પર ચોડી દીધી.

"ભાગો, ભાગો..." પેલો ટૂંકો માણસ બોલી રહ્યો હતો.

નિશાળનો ઘંટ વાગી રહ્યો છે. ઘંટનો એક એક ટકોરો રામના મનમાં ગુંજી રહ્યો છે. રામ કિશનને દોડતો જોઈ રહ્યો છે.

# "અશ્લીલતા" : સમાજશાસ્ત્રીય દૃષ્ટિકોણ

ડૉ. ઈરાવતી કર્વે
અનુ મનોહર જોષી

"અશ્લીલતા એ કોઈ લેખનો, ચિત્રનો કે ઇતર કોઈ વસ્તુનો ગુણ નથી, પણ એવો આરોપ કરનારાઓના મગજનો ગુણ છે"

આ વાક્ય સ્વ રઘુનાથ ધોંડો કર્વે પોતાના "સમાજસ્વાસ્થ્ય' નામના માસિકના પહેલા પાન પર મોટા અક્ષરે છાપતા એમનો ઉદ્દેશ એવો છે કે લીલો, પીળો, લાલ; લાંબો-પહોળો, ઊંચો-નીચો; કડવુ-ખાટુ મીઠૂ વગેરે ગુણ વસ્તુનિષ્ઠ હોય છે. તે પ્રમાણે અશ્લીલતા એ ગુણ નથી એ કેવળ અનુભવનારા મનનો વિકાર છે એમનું કહેવુ એમ છે કે, અમુક એક કૃતિ અશ્લીલ છે એમ જે કહે છે એનુ મન જ અશ્લીલ હોય છે આ કથનમા એક દૃષ્ટિએ તથ્ય નથી, અને એક દૃષ્ટિએ છે કોઈપણ વસ્તુના ગુણધર્મનો વિચાર કરતી વખતે સંપૂર્ણ રીતે શાસ્ત્રીય દૃષ્ટિએ વિચાર કરીએ તો પરિણામ કદાચ વસ્તુનો જ ગુણ છે એમ કહી શકાય છતા રંગ, સ્વાદ, વગેરે વસ્તુનિષ્ઠ લાગતા ગુણ પણ વસ્તુનિષ્ઠ ન હોતા વ્યક્તિનિષ્ઠ હોઈ શકે છે—જે કોટીની વ્યક્તિ હોય એની શરીરરચના પર કે મગજની ગ્રહણશક્તિ પર અવલંબે છે બાગમાંનુ અમુક ફૂલ લાલ રંગનુ છે, એમ જ્યારે આપણે કહીએ છીએ ત્યારે એનો અર્થ એ કે એ ફૂલ પરથી પરાવર્ત થનારા પ્રકાશકિરણો આપણા નેત્રોને લાલ દેખાય છે એ જ વખતે બાગમા ભ્રમણ કરનારી માખને એ ફૂલ લાલ ન પણ દેખાય— આ થઈ વસ્તુનિષ્ઠ લાગનારા ગુણની વાત ઈતર ગુણ તો મહદ્ અંશે વ્યક્તિનિષ્ઠ કે સમાજનિષ્ઠ હોય છે સારુ-નરસુ, સુંદર-કદરૂપુ, ઈષ્ટ-અનિષ્ટ જેવા ગુણ આપણે જ વસ્તુઓને વળગાડીએ છીએ એ વસ્તુઓના નહિ, વ્યક્તિના હોય છે અને વ્યક્તિનુ મન ઘણે ભાગે સમાજ ઘડે છે અહી ગુણ શબ્દને બદલે 'મૂલ્ય' શબ્દ વધુ યોગ્ય લાગશે દરેક વ્યક્તિ ઘણોખરો વખત મૂલ્યોની સૃષ્ટિમા વિહરતી હોય છે આ મૂલ્યો વ્યક્તિનિષ્ઠ કે સમાજનિષ્ઠ છે તેથી એ મૂલ્યો ખરા નથી કે એ ખરેખર અસ્તિત્વમા જ નથી એમ કહેવું ભૂલભરેલુ છે બહારના જગતની વસ્તુઓના ગુણધર્મ પર માનવીનો વ્યવહાર જેમ અવલંબિત છે, તેમ સામાજિક મૂલ્યો પણ માનવ વ્યવહારમા જરૂરી છે એના વગર સમાજ રહી શકે નહી અને સમાજ વગરની વ્યક્તિની કલ્પના પણ અશક્ય છે સામાન્ય વ્યવહારમા પણ સમાજના અલિખિત નિયમો માણસ પાળે છે જીવનોપયોગી વસ્તુઓની આપ-લે, ભેગા રહેવુ, આડોશ-પાડોશમા રહેવુ, રમવુ, કુટુંબ વગેરે ક્રિયાઓ કે નામ સાથે જોડાયેલા ગૂંચવણભર્યો વિવિધ વ્યવહાર સાચવવા ઉપરાંત રાજ્યસંસ્થા, શાસનસંસ્થા, ધર્મસંસ્થા ઈત્યાદિમા સહભાગી બનતા હોવાથી કરવા પડતા વ્યવહારો—આ બધાને બંધન ને નિયમો લાગુ પડે છે આ બંધનોને લીધે તથા નિયમોને લીધે, કેટલાક વ્યવહાર યોગ્ય મનાય છે અને કેટલાક અયોગ્ય યોગ્ય વ્યવહારોની અધિકૃત યાદી જણાતી નથી પણ અયોગ્ય વ્યવહારોની યાદી ઘણા ખરા સુધરેલા સમાજમા કાયદાના નામ હેઠળ બનાવેલી હોય છે અયોગ્ય વ્યવહાર કાયદાની કક્ષામા થાય તો તે બદલ શો દંડ દેવો એ પણ સુધરેલા સમાજમા નક્કી કરેલું હોય છે છતા કાયદામા સમાવિષ્ટ

ન હોય, અગર જે વિષેનું શાસન સ્પષ્ટ ન કર્યું હોય એવા પણ કેટલાક વ્યવહાર હોય છે. એ બાબતમાં સમાજ કે એનો કોઇ ભાગ પોતાની નાપસંદગી જુદી જુદી રીતે વ્યક્ત કરે છે.

વ્યવહારમાંની યોગ્યાયોગ્યતા જીવનના કોઇ વિશિષ્ટ–મહત્વના વિભાગને જ લાગુ પડે છે એવું નથી. ક્ષુલ્લક બાબતોમાં પણ કેવું વર્તન હોવું જોઈએ એની મર્યાદા બાંધેલી હોય છે. કેટલું ખાવું, કેટલીવાર ખાવું, શું ખાવું, શું પહેરવું, કેવી રીતે પહેરવું, શું બોલવું, કેવી રીતે બોલવું, ચાલવાનું કેવું હોવું જોઇએ, દૃષ્ટિ કેવી હોવી જોઇએ, ત્યાંથી માંડીને પત્નીઓ કેટલી હોવી જોઇએ લગ્ન સિવાયના સંબંધ હોવા જોઈએ કે નહીં, હોય તો કેટલા પ્રમાણમાં; રૂપાળી પત્નીના સૌંદર્યનો ઉપયોગ નોકરીમાં ઊંચું સ્થાન મળે એ માટે કરવો કે નહીં, અને કરવો તો કેટલા પ્રમાણમા, પ્રભુભક્તિ કરીને પણ આચાર-વિચારમાં કેટલું કડકપણું જાળવવું, પોતાના આચાર પર કેટલાં બંધનો લાદવાં, સગાં-વહાલાંની પસંદગી-નાપસંદગી, શરીરસ્વાસ્થ્ય અને મનસ્વાસ્થ્યની કેટલી કિંમત આંકવી; આ બધી વાતોને લિખિત અને એથી વધુ પ્રમાણમા અલિખિત મર્યાદાઓ હોય છે. આ મર્યાદાઓ સમાજની ભિન્ન-ભિન્ન વ્યક્તિને માટે જુદી જુદી હોય છે. કુમારિકાએ, સૌભાગ્યવતીએ અને વિધવાએ કેવી રીતે વર્તવું, એ માટે જુદા જુદા નિયમો છે એટલું જ નહિ, એક જ નિયમની તીવ્રતા પણ જુદી જુદી હોય છે. ઉંમરના પ્રમાણમા પણ વર્તનના જુદા જુદા નિયમો હોય છે. જુદા જુદા વર્ગના અગર જાતિઓના લોકોના નિયમ ભિન્ન-ભિન્ન હોય છે. બધા નાના-મોટા નિયમોનું ઉલ્લંઘન જુદી જુદી વ્યક્તિઓ કરે છે અને આવી વ્યક્તિઓને માટે ભાગે સમાજ તરફથી ધિક્કાર, ઉપહાસ કે પ્રત્યક્ષ દંડ જેવી જુદી-જુદી શિક્ષા ફરમાવવામાં આવે છે. વ્યવહારના બધા નિયમો અને એ નિયમો પ્રત્યેની આસ્થા એ જ એક રીતે સંસ્કૃતિનો પાયો છે અને બીજી દૃષ્ટિએ સંસ્કૃતિનું કાર્ય પણ છે. સમાજરચનાના મૂળમાં રહેલા બધા નાના-મોટા નિયમોને 'ધર્મ'ની સંજ્ઞા આપવી યોગ્ય છે. સમાજનો પાયો મજબૂત બને, ને સમાજધારણ અવિરત ચાલ્યા કરે, એ માટે જે લિખિત-અલિખિત નિયમો છે એ બધાને વ્યાપક દૃષ્ટિએ જોતાં 'ધર્મ'ની સંજ્ઞા આપી શકાય. 'પત્ની સાથેના વર્તનમાં કોઈ પણ સમાજધર્મનું ઉલ્લંઘન કરીશ નહિ' એવી પ્રતિજ્ઞા "धर्मे च अर्थे च कामे च नातिचरामि" એ વાક્યમા સમાયેલી દેખાય છે. આ વાક્યમાં 'ધર્મ'નો અર્થ ઉપરની વ્યાખ્યા જેટલો વ્યાપક નથી; પણ આપણે હમેશાં જે 'ધર્મ' શબ્દ વાપરીએ છીએ તેવો સંકુચિત છે. 'અતિચર' એ ક્રિયાપદમાં, 'સમાજે લાદેલી મર્યાદાનું ઉલ્લંઘન' એવો અર્થ અભિપ્રેત છે. છતાં 'અતિચાર' એટલે exactly શું? એ સવાલ વિવાદાસ્પદ જ છે. સમાજ હંમેશ બદલાયા કરતો હોવાથી, સમાજના મૂલ્યો બદલાયા કરે છે અને આચાર તથા અતિચારની મર્યાદાઓ પણ આઘી-પાછી થયા કરે છે. સમાજની કોઇક અવસ્થામાં આચાર અને અનાચારની મર્યાદાઓ સ્પષ્ટ હોય છે. વળી કોઇક અવસ્થામા એ ખૂબ જ અસ્પષ્ટ હોય છે. એક સમાજનો બીજા સમાજ સાથે કોઇ રીતે નિકટ સંબંધ બંધાય ત્યારે આચાર-વિચારની ભિન્નતાની તીવ્ર જાણ થઈને આ મર્યાદા ઝાંખી બની જાય છે. પહેલા બે પત્નીઓ હોવી એ અપ્રતિષ્ઠાનું લક્ષણ ગણાતું નહીં. હવે એ વાત કાયદાની કક્ષામા મૂકાઈ છે. આ પરિણામ સંસ્કૃતિ-સંગમનું છે.

દરેક સમાજમાં આચારના જે નિયમો હોય છે, એ બધા જ નિરપવાદ હોતા નથી. કેટલાક પ્રસંગોમા એ નિયમો ઢીલા બને છે અગર ક્યારેક થોડા સમય માટે નાબુદ પણ થાય છે. દા. ત., હોળીના દિવસોમા છાણાં-લાકડાંની ચોરી કરવી એ પહેલા ક્ષમ્ય મનાતું. સામાન્ય રીતે સભ્યતાથી વર્તનારા લોકો આ દિવસો દરમ્યાન મન માને એવું ગંદું બોલતા અને ક્યારેક ગાળાગાળી પણ કરતા.

અશ્લીલ સાહિત્ય વિષે બોલતાં એક પોલીસ અધિ-

ઘણાખરા સમાજમા સામાન્ય રીતે અસભ્ય મનાતું વર્ણન, કેટલાક વિશિષ્ટ પ્રસંગો દરમ્યાન, કરવાની છૂટ રહેતી આ છૂટ બધાને મળતી નહીં; પણ અમુક વિશિષ્ટ ઉંમરની અને પ્રકારની વ્યક્તિઓને મળતી હિંદુ સમાજમા હોળી-ધુળેટી કે ખ્રિસ્તી સમાજમા કાર્નિવલ એ આવા પ્રકારના બંધન શિથિલ કરવાના તહેવાર છે. નિયમોની આ શિથિલતા માટે પણ કેટલાક નિયમો છે.

જ્યારે કોઈપણ પ્રકારના બંધન રહેતા નથી, કયુ યોગ્ય, કયુ અયોગ્ય, કયુ કર્મ, કયું અકર્મ, એ સમાજની બહુસંખ્ય વ્યક્તિઓને સમજાતું નથી, ત્યાર, વ્યક્તિના જીવનમા કે સમાજના જીવનમા ભવકર ક્રાતિ થાય છે બધી જાતના જીવનમૂલ્યો અસ્તવ્યસ્ત થઈ ગયેના હોય છે. કોઈ વસ્તુ પ્રમાણસરની રહેતી નથી. આવી અવસ્થામા સમાજ કે વ્યક્તિ બન્ને જીવી શકતા નથી. જૂના પ્રમાણ નષ્ટ થઈને નવા પ્રમાણ માન્ય થતા સુધીનો જે સમય છે તે વ્યક્તિ તથા સમાજ બન્ને માટે ખૂબ કષ્ટપ્રદ હોય છે.

એ જ રીતે સાહિત્ય, કલા અને સંપ્રદાયનો વિચાર થવો એ જરૂરી છે. સાહિત્યના ઇતર કાર્યોની સાથોસાથ એનું એક મહત્વનું કાર્ય એ છે કે જે સાધારણ રીતે જે મળતું નથી, એ મળ્યાનો આભાસ ઉત્પન્ન કરાવવો. "बोलाचीच कढी, बोलाचाच भात, खाउनिया तृप्त होई कोण ?" એવું તુકારામે કહ્યુ છે તે થોડેઘણે અંશે સાહિત્ય, કલા અને ધર્મ આચરણમા મૂકે છે. એવુ ન હોત તો ભિખારીને રાજ્ય મળ્યાની વાત જગતના સમગ્ર સાહિત્યમા આલેખાઈ ન હોત. જાતિનિષ્ઠ સમાજમા ચોખામેળા જેવાને લાતો ખાવી પડે છે છતા ધર્મને લીધે મરણ બાદ એને સંતપદ મળ્યું. બાયબલમા પણ કંઈક આવું જ વર્ણવાયું છે કે પ્રભુના દરબારમા પૃથ્વી પરના ઉપેક્ષિત લોકો માટે ખાસ જગા રાખવામા આવી છે. દરેક વાર્તા, નવલકથા કે કાવ્ય વાચતા વખતે સામાન્ય માનવી એમાના કલામૂલ્યોનો વિચાર કરતો નથી. વાચક પોતાને નાયક કે નાયિકા તરીકે કલ્પી લે છે. કલાનો દરજ્જો જેટલા પ્રમાણમા નીચો તેટલા પ્રમાણમા આ રીતે પોતાનું સમાધાન કરી લેવું વધારે સહેલું છે. આવા સમાધાન કે સખ્યથી કંટાળો ઊપજતો નથી. એટલું જ નહીં, આવા પ્રકારનુ સુખ મળે તર્યાં કંટાળો ઉપજે નહીં, એટલા ખાતર કલાકૃતિને વધારે ને વધારે ઉત્તેજક બનાવવી પડે છે. માણસ ખૂબ ખાવાથી તૃપ્ત થાય છે; પછી ભલેને એ તૃપ્તિ ક્ષણિક હોય. કામેચ્છા ગમે તેટલી પ્રબળ હોવા છતા તૃપ્તિની ક્ષણ પ્રત્યક્ષ કામપૂર્તિ પછી જ આવે છે. માણસ જાતે રમતો હોય ત્યારે ભલે ને એ ગમે તેટલો બળવાન હોય, પણ થાકી જાય છે. પણ સ્વાદિષ્ટ ભોજનનાં વર્ણન વાચીને કે શૃંગારિક વર્ણન વાચીને કે સગી આંખે જોવાનું, સુખ મળે તોય તૃપ્તિ મળતી નથી. બ્રેબોર્ન સ્ટેડિયમ પર બેટસમેન ગમે તેટલા રન કરે તોય જોનારાના પગ દુખતા નથી, આટલા જ ખાતર શૃંગારને વધુ ને વધુ ઉત્તેજના પ્રેરક બનાવવા તરફ સાહિત્ય કે ચિત્રપટની પ્રવૃત્તિ હોઈ શકે છે. કલાના બધા જ ક્ષેત્ર વાસનાનો સોદો કરવામા ખૂબ મદદરૂપ સાબીત થાય છે.

યોગ્યાયોગ્યતાના નિયમો કલાને લાગુ કરવામાં આવે તો, કલાકારના સ્વાતંત્ર્ય પર તરાપ પડે છે, કલામા આવિષ્કાર પામતી સર્જન શકિતને વાધો આવે છે, એમ કેટલાકનુ માનવુ છે. અને ખરેખર અશ્લીલ શુ અને શ્લીલ શું એ નકકી કરવામાં મુશ્કેલી પડે છે કલાકાર, પછી તે લેખક, ચિત્રકાર, શિલ્પી કે ચિત્રપટનિર્માતા–ગમે તે હોય, નવનિર્મિતી કરવાનુ એનુ કાર્ય એક દષ્ટિએ જગતનિયંતા પ્રભુના કાર્ય જેવુ જ છે કલા એ ભલે વ્યકિતની ભાવનાનો, બુદ્ધિ અને કલ્પનશક્તિનો આવિષ્કાર હોવ અને કલાકારને પોતાને એ વ્યક્તિનિષ્ઠ લાગતો હોય, છતા કલાનુ રૂપ, કલાના મૂલ્યો, કલાકારનું જીવન એ સમાજનિર્મિત હોય છે અને કલાનું આવરણ ઓઢીને, કલાકાર ન હોય એવા લોકો, કલા જેવું લાગનારું કંઈક બનાવીને, બીજાઓ પાસેથી પૈસા પડાવી લે છે. થોડા વર્ષો પૂર્વે,

કારીએ કહ્યું હતું કે, આવું સાહિત્ય નિર્માણ કરનારા લોકો થોડા સમયમાં એટલા બધા પૈસા કમાય છે કે વર્ષો સુધી દંડ ભર્યો છતાં એ પોતાનો ધંધો ચલાવ્યે જાય છે.

**એટલે કલાના સ્વાતંત્ર્ય બદલ બુમાબૂમ કરીને અશ્લીલતાને ઉત્તેજન આપવાથી લોકોની સાથોસાથ કલાનું પણ નુકસાન થાય છે, એમ મને લાગે છે.**

અશ્લીલતા ચોક્કસ શામાં છે, એ બતાવી શકાતું ન હોવા છતાં એ વસ્તુનો ગુણધર્મ જ નથી, એટલે એવું કંઈ છે જ નહીં, એમ કહેવું એ વસ્તુસ્થિતિનો વિપર્યાસ કરવા જેવું છે. અશ્લીલતાનો વિચાર કરતી વખતે એ નિર્માણ કરનારાનો હેતુ, એ જેમની પાસે પહોંચે છે એમની સંખ્યા અને જેટલો સમય પહોંચ્યા કરે છે એટલો સમય, આ ત્રણે વાતો ધ્યાનમાં રાખવી જ પડે છે. સંસ્કૃત સાહિત્યમા ઉત્તાન-શૃંગારિક વર્ણનો હોવા છતાં, એ આનુષંગિક હોય છે, બીજું એ બીજા વર્ણનોની સાથોસાથ આનુક્રમિક હોય છે અને તેમ છતાં એ સામાન્ય માણસ સુધી પહોંચતાં નથી કે સામાન્ય માણસને સમજાતાં નથી. ઘણા થોડા માણસો લગી એ પહોંચે છે. આવા કોઈ ગ્રંથનો અનુવાદ કરતી વખતે, એમાંનાં આનુષંગિક અને આનુક્રમિક વર્ણનોને બાજુ પર ફેંકી દઈ, કેવળ ઉત્તાન-શૃંગારનાં જ વર્ણનો અનુદિત કરી પૈસા પડાવવાના હેતુથી લોકોના હાથમાં પહોંચે એવું કરનારનું આ કાર્ય દંડનીય લેખાવું જોઈએ. દંડ કઈ વ્યક્તિ કે કયો સમાજ કરે અને દંડની મર્યાદા શી, એ નક્કી કરવું મુશ્કેલ છે. કેવળ શિષ્ટ લોકોને કે સાચા રસિકોને અરુચિકર હોય તેથી આવી વાતોનો ખાનગી રીતે કે સાર્વજનિક રીતે ધિક્કાર કરવો એ પૂરતું નથી. કારણ કે ગમે તે રીતે પૈસા કમાનાર લોકો પર આવા સાર્વજનિક ધિક્કારની કંઈ અસર થતી નથી. એમની બાબતમાં શાસન સંસ્થાની જ મદદ લેવી જોઈએ.

એથી ઊલટું, કોઈ કલાકાર પોતાની કલાનિર્મિતીમાં ઉત્કટતાના આવેશમાં— એ ઉત્કટતા ઉપભોગના આનંદની ન હોઈ ધિક્કારની પણ હોઈ શકે— લોકોને અશ્લીલ લાગે એવી નિર્મિતી કરે તો ધિક્કાર એ પ્રભાવી શસ્ત્ર સાબીત થાય છે. એની નિર્મિતી ઉત્તમ દરજ્જાની હોય તો લોકોનો ધિક્કાર હાસ્યાસ્પદ બને. એ ગમે તે હોય છતા જે યુગમાં હજારો સ્ત્રી-પુરુષો, યુવક-યુવતીઓ સાથે બેસીને ચિત્રપટની જેમ બધું જોઈ શકે છે, કે રેડિયો પર આવતા ગાયનો સાંભળી શકે છે, અગર બે-ચાર આનામા મળતું ઉત્તાન સાહિત્ય વાંચી શકે છે, એવા યુગમાં બધાએ મળીને વાચવું, સાભળવું જોવું પડે એવી બધી વાતોમા ક્યાંય અતિચાર ન થાય એની ખબરદારી રાખવી જોઈએ.

વ્યક્તિસ્વાતંત્ર્ય એ મૂલ્ય, કહેવા સાભળવા કે ઉચ્ચારણા માટે જેટલું સહેલું અને મધુર છે, એટલું જ આચરણમાં મૂકવાનુ દુષ્કર છે. આ સ્વાતંત્ર્ય શાનું? ચોરી કરવાનું, કોઈનું ખૂન કરવાનું, પત્નીનું ખૂન કરવાનું કે એને મારવાનુ ? આ બાબતોમા સ્વાતંત્ર્ય હોવું જોઈએ એમ કહેનારને લોકો ગાંડો જ કહેશે. નાના બાળકોને ચોરી કરતા શીખવવાના અને એમને કુમાર્ગે ચડાવવાના સ્વાતંત્ર્યને પણ કોઈ કબૂલ નહીં રાખે. કેટલાક વર્ષો અગાઉ આ જ બાબત પૈસાનો સંગ્રહ કરવા બાબત હતી આજે હવે કોઈ પણ રાજસંસ્થા વ્યક્તિને અનિર્બંધ ધનસંગ્રહ કરવા દેતી નથી. આ બાબતમાં સમાજનાં બંધન જેટલી સ્પષ્ટ રીતે પ્રગટ થાય છે તેટલી સ્પષ્ટતા હજી બીજી બાબતોમા પ્રતીત નહીં થવા છતાં છે જ.

**સમાજને નૂતન દૃષ્ટિ આપનારા કલાકારને આ બંધનો તોડવાની ઇચ્છા હોય તો, એ માટે થનારા દંડને માટે પણ એણે તૈયાર રહેવું જોઈએ. અને પ્રથમ શ્રેણીના કલાકારો આમ દંડ સહન પણ કરે છે. વ્યક્તિસ્વાતંત્ર્ય એટલે મૂલ્યહીનતા કે ચોમેર બંધનમુક્તતા તો નહીં જ. વ્યક્તિના**

[ અનુસંધાન પાના પર ૯૫ર ]

# ચીનમાં ધરમ–ધ્યાન !

હરિન શાહ

વીસમી ઓક્ટોબરનો, બે સાલ પહેલાનો એ દિવસ હતો.

નીફા મોરચા પરનાં આપણાં લશ્કરી દળોના સરસેનાપતિ જનરલ કૌલના મથક તેઝપુરથી હું નીકળી ચૂક્યો હતો. તેઝપુરથી મીસામારી અને રંગીયાની દડમજલ કરીને, પૂરા ચાલીસ માઈલનો લશ્કરી ખળભળાટ વીંધીને હું નીફાના અંતરદ્વાર સમા ફુટ-હિલ્સ પર આવી પહોંચ્યો હતો.

અહીં સોળજ કલાક પછી ચીની આક્રમણકારોના બાઝુકા અને મોરટારોના ગડગડાટ આવી જવાના હતા.

નીફાની ડુંગરમાળાઓમાંથી માની ન શકાય એવા માનવધાના ધોધ વહી રહ્યા હતા. જાનવરનું એકાદું ચામડું, ગાભાનું પોટકું અને એકાદ બકરા કે કૂતરાની ઘરવખરી સાથે જીવ લઈને ચીનાઓથી નાસી છૂટેલા નીફાવાસીઓ ડુંગરાઓ ઉપરથી દડદડ ફુટહીલ્સ પર દડી રહ્યા હતા.

બપોર સુધીમા તો દુશ્મનનાં ધાડિયાઓથી છટકીને ઊતરી આવેલા દસ હજારથીયે વધારે પર્વતવાસીઓથી ફુટ-હિલ્સ ફાડિયારાની જેમ ઉભરાઈ રહ્યું હતું.

કોણ હતા એ બધા ?

દુશ્મન ચીનાઓથી સૌ પહેલાં આડાઅવળા થઈ જનારા હતા મોન્પાઓ. કોઈ મોટી માલમત્તા વગરના, દુનિયાદારી ભણી નફિકરા, કેવળ શુદ્ધ ભગવાનની માયા ગાવામા જ નિજાનંદ માણનારા આ ધર્મપરાયણ મોન્પાઓ. એમને તે સૌથી વધારે ચીનાઓનો એવો શો ભો લાગ્યો ?

ચીનાઓનું નામ પડતાં જ તથાગતનો ગભરુ ધર્મ કેમ આમ ઉચાળા ભરી જતો હતો !

તાવાંગના આ મોન્પાઓ સૌથી વધુ ભડકયા હતા, કારણ કે એમની અવરજવર અને કુટુંબકબીલા તથા ધરમ-ધ્યાનના વહેવારવાળા તિબેટમાથી ચીની કરતૂતોના વાવડ તેમને ક્યારના મળી ચૂકેલા હતા. ધર્મમાં આસ્થા રાખનારાઓને, ધર્મમાં ખૂંપી ગયેલા ભિખ્ખુઓ અને લામાઓને, બૌધ્ધ ધર્મને, ક્રૂર ભ્રષ્ટાચાર ગુજારીને ચીની વિજેતાઓએ તિબેટમા વેહરી નાખ્યા હતા. રોજ ઊઠીને ખામ્પાઓ હજુયે તિબેટ સોંસરવા ચીનના જુલમોના ખબરો લાવી રહ્યા હતા.

૧૯૪૬–૪૭મા હું ચીનમા હતો. તબ ચીનમાં પણ રહ્યો અને સામ્યવાદી ચીનના કબજાવાળા યેનાન વિસ્તારમા પણ રહ્યો. ૧૯૪૯મા આખા ચીનના કબજાનો તાજ સામ્યવાદી સરકારના માથા પર મુકાયો. ૧૯૫૫મા હું ફરીથી ચીનની મુલાકાતે ગયો. ૧૯૬૨ના સપ્ટેમ્બર–ઓક્ટોબરમા લડાખ અને નીફા પર ચીને રીતસર મોટું લશ્કરી આક્રમણ કર્યું.

પંદરેક વર્ષના આ ગાળામા સામ્યવાદના અમલ તળેનું ચીન એક બાજુએ દુનિયા સામે રાજકીય અને લશ્કરી દારાઈ કરી રહ્યું હતું, ત્યારે બીજી બાજુએ ઘરઆગણેના કરોડો ચીનાઓની અને એશિયા-આરબભૂમિ અને આફ્રિકાના બાંધવોની આંખમાં ધૂળ નાખવા માટે, ચીનમાના કહેવાતા ધાર્મિક સ્વાતંત્ર્યના નામે મલાવો કરવામા બાકી નહોતું રાખ્યું. ઘર-આંગણે વિવિધ પ્રકારે ધર્મનું નિકંદન કાઢવાનું જારી રાખ્યુ, અને સાથેસાથે, છેક ૧૯૫૮ની સાલ સુધી

ચીનમાં ધર્મની કોઈજ છેડછાડ થતી ન હોય તેવા હાવભાવ દેખાડવા ખાતર ઊભા કરેલા "ચાયના ઈસ્લામિક એસોસીએશન" અને "ચાયના બુધ્ધિસ્ટ એસોસીએશન" જેવી સંસ્થાઓના ઓઠા તળે, દુનિયાના ઈસ્લામી અને બૌદ્ધ દેશોમાં દંભ દેખાડયે રાખ્યો.

ચીનની સામ્યવાદી સરકારના ભરડા અને કોરડા નીચે ઊપજાવી કાઢવામા આવેલાં આ બનાવટી એસોસીએશનોને, પણ કટ્ટર સામ્યવાદીઓમાંથી જ રાતોરાત બહાર પડેલા નકલી મુસ્લિમ અને બુધ્ધિસ્ટ "પ્રગતિશીલ આગેવાનો"ના સલામત કબજામા મૂકી દેવામાં આવ્યા હતા.

ધાર્મિક સ્વાતંત્ર્યનો સ્વાંગ પૂરેપૂરો ભજવવા માટે ૧૯૫૨ના ઑગસ્ટ માસમાં મક્કાની હજે જવા માટે એક કાફલો પણ ચીનની સરકારે કાઢયો હતો. પરંતુ ચીનની એ 'હજ'નો ભાડો અડધે રસ્તે જ ફૂટી ગયો હતો. એ સંઘને મક્કા પહોચતાં પહેલાં અધવચ્ચે, પાકિસ્તાનમાંથી જ પાછા વળવું પડયુ હતું.

મહાબોધિ સોસાયટી અને વિશ્વ બૌદ્ધ પરિષદની આણ માથે ચડાવતા રહેવાનો ડોળ પણ ચીને કર્યો હતો અને લંકા તથા સિયામમાં બૌદ્ધ પરિષદોમાં ઘૂસવા પ્રયત્ન કર્યો હતો. પરંતુ ધાર્મિક રીતરિવાજો, ધર્મસ્થાનો અને ધર્મગુરુઓને ઝાટકે દેનાર ચીનના વ્યવહારથી જગત છેતરાયુ નહોતું. ધર્મને ઝેર કહી હરામ કરનાર અને ધર્મની ક્રૂર રિબામણી કરનાર સામ્યવાદી ચીનને દૂર રાખવાનો નિર્ણય બૌધ્ધ પરિષદમા લેવામા આવ્યો હતો.

એ પણ એક ચીન હતું: બુદ્ધ ભગવાનના ઉપદેશની ભાળ જાણીને, અનેકાનેક સંકટો વહોરીને, તથાગતે દીપેલા સત્યની શોધમા છેક હિંદુસ્તાન આવનાર હ્યુ એન-ત્સંગ ચીનથી જ આવ્યો હતો. ઉત્તર કિઆન્ગસુ પ્રાંતની રાજધાની ચેકીઆંગ પાસેના હ્યુએન-ત્સંગના રળિયામણા નદી કાંઠાના ગામડા ગામના વતનમાં જે લામાસરીમાં તેમણે બાળપણ વીતાવ્યું હતું, તેનાં દર્શને મારું મસ્તક નમી ગયું હતું. ચીન એક વખતે ભારતમાંથી વિકટ પહાડો અને જંગલોની પરવા કર્યા વગર ઘોડાની પોઠે, બૌદ્ધ ત્રિપીટીકાઓ અને કથાસાગરોથી ભરી ભરીને, જ્ઞાન અને ધર્મની ભાવભરી વણઝારો જ સારી જતું રહ્યું હતું. ભારતના અનેક જ્ઞાની મહાત્માઓને નામે ચીનના શાહી દરબારેથી દબદબાભર્યાં આમંત્રણો આવતાં હતાં.

ચીનમા લડાઈઓ અને ખૂનમરકી, મારફાડ અને લૂંટ તો સતત ચાલતાં આવ્યા છે. પરંતુ ધર્મને નામે કદી લડાઈઓ નહોતી થઈ. ચીનમાં સૌથી વ્યાપક બૌધ્ધ ધર્મ હતો. બૌધ્ધ ધર્મનો નેજો છેક મોંગોલિયા, મંચુરીઆ અને કોરિયા તથા જાપાનમા ફરકયો હતો.

ચીનમા ચારેક કરોડ મુસલમાનોની વસ્તી હતી. હાર્મ, ઉરઘુર, કાઝાક, કીરગીઝ, તાર્તાર, તાજીક, ઉઝબેક વગેરે દસેક કોમોવાળી ચાર કરોડની મુસ્લિમ વસ્તી ચીનમાં મુખ્યત્વે ઉત્તરના કાન્સુ, ચીંગ્હાઈ, નીંગશિયા અને સેચવાન પ્રાંતમાં તથા સીંગકીઆંગ અને ઈનર મોંગોલીઆના સુધ્યાન પ્રાંતોમાં પથરાએલી હતી.

તે ઉપરાત તાઓ પંથ અને કન્ફયુશિયન પંથ જેવા તળપદા સંપ્રદાયોના પણ ચીનમાં ઘણા અનુયાયીઓ હતા. ચાગકાઈ શેક નીચેના ચીનના પાટનગર નાન્કીંગમાં કુત્સ મીઆવ (કુત્સ એટલે કન્ફયુસીઅસઃ મીઆવ એટલે મંદિર)માં ભાવુક ચીનાઓ થોકબંધ ઊભરાતા. ચીનમાં એકેય ગામ એવું નહિ હોય કે જ્યાં લાલ, લીલા અને વાદળી રંગની છોળો ઊડાડતા બુધ્ધ ભગવાન કે કન્ફયુસીઅસનાં વિશાળ કાષ્ટમંદિરો ન હોય; કે ઓછામાં ઓછું, પૂર્વજોની યાદમા દીવડાઓ પ્રગટાવવા અને ધૂપ ચડાવવા માટે પાચ સાત ભોંતો બનાવેલો માટીનો પેગોડા ન હોય.

ચીનના સામ્યવાદીઓએ આંતર-વિગ્રહનાં વર્ષોમા જે ગામમાં પોતાનો મુખ્ય થાણો નાખ્યો હતો અને રાજધાની સ્થાપી હતી, તે ડુંગરાળ યેનાન પણ આવા 'ધર્મં શરણં ગચ્છામિ'ના પ્રતીકરૂપ પરંપરાગત પેગોડા વિનાનું નહોતું.

ચીનમાં ધર્મ, કોઈ લોહીઊકાળા વગર, સંપ અને જંપથી એવો જીવતો હતો કે એક જ કુટુંબમાં બાપ મુસ્લિમ હોય, મા બૌદ્ધિ હોય અને દીકરો

ખ્રિસ્તી બન્યો હોય, અને છતાંયે સૌ એક જ ઘરમાં રહેતા હોય અને એક જ ભાણે જમતા હોય, આ અસંભવિત નહોતું

ચીનમાં બધા ધર્મો અને સંપ્રદાયોથી યે સવાયો એવો એક પંથ હતો, જેના લગભગ બધા જ ચીનાઓ પૂજકો હતા ચીની પ્રજાને એના પિતૃઓ માટે અઢળક માન ચીનાઓ એમના મૃતદેહોને દબદબાથી દફનાવતા હોય છે માણસ હવેલી ચણાવે એટલા જ ઉમંગથી ચીનાઓ પોતાના બાપદાદાઓ પોઢ્યા હોય તે વતનમાં કુળના કબ્રસ્તાનમાં પોતાનો ખાડો નક્કી કરાવી રાખતા ભાવાતો અને ભાઈભાંડુઓ દૂરદૂરથી વર્ષે દહાડે વડવાઓ દટાયા હોય ત્યાં ભેગા થાય અને વડીલોને યાદ કરીને કુળની ઇજ્જત આબરૂને ચરણે ઝૂકતા પિતૃપૂજા ચીનમાં ભાગ્યે મોભેરું માન પામતી

છેવટે પશ્ચિમના વાયરા વાયા અને ખ્રિસ્તીધર્મે પણ ગોરા સોદાગરોની પાછળ પાછળ ચીનને કાંઠે ઉતરાણ કર્યું

ખાસ કરીને દુનિયા સાથે ધંધાપાણીનું જેમને કામ પડતું તેવા મોટા-મોટા બંદરો અને શહેરોના ભણેલાગણેલા નગરજનોમાંથી કેટલાક ચીનાઓએ ખ્રિસ્તી ધર્મ અંગીકાર કર્યો.

વિદેશી મિશનરીઓ ચીનના પેટાળમાં ઊંડે ઊતરવા લાગ્યા અને પેકીંગની વિખ્યાત 'યેન ચીન યુનિવર્સીટી" જેવા વિદ્યાધામો અને ઇસ્પીતાલો ઠામઠામ તેમણે ખોલ્યા આમ ખ્રિસ્તી ચીનાઓની સંખ્યા પણ કંઈક ઊભી થઈ

સામ્યવાદી ચીનની સરકારે કાસળ કાઢવા માટે સૌથી પહેલો કન્ફ્યુસીયન પંથનો વારો કાઢ્યો. કન્ફ્યુસીઅસને ચીનના કૌટિલ્ય જ કહેવા પડશે. રાજકાજ અને રાજનીતિની ગુફાઓ અને કોતરો અને કંદરાઓમાં રાજપુરુષ તરીકે તેઓ ફરી વળ્યા હતા. કન્ફ્યુસીઅન સંપ્રદાયનો ઉપદેશ રાજનીતિથી સારી પેઠે રંગાએલો હતો અને પ્રપંચપ્રકાશ એ ફિલસુફીમાંથી સહેજે લાધતો હતો. કન્ફ્યુસીઅન સંપ્રદાયે પણ રાજની નોકરીને ઘણું વજન આપ્યું હતું. પંથ-પ્રવર્તક કન્ફ્યુસીઅનને માથા ફરેલો કર-કટી અને પાખંડી અને પ્રત્યાઘાતી જાહેર કરીને ચીને પહેલી ફાંસી આ પંથને આપી.

તે પછી વારો કાઢવા માટે સહેલો હતો ખ્રિસ્તી પંથ. ચીનની સામ્યવાદી સરકાર ખ્રિસ્તીધર્મ સામેના મામલામાં બેવડે દોરે કામ લઈ શકે તેમ હતી. ખ્રિસ્તી ધર્મ "પરદેશી" હતો. પરદેશીઓએ બોલાવ્યા વગર પરાણે ચીનમાં ઊતાર્યો હતો. અને વળી ખ્રિસ્તી ધર્મ ઉતારનારા ગોરા મિશનરીઓ હતા. પરદેશીઓ અને તેમાં યે યુરોપીયનો પ્રત્યેના ચીની પ્રજાના પરંપરાગત ધિક્કાર અને તુચ્છકારનો માઓ ત્સે-તુંગની સરકારે લાભ ઊઠાવ્યો. અને ખ્રિસ્તી ચીનાઓ દેશદ્રોહી હોય તેવા તેમને હડધૂત બનાવ્યા. કેટલાએ દેશી પાદરીઓ (ચીની ખ્રિસ્તીઓ) ને જેલમાં પૂરીને તેમની મર્યાદાઓ ભાંગી અને કેટલાએ ચીની પાદરીઓના વેશ ઉતારાવ્યા, એમના સંઘમાં નકલી પાદરીઓ પેસાડી દઈને તેમને વહેલી સવારે ક્રાઈસ્ટને બદલે માર્ક્સ અને લેનીનનો જય જયકાર ગાનારા "લાલ ખ્રિસ્તીઓ" તરીકે પણ વધાવ્યા સામ્યવાદી પક્ષના કડક કડપ નીચે એક "ચાઈનીઝ નેશનલ ચર્ચ" નામે હરીફ ખ્રિસ્તી પંથ પણ ઊભો કરવા પ્રયત્ન કરવામાં આવ્યો હતો.

અનુયાયીઓની સૌથી મોટી સંખ્યાવાળા બૌદ્ધ ધર્મ અને ઇસ્લામને માઓ ત્સેન્તુંગની સરકાર નિભાવી રહી હોય તેવો આડંબર શરૂશરૂમાં તો રાખ્યો

સામ્યવાદી ચીને ૧૯૫૦માં જે નવું બંધારણ ("કોમન પ્રોગ્રામ ઓફ ધ સી પી પી સી સી. –ચાઇનીઝ પીપલ્સ પોલીટીકલ કન્સલટેટીવ કોન્ફરન્સ") ઘડયું તેમાં કલમ પાંચમા એવું મૂક્યું પણ ખરું કે "ચીની પ્રજાના આ પ્રજાસત્તાકમાં વિચાર, વાચા, પ્રકાશનો અને સંસ્થાઓ, પત્રવ્યવહાર, રહેણીકરણી અને ધાર્મિક માન્યતાનું સંપૂર્ણ સ્વાતંત્ર્ય પ્રવર્તશે."

અને ૫૩ મી કલમમાં એમ ઉમેરવામાં આવ્યું હતું કે

"ચીનની બધી લઘુમતિઓને ધાર્મિક રીતરિવાજો પાળવામાં કોઈ બાધા નાખવામાં નહિ આવે"

શાંઘાઈની 'શ્યામ તાઓ યુઆન' મસ્જીદ અને પિકીંગની 'તુંગ સે પાઈ લુ' મસ્જીદને સામ્યવાદી સરકારે સમરાવી પણ ખરી! ઇદ-અલ-ફિતર, કુરબાન અને મોલીદનબાલીના ત્રણ ચીના મુસ્લીમ તહેવારોની રજા પણ જાહેર કરી! પરંતુ સાથે-સાથે ચતુરાઈપૂર્વક ધર્મ પર છાપા મારવાનું પણ ચાલુ રાખ્યું.

જમીનદારીના નાબુદીના નામે મંદિરો અને મસ્જીદો અને લામાસરીઓના નિભાવની જમીનો ચીની સરકારે આચકી લીધી. લામાઓને અને મુંજાવરોને પ્રથમ ખોટા કાવત્રાં અને કેસો કરીને લોકોની નજરે હલકા પાડયા અને પછી 'બેહાકુ બેકાર' તરીકે તેમને નાંદીને વેઠીઆ બનાવી દીધા. સીપાઈઓને રહેવા માટે પવિત્ર બુધ્ધીસ્ટ દેવળો કાઢી આપ્યાં. ધૂપ માટેના પ્રચંડ લોબાની-આઓની ઓથે સૈનિકોની રાયફલોના ઘારા ટેકોવેલા તો મેં જોયા છે.

ઇનર મોંગોલીઆને હજમ કરી જવામાં ચીનને વ્યાપક બૌધ્ધ ધર્મના લામાઓની મોટી પાઠશાળાઓ ખૂબ આડે આવતી હતી. લામાઓને અનેક રીતે હેરાન કરીને, હીણા બનાવીને ચીને ઇનર મોંગોલિયામાંથી ધર્મનું નામનિશાન કાઢી નાખ્યું છે.

ચીનમાં સૌથી વધારે પેટ્રોલ, યુરેનીયમ અને બીજી વિશાળ ખનિજસંપત્તિ ધરાવનારા અને રશિયા અને ચીન વચ્ચે ઝઘડાનું મૂળ બનેલા મોંગલોના એક વખતના વતનની નજીકના સીંગકી-યાંગમાં ઇસ્લામ નડે તેમ હતો. કારણ કે સીંગકી-યાંગની ૯૫ % વસ્તી ટર્કીશ ઓલાદના અને ઇસ્લામને અનુસરનારા ખાનોની હતી. સીંગકીયાંગના બે રાષ્ટ્રીય નેતાઓ સૈફુદીને અને બુરહાને, ચીની સામ્યવાદી પક્ષનાં ધાડાંઓને આખા ચીન પર ફરી વળતાં જોઇને, આખરે, મને કમને સહકાર આપ્યો. સૈફુદીનને પિકીંગે સીંગકીયાંગના મુખ્ય પ્રધાન બનાવ્યા અને બુરહાનને ચીનના સાઠ પ્રધાનોવાળા કેન્દ્રીય પ્રધાનમંડળમાં લેવામાં આવ્યા. પરંતુ ચીનની ઇસ્લામ વિરોધી નીતિથી બન્ને ત્રાસી ગયા. સીંગ-કીયાગમાં પિકીંગે હાન ચીનાઓનો મોટી વસાહતો ખડકી દીધી. અને સીંગકીયાંગના મુસ્લિમોનો પિકીંગ સરકાર સામે બળવો ફાટી નીકળ્યો. આજે પણ સીંગકીયાંગમાં માઓ ત્સે-તુંગની જોરતલબી સામે બંડ ચાલી રહ્યું છે

પછી તો, ચીના પ્રજાની રગેરગમાં વ્યાપેલી પિતૃપૂજાનો ઘડોલાડવો પણ કરી નાખવામાં આવ્યો.

પરંપરાગત ચાલ્યા આવતા કુળના કબ્રસ્તાનો માઓ-ત્સે-તુંગની સરકારે ખેડી નાખ્યા—એવું બહાનું કાઢીને કે આટલી બધી જમીનને પડતર રહેવા દઇને એટલું અનાજ જતું કરી દેશને મોટું નુકશાન કેમ થવા દેવાય! આવી કબ્રસ્તાનની જમીન નીચે "ખાતર" દટાએલું હોવાથી, ખેડ ખાસ વધારે ફાલશે. એવો હઠો ઉડાવીને ચીનની સરકારે આ નવી જાતનાં "ખેતરો" પર જલસાઓ ગોઠવ્યા હતા! પૂર્વજોના કફન ને દફન પર સામ્યવાદી ટ્રેકટરોના ચાસ પડી ચૂકયા હતા, તેમા પછી પિતૃપૂજા કરવાનું ઠેકાણું કયાં રહે! પિતૃપૂજાનો બીજો અંકોડો કુટુંબપ્રથા પણ માઓ ત્સે-તુંગના કમ્યુનોના ઘણ મારીને તોડી નાખવામા આવ્યો હતો. પત્નીઓને પતિઓથી અને બાળકોને માબાપોથી છૂટાં પાડીને કુટુંબોનો ભાગીને ભૂકો બોલાવી દેવામાં આવ્યો હતો.

હજુ હવે, મર્યા પછી દટાવાનું જેમને બાકી હોય તેમને માટે, સરકારે કાઢી આપેલા નવા સાર્વ-જનિક કબ્રસ્તાનમાં બે ફૂટ ઊંડાઇના ખાડામા દટાવા જેઓ તૈયાર થાય તેમને માટે—પિકીંગ સરકારે બોનસનું આકર્ષણ જાહેર કર્યું. પરંપરા પ્રમાણે ચીનની પ્રજામાં દફનનો ખાડો નવ ફૂટ ઊંડો ખોદ-વાનો રિવાજ હતો. પરંતુ એવી જમીન અને મહેનત બગાડવાનું પિકીંગની સરકારને પોષાણું નહોતું. છતાં સરકારને ખર્ચે જાહેર થયેલ આ મફત દફનનો લાભ લેવા બહુ માણસો આગળ ન આવ્યા.

ધાર્મિક સ્વાતંત્ર્યનો રહ્યોસહ્યો અંચળો ચીને તિબેટ પર લશ્કરી ચડાઇ કર્યા પછી ઉતારી નાખ્યો.

વતોના પરિવારનું હાલ્ડેન ફરજંદ હતા પોતાના પિતાની જ આવી મૌલિક બુધ્ધિપ્રતિભાનો ઉલ્લેખ કરતા તેમણે કહેલું કે, "he was born with a historically labelled Y cromosome:" એ હકીકત એમને ખુદને પણ કયા લાગુ નહોતી પડતી ?

આમ તો, ઇગ્લીસન ૧૨૫૦ થી હાલ્ડેન કુટુમ્બ ઇગ્લાડમા પંકાયેલુ રહ્યું છે જે. બી. એસ હાલ્ડેનના પિતા જહોન સ્કોટ હાલ્ડેન, જેમની ૧૦૦ મી જન્મશતાબ્દ ૧૯૬૧ મા ઓક્સફર્ડે ઊજવી, તેઓ પણ નામી વૈજ્ઞાનિક હતા. શરીરપ્રક્રિયા શાસ્ત્ર તેમજ તબીબી વિજ્ઞાનને આનુષંગિક જીવશાસ્ત્રમા તેમણે કેટલુક મૌલિક કામ કરેલું એમની પાસે ડીગ્રી નહોતી છતાય 'ઇન્સ્ટીટયુટ ઓફ માઇનીંગ એન્જીનીયર્સ' જેવી ઇગ્લાડની ધરખમ સંસ્થાના— જે સંસ્થા ઉપાધિ ન ધરાવનારને સભ્ય લેખે લેતા પણ સુગાતી તેના—પ્રમુખપદે વરણી પામેલા !

જહોન સ્કોટ હાલ્ડેને ઉત્તરાવસ્થામાં લંડનની વિખ્યાત રોયલ સોસાયટી તરફથી અપાતો 'કોપ્લે પદક,' જેને 'માનવી માટેનું ઇગ્લાન્ડનું' ઉચ્ચતમ સન્માન" ગણવામા આવે છે, એ મેળવેલો કાકા વિસ્કાઉન્ટ હાલ્ડેન પણ રાજનીતિજ્ઞ અને ફીલસૂફ હતા બીજા એક કાકા વકીલાતમાં કમાયા તો ખૂબ ખૂબ, પણ જે ઉદાર્યાએ તરણું ય ન ઊગે તેવી આબોહવાવાળા સ્કોટલાડના પર્વતોમા વૃક્ષો ઉછેરવા સતત મથ્યા ને ખુવાર થયા ! બહેન નાઓમી મીચિસન પણ જાણીતી નવલકથા લેખિકા. આવો હતો એ પ્રતિભાવતોનો પરિવાર.

જે. બી એસ હાલ્ડેનનું પ્રાગ ભિક શિક્ષણ એટન અને ઓકસફર્ડમા થયેલું ૧૭ વર્ષની વયે શરીરપ્રક્રિયા વિષે અધિકાર પૂર્ણ શોધ–નિબંધ રજૂ કર્યો આટલી નાની વયે ઓકસફર્ડ વિશ્વવિદ્યાલયની શિષ્યવૃત્તિ પ્રાપ્ત કરવાનું માન મેળવ્યુ. ગણિત વિદ્યામા પ્રથમ કક્ષામા ઓનર્સ સાથે ઉત્તીર્ણ થયા આટલાથી એમની જ્ઞાન પિપાસાને જંપ કયાથી હોય ? શરીર વિજ્ઞાન અને સાહિત્યમા પણ પદવીઓ મેળવી. એમને કેવળ ગણિત તેમ જ વિજ્ઞાનનાં વિદ્યાવ્યાસંગથી સંતોષ થાય તેમ નહોતું એટલે પ્રાચીન ઇતિહાસ, અર્વાચીન ફીલસૂફી તેમ જ ગ્રીક-લેટીન પ્રશિષ્ટ-સંચોતું પરિશીલન કર્યું.

અભ્યાસ પૂરો થાય ન થાય ત્યા તો પહેલું વિશ્વયુધ્ધ આવ્યુ એમને પણ સૈનિક તરીકે કામગીરી બજાવવાની આવી યુધ્ધમા ફ્રાન્સ અને ઇરાક એમ બે મોરચે ઘાયલ થયા એ ગાળામા તેમણે સવાવર્ષ ભારતમા ગાળેલું. ત્યારથી જ ભારતે તેમના મન પર કામણ કરેલું. ભારતવાસીઓ સાથે સમાન ભૂમિકાએ ઊભા રહેવાની તક મળતાવેંત ભારત આવવાનો તેમણે ત્યારે જ મનમા નિરધાર કરી લીધેલો. ત્યાર પછી ભારતના હમેશા સક્રિય શુભેચ્છક બની રહ્યા !

યુદ્ધ પુરું થયા પછી ૧૯૨૨ થી ૧૯૩૨ સુધીના ગાળામા કેમ્બ્રિજમા તેઓ રસાયણશાસ્ત્રના રીડર રહ્યા ૧૯૩૩ થી લંડન વિશ્વવિદ્યાલયમા શરીરવિજ્ઞાન અને બાયોમેટ્રીના પ્રાધ્યાપક રહ્યા કેલિફોર્નિયા વિદ્યાપીઠના પણ અતિથિ-પ્રાધ્યાપક બન્યા. લંડનની રોયલ સોસાયટીના માનદ સભ્યપદનું બહુમાન પણ એમને સાંપડયુ શરીર પ્રક્રિયાશાસ્ત્રના એ અધ્યાપક નિમાયા ત્યારે તેઓ એ વિષયના કઇ પદવીધર નહોતા મૌલિક સંશોધને જ સામે ચાલીને એમને માટે માર્ગ મોકળો કરી આપ્યો હતો આ બધી વિદ્યાપીઠોમા કયાક તેમણે શરીરવિજ્ઞાન તો કયાક જીવનરસાયણ વિદ્યા કે પિત્ર્યસૂત્ર–ગતિ શાસ્ત્ર (જીનેટીક્સ) અથવા જીવસાંખ્યકી-વિદ્યા (બાયોમેટ્રી) વગેરે વિવિધ વિજ્ઞાન શાખાઓમા અધ્યાપન–સંશોધનનું કામ કર્યાં કર્યું એ પોતે જ રોયલ સોસાયટીના સભ્ય થયા એટલુ જ એમની પ્રતિભાને સમજવા પૂરતુ ન ગણાય. એમના હાથ નીચે તૈયાર થયેલા વીસેક વિદ્યાર્થીઓ પણ એ સંસ્થાના માનવંત સભ્યો બન્યા છે એ તેમની સિધ્ધિનું અધિક ગૌરવ સૂચવે છે.

વિજ્ઞાનના વિવિધ ક્ષેત્રે મૌલિક સંશોધનોનો ઝોક, એ તો, જાણે કે, એમને મળેલો જન્મજાત

સંસ્કાર હતો. પરિણામે વિજ્ઞાનનાં વિવિધ ક્ષેત્રે નવી નવી ક્ષિતિજો ખેડવાનું જીવનભર સતત ચાલ્યા કર્યું. એમને આ વારસો તેમ જ લગની મળી હતી પિતા પાસેથી વિજ્ઞાનના વિદ્યાભ્યાસ માટે અનિવાર્ય એવું અનુભવ–પ્રત્યક્ષજ્ઞાન પણ વિજ્ઞાન તથા સંશોધનને અનુરૂપ એવા વાતાવરણમાં જ સાંપડેલું. એ વાતાવરણ એટલે એમનું પોતાનું ઘર તેમજ પિતાની પ્રયોગશાળા. પોતાના પિતાને નાનીમોટી મદદ કરતાં કરતાં એમણે ઘણું મેળવ્યું. તેઓ કહેતા કે, "મારા પિતાની પ્રયોગ શાળામાં રમતાં રમતાં અને પ્રયોગોના નામથી ઓળખાતી કૌતુકમય અટપટી રમતને જોતાં જોતાં, બે વર્ષની વયથી જ મારી વિજ્ઞાનની તાલીમ શરૂ થઈ."

વૈજ્ઞાનિકને નાતે મોટા હાલ્ડેનની તાસીર પણ કંઈક અનોખી હતી. પોતાના ઘણા મહત્ત્વના પ્રયોગો કોઈ બીજા જીવપર નહીં પણ પોતાના બાળક— નાના હાલ્ડેન – પર કરવાનું તેઓ પસંદ કરતા.

આઠ વર્ષના હાલ્ડેન પર પિતાનો પહેલો અખતરો: કોલસાની ખાણમા પેદા થતા 'ફાયરડેમ્પ' નામના વિષારી વાયુની અસર શી હોઈ શકે એનો જાતઅનુભવ મેળવવા પિતાએ પુત્રને કોલસાની ખાણમા પોતાની સાથે ઉતાર્યો. "ફાયરડેમ્પ" શ્વાસમા જવાથી બાળક હાલ્ડેન બેભાન બન્યો. પાછળથી એ પ્રસંગનું મજેદાર વર્ણન કરતાં તેઓ કદી થાકતા નહીં. તેઓ કહેતા, "મારા પિતાના એ અખતરાએ 'ફાયરડેમ્પ' વિષે મને ઘણું ઘણું શીખવ્યું!"

નૌકાનિષ્ણાતો સાથે એકવાર મોટા હાલ્ડેનને વિવાદ થયો. તેમનું કહેવું એમ હતું કે ચાળીશ ફૂટ સુધી દરિયાના પાણીમાં ડૂબકી દેનારો, તરવાના પોષાકમાં હોય તો સલામત રીતે વગર તાલીમે ડૂબકી લગાવી શકે. એ દાવાને સાબિત કરવા તેર વર્ષના નાના હાલ્ડેનને દરિયામાં નાખી અખતરો કરવાની છૂટ આપી, એટલું જ નહીં છેવટે પોતે તેને પાણીમાં નાંખી બતાવ્યો!

આવા બધા અનુભવો જે. બી. એસ હાલ્ડેનને જીવનમાં ખૂબ કીંમતી નીવડ્યા. સાચા વૈજ્ઞાનિકમાં અનિવાર્ય એવી અભયયુક્ત સાહસિકતા એમના દિનપ્રતિદિન વહેવારમાં સાકાર બની. પ્રાણીમાત્ર પ્રત્યેની અનુકંપાથી આર્દ્ર એવા હૃદયે પારવગરના પ્રયોગો તેમણે જીવનભર જાત પર કરે રાખ્યા!

આદમીની સહનશક્તિ તાગવા કોઈકવાર ખુદ પોતે ખભા પર રાઈફલ તેમ જ બીજો સરસામાન લઈ, લગાતાર પંચાવન માઈલ ચાલે, તો વળી ક્યારેક મધુમેહની દવા શોધવા જાતજાતના એસિડોના પોતાની જાત પર પ્રયોગો કરે, તો વળી માનવીને બેભાન કર્યા વિના કે ઇન્દ્રિયોને બહેરી બનાવ્યા વગર શસ્ત્રક્રિયા કરવામા આવે તો કેવી લાગણી અને વેદના થાય એનો અનુભવ લેવા સભાન રહી ઓપરેશન કરાવે. એક જુબાનીમા સાક્ષી તરીકે સાચું બોલવા સાચો અનુભવ મેળવવો આવશ્યક હતો. એટલે સાડાચૌદ કલાક હવા–બંધ લોખંડના પટારામા પુરાયા! ધનુર્વાના ઇલાજની તલાશમાં નવસારનો અનુભવ લેવા કેટલાય દિવસો સુધી અઢી અઢી તોલા નવસાર આરોગેલો. બરફાની સાગરોમા જહાજ ડૂબે તો ડૂબનાર પર શું શું વીતે એનો જાત અનુભવ—સામાન્ય રીતે પાંચ મિનિટ જ વેઠી શકાય તેવું વીતક—એકધારું વીસ વીસ મિનિટ વેઠેલું. પ્રો. હાલ્ડેનની આવી અખતરાબાજી જોઈને જ સાથી વૈજ્ઞાનિકે આદર સાથેની મજાકમાં નીચેનું જોડકણું ચલણી બનાવ્યું હતું:

What, teacher, can that be
inside a plate glass drum.
That is prof–Haldane, whom you
see testing in a vacuum.

[સાહેબ, પેસીબંધ કાચની પટારીમાં શું છે? અરે, એ તો પ્રો. હાલ્ડેન છે! તેઓ હવા વિહોણી સ્થિતિનો પ્રયોગ કરી રહ્યા છે.]

હાલ્ડેનના જવાથી એમની પ્રયોગ શાળાના સાધનોમાં ઘડીભર જીવસંચાર થાય તો એ બધા અચૂક નિસાસો નાખે!

સાપ્રત વિજ્ઞાનમા ખાસ તો જીવવિદ્યાની વિવિધ

એવી બધી કદરતા તેમ જ કડવાશનું મૂળ છે."

આથી જ, હાલ્ડેન જીવ્યા ત્યાં સુધી વિકાસશીલ રહ્યા. એટલે જ ભારતમાં આવ્યા પછી ભારતને સમજવા સંસ્કૃત શીખ્યા અદ્વૈત દર્શન અને યૌગિક પ્રક્રિયા તેમ જ તેની લાક્ષણિકતાઓને સમજવામા ઊંડો રસ લીધો પરંતુ આ વિકાસની પ્રક્રિયાની સાથોસાથ પ્રગલ્ભતાનું સંમિશ્રણ થતું ગયું એમા એમની મેધાનો વિશેષ હતો

હાલ્ડેનની બધી કામગીરીઓની ભીતરમા પ્રેરક બળ હતુ તેમનો 'આત્મવત્ સર્વભૂતેષુ'નો ભાવ. આવા ભાવે દ્રેકથી સદાય ભીંજાયેલા તેઓ રહેતા અને કહેતા કે

Science must search means for society s pressing need in task of keeping alive

એમના આ મંતવ્ય અનુસાર, પૂરા અર્થમાં સમાજ સેવી-જીવસેવી થવામા વિજ્ઞાનની ચરિતાર્થતા છે, એના અવતાર કૃત્યની પરિણુતી છે.

અંગત જીવનની નાનીમોટી વાતોમા પણ આનુ પ્રતિબિંબ પડતું. એમના નિરામિષાહારના આગ્રહની પાછળ ભાગીસાર જીવપ્રેમ તેમ જ અનુકંપા જ છતા થતા તેઓ વનસ્પત્યાહારની તરફદારી માટે આગવી રીતે દલીલ કરતા કે, "એક પ્રાણીશાસ્ત્રી લેખે માનવીમા કે બીજા પ્રાણીમા હું ઝાઝો ભેદ જોતો નથી; અને જો મને માનવમાસ ખાવા સામે વાંધો હોય તો પછી હું અન્ય પશુનું માસ કેમ ખાઈ શકું!"

આ અનુકંપા, આ કરુણા એમના સંવેદનશીલ, ભાવુક મનને મત્યા-વેવણ માટે ધક્કો મારતી. પરિણામે માપ્રત સમાજના બધા કોયડાઓના નિરાકરણમા ત્વરિત ન્યાયોચિતતા ઊભી થાય એ માટે તેઓ અભિનિવેશયુક્ત આગ્રહી "ક્રુકેડર" બને છે; લીધેલા કોઈ પણ કાર્યને મીશન-વ્રત માની ઝૂઝવાની આ આદત ચિંતક હાલ્ડેનને જોધ્ધો બનાવી જ ગ એનાવે છે. પહેલા વિશ્વયુદ્ધ પછી પ્રવર્તતા અન્યાય, વિસંગતિ તેમ જ વિફળતાઓએ— ખાસ તો સ્પેનિશ આતંર વિગ્રહે—એમને, રાજકારણના પ્રશ્નો અને પ્રવાહો પર વિચારતા કર્યા. પ્રગાઢની સરકારે હિટલર અને મુસોલિનીની જોહુકમી સામે આંખમિચામણા તેમજ આળપંપાળ શરૂ કરી ત્યારે તો તેમણે લાચાર થઈ રાજકારણમા આવવું મુનાસિબ માન્યુ. આમ, તેમણે માર્ક્સવાદની દીક્ષા લીધી ત્યારપછી I am a socialist because I want to see my fellow-men and women enjoying advantages which I enjoy myself" એ એમનું સૂત્ર થયુ; પરંતુ એમના માર્ક્સવાદ પ્રત્યેનો અભિગમ પણ બૌદ્ધિક રીતે ઈમાનદાર, શુદ્ધ વૈજ્ઞાનિકનો જ છેવટ સુધી રહ્યો એમણે જે કંઈ સ્વીકાર્યું તે પણ વૈજ્ઞાનિકને દાવે, અને નકાર્યું તે પણ વિજ્ઞાનની પૂરી કસોટી પર ખોટું ઠર્યા પછી જ. એક સંવેદનશીલ વૈજ્ઞાનિકને નાતે એમને યંત્રથી ઉચેરા માનવીમાં—ચૈત્ય પુરુષ માનવીમા વિજ્ઞાનના તથ્ય કે સત્ય જેટલી આસ્થા હતી. તેમણે સમર્થ વૈજ્ઞાનિક ચિંતક લેખે માર્ક્સવાદી ક્રિયાકલાપ પણ પચાવી જાણ્યો; સાથોસાથ વિચારશીલનું ઔદાર્ય પણ જીવનમા વણી જાણ્યુ તેઓ માનતા કે

"માનવીના દેહપિંડ અને ચિત્તના વિવિધ સ્વરૂપ અને ઘાટની વહેવારમા પ્રતિષ્ઠા કે અદબ એટલે આત્મનિર્ભર, નિર્ભેળ સ્વતંત્રતા. આ આત્મનિર્ભર સ્વતંત્રતા, કેવળ તકની જ સમાનતા નથી વાછતી, પરંતુ, વિવિધતા ભરી અપાર તકો તેમ જ સમાજના ધારણ-પોષણ અને વ્યવસ્થિતિમા અનિવાર્ય ન હોય તેવા,—પણ આદર્શમય અભિલાષાથી અપેક્ષિત માની લેવામા આવ્ય હોય તેવા— ધોરણોને પાળવામા નાકામિયાબ નીવડનાર પ્રત્યે સમભાવને ખમી ખાવાની ઉદારવૃત્તિ પણ માગે છે "

Liberty is the practical recognition of human polymorphism ..Liberty demands not only equality of opportunity but a variety of opportunities, and a tolerance of those who fail to conform to standards which may be desirable but are not essential for the function of society

એટલે જ એમની માર્ક્સવાદની સ્વીકૃતિ કે થોડાઝાઝો સમય સામ્યવાદી પક્ષના રીતસરના સભ્ય હોવાની ઘટના દિમાગી કે બુધ્ધિજન્ય હોવાને બદલે ઊર્મિજન્ય વિશેષ રહી. જો કે એમની મેધા એને બૌધ્ધિક વાઘા

પહેરાવવાના ઘણા પ્રયત્નો કરે છે. 'હું શું માનું છું' એ આત્મકથનમાં કે 'માર્ક્સીસ્ટ ફીલોસોફી એન્ડ સાયન્સીઝ'' માં એમનો આવો પ્રયાસ અચૂક નજરે ચડે છે. છતાંય એમનો સામ્યવાદનો અંગીકાર એક નખશીખ ભાવુક સંવેદનશીલ જીવનનો અંગીકાર જ હતો. આને લગતો એમણે કહેલો એક રસિક કિસ્સો પણ સામ્યવાદ વિષેના એમના ઊર્મિલ અભિગમને પ્રગટ કરે છે. તેમણે પોતે જ એ નોંધ્યો છે. એમને બદહજમી અને ગેસનું દરદ પંદર વરસથી પીડાતું હતું. પણ આજની સમાજ-રચનાની વિષમતા અને વિસંગતિના નિરાકરણ વિશે લેનિન અને બીજા ચિંતકોના લખાણો વાંચ્યા પછી એમનું એ દરદ સમૂળગું મટી ગયું. ત્યાર પછી ક્યારેય મેગ્નેશિયમની જરૂર ન રહી.'

વ્યક્તિની તુમુલ ઊર્મિલતા ને એવી જ બળુકી સામાજિક સમસંવેદનાનાં રસાયણથી ઘડાયેલો સાક્ષાત્ બુદ્ધિપિંડ એટલે હાલ્ડેન! આથી જ એમનો આઝાદીઆશક જીવડો પાછળથી સામ્યવાદને વળગેલી અંધસંમતિ તેમ જ રૂઢિગ્રસ્તતાની સાંકડી દીવાલો કૂદી બહારની દુનિયાને મોકળી રીતે માણીને જ જંપ્યો! એમને આજની મોટામાં-મોટી અનિવાર્યતા આત્મનિર્ભરતા તેમ જ સ્વતંત્રતા જ લાગતી. પોતાના 'આત્મકથન'માં તેમણે લખ્યું છે કે

'પ્રત્યેક આર્થિક વ્યવસ્થા પોતાની વિચારધારા, વિધિવિધાન અને રાજનીતિનું નિર્માણ કરે છે– આજે આપણે દૃષ્ટીએ તો પણ મધ્યયુગીન વ્યક્તિની જેમ વિચારી શકીએ તેવું નથી. એક વાત તો નક્કી છે કે મનુષ્ય કેવળ આર્થિક અથવા એવા બીજા કોઈ પણ પ્રકારના ઢાંચાનો ગુલામ નથી. સ્વતંત્રતા આજની મોટામાં મોટી આવશ્યકતા છે, કદાચ આ વાત વિરોધ પેદા કરે તેવી હોય એમ અને પણ એ છે પૂરા અર્થમાં સચ્ચાઇ ભરી."

જોકે ૬૦ વર્ષના થયા ત્યાર પછી હાલ્ડેન ઘણે અંશે સક્રિય રાજકારણથી દૂર થતા ગયેલા. તેમણે 'ટ્વેન્ટીએથ સેન્ચ્યુઅરી ઓથર્સ''માં લખ્યું છે કે, ''યુ. એસ. એ માં સૌ મને સામ્યવાદી ગણશે એ નિઃશંક છે – જોકે મારા વિશ્વરાજકારણ વિષેનાં મંતવ્યો નેહરુ અને એમના જેવા જાણીતા બીજા રાજપુરુષોની નીકટનાં છે."

તેમણે પોતાની જીવન-ફિલસૂફીનું આકલન This is my philosophy માં આ પ્રમાણે કર્યું છે:

(૧) મારી વૈયક્તિક ફિલસૂફી મારા ધંધાકીય કામમાંથી વિકસી છે. મારો વિચારવાનો માર્ગ જેને સામાન્ય રીતે 'ભૌતિકવાદ' કહેવામાં આવે તે છેઃ તેનાથી મને વિજ્ઞાનના ક્ષેત્રમાં સંતોષ સાંપડે છે, અને જીવનના બીજાં ક્ષેત્રોમા પણ તે સંતોષપ્રદ નીવડયો છે.

(૨) મારો અભિપ્રાય છે કે વર્તમાન એ જીવવા માટેનો સૌથી સુંદર કાળ છે. મેં ઇસ્વીસન પૂર્વે સાતમા સૈકામાં એટલે કે મહાવીર અને બુધ્ધના સમયમાં બિહારમાં જીવવાનું, ઇસ્વીસન પૂર્વે પાંચમા સૈકાના પ્રારંભમાં એથેન્સમાં, કે ઇસુના દસમા સૈકામાં આઇસલેન્ડમાં વસવાનુ પસંદ કર્યું હોત.

(૩) અર્વાચીન યુગને, વિશ્વક્રાંતિ પરિવર્તનનાં વચગાળાનો કાળ, કે થર્મોન્યુકલીઅર વિશ્વયુદ્ધથી એકાએક અંત પામતા ઐતિહાસિક યુગના છેડાના છેલ્લા વર્ષોનો સમય, ગણવામાં આવશે. આ બેમાથી શું હશે એ વિષે હું અટકળ કરી શકતો નથી.

(૪) મારા અભિપ્રાયે, સાપ્રત-ચિંતનના ક્ષેત્રે સૌથી અગત્યનું ને લાક્ષણિક વલણ વૈજ્ઞાનિક પદ્ધતિ છે. હું આમ કહું છું ત્યારે માર્ક્સવાદના તેમ જ ગાંધીનાં ઘણા મંતવ્યો તેમ જ આસ્થાનો એમા સમાવેશ કરું છું.

(૫) મારા મતે માનવીની મોટામાં મોટી આવશ્યકતા સમાજવાદ છે.

(૬) અંગત રીતે મારા માટે ભાવિ એટલે મૃત્યુની છાયા! એ પહેલાં હું માગં વર્ષો વિજ્ઞાનના સંશોધન તેમ જ શિક્ષણ પછવાડે ભારતમા ગાળવા ધારું છું. સંભવ છે કે યુ. એસ. એ અને રશિયા, યુરોપ અને ચીન એક બીજાનો વિનાશ નોતરે; પણ તોય જીવવિદ્યાને ટકી રહેવાનો ભારતમાં અવકાશ હશે.

(૭) મે  મારી જીવન-ફિલસૂફીને ઉપકારક એવા લાક્ષણિક તથ્યો અને સત્યો સર્વપ્રથમ વિજ્ઞાન અને પછી ઇતિહાસમાથી મેળવ્યા છે. બીજા કોઈ પણ ચિંતક કરતા ડાર્વિન તેમ જ એંગલ્સનો મારા પર વિશેષ પ્રભાવ પડ્યો છે

એમનો મસ્તમૌલા મિજાજ ભભૂકતો ત્યારે સાક્ષાત જ્વાળામુખીનો પરચો થતો. આવા દુર્વાસા જેવા સ્વભાવને લીધે તેઓ સૌને ઝઘડો શોધતા જ દેખાતા. કેટલાક આથી જ એમને માતેલો પાડો– charging buffalo અથવા ગેંડો – woolly rhinoceros કહેતા

એ પત્રકાર હતા ત્યારે એક વખત બ્રિટનમા લોર્ડ બર્કનહેડ સાથે ઝગડી પડેલા. બર્કનહેડ તીખો તમતમતો તેમ જ દાહક વ્યંગકોઓથી પંકાયેલો પત્રકાર. તેણે વિજ્ઞાન સબંધે એક લેખ લખેલો. હાલ્ડેનને એ લેખમા પોતાના એક પુસ્તકના જ ઉતારાઓ હોવાની ખાતરી થતાવેંત તેમણે બર્કનહેડનો બરાબર ઊધડો લીધો. બર્કનહેડ પણ વિવાદે ચડ્યો. તેણે હાલ્ડનના દાવાનો અસ્વીકાર કરતા કહ્યુ કે "મારે હાલ્ડેનને પગલે ચાલવાની શી જરૂર?" હાલ્ડેને આનો અણુસણુતો જવાબ આપ્યો "બર્કનહેડ મારે પગલે પગલે ચાલે ત્યા સુધી મને વાંધો નથી પણ ચાલતા ચાલતા એ મારા જોડા પણ ચોરી લે તેની સામે મારે અચૂક વાંધો છે"

એક વખત કેટલાક અમેરિકન પ્રવાસીઓને ભારતમા હાલ્ડેનને ન મળવાની અમેરિકન દૂતાવાસે સલાહ આપતા તેમણે અમેરિકન કચેરી સામે જ આના વિરોધમા ઉપવાસ આદરેલા. અન્યાય લાગે ત્યા નમતુ ન જોખનાર હાલ્ડેન પોતાથી જાણેઅજાણે કે આવેશમા દુઃખ પહોંચ્યુ છે એમ જણાતાવેંત પાછળ દોડી જઈને જાહેરમા માફી માગતા કે પ્રાયશ્ચિતરૂપે ભારતીય પરંપરાને અનુરૂપ ત્રણ દિવસના ઉપવાસ કરતા ય અચકાતા નહીં. આ હતો એમના પરનો ગાંધીજીનો પ્રભાવ

આનંદની પળોમા ફેન્સી ડ્રેસ પાર્ટીમા બાળસહજ ચેષ્ટાઓ પણ તેઓ હોંશે હોંશે કરતા. મોટા તેમ જ ટાલિયા માથા પર લિપસ્ટિક ચોપડી દોરંગી નીતિ અપનાવતા મજૂર નેતાની આબાદ નકલ કરતા

પત્રકાર કિંગ્સ્લે માર્ટીને "ન્યુસ્ટેટ્સમેન પ્રોફાઈલ્સ"મા તેમને cuddly cactus મૃદુગર્ભ થોર જેવા વર્ણવ્યા છે. એ થોર જેવા કાંટાળા જરૂર હતા પણ, એ થોરનો ગર્ભ મૃદુ હતો તેમ જ ઉપર મનમોહન નમણું ફૂલ પણ ખીલ્યુ હતુ

કદાચ હાલ્ડેનનુ અત્યંત લાક્ષણિક ચિત્ર તો સ્પેનમા આંતરવિગ્રહના દિવસોમા ઘેરાયેલી માડ્રીડ નગરીમા તેઓ આંતરરાષ્ટ્રીય દળમા એક સૈનિક તરીકે કામગીરી બજાવી રહ્યા હતા તે વખતની તેમની પ્રવૃત્તિમાથી હૂબહૂ ઉપસી આવે છે. એ દિવસોમા રિલ્કેની કવિતા માટેનો તેમનો ઉત્સાહ માતો ન હતો, તો વળી, હવાઈ સંરક્ષણ–ભોંયરા બાબતમા, એક સાથે તથા ઉપરથી બોમ્બવર્ષા થઈ રહી હોય ત્યારે કાકડી કેવી રીતે ફૂટે છે એ બાબતના વનસ્પતિ આનુવંશ વિજ્ઞાનની વાતોમા એક સ્પેનવાસી સાથીદાર સાથે તલ્લીન થઇ જવામા તેવો જ ઉમંગ જોવા મળતો. કિંગ્સ્લે માર્ટીન કહે છે તેમ એમને મન કામદારોના પક્ષે રણમોરચે ઝૂઝવુ મહત્ત્વનુ હતુ, પરંતુ કાકડીના જન્મનુ આનુવંશશાસ્ત્ર પણ ઓછા મહત્ત્વનુ ન હતુ

સરળતા તેમ જ જ્ઞાનપ્રતિભાથી ઓપતી આંખો તેમ જ મુક્ત હાસ્યથી મનભાવન દેહયષ્ટિ, સાદા ઇસ્ત્રી વગરના ખાદીના કફની–પાયજામો — આ બધુ હાલ્ડનના વ્યક્તિત્વને મોટા સમૂહમા પણ સૌથી નિરાળુ ન્યારુ બનાવતા. એમને કોઈ બાળક ન હતુ. એમના પત્ની હેલન સ્પર્વેય એમના સંશોધનોમા નામી સાથીદાર. તેમણે કૌમાર્ય હોય તો પણ સંતતિ સંભવે એવા વૈજ્ઞાનિક સિદ્ધાંતનુ પ્રતિપાદન કરી વિજ્ઞાનજગતમા ભારે તરખાટ મચાવેલો.

જન્મે અંગ્રેજ એવા હાલ્ડેનનો ભારતપ્રેમ એમને ઉત્તરાવસ્થામાં ભારતીય નાગરિક બનાવે છે. આ બહુ જાણીતી બીના છે પણ આવા

ભારતપ્રેમની ભીતરમાં કયું સબળ કારણ હતું? બહુ ઓછા એનું સાચું કારણ જાણે છે.

એ ખરું કે પ્રથમ વિશ્વયુદ્ધના ગાળામાં જ તેઓ ભારત તરફ આકર્ષાયેલા. એ વખતે જ એમણે કહેલું કે "ભારતમાં રહેતા હોય એ સૌને ઊંચી સંસ્કારિતા પામેલી પ્રજા વચ્ચે રહેતા હોય એવી દૃઢ મુદ્રા મનમાં ઊઠે છે." આ કારણ તો હશે જ; પરંતુ સાથોસાથ ઉદારમતવાદી લોકશાહી કહેવડાવનાર એમની જન્મભોમકા ઇંગ્લાંડે અણુશસ્ત્ર પેદા કર્યાં તેમ જ અણુમથકો બાંધ્યાં ત્યારે એમનો અજંપો-અકળામણ ઉગ્ર થયાં. ઇંગ્લાન્ડે સુએઝ પ્રકરણમાં ઇઝરાયેલ તેમ જ ફ્રાંસ સાથે મળીને ઇજિપ્ત પર આક્રમણ કરવાનો, એમની દૃષ્ટિએ, મહા અપરાધ કર્યો ત્યારે એમના જેવા વિશ્વમાનવને, ઓછાં ભૌતિક બળ-શક્તિ હોવા છતાં ય અણુ-આયુધ પ્રતિબંધ માટે તેમ જ અન્યાય સામે અવાજ ઉઠાવતું, ભારત ગમે તે સ્વાભાવિક હતુ.

આ બધાં બાહ્ય કારણો ઓછાં વજનદાર તો નથી જ પણ એમના સાર્વજનીન સત્યાન્વેષી ચિત્તપર પ્રભાવ પાડનારું ભારતનિવાસનું કારણ નિરાળું જ હતું. પોતે જ 'રેશનલિસ્ટ'માં આપેલા એક લેખમાં પોતાની ભારત-પરસ્તીનું કારણ બહુ વિશદ રીતે દર્શાવ્યું છે. એ લેખના પ્રારંભમાં જ તેમનું કથન છે કે–

"ભારતીય ચિંતન પરંપરામાં તત્વદર્શનની જે શાખાઓ છે તેમાંની ત્રણ તો અજ્ઞેયવાદી કે નાસ્તિક છે. દુનિયાના બીજા કોઈ દેશમાં માનવચિત્તને આવી નિર્ભય છતાંય સાહજિક મોકળાશ મળી નથી. એવી મને ગાઢ પ્રતીતિ થઈ છે."

એમના મનના બંધારણને આ ભાવે તેવું હતું. પરિણામે ૧૯૫૭માં ભારતમાં સ્થાયી વસવાટ કરતી વખતે કહે છે કે,

"ભારત વિષે મને ઊંડો અનુરાગ છે. હું શતાયુ થવા તેમ જ ભારતમાં મરવા ઝંખું છું."

આમ, તેમને ગાંધી-નેહરનું ભારત ભાવિ આશાનો આસ્થાદીપ લાગ્યો.

રશી સામ્યવાદી વૈજ્ઞાનિક લાયસેન્કોના 'ન્યુ જિનેટિક્સ'ના રૂઢ ચિંતનને પરિણામે હાલ્ડેનનું સાંખ્યિકી આનુવંશિક શાસ્ત્ર રશિયામાં તરંગી આદર્શોવાળું તેમ જ બૂર્ઝવા કહીને ઉપેક્ષા પામ્યું તેમ જ વગોવાયું. પરિણામે એમને સામ્યવાદી ચિંતનની પૂરી અનુદારતા અનુભવવા મળી. હિમ્સલે માર્ટિનના અભિપ્રાયે "રશિયાનું સ્થાન હવે ભારતે લીધું. ભારતમાં પ્રો. હાલ્ડેને નવી આશા અને નવો ઉત્સાહ શોધ્યો...... માર્કસવાદથી દાઝવાને પરિણામે ઊઠેલા ફોલ્લાને શાંત કરતું શીળું લેપન સંસ્કૃત ફિલસૂફી નીવડી."

ઇંડિયન સ્ટેટિસ્ટિકલ ઇન્સ્ટિટ્યુટ જેમાં તેમણે અહીં આવીને કામ શોધ્યું હતું એ થોડાંક વર્ષો પછી તેમણે મતભેદને કારણે છોડયું. આ મતભેદ વિદ્યાશાખાના સંશોધન તેમ જ અધ્યયનની વ્યવસ્થાને લગતા સવાલોમાં ઉપલા તંત્ર સાથે થયો હતો. ફરી તેઓ "કાઉન્સિલ ઓફ સાયન્ટીફીક એન્ડ ઇંડસ્ટ્રિયલ રિસર્ચના જીનેટિક્સ અને બાયોમેટ્રિ રિસર્ચ"ના એકમ સાથે એના ડિરેક્ટર લેખે સંકળાયા. અહીં પણ સરકારની રૂઢી-જડ તેમ જ અનુપકારક ઢીલી કાર્યપદ્ધતિ સાથે એમને ઝગડવું પડયું. આ બધું નેહરુ જેવાના અંગત માર્ગદર્શનનો લાભ મેળવતાં સરકારી ખાતાંઓમાં ચાલતું હતું એ કમનસીબી હતી. ત્યાર પછી વિજયાનંદ પટનાયકની ઉત્કલ સરકારે ખાસ અનુકૂળતા ઊભી કરી તેમને ભુવનેશ્વર બોલાવ્યા. ત્યારથી તેઓ ત્યાંજ રહેતા ને કામ કરતા.*

* પાછળથી તેમને કેન્સર હોવાનું જણાતા તેઓ સારવાર માટે ભુવનેશ્વરની હોસ્પિટલમા રહ્યા હતા. ત્યા પડયાં પડયા તેમણે ઓપરેશન બાદ પોતાના જ ઉપર લખેલું કાવ્ય એમનું એક વિલક્ષણ પાસું પ્રગટ કરે છે. ( કાવ્ય : જુઓ પા. ૪ )

# દસ્તાવેજી મૂલ્યની કથા ?

અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ

શ્રી જયવંત દળવીની મરાઠી નવલકથા 'ચક્ર'નો ગુજરાતી અનુવાદ 'દુનિયા બહારની દુનિયા' વાંચીને થયું — વાત કંઈ નવી નથી! વાસ્તવવાદના પ્રેર્યા વળેલા સાહિત્યકારોએ ગરીબોની, પીડિતોની, એમને થયેલા અન્યાયોની હમદર્દીપૂર્વક આલેખેલી વાર્તાઓ આજ પહેલાં ઠીક ઠીક સંખ્યામાં આપી છે ફોટોગ્રાફિક કહી શકાય તેવા નિરૂપણથી થાકીને સર્જકો વાસ્તવ તરફથી અતિવાસ્તવ તરફ ગતિ કરતા રહ્યા છે અતિવાસ્તવનો પણ જ્યારે અતિરેક થાય છે ત્યારે એના પ્રતિકારરૂપે સર્જન પાછું નવારૂપે વાસ્તવ તરફ ઝૂકે છે, એ હકીકત સ્વીકારો તો એ પણ સ્વીકારવું જોઈએ કે તથ્યનું સત્ય નહિ પણ રૂપનું સત્ય એ કલાનો માર્ગ છે જ્યાં મનોવ્યાપારોને નહિ પણ આદિમ વૃત્તિઓથી પ્રેરાતા વર્તનને જ સ્થાન છે એવી દુનિયાની સામે એક ખૂણે ઊભા રહી અરીસો ધરવાનું કાર્ય કોઈ સાહિત્યકાર કરે તો તે સમજી શકાય તેવી વાત છે શ્રી દળવીએ એ કાર્ય કલાકારના તાટસ્થ્યપૂર્ણ તાદાત્મ્યથી ખૂબ સફળતાપૂર્વક કર્યું છે

'ચક્ર' શ્રી દળવીની પ્રથમ નવલકથા છે એના પ્રકાશને વાચકો અને વિવેચકોનું ઠીક ઠીક ધ્યાન ખેંચ્યું છે ૧૯૬૩ની શ્રેષ્ઠ નવલકથા તરીકે મહારાષ્ટ્ર સાહિત્ય પરિષદે તેમજ મહારાષ્ટ્ર સરકારે એને ઇનામોની નવાજેશ પણ કરી છે રસ્તાની કોર ઉપર પડતર જમીનમાં ઝૂંપડમાળ ઊભી કરી શકે ત્યાં મજુરી કે ચોરી કરી જીવન ગુજારનારો એક વર્ગ એકેએક શહેરમાં જોવા મળે છે એ ઝૂંપડમાળની દુનિયા તે 'ચક્ર'ની દુનિયા છે એમાંથી ઉપકથાઓની ગૂંથણીવાળી કોઈ મહાકથા સર્જાઈ શકે એમ છે જ નહિ લેખકે કહ્યું છે "એકબીજાને લાંબા સમયથી ઓળખનારું તો કોઈ હતું જ નહિ! આજે અહીં તો કાલે તહીં, એવી ભટકતી જિંદગી પ્રત્યેકની કોઈએ જ પોતાની જિંદગી બીજાની સાથે લાગલાગટ ગાળી નહોતી!" વેરણછેરણ જિંદગીઓના ટુકડાઓ ભેગા થવા દઈને આ નવલકથાનું 'ડિઝાઈન' ઘડાયું છે માનવીઓને બે વૃત્તિઓ ભેગા લાવે છે અને જુદા પણ પાડે છે—ભૂખ અને જાતીયતા અહીંના માનવીઓનો સંબંધ મોટે ભાગે એ બે વૃત્તિઓ પર ટક્યો છે થોડી જિંદગીમાં ઘણું જોઈ વળેલો તુકા બેનવાને જે સલાહ આપે છે એમાં આનું સૂચન છે "તુમકો એક બાત બતાતા હું, બેનવા, એક સોચનેકી બાત હૈ અગર ભગવાન યહ પેટ ઔર પેટકી નીચેવાલા ટુકડા ઇન્સાનકો નહિ દેતા, તો સારી યે દુનિયા બદલ જાતી"

આવી એક ભૂમિકા પર જીવતા આ માનવીઓના સમૂહમાં દયા, સ્વપ્ન, ઝંખના ક્યાંક ક્યાંક ડોકાઈ જાય છે અમ્માનું પાત્ર આ દૃષ્ટિએ નોંધપાત્ર છે એ પણ આખરે તો એક સ્ત્રી છે 'પોતીકું ઘર વસાવવાનું સ્વપ્ન' અને માતૃત્વ એ બે એના જીવનને પ્રેરતી તેની લાગણીઓ—ઝંખનાઓ છે. એ કહે છે "ક્યાંક જમીન ભાડે લઈને પોતીકું ઝૂંપડું બાંધી લીધું કે હું છૂટી મારા

બાપ!" પણ આવી 'નસીબવંતી હાલત' (!) એના નસીબમાં નથી. ઝૂંપડું મળ્યું પણ ભોગવાયું નહિ અને પોલીસની પાડ વાગવાથી ગર્ભપાત થઈ ગયો. "બધું જ સપાટ થઈ ગયું હતું. પેટ અને ઝૂંપડું ય!" પોંડીચેરીથી જેમ નાગી છૂટેલી તેમ અહીંથી પણ નાસવાનું જ રહ્યું ચક્ર એક આંટો ફરી ગયું–અને નવો આંટો એણે શરૂ કર્યો! એનવા જેવના સળિયા પાછળ રહ્યો રહ્યો વિચારે છેઃ "જ્યાં પોલિસ સપરડા ઓળખે જ નહિ એવે સ્થાનકે ભાગી જવું...તેને સાંભર્યું ...પોતાનો બાપ પણ પોંડિચેરીથી એ જ રીતે નાઠો હતો." નવલકથાનું નામ 'ચક્ર' સૂચક છે. આ ચકરાવામાંથી (અને એક જિંદગીમાં કેટલા ચકરાવા?) ક્યારે છૂટાશે એવી અકળામણ અહીં મૂર્ત બની છે. નવલકથાની ભાષા એને વધુ ધારદાર બનાવે છે. ઉપમા અલંકાર પાસેથી શ્રી. દળવીએ ઘણું કામ કાઢી લીધું છે.

અમ્માના પાત્રમાં લેખકે આ દુનિયાનાં પાત્રોની નાની અપેક્ષાઓ મૂર્ત કરી છે. એનવાના પાત્રમાં કુંળી લાગણીઓ, એ હજી નાનો છે એટલે, ટકી રહી-છે. બીજા ચકરાવામાં એ બદલાઈ પણ જાય. જુદી જુદી પરિસ્થિતિમાં મૂકી આપીને એની લાચારી, એની મૂંઝવણ, એની હતાશા, એની માનવતા લેખકે ઉપસાવી આપી છે. એના હાથમાં કેલેન્ડર પકડાવીને એમાંના ચિત્રના પ્રતીક દ્વારા લેખકે માનવજાતની આદિમતા સાથે આ સૃષ્ટિનો સંબંધ નવી દૃષ્ટિથી જોડી આપ્યો છે. કેલેન્ડરમાં 'લીલીછમ વૃક્ષડાળી પર બે પક્ષી જોડાજોડ બેઠેલાં તેમાથી એક પંખીની છાતીમા તીર ભોંકાયેલું હતું. લોહીના લાલ લાલ ડાઘ દેખાતા હતા. અને એક કાળી કફની કાયાવાળો દાઢીવાળો એક ઋષિ તે દૃશ્ય જોઈને અતિ દુઃખી થતો હતો." વાલ્મિકિએ ક્રૌંચયુગલમાંના એકને મરતું જોયું અને એનું હૃદય દ્રવી ગયું. અહીં તો કેટલાંયે યુગલો ખંડિત થાય છે પણ કોઈને કશું જ થતું નથી! નવલકથાના અંતે લેખક એ ચિત્રની યાદ આપે છે: 'લોહીનું એક એક ટીપું...!' ચક્ર ફરે છે, દુનિયા પલટાય છે, માનવીની લાગણીઓ પણ પલટાય છે? માનવેતર સૃષ્ટિ સાથેની આત્મીયતા ઓછી થતી જાય છે. પણ આ આદિમ વૃત્તિઓની દુનિયામાં કોઈક ચમનિયામાં એ દેખા દે છે, 'બાદશાહ' માટેનો એનો પ્રેમ દર્શાવીને આ પાત્રને આ દુનિયાથી જુદું પાડીને લેખકે બનાવ્યું છે. એને અને 'બાદશાહ'ની ઈર્ષ્યા કરતા સોનિયાને જોઈને થાય છે—કેવા રૂપ છે માનવીના!

ચક્ર'નો મુખ્ય રસ બીભત્સ છે. જુગુપ્સા જન્માવે એવા દૃશ્યોની આ સૃષ્ટિ છે. એનવાના સગપણના નિરૂપણમાં શ્રી. દળવીએ શૃંગારની વિડંબનાથી હાસ્ય જન્માવ્યું છે. બીભત્સની સાથે શૃંગારને મૂકવાનો પ્રગલ્ભ પ્રયત્ન નોંધપાત્ર છે. અહીં બધું જ સ્થૂળ ભૂમિકા પર છે, કારણ કે કથાનાં પાત્રોની ભૂમિકા સ્થૂળ છે. જેટલી અનિશ્ચિતતા આ જિન્દગીની છે એટલી જ એની છીછરાશ છે. પાણી પર બાઝેલી લીલની પેઠે એને ઉસેટીને ફેંકી દેવાય છે. માનવીઓ છે અટલે લાગણીઓ છે પણ લાગણીઓની સૂક્ષ્મતાને અહીં અવકાશ નથી. ભય, ભૂખ અને મૈથુન જેવી આદિમ વૃત્તિઓનું અહીં રાજ્ય છે. એટલે નવલકથાનું વાચન પૂરું થાય છે ત્યારે એક ચલચિત્રની માફક બધું જ ઝપાટાબંધ સરી ગયેલું લાગે છે. આ એવી જિંદગી છે જેનું પગલું કાળની રેતી પર પડતું નથી. ઉભડક જિંદગીને શ્રી. દળવીએ ઝીલી લીધી છે. નવલકથા વાચી રહ્યા પછી, એટલે જ તો, પ્રશ્ન થાય છે—આનું મૂલ્ય દસ્તાવેજી હશે?

દુનિયા બહારની દુનિયાઃ ('ચક્ર'નો અનુવાદ)–જયવંત દળવી. અનુ. મયૂરક. ગાંડિવ પ્રકાશન સૂરત. રૂા. ૪.

પુરુષ સ્ત્રીની સાથે કેટલો વખત ગાળી શકે? નોટ્ર-ડેમમાં રેક્ટરે સખત થઈને વિદ્યાર્થીઓને કહ્યું કે છોકરીની સંગત વગર જેનું ધ્યાન અભ્યાસમાં ન ચોંટતું હોય તે સંસ્થા છોડી જાય પણ છોકરી સાથેની મુલાકાત કેમ્પસ પર તો નહીં જ થઈ શકે. પ્રાન્ડેઇસમાં જ્યારે એવો હુકમ પસાર કરવામાં આવ્યો કે, રૂમમાં છોકરી હોય ત્યારે બારણાં ખુલ્લાં રાખવાં– ત્યારે. એના વિરોધમાં છોકરાઓએ બે દિવસ ધાંધલ મચાવ્યું; વિદ્યાર્થીઓનાં છાપાંઓમાં કડક લખાણો છપાયાં અને આવું આવું ઘણું થયું.

ઘણા શિક્ષણશાસ્ત્રીઓ માને છે કે કડક હાથે કામ લેવામાં આવે તો આ બદી સુધારી શકાય. ત્યારે કેટલાક એવી દલીલ કરે છે કે એકેએક વિદ્યાર્થીના જીવનમાં ડોકિયું કરવાનું સહેલું નથી અને એ અર્થવિહીન પણ છે.

કેમ્પસ પરની મુલાકાતો પર નિયંત્રણ મૂકવાથી કે એવાંતેવાં પગલાંથી કદાચ રોગનાં ખાસ લક્ષણોનો ઉપાય થાય; પણ એનાં મૂળ તો ઘણાં ઊંડાં છે. એનો શો ઉપાય? અત્યારની પેઢી ખૂબ લાલન-પાલન અને 'સ્વતંત્રતા'માં ઊછરી છે. માબાપે કદી કશાની ના કહી નથી. દશ વર્ષ જેવી કુમળી વયે બાળકોને ડાન્સીંગ પાર્ટીઓમાં ભાગ લેવાની પરવાનગી મળે છે. તેરની ઉંમરે વાલીઓની સંમતિ સાથે તેઓ 'ડેટીંગ' શરૂ કરે છે. પછી, સત્તરે પહોંચતાં, બધો જ અનુભવ મેળવી લે એમાં નવાઈ શી? ઉપરાંત, કુટુંબજીવનની છિન્નભિન્નતાને કારણે બાળપણમાં જ સલામતી અને સ્નેહથી વંચિત રહેલા છોકરાઓ મોટપણે અસ્થિર અને ઢીલા મનના બની ગયા છે. એ આંતરિક કમજોરીને ઢાંકવા-ભૂલવા દારૂની જેમ સેક્સના ઘેનમાં. પોતાની જાતને ખોવાનો પાગલ પ્રયત્ન અત્યારનો યુવાવર્ગ કરી રહ્યો છે. પરંતુ અંતરની એકલતા સેક્સના ક્ષણિક આનંદથી પૂરવાનાં એનાં આ ફાંફાં પણ દયાજનક છે.

હાર્વર્ડમાં જ્યાં ત્યાં આવું સૂત્ર નજરે ચઢે છે: 'અમે બંને જગતની સામે છીએ – જગત જીતશે.' મનથી ભાંગેલા આજના અમેરિકન યુવાન માટે સરખી ઉંમરની બીજી જાતિની સંગત એ સલામતીનું–સ્થિરતાનું એક ભ્રમભર્યું આશ્વાસન બની રહ્યું છે. સહશયનથી જીવનની નીકટતા સાધી શકાશે એવી ભૂલ ભરેલી માન્યતા પણ આ બળવાના કારણરૂપ ખરી.

એકની સાથે સ્થિર 'ડેટીંગ' ચાલુ રાખીને બીજે મજામસ્તી માટેનું 'ડેટીંગ' પણ આવા જ કોઈ ખ્યાલથી થતું હોય છે. આના પરિણામે આવી જોડલીઓના કોન્ટ્રેક્ટ-લગ્નો થઈ રહ્યા છે.

આશાવાદીઓ આ મુદ્દા પર અમેરિકાનું ઊજળું ભવિષ્ય જોઈ રહ્યા છે, જ્યારે નિરાશાવાદીઓને ભારે ડર છે કે ભૂલ કુમળી વયમાં સેક્સનો અનુભવ લઈ લેનારા આવતીકાલના પરીણિત યુગલો જીવનથી ખૂબ વહેલાં કંટાળી જશે!

આશ્ચર્ય તો એ છે કે, આ રીતે પરણી ગયેલાં ઘણાં યુગલો તો સ્પષ્ટ કહે છે કે તેમણે પોતે જે કર્યું તેવું તેઓ પોતાનાં બાળકોને કરવાની છૂટ નહીં આપે.

['ન્યુસ વીક'ના આધારે]

# ભારતીય વિજ્ઞાનીનું બહુમાન

ભારતના એક અગ્રગણ્ય વિજ્ઞાની તથા "શાંતિસ્વરૂપ ભટનાગર મેમોરિયલ એવોર્ડ"નું પ્રદાન પામીને આ શહેરના એક પનોતા પુત્ર તરીકે તેની ખ્યાતિમાં ઉમેરો કરનાર ડૉ. વિક્રમ અંબાલાલ સારાભાઈનું સન્માન અમદાવાદ મ્યુનિસિપલ કોર્પોરેશન તરફથી કરવામાં આવ્યું હતું. તેમને ઉપર્યુક્ત એવોર્ડ સૂર્યમાંથી ફેંકાતા કોસ્મિક કિરણો અંગેના અમુક મહત્વના સંશોધન બદલ ગયા માસમાં અર્પણ કરવામાં આવ્યો હતો. અન્તરિક્ષમાં ઘૂમતા ગ્રહો વચ્ચે રહેલા અવકાશમાંની ઇલેક્ટ્રોમેગ્નેટીકની હાલત પારખવામાં એમની આ શોધનો ઉપયોગ થઈ શકશે.

ડૉ. વિક્રમ સારાભાઈનો જન્મ જાણીતા કાપડઉદ્યોગપતિ શ્રી. અંબાલાલ સારાભાઈને ત્યાં તા. ૧૨ મી ઓગસ્ટ ૧૯૧૯ને દિવસે અમદાવાદમાં થયો હતો. ગુજરાત કોલેજમાંથી ઇન્ટર સાયન્સ પરીક્ષા પસાર કરીને બ્રિટનની કેમ્બ્રિજ યુનિવર્સિટીની સેન્ટ જહોન્સ કોલેજમાં અભ્યાસ કરી ૧૯૩૯ માં નેચરલ સાયન્સ ટ્રાઇપોસ સાથે એમ. એ થયા.

### મહત્ત્વનું સંશોધન

બીજા વિશ્વયુદ્ધ દરમ્યાન તેમણે બેંગ્લોરની ઇન્ડિયન ઇન્સ્ટીટ્યુટ ઓફ સાયન્સમાં સર સી. વી. રામનના માર્ગદર્શન નીચે કોસ્મિક કિરણોના ક્ષેત્રમાં રીસર્ચ સ્કોલર તરીકે સંશોધન કાર્ય કર્યું; પરંતુ ૧૯૪૫માં તેમણે સ્થળાંતર કર્યું અને કેવિન્ડીશ લેબોરેટરીમાં પુન જોડાયા. ૧૯૪૭મા કેમ્બ્રિજ યુનિવર્સિટીની પી. એચ. ડી. પદવી મેળવી. એમની કારકિર્દીમાં આ પછીની એમની પ્રવૃત્તિ અમદાવાદમાં ફિઝીકલ રિસર્ચ લેબોરેટરીમાં કોસ્મીક રે ફિઝીક્સના પ્રાધ્યાપક તરીકેની છે. એ સ્થાન અત્યારે પણ તેઓ સાંભળી રહ્યા છે.

સૂર્યમાંથી પ્રચંડ પ્રમાણમાં છૂટતાં કોસ્મિક કિરણોની વધઘટ સંબંધમાં ડૉ. વિક્રમ સારાભાઈનું સુદીર્ઘ સંશોધન કાર્ય કેન્દ્રિત થયેલું છે. પૃથ્વી પર વિવિધ સ્થળોથી તેમણે કોસ્મિક કિરણોની બારીક નોંધણી તથા અવલોકનો કરેલ છે. આ રીતે તેમણે અમદાવાદ, ગુલમર્ગ, કોડાઈકેનાલ, ત્રિવેન્દ્રમ, તથા દ. અમેરિકામાં આવેલ બોલિવિયા રાજ્યમાં ચાકાલટાયા નામના સ્થળે આવેલાં સંશોધન કેન્દ્રોમા કરેલા પ્રયાસો જગતવ્યાપી બન્યા છે.

એમણે કરેલી શોધને પરિણામે કોસ્મિક કિરણોની વધઘટ અને સૂર્યની વિવિધ અવસ્થાઓ વચ્ચે કાર્યકારણની નવી કડીઓ હાથ લાગી છે.

પ્રોફેસર સારાભાઈ ગુજરાત યુનિવર્સિટીના તેમજ ભારતની બીજી અનેક યુનિવર્સિટીઓના વિદ્યાર્થીઓને પી. એચ. ડી. માટેના સંશોધન કાર્યમા માર્ગદર્શન આપવા માટેના સ્વીકૃત પ્રોફેસર છે.''

વિજ્ઞાનજગતના આન્તરરાષ્ટ્રીય ફલક પર પણ પ્રોફેસર સારાભાઇ ખૂબ પ્રવૃત્ત રહે છે; અને ભારત ઉપરાંત પરદેશોની અનેક ઉચ્ચકક્ષાની વિજ્ઞાન વિષયક સંસ્થાઓ સાથે સંકળાયેલા છે. પોતે કરેલા સંશોધન કાર્ય અંગેના ઘણા નિબંધો દેશવિદેશના વિજ્ઞાન ક્ષેત્રમાં સામયિકોમાં પ્રગટ થયેલ છે. ફ્રાન્સ, મેક્સીકો, સ્વીડન, ઇટલી, રશિયા, ફિન્લેન્ડ, અને પોલેન્ડમાં આંતરરાષ્ટ્રીય ક્ષેત્રમા મહત્ત્વનું સ્થાન ધરાવનાર વિજ્ઞાનીઓની પરિષદોમાં તેઓ ભાગ લેતા રહ્યા છે. ભારતના વિજ્ઞાનીઓની પ્રમુખ સંસ્થા ઇન્ડિયન સાયન્સ કોંગ્રેસના ૧૯૬૧-'૬૨ના

દેવિયા, દર્શિની શાહ, પૂર્ણિમા ભગવતી, સુમન ઢેળકર, ગીતા શાહ અને સ્મિતા શાહ એ સાત બહેનોએ નૃત્યકળામા પારંગતતા મેળવીને દર્પણની પ્રતિષ્ઠાને ઉજમાળી બનાવી છે દેશવિદેશના નૃત્યસમારંભોમા આ બહેનોની કલાસમૃદ્ધિ પ્રશંસા અને બહુમાન પામી છે નાટકના ક્ષેત્રે પણ સતીશ પંડ્યા, શ્રીરામ નિગુ, મહીપત કવિ અને નટુ કવિ વગેરે કલાકારોની યુવાન પેઢી અહીં તાલીમ પામીને હવે અભિનયના ક્ષેત્રમા ઉજ્જ્વળ પ્રતિષ્ઠાની આગાહી આપી રહી છે

ગૌરવ અને યશ શ્રીમતી મૃણાલિનીને કાંઈ ઓછા સાંપડ્યા નથી એશિયામા એમને એકને જ ફ્રેન્ચ આર્કાઈવ્ઝ ઈન્ટરનેશનલ દ'લા ડાન્સનો ખિતાબ અને ડિપ્લોમા અર્પણ થયા છે 'નાટ્યકલા કોવિદ'ની પદવી આપીને દક્ષિણ ભારતના કલાવિદોએ એમનુ સન્માન કર્યું છે. કથકલીની કલામા એમણે કરેલા પ્રદાનને કારણે 'વીર શૃંખલા'થી એમનુ બહુમાન કરાયું છે અને આવુ બહુમાન પામનારાં એ પહેલા જ બહેન છે. લંડનમાં એમના નૃત્યપ્રયોગો થયા ત્યારે લંડનના જગવિખ્યાત પત્ર 'ટાઈમ્સ'ના કલાવિવેચકે એમની કલાસિદ્ધિ પર પ્રશંસાના પુષ્પો વેરતાં લખ્યુ હતુ: "રેખાઓનું સૌન્દર્ય, સુકોમળ ભાવઅભિવ્યક્તિ અને લયનું સુક્ષ્મજ્ઞાન મૃણાલિની સારાભાઈને અસાધારણ લાલિત્યભર્યાં, કલાસિદ્ધ કલાકાર તરીકે નિ:શંકપણે પુરવાર કરે છે."

## 'પદ્મશ્રી' પદની પ્રાપ્તિ

શ્રીમતી મૃણાલિની સારાભાઈને સાંપડેલા ગૌરવની પરંપરામા આ છવ્વીસમી જાન્યુઆરીએ એક નવી પદપ્રતિષ્ઠા ઉમેરાઈ છે અને હવે એ પદ્મશ્રી મૃણાલિની બન્યા છે કલાના ક્ષેત્રે હજુયે સિદ્ધિઓની હારમાળા રચાને હજુયે આકરી પદપ્રતિષ્ઠા પદ્મશ્રી મૃણાલિનીને સાંપડી રહે એવી આશા રાખીએ.

(સંદેશ)

# ભૂખી પેઢીના કવિઓ !

ગુજરાતમા આજે જ્યારે નવીન કવિતાને નામે 'નગ્નતાવાદી' 'અઘોરપંથી' કહેવાતી કવિતાની એક નાનકડી શાખા વિકસી રહી છે ત્યારે આ આન્દોલન માત્ર ગુજરાત પુરતુ મર્યાદિત નથી રહ્યુ. મૂળ પશ્ચિમમાથી આરંભાયલી આ પ્રવૃત્તિના છાંટા ઠેર ઠેર ઊડ્યા છે એની પ્રતીતિ કરાવતા એક સમાચાર અમેરિકાના જાણીતા સામયિક 'ટાઈમ'મા પ્રસિદ્ધ થયા છે તેના ગઈ તા ૨૦મી નવેમ્બરના અંકમા પ્રગટેલા એ સમાચાર નીચે ઉતાર્યા છે

"એક હજાર વર્ષ પહેલા ભારત વાત્સ્યાયનના 'કામસૂત્ર'નો દેશ હતો. એ 'કામસૂત્ર'માં પ્રણય કળાનું એવું વિશદ વર્ણન છે, કે આજે પણ અનુવાદક એમાના ઘણા બધા મહત્ત્વપૂર્ણ શબ્દોનો અનુવાદ કરવાને બદલે એના એ સંસ્કૃત શબ્દો જ આપે છે પણ હવે આ દેશ એવો શુદ્ધતાવાદી બની ગયો છે કે ત્યાની ફિલ્મ-અભિનેત્રીઓ પણ પ્રેમની અભિવ્યક્તિ માટે ચુંબનને બદલે ગાયન ગાયા કરે છે પણ ગયે અઠવાડિયે એ જ દેશમા પાંચ સુક્કલકડી નવજુવાન કવિઓને કલકત્તાની અદાલતમાં ખડા કરવામાં આવ્યા હતા એમની સામે વાત્સ્યાયનની કલમને પણ નીચુ જોવડાવે એવા સાહિત્યનુ સર્જન કરવાનો આરોપ હતો 'ભૂખી પેઢી' (હંગ્રી જનરેશન)નુ આગમન થઈ ચૂક્યુ છે ૧૯૬૨મા અમેરિકાના 'બિટનીક' એલન ગિન્સબર્ગ જ્યારે કલકત્તાના પ્રવાસે ગયા હતા ત્યારે જ આ પેઢીની સ્થાપના થઈ હતી કલકત્તાની આ 'ભૂખી પેઢી' યૌવનના જુવાળથી સભર એવા બંગાળી યુવાનનું જૂથ છે તેઓ અમૌલિક શૈલીથી ભારપૂર્વક એમ જણાવે છે કે તાત્કાલિક શારીરિક આનન્દમા જ જિન્દગીનું મહત્ત્વ સમાયેલુ છે. પોતાની પોકળતા માટે તેઓ સમાજને જવાબદાર ઠરાવે છે દરેક અર્થમા તેમની ભૂખ સીમારહિત છે .. તેઓ સાહિ-

વાત લાગે છે અને તેમનું કહેવું એવું છે કે અમારી આ વ્યગ્રતા અને નિરાશા વ્યક્તિગત નથી, પણ એ અમારા સમાજની વિકૃતિ, ગરીબી તથા કંગાલિયતમાંથી જન્મી છે. તેમની અનેક જાહેરાતોમાં તેમણે તેમના શત્રુઓ તરીકે રાજદ્વારીઓ તથા પરંપરાવાદી લેખકોને પણ સામેલ કર્યા છે અને જણાવ્યું છે, કે અમનું સ્થાન વેશ્યાની લાશ અને ખચ્ચરના પૂંછડાની કયાંક વચ્ચે છે.

"...કલકત્તાનાં અખબારો અને જનતાના દબાણને કારણે આવા ૨૬ કવિઓને પોલીસે તપાસ-પૂછપરછ માટે અટકમાં લીધા હતા. એમાંથી પાંચ કવિઓને તેમની નોકરીઓમાંથી પાણીચાં પકડાવી દેવાંમાં આવ્યાં અને તેમની સામે અશ્લીલ સાહિત્ય સર્જવાનો તથા સમાજની વિરુદ્ધ કાવતરું કરવાનો આરોપ મૂકવામાં આવ્યો.

"ગયે અઠવાડિયે આ કવિઓની વિરુદ્ધમાં જે દલીલો કરવામાં આવી તેનો જવાબ આપી શકાય તેમ ન હતો, પણ તે દરમિયાન દેશ-પરદેશના કેટલાક ઉદાર બુદ્ધિજીવીઓએ ભારત સરકારનો સંપર્ક સાધ્યો અને આખરે આ ખટલો પાછો ખેંચી લેવામાં આવ્યો. પોતાની આ મુક્તિનો આનન્દ માણવા માટે 'ભૂખી પેઢી'ના આ કવિઓએ એક આર્ટ ગેલેરી પર દરોડો પાડી ત્રણ ચિત્રકારોને માર માર્યો! એ પછી તેમણે, "દુનિયાના આજના સમગ્ર નિર્માણને મિટાવી પુનઃ અરાજકતાની સ્થિતિમાં જીવનની શરૂઆત" કરવાના પોતાના ધ્યેયની સિદ્ધિ માટેની કામગીરી આરંભી દીધી છે."

*

ગયા નવેમ્બર મહિનાની એક સાંજે 'ભૂખી પેઢી'નો એક કવિ કલકત્તામાં ધરમતલ્લાના એક રસ્તા પર ટ્રાફિક-પોસ્ટની બરાબર સામે સડક પર લાંબો થઈને સૂઈ ગયો! એને પરિણામે અડધી મિનિટમાં જ સેંકડો મોટરો, બસો અને ટ્રામો થંભી ગઈ અને લોકોની ભીડને લીધે રસ્તો ઊભરાઈ ગયો. એક પોલીસ અધિકારીએ પેલા કવિને પૂછપરછ કરતાં તેણે ગંભીરભાવે જવાબ આપ્યો: 'જ્યારે સાહિત્યની શ્લીલતા-અશ્લીલતાનો વિચાર તથા નિર્ણય કરવાનો અધિકાર પોલીસ તંત્રે સાહિત્યકારો ને વિવેચકો પાસેથી છીનવી લીધો છે અને પોતે જ આવા નિર્ણય કરવા માંડ્યા છે, તો ટ્રાફિક પોલીસના અધિકાર ખૂંચવી લઈ, સડક પર ઊભા થઈ જઈ મોટરકાર, બસ અને ટ્રામના ડ્રાઈવરો તથા રાહદારીઓને દિશાસૂચન કરવાનો અમને સાહિત્યકારોને પણ હક છે.'

(સંદેશ)

# સંયુક્ત સમાજવાદનું વિભાજન

આઠેક મહિના પૂર્વે લોહિયા-સમાજવાદી પક્ષ અને પ્રજાસમાજવાદી પક્ષ વચ્ચે જોડાણ થયું એ ઘટના જેટલી આશ્ચર્યકારક અને નિરર્થક હતી એટલી આશ્ચર્યકારક અને નિરર્થક તેના તાજેતરના વિભાજનની ઘટના નથી જ નથી. કારણ કે—

બન્ને પક્ષોના નેતાઓ જ નહિ, બંનેના લગભગ બધા જ અનુયાયીઓ પણ પોતાની વચ્ચેની અનુલ્લંઘ્ય ખાઈ જોતા હોવા છતાં ઉતાવળે અને ઉમળકાનો દેખાવ કરીને જોડાણ કરવામા આવ્યુ હતું!

અલબત્ત, આ આત્મવિસર્જન દાગ કોંગ્રેસની બહાર, બલ્કે કોંગ્રેસની સામે, સમાજવાદી એકતાનો મોરચો ઊભો કરવાની મનીષા સ્પષ્ટ હતી. પરંતુ સૈદ્ધાંતિક અને વૈચારિક ક્ષેત્રે જ નહિ, રાજકીય કાર્યનીતિ, રાજકાજી વ્યૂહ, તથા સર્વસાધારણ રીતિનીતિ અને મનમેળની દૃષ્ટિએય, પરસ્પર કશો મેળ ખાવો શક્ય જ ન હતો તેવાં જોડાણથી, કોંગ્રેસ સામેનો શક્તિશાળી અને સદ્ધર વિકલ્પ શી રીતે પેદા થવાનો હતો? —એ સવાલ કંઈ એમના ધ્યાન બહાર પણ ન હતો.

આમ છતાં, સ્થાનિક કક્ષાના નાના નાના કાર્યક્રમો અને રોજબરોજના સહકારમાંથી, ધીમે ધીમે, એકતા અને એકાત્મતા ઊભી થવાની ભ્રમણા તે દિવસોમાં ઘણા બધાને હતી ખરી તો, ટોચ ઉપરના નેતાઓને મન કદાચ પરસ્પર ગળી જઈને માતબર બનવાની દુષ્ટ બુદ્ધિ ય હોય.

આવા રેતીના પાયા પર કંડારવામા આવેલી ઇમારત તૂટી પડે એ અપેક્ષિત જ હતું. કેટલાકને આ ભંગાણ ઘણુ વહેલુ લાગ્યુ હશે, પરંતુ મોટા ભાગના નિરીક્ષકોને તો એ મોડું ય જણાયુ હશે!

અમે તો આગળ વધીને ગયા જનમા એવુ ય સ્પષ્ટ ભાખ્યુ હતું કે—

**"વિભક્ત પક્ષોનું ઐક્ય, રાજકીય સૈદ્ધાંતિક એકતા ઉપર મુખ્ય આધાર રાખતું હોય તો, આ વિવાહ વંધ્યતાના અભિશાપવાળો ગણાશે."**

આ વાત પૂરેપૂરી સાચી પડી હોય તો ય તેનો અમને હર્ષ નથી, કેમકે આજે, જ્યારે સૈદ્ધાંતિક મુદ્દઢ વિરોધ પક્ષની અતિશય જરૂર છે ત્યારે, સંયુક્ત સમાજવાદી પક્ષનું વંધ્યત્વ આખા દેશના લોકશાહી વિકાસને માટે ભારે દુઃખરૂપ ઘટના જ ગણાય

જે અશક્ય હતું તે અશક્ય જ સાબિત થયું છે, એટલે લાગણીવશ બની આંસુ સારવાનો ય અર્થ નથી.

આખરી ભંગાણનો નિર્ણય જાહેર કરવાના હેતુથી વારાણસીમાં મળેલી (૨૮ જાન્યુ. થી ૧લી ફેબ્રુ. દરમ્યાન) પરિષદના પ્રથમ દિને જ જે બન્યું તે પૂરતું સૂચક હતું:

—આગલી કારોબારીની 'મિનિટ્સ' પસાર કરતાં ૭ કલાક વીતી ગયા!

—મરઘમમાં જ બેઉ પાંખો વચ્ચે ઝપાઝપી થઈ ગઈ!

—કામચલાઉ રાષ્ટ્રીય કારોબારીની બેઠકમાં નીતિરીતિ અંગેના ખરડા પર ૪ કલાક સુધી ઉગ્ર ચર્ચાઓ ચાલી; ઝપાઝપી સુધી મામલો ગયો; અને લોહિયાના જમણા હાથ જેવા લિમયેએ 'વોક આઉટ' સુદ્ધાં કરી દેખાડ્યો ××

આમ છતા, છેલ્લી ઘડી સુધી 'એકતા'ને પકડી રાખવાનો પ્રયાસ પણ થયો.

—૧૧ જણની એક સમિતિને, બંને પાંખને લગભગ સંમત બને તેવો ખરડો ૨૪ કલાકમાં તૈયાર કરી આપવાનુ કામ સોંપાયુ!

**પરંતુ ૮ મહિના પૂર્વે જે અશક્ય લાગ્યું હતું, ૮ મહિના દરમ્યાન યે જે અશક્ય રહ્યું હતું, તે ૨૪ કલાકમાં અંતિમ ક્ષણે – ઉગ્ર વાતાવરણમાં – સિદ્ધ કરી આપવાનું હતું !**

પરિષદ સમક્ષ રજૂ થએલા ત્રણ ખરડાઓ —મુકુટ બિહારીનો 'મવાળ' ખરડો, મધુ લિમયેનો 'ઉદ્દામ' ખરડો અને ત્રિલોકી સિંહનો 'મધ્યમમાર્ગી' ખરડો — એકે સ્વીકાર્ય ન હતો. ત્રણેયના દોહનરૂપ કોઈ એક ખરડો તૈયાર કરવાનું કામ ચમત્કાર કરવા જેટલું જ અશક્ય હતું.

અને ચમત્કાર ન જ થઇ શક્યો.

*

જો કે, પરિષદના વાતાવરણને સૌમ્ય રાખી શકે એવી એકાદ શક્યતા હતી. કદાચ એવી ગણત્રીએ જ જયપ્રકાશ નારાયણ, આચાર્ય કૃપાલાની, ગંગાશરણ સિંહ તથા રામમનોહર લોહીઆને પરિષદમાં પધારવા આમંત્રણો અપાયાં હતાં. એના જવાબમાં પહેલા ત્રણે અશક્તિ દર્શાવી હતી, એ હકીકત, ત્રણેની અનુપસ્થિતિ માટે જો આકસ્મિક કારણો ન હોય તો, ઘણી બધી સૂચક ગણાય. લોહીઆએ તો અગાઉથી જ એમને આમંત્રણ અપાય એવી ગોઠવણ ગોઠવી; પરંતુ પક્ષના પ્રમુખ એસ. એમ. જોષીના વ્યક્તિગત આમંત્રણે જવા તેઓ તૈયાર ન હતા (કદાચ એ એક બંધનરૂપ બની જાય?) એટલે એમણે શરતી આમંત્રણ માગ્યુ: આખી પરિષદ ઠરાવ કરીને એમને આમંત્રે તો જ એ પધારે!

પરંતુ આવું કશું બન્યું નહિ; અને પરિષદ આ પીઢ આમંત્રિત નેતાઓની હાજરી વિનાની જ રહી!

*

પરિષદ શરૂ થતાં જ સંયુક્ત સમાજવાદી પક્ષના પ્રમુખ એસ. એમ. જોષીએ એ વાતનો એકરાર કર્યો કે જો આજે આપણે સમજૂતિ નહિ સ્થાપી શકીએ તો પક્ષ કોંગ્રેસનો વિકલ્પ નહિ બની શકે. તેમણે લોહીયા–નીતિથી જુદા પડીને એવું ય કહ્યું કે કોંગ્રેસ સામે ગમે તે વિરોધ પક્ષોનું બિનસૈદ્ધાંતિક જોડાણ કર્યાથી ય પક્ષ કોંગ્રેસનો વિકલ્પ નહિ બની શકે; જીત્યા પછી ય સંયુક્ત રીતે તે કશું સિદ્ધ નહિ કરી શકે.

વળી ૧૦ કાર્યક્રમની વાત રજૂ કરતાં, ભાષા–નીતિની બાબતમાં ય, તેમણે લોહીઆ–નીતિથી જુદો સૂર કાઢ્યો: 'ત્રણ ભાષા'ની ફોર્મ્યુલા: માતૃભાષા, અંગ્રેજી અને હિંદી અંગે સંમતિ દર્શાવી; પરંતુ હિંદી–ઝનૂન સામે ચેતવણી આપી; એટલું નહિ પણ ઉત્તરનાં હિંદીભાષી રાજ્યોમાં હિંદી પોતે જ માતૃભાષા હોઇને ત્રીજી ભાષા તરીકે દક્ષિણની ચાર ભાષાઓ–તામિલ, તેલુગુ, મલયાલમ, કન્નડ-માંથી એક ફરજીયાત શીખવાની સિફારસ કરી.

પરંતુ (તા. ૩૧મીએ) બીજો કશો ઉપાય ન દેખાતાં મૂળ પ્રજાસમાજવાદી પાંખના ૮૦૦ પ્રતિનિધિઓમાંથી ૬૪૦ (૮૦) ટકા પ્રતિનિધિઓએ વિભાજનનો ગણ અખત્યાર કર્યો ત્યારે, મૂળ પ્રજા સમાજવાદી પક્ષના નેતા અને સંયુક્ત સમાજવાદી પક્ષના પ્રમુખ બનેલા જોશીએ તથા તેમના કેટલાક અનુયાયીઓએ સંયુક્ત સમાજવાદી પક્ષને વળગી રહેવાનું જ વધુ પસંદ કર્યું! × બીજાઓની વાત જવા દઈએ તો કેરળમાંનું મૂળ પ્રજા સમાજવાદી જૂથ તો આગામી ચૂંટણીને લક્ષમાં રાખી, ડૉ. લોહીઆના તકવાદી બિનસૈદ્ધાંતિક સંયુક્ત મોરચે ખડું થઈ ગયું હતું જ.

છેલ્લે દિવસે લિમયેએ કાર્યક્રમ અને રાજ્યકારી નીતિ–દૃષ્ટિનું નિવેદન રજૂ કર્યું તેમાં સ્પષ્ટ મંત્ર હતું:

**સંયુક્ત સમાજવાદી પક્ષની પ્રથમ ફરજ કોંગ્રેસને સત્તા સ્થાનેથી ઉથલાવી પાડવાની છે.**

એ સ્પષ્ટ બને છે કે તકવાદી જોડાણો તરફ આગ્રહ પ્રગટ કરનારા એસ. એમ. જોષીએ આ નિવેદન સ્વીકારી લઈને સૈદ્ધાંતિક બાબતમાં ય બાંધછોડ કરી લીધી હતી; અને પોતે પ્રમુખ તરીકે ચાલુ રહ્યા હતા.

મૂળના ૮૦૦ પ્રજા સમાજવાદી પ્રતિનિધિઓ-માંથી ૬૪૦ની આગેવાની લઈ છૂટા પડનારાઓએ તાબડતોબ પોતાનું સંમેલન ભરીને એમ એમ જોષીના કથનનો જવાબ વાળતાં એ વાતનો તત્કાળ ખુલાસો કર્યો હતો કે—

**છૂટા પડવાનું કારણ મનમેળનો અભાવ નથી; પરંતુ મૂળભૂત ભેદો છે:**

લોહીઆ-જૂથની વ્યક્તિપૂજા, તેમની ઝનૂની ભાષાનીતિ, પાર્લામેન્ટની અંદર તેમનું બિન બંધારણીય બિનલોકશાહી અસભ્ય વર્તન, બહાર પ્રતિકારો-હડતાળો-દેખાવો અને ઉગ્ર કાર્યક્રમો માટેનો તેમનો આગ્રહ, અને કોંગ્રેસને ઉથલાવી પાડવા કોઈ પણ પ્રકારનાં જોડાણો, તથા દરેક તબક્કે વિધાયક નહિ પણ વિનાશક-નિષેધાત્મક વલણ: આ બધાથી પ્રજા સમાજવાદી મળ્યો અકળાઈ ઊઠયા હતા.

નાથ પાઈએ તો એટલે સુધી એકરાર કરી દીધો હતો કે:

**અમે આ બધા મહિના દરમ્યાન બે પક્ષો તરીકે જ રહ્યા હતા—ક્યાંય ભેગા થઈને કામ કરવાનું બન્યું જ નથી.**

વાત સાચી છે. પરિષદના દિવસે ય પરસ્પર અવિશ્વાસ અને કટુતાભર્યું વલણ પ્રગટ થતું રહ્યું હતું:

વિભાજન પછી બંને પક્ષો વળી સ્વતંત્ર રીતે કામ કરશે એય સ્પષ્ટ છે.

સં. સ. પક્ષ ભલે હજી એમ કહ્યા કરે કે જોડાણ સ્થાયી છે, નક્કર છે; અને વિભાજનની હકીકતને જ અવગણી એમ કહ્યા કરે કે હવે કોઈને પ્રજાસમાજવાદી પક્ષ તરીકે કામ કરવાનો અધિકાર નથી ..પરંતુ, આ તો, બહુ બહુ તો, બંધારણીય સ્થિતિ ગણાશે. હકીકતમા તો પ્ર. સ. પક્ષે ફરી પોતાનું સ્વતંત્ર સંગઠન શરૂ કરી પણ દીધું છે. તેમાં—

સંયુક્ત સં. પક્ષના ૨૫ કારોબારી સભ્યો-માંથી ૧૨ (અથવા સં સ પક્ષમા પ્ર. સમાજ-વાદી પક્ષનું પ્રતિનિધિત્વ કરનારા ૧૪ કારોબારી સભ્યોમાંથી ૧૨) જોડાયા છે પ્રમુખ તરીકે એન. જી. ગોરે, ઉપપ્રમુખ તરીકે ત્રિલોકી સિંહ, મુખ્ય મંત્રી તરીકે પ્રેમ ભાસીન, પાર્લામેન્ટરી બોર્ડના ચેરમેન તરીકે કામઠ, તથા પક્ષના ટ્રેઝરર તરીકે મનત મહેતા અને બીજા નેતાઓમા નાથ પાઈ, દંડવતે, દ્વિવેદી, ફરીદ અનસારી વગેરે કામે લાગી ગયા છે.

*

મુખ્ય સવાલ તો હવે પછી શું ?—નો છે

**ખરી રીતે તો કોંગ્રેસ સામે સંયુક્ત સમાજવાદી વિકલ્પ ઊભો કરવાનો મૂળભૂત હેતુ હવે ખતમ થયો છે**

—અશોક મહેતાએ ઘણે લાંબે વર્ષે એ "ભૂલ સુધારવાનો" માર્ગ લીધો છે?

પરંતુ એ માર્ગેય, કોંગ્રેસને કે જોડાયેલા પ્રજાસમાજવાદીઓને કે એકંદર રાષ્ટ્રને—કોઈને કશો નક્કર લાભ થયો છે ખરો?

—આ પ્રશ્નનો જો કોઈ ઉત્સાહી જવાબ મળવાનો ન હોય તો નવેસરથી પ્ર. સ. પક્ષ તરીકે ઘર માંડનારાઓ માટે ઘણો લાંબો સમય 'વેરાન'માં ભટક્યા કરવાનું જ રહે છે.

*

એક રીતે તો એ કમભાગ્ય જ ગણાય કે આ દેશમાં કોંગ્રેસ, પ્રજા સમાજવાદીઓ, લોહીઆ-સમાજવાદીઓ, અને ઇતર લોકશાહી સમાજવાદી જૂથોની કુલ સંખ્યા અને લાગવગ જોતાં દુનિયામાં મોટામાં મોટો સમાજવાદી મંચ આ દેશમાં શક્ય છે, ત્યારે—

સમાજવાદી પાયા ઉપર કોઈ એકતા સાધી શકાતી નથી!

કોંગ્રેસ બહાર સમાજવાદી વિકલ્પ ઊભો થઈ શકતો નથી.

**કદાચ, આજે આ સૌ પક્ષો જે સમાજવાદની ખોજમાં પડ્યાં છે એ ખોજ ભારતના એના સાચા આત્માને પ્રગટ કરનારી જ નથી? ભારતીય એકાત્મતાને પોષક, ભારતીય અંતરાત્માને સ્પર્શે એવી, લોકશાહીના પાયા પર દઢપણે ઊભી શકે એવી, કોઈ નવી ધરી ઊભી થવી જ બાકી છે!**

૫-૨-'૬૫]

—ભોગીલાલ ગાંધી

# ઈન્ડોનેશિયા: હાથનાં કર્યાં હૈયે વાગ્યાં?

રશિયા, ફ્રાન્સ વગેરે દેશોએ યુનોના શાંતિકાર્ય અંગે થયેલા ખર્ચની ભાગે પડતી રકમો ચૂકવવાની બાબતમાં ઇન્કાર કરીને આપેલી કટોકટી હજી ચાલુ છે.

ત્યાં તો, એક બીજી, નાની દેખાતી છતાં ઘણાં મોટાં દૂરગામી પરિણામો પેદા કરે એવી, કટોકટી ઊભી થઈ છે.

એશિયાના એક માથાફરેલ માનવી – ઇન્ડોનેશિયાના પ્રમુખ સુકર્ણોએ યુનોમાંથી નીકળી જઈને નવી ચિંતા સર્જી છે.

યુનોના મહા મંત્રી ઉથાન્ટથી માંડી અનેક દેશોએ, ભારત મુદ્દાંએ, પ્રમુખ સુકર્ણોને આવું અંતિમ પગલું ન ભરવા વાર્યા હતા. પ્રે. સુકર્ણોને સમજાવવાના પ્રયાસો સફળ થયા નથી. અને સફળ થાય એવી શક્યતા પણ જણાતી નથી. કેમકે—

પ્રે. સુકર્ણોનું કહેવું એવું છે કે તાજેતરમાં મલયેશિયાને યુનોની સીક્યુરીટી કાઉન્સિલ (સલામતી સમિતિ)ના સભ્ય તરીકે ચૂંટવામાં આવેલ છે; તે ઇન્ડોનેશિયાનું ખુલ્લંખુલ્લા દુશ્મન છે; "બ્રિટીશ સામ્રાજ્યવાદનું એશિયામાંનું પ્યાદું" છે; એની ચૂંટણી અન્યાયી રીતે થઈ છે; માટે તેની પસંદગી રદબાતલ નહિ થાય તો ઇન્ડોનેશિયા આવા 'સામ્રાજ્યવાદી યુનોમાં' રહેવા તૈયાર નથી.

એટલું જ નહિ પણ એ દેશના સત્તાધારીઓ એવો ય પ્રચાર કરી રહ્યા છે કે ઇન્ડોનેશિયા યુનોમાંથી નીકળી જઈને એક નવું "આંતરરાષ્ટ્રીય મહામંડળ" સ્થાપવા માગે છે; એટલે કે "યુનોનું હરીફ" મહામંડળ! તેમાં રશિયા જોડાય કે નહિ એ સવાલ છે, પરંતુ ચીન અને એશિયા આફ્રિકાના કેટલાક દેશો તો જોડાશે એવી ધારણાઓ થઈ રહી છે.

*

ઇન્ડોનેશિયાનું મલયેશિયા સામેનું આ વલણ કેવળ હાસ્યાસ્પદ નથી, ભારે ક્રૂરતા અને શઠતાથી ભરેલું છે.

એ હકીકત ભૂલી શકાય એવી નથી કે છેલ્લાં

બે વરસથી મલયેશિયાનો જન્મ થતા જ પ્રે. સુકર્ણોએ એની સામે કેવળ વેરનો સબંધ રાખ્યો છે

**ચીને તો ઇન્ડોનેશિયાના આ પગલાંને ક્રાંતિકારી વીરના પગલાં તરીકે બિરદાવેલ છે**

એ હકીકત ભૂલી શકાય એવી નથી કે છેલ્લા બે વરસથી મલયેશિયાનો જન્મ થતાજ પ્રે. સુકર્ણોએ એની સાથે કેવળ વેરનો સબંધ રાખ્યો છે— એની સરહદો ઉપર જ નહિ એના પ્રદેશો–ટાપુઓ ઉપર આક્રમણો ઝીંકયે રાખ્યા છે; હજારો ગેરીલાઓ દ્વારા એણે મલયેશિયાને પાયમાલ કરવાની કારવાઈ કર્યા જ કરી છે, એટલુ જ નહિ પણ, એણે તો,

**ગયા બે મહિનામાં એવી ખુલ્લંખુલી ધમકી (પ્રતિજ્ઞાઓ) જાહેર કરી દીધી હતી કે ૧૯૬૫ના બેસતા વરસે વહેલી પરોઢીએ કુકડો બોલે ત્યારે મલયેશિયાનું અસ્તિત્વ જ નહિ હોય!**

એની આ પ્રતિજ્ઞા પૂરી કરવા માટેની એની સૈન્ય જમાવટ ચોકાવનારી જ ગણાય એવી છે

—૨ લાખનુ નીતમર અને ૧।। (દોઢ) લાખ રીઝર્વ સૈન્ય છે. (સમગ્ર બ્રિટીશ સૈન્યથી વધારે મોટુ સૈન્ય! વળી ઘણા બધા ફોજી અમલદારો અમેરિકાના ઉત્તર કારોલિનામા તાલીમ પામેલા છે, કેટલાકે, આ અગાઉ બ્રિટનના જ ગેરિલાવિરોધી તાલીમ કેન્દ્રમા તાલીમ લીધેલી છે)

—૩૦,૦૦૦ પેરેશુટો, અને ૮૫૦૦ ઉચ્ચ દક્ષાના નૌકા-કમાન્ડરો છે

—સૈન્ય અમેરિકી અને રશિયન શસ્ત્રોથી સજ્જ છે

—નૌકા સૈન્ય પણ ૩૫૦૦૦નુ છે અને તે ચા દક્ષાની વિનાશિકાઓ–સબમરીનોથી સજ્જ છે.

—હવાઈ સૈન્ય ૨૭૦૦૦નુ છે અને ૧૦૦ મીગ યુદ્ધ વિમાનો છે (૧૮ મિગ–૨૧ છે) ૭૦ બોમ્બર વિમાનો છે ઉપરાત ધરતી પર તથા આકાશમા ઉપયોગી હવાઇ શસ્ત્રો જુદા...

આવી બધી શસ્ત્રસામગ્રીથી ઇન્ડોનેશિયા સજ્જ છે. અને મલયેશિયાને નેસ્તનાબૂદ કરવા તેણે ૧૧૦૦૦ સૈન્ય સારાવાક–સાબાહની સામે નિશાન લેવુ તૈયાર રાખ્યુ છે. હજી ગયે મહિને જ બોર્નિયામા ૬૦૦૦ સૈનિકોએ ઉતરાણ કર્યું હતું.

*

આમ છતા, ૧લી જાન્યુઆરી ૧૯૬૫ પૂર્વે મલયેશિયાને નેસ્તનાબૂદ કરવાની પ્રે સુકર્ણોની પ્રતિજ્ઞા તો અધૂરી જ રહી ગઇ છે . .બ્રિટને એનુ જગી સૈન્ય મલયેશિયાની રક્ષા માટે ઉતારી દીધું છે અને મલયેશિયાએ પોતે પણ તૈયારીઓ કરવા ઉપરાત યુનોને મદદ કરવા અપીલ કરી છે.

એ વાત તો સ્પષ્ટ છે કે પ્રે. સુકર્ણોએ પોતે જ મલયેશિયાને નેસ્તનાબૂદ કરવાની નેમ રાખીને પોતાની ઉપર આફત વહોરી લીધી છે વળી, ખૂબીની વાત એ છે કે તે પોતે જ રશિયાની શસ્ત્રસહાય લેતુ રહ્યુ છે, ચીનની દોસ્તી વધારતું રહ્યુ છે અને અમેરિકા ઉપર પણ પોતાને અપાતી મદદ વધારવા દબાણ કરતુ રહ્યુ છે!

(છેલ્લા ૧૪ વરસ દરમ્યાન તેને અમેરિકા તરફથી ખાસી ૩૩ કરોડ ડોલરની મદદ મળી ચૂકી છે અને બીજી ૫ કરોડની હજી લેવાની તૈયારીઓ છે!)

—કેનેડાએ પણ તેને સતત મદદ કરી છે.

હકીકતે તો, ઇન્ડોનેશિયાની સ્વાધીનતામા યુનોનો મોટો ફાળો છે. યુદ્ધ પછી અગાઉના ડચ સામ્રાજ્યવાદને ત્યા ફરી પ્રસ્થાપિત થતો રોકવાનું શ્રેય પણ યુનોને છે.

આમ છતા, અતે થાકીને, અમેરિકા તથા કેનેડાએ (જો ઇન્ડોનેશિયા યુનો છોડી જાય તો) ચાલુ સહાય બધ કરવાનો નિર્ણય જાહેર કર્યો છે.

*

**"ઇન્ડોનેશિયાની આ કહાણી હાથનાં કર્યાં હૈયે વાગ્યા"ની શાખ પૂરે છ**

જો કે સુકર્ણોની ધારણા તો એવી હતી કે મજૂર સરકારના નેતા વિલ્સન તેને મલયેશિયા વિરુદ્ધ ટેકો આપશે કેમકે, સુકર્ણોએ અગાઉ સૂચવ્યા મુજબ, મલાયા, ઇન્ડોનેશિયા અને ફિલિપાઇન્સનુ Maphi-

ndo સમવાયતંત્ર રચવા અંગે વિલ્સને અગાઉ સહાનુભૂતિ દર્શાવેલી. પરંતુ, તેની આ ગણતરી ઊંધી વળી છે!

—વળી, અમેરિકા અને બ્રિટનની વચ્ચેના નીતિભેદનો લાભ લેવાનીય ગણત્રી સુકર્ણોની હશે. દા. ત. અમેરિકાનું મંતવ્ય એવું હતું કે Maphindoનું સમવાયતંત્ર રચાયું હોત તો ચીનને ખાળવાનું વધુ સરળ બન્યું હોત.

અને અમેરિકા, બ્રિટનની નાખુશી છતાં, ઇન્ડોનેશિયાને 'સહાય' આપતુ રહ્યું છે.

પરંતુ આ નીતિભેદનો લાભ મળવાની સુકર્ણોની ગણતરી ય જોન્સને જૂઠી પાડી છે!

અલબત્ત, આમ છતાં, 'બ્રિટીશ શાહીવાદ' અને 'પશ્ચિમી સામ્રાજ્યવાદ' સામે ઉહાપોહ જગાવવાનું એને માટે શક્ય છે જ.

**બ્રિટન એક લાખનું સૈન્ય અને જંગી હવાઈ નૌકા શસ્ત્ર એશિયામાં ઉતારે એ ઘટના જ ભારે ચોંકાવનારી બની જાય છે.**

આથી જ તો, મલયેશિયાને પોતાના શાહીવાદી થાણા તરીકે પકડી રાખીને એશિયામાં પોતાની ગુમાવેલી સ્થિતિ પાછી મેળવવાની બ્રિટનની મુરાદ છે એવી લાગણી સુકર્ણો અંશતઃ પેદા કરી પણ શક્યો છે—ખાસ કરીને આફ્રિકન દેશોમાં આવો ઉહાપોહ ઊભો થઈ શકશે એવી સુકર્ણોની ગણતરી સાવ મિથ્યા નથી.

૧૩-૧-૬૫] —ભોગીલાલ ગાંધી.

+

# ક્રુશ્ચોવનું પતન : સેના અને સત્તા વચ્ચેનો સંઘર્ષ!

ક્રુશ્ચોવને પદભ્રષ્ટ કર્યાને ૧૦૦ દિવસ થવા આવ્યા છે. રશિયાના અધિકૃત સમાચાર તો એ વખતે જ થોડીક લીટીઓમાં પ્રગટ થઈ, કશા જ ચમકાર વિના, ભુંસાઈ પણ ગયા હતા. એ સમાચાર એટલા જ હતા કે ક્રુશ્ચોવે વૃદ્ધત્વને કારણે રાજીખુશીથી રશિયાના વડાપ્રધાનપદેથી જ નહિ, પક્ષના મુખ્ય મંત્રીપદેથી (એટલે કે સર્વોચ્ચ નેતાના અનન્ય પદેથી) રાજીનામુ આપ્યું હતું.

પાછળથી, પડદા પાછળ રમાકરીના કેટલાક સમાચારો ઉપરથી અને ખુદ રશિયામાં જ 'પ્રાવદા' અને 'ઇઝવેસ્ટીઆ'માં (પક્ષ અને સરકારનાં અધિકૃત વર્તમાન પત્રોમાં) ક્રુશ્ચોવનાં નામોલ્લેખ વિનાનાં લખાણો ઉપરથી, તથા આંતરિક જે ફેરફારો થતા રહ્યા એ ઉપરથી કેટલીક અટકળો થવા લાગી જ હતી. એ ઉપરાંત કેટલાક વિદેશી વૃત્તવિવેચકો અને ક્રેમલિન-નિષ્ણાતોએ ભેગી કરેલી સામગ્રીઓ પણ તત્કાલ બહાર પડી હતી.

આ બધા ઉપરથી ક્રુશ્ચોવના પતન પાછળ 'ઘર'ની જે કેટલીક મુખ્ય ઘટનાઓ જવાબદાર ગણાઈ હતી તે, મોટે ભાગે 'પૂરતી' સમજીને, દુનિયાનાં અખબારોએ (અને અમેય) પ્રગટ પણ કરી હતી. દા. ત. (૧) ક્રુશ્ચોવે ખેતીવાડીનો જે પ્રચંડ પ્રયોગ કર્યો હતો તે તરંગી નીવડયો હતો. (૨) ક્રુશ્ચોવે પોતે સ્તાલિન સામે 'વ્યક્તિ પૂજા' અને 'વ્યક્તિગત નિર્ણયો'નો આક્ષેપ કર્યો હતો તેવું જ વર્તન તેણે, સત્તા પોતાના હાથમા ઠીકઠીક સ્થિર થતાં, કર્યું હતું. (૩) પડોશી સામ્યવાદી રાષ્ટ્રોમાં રશિયાઈ નીતિથી અસંતોષ જાગ્યો હતો અને વધ્યો હતો. (૪) બીજી મહાન સામ્યવાદી સત્તા-ચીન-સાથેના સંઘર્ષમાં ક્રુશ્ચોવ છેલ્લી હદે પહોંચી ગયો હતો; અને દુનિયાના ઘણા બધા સામ્યવાદી પક્ષો, રશિયાની મૂળભૂત નીતિમાં માનતા હોવા છતાં, તેને ઉત્સાહી આવકાર આપવા તૈયાર ન હોઈ, રશિયા પોતાની જ છાવણીમાં એકલું પડી રહ્યું હતું! (૫) અમેરિકા અને પશ્ચિમી રાષ્ટ્રો સાથેના

વ્યવહારમાં, 'સહઅસ્તિત્વ'ની અને 'દોસ્તી'ની દિશામાં ક્રુશ્ચોવ વધારે પડતો ઘસડાયો હતો

પાછળથી આપણને જાણવા મળે છે કે એક બીજો આન્તરિક સંઘર્ષ આ ઘટનામાં નિર્ણાયક બની ગયો હતો. બ્રિટનના 'ગાર્ડિયન' દૈનિકના ક્રેમલિન-નિષ્ણાત વિકટર ઝોર્ઝાએ એ જ દિવસોમાં અનુમાન તો કર્યું હતું, પરંતુ પાછળથી તેણે 'લાઇફ' જેવા પ્રતિષ્ઠિત અમેરિકી સામાયિકમાં ઘણી ઝીણવટથી નવા સંઘર્ષનું નિરૂપણ કર્યું છે

આ આંતરિક સંઘર્ષ હતો ક્રુશ્ચોવની શાંતિ અને સહઅસ્તિત્વની નીતિ અને સંરક્ષણ પ્રધાન માલિનોવસ્કીની નીતિ વચ્ચેનો.'

સંરક્ષણ પ્રધાન માલિનોવસ્કી અને લાલ સેનાના નેતાઓએ ક્રુશ્ચોવ સામે એવા આક્ષેપો કર્યા હતા કે ક્રુશ્ચોવ રશિયાના સંરક્ષણની બાબતમાં બેદરકાર બન્યો છે!

આ ગંભીર ઘર્ષણમાં, અંતે, માલિનોવસ્કી અને લાલ સેનાના અગ્રણીઓ વિજયી નીવડ્યા હોવાનું સ્પષ્ટ થાય છે

જો કે, આ સંઘર્ષ હજી પક્ષના નવા નેતાઓ (મુખ્ય મંત્રી બ્રેઝનેવ અને રાજ્યના વડાપ્રધાન કોસિજીન) વચ્ચે ચાલુ હોવાની પણ ધારણા વજૂદવાળી જણાય છે

સેના અને સત્તા વચ્ચેનો આ સંઘર્ષ, આમ તો, પાંચેક વર્ષથી શરૂ થઈ ગયો હતો ૧૯૬૦ના જાન્યુઆરીમાં એમાં ઉગ્રતા પણ પ્રવેશી હતી

ક્રુશ્ચોવની એવી માન્યતા હતી કે નવી અણુશક્તિને કારણે પેદા થયેલી પરિસ્થિતિમાં સોવિયેતના પરંપરાગત વિમાની તથા નૌકા સૈન્યનું બહુ મહત્વ રહ્યું નથી એમની જગાએ અણુશક્તિનો વિકાસ કરવો વધુ આવશ્યક છે દા. ત. નૌકાક્ષેત્રે સપાટી ઉપરના યુદ્ધજહાજો હવે અગાઉ જેટલા કારગત નથી, પાણી નીચેના અણુસબમરિનો વધુ ખપમાં આવશે વળી સૈન્યમાં ફોજની સંખ્યા મોટી હોવાની ય જરૂર નથી

આ માન્યતાને આધારે એણે ૧૯૫૫થી સંખ્યામાં કાપ કરવાનું ય શરૂ કરી દીધું હતું—બનકે ૧૭ લાખ જેટલો વધુ કાપ મૂકીને તેણે સોવિયેટ સેના અડધી બનાવી દીધી હતી

ક્રુશ્ચોવે તેની આ નીતિના અનુસંધાનમાં, અને પ્રજાના જીવન જરૂરિયાતોની વસ્તુઓ વહેલી તકે પૂરી કરવાની આતુરતામાં, તથા ખેતીના ક્ષેત્રે 'પ્રચંડ-ભવ્ય' યોજનાની ધૂનમાં જે નવું બજેટ ઘડ્યું તેમાં તેણે સંરક્ષણની રકમ પણ ઓછી કરી નાખી હતી; અને તેના ટીકાકારોને 'રાષ્ટ્રીય અર્થતંત્રમાં ભૌતિક સાધન-સંપત્તિનો ઉપયોગ વધુ બુદ્ધિપુરસ્સર કરવાની જરૂરિયાત' તે સમજાવતો રહ્યો હતો

'સ્તાલિનવાદના ભંગારખાનામાં પછી ક્રુશ્ચોવની આ રાષ્ટ્રિય-આંતરરાષ્ટ્રિય નીતિ ગમે તેટલી શાણી દેખાતી હોય, પરંતુ, અમેરિકાની અણુશક્તિ રશિયા કરતાં ઘણી બધી આગળ વધેલી હોવાની હકીકત જ તેના સાથીઓને વ્યગ્ર બનાવી રહી હતી અણુશક્તિની હોડમાં રશિયા અમેરિકાને ટપી જાય એવાં કોઈ ચિહ્ન હતાં નહિ, અને પરંપરાગત સૈન્ય તથા સૈન્યશક્તિ ઓછી કરવામાં તો તેમને નર્યો ભય જ દેખાયો!

**ક્રુશ્ચોવ આ ભયને હસી નાખતો હતો; અને ટૂંક સમયમાં ગુપ્ત (!) અને ભયંકર સંહારક વૈશ્વિક બ્રહ્માસ્ત્ર શોધી કાઢવાની ડંફાસ મારી લેતો હતો.**

અલબત્ત, પશ્ચિમના દેશો આથી ડઘાયા ન હતા કે ઘરના સાથીનેતાઓ ય આથી અંજાયા કે સંતોષાયા ન હતા અમેરિકાએ તો બીજી બાજુથી પરંપરાગત યુદ્ધ માટે જરૂરી તૈયારીઓમાં કચાશ રહેવા દીધી ન હતી

પરંતુ, ક્રુશ્ચોવ તો, સૈન્યમાં કાપકૂપ કર્યા પછી ય રશિયા પાસે અમેરિકા કરતાં બમણું સૈન્યની

ગણતરી ગણાવતો પોતાની ધૂનમાં મસ્ત હતો.

ક્રુશ્ચોવ તો જગતના ઇતિહાસમાં સદા કાળ માટે પોતાનું નામ એ રીતે અંકિત કરી જવાની ઝંખનામાં જીવતો હતો કે:

* 'તેણે માર્ક્સવાદને કેવળ 'ટકી જવા જેવો જ નહિ પણ સૌને ઇર્ષ્યા થાય એવો બનાવ્યો હતો; અને એમ કરવા માટે રશિયાને કલ્યાણ રાજ્ય બનાવવા તે ગરી ફિટ્યો હતો !'

પરંતુ, રશિયાના સાથીઓ તો 'કાલે ઊઠીને અમેરિકા આક્રમણ કરે તો?—તેની તૈયારીઓ સિવાય બીજા કશાને મહત્વ આપવા તૈયાર ન હતા.

અંતે, ૧૯૬૨ મા આ ભયમાંથી રસ્તો કાઢવા ક્રુશ્ચોવે નવો કીમિયો અજમાવ્યો. અમેરિકાની છાતી સામે જ ક્યૂબામાં, અણુશસ્ત્રોનો છૂપો ભંડાર ભંડારી રાખીને અમેરિકાના આકસ્મિક આક્રમણ સામે 'સલામતીનો ગઢ' લીધો અને ઘરના ટીકાકારોને હવે બેફીકર રહેવા સૂચવ્યું પરંતુ એમાં તો એ ઊલટો ફસાયો. કાવતરું પકડાઈ ગયું; મૂંડી નીચી કરીને શસ્ત્રો ખસેડી લેવા પડ્યાં!

આ પછી ક્રુશ્ચોવની પકડ ઢીલી પડી જણાય છે.

જોખમ વરતી જઇને ક્રુશ્ચોવે નવો દાવ ખેલ્યો—'મુક્ત' નીતિનો દેખાડો કર્યો.

—૧૯૬૨ના અંતમાં તેણે રશિયાની અંદર લેખકો અને કલાકારોની બાબતમાં ઘણી બધી છૂટછાટોની નીતિ અખત્યાર કરી હતી (તે એટલી હદે કે સ્તાલિન યુગની 'શ્રમછાવણી'ની એક નવલકથા—લેખકની આપવીતી જેવી—પ્રગટ કરવામા ય તેણે ઉત્સાહ બતાવ્યો હતો!) આ નીતિ એકાએક બદલાઈ ગઈ.

**તે જ રીતે**, ૧૯૬૩ના જાન્યુઆરીમા ક્રુશ્ચોવે અણુશસ્ત્ર-પ્રયોગબંધી અંગે જે વાટાઘાટો ન્યુયોર્ક ખાતે શરૂ કરી હતી તેમા એકાએક પાઘડી ફેરવી લીધી.

**તથા** ૧૯૬૩ના ફેબ્રુઆરીમાં, ખેતી, ઘરકામ જીવનની જરૂરિયાતો વગેરે ઉપરના ઝોકવાળી તેની અગાઉની ગૃહનીતિ એકાએક અદૃશ્ય થઈ ગઈ; અને શસ્ત્રો તથા ફોજ પાછળ પ્રચંડ નાણાં ખર્ચવાની દલીલ તેણે જ શરૂ કરી દીધી.

**એટલું જ નહિ**, ચીન સાથેના વિખવાદમાંય તેણે સબૂરીની નીતિ ધારણ કરી; અને યુગોસ્લાવીઆ સાથેની ઉષ્માભરી નીતિમાં ઠંડક આણી. અરે, સ્તાલિનના અમલ દરમિયાન પોતે જે 'ગુલામગીરી' બજાવી હતી તેનો ય બચાવ કરીને તેણે પોતે જ પોતાની 'સ્તાલિન-નિંદાની નીતિ' ઉપર ઘા કર્યો!

આ બધા છતાં, સાથીઓને સંતોષી ન શક્યો; અને ૧૯૬૩ના માર્ચમા હતાશ બની ક્રિમ્લિનની બેઠકમા કરગર્યો:

**"હું ૬૯ વરસનો બુઢ્ઢો થઇ ગયો છું. આજે હું પક્ષમાં અને રાજ્યમાં જે સ્થાન પર છું એ સ્થાન પર લાંબા વર્ષો સુધી રહી શકીશ એવું તો કોઈ જ નહિ માનતું હોય......"**

પરંતુ, સત્તા સરકી જતી જોઇ ગરીબડો બનેલો ક્રુશ્ચોવ, ટૂંકા ગાળામાં જ, વાઘ જેવો બની ફરી આખો કાદંતો થઈ ગયો! ક્રુશ્ચોવનો કાતિલ હરીફ ફ્રોલ આર કોઝલોવ* હૃદય રોગથી પટકાઇને હોસ્પિટલમા ખસેડાયો—ક્રુશ્ચોવને જાન બચી ગયાનો આનંદ થયો!

(એક કોઝલોવ મરણ પથારીએ પડ્યો ને ક્રુશ્ચોવના વિરોધીઓ ખેરવિખેર થઈ ગયા—આ ઘટના સ્તાલિનના જમાનાની જ યાદ નથી આપતી?)

થોડા જ દિવસો બાદ, સોવિયેતનો સંરક્ષણ પ્રધાન માર્શલ માલિનોવ્સ્કી 'નૌકા દિન'ની ઉજવણી નિમિત્ત એકાએક રંગભૂમિ પર ધસી આવ્યો! એણે રશિયાના સંરક્ષણનું મહત્ત્વ યાદ કરાવ્યું; અને એ દિવસથી લાલ સેનાના મુખપત્ર Red Starમાં, અલબત્ત ક્રુશ્ચોવના નામનો ઉલ્લેખ કર્યા વિના, તેની નીતિની ટીકા આરંભાઇ ગઈ; 'રશિયા ઉપર ઝઝૂમતા શાહીવાદી ભય' સામે સજ્જ બનવાનું રટણ રટાવા માંડ્યું. થોડા જ વખતમા તો પક્ષનું દૈનિક 'પ્રાવદા' અને સેનાનું મુખપત્ર 'રેડસ્ટાર' સામસામાં મોરચે ગોઠવાયાં હોય એવું ય જણાયું!

*તાજેતરમાં કોઝલોવનું અવસાન થયું છે. ક્રુશ્ચોવની ગાદી ગયા પછી

(દા. ત. એક હેવાલ કે નિવેદન એક પત્રમાં ખાસ ગણકારવામાં આવે ને બીજું પત્ર એને લગભગ દબાવી દે; એક પત્ર અમુક હેવાલ હોંશે હોંશે છાપે ત્યારે બીજા પત્રમાં એના પર 'ટાપસી' નાખી દેવાનુંય ખાનગી સૂચન (આજ્ઞા?) હોય જ; અથવા મૂળનું 'પાઠાંતર' કરીને બગડતું જ છાપવાનું ઉચિત ગણાયું હોય!) આ પછી તો ઘર્ષણ ઘણું બધું વધી ગયું.

જુલાઈની ૨૫મીએ ક્રુશ્ચોવે અણુશસ્ત્ર પ્રયોગ-બંધીના ખરડા પર સહી કરી એ ય ફોજી જૂથને પસંદ ન પડ્યું. છેક ઑગસ્ટની ૫મીએ 'રેડ સ્ટારે' એની 'આવકાર' નોંધ લખી—તે દરમ્યાન 'પ્રાવદા'-માં ઉપરાઉપરી ૩ લેખો દ્વારા તેની વાહવાહ ગવાઈ ચૂકી હતી.

આ પછી, આ કરારને બહાલી આપવા સુપ્રિમ સોવિયેટની રાષ્ટ્રીય અર્થતંત્રની નવી સર્વોચ્ચ સમિતિની બેઠક મળી: અને ૨૦ વરસ સુધી રશિયાના શસ્ત્રઉદ્યોગના માંધાતા મનાયેલા દિમિત્રિ ઉસ્તીનોવને દસ્તક અર્થતંત્રનો બધો કારભાર સોંપી દીધો. એટલે કે શસ્ત્રસરંજામનાં ઉત્પાદનને અનુરૂપ ભારે ઉદ્યોગોનો રાહ મોકળો કર્યો.

આમ છતાં, સાથી સત્તાધારીઓને સંતોષી ન જ શક્યો. સર્વોચ્ચ સમિતિ (પ્રિઝિડિયમ) મળી ત્યારે માલિનોવ્સ્કીએ વિરોધની આગેવાની લેવામાં મૌન સેવ્યું. અલબત્ત, આ મૌન 'સલામતી' પૂરતું જ હશે? 'રેડસ્ટાર'માં તો ચર્ચા ચાલુ જ રહી.

*આમ છતાં, ૧૯૬૩ના ડિસેમ્બર સુધીમાં તો, એવું જણાય છે કે, ક્રુશ્ચોવ જંગ જીતી ગયો હતો. એણે ફોજની સંખ્યામાં ફરી કાપ મૂકવાની નવી જાહેરાત કરી, અને મિલિટરી-બજેટ નાનું કરી નાખ્યું!

અલબત્ત, આ બધા સમય દરમિયાન ક્રુશ્ચોવે 'ગુપ્ત અને ભયંકર શસ્ત્રાસ્ત્ર'ની તૈયારીઓની જાહેરાતો કર્યા જ કરી હતી. સાથોસાથ, તેણે વધુ ટેન્કો પેદા કરવાની ફોજી જૂથની માગણીની લગભગ ઠેકડી ઉડાવતું ભાષણ પણ કરી નાંખ્યું!

આ પછી ક્રુશ્ચોવ અને ફોજી માર્શલો વચ્ચેની લડાઈ ભારે ખેંધી બની ગઈ.

+

**ક્રુશ્ચોવને તો, ૧૯૬૪ના આરંભ સુધી પોતાને અંતિમ વિજય મળી ચૂક્યાની નિરાંત હતી!**

એ દિવસોમાં જ તેણે પક્ષની સર્વોચ્ચ સમિતિ (પ્રિઝિડિયમ) અને પ્રધાન મંડળ (કેબીનેટ)ની સહિયારી બેઠક બોલાવીને પોતાનું ધાર્યું પાર પાડ્યું. ફોજી શસ્ત્રો માટેના ભારે ઉદ્યોગોનું મહત્ત્વ ઘટાડીને જીવન જરૂરિયાતની વસ્તુઓના ઉદ્યોગોને આગળ ધર્યા, અને આવતાં ૧૦ વર્ષ સુધી આ નીતિ અમલી બનવાની હોય તે રીતે નાણાંની ફાળવણી કરવાની યોજના પણ ઘડી કાઢી.

ક્રુશ્ચોવના વિરોધી-માથાદારો સમજી ગયા કે નિર્ણાયક ઘા કરવાની ઘડી આવી ચૂકી છે, અને ખૂબીની વાત તો એ છે કે, ક્રુશ્ચોવ એની ઉપરની નીતિને સીલ મારી, લહેર કરવા કાળા સમુદ્ર પર પહોંચી ગયો કે તરત મોસ્કોમાં એણે કલ્પેલું નહિ એવું એનું ભાવિ ઘડાઈ ચૂક્યું!

સેંટ્રલ કમિટીએ તેની ગેરહાજરીમાં તેની બરતરફીનો ઠરાવ ઘડી કાઢ્યો. તે પાછો આવ્યો ત્યારે તેના પર તેણે સહી કરવાની જ બાકી હતી!

—ભોગીલાલ ગાંધી

(૨૫-૧-૬૫)

# નવા પ્રગટતા સાહિત્યનો મિતાક્ષરી પરિચય

## નવજીવન પ્રકાશન મંદિર –અમદાવાદ

### સર્વોદય સમાજનાં લક્ષણો

લે. ઝવેરભાઈ પટેલ

રૂ. ૧=૨૫

ગાંધી વિચારને અપનાવી ચૂકેલા, અને સ્વતંત્ર રીતે એનું ચિંતન કરીને ભારતના નવોત્થાનમાં તેનું માર્ગદર્શન કરાવવામાં સદૈવ પુરુષાર્થ કરનારાઓમાં શ્રી. ઝવેરભાઈનું સ્થાન છે જ. આજ પૂર્વે તેમણે 'આવતી કાલની ગ્રામસંસ્કૃતિ દ્વારા એક ચિત્ર તો આલેખ્યું હતું જ. આ પુસ્તિકામાં 'સર્વોદય આંદોલનના બે પ્રગતિકાળ'— નામનો તેમનો પ્રવેશ –લેખ (જુઓ ગયા અંકમાં), તથા સર્વોદય સમાજનું સ્વરૂપ, તેનું સંગઠન, અને આયોજનના પ્રકરણો લેખકનું તલસ્પર્શી અને મૌલિક ચિંતન પ્રગટ કરે છે. શ્રી. કાકા સાહેબ કાલેલકરે આમુખદ્વારા આ પુસ્તિકાની અને આ લેખકની વિશિષ્ટતા તરફ સૌનું ધ્યાન ખેંચ્યું જ છે.

### દિલ્હીમાં ગાંધીજી (ભાગ પહેલો)

લે. મનુબેન ગાંધી

ગાંધીજીના આખરી વરસોમા તેમનો પડછાયો બની સદૈવ સાથે રહેનાર કુ. મનુબેને ૧૯૪૭ના સપ્ટેમ્બરથી નવેમ્બર દરમ્યાનના ૮૩ દિવસની જે વાસરી–નોંધ રાખેલી તે અહીં પ્રગટ થઈ છે. આ દિવસો આખા દેશ માટે કટોકટીના હતા, અને ગાંધીજી માટે અપાર વ્યથા અને આત્મ વલોપાતના હતા. આ પુસ્તકની પ્રસ્તાવનામા શ્રી. મોરારજીભાઈ દેસાઈ જણાવે છે તેમ એક અતિ દુષ્કર કાર્ય લેખિકાએ અસાધારણ નિષ્ઠાથી પાર પાડયું છે.



## બાલગોવિંદ કુબેરદાસની કું. અમદાવાદ

### લોકશિક્ષણના પ્રયોગ:

લે. શ્રમરામ

(પરીક્ષિતરાય મો. ત્રિવેદી)

રૂ. ૧–૦૦

કઠલાલની હાઈસ્કૂલના એક શિક્ષકે આપણા સમાજની પછાડાયેલી વાઘરી કોમેનો સંપર્ક સાધી જે અનુભવ–પ્રાપ્તિ કરી તેનો નિચોડ આ પુસ્તિકામાં રજૂ કર્યો છે. લોકસેવક શ્રી. બબલભાઈની પ્રેરણા આ લેખકને સતત મળ્યા કરી છે, અને બબલભાઈએ પણ ટૂંકી પ્રસ્તાવનદ્વારા એમની પ્રવૃત્તિને બિરદાવી છે.

### સ્મરણશક્તિ

લે. સંતબાલ

રૂ. ૧–૦૦

આ પુસ્તિકાની આ ૪થી આવૃત્તિ છે. કલ્પના દ્વારા સ્મરણશક્તિ વધારવાના, શતાવધાની દિશાના પોતાના પ્રયોગો પાછળનું રહસ્ય અહીં આપવામાં આવ્યુ છે.

### ચીનના હાકેમ

લે. હરિન શાહ

રૂ. ૧–૦૦

જાણીતા પત્રકાર શ્રી. હરિનભાઈ ચીનમાં રહીને ચીનની પિછાન પામ્યા હતા. ઉપરાંત તેનો અભ્યાસ પણ કર્યો છે. આ પુસ્તિકામાં માઓ, લ્યુશાઓ–ચી, આ ઓ એન–લાઈ, માર્શલ ચેન તથા માર્શલ ચુ–તેહ જેવા સામ્યવાદી ચીનના પહેલી હરોળના હાકેમોના પરિચયો આપવામાં આવ્યા છે. આજના ચીનને ઓળખવામાં આ પુસ્તિકા ઘણી ઉપયોગી થશે.

# ૬૨

# વિશ્વમાનવ [દ્વૈમાસિક]

સંપાદક : ભોગીલાલ ગાંધી * સાહિત્ય વિભાગ : અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ
સહાયક : સુભદ્રા ગાંધી * સંચાલક : દશરથ ગાંધી
પ્રકાશક : ભોગીલાલ ગાંધી, વિશ્વમાનવ, રામજીમંદિર પોળ : સરકારી છાપખાના સામે—વડોદરા (ફોન ૪૯૫૦)
મુદ્રક : રમણભાઈ ભાઈલાલભાઈ પટેલ, ગંગા મુદ્રણાલય, વલ્લભવિદ્યાનગર.

પહેલું પાનું



કવિતા



વૃત્ત વિમર્શ



હમ બેચૈન હૈં



વાર્તા

## લેખો



## આલોચન



## અહીંયાં ને ત્યાં



## સાંસ્કૃતિક પ્રવાહ



## પ્રવૃત્તિ ને પડઘા



## દેશવિદેશ



## નવું વાંચન



સાહિત્ય વિભાગના લખાણો નીચેને સરનામે મોકલવાં

અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ
મિસ્ત્રી બિલ્ડિંગ
બંદર રોડ
બીલીમોરા

# શ્રેષ્ઠ સાધના | જે. કૃષ્ણમૂર્તિ

તમે માનો છો કે ઇશ્વરને શોધવા માટે તમારે શરીરને અને મનને કાબૂમાં રાખવાં જોઈએ તથા દરેક પ્રકારની ઇચ્છાનો નાશ થવો જોઇએ. તમે જેને પવિત્ર લેખો છો એના પ્રતિ તમે માન્યતાઓથી ભરેલા તથા વહેમ અને ભયથી અપવિત્ર થયેલા મન સહિત જાઓ છો. તમે સંકેતને ભજો છો પણ સત્ય શું છે એ શોધતા નથી, જેથી સંકેત અતિ મહત્ત્વનો થઇ પડે છે. તમે પ્રાર્થના કરો છો પણ તમારી પ્રાર્થનામાં તમે પ્રભુ પાસે તમારે માટે, અથવા તમારા કુટુંબ માટે કાંઈ માગી રહ્યા છો એટલે તમારી પ્રાર્થના 'યાચના' છે અને એ એક બજારુ બાબત બને છે. તમે ભિક્ષા માગો તો તમારું ભિક્ષાપાત્ર ભરાય, તમે રેફ્રિજરેટર માગો તો એ તમને મળે, પ્રાર્થનામાં જો તમે શાંતિ માગો તો તમે જેને શાંતિ કહો છો એવી શાંતિ તમને મળે પણ (વાસ્તવમાં) એ શાંતિ નથી.

આ રીતે તમે ધર્મને આશ્રયસ્થાન, છટકબારી અને અર્થહીન બાબત બનાવી મૂકયો છે. શરીરનું સતત નિયમન કરીને તથા હરેક પ્રકારની ઇચ્છાનું સતત નિયમન કરીને, તથા હરેક પ્રકારની ઇચ્છાનું દમન કરીને, તમે પરમ સત્યને શોધી રહ્યા છો. જીર્ણ થયેલા, નિરાશ થયેલા નાસીપાસ થયેલા મન વડે તથા શુષ્ક, ભયભીત અને કંગાલ હૃદય વડે, તમે જેને પ્રભુ કહો છો એના પ્રતિ જાઓ છો. તમે શું એમ માનો છો કે જે માણસ અનેક શબ્દોનું ઉચ્ચારણ કરે છે, જે સવારથી સાંજ ગીતાનું પારાયણ કરે છે, અને જે સંન્યાસીનાં વસ્ત્રો ધારણ કરે છે અને સર્વનો ત્યાગ કરે છે એ માણસ પરમ સત્યને પિછાની શકશે? સાચી વાત એ છે કે પરમ સત્યને પિછાનવા ભરપૂર હૃદય લઇને, વિકસિત સચેતના સહિત અને અનુભવસમૃધ્ધ નહિ પણ સ્પષ્ટ સમજ હોય એવા અને સાચા પ્રેમના પરિમલથી ભરેલા મન સહિત નીકળવું જોઇએ.

તમે અત્યારે જેને ધર્મ કહો છો એ ધર્મ નથી. ગ્રંથમાં, મંત્રમાં, મંદિરમાં કે કરરચિત મૂર્તિમાં ધર્મ રહેલો નથી. ધર્મ કોઈ નિરાળી બાબત છે. ધર્મ શું છે એ જાણવા માટે મન અસાધારણ રીતે ભરપૂર હોવું જોઇએ એટલે કે તદ્દન ખાલી હોવું જોઇએ. આ પરિસ્થિતિમાં જ પરાકૃતિનો આવિર્ભાવ થાય. તમને જે કહેવામાં આવ્યું છે એનાથી આ તદ્દન ઊલટી બાબત છે અને એટલા માટે જ આ બાબત સમજવી તમારે માટે મુશ્કેલ થઈ પડે છે.

સૈકાંઓથી તમને એમ કહેવામાં આવ્યું છે કે તમારે ઇચ્છારહિત થવું જોઇએ અને કોઇ પણ બાબત માટેની ઇચ્છા નિર્મૂળ કરવી જોઇએ. જ્યારે હું કહી રહ્યો છું કે ઇચ્છાનું દમન કરવાની જરૂર નથી, સંયત કરવાની કે નિર્મૂળ કરવાની જરૂર નથી, પણ ઇચ્છાને સમજવાની જરૂર છે. પ્રમાદસૂચક ઇચ્છાની સૂક્ષ્મ બાબતોને, એના સઘળા વેગને સમજવા માટે નિરીક્ષણ થવું જોઈએ અને જાગ્રત તેમ જ અજાગ્રત મનના ઊંડાણમાં પ્રવેશ કરી શકે એવું અસાધારણ રીતે સચેત અને શક્તિશાળી મન સાકાર–positive મન છે. એની પાસે જ્ઞાન અને અનુભવો ભરેલા છે તથા હરેક બાબતનો એ પોતાના સ્વાર્થની દૃષ્ટિએ અર્થ કરે છે. પણ અજાગ્રત મન negative મન છે. positive રીતે એને સમજાય નહિ. જ્યારે જાગ્રત મન શાંત વિક્ષેપ વિનાનું હોય ત્યારે જ અજાગ્રત મનનાં સૂચનો ગ્રહણ કરી શકે છે. સ્વપ્ન પણ આવાં જ સૂચનો છે.

સ્વીકાર કે અસ્વીકાર કરવાથી સ્પષ્ટતા આવતી નથી પણ સમજની આ આખી ક્રિયા સ્પષ્ટતા આણે છે. શ્રવણ કરતી વેળા જો તમે તમારામાં ઊંડા ઊતરો, તમારા મનનું નિરીક્ષણ કરો,

તો એવા શ્રવણથી સ્પષ્ટ સમજ પ્રગટે છે. જે મન પોતાને સમજે છે અને સ્પષ્ટ છે તે ઇચ્છાને સમજી શકે; પણ જે મન પ્રમાદી છે અને તેથી જે ઇચ્છાનું દમન કરે છે, ઇચ્છાને સંયત કરે છે, ઇચ્છાને વળ દે છે, તે મન હમેશાં દ્વંદ્વમાં જ જીવે છે. ઇચ્છા જ્યારે એને સંયમમાં રાખવા કે એને વળ દેવા, કોશિષ કરવામાં આવે ત્યારે એ ઇચ્છા પ્રતિક્રિયારૂપે ફાટી નીકળે છે અને એથી આપણે દ્વંદ્વમાં જીવીએ છીએ.

શ્રવણ કરતી વેળા જો તમે સાવધ હો તમારું નિરીક્ષણ કરતા હો, તો ઇચ્છા પોતાનાથી વિરોધી ઇચ્છા કેવી રીતે ઉત્પન્ન કરે છે એ તમને જણાશે. આ રીતે મનમાં વિરોધ ઊભો થાય છે અને વિરોધની એ સ્થિતિમાંથી તમે ઇશ્વરને શોધો છો, તમારા સંતો અને મૂર્તિઓ ઊભાં કરી તમે ઇચ્છાનો વિરોધ કર્યા વિના તમારા ચિત્તનાં ઊંડાણમાં ઊતરો, તમારી ઈર્ષા, જાતિયવાસના મહત્વાકાંક્ષા, લોભવૃત્તિ અને એવી જ બીજી વૃત્તિઓને સમજો; એ સઘળાંનો સ્વીકાર કે અસ્વીકાર કર્યા વિના જો તમે એ વૃત્તિઓનું નિરીક્ષણ કરો, એમને સારી નરસી ન કહો તો અને એ negative દૃષ્ટિએ પ્રયત્ન કરો તો, તમને પ્રત્યક્ષ સમજ થાય. જો આમ કરો તો તમને જણાશે કે તમે જે ભગવાનને શોધો છો તેના કરતાં તદ્દન જુદો જ ભગવાન છે દુઃખી અને ભયગ્રસ્ત મન જ પ્રભુને શોધે છે. મન એમ માને છે કે મેં દુનિયાનો ત્યાગ કર્યો, પણ જો એ ઇચ્છાઓથી ધીખતું હોય તો એનો ત્યાગ અહંવૃધ્ધિનો જ પ્રકાર છે. પોતે માની લીધેલા ઇશ્વરની માન્યતા એનું સ્થાપિત હિત બને છે. પણ જો અહંની આખી ક્રિયા તમે સમજવા માંડો—એની ઇચ્છાઓ, એની મહત્વાકાંક્ષા, એના સૂક્ષ્મ વેગ સમજવા માંડો તો તમને સમજાશે કે માન્યતા પરમ સત્ય માટે વિઘ્નકર્તા છે કારણ કે માન્યતા પ્રમાણ ઉત્પન્ન કરે છે અને પ્રમાણથી બંધાયેલું મન સત્યને કદી સમજી શકશે નહિ.

માટે ધર્મને દેવળ કે મંદિર સાથે કશો સંબંધ નથી; એને કોઈ સ્વમત—dogma નથી, કોઇ માન્યતા નથી, કોઇ પરિશીલન નથી. ધાર્મિક માણસ નિરંતર પોતાને સમજી રહ્યો છે. રાજકારણી જો કે પોતે ધાર્મિક છે એમ છતાં એ ધાર્મિક નથી કેમકે એને કોઈ ચોક્કસ પરિણામ સાધ્ય કરવું છે અને એ પરિણામમાં એનું સ્થાપિત હિત સમાયેલું છે. જે મન negative અવસ્થા અનુભવે છે એ મન જ પરમ સત્યને પિછાની શકશે કારણ કે એનું મન જ અસત્યને સત્યરૂપે નિહાળવા શક્તિમાન છે.

સત્યને સમજવા માટે જેવી રીતે મન સચેત, કોઈ પણ પક્ષને વરેલું ન હોય એવું, હોવું જોઇએ. એવી જ રીતે સૌન્દર્યને સમજવા માટે એ સચેત અને સંગ્રાહક હોવું જોઈએ. આપણી પ્રથા, કેળવણી તથા સંસ્કૃતિ મુજબ આપણે કહીએ છીએ કે આ સુંદર છે, આ વિરામ છે. પણ જેમ પ્રેમમાં કોઈ વિરોધી ભાવ હોતો નથી એમ સૌન્દર્યમાં પણ કોઈ વિરોધી ભાવ હોતો નથી. જે મન આ પ્રકારે સચેત છે અને કદરૂપી બાબત પ્રત્યે પણ સચેત છે, તે કોઈ મુકાબલો કરતું નથી. જ્યારે તમે એકાએક કોઇ સૂર્યાસ્ત જોયો હોય કે પૂરબહારમાં ખીલી રહેલું કોઇ વૃક્ષ આકાશ સામે નિહાળ્યું હોય ત્યારે તમારામાં કેવી લાગણી પેદા થઇ છે, તમારો એ પ્રત્યેનો પ્રત્યાઘાત કેવો છે એની તમને ખબર છે? ખરેખર, એ પળ એ સુંદર છે કે બેડોળ છે એ તમે જોતા નથી પણ એવી વખતે જેમાં 'હું'પણાનું ભાન ન હોય એવો પ્રત્યાઘાત હોય છે. એનો અર્થ એ છે કે મનનું એ વખતે વિલોપન થયેલું હોય છે.

—આવી સંપૂર્ણ વિલોપન અવસ્થા જ શ્રેષ્ઠ સાધના છે.

## બારીમાંથી લીમડો | ઉશનસ્

આ લીમડાનાં તે કંઈ પાન છે?
મારી દીવાનખાનાની સામેની બારીની ફ્રેમમાં
લંબચોરસ આકાશનો એક ટુકડો
આબાદ મઢાઈ ગયો છે:
ઉપર અર્ધોઅર્ધ શુદ્ધ નીલો,
નીચે અર્ધોઅર્ધ શુદ્ધ લીલો;
આ લીલો રંગ તે કહે છે કે, લીમડાનાં પાન છે,
હું ઊભો થઈને ડોકિયું કરું તો જોઈ શકું;
પણ અહીં બેઠાં બેઠાં જ જોવાની મઝા છે,
એક મઝા એ છે કે મારા આ લીમડાને થડ કે શાખાઓ જ નથી.
માત્ર લીલાંલીલાં – લીલાકંચ – છાટણાં છે
લીમડો બનાવનાર પરમાત્મા ખરેખર
એક બાળક દેવતા લાગે છે,
એક વૃક્ષની રચના કરતી વેળાની બ્રહ્માની ગંભીરતા એનામાં નથી.
એણે તો એક બેદરકાર બાળચિત્ર જ દોર્યું છે;
નહિ તો લીલારંગમાં કૂચડો બોળી
માત્ર આકાશના કેન્વાસમાં આવાં છૂંદણા જ છાપ્યાં હોત?
આ લીમડો એક 'વૃક્ષ' નામની કોઈ વસ્તુ નથી જ,
એક ચિત્ર માત્ર છે.
ચિત્રકાર–દેવતાની માત્ર લીલા – રંગતરંગ લીલા,
સાચે જ, આ કોઈ નવરા ને તોફાની દેવતાની છોકરવાદી છે,
નહિ તો આવી આકૃતિ નીપજે નહિ.
એક આખું કેળનું પાંદડું લઈ, બેવડું ત્રેવડું કરી
એણે બરાબર કાતર ચલાવી છે:
પાંદડે પાંદડે જે આ કાકર કાતરી કાઢી છે
તે ગંભીર દેવતાવડે શક્ય જ નથી.
એ નર્યું રમતિયાળપણું માગે છે.
એથી એક ભારે રમૂજ થઈ છે:
એક હાથસાળ ઊભી થઈ ગઈ છે:
પવનનું રૂ એનાથી સરસ પીંજાઈને બહાર નીકળે છે!
આ બારીથી જે પવન દીવાનખાનાની અંદર આવે છે
તે આ કાકરથી પીંજાયેલો, ઠળિયા વિનાનો શુદ્ધ પવન છે

કોઈ એનો વસ્ત્ર જેવો ઉપયોગ કરી શકે.
કોઇ એનાથી કદ્રૂપું, તૂરું
પેલીપારનું વસ્ત્રચાળ
શુદ્ધ નીલાકાશ
મોજથી ગટગટાવી શકે.

## કર્મણી પ્રયોગ | રસિક પંડ્યા

તડાક દઇને ટાવરનુ ઘડિયાળ તૂટી ગયું.
ઉજાગે ચંદ્રમા તીરાડને મોઢે ટાળે વળ્યા.
ધસી જતી સૂર્યસેના ફિરનામા જ કેદ રહેવી જોઇએ.
કોણ બોલ્યુ હશે?
જીવનની ગતિશીલતા મળે તે અનિવાર્ય હતું
અને તેથી પણ વધુ અનિવાર્ય હતું
ટાવરના ઘડિયાળને પોતાને માટે તૂટવાનું.
લોલકને પણ કંઈ સ્થિરતા મળે!
ઘાણીના બળદને આરામ.
પાકું ઇંડું તૂટયાનો તે શોક શો?
તેણે તૂટવું જ રહ્યું
કર્તૃત્વ કોઇનુ ય નહિ.
ઇશ્વરનું અવસાન
કર્મણી પ્રયોગ.

## માતૃભાષામાં વહીવટ

સ્વરાજ્યમાં વહીવટી ક્ષેત્રે માતૃભાષાના સ્થાન વિષે કશો સંદેહ ન હોવા છતાં, આ ચાર વર્ષ સુધી ગુજરાતીને વહીવટી ભાષાનું સહજ સ્થાન આપવામાં ગુજરાત રાજ્યે શા માટે બેદરકારી બતાવી, તેનો કશો ખુલાસો આપ્યા વિના જ, હવેથી—તા. ૧લી મેથી—રાજ્યનો વહીવટ ગુજરાતીમાં કરવાનો રાજ્ય સરકારે નિર્ણય કર્યો છે તે, મોડો મોડોય, લોકસ્વરાજ્યની દિશાનો સાચો નિર્ણય છે એ વિષે શંકા નથી; અને એ માટે રાજ્ય સરકાર ધન્યવાદને પાત્ર છે. પરંતુ આજ સુધીની આ બાબતની શિથિલતા ફરી વાર નહિ જ દુહરાય એની પાકી ખાત્રી સરકારે પ્રજાને કરાવવી રહે જ છે. કેમકે, અમે જાણીએ છીએ ત્યાં સુધી, અગાઉ પણ ડૉ. જીવરાજ મહેતાના કારભાર દરમ્યાન માતૃભાષામા કામકાજ કરવાના હુકમો ખાતાંઓને અપાયા હતા; છતાં, ધીમેધીમે એ બધાને ઘોળીને પી જવાયા હતા! નોકરશાહીને નવી રસમોનો અણગમો હોવાનો; તેમાં ય વળી ગુજરાતી હોવા છતાં ગુજરાતી ભાષાથી અલ્પજ્ઞ અધિકારીઓનો, નિષ્ઠાપૂર્વક નવો શ્રમ કરવાનો, રસ—ઉત્સાહ પણ ઓછો હોવાનો; અને બિન-ગુજરાતી વહીવટદારો માટે તો ખરેખરી મુશ્કેલી રહેવાની જ. એટલે જો મેની ૧લી પછી પૂરતી જાગ્રતિ અને તકેદારી નહિ રાખવામાં આવે તો નામનો જ વહીવટ ગુજરાતી રહેવાનો—ખરેખરો નહિ.

અમે તો અગાઉ સૂચવ્યું જ હતું કે સ્વરાજ્ય સરકારનો આંતરિક વહીવટ પ્રજાની ભાષામાં કરવાના સિદ્ધાન્ત અંગેની શિથિલતા અક્ષમ્ય છે; અને એનો પહેલ-પ્રથમ અમલ કરાવવાના મુદ્દા પર તૂટી પડવાને બદલે, બીજી જ—પાંચમા આંકમાની—બિન જરૂરી, બિનસૈદ્ધાંતિક તકરારો પર અડી જઈને, ન કરવાનું કરીને અને કરવાનું નહિ કરીને, કેળવણીકારોએ પ્રજાને અન્યાય કર્યો છે અને સરકારે પ્રજાને છંછેડી છે. ખેર...

ગુજરાત સરકારનો આ બાબતનો નિર્ણય પાર પડતા શિક્ષણના માધ્યમ તરીકેનું અને સ્થાનિક વહીવટી ભાષા તરીકેનું માતૃભાષાનું આગવું સ્થાન નિશ્ચિત થઈ જશે, એ ઓછા આનંદની વાત નથી.

અલબત્ત, એકબે બીજી વાતોનો ખુલાસો થવો જ રહે છે: સ્થાનિક વહીવટમાં માતૃભાષાનો આગ્રહ અને આદર્શ એ હેતુ માટે છે કે પ્રજાને પોતાને લાગેવળગે છે તે તમામ બાબતોમાં તે હિસ્સો લેવા શક્તિમાન બને: એનો અર્થ એ પણ ખરો જ કે પ્રજા આ અધિકાર ભોગવી શકે એવી ભાષામાં અને એવી પધ્ધતિએ આખો વહીવટ (ન્યાય સહિત) નવે સરથી ગોઠવવાની જવાબદારી સરકારની રહે જ છે.

બીજી વાત એ કે, 'દરેક કક્ષાએ' ગુજરાતીનો આગ્રહ રાખવાનો હોય તો એનો અર્થ—સ્ફોટ થવો રહે છે. જ્યાં પ્રજાને સીધી લેવાદેવા ન હોય એવા આંતરિક વહીવટી તુમારોમાં હિંદી-અંગ્રેજીનો ઉપયોગ સદંતર બંધ કરવાનો આગ્રહ જરૂરી રહેતો નથી. 'સર્વત્ર ગુજરાતી જ એકમાત્ર'—એવો કોઈ સિધ્ધાંત હોઇ ન શકે. એથી લોકશાહીને લાભ નથી; બીજી ભાષા દ્વારા મળતો લાભ ગુમાવવાની જરૂર પણ નથી...

તા. ૧૫-૪-૧૯૬૫ ] ભો. ગાંધી

## સ્વ. ધૂમકેતુ

ગુજરાતી સાહિત્યમાં ધૂમકેતુના પ્રવેશે એમના ઉપનામને સાર્થક કરી બતાવ્યું હતું. ટૂંકીવાર્તાના ક્ષેત્રે એમનો પ્રવેશ એક ઘટનારૂપ—an event—

બની રહી અને એમણે જ્યારે વિદાય લીધી ત્યારે તો એ ક્ષેત્ર ભિન્નભિન્ન ફલમોથી કેવું તો ભર્યુંભર્યું બની રહેલું એમણે જોયું! ધૂમકેતુએ નવલકથા, જીવનકથા, આત્મકથા, નાટક, લલિત અને લલિતેતર નિબંધ, ભાવાનુવાદ વગેરે અનેક ક્ષેત્રો ખેડ્યા છે, પણ ટૂંકીવાર્તાના સાહિત્યસ્વરૂપ પરત્વે એમને પક્ષપાત હતો એ તો સહેજેય જોઇ શકાય છે. ગુજરાતી ટૂંકીવાર્તાને સાહિત્યિક ભૂમિકા પર મૂકી આપવાનું ઐતિહાસિક માન ધૂમકેતુએ મેળવ્યુ. ૧૯૨૬માં 'તણખા મંડળ પહેલું' નામનો નવલિકાસંગ્રહ પ્રગટ થયો ત્યાર પછી છેક આયુષ્યના અંતિમ દિવસો સુધી એમણે નવલિકા લખ્યે રાખી છે. પોતે પાડેલી કેડી પર જ ચાલવાનું મુખ્યત્વે એમને ગમ્યું છે. એટલે, આકાર પરત્વેના જુદા જુદા પ્રયોગો ધૂમકેતુમાં શોધનારને ઓછા જડે.

પોતે જે રસ્તો લીધો એ માર્ગે જ આગળ ચાલીને એ દિશાની શક્ય તેટલી શક્યતાઓ પ્રગટ કરવાની જાણે કે એમની નેમ ન હોય, એવું લાગે. એટલે છેલ્લા વર્ષોમા એકવિધતા કોઇને દેખાઇ હોય તો તે આ કારણે હોઇ શકે.

ધૂમકેતુ આપણા ભાવનાશાળી સર્જક હતા. ભાવનારંગ્યા એમના પાત્રોની એક ભાતીગળ હારમાળા ઊભી થયેલી જોઇ શકાય છે. અલિ ડોસો, ભૈયાદાદા, આમ્રપાલિ, ઇન્દ્રમણિ, મકનો ભારથી, શનુ, કેસર—કેટકેટલા નામો સ્મૃતિપટે ઊપસી આવે છે! ટૂંકીવાર્તામાં યાદ રહી જાય એવા વધુમાં વધુ પાત્રો ધૂમકેતુએ આપ્યા છે. આદર્શઘેલા હોવાને કારણે ક્યારેક ધૂની લાગતા, અવ્યવહારુ લાગતાં આ પાત્રો આપણો સમભાવ જીતી લે છે એનું કારણ એ છે કે સર્જકની હૃદયશ્રીનો ઘેરો સ્પર્શ એમને લાગેલો છે જે પાત્ર લેખકનો સમભાવ ન મેળવી શક્યું હોય તે વાચકનો સમભાવ કેમ કરીને મેળવી શકે?

આ આદર્શઘેના પાત્રોના જીવનમા કરુણતાની આબોહવા છે. ધૂમકેતુએ પોતે જ કહેલું: "આદર્શ એટલે જ સાચા દિલથી કરેલી ખોટી અશક્ય કલ્પના!" દિલ સાચું છે, કલ્પનાને આ જીવનમાં અશક્ય બનવાનું આવે છે એ કરુણતા છે. જગતની યન્ત્રણામા આદર્શમયતા માત્ર કલ્પના બની જાય અને તેય અશક્ય, તેથી એને રસ્તે ચાલતાં પાત્રો ધૂનીમા ખપે! અને અનિવાર્ય કરુણતા એમના જીવનને વીંટળાઇને રહે!

ધૂમકેતુની સૃષ્ટિમાં આમ બે ગોળાર્ધ છે: એક આદર્શલોક અને બીજો કપરો વાસ્તવલોક 'પૃથ્વી અને સ્વર્ગ' ધૂમકેતુની જાણીતી નવલિકા છે. એમના સમગ્ર નવલિકાસાહિત્યને કોઇ એ જ નામે ઓળખાવી શકે આદર્શલોકમા જીવતા પાત્રોનો આ વાસ્તવલોક સાથે મેળ ખાતો નથી 'સોનેરી પંખી' જેવી વાર્તામા આ વિ-મતાને કારણે જન્મેલી કરુણતા કેવી તો ધારદાર બની છે! આ બે લોકની વચ્ચે સેતુબંધ ન બંધાયો તે પણ એક કરુણતા જ ને! ધૂમકેતુ એ કરુણ–પરિસ્થિતિને ક્યારેક પોતે થઇને વર્ણવે છે. 'ભૈયાદાદા' વાર્તાને અંતે લેખક કહે છે: "વીસમી સદી કાવ્યમય જીવનને શું કરે? સંસ્થા વ્યક્તિના ખાનગી ભવ્ય જીવનને શુ કરે? યંત્રવાદ નિયમિત જડતત્ત્વને બદલે રસમય ચૈતન્યને શુ કરે? આ યંત્રવાદમા એક વખત જગત પણ યંત્ર જેવું જ બની રહેશે."

જીવાતા જીવનનું વાસ્તવ ભાવનાના રંગે રંગાઇને આવે છે. અને એથી રચના રંગદર્શી બની રહે છે. ગામડુ ધૂમકેતુમા આવ્યુ પણ તે પેના આદર્શલોકની છાયામા વીંટાઈને આવ્યુ. ધૂમકેતુની વાર્તામાં આ છાયાની મોહિની અભૂતપૂર્વ હતી. રંગભરી શિષ્ટ ભાષાએ એને ધાર્યો ઉઠાવ આપ્યો. ટૂંકીવાર્તામા આકાર પરત્વે પ્રમાણભાનની થોડીઘણી પણ સભાનતા પહેલવહેલી ધૂમકેતુમા દેખાઇ. ધ્વાનતત્ત્વનું એમણે ગૌરવ કર્યું એમનામા બેઠેલો શિક્ષક-આત્મા જાગી ઊઠતો ત્યારે એ તત્ત્વ લોપાતું આપણે જોયું છે, પણ બોધાત્મકતામાથી ટૂંકીવાર્તાને ઉગારવાનો ધૂમકેતુનો પ્રયાસ નોધપાત્ર બની રહ્યો.

માનવજીવન છે ત્યા લાગણી છે. લાગણીને નિરૂપવાનું, એને શબ્દબદ્ધ કરી લેવાનું નિશાન

ધૂમકેતુએ ઝડપ્યું હતું. આથી જ કદાચ, શરૂઆતના તબક્કામાં પણ, કેટલાક પ્રસંગોએ ટૂંકીવાર્તા અને કવિતાના સીમાડા ધૂમકેતુમાં લોપાઈ જતા દેખાય છે. ધૂમકેતુમાં લાગણીનો તાર ભાવનાના ચરણે કંતાઈને આવે છે. એમની ઐતિહાસિક નવલકથાઓમાં પણ આ પથ મોટેભાગે અનુસરાયો દેખાય છે. ચૌલાદેવી લાગણીરંગ્યું ભાવનાશાળી પાત્ર છે. પાત્ર અને પાત્ર પાછળ રહેલી કલ્પનાલોકની છાયા-વ્યક્તિ જ્યાં એકરૂપ બને છે ત્યાં ધૂમકેતુને ધારી સફળતા વરી છે. નખશિખ સુરેખ, ક્યારેક ખંડિત પણ સૌંદર્યનો સ્પર્શ પામેલી શિલ્પકૃતિઓનું આખું શિલ્પાગાર ધૂમકેતુએ ઊભું કર્યું છે અને તે એમની સર્જકપ્રતિભાએ બાંધેલું યશસ્વી મંદિર છે.

૧૭:૩:'૬૫ અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ

## મુક્ત નાગરિકતાના માર્ગે બુદ્ધિજીવીઓ

બીજા વિશ્વયુદ્ધ પછી અનેક દેશમાના બંડ-પ્રતિકારોની વિશેષતા એ રહી છે કે મોટે ભાગે બુધ્ધિજીવીઓ, પ્રોફેસરો, લેખકો, કલાકારો અને વિદ્યાર્થીઓએ આખી પ્રજાના અંતરાત્માને ઢંઢોળવામાં આગેવાની લીધી છે.

૧૯૫૬ માં હંગેરી અને પોલેન્ડમાં સામ્યવાદી સરમુખત્યારશાહી સામે ત્યાંના બુદ્ધિજીવીઓ અને વિદ્યાર્થીઓએ જે અપ્રતિમ પ્રતિકારની મશાલ જલાવી હતી, તેવા જ મહાન ધ્યેય અર્થે અંતરાત્માની સ્વાધીનતાના પંથે સ્પેનના બુધ્ધિજીવીઓ અને વિદ્યાર્થીઓએ પ્રજાકીય પ્રતિકારના પુરસ્કર્તા બનવાનો નિરધાર કરી લીધો જણાય છે.+

સ્પેનના રાજ્યશાસિત બંધિયાર પત્રકારિત્વના આડપડદા ભેદીને ફરી એક વાર સ્થાનિક બંડ-પ્રતિકારનો પડઘો સ્વાધીન રાષ્ટ્રોની પ્રજાઓ સુધી પહોંચ્યો છે.

દુનિયાના ઇતર બુધ્ધિજીવીઓની હરોળમાં ભારતના બુદ્ધિજીવીઓએ ય સ્પેનમાં પ્રોફેસરો અને વિદ્યાર્થીઓ ઉપર ગુજરી રહેલા સીતમ સામે અને ભાવિ મુક્ત નાગરિકતાની સ્થાપના માટેની તેમની અભિલાષા સાથે પોતાનો સૂર મેળવ્યો છે, એ નોંધપાત્ર છે.

—ભોગીલાલ ગાંધી

‡ વધુ વિગતો 'દેશવિદેશ' વિભાગમાં

[ વૃત્તવિમર્શ : ચાલુ પા. ૯ [

# ન્યાયના ઉપહાસ સામે અહિંસક પ્રતિકાર

૧૯૬૪ ના જાનની ૧૬ મી તારીખે લાગોસમા નાઇજેરીઆની સરકારે ડૉ એનનની ધરપકડ કરી, રાજદ્રોહના આરોપ માટે ૧૨ મહિનાની કારાવાસની સજા ફરમાવી હતી ડૉ એનન લીડઝ યુનિવરસીટીના પ્રોફેસર છે અને તેઓ પોતાને તદ્દન નિર્દોષ માને છે એમણે એમની આ સજા સામે અપીલ કરના વાર વાર સત્તાવાળાઓને જણાવ્યા છતા, લગભગ ૯ મહિના પૂરા થવા આવ્યા છતા, કશો પ્રતિબધ ન થતા અ તે, તેમણે આ ગેરકાનૂની સતામણી સામે અહિંસક પ્રતિકારનુ' શાસ્ત્ર ઉગામ્યુ તેમણે પોતાની અપીલ ઉપલી કોર્ટમા દાખલ થઈને કામકાજ શરૂ થાય ત્યા સુધી ઉપવાસનો નિરધાર કરી લીધો હતો

ડૉ એનને તા ૧૭ મી માર્ચથી ઉપવાસ શરૂ કરી દીધાનુ ય જણાય છે ઉપવાસ પૂર્વે તેમણે એક પત્ર લખી કોમનવેલ્થ ગીનેશન્સના સેક્રેટરીને લડનમા તેની જાણ કરી હતી સાથોસાથ એ જ પત્રની બીજી નકલો તેમણે તેમની યુનિવરસીટીના સાથીઓ ઉપર મોકલી હતી — જેઓ તેમના કેસમા રસ લઈ રહ્યા હતા ઉપરાત એક નકલ તેમના કુટુબને ય મોકલી હતી

પરિસ્થિતિ તો એવી જણાય છે કે ડૉ એનનની અપીલ હાઈકોર્ટમા નીકળવા અગે એક પછી એક તારીખો-મુદતો નખાતી જતી હતી બીજી બાજુ પ્રાધ્યાપકની સજા (જેનમા સારી ચાલચલગત વગેરેના કપાત દિવસો ગણતા) પૂરી થઈ જશે એવુ દેખાતુ હતુ શ્રી એનન આ રમત સહન કરવા તૈયાર ન હતા અને તેમણે છેલ્લી મુદત ૧ એપ્રિલની નખાતા તેના વિરોધ સામે, બીજો કશો ઉપાય ન રહેતા અનિશ્ચિત મુદતના ઉપવાસનો ગભીર રાહ લીધો હતો

તેમણે તેમના પત્રમા તેમની પત્નીને ય એટલી જ વિનતી કરી હતી કે 'પરિસ્થિતિ ગમે તેટલી ગભીર બને કૃપા કરી મને ઉપવાસ છોડી દેવા કોઈ કહેણ ન મોકલશો"

"ન્યાયના પરિહાસ" સામે આમરણ ઉપવાસ પર ઊતરીને અહિંસક પ્રતિકારનો જોખમભર્યો માર્ગ લેનાર પ્રાધ્યાપકની એ પછી શી સ્થિતિ થઈ હશે — કશાજ સમાચાર નથી ગાર્ડિયને આપેલા સમાચાર વખતે ૬ ઠ્ઠો દિવસ હતો—એ જોતા પરિણામ વિષે ચિંતા કરવી ય રહે છે

પરતુ પ્રાધ્યાપકે સત્યાગ્રહનુ સાચુ હાર્દ પચાવી લીધુ જણાય છે નહિ તો, 'આમે ય હવે બહુ ગયા થોડા (દા'ડા) રહ્યા' નકામી ઉપાધી શુ કામ' એવી ગણતરી કરવાનું એમણે માંડી વાળ્યુ ન હોત એટલુ જ નહિ પણ એમણે એમના પત્રમા જે સત્યાગ્રહી આત્મા પ્રગટ કર્યો છે એ ય ઓછો નથી,

'ઉપવાસ દરમ્યાન મારી કારાવાસની કોટડીમા જ રહીશ અને તે દરમ્યાન મને મળવા આવનાર દાક્તર હો કે વકીલ કે હાઈકમિશનના પ્રતિનિધિ હુ' કોઈની સાથે એક પણ શબ્દ બોલનાર નથી સિવાય કે મારી મુખ્ય ફરિયાદ દૂર કરવામા આવે"

ડૉ એનન આગળ વધીને એમ પણ લખે છે

'મારો આ ઉપવાસ માત્ર 'પ્રતિક' વિરોધ રૂપે નથી મે અત્યત ગભીર નિર્ણય લીધો છે કેમ કે સર્વોચ્ચ કહી શકાય તેવો સિદ્ધાન્ત આમાં સડોવાયેલો છે'

આવા વ્યક્તિગત શુદ્ધ અહિંસક પ્રતિકારની પરપરા આજના યુગમા વિરલ નથી શુ ?

—ભોગીલાલ ગાંધી

-ફેંસલો આપ્યો છે કે પોલીસે જે રીતે કામ લીધું તે ન લીધું હોત તો કાયદા અને વ્યવસ્થા જાળવવાની જેની જવાબદારી છે તે પોલીસોએ ગુંડાઓને અને લોકશાહીને ભયમા મૂકીને તેને છિન્નભિન્ન કરી નાખવા મથતાં માણસોના હાથમાં દોર સોંપી દીધો લેખાત.

અસ્તુ........

ન્યાયપંચને સોંપાયેલા નક્કી મર્યાદિત મુદ્દાઓ પૂરતું તેનું કાર્ય કદાચ અહીં પૂરું થતું હશે પરંતુ કોંગ્રેસ જો આ અહેવાલને જોરે એવું લૉજિક લડાવશે કે તા. ૫મીની સમસ્ત ઘટનાઓ માટે ન્યાયમૂર્તિ કહે છે તેમ—

–'પોલીસ જવાબદાર નથી' એટલે કે સરકાર જવાબદાર નથી.

–સરકાર જવાબદાર નથી એટલે કે કોંગ્રેસ પક્ષ જવાબદાર નથી, તો આ લૉજિક ખતરનાક સુરંગસમુ નીવડશે.

● લોકશાહીમાં સવાલ રાજ્યકર્તાઓ, સત્તાધારીઓ અને તેના વિરોધી તહોમતદારો વચ્ચેનો જ રહેતો નથી. લોકશાહીમાં સવાલ લોકો શું સ્વીકારે છે એના ઉપર ભાવિનો આધાર રહે છે.

### લોકમાનસનો પડઘો

પ્રજાની દૃષ્ટિએ વિચારતા અમદાવાદના દેશદાઝથી ભરેલા નાગરિકોનો ય એક ઘણોમોટો સમૂહ જરૂર એવું વિચારતો રહ્યો છે કે,

–માનો કે કોંગ્રેસનું રાજ ઉથલાવી પાડીને સામ્યવાદીઓ સત્તામાં આવ્યા, તો એથી પ્રજાનું શું લૂંટાઈ જવાનું છે? પ્રજાને ભડકવા જેવું શું છે? થોડાક માલદારો અને નેતાઓને ફાંસીએ ચડાવશે, લૂંટી લેશે...પ્રજાને તો સામ્યવાદી સરકાર રોટલો ને નોકરી આપવાની છે. થોડીક સ્વતંત્રતા ગઈ તો આઘડી...બલ્કે, આજના કરતાં વધારે ભૂંડું શું થવાનું હતું?

અને ઘણાને એવુંય થાય છે કે આટલી વિગતે હેવાલ તૈયાર કરો છો, ગુપ્ત પરિપત્રો પકડી પાડો છો, તો પછી ગુનેગારો ઉપર કેસ ચલાવી ન્યાયની રીતે જે થાય તે શું કામ નથી કરતા? લોકશાહી રીતે કેસ કરીને દંડતાં તમને કોણ રોકે છે?

તો વળી કોઈ એવું ય પૂછશે કે નાંબુદ્રીપાદ અને ઇંદુલાલ જેવાને હાથ અડાડતા ય શાથી ડરો છો?

વળી, જેમણે સામ્યવાદીઓને પ્રજાના (કામદારો, મધ્યમ વર્ગ, કારકુન, ગુમાસ્તાઓના) 'હિત'ની વાત કરતા અને એની 'લડતો' ઉપાડતા અને જેલોમાં જતા જોયા છે, અને એ એક જ રીતે ઓળખ્યા છે એવા ઘણા નાગરિકોની એમના પ્રત્યે 'લડવૈયા' તરીકેની હમદર્દી પણ જોવા મળશે.

પ્રજાના ચિત્તમાં સામ્યવાદીઓ અંગેના આવા ખ્યાલો હજી આજ લગી ટકી રહ્યા હોય અને એમના મૂળિયાં આ રીતે પ્રજામાં પડેલાં હોય તો તેની જવાબદારી કોની?

લોકશાહીના નામની માળા ફેરવનારાઓએ સામ્યવાદીઓને સાચા સંપૂર્ણ સ્વરૂપથી પ્રજાને પરિચિત કરાવવા, સામ્યવાદીઓને ભાંડવા સિવાય, કશું કર્યું છે ખરું?

એ વાત સ્પષ્ટ છે કે લોકશાહીમાં માનનારા પક્ષોએ પ્રજાને 'લોકશાહી અને સરમુખત્યારશાહી' અંગેનું સાચું રાજકીય જ્ઞાન અને તાલીમ આપવામાં જ ઉદાસીનતા સેવી છે. એટલું જ નહિ પણ પોતાનાં વ્યવહાર અને વર્તનમા ય સાચી લોકશાહીની ભાવના અને આદર્શને છેહ દઈને, સામ્યવાદીઓને માટે 'અંધાર પછેડો' તૈયાર કરી આપીને, તેમને સાચા સ્વરૂપે પકડાઈ જતા બચાવ્યા છે.

### લોકશાહીની નામોશી

ગાંધીજીના આદર્શોની વાત જવા દઈએ તો ય સ્વરાજ્યની સરકાર અને લોકશાહી કોંગ્રેસ પક્ષ તોફાનીઓ સામે પોલીસનો દંડ ઉગામીને પ્રજાને શી રીતે તેમનાથી બચાવી શકશે?

તા. ૫મી ઑગસ્ટે ઈરાદાપૂર્વક ઉશ્કેરણી કરનારાં તોફાની તત્ત્વોના હાથમાં પ્રજાનો (યુવાનોનો) સમૂહ ઘસડાઈ ગયો એ સ્થિતિ ઊભી થઈ એમાં જ કોંગ્રેસ અને સ્વરાજ્ય સરકારની નામોશી નથી?

હકીકતોનો ઈન્કાર કરવાથી કશું વળવાનું નથી.

ન્યાયમૂર્તિનો હેવાલ પોતે જ "ચળવળની વ્યાપકતા"નો અને લોકોના મનમા ચળવળથી થનાર ફાયદાઓ ની લાગણીઓનો, અને "સંઘમના ન્યાને નિયત કરેલા સમયથી ૭ કલાક અગાઉથી ૧૫-૨૦ હજાર નાગરિકો પહોંચ્યા ગયા હતા" એવો સ્પષ્ટ ઉલ્લેખ કરે છે (આપણે અહીં એટલું ઉમેરી શકીએ કે ગોળીબારો છતાય જોખમો ખેડીને યુવાનો ઉપડયા હતા)

### કોંગ્રેસ સામે ય પ્રજાનુ તહોમતનામુ

પ્રજાને જો કોંગ્રેસ સામે, ઢાલની બીજી બાજુ જેવું તહોમતનામુ પુકારીને તેના મુદ્દામા માગવાના હોય તો તે આ છે—

(૧) મહાગુજરાતના દિવસોથી જ કોંગ્રેસે ટૂંકી દૃષ્ટિને કારણે પ્રજાની ભાવના અને લાગણીને હડધૂતી ત્યારથી ઈંદુલાલ અને સામ્યવાદીઓનું જોર ખસ વધ્યુ હતુ

(૨) અંગ્રેજીના શિક્ષણ બાબતમા ય પ્રજાની લાગણી અને માગણીને સિધ્ધાતના ઓઠા હેઠળ ઠોકરે મારી સરકારે અને કોંગ્રેસે પોતાના જ પાયા હચમચા વ્યા હતા

(૩) અનાજ અને જીવનજરૂરીઆતની બાબતમા જે અંધેર પ્રવર્ત્યું અને સમસ્ત વહીવટી બાબતોમા જે નોકરશાહી રસમ ચાલતી રહી એથીય પ્રજા કંટાળેલી હતી

(૪) કોંગ્રેસની અંદરના સ્વાર્થ સત્તા અને ખેંચતાણ પ્રજાએ પેટ ભરીને જોયા હતા અને એમાથી છૂટવાનો સીધો માર્ગ ન દેખાતા હતાશા અને આવેશમા ગમે ત્યા ઘસડાઇ જવાની ભૂમિકા પેદા થઇ ગઇ હતી

(૬) પ્રજાને એના દુઃખરોષ પ્રગટ કરવાનો મોકો જોઈતો હતો ત્યા તેના પ્રત્યે મહાનુભૂતિ અને હમદર્દી દાખવવાને બદલે સત્તાધારી ફુકરે પ્રજાને 'દાઝ્યા ઉપર ડામ' જેવો અનુભવ કરાવ્યો હતો

(૬) જ્યારે તોફાનના ભણકારા હવામા ગાજતા હતા ત્યારે, સરકારના પ્રધાનો, વિધાન સભાના સભ્યો અને ચૂંટણી વખતે લોકોના મત લેવા નીકળી પડતા કોંગ્રેસના હજારો સ્વયસેવકો ક્યા હતા? એમણે લોકોના વાજબી રોષ અને વ્યથાનો ઊભરો સામી છાતીએ ઝીલી લેવાનો ધર્મ બજાવ્યો હોત તો

• જે હત્યાકાંડ રચાયો તે રચાયો જ ન હોત દુર્ભાગ્યે, પ્રજાનો મોરચો સરકાર સામેનો મોરચો બની ગયો, અને સરકારનો મોરચો પ્રજા સામેનો મોરચો બની ગયો એવું બનવા જ પામ્યુ ન હોત ઇં, લાલ અને સામ્યવાદીઓ અળગા પડી જ ગયા હોત

### સૌની શરમ

અંતે તો, એકલા કોંગ્રેસ પક્ષની જ જવાબદારી નથી સામ્યવાદીઓને તેમના પગ ઘાલવામા ઓળખવાની પ્રજાની અશક્તિ અને સ્વરાજ્યની સરકાર તથા તમામ લોકશાહી પક્ષોની પ્રજા પ્રત્યેની ઉપેક્ષા (બલ્કે, વટાવી ખાવાની વૃત્તિ) મૂળભૂત રીતે જવાબદાર છે

•૧૫મી ઑગષ્ટના જેવી દુર્ઘટનાઓના મૂળમા રહેલા આ દૂષણોનો સ્વીકાર કરીને જ, એનો ચાપતો ઇલાજ લઇને જ, પ્રજા અને લોકશાહી પક્ષો પોતાને સામ્યવાદના આક્રમણથી ઉગારી શકશે

• સામ્યવાદ ઘરના ગંદવાડમાથી જ શક્તિ મેળવે છે કોઈ એમ તડકે એક પ્રહારે એ નેસ્તનાબુદ થતો નથી એનો ભોગ બનતા બચવુ હશે તો ઘર અને અંતઃકરણ બંનેને શુદ્ધ-સ્વચ્છ રાખવા સૌએ સતત મથતા રહેવું જ પડશે

[તા ૧૮-૩ ૬૫

[વૃત્તવિમર્શ ચાલુ]

# આત્મતૃપ્તિનું ખતરનાક લૉજિક !

સામ્યવાદીઓ સામે ગંભીર પ્રકારના દેશદ્રોહનું તહોમતનામું જાહેર કરવાથી, એને અનુરૂપ માહિતીઓ,'હકીકતો અને અનુમાનો તારવીને એમને ખુલ્લા પાડવાથી જો સરકારનું કામ સહેલું સુતરૂં થઈ જવાનું હોત તો કેરળમા ચૂંટણીનું જે પરિણામ આવ્યું તે આવત નહિ.

ગુજરાતમાં ૧૯૬૪ના ઓગષ્ટની ૫મી તારીખે અમદાવાદમાં થયેલાં તોફાનો અને ગોળીબાર અંગે તપાસ પંચનો જે હેવાલ ન્યાયમૂર્તિ શ્રી. વકીલે ગુજરાત સરકારને હવાલે કર્યો છે તેની જાહેરાત પછી, જો ગુજરાતમાં સામ્યવાદીઓનાં મૂળ ઊખડી જવાની ઉમેદ સેવાતી હોય તો તે આકાશકુસુમવત ગણાવી જોઈએ.

—કેરળમાં વિધાન સભાની ચૂંટણી પહેલાં નંદાજીએ પેકિંગપંથીઓનો ખુરખો શીરી નાખી મોટા ભાગનાઓને સંરક્ષણ ધારા હેઠળ જેલમા પૂરી દઈ, કોંગ્રેસને ચૂંટણીમાં વિજય મળવાની ગણત્રીઓ રાખી હશે તો તેમાં તેમણે થાપ ખાધી છે.

—અમદાવાદમાં મ્યુનિસિપાલિટીની ચૂંટણીઓ હાથવેંતમાં છે ત્યારે, પાંચમી ઓગષ્ટનાં તોફાનો અંગે સામ્યવાદીઓ અને ઇન્દુલાલ યાજ્ઞિકને સંપૂર્ણ જવાબદાર ઠેરવતો એક – વ્યક્તિપંચનો, ગંભીર તહોમતનામા સમો, હેવાલ પ્રગટ થતાં મ્યુનિ. ચૂંટણીમાં મનવાંછિત પરિણામની ગણત્રી કોંગ્રેસે રાખી હશે તો તે ફળશે જ એવું કહેવું મુશ્કેલ જ છે.

અમદાવાદની પ્રજાની નાડ, કેરળની પ્રજાની નાડની જેમ, અગાઉથી પારખવાનો દાવો ભાગ્યે જ કોઈ કરી શકે એમ છે. કેટલાકને મતે તો, તપાસ પંચનો હેવાલ મ્યુનિ. ચૂંટણીના ટાણે પ્રગટ થયો તેના પ્રત્યાઘાતો ઊલટા પણ પડે !‡

કહેવાનો અર્થ એ નથી કે તપાસ, પંચનો હેવાલ દોષિત છે. લગભગ એ લાખ શબ્દોવાળા ૩૦૮ પાનાના આ અહેવાલનો જે સાર પ્રગટ થયો છે એટલા ઉપરથી એટલું તો સ્પષ્ટ થાય છે કે,

* ન્યાયમૂર્તિએ ૫મી ઓગષ્ટ પૂર્વેની અને તે દિવસની એક પછી એક ઘટના અને તેની પાછળની વ્યવસ્થિત યોજનાનું બાહોશીપૂર્વક પૃથક્કરણ કર્યું છે. અને તોફાનો, હડતાળો, ગોળીબારો તથા અન્ય ઈજાઓ અને ગંભીર નુકસાની માટે, મૂળભૂત રીતે જનતા પરિષદ અને સંગ્રામ સમિતિને એટલે કે સામ્યવાદીઓ અને ઈન્દુલાલને જવાબદાર ઠરાવ્યા છે તે યથાતથા છે.

## ન્યાયપંચનાં તારતમ્યો

ન્યાયપંચનાં તારતમ્યો સામ્યવાદીઓની રાજકારી કૂટ રમત સમજવા માટે મહત્વના પણ છે.

(૧) જનતા પરિષદ અને સંગ્રામ સમિતિનો ઉપયોગ સામ્યવાદી રાજકારણના સાધન તરીકે કરવામાં આવ્યો હતો.

—મહા ગુજરાત જનતા પરિષદને વિખેરી નાખવાના નિર્ણય વખતે તેમાંના સામ્યવાદીઓએ "હજી હેતુ પાર પડયો નથી" એટલે, કે હજી "સમાજવાદી ભારતમાં ગુજરાતનું સમાજવાદી રાજ્ય સ્થાપવાની નેમ પૂરી થઈ નથી" એ બહાને તેને નવું રૂપ આપ્યું હતું.

‡હવે પરિણામો આવી ગયાં છેઃ અને જનતાપક્ષને (ઇન્દુલાલ અને સામ્યવાદીઓને) ઝળહળતો વિજય મળ્યો છે; કુલ ૭૮બેઠકોમાં ૫૦ તેમણે સર કરી છે. અને જેલમાં પડેલા આઠ સામ્યવાદીઓ સુધ્ધાં ચૂંટાઈ આવ્યા છે.

(૨) રાજકારી હેતુ લક્ષમા રાખીને જ હડ-તાળના કારણો આગળ ધરવામા આવ્યા હતા તેમા પ્રજાની કે દેશની સાચી દાઝ ન હતી

—મિલ કામદારોના મોઘવારી ભથ્થા અ ગેનો ઝગડો ઔદ્યોગિક અદાલત સમક્ષ રજૂ થઈ ચૂકયો હતો અને તુરતમા નિકાલ આવવાની વકી હતી, છતા એને હડતાળનુ કારણ બનાવવામા આવ્યુ હતુ અને સ ગ્રામ સમિતિની સ સ્થા ઊભી કર વામાં આવી હતી

—અન્ન સ્થિતિ, શિક્ષણનીતિ, તથા સર્વ-સાધારણ પ્રજાની હાલાકીની પરિસ્થિતિનો લાભ લેવામા આવ્યો હતો

ઉપરાત, ૧૯૫૬-૫૮ના ગોળીબારોની દુ ખદ ઘટનાઓ યાદ કરાવીને તેને નવી ઉશ્કેરણીનું કારણ બનાવવામા આવ્યુ હતુ

(૩) મુખ્ય મુદ્દા પરિસ્થિતિનો લાભ ઉઠા વવાની હતી

આ એલાન કેવળ અમદાવાદ બ ધ'નો નહિ 'ગુજરાત બ ધ નો હતો અપૂર્વ હડતાલ દ્વારા તોફાનો અને અ ધાધૂ ધી પેદા કરી સરકારને નબળી બનાવવાનો આ વ્યૂહ હતો

—સામ્યવાદીઓના ગુપ્ત પરિપત્રના આધારે આ હેવાલમા એવુ જણાવવામા આવ્યુ છે કે ભવિષ્યમા ચીની પેટર્ન'ની પીપલ્સ ડેમોક્રસી' — 'જનતા રાજ'ની સ્થાપના માટે આવુ આદોલન તો એક પગથિયુ જ હોય છે આગળ જતા, ગ્રામ વિસ્તારોમા કિસાન બ ડો અને શહેરોમા સાર્વત્રિક જાદાર હડતાળો (જનરલ સ્ટ્રાઇક)-બ નેના જોડાણ દ્વારા ધ્યેય પાર પાડવા માટે આ પ્રાર ભનો ઝનૂની પે તરો હતો

(૪) એજ ગુપ્ત પરિપત્ર અનુસાર ૧૯૪૯-૫૧ના દિવસોમા 'તેલ ગણા' (આંધ્ર)મા સશસ્ત્ર ઉઠાવનો એક અખતરો કરવામા આવ્યો હતો, પર તુ ત્યારે ભારતના સામ્યવાદીઓ પાસે સશસ્ત્ર સેના નહિ હોવાને કારણે, અને ભારત બહારથી કુમકે ધસી આવે એવી લાલ સેનાની શક્યતા ન હોઇને, તે દિવસોમા એ બળવો નિષ્ફળ નીવડયો હતો; પર તુ હવે ૧૯૬૨ના ઓક્ટોબર પછી, ચીની સેનાએ ભારતની સરહદે જમાવટ કરી પડેલી હોઇને, બળવાની સફળતા વધી છે !

ટૂ કમા, ગુપ્ત પરિપત્રમા ચીની આક્રમણની નવી શક્યતા ઉપર નવા બ ડની ગણત્રીઓ થઇ રહી હતી

(૫) ૫મીની હડતાળ અ ગેના નેતાઓના (ખાસ કરીને ઇન્દુલાલના) ભાષણો, તેમની પત્રિ કાઓ, તેમના સૂત્રો, અને તેમની વ્યૂહનીતિ તપા-સતા એવુ જણાય છે કે તે બધા ચાળા ઉશ્કેરણી માટેના હતા "તાત્કાલિક અને અ તિમ ધ્યેય પ્રાપ્ત કરવા માટે બળ અને હિંસાનો તથા બળ-વાનો ઉપયોગ કરવાની વિચારધારા અગ્રસ્થાને પ્રગટ થઈ હતી

મુખ્ય નેતા ખુદ ઇન્દુલાલે એ વાતનો સ્વીકાર કર્યો છે કે પોતે એવા શબ્દો અને વાકયો ભાષ ણમા વાપરતા હતા કે જેથી દેખીતી રીતે પ્રથમ દર્શને બળ અને હિસાનો અર્થ થાય (જો કે એમની ભાવના શાતિની હતી, એમ તેમણે ઉમેર્યુ છે!)

—હડતાળ નિષ્ફળ જતી જણાતા વધુ ને વધુ ઝનૂની હિંસક ઉપાયો લેવાયા હતા (પથરાબાજીથી શરૂ કરી પોલીસના કરપીણ ખૂન સુધીના!)

(૬) આવી આ પાર્શ્વભૂમિકામા પોલીસને હઠાવી લેવાની ઇન્દુલાલની માગણી અને દલીલ ભયકર ગર્ભિત પરિણામો વાળી હતી સરકારે કામદારોની પ્રવૃત્તિ સામે મિલ માલિકોને રક્ષણ ન આપ્યુ હોત, અને પોલીસ પાછી ખેચી લીધી હોત તો તેમણે મિલ માલિકો સામેની તકરારોનો ઉકેલ પણ થોડા જ કલાકોમા લાવી દીધો હોત

—આવી ગર્ભિત વાણીની ભય કરતા પણ ન્યાય-મૂર્તિએ ફોડ પાડીને પ્રગટ કરી છે અને તે એ કે પરિષદ અને સમિતિને તેનું ધ્યેય સિધ્ધ કરવામા સફળતા મળી હોત

ટૂ કમા, આ બધાને અ તે ન્યાયમૂર્તિએ એવો

# અમદાવાદ મ્યુનિ. ચૂંટણી :

## એક રાજદ્વારી પૃથક્કરણ

**ખરી** કસોટીની અને ખરેખરી પ્રતિષ્ઠાની હોડવાળી ચૂંટણીમાં સત્તાપક્ષને નામોશીભર્યો પરાજય આપી, આજપૂર્વેનો નાનકડો વિરોધપક્ષ ચોખ્ખી બહુમતિમાં આવી સત્તાનાં સુકાન હસ્તગત કરે એ ઘટના, ગમે ત્યાં બની હોય તોય, રાજદ્વારી મૂલ્યાંકનની દૃષ્ટિએ મહત્વની ગણાય.

અમદાવાદમાં—ગુજરાતની પાટનગરીમાં આજપૂર્વેની ૪૫ વર્ષ લગીની લગભગ એકધારી ઝળહળતી કારકિર્દી પછી, અમદાવાદની પ્રજાએ કોંગ્રેસ પક્ષને હડસેલો મારી જાકારો આપ્યો છે, તે ઘટનાનું રાજદ્વારી મૂલ્યાંકન અનેક રીતે મહત્ત્વનું છે.

મહાગુજરાત જનતા પરિષદે કુલ ૭૮ બેઠકોમાંથી સીધી અને તેના ટેકાવાળી ૫૧ બેઠકો સર કરીને અને કોંગ્રેસને ભાગે માત્ર ૧૩ તથા પ્રજા સમાજવાદીઓને ભાગે ૯ બેઠકો જવા દઈને, અપૂર્વ વિક્રમ હાંસલ કર્યો છે, એ નિ:શંક છે.

આવાં પરિણામની ધારણા કોંગ્રેસે તો નહિ જ કરેલી, 'પરંતુ ખુદ જનતા પરિષદના મહારથી ઇન્દુલાલે પણ 'અરધા અરધા' (જ. પ. અને કોંગ્રેસ) આવવાની ધારણા, ચૂંટણી પતી ગયા પછી, મતગણત્રી શરૂ થઈ ત્યાં સુધી, રાખેલી ! આથી આ અણધાર્યા પરિણામથી, સૌ કોઈ દંગ થયાં હોય એય સ્વાભાવિક છે; એટલું જ નહિ, એમ કહેવામાંય અતિશયોક્તિ નથી કે આ પરિણામથી, કોંગ્રેસ બાદ કરતાં સૌ, એક યા બીજી રીતે, એક યા બીજા કારણે, રાજી થયાં છે. કોંગ્રેસે હાથે કરીને, પોતાનાં પાપે, પોતાનો પરાજય વહોરી લીધો છે એનો ખરખરો બહુ થોડાએ કર્યો હશે. છતાં, ૧૯૫૬ પછી કોંગ્રેસનો ચાળો લોકોને પોતાનાથી વિમુખ જ નહિ, વિરુદ્ધ કરી મૂકવાનો રહ્યો છે—એની હકીકતો સીલસીલાબંધ યાદ કરાવીને, કોંગ્રેસને પાઠ શીખવા, આત્મમંથન કરવા, અને ભાવિમાં 'લોકસેવક' તરીકે પોતાનું સ્થાન પુનઃપ્રાપ્ત કરવા ઘણાએ ટકોર કરી છે.

**પરંતુ, આ બધું તો ચૂંટણીનાં પરિણામો પછીની લાગણીઓ અને મનોભાવો છે. આ કંઈ ચૂંટણીનાં પરિણામનું નક્કર પૃથક્કરણ નથી; રાજદ્વારી મૂલ્યાંકન નથી.**

વિજય કોનો થયો છે, કેવડા કદ-પ્રમાણનો થયો છે, શા માટે થયો છે, ભાવિ ચૂંટણીઓમાં એનો પ્રભાવ પડવાની કેવી વકી છે—કશા ભાવાવેશ વિના આ બધા સવાલોનો સ્વસ્થ અભ્યાસ, ચૂંટણીમાં ઊતરેલા મુખ્ય પક્ષોએ અને રાજકારણી અભ્યાસીઓએ, કરવાનો બાકી જ છે.

નોંધપાત્ર હકીકત તો એ છે કે અમદાવાદની પ્રજાએ, કેમ જાણે, આવા અભ્યાસ માટે, ભાગ્યેજ બીજે જોવા મળે એવી, સુરેખ 'પેટર્ન' આપણી સામે ધરી દીધી છે

અઢારે વોર્ડના મતદાનની વીગતો આપણને કોઈ પણ એકાંગી નિર્ણય પર પહોંચી જવા દેતી નથી.

### બલાબલનું સરવૈયું

બલાબલની દૃષ્ટિએ, વોર્ડ અનુસાર, એક દૃષ્ટિ નાખી લઈએ :

કાળુપુર, કાળુપુર–શાહપુર, દરિયાપુર; શાહપુર શાહીબાગ, અસારવા, ગરસપુર, રખીઆલ અને ગોમતીપુર તથા ખોખરા–મણીનગર: આ ૧૦ વોર્ડમા તો એક અત્યંત સુરેખ 'પેટર્ન' ઊભી થઇ છે. આ બધે સ્થળે (જૂજ અપવાદ સિવાય) જ. પ ની પેનલ લગભગ પૂર્ણપણે વિજયી બની છે પરંતુ, નોધવા જેવી હકીકત એ છે કે, વિજયી બેઠકો પૂરી થતા જ કોંગ્રેસની એકધારી પરાજિત પેનલ પણ લાગલી ઊભી છે, અને છેલ્લા વિજેતા પછીના પરાજિત ઉમેદવાર વચ્ચે ૧થી૩ હજાર મતનો ખાડો રહ્યો છે

આનો સ્પષ્ટ અર્થ એ થાય છે કે, જનતા પરિષદ અને કોંગ્રેસની વચ્ચેની સામસામી મેદાની લડાઇમા જનતા પરિષદે કોંગ્રેસને લગભગ સંપૂર્ણ સીધી હાર આપી છે.

સાથોસાથ બલાબલની દૃષ્ટિએ એ પણ ધ્યાનમા રાખવુ રહે છે કે આ વિજય–પરાજય ભાવિની દૃષ્ટિએ સ્થાયી અને નિર્ણાયક ગણાય એવો નથી.

૮૮ હજારથી ૧ાા (દોઢ) લાખના મતદાર મંડળોવાળી દરેક બેઠકમાં ૧–૨ હજારનો તફાવત ભાવિની દૃષ્ટિએ નિરાંતનો, નિર્ણાયક ગણી લેવો ઉતાવળનુ છે.

(અલબત્ત, કોંગ્રેસ એવુ આશ્વાસન લેવા કરે છે કે, તેને ૪,૯૩,૭૪૪ મત મળ્યા છે અને જ. પ. ને ૫,૩૭,૯૧૨—ખાસ વધુ નહિ આ સરખા-મણી છેતરામણી છે કેમકે કોંગ્રેસના ૭૮ ઉમેદવા-રોના કુલ મતની સરખામણી અયોગ્ય છે બલાબલ સમજવા સાચી સરખામણી બેઠકદીઠ થવી જોઇએ)

વળી, ઉપરની પેટર્ન કાંઇ આખા અમદાવાદની નથી ...બીજા વોર્ડોની સ્થિતિ ઘણી બધી જુદી છે, એ વાત વિસરવા જેવી નથી જ.

**સાબરમતી** : અહીં કોંગ્રેસે ત્રણે બેઠકો સર કરી છે; અને અહીં જીતેલા ઉમેદવારો પછીના જ. પ. ના પ્રથમ પરાજિત ઉમેદવારને છેલ્લા વિજેતાથી અરધાજ મત મળ્યા છે—એ જોતાં આ એક વોર્ડમાં કોંગ્રેસનો દૃઢ પગદંડો સાબિત થયો છે.

તો વળી, એક ત્રીજા જ પ્રકારની 'પેટર્ન' ખાડીઆના બંને વોર્ડ, એલિસબ્રિજના બન્ને વોર્ડ, રાયખડ, કાકરિયા તથા જમાલપુરમાં જોવા મળે છે. આ ૭ વોર્ડની ૨૨ બેઠકોમાંથી જનતા પરિષદને ભાગે સીધી ૩ અને ટેકાથી બે એક બેઠકો પ્રાપ્ત થઇ છે એ રીતે, આ વોર્ડોમાં જ. પ.ની નિર્બળતા ખુલ્લી થઇ છે છતા, થોડીક વીગતે જોઇએ તો એમ જણાય છે કે,

ખાડીઆના બને વોર્ડમાં, જમાલપુરમા અને કાંકરિયામા પ્ર. સ. પક્ષનુ જોર સ્પષ્ટ છે, ખાડીઆ-૧ માં કોંગ્રેસ ત્રીજે (છેલ્લે) નંબરે એક બેઠક લે છે. એટલું જ નહિ, પણ વિજેતા પછીની તરતની બેઠક પણ, બંને વોર્ડમા, પ્ર સ નુ બળ દાખવે છે. પરતુ આટલેથી અટકી જવાથી પૂરુ ચિત્ર નહિ ઊપસે· કોંગ્રેસની પૂરી કમજોરી, આ બેઉ વોર્ડમા ય સ્પષ્ટ તરી આવે છે, અને સાથોસાથ જનતા પરિષદની ઊંચી થતી આગળીય વરતાય છે. તે એ રીતે કે, વિજેતા પછીના પરાજિત નંબ-રોમા ૨–૩–૪ ઉમેદવારોમા, બને વોર્ડના થઈ ૬ ગણુતા, માત્ર ૧ જ કોંગ્રેસી છે, પાચ જનતા પરિ-ષદના છે! અલબત્ત, આ બેઉ વોર્ડમા વિજેતા પછીના પહેલા પરાજિત ઉમેદવારોની વચ્ચે આશરે ૨ થી ૩ હજારની બખોલ પડી છે એટલે કે—

ખાડીઆના બે વાર્ડ પૂરતુ ચિત્ર એવું છે કે, ત્યા હાલ પ્ર. સ. નુ બળ સુદૃઢ છે. પરંતુ એની પછી જો કોઇ તૈયાર થતું હોય તો તે જનતા પરિષદ જ છે.

**કાંકરિયાની** ૫ માથી ૩ બેઠકો પ્ર સ. અને ૨ કોંગ્રેસને ગઈ છે. પરંતુ અહીં આ બંને વચ્ચે રસાકસી કાતીલ છે. પહેલી ત્રણ બેઠકો લગભગ સરખા મતે વિજયી બની છે, તેમાં પ્ર. સ ની બે છે અને ૪–૫ના વિજેતા, લગભગ સરખા મતે,

બંને પક્ષોના એકએક ઉમેદવાર છે. પરંતુ ખાસ ધ્યાન ખેંચે એવી બીના એ છે કે, પરાજય પામેલા સળંગ ૧થી ૭ ઉમેદવારોને છેલ્લા વિજય પામેલાની બહુ જ નજીકના મત મળ્યા છે, અને તેમાં ય કાતીલ હરીફાઈ પ્ર. સ. અને કોંગ્રેસ વચ્ચે જ છે.

—જ. પ. અને તેના ટેકાવાળો રિપબ્લીક પક્ષ અહીં ભારે શિકસ્ત પામ્યો છે. અહીં એને માટે નજીકનું ભાવિ ઊજળું નથી.

રાયખડ અને જમાલપુરનું પરિણામ પ્રમાણમાં ધૂંધળું છે; પરંતુ, કોંગ્રેસનું સ્થાન અહીં નહિ જેવું છે; જમાલપુરમાં પ્ર. સ. પક્ષ આગળ છે; પણ જ. પ. સામે રસાકસીમાં છે; ત્યારે રાયખડ જ. પ. તરફ ઢળ્યું છે. આમ છતાં, બંને સ્થળે, પરાજિત ઉમેદવારોમાં કોંગ્રેસનું સ્થાન આગળ (વિજેતાની નજીક) રહ્યું છે એ ધ્યાનમાં રાખવા જેવું છે.

**એલિસબ્રિજ** (ઉત્તર): આ વૉર્ડમાં જ. પ. એ પોતાના ઉમેદવાર ઊભા રાખ્યા ન હતા; અંગ્રેજી સમિતિના ટેકાવાળા ૪ સભ્યોને તેણે ટેકો આપ્યો હતો. આ ચારમાંથી માત્ર બે જ ચુંટાયા અને બીજી બે બેઠકો કોંગ્રેસને ભાગે ગઈ. એ સૂચવે છે કે 'અંગ્રેજી-નીતિ'ના સદ્દર દુર્ગમાં પણ આ મુદ્દા ઉપરાંત બીજાં કારણોએ સારો ભાગ ભજવ્યો છે. (બીજા વૉર્ડોમાં અંગ્રજીનીતિને કારણે કોઈ ખાસ વિજયો પ્રાપ્ત થયાનો દાવો કરવો મુશ્કેલ છે. ખુદ શાહીબાગ જેવા અતિશિક્ષિત વસ્તીવાળા વિસ્તારમાં ય, દિનકર મહેતાને બાદ કરતાં, જ. પ.ના જે ઉમેદવારો ચુંટાયા છે તેમાંના ભાગ્યે કોઈને અંગ્રેજીનીતિ સાથે સીધો સંબંધ છે; આ અને બીજા અનેક વૉર્ડોમાં ય 'અંગ્રેજીનીતિ'માં માનનારા ચાલુ મ્યુનિ. સભ્યો અને નવા ઉમેદવારો ઊડી ગયા છે, એ ય સૂચક છે.

## વિજય ૧૦ બેઠકોને આભારી

જનતા પરિષદનો ઝળહળતો વિજય (લગભગ ૪૦ બેઠકો) તેના ૧૦ દઢ દુર્ગોને આભારી છે; અને આ સંઘર્ષ સારી બહુમતી છતાં, ભાવિની સ્થિરતાની દષ્ટિએ, પ્રાથમિક વિજય જ છે: અલબત્ત, એની આ પહેલી કસોટીમાં જ તે આગળના કરતાં વધુ સારો કારભાર કરીને (ઊતરતો તો નહિ જ) સ્થિરતા અને સદ્ધરતા પ્રાપ્ત કરી શકે, એવા અનુકૂળ સંજોગો એને છે જ. વળી જ્યાં એની કશી ખાસ દાગ, આ વખતે, ગણી નથી એવા કેટલાક વિસ્તારોમાંય ઝડપથી પ્રગતિ કરી શકે એવું અનુકૂળ વાતાવરણ પણ એને માટે સરજાયું છે.

● આ ચૂંટણીનાં પરિણામોથી, અને નવા નેતાઓની હવે પછીની મ્યુનિસિપલ કામગીરીથી, શહેરના અને ગુજરાતભરના આખા વાતાવરણમાં જે મોટા ફેરફારો થવાનો સંભવ છે તે જોતાં એમ કહી શકાય કે કોંગ્રેસ આજે ઝડપથી સ્થાન ગુમાવી રહી છે, તેમાં મોટી બેખડો તૂટી પડવાનો —લેન્ડસ્લાઈડનો—અનુભવ થાય તો ય નવાઈ નથી.

પ્રજાસમાજવાદી પક્ષની સ્થિતિ નાનકડા વિસ્તારોમાં સ્થિર જેવી છે. અને વિદ્રોહી કોંગ્રેસી સભ્યોની હૂંફમાં એને માટે નવી તકો રહેલી છે, પરંતુ પોતે જ, સ્વતંત્ર રીતે, ગણનાપાત્ર બળ બની શકે એવું નથી લાગતું.

## ૨

અમદાવાદ મ્યુનિ. ચૂંટણીનાં પરિણામોનું એક વધુ ગંભીર લક્ષણ વિચારવા જેવું છે:

સર્વસાધારણ રીતે, બીજાં સ્થળોએ, કોંગ્રેસ સત્તા પરથી હડસેલાઈ જતી હોય છે ત્યા, ત્યારે, કોઈ એક પક્ષ કે જૂથ પહેલ્લે જ તડાકે ચોકખી બહુમતી લઈને ભાગ્યે જ ચૂંટાઈ આવતો હોય છે; કોંગ્રેસની બેખડ એકાએક તૂટી પડે ત્યારે ય, વિરોધી જૂથોનો શંભુમેળો વિજય પ્રાપ્ત કરતો હોય છે; અને આગળની સ્થિરતાને સ્થાને લાંબાગાળાની અસ્થિરતાનો ભય ઊભો થતો હોય છે.

**આને બદલે, અહીં તો, આશ્ચર્યપૂર્ણ રીતે કોંગ્રેસનો સ્પષ્ટ વ્યવસ્થિત વિકલ્પ જનતા પરિષદ રૂપે આગળ તરી આવ્યો છે.**

આવડી મોટી હકીકત છતા આ વિજયના રાજદ્વારી સ્વરૂપ વિષે હજી ઘણુ ધૂંધળાપણું પ્રવર્તતુ લાગે છે. દા ત

નીચે મુજબ અભિપ્રાયો અગ્રલેખો દ્વારા પ્રગટ થયા છે

"કામ્યુનિસ્ટોનો વિજય છે એમ જનતાપક્ષ કે કોંગ્રેસ નહિ ગણે ... કોંગ્રેસ તરફનો ગુસ્સો જ પ તરફ વળ્યો છે એટલું જ" । × × "પ્રજાએ રાજી થઈને જનતા પરિષદની પાટી પર અક્ષરો નથી આલેખ્યા. કોંગ્રેસને પાઠ શીખવવા એણે આવુ મતદાન કર્યું છે." (ગુ. સ )

"સામ્યવાદી વર્ચસ્વવાળી જનતા પરિષદને સત્તામા મૂકવાનો નિર્ણય કર્યો એ (માન્યતા) ભ્રમણા છે × × અમદાવાદ શહેર સામ્યવાદ તરફ વળ્યુ હોવાનો આક્ષેપ કરવામા ગભીર ભૂલ થશે × × કેવળ કોંગ્રેસ તરફનો રોષ જ જોવો જોઇએ " (સદેશ)

અલબત્ત, સૌ એ વાત જાણે છે ને સ્વીકારે છે કે—૧૯૫૬ પછી મહાગુજરાત જનતા પરિષદે એક પછી એક જે કાર્યક્રમો આપ્યા છે તે તમામને અમદાવાદની પ્રજાએ સક્રિય રીતે આવકાર આપ્યો છે (અને ગુજરાત ભરમા તેના પ્રતિ સર્વસાધારણ ઊમળકો પ્રગટતો રહ્યો છે)–પછી તે મિલકામદારોની આતરિક ચૂંટણીઓ હો, કે હડતાલ માટેનુ મતદાન હો, કે સમાતર સભા હો, કે મોઘવારી સામેનુ આદોલન હો કે, 'અમદાવાદ બધ'નો પડકાર હો અરે, ૫મીની હડતાલને દિવસે તો ગોળીબાર અને હિંસાના વાતાવરણ વચ્ચે ય હજારો યુવાનો—નાગરિકો સરઘસના કાર્યક્રમમા જોડાવા ઊમટયા હતા! આ બધી ઘટનાઓ સ્પષ્ટ છે

આરભમા, મહાગુજરાતના ઝડા નીચે મધ્યમ વર્ગ ખેચાઈ આવ્યો હતો; પાછળથી સગ્રામ સમિતિના કાર્યક્રમ નીચે કામદારો જોડાયા. અને ગધી રીતે કોંગ્રેસ પક્ષ તથા સરકારથી ધૂંવાકૂંવા થયેલો સર્વસાધારણ નાગરિક એની ગોદમા ફગો બાયો ગોળીબારો અને અગ્રેજી નીતિના દાવપેચનો ફાળો ય ઓછો નથી

અતે, સયુક્ત નાગરિક શક્તિનો, એક આખા દાયકાના સરવાળાના જેવો, પરચો આ ચૂંટણીએ કરાવી દીધો છે

આ ચૂંટણીએ કોંગ્રેસનો સ્પષ્ટ અને દૃઢ વિકલ્પ ઊભો કરી આપીને, "કોંગ્રેસ નહિ તો શું? કોણ?"—એવી લાચારીની સ્થિતિને ફગાવી દઈ રાજદ્વારી આબોહવામા એક જબરદસ્ત ગુણાત્મક પરિવર્તન આણ્યુ છે.

## નવી નેતાગીરીનું સ્વરૂપાલેખન

પરતુ આ નવી નેતાગીરીનુ રાજદ્વારી સ્વરૂપાલેખન કરવામા સારુ એવુ ધૂંધળાપણું પ્રવર્તે છે, જે લોકશાહીના મૂલ્યોની દૃષ્ટિએ ગભીર છે

અલબત્ત, આ નવી નેતાગીરીનુ પ્રતીક–કેન્દ્ર ઇન્દુલાલ છે છેલ્લા ૨૫–૩૦ વર્ષથી લાલ વાવટા કામગાર યુનિયન જે ફટકો મજુર મહાજન ઉપર નહોતો લગાવી શક્યો તે ઇન્દુલાલની પ્રતિભાને કારણે શક્ય બન્યો છે અને છેલ્લા ૪૫ વર્ષથી શહેરની નેતાગીરી કોંગ્રેસ સિવાય કોઈની હોઈ ન શકે એવી દૃઢ માન્યતાને ધરાશાયી કરવામા ઇન્દુલાલના વ્યક્તિત્વનો ફાળો નિર્ણાયક બન્યો છે

પરતુ, આ એક દાયકાને અતે, કેવળ ઇન્દુલાલની શક્તિ, ફકીરી અને પ્રતિભાને જ ખપેખપુ સમજીને નવા બળાબળનુ મૂલ્યાંકન કરવુ એના જેવો રાજદ્વારી અધાપો બીજો કોઇ હોઇ ન શકે પ્રભાવશાળી નેતા અનેક આદોલનો દ્વારા જે શક્તિને છૂટી મૂકે છે, જે સગઠન–સંસ્થાને આધાર સ્થંભો બક્ષે છે એ પછી જે નવું રસાયણ પેદા થાય છે એનો પ્રકાર સમજવો જરૂરી છે

[ અનુસધાન પેજ ૭૦ ઉપર ]

# જવાબ

ફ્રેડરિક બ્રાઉન
અનુ: ડૉ. મધુકર શાહ

દ્વાર એવે સોનાથી છેલ્લો સાંધો પૂર્યો. બાર ટેલિવિઝન કૅમેરાની આંખો તેના તરફ તાકી રહી હતી અને તે જે કંઇ કરતો હતો તેનાં બાર ચિત્ર આખા વિશ્વમાં પહોંચી ગયાં.

તે ઊંચો થયો અને તેણે દ્વાર રેન તરફ જોયું અને પછી તે ચાંપ પાસે જઇ ઊભો રહ્યો. આ ચાંપ દબાવતાં આખા વિદ્યુત માર્ગનું વર્તુલ પૂરું થતું હતું. વસતિ ધરાવતા બ્રહ્માંડના છન્નુ અબજ ગ્રહોના રાક્ષસી ગણક-યંત્રોને આ ચાંપ એક સાથે એક મહા વિદ્યુત માર્ગમાં જોડી દેશે. એ રીતે આ બધા ગણકયંત્રોમાંથી એક મહા-ગણકયંત્ર બનશે. અને આ મહા-ગણકયંત્રમાં બ્રહ્માંડની બધી જ નિહારિકાઓનું બધું જ જ્ઞાન ભેગું થશે.

ટગર-ટગર જોઇ રહેલા અબજો લોકોને દ્વાર રેને થોડુંક કહ્યું. પછી એક પળ શાંત રહી તે બોલ્યો, "દ્વાર એવ, દબાવ."

દ્વાર એવે ચાંપ દબાવી. ધુમ, ધુમ, ધુમ એમ મોટો અવાજ થવા માંડ્યો. છન્નુ અબજ ગ્રહોની શક્તિ ઉછાળા લેવા માંડી. માઇલો લાંબી ગણક-યંત્રની પેનલ પર દીવા થવા લાગ્યા અને બુઝાવા લાગ્યા.

દ્વાર એવ પાછો ખસી ગયો અને તેણે ઊંડો શ્વાસ લીધો. "પ્રથમ પ્રશ્ન પૂછવાનું ભાગ્ય તારું છે, દ્વાર રેન."

"ઘણો જ આભાર," દ્વાર રેને કહ્યું. "હજુ સુધી કોઇ પણ ગણક-યંત્રે જેનો જવાબ નથી આપ્યો એવો આ પ્રશ્ન છે."

તે ગણક-યંત્ર તરફ ફર્યો: "ભગવાન છે?"

જરા પણ ખચકાયા વગર પેલા શક્તિશાળી અવાજે જવાબ આપ્યો.

"હા, હવે ભગવાન છે."

દ્વાર એવના મોં પર ઓચિંતો ભય પ્રસરી ગયો. ચાંપ ખેંચવા તે કૂદ્યો.

ઊંચે વાદળાં વિહીન આકાશમાંથી વીજળી પડી, દ્વાર એવ પડી ગયો અને ફરી મહા-વિદ્યુતમાર્ગ સંધાઇ ગયો.

(Best SF Three માંથી)

"સરસ"

"થોડાક વર્ષો બાદ આપણે છોડશું."

"સરસ."

"પછી આપણે પ્રેમ કરીશું"

"આપણાં બાળકો કરશે"

"આપણાં બાળકોને સડી સડીને મરવું પડશે"

"તો તો એમને પ્રેમ કરવામાં મજા પડશે."

"પ્રેમ જેવી કોઈ વસ્તુ જ નહિ હોય."

"ત્યારે જ સાચો પ્રેમ થઈ શકશે"

"તો આપણને સાચો પ્રેમ કરતા નહિ મળે?"

"હજુ કોઈને નથી મળ્યો"

"તો આ બધું શું છે?"

"દુનિયાની પોકળ ભીંતો સરકતી રહી છે"

"આપણે સમયને ક્યારે જીતી શકીશું?"

"જ્યારે દુનિયા નહિ હોય"

"તે બને તેમ નથી"

"ભવિષ્યમાં આવું કશું બોલીશું ત્યારે લોકોને હસવું આવશે"

એ ચૂપ થઈ ગયો. ઘેરાતી જતી રાત્રિના અંધકારમાંથી પ્રગટ થતા ઉજાસમાં એ ઇશાને જોતો હતો. ઇશાને મળવાની વેળા નિશ્ચિત નહોતી. ઇશા ભણતી હતી, નોકરી કરતી હતી, જીવતી હતી, મરેલા ભાઇબહેનને યાદ કરી રડતી હતી, એની સોડમાં ભરાતી હતી, એને તડપાવતી હતી, પરગામ ચાલી જતી હતી, અબોલા લેતી હતી, ગાતી હતી, રખડતી હતી, પાપ કરતી હતી, પુણ્ય કરતી હતી, એને ચાહતી હતી – એ ઇશા હતી. અત્યાર સુધીમાં એને મંદિરે લઈ જઈ અનેક વાર ગાંધર્વ વિધિથી પરણી ચૂકી હતી; પણ એના ઘરે જઈ ઇશાએ જીવન શરૂ ન કર્યું એ પણ ચાલ્યો નહિ, એને આ બધું સદી ગયું.

"જો ટ્રેઈન આવે છે"

બન્નેએ ફાટક તરફ આવી રહેલી ગાડી સામે જોયું. ગાડીના ડબ્બાઓની બારીઓમાં પીળા અને ઝાંખા માણસોની અંધારામાં ગતિ; ગાડીનો ખટખટ અવાજ, એન્જિનનો વરાળ છોડવાનો અવાજ—આ બધું જ છે—પળ પછી નહિ હોય.

"આ ગાડીમાં મેં ઘણીવાર મુસાફરી કરી છે"

"આપણે સાથે મુસાફરી કરી છે"

"માના મૃત્યુ પછી આપણે છેલ્લીવાર મુસાફરી કરી લઈએ"

"ક્યાં જઈશું?".

"કાયમ માટે ચાલ્યા જઈએ અને ક્યાંક સ્થિર થઈએ"

'ડોસા?'

"એ પણ મરી જશે, એમનો વખત થયે."

"તું આ નક્કી કહે છે?"

"નક્કી આગળથી હવે વધુ રાહ જોવાય તેમ નથી"

એણે ઇશાને જોરથી દબાવી દીધી ઇશાથી એક આછી ચીસ પડાઈ ગઈ. પણ એણે મોંને દાબી દીધું પોતાના હોઠ વડે

ગાડી પસાર થઇ ગઈ હતી દૂરના રસ્તા પરથી એક આરો-રીક્ષા જઈ રહી હતી. શાંતિમાંથી તેનો અવાજ અને બત્તીનો લીસોટો ધીમે ધીમે ભૂંસાતો ચાલ્યો

"કોણ એ?" કોઈનો અજાણ્યો અવાજ.

"અમે છીએ" એણે પ્રત્યુત્તર વાળ્યો.

"કોણ અમે?"

"અહીંના જ...તમારે ચિંતા કરવાની જરૂર નથી"

ફરી અવાજ આવ્યો નહિ જમીન પર હવે બંનેના પગ અટકી ગયા. અને લાગ્યું કે અત્યારે એ જીવતો હતો. જીવન કેવું હાસ્યસ્પદ છે, તેની ખાતરી મેળવવી ઘણી મુશ્કેલ પણ હતી પોતાના માટે કડારી રાખેલી એક મર્યાદાના ગર્તમાં લોકો જીવે છે તેની ભ્રાંતિની વચના વચ્ચેથી જીવવું તે તો એક ભગીરથ કાર્ય હતું. અને તે ભ્રાંતિમાં પણ કેટલો લાંબો સમય પસાર થતો હતો

છતાં તે મરતી નથી. ધારદાર હથિયાર વડે જેમ એક વસ્તુને કાપતા જઈએ, એમ એને ય કાપતા જ જઈએ તો તેનો અંત જરૂર આવશે.

'પણ આનો અંત જ નથી!' એ બબડયો.

એણે ફરી ઈશાનો આશ્રય શોધ્યો. ઈશાને આ વખતે એણે મંઝવી નાખી. એના શરીરનું એણે સાવચેતીથી સંશોધન કરવા માંડયું. એના બન્ને હાથે એના શરીર પર હથિયારો ફેરવવા માંડયાં. ધીમે ધીમે એક પછી એક પડ દૂર થતા ગયાં. હલબલ થતાં પાણી ઊછળવા માંડયાં, લોહી-માંસ મજ્જાની ભરમ છૂટી પડવા લાગી. અંતે, એક નક્કર વસ્તુ એના હાથમાં આવી. ને એણે ઈશાને ઊંચકી લીધી, અને એક સારી જગા પર સુવાડી. પછી એ એની બાજુમાં સૂઈ ગયો. સવાર પડી ત્યારે એ સફાળો ઊભો થઈ ગયો અને આંખો ચોળવા લાગ્યો. સૂર્યનાં કિરણોએ રાત્રિ પછીનો એક બીજો યુગ શરૂ કર્યો હતો. એ હસ્યો.

ટેકરા પરથી એણે જોયું તો એટલા પર ઊભી રહીને ઈશા હસી રહી હતી. એણે હાથ હલાવ્યો. જવાબમાં ઈશા અંદર ચાલી ગઇ. એ ફરી હસ્યો. હવે બીજો યુગ શરૂ થઇ ગયો હતો. એને ખૂબ ગમતી ગીતની પંક્તિ એ ગાવા લાગ્યો. એટલામાં તો એની આંખના પોપચા પર કંઈક ચોંટયું. એણે તે લઇને જોયું તો ફૂદું. ફેફસામાં જોસથી હવાને ભરી દઇને એણે ફૂંક મારી ફૂદાને ઉડાડયું.

ધીમે ધીમે, ઊંચે ઊંચે તરતું તરતું ફૂદું ઊડી રહ્યું.



# શબ્દો અને રંગ

રતન પારિમુ
અનુ. ભારતી દલાલ

આપણે હિંમતપૂર્વક અગમ્ય પ્રયોગ કરવા જોઈએ. ખરા જોખમ ખેડીને માર્ગ મોકળો કરી સાહસ કરવું જોઈએ. હાલકા અને ક્ષુદ્ર મનોવૃત્તિ ધરાવનારા ટીકાકારોની ડાહી ડાહી શિખામણોને બાજુએ મૂકીને અનિચ્છનીય વિરોધોને અવગણીને આગળ વધવું જોઈએ. આપણા કળાકારોને ડાહ્યા માણસોની માફક વર્તીને આપણી સન્મતિ ખાતર, નિરાશાનો ઉભરો ન આણવાની એ લોકો સલાહ આપે ત્યારે એમને હસી જ કાઢવા જોઈએ.

—રવીન્દ્રનાથ

કલાકાર પાસે તો રંગ, રેખા અને ફલકનું વિશાળ ક્ષેત્ર છે. પછી એ શા માટે શબ્દ વાપરવાની જફામા પડે એવો કોઈને પ્રશ્ન થશે. મોટા ભાગના કલાકારો પોતાની કલા વિશે પોતે કશુ કહેતા નથી, બીજાઓના પર જ એ કામ છોડી દે છે એ સાચુ છે. આમ છતા, કેટલાક કલાકારોએ કદિક કદિક પોતાના કલા વિશેના વિચારો શબ્દોમા રજૂ કર્યા છે. કલાના ચાહકોમા કલા વિશેની સાચી સમજ ઉપજાવી આપવાનો આશય આપણા દેશમા કલાવિષયક લખાણોથી સિદ્ધ થયો હોય એવુ લાગતુ નથી. આનો અર્થ એ થયો કે કલાકારોએ પોતે લખેલુ અથવા કલાવિવેચકોનું લખાણ કલા વિશેનુ જરૂરી જ્ઞાન આપવામા અને કલાનુ પરિશીલન કરાવવામા મદદરૂપ નીવડ્યુ નથી.

કદાચ કલાકારે તો પોતાના માધ્યમને જ વળગી રહેવુ ઘટે, એ સિવાયના બીજા માધ્યમનો અખતરો કરવો એ કદાચ એને માટે હિતાવહ નથી, કારણ કે એ એનું ક્ષેત્ર નથી, પણ એથી જે નથી થઈ શકતું તે શબ્દ દ્વારા કરવુ પડે એવી પરિસ્થિતિ આપણા દેશમા છે. કલાના સ્વરૂપ પરત્વે ખુદ કલાકારોમા જ ભયંકર ગેરસમજ પ્રવર્તે છે. આપણી કલામીમાંસા પણ આ દોષમાથી મુક્ત નથી. આ પ્રકારની અરાજકતા આજે જુવાન કલાકારને ચિન્તાતુર બનાવી દે તે સ્વાભાવિક છે. આવી અરાજકતા આજે આપણે ત્યા પ્રવર્તી રહી છે એ બાબતમા તો સૌ સમ્મત થશે જ. ઘણી પેઢીઓથી આપણે કલા વિશેના ખોટા મૂલ્યો ગળથૂથીમાથી પામતા આવ્યા છીએ. આ પરિસ્થિતિ આજની અરાજકતા માટે ઘણે અંશે જવાબદાર છે. આ અરાજકતા આપણે ત્યા ચાલતી કલાશાળાઓમા પ્રવર્તે છે. જેમા વિક્ટોરિયાના વારાથી ચાલતી આવેલી શિક્ષણપદ્ધતિમા કશો ફેરફાર હજી કરવામા આવતો નથી (જો કે ઇંગ્લેન્ડમા નહીં નહીં તો અત્યાર સુધીમા કેટલીય વાર અભ્યાસપદ્ધતિમા પરિવર્તનો થઈ ચૂક્યા છે) તેમ જ કલાના ક્ષેત્રમા અર્ધી સદી પહેલા કલા પ્રણાલીને પુનરુજ્જીવિત કરવાનો પ્રયાસ કરનારાઓએ જે શિક્ષણપદ્ધતિ દાખલ કરી હતી તે પણ હજુ બદલવામા આવી નથી. શિક્ષણની પદ્ધતિમા થયેલા ક્રાન્તિકારી ફેરફારોની આપણી મોટા ભાગની કલાશાળાને કશી જાણ જ થઈ નથી. નવી શિક્ષણપદ્ધતિઓ વિશે પણ તેઓ સાવ અજ્ઞાન છે. આવી અરાજકતા જુદી જુદી કલાસંસ્થાઓ તરફથી કે સરકારી સંસ્થાઓ (The State and National Lalitkala Akademies) તરફથી યોજાતા પ્રદર્શનોમા પણ દેખાઈ આવી છે. એવા પ્રદર્શનોમા રજૂ થતી કલાકૃતિઓને જુદા જુદા વિભાગોમા કૃત્રિમ રીતે વહેંચી નાખવાનો ઉઘાડ કે ગર્ભિત વલણ જોવામા આવે છે જે ભૂલ ભરેલું છે. તે વિભાગો આ પ્રમાણે છે: વાસ્તવિક અને કલાશાળાઓમા નક્કી થયેલા નિયમો અનુસાર (Academic Realistic) જૂની પ્રણાલીને પુનરુજ્જીવિત કરનાર (Revivalist) અને અદ્યતન (Modern). કલાવિવેચકોની વિચારસરણી પણ આવી ગૂંચ ભરેલી છે. જેઓ કલાની કૃતિ ભારતીય છે કે નહીં, એમા ભારતની સંસ્કૃતિનો આત્મા પ્રતિબિમ્બિત થાય છે કે નહીં એવા, સાચી કલાના મૂલ્યાંકન પરત્વે સાવ અપ્રસ્તુત પ્રશ્નો ચર્ચતા હોય છે. કલાકાર થવા

ઝંખનારને ઉપર જણાવેલાં કારણોથી ઉપસ્થિત થયેલી આવી પરિસ્થિતિ વિઘાતક રીતે ગૂંગળી મારે છે. કલાશાળામાં કૃત્રિમ પદ્ધતિએ ભણ્યા પછી એ ભૂલવાને એને કેટલાં બધાં વર્ષો ગાળવાં પડે છે. આ પ્રકારનું વાતાવરણ પણ કલાની સાધના માટે ઉપકારક નીવડતું નથી, ને પરિણામે કલા-ચાહકો અને કલાસાધકોનો વર્ગ નાનો ને નાનો થતો જાય છે.

આ પરિસ્થિતિમાંથી છુટકારો મેળવવાને જુવાન કલાકાર કાં તો દેશ છોડીને ભાગી નીકળે છે, કાં તો આ પરિસ્થિતિ સામે આંખ આડા કાન કરે છે. પણ મને લાગે છે કે આપણી નવી પેઢીએ આ પ્રતિકૂળ પરિસ્થિતિનો સામનો કરવો જોઈએ ને ભાગેડુવૃત્તિ કેળવવી ન જોઈએ. આપણી આગલી પેઢીએ આપણી સાધના માટે કશીક ભૂમિકા તો તૈયાર કરી આપી જ છે. ૧૯૫૦ની આજુબાજુના ગાળામાં ખ્યાતનામ બનેલા કલાકારોનો આમાં સારો એવો ફાળો છે. આ સદીના પૂર્વાર્ધમાં એમને સારી એવી પ્રતિકૂળતા-ઓનો સામનો કરવો પડ્યો છે. પ્રતિકૂળતા સામેનો એમનો આ સંઘર્ષ આપણે ચાલુ રાખવો જોઈએ ને આ ભૂમિકાને આગળ વધવા માટેના સોપાન તરીકે વાપરવી જોઈએ. લોકોની રુચિ કલાના સાચા આસ્વાદ માટે કેળવાયેલી નથી. એ પણ આ કમનસીબ પરિસ્થિતિને માટેનું એક કારણ છે: મને લાગે છે કે કલા વિશેનું જરૂરી જ્ઞાન પૂરું પાડવા માટે કલાકારોએ પણ કરવો જોઈએ તેટલો પ્રયત્ન કર્યો નથી.

આ પરિસ્થિતિનો સામનો કરતાં પહેલાં એ પરિસ્થિતિનું આપણે નિદાન કરી લેવું ઘટે. પાયાના પ્રશ્નો આ છે: આ અરાજકતા આવી શી રીતે? એને દૂર કરવાને શા ઉપાયો લેવા ઘટે? આનો વિચાર કરતી વેળાએ આપણા દેશના ઇતિહાસનાં છેલ્લાં સો વર્ષ આપણે ધ્યાનમાં રાખવાં પડશે, કારણ કે આપણા કલાવિષયક ખ્યાલોના ઘડતરની ભૂમિકા એ ગાળામાં રહેલી છે. એ વિચારો આજનાં વર્ષોમાં પણ લાગુ પડે છે ખરાં? જે કાંઈ બિનજરૂરી કે અપ્રસ્તુત છે તેને આપણે ગાળી નાખવું પડશે; ને એમાં જે કાંઈ ઉપયોગી હોય તેનો વર્તમાન પરિવર્તન પરત્વે વિનિયોગ કરતાં શીખવું પડશે. ઓગણીસમી સદીની છેલ્લી પચ્ચીસીથી યુરોપમાં કલાના ક્ષેત્રમાં જે ક્રાન્તિ આવી તેની પણ આપણે નોંધ લેવી પડશે. એ પણ જોવું જોઈશે કે આ નવી વિકાસ-ધારાને આપણી પરિસ્થિતિ સાથે કશો સમ્બન્ધ છે ખરો? આપણે એ વિકાસ તરફ નજર જ ન કરવી? કે પછી આપણી પરમ્પરા અને પશ્ચાદ્-ભૂમિને લક્ષમાં રાખી બુદ્ધિપૂર્વક એ વિકાસનો વિચાર કરવો?

યુરોપમાં, આ સદીની પહેલી પચ્ચીસીમાં ક્રાન્તિનાં પગરણ થયાં ત્યારે એ તરફ આપણે દુર્લક્ષ કર્યું એ એક કમનસીબ ઘટના છે. એ વિશે કોઈએ કશુ લખ્યુ હોય તો તે વિનયકુમાર સરકારે. પણ એમના શબ્દો કોઈને કાને પડ્યા નહીં. એક માત્ર ગગનેન્દ્રનાથનાં ૧૯૨૦નાં અરસાનાં ચિત્રોમાં એની અસર દેખાઈ. પાછળથી રવીન્દ્રનાથ પણ એમાં સામેલ થયા.

અદ્યતન કલા વિશેના ચોક્કસ ખ્યાલો પરત્વેના અજ્ઞાનને કારણે પણ આવી પરિસ્થિતિ ઊભી થઈ છે, એમ હું માનું છું. અદ્યતન કલાના સમર્થનની કોઈ ભૂમિકા આપણા દેશમા તૈયાર થઈ હોય એવું મને લાગતું નથી. આ નવા વિકાસના સંદર્ભમાં આપણુ ભારતીય કલાકારો તરીકેનું વલણ શૂ છે ને વીસમી સદીના છટ્ઠા દાયકામાં આપણી સાથે એને કશી લેવાદેવા છે કે નહીં, તે આપણે વિચારવું જોઈએ. મૂલ્યો પરત્વેની આપણી સમજને પુનઃ વ્યવસ્થિત કરવાની ખાસ જરૂર છે એટલું તો જણાઈ જ આવે છે. આ પરત્વે જુવાન કલાકારને શબ્દો વાપરવા પડશે ને એ રીતે લોકોના કલા પ્રત્યેના જડ બની ગયેલા વલણમાં પરિવર્તન લાવવાનું રહેશે.

આજની કલાવિચારણા અદ્યતન કલાની પ્રવૃ-

ત્તિને કૃપક શંકાની નજરે જોતી હોય એમ લાગે છે એની સામેના આક્ષેપોને એ ભાગમાં વહેંચી શકાય એક મત એવો છે કે અદ્યતન કલાની પરમ્પરા આપણી પરમ્પરાને અનુકૂળ નથી, એ તો પાશ્ચાત્ય છે, પૂર્વને એની જોડે કશી લેવાદેવા નથી બીજા કેટલાક પશ્ચિમમાં આ વલણની વિરુદ્ધમાં કરવામાં આવેલી દલીલોનો જ પડઘો પાડે છે એમને મતે આ પ્રવૃત્તિ પરમ્પરાને એના મૂળથી જ છેદી નાખે છે, એ વિઘાતક છે અને નર્યું ગાંડપણ છે આ નવું વલણ આપણી સંસ્કૃતિના ઉદાત્ત અને પવિત્ર અંશોનું ઉચ્છેદક છે

વાસ્તવમાં પશ્ચિમમાં હવે આ મત ક્યારનોય બદલાઈ ચૂક્યો છે ને અદ્યતન કલાની સાચી સમજને માટેની ભૂમિકા તૈયાર થઈ ચૂકી છે અણુશક્તિ અને અવકાશયાનાની જેમ ૨૦ મી સદીના અનેક આવિષ્કારો પૈકીના એક લેખે એની ગણના થવા લાગી છે જાહેર સંસ્થાઓ ( મ્યુઝીઅમ ) દ્વારા તેમ જ ખાનગી કલાસંસ્થાઓ દ્વારા મોટા મોટા પ્રદર્શનો અવારનવાર થતા રહે છે (જે જોવા લોકોનો મોટો ધસારો રહે છે) અને આ પ્રદર્શનો કલાની ખરી સમજ વધારવામાં ઘણો મહત્વનો ભાગ ભજવે છે વળી સમય પોતે જ મોટો વિવેચક છે અને સમય જતાં એ એની મેળે જ સિદ્ધ થયું છે કે, આ નવી કલાના ક્યા પાસા સ્થાયી છે? આ જાણીને આપણા દેશના "પંડિતો" ને આશ્ચર્ય થશે કે પશ્ચિમમાં ૨૦ મી સદીની કલા પોતે જ અભ્યાસ અને સંશોધનનું એક ક્ષેત્ર બની રહી છે, જ્યાં વિદ્યાપીઠના ઘણા અભ્યાસીઓ આ ગાળાની કલાનો અભ્યાસ કરી રહ્યા છે

વિજ્ઞાન અને ટેકનોલોજીની નવી નવી વિકાસધારાઓનો જેમ આજે અભ્યાસ થઈ રહ્યો છે તેમ આ નવી કલાપ્રવૃત્તિનો અભ્યાસ કરવાનું આ એક વાજબી કારણું ગણાવું જોઈએ આઈન્સ્ટાઈન અને તેના સિધ્ધાન્તો ભૌતિકવાદી છે એટલા જ ખાતર આપણે એને નકારી શકતા નથી, કે આપણા આર્થિક વિકાસને માટે અત્યંત જરૂરી એવા મોટા બંધ બાંધવા પાછળ રહેલા સ્થાપત્યના સિદ્ધાન્તોને પણ આપણે ઉવેખતા નથી

સ્વદેશી ચળવળને પરિણામે પશ્ચિમની વસ્તુઓ પ્રત્યે અણગમો અને સંદેહ ઉત્પન્ન થયા સ્વદેશી ચળવળ જ્યારે પૂરજોશમાં હતી ત્યારે એના જ એક પરિણામરૂપે ધાર્મિક, સાંસ્કારિક અને સામાજિક પુનરુત્થાનની પ્રવૃત્તિઓ પણ આરમ્ભાઈ આપણો પ્રાચીન સાંસ્કૃતિક વારસો અને આપણી પ્રાચીન ફિલસૂફી અપનાવવાનું વલણ વધતું ચાલ્યું. આપણા ભૂતકાળની સિધ્ધિઓ અને આપણા પૂર્વજોનો ભવ્ય વારસો કેવો છે, એની જાણ આપણા બુધ્ધિશાળીઓને થઈ ચૂકી હતી અને એમણે આવી દલીલો રજૂ કરી હતી આપણી રાષ્ટ્રીય ચેતનાનો ઉત્કર્ષ સાધવાને માટે આવી દલીલો બહુ સમર્થ નીવડતી.

નવા ભારતનું નવનિર્માણ કરવાને માટે આપણી પાસે કલામીમાંસાની પણ આગવી પધ્ધતિ હોવી ઘટે આ પૈકીના ઘણાખરા કલા વિશેના ખ્યાલો તો મોટે ભાગે આપણા રાષ્ટ્રીય નેતાઓના વિચારોમાંથી જ ઉદ્‌ભવતા આને પરિણામે આવા ખ્યાલોને કલાની સમસ્યાઓ સાથે કશો સીધો સંબંધ ન હોય તે દેખીતું જ છે આ પૈકીની ઘણી ખરી દલીલો તો ભારતીય કલાની પ્રતિષ્ઠા કરવા માટે ઉપજાવી કાઢવામાં આવી હતી કારણ કે પશ્ચિમના લોકો ભારતીય કલાનો કલા તરીકે સ્વીકાર જ કરતા નહોતા આપણા કસબ વિષે વિક્ટોરીઆના જમાનાના ઇંગ્લેન્ડવાસીઓને આદર હતો એને એ લોકો ગૌણકલા અથવા ઔદ્યોગિક કલા લેખતા હતા આનું કારણ એ હતું કે ૧૮૫૧માં ભરાયેલા Great Exibition of 1851 માં એમને એ સમજાઈ ગયું હતું કે એમની ફેક્ટરીઓમાંથી ઉત્પન્ન થતી વસ્તુઓ કલાની દૃષ્ટિએ પૂર્વની "ગૌણકલા"ઓને મુકાબલે કેવી તો ઊતરતી કોટિની હતી વિલિયમ મોરીસના લખાણોથી પણ આ વાત ઇંગ્લેન્ડની પ્રજાના ધ્યાનમાં આવી હતી પણ લલિતકલાની બાબતમાં તો અંગ્રેજ લોકોને મતે આપણે કશું જાણે સર્જ્યું જ નહોતું અને આપણાં

મન્દિરમાં શિલ્પો, અનેક હાથવાળા દેવદેવીઓનાં એમના કદરૂપા ચહેરાઓ એમની દૃષ્ટિએ રુચિભંગ કરતા હતા. અંગ્રેજો– એક રીતે જોઈએ તો યુરોપ વાસીઓ — આમ કહેતા હતા એનું કારણ એ છે કે, એ લોકો લલિતકલા અને વ્યાવહારિક કલા વચ્ચે ભેદ કરતા હતા. એમને મતે આ બે વચ્ચે જાણે કશો સંબંધ જ નહોતો. આ એક અસંગતિભરી પરિસ્થિતિ હતી. (એમાંની અસંગતિ આધુનિક કલામીમાંસાએ સુધારી લીધી છે.)

એમની કલાઓની વર્ગણીમાં "ઉપયોગી" કલાને બહુ નીચું સ્થાન હતું અને લલિતકલાને એ લોકો ઉચ્ચ અને ઉદાત્ત ગણતા હતા. આ દૃષ્ટિબિંદુ પ્રમાણે તો ભારતમાં આવી લલિત કે ઉચ્ચ કોટિની કલાનું નિર્માણ જ થયુ નહોતું. આપણું શિલ્પ તથા રાજપુત અને મોગલ ચિત્રકળા તો ગૌણકળામાં ગણાતાં. આના પરિણામે ભારતીય કલાનું સમર્થન કરનારાઓને (ભારતીય તેમ જ પશ્ચિમના) પોતાનો બચાવ કરવો પડે એવી પરિસ્થિતિ ઊભી થતી.

રાષ્ટ્રવાદીઓએ પોતાના મતને દૃઢ કરવાને માટે આપણી પુરાણકાળની વેદાન્તની ફિલસૂફી પર વધારે પડતો ભાર મૂકયો હતો. વેદાન્તનું પશ્ચિમના આધ્યાત્મવાદી ચિન્તકોએ બહુમાન કર્યું જ હતું આથી વેદાન્ત એમને માટે એક અસરકારક સાધન બની રહ્યું. આથી એમને કંઇક આવા સ્વરૂપની દલીલ કરવાનું ફાવ્યું. આપણું તત્વજ્ઞાન ઉત્કૃષ્ટ છે (ભારતવર્ષમાં તત્ત્વજ્ઞાન અને ધર્મ વચ્ચે નિકટનો સંબંધ છે. આથી દર્શન એટલે અહીં ધર્મ પણ સમજી લેવાનું.) હેવલે બતાવી આપ્યું હતું કે ભારતીય કલા મુખ્યત્વે આદર્શવાદી, રહસ્યવાદી, પ્રતીકાત્મક અને ઇન્દ્રિયાતીત છે. કુમારસ્વામીએ પણ આગ્રહપૂર્વક કહ્યું કે મહાન કલા હંમેશાં એક રાષ્ટ્રની અને ધર્મની નીપજ હોય છે. (એ સિવાયની કલા કેવી તો હાલી હોય!)

ભારતની પ્રાચીન કલા ધર્મના જેટલી જ પવિત્ર છે એવું પૂરવાર કરવા શિલ્પશાસ્ત્રમાંથી પુષ્કળ અવતરણો ટાંકવામાં આવતાં. એનાં થોડાં ઉદાહરણો નીચે મુજબ છેઃ

૧. શુક્રાચાર્યના શુક્રનીતિસારમાં કહ્યું છે કે કોઈ પણ પ્રતિમાનું સ્વરૂપ પૂરેપૂરું વિશદ રીતે મન સામે ખડું થાય એ માટે કલાકારે ધ્યાન ધરવું જોઈએ. એની સફળતાનો આધાર તેની આ ધ્યાન ધરવાની શક્તિ ઉપર છે. આ સિવાય બીજી કોઇ રીતે એને સફળતા મળે નહિ.

૨ શુક્રાચાર્યે કહ્યું છે કે દેવોની મૂર્તિનું વિધાન કરવુ એ કલાકારને માટે હમેશાં પ્રશસ્ય છે. માનવીઓની મૂર્તિ ઘડવી એ અપવિત્ર છે ને ઇષ્ટ નથી. દેવની ઘાટઘૂટ વગરની મૂર્તિ ઘડવી સારી પણ માનવીની મૂર્તિ ઘડવી એ સારું નહીં. પછી ભલેને એ ગમે તેટલી સુંદર કેમ ન હોય.

૩. મૂર્તિવિધાન પરત્વેની વફાદારી.

(અ) સારીપુત્રઃ જો માપ અડધા ઇંચ જેટલું પણ વધારે કે ઓછું હોય તો એના પરિણામે લક્ષ્મીનો નાશ થાય અથવા મરણ પણ નીપજે.

(બ) મયામાત્યઃ જે પોતાના કસબને અધૂરો જાણે છે અથવા ખોટો જાણે છે તે મરણ પછી નરકમાં જાય છે અને યાતના સહન કરે છે.

આ દલીલોમા ભારતની કલામીમાંસાનું ઉદ્‌ગમ સ્થાન રહેલુ છે. એના પુનરુત્થાનની રૂપરેખા પણ એમાંથી જ પ્રાપ્ત થાય છે.

ભારતીય કલાના પુનરુત્થાન અને વિકાસના આ સદીના પ્રારંભના દાયકાઓમાં થીઓસોફીએ પણ ફાળો આપ્યો છે. જુવાન કલાકારનું ખમીર કેળવવામાં એણે ઘણી મદદ કરી છે. શ્રી. અરવિંદ ઘોષે એમના "નેશનલ વેલ્યુ ઓફ આર્ટ" નામના પુસ્તકમાં જે ભાવનાશાળી દૃષ્ટિબિન્દુ રજુ કર્યું છે, તે આ સંદર્ભમાં જોવા જેવું છે

"કળા ચિત્તશુદ્ધિ સાધી આપે છે, એ આપણા વ્યવહારને શુદ્ધ કરે છે અને ઉંચી ભૂમિકાએ મૂકી આપે છે. આપણી અસંસ્કૃત અને સ્થૂળ વાસનાઓને તથા આપણા અતિરેક ભર્યા સ્થૂળ અને

પ્રાકૃત આચારને એમ સ્કારે છે, આપણી લાગણીઓ અને આપણા કાર્યને એ સંયત કરે છે અને જે સુરુચિપૂર્ણ છે, સુંદર છે, ઉચિત છે અને રુચિકર છે તેને સિદ્ધ કરવા આપણને પ્રેરે છે યુરોપના સંસ્કારી સમાજના કળાએ આ પ્રકારની શ્રેષ્ઠ અભિવ્યક્તિ સિધ્ધ કરી હતી કોન્ફ્યુશ્યસના વિધિપૂર્વકના આચરણમાં કે ભારતીય ધર્મના વિચાર પૂર્વક રીતે યોગ્યતા આચારસૂત્રોમાં આ દૃષ્ટિબિંદુ આપણને જોવા મળે છે '

અર્જ કળામીમાંસા મનોવિજ્ઞાન, કળા અને માનવીનો સમ્બન્ધ — આ ક્ષેત્રમાં જે નવું સંશોધન થયું છે તેના સંદર્ભમાં શ્રી અરવિંદ ઘોષ જે કહે છે તે આજે બહુ ટકી રહે એમ લાગતું નથી ઉદાહરણ તરીકે આજે ભાગ્યે જ કોઈ ભૂતકાળમાં કરતા હતા તેમ કળા અને સૌન્દર્યને પર્યાય લેખે છે ઉપર ટાંકેલું શ્રી અરવિંદનું દૃષ્ટિબિન્દુ તો જેના વિરોધમાં અર્વાચીન કળામીમાંસાએ માથું ઊંચક્યું છે તે પ્રશિષ્ટ કળામીમાંસાની જાણે વિડંબના ન હોય એવું લાગે છે પરમ્પરા અને ધર્મને કળામાં જે વધારે પડતું મહત્વ આપવામાં આવ્યું હતું તે માનવમનનો જે અંશ કળાના સર્જનમાં ભાગ ભજવે છે તેને વિશેની આપણી વધેલી જાણકારીને કારણે આજે ખોટું લાગે છે

ધાર્મિક કળા જેવી કોઈ વસ્તુ નથી ધર્મના લાભાર્થે રચાતી કળા કે ધાર્મિક વિષયોનું આલંબન લઈને રચાતી કળા તે ધાર્મિક કળા નથી કળાને રાષ્ટ્રીય, ધાર્મિક કે આધ્યાત્મિક કહીને ઓળખાવવી એ જ ખોટું છે આ વાત અત્યંત અસંદિગ્ધ રીતે છેક ૧૯૨૨માં વિજયકુમાર સરકારે એમના એક નિબંધમાં કહી હતી એમનો એ નિબંધ આજે ફરી યાદ કરવા જેવો છે કારણ કે આજની પરિસ્થિતિના અનુસંધાનમાં પ્રસ્તુત એવું ઘણું એમાં છે કળાકારે મૂર્તિવિધાનના નિયમો અનુસાર એ જે મૂર્તિ ઘડવા માગતો હોય તેનું ધ્યાન ધરવું જોઈએ મનુષ્યનું મૂર્તિવિધાન કે ચિત્ર એણે ન કરવું જોઈએ બાંધી આપેલા નિયમોને જો કલાકાર ન અનુસરે તો નરકમાં જાય એવું શુક્રાચાર્યનું વિધાન આજે કળામીમાંસામાં નહીં પણ કર્મકાંડના વિધિ આદેશ જેવું લાગે છે એ જ મૂર્તિવિધાન કરતાં પહેલાં એ મૂર્તિનું ધ્યાન ધરવું ને એ રીતે ચિત્તમાંની બધી હીનવૃત્તિઓને શુધ્ધ કરી નાખવી એ વિધાન પણ આ જ કોટિનું છે આવા વિચારો પર વધુ પડતો મુકાતો ભાર ને કારણે આ દેશમાં કળાનો વિકાસ રૂંધાઈ ગયો છે

ઐતિહાસિક દૃષ્ટિએ જોઈએ તો કળામાં પુનરુત્થાનની પ્રવૃત્તિ લેખાય એને કારણે આપણી પોતાની કલા તરફ આપણું ધ્યાન ખેંચાયું ભારતની કલાપ્રતિભા બહાર આવી જેથી આપણે કલાભિમુખ બન્યા આપણી ભૂતકાળની કલાને આપણો પરંપરાગત વારસો આપણને ફરી જોવાનું મન થયું પણ આ આખી પ્રવૃત્તિમાં કેટલીક પાયાની નિર્બળતાઓ રહી એક તો એ કે એ તે વખતની રાષ્ટ્રવાદની રાજકીય ચળવળ સાથે સંકળાયેલી હતી ભારતીય ચિત્રકળા ને શિલ્પકલા મહાન કલાકૃતિ લેખાતા હતા કારણકે એ ભારતીય કલાની દૃષ્ટિએ ખપ્પર ઉચ્ચ કોટિના હતા માટે નહીં કલાકૃતિની ગુણવત્તા નક્કી કરવાને જરૂરી વિવેક એ વિચારસરણીમાં હતો નહીં

આની ભૂલો થવાનું એક કારણ પુનરુત્થાન (Revival) એ સંજ્ઞાના સંકેત વિશેની ગેરસમજ પણ હતું આ સંકેતને કેવળ ભૂતકાળને ફરી લાવવો એવા મર્યાદિત અર્થમાં સમજવામાં આવ્યો યુરોપમાં ઉદ્બોધન કાળ (Renaissance) વિશે જે થયું તે અહીં થતું જો એ, એવી માન્યતાથી પ્રેરાઈને કદાચ આમ બન્યું, પણ આજે આપણે જાણીએ છીએ કે ઉદ્બોધન કાળ એ કોઈ આવી પરિસ્થિતિ નહોતી એમાં તો નવા મૂલ્યો, કલાસર્જનની નવી શક્યતાઓ અને નવી અસરોની શોધ હતી પ્રખર ગતિમત્તા એ એનું આગવું લક્ષણ હતું

આ પુનરુત્થાનનું (Revivalism) બીજું એક લક્ષણ એ છે કે, એણે ભારતીય કલાશાળાઓમાં

અંગ્રેજી કલાશિક્ષણની પદ્ધતિએ અપાતા શિક્ષણનો વિરોધ કર્યો. આ પદ્ધતિ ગ્રીક અને રોમન જમાનાના શિલ્પના પ્લાસ્ટર કાસ્ટની ખરાબ નકલો પરથી રેખાંકનો (Drawings) દોરવાના પર આધારિત હતી. પુનરુત્થાનવાદીઓ આ પદ્ધતિને સ્થાને ભારતીય કલાકૃતિઓમાંથી માણસના હાથ, પગ, આંખ, નાક વગેરેની નકલો કરવા લાગ્યા. આ રીતે નવી ગણાતી કલાશિક્ષણની પધ્ધતિ વાસ્તવમાં નવી નહોતી. યુરોપની કલાશાખાની પધ્ધતિ જેટલી જ એ ઉતરતી કક્ષાની હતી. આ કલાશાળામાંથી વ્યક્તિચિત્રોના આલેખકો નકશા, દોરનારાઓ, લાકડામાં કોતરણી કરનારાઓ અને અનેક પ્રકારના કસબીઓ બહાર પડ્યા. જેઓ પરમ્પરાથી ચાલ્યા આવેલા નમૂનાઓની વિડંબના કરતા ગયા. આ પધ્ધતિનો હેતુ સારા "સર્જનાત્મક" કલાકારો કે આયોજકો તૈયાર કરવાનો નહોતો. આથી સારું આયોજન શી રીતે થઈ શકે, કલાના આસ્વાદની શક્તિ શી રીતે ખીલી શકે, એની કશી વિચારણા થઈ નહોતી. એને અંગેના કશા સિધ્ધાન્તોની માંડણી પણ કરી શકાઇ નહોતી. જ્યારથી યુરોપની કલાશાળામાંની શિક્ષણપધ્ધતિઓ આપણે ત્યાં પ્રચારમાં આવી, ત્યારથી જે પરિસ્થિતિ ઊભી થઈ તેને આ નવા પ્રયત્નો હલ કરી શક્યા નહીં.

આ પુનરુત્થાની પ્રવૃત્તિનું એક બીજું કમનસીબ પરિણામ એ આવ્યું કે એણે આપણને વધારે પડતા અન્તર્મુખ બનાવ્યા. દૂર પૂર્વના દેશો સિવાયના બીજા દેશોની કલા તરફ આપણી દૃષ્ટિ જ ગઈ નહીં. કેવળ પરમ્પરાનું અનુકરણ કરવું કે પરમ્પરાને ભક્તિભાવથી જોવી, એનાં ખતરનાક પરિણામો આવ્યાં. ૧૯મી સદીના યુરોપમાં જે પરિસ્થિતિ neo-classicism અને historicism ને લીધે ઊભી થઇ હતી તેને મળતી પરિસ્થિતિ આપણે ત્યાં ઊભી થઈ.

પણ વધારે વ્યાપક સંદર્ભમાં આ પ્રવૃત્તિના જુદા જુદા બે અંશો આપણી નજરે ચઢશે. એક કંઈક "સંકુચિત" અને બીજો "પ્રગતિશીલ." આ પૈકીના એક જૂનાં કલાસ્વરૂપોની પુનરાવૃત્તિઓ કરવાનો આગ્રહ રાખ્યો. જ્યારે બીજો પક્ષ પણ ભૂતકાળનો ઉપયોગ નવા વિકાસની એક અવાન્તર સ્થિતિરૂપે કરવા માંગતો હતો. પુનરુત્થાનની આ પ્રવૃત્તિ કેવો ભાગ ભજવશે તેનો કુમાર સ્વામીને બરાબર ખ્યાલ આવી ગયો હતો. એમની આ દીર્ઘદૃષ્ટિ એમના એક પાછળના નિબંધમાં દેખાઇ આવે છે. એમણે લખ્યુ છે: "ભૂતકાળની પુનઃપ્રતિષ્ઠા અને નવી સર્જનપ્રવૃત્તિની પ્રાથમિક ભૂમિકારૂપે કરવામાં આવતા સર્જનાત્મક પુનરીક્ષણનું અનિવાર્ય સોપાન છે...પ્રાચીન સંસ્કૃતિના જીર્ણ અવશેષોમાં રમમાણ થઇને રહેવાનું આપણે છોડી દેવું જોઇએ. આપણે ભૂતકાળમાંથી ઊતરી આવ્યા છીએ પણ આપણું ગન્તવ્યસ્થાન તો ભવિષ્યમાં જ છે." પણ આવાં અસંદિગ્ધ વિધાનો કુમારસ્વામીના લખાણમાં બહુ જ થોડાં મળી આવે છે. એથી ઊલટું તેઓ તો અર્વાચીન કલાપ્રવૃત્તિ વિષે ઘણા સંદેહશીલ છે અને એ કલાના નમૂનાઓને કલાસંગ્રહોમાં સ્થાન આપવાનો પણ વિરોધ કરે છે. દુર્ભાગ્યે એમના આ પ્રકારના પહેલાના નિબંધમાંના વિચારો (જેને કારણે હું એમને અંતિમવાદી કહું છું) જ આદર પામ્યા છે અને આપણા પંડિતો એને બ્રહ્મવાક્ય માની બેઠા છે. આને કારણે આપણે જાણે 'કુમારસ્વામી ગ્રંથી'થી પીડાઇએ છીએ.

અર્વાચીન દૃષ્ટિએ જોતાં, ઉપર ટાંકેલા કુમારસ્વામીના લખાણમાં છે તેવા વિચાર ધરાવનારું બીજું જૂથ ઉલટાનું કંઇક પ્રગતિવાદી વલણ ધરાવતું લાગે છે. એ જૂથના સમર્થ પ્રતિનિધિ વિનય કુમાર સરકાર છે અને રવીન્દ્રનાથના પાછલા નિબંધોમાં આ જ પ્રકારનું દૃષ્ટિબિન્દુ પ્રગટ થયેલું છે. આવી પ્રવૃત્તિઓમાં આ પ્રકારની રસમીમાંસાની ચર્ચાઓમાં અને ગગનેન્દ્રનાથ ટાગોર તથા રવીન્દ્રનાથનાં ચિત્રોમાં આ અર્વાચીન કલાનાં મંડાણ થયેલાં દેખાય છે. કલા વિષેની પ્રગટેલી નવી સભાનતા અને એનાં પ્રથમ સ્ફુરણોને બંગાળમાં

દઢ પીઠિકા પ્રાપ્ત થઈ એ તો સ્વીકારવું જ રહ્યુ આ અર્થમા જામીની રોય અને અમૃતા શેરગીલને પણ આપણે પુનરુત્થાનવાદીઓ ગણી શકીએ

આજના બદલાયેલા સજોગોમા કલાનો બચાવ કરવાને માટે ધર્મ અને ફિલસૂફીની પાસેથી દલીલો ઉછીની લેવાનુ કશુ પ્રયોજન રહ્યુ નથી ભારતની પ્રાચીનકળા અને એની રૂપસમૃદ્ધિ હવે વધારે સ્પષ્ટતાથી સમજાવા લાગી છે એ રચનાપદ્ધતિ કે કલા મીમાસાની આકરી કસોટીનાથી પાર ઊતરી શકે તેવી સાબિત થઈ છે

પશ્ચિમની અર્વાચીનકળા અને ભારતના Miniature Paintings વચ્ચેનુ સમાતર સાદશ્ય ભાગ્ય જ કોઈએ નોધ્યુ છે, એ જરા વિલક્ષણ કહેવાય નવી કલાના ઘણા ઘણા રસવિષયક આદર્શો પણ ભારતીય કલામા દેખાતી અપ્રાકૃતતા (Non-naturalist character) ચિત્રની સપાટી પરની દ્વિપરિમાણતાને અકબધ રાખવાનો આગ્રહ, પોતે કદી ભ્રાન્તિ ઊભી કરતા નથી એ વિષેની પૂરેપૂરી સભાનતા, સયોજન અને વર્ણવ્યવસ્થા પર એમણે મૂકેલો ભાર, એમનો સમર્થ અને પ્રગલ્ભ એવો ઘટકોના સમ્બન્ધોની સહોપસ્થિતિઓ યોજવાનો પ્રયત્ન, રેખાને અને Ideoplastic કલ્પનોને દશ્યકલ્પનો કરતા આપેલુ મહત્વ —આવા એના ગુણો અર્વાચીન રસસવેદનાને પ્રાહ્ય નીવડે છે આવી સમાન્તરતાની શોધ એ અર્વાચીન કલામીમાસાની સૌથી આશ્ચર્યકારક ઘટના છે

અર્વાચીન કલા વિષેની બીજી બે બાબતો આપણને ભારતીઓને ખાસ રસ પડે તેવી છે એ પૈકીની એક તે પૂર્વની કલાએ અર્વાચીન કલાના ઘડતરમા તથા કલામીમાસામા આવેલા પરિવર્તનમા આપેલો ફાળો છે ભારતીય વિચારણાના કેટલાક અશોએ થીઓસોફી દ્વારા ૨૦મી સદીની કલાના બે આદ્ય પ્રવર્તકો કેન્ડીન્સ્કી અને મોન્દ્રિયાનના પર એણે પાડેલો પ્રભાવ Abstractionની શોધમા એમણે 'આ દશ્યમાન જગત સાચુ નથી પણ માયા જ છે એ સિદ્ધાતનો ઉપયોગ કર્યો હતો એ સમજાવવા માટે કે દશ્યમાન જગતનુ આલેખન યોગ્ય નથી એમના લખાણમાથી આ વાત પ્રતીત થાય છે અરી ટેવેલ અને બીજાઓએ પણ "માયા"નો ઉલ્લેખ કર્યો છે તે સાથે નોધવુ જોઈએ પણ એ બે યુરોપીયન ચિત્રકારોએ આ વિભાવનાનો સર્જનાત્મક રીતે વિનિયોગ કર્યો છે ત્યારે હેવેલના આ સજ્ઞાના ઉપયોગથી ભારતીય કલાઓ પર વિપરીત અસર પડી છે જે લોકો ૨૦મી સદીની કલાપ્રવૃત્તિઓને પરમ્પરાથી જુદી ગણે છે અને એની સાથે મેળ બેસાડવાનુ જેને અઘરુ લાગે છે તેમના મનમા આ કલા વિશે જો કોઈ સન્દેહ રહ્યો હોય તે આ હકીકતો લક્ષમા લેતા દૂર થવો જોઈએ

આપણા દેશમા કલાપ્રવૃત્તિએ જે ખોટો વળાક લીધો છે તેને આ દૃષ્ટિએ જોતા સુધારી લઈ શકાય. કળા મુખ્યત્વે એક સર્જનાત્મક પ્રવૃત્તિ છે એમા કલાકારનુ ચિત્ત એની કલ્પના અને આખુ વ્યક્તિત્વ ભાગ લેતુ હોય છે જો આ ખ્યાલમા રાખીશુ તો, આપણી દૃષ્ટિ સકુચિતતાના દોષમાથી ઊગરી જશે

એ જ રીતે કલાકૃતિના સયોજનના ઘટકો (હુ તો એને અભિવ્યક્તિના સાધનો કહેવાનુ પસદ કરુ છુ)નુ પણ મહત્ત્વ છે આ સાધનો ગમે તે દેશકાળમા બદલાતા નથી, આ સાધનો છે રેખા, રગ, આકાર, પોત વગેરે. આ ઘટકોનુ સયોજન અને સવાદી સતુલન એનુ નામ જ Design કલાકૃતિઓમા જે કાઈ ભેદ રહે છે તે કલાકારની ચિત્તસપત્તિને કારણે ને એ તો અમુક એક વિશિષ્ટ વાતાવરણ અને સસ્કૃતિની નિપજ હોય છે આ રીતે જોઈશુ તો કલા એક શોધ છે કલાકાર કદી પ્રયોગો કરતા કે નવી નવી શોધો કરતા અટક્યો નથી

કલાકારોની નવી પેઢીનુ કાર્યક્ષેત્ર આથી સ્પષ્ટ થશે આપણે શિરે એક મોટી જવાબદારી છે આપણે એક સાથે બે હરોળ પર ઝૂઝવાનુ છે એક બાજુથી આપણી આગલી પેઢીએ કરેલા

પાપો ધોવાનાં છે, કુમ્ભકર્ણની જેમ નિદ્રાના ઘેનમાં પડેલા આપણા દેશને આપણે ઢંઢોળીને જગાડવાનો છે. એની જડતા તથા આત્મતુષ્ટિને ખંખેરી નાખીને એને ઉદ્યમપૂર્વક કલાપ્રવૃત્તિના ક્ષેત્રમાં વાળવાનો છે. જુવાન કલાકારોને પોતાની સર્જક પ્રતિભાના સમૃદ્ધ આવિષ્કારને ખેડવા નવાં ઘણાં ક્ષેત્રો ખૂલતાં જાય છે.

કલાના ક્ષેત્રમાં જેનો હજી વિનિયોગ નહીં કર્યો હોય એવી અખૂટ સમૃદ્ધિની એંધાણી મળતી જાય છે. આ પૈકી આપણા દેશના છેક અંદરના ભાગમાં રહેતા ખેડુતોએ કરેલાં અલ્પખ્યાત ભીંત્તિ-ચિત્રો, લોકકલા અને અસાધારણ તથા વિલક્ષણ એવી હસ્તકલા, આ બધાંમાંથી એક નવું ચિત્ર ખડું કરી શકાય. આ ઉપરાંત આપણાં અર્ધ-ચૈતન્યના ઉંડાણમાંથી પણ કલાકારને ઘણું લાધી શકે. પણ આપણા દેશમાં ભાગ્યે જ કોઈએ સ્વપ્ન, નિદ્રા, ભય, આકસ્મિકતા, ભ્રાન્તિ, મૂર્છના, કલ્પિત અરાજકતા, ભૂતાવળ, ભાગેડુવૃત્તિ અને યદૃચ્છા ભ્રમણ જેવાં મનનાં, બુદ્ધિથી નહીં નિયંત્રિત એવા, અંશોને અતિવાસ્તવવાદીની પદ્ધતિએ પ્રયોજ્યા છે. જો આ બધાનો સમર્થ વિનિયોગ થઈ શકયો હોત તો કેવાં આશ્ચર્યકારક પરિણામો સિધ્ધ કરી શકાયાં હોત !

મને તો ખાતરી છે કે કયુંક નવીન અને સંગીન આ બધાંમાંથી નીપજી આવશે અને એ ભવિષ્યમાં આપણી નવી પેઢીનું, કલાની સમૃદ્ધિ અર્થેનું મહત્ત્વનું અર્પણ લેખાશે.

# સમૂહ માધ્યમ (Mass media)

ભોગીલાલ ગાંધી

૧

જ્ઞાનસત્રના પ્રથમ સંવિવાદનો વિષય હતો: 'સાહિત્યકાર શું શોધે છે?' આજનો આપણો આ વિષય, આપણે માટે—સૌ સર્જક ચિંતક સાહિત્યકારો અને કલાકારો માટે—એ રીતે અત્યંત મહત્ત્વનો છે કે સાહિત્યકાર જે શોધે છે બરાબર એનાથી ઊલટી ક્રિયા સમૂહ-માધ્યમ દ્વારા થતી હોય છે. મારી દૃષ્ટિએ, સાહિત્યકાર એની અનુભૂતિ, ઊર્મિ અને આકાંક્ષાના મૂળ સ્રોતને ફરી ફરી નવાં નવાં રૂપોમાં સ્પર્શવા અને પ્રકટ કરવા મથતો હોય છે. જ્યારે 'સમૂહ-માધ્યમ સાહિત્યકારને એનાથી બરાબર ઊલટી જ દિશામાં ઘસડી જવા મથતું હોય છે. બીજી રીતે કહીએ તો, આજે સવારે આપણે સંજ્ઞાપન (Communication)ની ચર્ચા કરી એ સંજ્ઞાપનની એક અતિ ગંભીર સમસ્યા સમૂહ-માધ્યમે ખડી કરી દીધી છે. બને કે આપણા દેશમા હજી આ સમસ્યા પૂરતી ગંભીર ન બનવાને કારણે આજે આપણામાંના ઘણાને આ વિષય જ આપણા સંવિવાદ માટે અસ્થાને જણાય. પરંતુ યુરોપ અને પશ્ચિમમા સમૂહ-માધ્યમે સર્જક-કલાકાર-ચિંતક માટે જે ફિકામણુ પેદા કરી દીધી છે, આપણે માટે એ થોડાક વરસો દૂરની ભલે હોય, પરંતુ આપણે એમાંથી છટકી શકનાર નથી એ નિશ્ચિત છે: હકીકતે, આપણે સમૂહ-માધ્યમના 'હલ્લા નીચે ક્યારના આવી ચૂક્યા' જ છીએ*—આપણે ભલે એનાથી જાગ્રત ન હોઈએ. અને મારી દૃષ્ટિએ તો, 'સમૂહ-માધ્યમ આપણને ગળી જાય એ પહેલાં આપણે એનો ઉપયોગ કરી લઈએ' એવી હોંશ અને આશા, આજની આપણી જાગ્રતિના સંદર્ભમાં તો, વ્યર્થ જ દેખાય છે. કદાચ પાસ્તરનાકના જેવી વિરલ ચેતના જ આપણને બચાવી શકે તો!

*

આરંભમાં જ એક બીજી સ્પષ્ટતા પણ કરી લેવી જરૂરી છે: સમૂહ-માધ્યમ (mass media) અને સામુહિક-માધ્યમ (Collective-Media) બંને એક નથી માનવ સમાજના આરંભથી સામુહિક માધ્યમ તો અસ્તિત્વમાં રહ્યું જ છે; ત્યારે સમૂહ-માધ્યમ વર્તમાન ઔદ્યોગિક યુગની આગવી અને વિલક્ષણ સમસ્યા છે. સમસ્ત સામાજિક ઇમારત (social structure)ના મૂળભૂત પરિવર્તનની સાથે જ એ પેદા થયેલી છે. આ દૃષ્ટિએ, આપણા આજના વિષયને 'સામુહિક માધ્યમ' શબ્દથી ઓળખવાને બદલે, વધુ શાસ્ત્રીય રીતે, 'સમૂહ-માધ્યમ' શબ્દ પ્રયોગ કરવો વધુ યોગ્ય ઠરશે.

* આ સંવિવાદ દરમ્યાન આપણા ખ્યાતનામ નવલકથાકાર શ્રી. ઈશ્વર પેટલીકરે પોતાનું જ બયાન આપતાં કહેલું ઓછું સૂચક નથી કે- આજે ય દૈનિક પત્રોમાં હપ્તાવાર ચાલતી નવલકથાઓમા દર હપ્તે પ્રકરણના અંતમા વાચકોની ઉત્કંઠા અને રસ જળવાઈ રહે એની કાળજી તો રાખવી જ પડે છે—એટલે અંશે, શુદ્ધ કલા કરતા લોકભોગ્યતા અને દૈનિકપત્રની જરૂરિયાતને લક્ષમાં લેવાં જ પડે છે:

ઔદ્યોગિક યુગ પૂર્વેના સમાજના બે મુખ્ય તબક્કા ઉપર નજર નાખીએ તો, જણાય છે કે, આદિ યુગ અને મધ્ય યુગના સમાજમાં સંજ્ઞાપન (Communication)નો સવાલ ઘણો સરળ હતો.

આદિ યુગને આપણે લોકસમાજ (Folk Society) કહીએ તો એમાં જ સંજ્ઞાપનના સ્વરૂપોનો લોકકલાઓનો સંકેત મળી જાય છે. આ યુગની બધી કલાઓ મુખોમુખ (Face to Face) વ્યક્તિગત સંબંધ અને સંપર્કના સ્વરૂપવાળી, ઉપરાંત, સાદી અને સર્વબોધ્ય (unsophisticated) હતી. આથી સંજ્ઞાપન અત્યંત અંગતતાભર્યું આત્મીયતાપૂર્ણ હતું: અને સહજ રીતે જ તે યુગની સમગ્રતા અને અખિલાઈને પ્રગટ કરનારું બની શક્યું હતું.

આ પછી, મધ્યયુગમાં વસ્તીના અને કદના વિકાસ સાથે સામાજિક ઘટકોનો વિસ્તાર થયો; સેંકડો શ્રોતાજનો સમક્ષ કથા કરનારા માણભટ્ટોથી માંડી નાગરિક અને દરબારી કક્ષાએ શિષ્ટકલાઓનો વિકાસ થયો. પરંતુ, આમ છતાં, કલાકાર સર્જક કે સાહિત્યકાર અને તેના ભાવકો વચ્ચેના પારસ્પરિક સંબંધનું મૂળભૂત સ્વરૂપ કાયમ રહ્યું.

એક માણભટ્ટ કે એક નટમંડળી પાંચસો કે હજાર માણસો સામે પોતાનો કાર્યક્રમ રજૂ કરતો હતો ત્યારે ય તેનો મુખોમુખ સંબંધ, બાહ્ય દૃષ્ટિએ અને આંતરિક દૃષ્ટિએ, લગભગ અકબંધ રહ્યો હતો. કથાકાર કે કલાકારના મુખ ઉપરના ભાવોનો, પ્રેક્ષકોના મુખ ઉપર પ્રગટતા ભાવો સાથેનો, સંબંધ અતૂટ રહ્યો હતો. ઉપરાંત સૌની લગભગ સમાન એવી ધાર્મિક-સામાજિક અને સાંસ્કારિકતાની આંતરિક કડી હજી અખંડ હોવાને કારણેય, દૈહિક રીતે સંપૂર્ણતઃ 'મુખોમુખ' ન હોવા છતાં, સંજ્ઞાપનની અખંડતામાં કોઈ મોટો વિક્ષેપ જાગ્યો ન હતો.

વળી સમાજના બંધારણનો પાયો જ ઉચ્ચ-નીચ કક્ષાની ક્રમિક શ્રેણી (Hierarchy) હોઈને સામાજિક સંબંધોની 'કડીઓ' વ્યક્તિગત સીધા સંપર્કવાળી રહી. પરિણામે, દરબારી નાગરિક કલા પણ અંશતઃ શિષ્ટબોધ્ય (Sophisticated) બનવા છતાં, બહુતઃ અને મૂલતઃ વ્યક્તિગતતા અને અંગતતાના અનુબંધવાળી રહી. પરિણામે સર્જક અને ભાવકના વ્યક્તિત્વની વિલક્ષણતા એમાં પ્રતિબિંબિત થતી રહી.

ઉપરાંત, આ નગરકલાઓ પણ જે-તે નિશ્ચિત શ્રેણીની અંદર જ જન્મી ને તેમાં જ ઉછરી હોઈને ય તેની સ્વાયત્તતા પણ અખંડ રહી શકી.

૩

૧૯મી સદીના આરંભથી, મહદ્અંશે યુરોપમાં, જે ઔદ્યોગિક-ટેકનિકલ વિકાસ થયો તેણે ત્યાંના સમાજનું આખું કાઠું-કલેવર પલટી નાખ્યું. ગૃહ અને ગ્રામોદ્યોગો તૂટી પડતાં કારીગરોનાં હથિયારો નકામાં થયાં; અને તેઓ ખુલ્લી કાતિલ હરીફાઈના બજારમાં પોતાની શ્રમશક્તિનું વેચાણ કરનારા બની ગયા; અને અજાણ્યા ખરીદનારાઓ માટે ચીજવસ્તુઓના અલગઅલગ અંશોનું ઉત્પાદન કરનારા 'શહેરી કામદારો' (Proletariat) તરીકે નવો અવતાર પામ્યા.

આ ઔદ્યોગિક યુગ દરમ્યાન જે અપૂર્વ વિકાસ થયો તેનો અંદાજ આપતાં વિજ્ઞાનીઓ પોતે કહે તેમ,

—માનવ સમાજની શરૂઆતથી તે ૧૮૩૦ સુધીમાં જે યાંત્રિક વિકાસ થયો હતો તેના કરતાં ઘણો વિશેષ વિકાસ ૧૮૩૦ થી ૧૯૩૦ના એક સૈકામાં થયો છે. એટલે કે આદિથી આરંભીને ઔદ્યોગિક સમાજના આરંભ સુધીના લાખો વરસોને ટપી જાય એવાં છેલ્લાં સો સવાસો વરસો છે!

આ છેલ્લાં સવાસો વર્ષના સમાજને જે વિશિષ્ટ નામ અપાયું છે તે છેઃ સમૂહ-સમાજ (Mass-Society)

તેનું સૌથી પ્રમુખ લક્ષણ હોય તો તે આર્થિક, રાજકીય, સામાજિક, સાંસ્કારિક – સર્વક્ષેત્રે કેન્દ્રવાદ (Centralisation). એને આપણે 'ઊર્ધ્વમૂલ'

સમાજ કહી શકીએ — કદાચ 'જીન-મૂલ' સમાજ કહેવા વધુ યોગ્ય ગણાય.

૪

આવા સમૂહ-સમાજનો, આપણા આજના વિષય પૂરતો, કોઈ અતિ મહત્વનો વિકાસ હોય તો તે સર્વપ્રથમ છાપખાનાની શોધ, અને ત્યાર બાદ ફોનોગ્રાફ, રેડિયો, મૂક અને બોલતાં ચિત્ર-પટો તથા અંતે ટેલિવિઝન જેવાં માધ્યમોનો.

વિદેશોમાં — બ્રિટન-અમેરિકામાં સમૂહ-સંજ્ઞાપનના ક્ષેત્રે જે વિસ્તાર+ થયો છે તેણે ત્યાં અનેક મૂળભૂત અને ગંભીર સ્વરૂપની સામાજિક-સાંસ્કારિક સમસ્યાઓ પેદા કરી દીધી છે.

આ બધા ઉપરાંત, MADISON AVENU ને નામે વિખ્યાત બનેલી જાહેરાતની સૃષ્ટિનો અદાજ લેવો પણ મુશ્કેલ છે. ટેલિવિઝન દ્વારા કરોડો 'ગ્રાહકોને' તે પહોંચી વળે છેઃ અને ધારી ચીજવસ્તુને બે પાંચ અઠવાડિયામાં તો Sales-Leader ના સ્થાને સ્થાપી દેવાની ગુંજાયશ તે ધરાવે છે. બધી અસરોને ડૂબાડી દઈ શકવાનો તેનો દાવો ગમે તેટલો વધારે પડતો હોય, છતાં, રાજકારણથી માંડી, કલા અને સાહિત્યના ક્ષેત્રે તથા ચીજવસ્તુની ખરીદીની બાબતમાં તેણે ધમસાણ મચાવી દીધું છે—ભારે ઉથલપાથલ કરવા માંડી છે એમ કહેવામાં અતિશયોક્તિ નથી.

આ જાહેરખબરની — તેય મોટેભાગે ટી. વી. ઉપરની — સૃષ્ટિએ વેપારી અને ગ્રાહક વચ્ચેનો યુગ યુગ જૂનો અંગત સંબંધ લગભગ સર્વથા છેદી નાખ્યો છે; નેતાઓ અને તેના અનુયાયીઓ વચ્ચેનો ય કોઈ સેતુ હોય તો તે, પોતે કદિ નહિ જોયેલા નહિ જાણેલા, લાખો અમૂર્ત નાગરિકોને ટી. વી. ઉપરથી ઉદ્દેશાયેલી આજ્ઞાઓ અને અપીલો છે. અને આ બધાંમાં એક છેડે સમૂહ-સંજ્ઞાપનના ખંધા અને કુશળ સંચાલકો છે, તો બીજે છેડે એ બધી સામગ્રી આરોગવા તત્પર કરોડો અમૂર્ત નાગરિકોના ખીચડીઆ (non-differentiated) સમૂહો છે, જેઓ ટી. વી કાર્યક્રમો આતુરતા પૂર્વક જુએ છે, સાંભળે છે; તેમાંથી જ્ઞાન મેળવે છે, શીખે છે, અને 'અંદર' ઉતારી દે છે. અલબત્ત, ખાઉધરાની રીતે જ આ આખો વ્યાપાર ચાલતો હોઇ પરિણામે આ ગ્રાહક-સમૂહ તેની ક્ષુધા-શાંતિ પામવાને બદલે, અફીણીની જેમ એનો બંધાણી બની વધારે ને વધારે બંધાણી બનતો જાય છે.

અમેરિકાના કલાવિવેચક ક્લેમેન્ટ ગ્રીનબર્ગના કહેવા મુજબ, આ ધસારો ગ્રામવિસ્તારો સુધી પહોંચી ચૂકયો છે ને તે લોક-સંસ્કારિતાનો વિનાશ કરી રહ્યો છે; તથા વિશિષ્ટ રૂપો અને આગવાં લક્ષણોવાળા પ્રાદેશિક કે રાષ્ટ્રીય સંસ્કારને સ્થાને ખીચડીઓ સંસ્કાર પીરસી રહ્યો છે.

ટી. વી-યુગના નવા નાયકો દરેક ક્ષેત્રે આગળ આવી રહ્યા છે અને મૌલિક વૃત્તિ-શક્તિવાળા બુદ્ધિજીવીઓ તથા સર્જક-કલાકારો પડદા પાછળ ફેંકાઈ રહ્યા છે।

ટૂંકમાં, આવા આ સમૂહ-સમાજની એક સર્વતોમુખી કોઇ માનવીય સમસ્યા હોય તો તે સમૂહસંજ્ઞાપનની સમસ્યા છે. આ સમૂહસમાજનો કલેવરમાં જ તેના સંજ્ઞાપનની પદ્ધતિ એવી તો ઓતપ્રોત છે કે જે તેને પાકુંગોગી બનાવી રહી છે.

૫

સમૂહ-માધ્યમોની ચાર લાક્ષણિકતાઓ છે, જે એને આગળના યુગોથી અલગ પાડે છેઃ

(૧). સમૂહ-માધ્યમો દ્વારા કોઈને કોઇ સ્વરૂપનો 'સંદેશ' પહોંચાડનારાઓની સંખ્યા કરતાં તેનો

---

* —'રીડર્સ ડાઈજેસ્ટ સવા બે કરોડ વિતરણ.

Gone with the wind નવલકથાઃ ૮૦ લાખ

—ટેલિવિઝનઃ અમેરિકામા ૪।। કરોડ સેટ્સનો અંદાજ (અને સરેરાશ રોજ સવા પાચ કલાકનો કાર્યક્રમ)

—એક 'ટી. વી. શો' દર અઠવાડિયે ૧ કરોડ કુટુંબાને એટલે કે, અમેરિકાની ૨૦ થી ૨૫ ટકા વસતીને આવરી લે છે.

‡ એક ટી. વી. ઉપર દર વરસે બે અબજ જાહેરાતો —શ્રાવ્ય વા દશ્ય.

સત્કાર કરનારાઓની સંખ્યા લાખો ગણી હોય છે.

(૨) આ સંદેશા પામનારા કરોડો માનવીઓ પોતાનો વળતો જવાબ–અભિપ્રાય સામે છેડે પહોંચાડી શકે એવી ગુંજાયશ ધરાવતા નથી. તેમને હસ્તક એવી કશી સગવડ જ હોતી નથી.*

(૩) આ સંદેશા ઝીલનારા કરોડો નાગરિકો પોતાના અવાજ–મત–સંદેશાને નક્કર રૂપ આપવા ઇચ્છે તોય એવાં સંગ્રહનો ઉપર પણ સમૂહ–માધ્યમોના સંચાલકોનો અથવા સરકારોનો મહદ્ અંશે કાબૂ હોય છે.

(૪) અગાઉના જમાનામાં ક્રમિક–શ્રેણીબદ્ધ સમાજમાં ગમે તેટલાં નીતિ, નિયમો અને ધોરણો હોય તે છતાંય માણસો પોતપોતાનાં નાનાં સ્વાયત્ત ઘટકોમાં જે સ્વાતંત્ર્ય અને છૂટછાટો ભોગવી શકતા હતા એવી સ્વાયત્તતા અને સ્વતંત્રતા હવેના આ સમૂહસમાજમાં રહેવા પામી નથી.

આનું મુખ્ય કારણ જ એ છે કે આગળના સમાજોનાં સંજ્ઞાપનમાં જે કાંઇ વિસ્તાર અને વૃદ્ધિ થતી હતી તે બધી જ, તે–તે ક્રમિક–શ્રેણીમાં આંતરિક રીતે અને ઉપરની શ્રેણી સાથેના સંબંધમાં થતી હોઇને વિચારો અને અનુભૂતિઓની આપ–લે કરવામાં ઉપકારક બનતી હતી. જ્યારે આ નવા સમૂહ–સમાજમાં એથી ઊલટી જ પ્રક્રિયા પ્રવર્તતી થઇ છે.

બલ્કે, સમૂહ–યુગના સંજ્ઞાપનનો મુખ્ય પ્રકાર જ અનાત્મિક, અવૈયક્તિક, 'ઔપચારિક' માધ્યમો (Formal media) છે. તેમાં જાહેર પ્રજા રિકો પોતે જ આ 'માધ્યમોનું બજાર' (media-market) બની જાય છે. અને સમૂહ માધ્યમોના ધસારા સામે કશા સંરક્ષણ વિનાના લાચાર શિકાર થઇ રહે છે. ‡

નિષ્ણાતો આવા આ સમૂહ–સમાજનાં મોટા ભાગનાં ઉત્પાદનના લક્ષણો આ રીતે અનેકધા ગણાવે છે:

Standardized, Commercialized, Homogenized, de-individualized, de-personalized, વગેરે: અને તેની ગુણવત્તા આપ્રકારે છે: Utilitarian, efficient, successful, interesting, mass-appealing, popular, Conformist, વગેરે.

આ લક્ષણો અને આ કસોટીઓ, આગળ કહ્યું તેમ, ઉત્પાદનનાં બધાં ક્ષેત્રે — સર્જનના ક્ષેત્રેય — લાગુ પડે છે.

૬

આવી ભૂમિકાવાળા સમૂહ–સમાજમાં સંસ્કાર, કલા અને સાહિત્યના ક્ષેત્રે આ સમૂહમાધ્યમો કેવી રીતે કામ કરે છે, કેવી અસરો જન્માવે છે, ને કેવાં પરિણામો પેદા કરીને કેવી સમસ્યાઓ ઊભી કરે છે તે જોઇએ.

અખબારો, સામયિકો, સિનેમા, રેડિયો, ટેલિવિઝન વગેરેના સંચાલન પાછળ બે બાબો કામ કરતાં જણાય છે: (૧) વિશાળતમ પ્રજાનું મનોરંજન, શિક્ષણ, સંસ્કારવર્ધન (૨) આ માધ્યમોમાંનાં મોટાભાગનાં ખાનગી યા સ્વતંત્ર કોરપોરેશન હસ્તક હોય છે. અમેરિકા–બ્રિટનમાં રેડિયો ટેલિવિઝન જેવાં માધ્યમો ય ખાનગી યા સ્વતંત્ર કોરપોરેશનો હસ્તક છે. સર્વસાધારણ રીતે આ પણ એક ઔદ્યોગિક વ્યાપાર–વ્યવસાયનો જ ભાગ.

---

* દૃષ્ટાંત રૂપે, એક વ્યાખ્યાતા હજારો શ્રોતાઓ સમક્ષ વ્યાખ્યાન આપતો હોય, અગર એક નટ–કલાકાર હજારો પ્રેક્ષકો સમક્ષ પ્રયોગો કરી બતાવતો હોય, અને શ્રોતા અગર પ્રેક્ષકજનોની સંમુખતા હોવાને કારણે જે પરસ્પર આપ–લેનો સંબંધ બંધાય છે તે, અને કેવળ રેડિયો–ટેલિવિઝન ઉપર અનજાણ્યા શ્રોતા ભાવક સમક્ષના અનજાણ્યા વ્યાખ્યાતા–કલાકારના કાર્યક્રમોથી સરજાતો એકતરફી સંબંધ, સર્વથા ભિન્ન હોય છે.

‡ આ મંઝિલને છેડો તે સર્વસત્તાવાદી Totalitarian સમાજ.

હોઈને તેની આર્થિક બાજુ બહુજ મહત્વની રહે છે—કેટલીક વાર નિર્ણાયક પણ *

આ બધા કારણે, રોજ દા વપરાશી ઉત્પાદનોની જેમ, સંસ્કાર-કલા-સાહિત્ય ક્ષેત્રે સસ્તા અને સર્વભોગ્ય ઉત્પાદન ઉપર ઝોક રહે છે અંદર-અંદરની હરીફાઈને કારણો એ ઝોક વધતો જાય છે સ્વાભાવિક રીતે જ કરોડો ભોક્તાઓની લઘુતમ સર્વસાધારણતા (Lowest Common de nomination) ઇષ્ટ કક્ષા ગણાય છે ઉંમર, શિક્ષણ બુધ્ધિ, ઉંમર, રસો વગેરેના ભેદો વિના મહદ્ અંશે સર્વભોગ્ય સામગ્રી, તૈયાર કરવાનો ઉદ્દેશ મુખ્ય બની જાય છે કથાવસ્તુ અને પાત્રો બંનેમાં વૈયક્તિક ઘટના અને ઘટનાના સૂક્ષ્મ ભેદોને સ્થાને છીછરા પહોળા આકારોમા ઉપમાવેલી, એકધારી કૃતિઓ જોવા મળે છે અલબત્ત, આનો અર્થ એ નથી કે સમૂહ-માધ્યમ હમેશા હલકા રસો અને હલકી કૃતિઓ જ પીરસે છે ના, ઘણી વાર તો, પ્રથમ મારા સંસ્કારોનુ પોષણ કરવાનો પણ હોય છે અને વીર પાત્રો, તંદુરસ્ત પ્રણાલીઓ, પથ્ય લક્ષણો અને ગુણો, રચનાત્મક અને વિધાયક આદર્શો, આશાવાદી અને માંગલ્યપૂર્ણ સંદેશા વગેરે રજૂ કરવામા આ સૌ પોતાનો ફાળો આપવામા હરીફાઈ પણ કરતા હોય† છે વળી પ્રજાના વિવિધ સ્તરોને પહોચી વળવા માટે, ચોખ્ખા લિયા વેડાથી માંડી બીજા છેડાની ઉત્તેજક સ્થૂળ ઉપભોગ સામગ્રીનુ પ્રમાણ વધુ રહે છે યુધ્ધના જમાનામા 'કેસરીયા' અને શાંતિના દિવસોમા 'શ્વેત ઝંડાઓ'ની જેમ આ સામગ્રીઓના રંગ પણ બદલાતા રહે છે

પરંતુ, આ બધી સામગ્રીની ત્રણ મુખ્ય કસોટીઓ હોય છે (૧) આખી પ્રજાને ખાસ કશા પરિશ્રમ વિના તે ઉપભોગ કરાવી શકે, (૨) સૌને પરિચિતતાનો (પ્રતીતિકરતાનો) સંતોષ આપે (૩) સૌની ઉપર કોઈને કોઈ પ્રકારની અસર પાડે

એક કવિએ આ પ્રકારના સમૂહ માધ્યમ દ્વારા પીરસાતા સાહિત્યને 'ઇન્સ્ટન્ટ કોફી'ની જેમ, 'Instant literature' તરીકે, અત્યંત સુયોગ્ય રીતે, ઓળખાવ્યુ છે તત્કાલ, વિના પ્રયાસે સમજાઈ જઈને સૌને ગળે ઊતરી જાય એવા સર્વભોગ્ય શબ્દો, કથાવસ્તુ, પાત્રો, વિચારો, વલણો અને અનુભૂતિઓવાળુ સાહિત્ય !

આ ઉદ્દેશ નજરમા રાખનારાઓ 'સ્ટાન્ડર્ડ ક્વેથ'ની જેમ 'standard version'વાળી સાદી રોચક આવૃત્તિઓનુ મહત્વ વધારે લેખે એ પણ પણ સમજાય એવી વાત છે

અને દૃશ્ય માધ્યમો (સિનેમા, નાટક, ટેલિવિઝન દ્વારા standard 'જ્ઞાન' અને standard 'અનુભૂતિ' પીરસીને જો કરોડોના જ્ઞાનાનુભૂતિને સંતોષી શકાય તો પછી, પુસ્તકોને સ્થાને ચિત્રો અને કાર્ટૂનોવાળા સામયિકોનુ મહત્વ વધે જ વધે

૭.

આવા આ સમૂહ-માધ્યમો સમસ્ત પ્રજાના માનસ ઉપર જે પ્રકારની અસર કરે છે તે સાહિત્યકાર અને સર્જકની ચિંતાનો વિષય છે

આ માધ્યમો પ્રજાને માહિતી જ આપતા નથી તે તેમનામા 'જ્ઞાન'નો ભ્રમ ઊભો કરી તેમની બુદ્ધિને કુંઠિત કરે છે, 'બનાવટી અર્થઘટનો'નું સિંચન કરે છે, અને પ્રચલિત ધોરણોની વાહવાહ કરવાનુ કે સ્વીકારી લેવાનુ Conformist વલણ પણ પેદા કરે છે

* રશિયા, ચીન વગેરે સામ્યવાદી દેશોમા ઉત્પાદનમા બધા સાધનોની જેમજ સંસ્કાર ક્ષેત્રના તમામ માધ્યમો સરકાર હસ્તક એટલે કે ઉપલી કમિટિ (તાવિ બ્યુરો પ્રિસિડિયમ)ના, અને તેમા યે તના એક બે ધુરંધરોના હસ્તક જ હોય છે એટલે એણે જે ઉદ્દેશ સેવ્યો હોય એનુ જ વાજુ આ બધા માધ્યમો બની રહે એ સ્પષ્ટ છે

† સામ્યવાદી સાહિત્ય અને ચિત્રકલામા ઉપરના લક્ષણો ઉપરાંત, શારીરિક બળ અને સ્નાયુબધ્ધ શ્રમ-વીરોના પાત્રો તથા શહેરી યંત્રઉદ્યોગની ભવ્યતા સુંદર હર્યાભર્યા ખેતરોનો આનંદ, ગ્રામ પ્રદેશમા પ્રકૃતિની ગોદમા સુંદર વિશ્રામ ગૃહોમા આરામ કરતા નગરજના, વગેરેને ખાસ ઉઠાવ આપવામા આવે છે નક્કર વાસ્તવતાને ઢાંકવા 'સમાજવાદ'નુ આ મુખ્ય લક્ષણ રહ્યુ છે

અને અંતે માનવીને 'સર્વસાધારણ સજ્જન'ની કોક નિશ્ચિત image સાથે તેનાં જીવન, વ્યવહાર અને ચિંતનનો મેળ બેસાડવા ધકેલે છે.

આમ, સમૂહ-માધ્યમો અભિપ્રાયોના, માન્યતાઓના, લાગણીઓના ઉત્પાદકોનું બજાર ઊભું કરે છે. સ્વાભાવિક રીતે જ એ ભારોભાર ઢાંચાઢાળ (stereotyped) હોવાનું – ઘણીવાર બનાવટી સમસ્યાઓ પેદા કરી, બનાવટી ઉકેલો પણ ચીંધી આપવાની ગુંજાયશવાળું !

ધીમે ધીમે કરતાં, સમૂહ-માધ્યમના હલ્લા નીચે જીવતા આસ્વાદકોની આરંભની 'સક્રિયતા' અદશ્ય થાય છે. અને પોતા પર ઝીંકાતી સામગ્રીઓ passively receive કરવાની સહજ વૃત્તિ તેનામાં જન્મે છે: ઘણીવાર આ સામગ્રી ઉત્તેજક (stimulant) અને ઘણીવાર 'શામક' (tranquilyzing)– બંને ગરજ સારતી હોય એવું ય તે અનુભવે છે. આમ તેની બુદ્ધિ અને અનુભૂતિની શક્તિઓ કોક બીજાં બહારનાં પરિબળોની પકડમાં પૂંઠેપૂંઠે ઘસડાતી થઈ જાય છે.

આ કક્ષાએ, વ્યક્તિની વૈયક્તિકતાની આગવી શક્તિ નાશ ન પામે તો ય તેનું 'તટસ્થીકરણ' તો થવા જ માંડે છે. એકંદરે સ્વ-અનુભૂતિઓનું રહસ્ય સમજવાની માનવીની આંતરિક શક્તિને જ આ આખી પ્રક્રિયા કુંઠિત કરે છે—પોતાની જ અનુભૂતિથી તે તેને પરાયો બનાવી મૂકે છે.

એટલું જ નહિ પણ આ ખાડો પૂરવા માટે સમૂહ-માધ્યમો માનવીને તેની સાહજિક નિજી સંતૃપ્તિ (gratification) ને સ્થાને તેની અવેજી (substitute) શોધી આપવાનું કામ કરે છે, જે માનવીની આંતરિક તૃષ્ણાને સ્પર્શવા સર્વથા અસમર્થ રહે છે.

સમૂહ-માધ્યમો વ્યક્તિના અંતરમાં કશુંક નવું બીજસિંચન કરવાને બદલે જાતે જ તેની અંદર પ્રવેશ કરીને વ્યક્તિના સ્વાયત્તતાને જ વિચ્છિન્ન કરે છે.

ઉપરથી, આપણને આપણો જ નવો પરિચય કરાવવાની જવાબદારી તે એને માથે લઈ લે છે—દા. ત. (૧) આપણે કોણ છીએ તેની identity તે કરાવે છે. (૨) આપણે શું વાંછીએ છીએ એ aspirations તે નક્કી કરે છે. (૩) આપણે એ કેવી રીતે પ્રાપ્ત કરી શકીએ એ technique તે બતાવે છે. અને (૪) આપણે એ કેવી રીતે અનુભવી શકીએ એ escape પણ તે જ આપણને સંપડાવે છે.

ઔદ્યોગિક યુગે બાહ્યસૃષ્ટિ તો આપણી પહોંચ-પકડ બહારની ઊભી કરી દીધી જ છે; અને હવે એનાં સમૂહ-માધ્યમો આપણી આગવી આંતરિક સૃષ્ટિને નવી બનાવટી સૃષ્ટિ (psuedo–world) ઊભી કરી આપણને જ એના બંધનમાં જકડી લે છે.

જ્યાં માનવી પોતાને ઘેરી રહેલ structure અને એની અંદર ચાલી રહેલી પ્રક્રિયાથી જ પરાયો બની ગયો હોય, ત્યા સર્જક-કલાકાર માટે structural viewનો અભાવ અતિ કીમતી ખોટ બની જાય છે.

આવી સ્થિતિમાં વ્યક્તિની દર્શન-અવલોકનની શક્તિ વિષે ય વિચારતાં આઘાત લાગ્યા વિના નથી રહેતો.

ઔદ્યોગિક યુગની એક લાક્ષણિકતા તે શ્રમવિભાજન માથી સર્જાતું શ્રમિકનું તેના ઉત્પાદન સાથેનું 'અનાત્મીકરણ' (alienation) છે. તે શું ઉત્પાદન કરે છે, કોને માટે કરે છે એ બધાથી તે સાવ કપાઈ જઈને એક નાના બિંદુએથી જ ઉત્પાદન-સૃષ્ટિનું અવલોકન કરી શકે છે. તે જ રીતે, સંસ્કાર-સર્જન ક્ષેત્રે સમૂહ-માધ્યમો વ્યક્તિગત, અંગત અવલોકનબિંદુને સંકુચિત અને વિકૃત બનાવી દે છે. એક ચિંતકે એની સરખામણી કરી છે—યુદ્ધ દરમ્યાન અમુક સ્થાન-બિંદુએ, અમુક હેતુઓ પૂરતા, મૂકવામાં આવેલા ફોજી સંત્રીની સાથે. આ સંત્રીનું દર્શન સંકુચિત વિચ્છિન્ન હોવાનું. તેની આજુબાજુની પ્રકૃતિનું સૌંદર્ય સુધ્ધાં તેના એક-

ધારા, નિશ્ચિત, સંકુચિત હેતુવાળા દૃષ્ટિકોણની બહારજ રહી જવાનું.

૮.

આ આખું પૃથક્કરણ આપણે આરંભમાં જે વાત કરી તેનું સમર્થન કરે છે.

સાહિત્ય-સર્જક કવિને જે જોઇએ છે, એ જે ઢૂંઢે છે એનાથી ઊલટું જ આ સમૂહ-માધ્યમો કરી રહ્યાં છે. એક ક્ષણના પણ વિસ્તાર વિના એમ કહી શકાય કે સમૂહ-માધ્યમોની આવી સૃષ્ટિમાં સાહિત્યકાર-સર્જક સર્વથા અનાત્મીયતા (alienation) જ અનુભવે: અને એની સાથે એમ પણ કહી શકાય કે સમૂહ-માધ્યમો પોતાની સૃષ્ટિને અનુકૂળ નવા સાહિત્યકારો-સર્જકો-બુદ્ધિજીવીઓ, ટૂંકમાં, new elite પેદા કરી લે છે, જેને નવી પરિભાષામાં mass-elite કહેવામાં કશું અજુગતું નથી.

સાચો સાહિત્યકાર-સર્જક પોતાના કલા-માધ્યમ દ્વારા પોતાની વૈયક્તિક છતાં વ્યાપક અભિલાષને અને અનન્ય વિલક્ષણ છતાં સર્વસ્પર્શી અનુભૂતિને પ્રકટ કરવા મથતો હોય છે અને તે દ્વારા તે તેની અનુભૂતિ, ઊર્મિ અને આકાંક્ષાનાં મૂળ-સ્રોત સુધી પાછો ફરવા ઝંખતો હોય છે.

સમૂહ-માધ્યમો દ્વારા મળતી કલા તો તેનાં આ દર્શનને અને તેની આ ઝંખનાને ઢાંકી દે છે, હડસેલી મૂકે છે, એટલું જ નહિ પણ એની સાધના અને સિદ્ધિ અશક્ય બનાવી દે છે. સમૂહ માધ્યમોનો હલ્લો પોતાની પકડમાંથી ભાગ્યે જ કોઈને છટકી જવા દે છે. અલબત્ત, એ છતાં, પાસ્તરનાક જેવો વિરલ જાગ્રત સર્જક આપણને હિંમત દઈ રહ્યો છે. તે કહે છે કે—

આજના ટેક્નોક્રસીના યુગમાં જો કોઈ હજી બચી શક્યું હોય તો તે એક માત્ર સર્જક-સાહિત્યકાર-કવિ જ છે.

૯

અંતમાં, એક ચિંતક (Urnest van den Haag)ના થોડાક શબ્દો નીચોડરૂપે રજૂ કરું છું:

Art, like love, can be experienced only as a personal continuous, cumulative relationship. Else Art becomes entertainment-just as Love is reproduced to sex or prestige.

—Art and love must be felt; they can not be manufactured by some one to suit the taste of some one else.

—The mass-media can not touch the experiences that art, philosophy and literature deal with relevant and significant form.×××

—Art is not concerned with making the obvious and approved more obvious and approved; it is precisely after this point that Art begins and mass-media stops.

[વાડાસિનોર જ્ઞાનસત્રમા પ્રગટ કરેલ વિચારો-વિસ્તારીને]

# જ્ઞાનપ્રાપ્તિ : સ્પીઅરમેનના ત્રણ સિદ્ધાંતો

ચુનીભાઈ શાહ

નવું જ્ઞાન આપણે કેવી રીતે પ્રાપ્ત કરીએ છીએ? સ્મરણ કરીને આપણે જૂનું જ્ઞાન તાજું કરીએ છીએ; પરંતુ નવું જ્ઞાન આપણને કેવી રીતે મળે છે?

આ પ્રશ્નનો ઉત્તર માનસશાસ્ત્રે આપેલો છે. સંવેદન, ઇન્દ્રિયપ્રત્યક્ષીકરણ અને બોધનાથી આપણને નવું જ્ઞાન પ્રાપ્ત થાય છે. તદુપરાંત કોઈપણ જાતના નવા અનુભવ સિવાય માત્ર જૂના જ્ઞાન ઉપરથી પણ તર્કની મદદ લઈ નવું જ્ઞાન પ્રાપ્ત કરી શકીએ છીએ.

આ ઉત્તરમા ઘણું તથ્ય છે. આપણે આ રીતથી ઘણું નવું જ્ઞાન પ્રાપ્ત કરીએ છીએ. વ્યાપ્તિ-ન્યાય અને અનુમાન-ન્યાયથી આપણે જ્ઞાન મેળવી શકીએ છીએ; પરંતુ કેટલુંક જ્ઞાન એવું છે જે આ ચોકઠાઓમાં સમાતું નથી. એરિસ્ટોટલના ન્યાયમાં ઉદ્દેશ્ય–વિધેયોના સંબંધને અગત્યનું સ્થાન છે, પરંતુ તેમાં બીજા પ્રકારના સંબંધોને ગોઠવવા મુશ્કેલ પડે છે. જેમકે "જો વંશ જ અનુજ હોય તો પૂર્વજ હોવો જોઈએ," "ઘણા-ખરાને હિંદી આવડે છે, અને ઘણાખરાને ગુજરાતી આવડે છે તો કેટલાકને હિંદી અને ગુજરાતી બંને આવડતાં હોવાં જોઈએ." "આ જ્ઞાન માટે સબળ કારણો છે, તે afortiori છે." આ અનુમાનોને તેમજ અંકગણિત અને ભૂમિતિના કેટલાક નિયમોને અનુમાન ન્યાયમાં ગોઠવવા મુશ્કેલ પડે છે.

વળી વિશેષ જ્ઞાનમાંથી સામાન્ય જ્ઞાન તરફ આપણે કેવી રીતે જઈએ છીએ? આપણે એક કૂતરાના જ્ઞાન ઉપરથી દરેક કૂતરાના જ્ઞાન પ્રત્યે કેવી રીતે જઈએ છીએ? આ પ્રશ્નનો પણ સંતોષકારક ખુલાસો હજુ જડયો નથી. માત્ર એટલું કહી શકાય કે આ ક્રિયાઓમાં આપણે દરેક હકીકતના ભાગ પાડીએ છીએ, દરેક પદાર્થના કકડા કરીએ છીએ, તેમનું પૃથક્કરણ કરીએ છીએ, અને પછી તે ભાગોને અને તે કકડાઓને જોડી દઈએ છીએ, તે તે સર્વનું આપણે સંયોગીકરણ કરીએ છીએ. પૃથક્કરણ અને સંયોગીકરણની મદદથી analytico-synthetic ક્રિયાની મદદથી આપણે આ જ્ઞાન તરફ જઈ શકીએ છીએ, એટલું આપણે જાણીએ છીએ; પરંતુ હજુ પ્રશ્નના મૂળમા આપણે જઈ શક્યા નથી.

તર્કશાસ્ત્ર ઉપરાત હમણાં જર્મનીમાં ગેસ્ટાલ્ટ-વાદીઓએ જ્ઞાનને સમગ્રતાની દૃષ્ટિએ નિરખવાનો પ્રયત્ન કરેલો છે. આ સંપ્રદાય જ્ઞાનપ્રાપ્તિની ચાવી અસરકારક રીતે દર્શાવે છે, પરતું ન્યાયશાસ્ત્રની માફક કેટલુંક જ્ઞાન ગેસ્ટાલ્ટવાદની મર્યાદામાં પણ આવી શકતું નથી.

નવું જ્ઞાન કેવી રીતે પ્રાપ્ત થાય છે તેનો પૂરે-પૂરો ખુલાસો ન્યાયશાસ્ત્ર અને ગેટાલ્ટ સંપ્રદાય બન્ને કરી શકતા નથી. આમ બનવાનું કારણ શું હશે? બન્નેએ જ્ઞાનપ્રાપ્તિના માર્ગની શોધ ચલાવી તેમાં તેઓ કેટલેક અંશે સફળ થયા છે, પરંતુ તેમાં તે બંનેને પૂર્ણ સિદ્ધિ મળી નથી; કેમકે તે બંને દર્શનો માર્ગની શોધમાં ગયા છે એ એ ખરું, પરંતુ માર્ગના છેડા સુધી ગયા નથી; તેમણે શોધ

ચલાવી છે પણ તે શોધ અપૂર્ણ રહી છે જો કોઈ પદાર્થ-વિજ્ઞાનશાસ્ત્રી પદાર્થોના મૂળ શોધવા જાય અને અણુની શોધ આગળ અટકી જાય તો તેણે સત્ય પ્રાપ્ત કર્યું કહેવાય પણ તે અપૂર્ણ સત્ય કહેવાય તેના માટે હજુ ઇલેક્ટ્રોન અને પ્રોટોનની શોધો બાકી રહી જાય છે તેજ પ્રમાણે માનસશાસ્ત્રીઓ જ્ઞાનપ્રાપ્તિનો ખુલાસો સંસ્કાર, દર્શન કલ્પના, તર્ક આદિમા કરે છે પણ તે પૂરતો નથી આ બધા શબ્દો તદ્દન ભિન્ન નથી કલ્પનામા દર્શન અને તર્ક પણ કેટનેક અંશે આવે અને તર્ક પણ બધા જ્ઞાનનો ખુલાસો કરી શકતુ નથી કેમકે જ્ઞાનના મુખ સુધી તે પહોચી શકયુ નથી

એવા મૂળ શોધવાનો પ્રયત્ન કેવી રીતે થઈ શકે? એ તો પદાર્થ-વિજ્ઞાનમા ગતિના ત્રણ સિદ્ધાતો શોધવા જેવી બાબતો થઈ એ ત્રણ સિદ્ધાતોની મદદથી દરેક પ્રકારની ગતિ સમજી શકાય છે આ ત્રણ સિદ્ધાતોની બરોબરી કરી શકે એવા જ્ઞાનપ્રાપ્તિના કયા સિદ્ધાતો રજૂ શકાય કે જેથી કોઈ પણ પ્રકારની જ્ઞાનપ્રાપ્તિનો ખુલાસો થઈ શકે?

એવો પ્રયત્ન સ્પીઅરમેન નામના એક અંગ્રેજ માનસશાસ્ત્રીએ કરેલો છે તેણે જ્ઞાનપ્રાપ્તિના ત્રણ નિયમો રજૂ કર્યો છે એ નિયમોની મદદથી દરેક પ્રકારના જ્ઞાનનો ખુલાસો થાય છે

સ્પીઅરમેને એ ત્રણ નિયમોના શાસ્ત્રને Noegenesis કહેલ છે Noegenesis એટને જ્ઞાનનુ મૂળ એવો શબ્દાર્થ થાય છે જેમ પદાર્થવિજ્ઞાનીઓ ન્યૂટન આદિએ દ્રવ્યની ગતિના ત્રણ નિયમો શોધી કાઢ્યા અને જેમ પદાર્થના મૂળમા ઈલેકટ્રોન અને પ્રોટ્રોન શોધી કાઢ્યા તેમ સ્પીઅરમેને જ્ઞાનના મૂળમા લક્ષણો અને સબધો શોધી કાઢ્યા હવે આપણે સ્પીઅરમેનના ત્રણ નિયમો જોઈએ

## સ્પીઅરમેનના ત્રણ નિયમો

**(૧) અનુભવનુ જ્ઞાન:** જ્યારે કોઈ વ્યક્તિ એક અનુભવમાથી પસાર થાય છે ત્યારે તે વ્યક્તિને તે અનુભવના તત્ત્વો અથવા લક્ષણો અને પોતાની જાતનુ ભાન સીધે સીધુ થાય છે

અનુભવ એટને જેમા થઈને આપણે પસાર થઈએ છીએ, જે ભોગવીએ છીએ, જે માણીએ છીએ, જે સહન કરીએ છીએ તે

અનુભવના તત્ત્વો અથવા લક્ષણો એટલે અનુભવના ગુણો, અનુભવના પાસાઓ જેથી તે અનુભવ બીજા અનુભવથી જુદો પડી જાય છે કઠણ, પીળુ, ભારે, જલ્યા રોકે એવુ આ પિત્તળના ગુણો છે આકૃતિનો અનુભવ એટને ગોળ ચોરસ, લંબગોળ, ઘન વગેરે ગુણોનો અનુભવ રંગનો અનુભવ એટલે લાલ પીળો વાદળી વગેરેનો અનુભવ લાલ રંગનો અનુભવ એટને ઘેરો લાલ, આછો લાલ એનો અનુભવ ત્રિકોણનો અનુભવ એટને સમબાજુ ત્રિકોણ સમદ્વિબાજુ ત્રિકોણ, કાટખૂણાવાળો ત્રિકોણનો અનુભવ

આ પ્રમાણે કોઈ અનુભવનું પૃથક્કરણ કરીએ છીએ ત્યારે જુદા જુદા તત્ત્વો, ગુણો, લક્ષણો અથવા પાસાઓનુ આપણને જ્ઞાન થાય છે

પોતાની જાતનુ ભાન એટલે કે હુ અનુભવ કરુ છુ એવુ ભાન એક મનુષ્ય એક અનુભવમાથી પસાર થાય છે ત્યારે તે માત્ર તે અનુભવને પિછાને છે એટલું જ નહિ પણ તે જાણે છે કે હુ આ અનુભવને પિછાનુ છુ જ્યારે તે લાગણી અનુભવે છે ત્યારે તેને ભાન છે કે મે લાગણી અનુભવી છે જ્યારે તે પ્રયત્ન કરે છે ત્યારે તે જાણે છે કે મે પ્રયત્ન કર્યો છે

વ્યક્તિ અનુભવ કરે છે એટલુ જ નહિ પણ અનુભવ કરે છે એવુ તેને ભાન પણ છે અનુભવ અને અનુભવના જ્ઞાન વચ્ચે ભેદ છે પશુને ક્રોધ ચડે પણ તેને ભાન હોતું નથી કે મને ક્રોધ ચડયો છે પશુ દોડે છે, ક્રિયા કરે છે પણ તેને ભાન હોતું નથી કે હુ દોડુ છુ અને ક્રિયા કરુ છુ, પરંતુ મનુષ્યને આવુ ભાન હોય છે

આ નિયમ જ્ઞાન માત્રનો પાયો છે, તેના ઉપર જ્ઞાનના મિનારાઓ ઊભા રહે છે કાંઈક ક્રિયા ચાલી રહી છે તેનુ અથવા છેવટ કાંઈક અસ્તિત્વ

ધરાવે છે તેનું જ્ઞાન દરેકને થાય છે; તે માટે શબ્દોની પણ જરૂર નથી. પ્રથમ નિયમની ભૂમિકા ઉપર બીજો અને ત્રીજો નિયમ નવું ચણતર ચણે છે.

**(૨) સંબંધનું ભાન :**

બીજો નિયમ નવીન પ્રદેશમાં લઈ જાય છે. તે તે આ પ્રમાણે છે; જ્યારે બે કે વધારે લક્ષણો ચિત્ત સમક્ષ આવે છે—તે લક્ષણો પ્રત્યક્ષ અનુભવાય કે મનમાં અનુભવાય—ત્યારે તેમની વચ્ચેનો સંબંધ ગ્રહણ કરવા તરફ મનનું વલણ હોય છે; તરત જ મન તેમના વચ્ચેનો સંબંધ શોધવા તત્પર બને છે. આ સંબંધો અનેક પ્રકારના હોઇ શકે છે. તેમાંના કેટલાક પ્રકારનો નિર્દેશ અહીં કરવામાં આવે છે.

**ગુણનો સંબંધ :** અગ્નિ અને ગરમી, બરફ અને ઠંડી, સાકર અને ગળપણ, હિમાલય અને ઉંચાઈ, દરિયો અને ખારાશ; આમાં પહેલા પદાર્થો છે, અને બીજા તે પદાર્થોના આવશ્યક ગુણો છે.

**ભાગ :** એટલે કે, ભાગ એ આખાનો અવિભાજ્ય અંગ છે. જો આપણે કહીએ કે "ઉપર માણસ છે કૂવા બેઠો," તો તેનો કાંઈ અર્થ થશે નહીં; તેમાં માત્ર શબ્દોનો સમૂહ એકત્રિત થયો છે; તેથી વિશેષ તેમાં કાંઈ નથી, દરેક શબ્દ આખા વાક્યના અર્થમાં ફાળો આપતો નથી; તે તેનું અવિભાજ્ય અંગ નથી. હવે આ વાક્યના જ શબ્દો ગોઠવીએ તો "કૂવા ઉપર માણસ બેઠો છે." એવું અર્થપૂર્ણ વાક્ય બને છે. અગાઉ આ શબ્દોના બનેલા વાક્યમાંથી કોઈ અર્થ નીકળતો ન હતો; શબ્દો માત્ર પાસે પાસે આવેલ હતા; તેઓ સમગ્ર અર્થમાં કાંઈ હિસ્સો આપતા ન હતા; પરંતુ હવે આ વાક્યમાં દરેક શબ્દ આખા વાક્યના અર્થમા ફાળો આપે છે.

**અવકાશ અને કાળ :** નજીકતા, દૂરતા, આગળ, પાછળ, દિશા, સમકાલીનતા, ભૂત, વર્તમાન, ભવિષ્ય, અનુક્રમ.

આકૃતિમાં નજીકતા, દૂરતા અને દિશાનો સંયોગ છે.

ગતિ એ અવકાશ અને સમયના સંકુલ સંબંધનું ફળ છે.

**કારણ અને કાર્યભાવ અથવા કારણ અને પરિણામનો સંબંધ :**

**તાદાત્મ્ય (Identity) : સમાનતા, સરખાપણું અને તફાવત.**

**સંયોગ :** ૭+૯=?; ૨ ને ૨ =?; એક વ્યક્તિ અને તેની સાયકલ;

**પુરાવો :** તર્ક, સાબિતી, ન્યાય : જેમકે, ગરમીથી બરફ ઓગળી જશે.

**પ્રસ્તુતતા :** વ્યવહારમાં તેમજ ગણિતના દાખલા ગણવામા અથવા વિજ્ઞાનની સાબિતીમાં આ સંબંધ મહત્વનો અને અનિવાર્ય છે.

કાગળનાં ઘણાં લક્ષણો છે; પરંતુ જ્યારે આપણે પડીકું વાળવું હોય ત્યારે કાગળનો વળવાનો ગુણ આપણા માટે પ્રસ્તુત છે.

વર્તુલના ઘણા લક્ષણો છે, પરતું જ્યારે તે કેટલી જગ્યા રોકશે એ જાણવું હોય ત્યારે વર્તુલનું ક્ષેત્રફળ $\text{ત્રિજ્યા}^2 \times \frac{22}{7}$ જેટલું છે એ જાણવું જરૂરતું છે.

પરીક્ષાના પ્રશ્નના ઉત્તરો આપતી વખતે આપણને ઘણું આવડતું હોય છતાં જે પ્રશ્ન પૂછયો હોય તેનો જ ઉત્તર આપવો એ પ્રસ્તુત છે.

સૂર્ય અને તેના ગ્રહોની ગતિના સંબંધો વિશે પ્રાચીન સમયથી ઘણા માણસોએ વિચાર કર્યો હતો પણ બધી ગતિઓમાં પ્રસ્તુત તર્ક કોપર્નિકસને સૂઝયો કે પૃથ્વીની આસપાસ સૂર્ય નહીં પરંતુ સૂર્યની આસપાસ પૃથ્વી ફરે છે.

સૂર્યની આસપાસ પૃથ્વી ફરે છે ત્યારે તે કઇ આકૃતિ કરતી હશે? તેની ગતિની રેખાઓ કેવા પ્રકારની હશે? આ વિષે ઘણા મનુષ્યોએ વિચાર કર્યો હતો; તેમાં એક કેપ્લર પણ હતો: સૂર્ય આસપાસ પૃથ્વી ઘણી રીતે ફરી શકે, તેમાં અંડાકૃતિમાં પણ તે ફરી શકે એવી એક રીત હતી. કેપ્લરે શોધ્યું કે સૂર્યની આસપાસ પૃથ્વી અંડાકૃતિમાં ફરે છે. એ આકૃતિ બંધ બેસતી આકૃતિ છે અને બીજી બધી આકૃતિઓ બંધ બેસતી નથી.

ત્યાર બાદ સૂર્ય અને ગ્રહોની ગતિઓ વચ્ચે ક્યા પ્રકારનો સબધ કાર્ય કરી રહ્યો છે એ શોધના ન્યૂટને મથ્યો અને તેણે જાહેર કર્યું કે તે સર્વ વચ્ચે ગુરુત્વાકર્ષણનો નિયમ પ્રવર્તે છે એટલે કે તે નિયમ એ બધમેસતો નિયમ છે '

બધમેસતો સબધ શોધી કાઢવો એ બુદ્ધિમત્તાનુ લક્ષણ છે પાડિત્ય કરતા વ્યવહારદક્ષતા પ્રત્યક્ષ જીવનમા કેટલીકવાર વધારે સફળ આપણે જોઇએ છીએ તેનુ કારણ પુસ્તકપડિતો બધમેસતા સબધો શોધવાની શક્તિ ધરાવતા નથી અને વ્યવહારદક્ષો તે ધરાવે છે, તે હોય છે

### તાર્કિક, સ્વાભાવિક સબધ

એક દષ્ટિએ સબધના બે પ્રકાર પાડી શકાય (૧) આકસ્મિક અને (૨) સ્વાભાવિક, કુદરતી, તાર્કિક અથવા અનિવાર્ય

જો આપણી પાસે ગજીપાના એકાથી નવા સુધીના નવ પાના હોય અને એને ચીપીને ગોઠવીએ તો

૪ ૩ ૫ ૭ ૧ ૮ ૯ ૨ ૬ અથવા

૬ ૧ ૮ ૪ ૨ ૭ ૩ ૫ ૨

અને એના ગમે તે ક્રમમા પાના ગોઠવાશે આ ગોઠવણીમા પાનાઓ વચ્ચે સબધ છે, તેઓ પાસે પાસે છે અમુક ક્રમમા છે, પહેલા પાના કરતા બીજુ પાનુ અમુક ગણુ છે એક પાના અને બીજા પાના વચ્ચે અમુક તફાવત છે, સમયની દષ્ટિએ પાના ગોઠવવાની દષ્ટિએ એક પછી એક ગોઠવ્યા આ બધા સબધો છે પરતુ આ સર્વ સબધો આકસ્મિક છે, તેઓ અનિવાર્ય નથી ગમે તે ક્રમમા પાના ગોઠવાઈ શકત

હવે જો આપણો હેતુ પાનાઓને ચડતા ક્રમમા ગોઠવવાનો હોય અને જો આપણે તે પ્રમાણે પાનાને ગોઠવીએ અને જો પછી આપણે કોઇ પણ પાનુ ઉપાડીશુ તો તેની આગળ ઓછી સખ્યાવાળુ અને તેની પછી વધારે સખ્યાવાળુ પાનુ હશે ગમે તે મનુષ્ય ગોઠવે ગમે તે સમયે અને ક્રમે કાર્ય કરે તો પણ એક જ ક્રમ ૧ ૨ ૩ ૪ ૫ ૬ ૭ ૮ ૯ અનિવાર્ય રીતે આવવાનો આ ક્રમ આકસ્મિક નથી પરતુ સ્વાભાવિક અને અનિવાર્ય છે

એ જ પ્રમાણે,

'છાશેળે ભેસ ઘેર ભાગોળે ધમાધમ છાસ' ને એ ક્રમ અનુસાર, અથવા,

'ભેસ ઘેર છાગોળે ધમાધમ ને ભાગોળે છાશ' અથવા કોઈ અન્ય ક્રમમા ગોઠવીએ તો કાઇ અર્થ નીકળે નહી પરતુ જો ઉપરના શબ્દોને અર્થવાળા વાક્યમા ગોઠવવાનુ કહેવામા આવે તો તેનુ એક જ વાક્ય બનશે

'છાશ છાગોળે ને ઘેર ધમાધમ ' કોઇ પણ મનુષ્યને ગમે તે સમયે, શબ્દો ગમે તે ક્રમમા તેની નજરે ચડયા હોય છતા પણ, અર્થપૂર્ણ વાક્ય કરવુ હોય તો આ એક જ ક્રમમા તે ગોઠવવા પડશે આ ક્રમ આકસ્મિક નથી પરતુ સ્વાભાવિક અને અનિવાર્ય છે

### આકસ્મિક નહિ પરતુ અનિવાર્ય સબધો શોધવા એ વિજ્ઞાનનુ કાર્ય છે

ભૂમિતિ, ગણિત, રસાયનવિદ્યા અથવા પદાર્થવિજ્ઞાન જે સબધો શોધે છે એ અનિવાર્ય સબધો હોય છે વહેમોમા આપણે આકસ્મિક સબધો શોધીએ છીએ અને વિજ્ઞાનમા, વૈદકમા, અને અન્ય વિજ્ઞાનોમા અનિવાર્ય સબધો શોધીએ છીએ

એક મેદાન ઉપર લાખ મનુષ્યો વ્યાખ્યાન સાભળવા ભેગા થયા હોય તો વ્યાખ્યાન પૂરુ થઇ ગયા પછી પાચ મિનીટે કેટલા માણસો રહેશે? આનો નિશ્ચિત ઉત્તર આપી શકાય નહિ કેમ કે લાખ મનુષ્યો સભા વિખરાવાની હકીકત અને પાચ મિનીટો વચ્ચેનો સબધ આકસ્મિક છે તે સબધ તર્કયુક્ત નથી પરતુ જો આપણને એમ પૂછવામા આવે કે એક લાખ મનુષ્યમાથી ૫૭૦૦૦ મનુષ્યો ચાલ્યા ગયા તો પાછળ કેટલા રહ્યા હોવા જોઇએ? આ પ્રશ્નનો ઉત્તર દરેક મનુષ્ય એક જ આપશે અને તે હશે ૪૩૦૦૦ મનુષ્યો એક જ ઉત્તર મળવાનુ કારણ એ છે કે એક લાખ મનુષ્યો-

માંથી ૫૭૦૦૦ મનુષ્યો ઊડીને ચાલ્યા જાય એ બન્ને હકીકતોનો સંબંધ આકસ્મિક નથી, પરંતુ ન્યાયયુક્ત અને ગાણિતિક અથવા વૈજ્ઞાનિક છે.

'બુધવાર બેવડો,' 'મંગળ કરે ગંગળ' એ કહેવતોમાં રહેલા સંબંધો ચોક્કસ, વૈજ્ઞાનિક અને અનિવાર્ય નથી; એ સંબંધો કેવળ આકસ્મિક છે.

બધા પ્રકારના સંબંધોમાંથી યોગ્ય, બંધબેસતા, ચોક્કસ અને અનિવાર્ય સંબંધો શોધી કાઢવા એ બુદ્ધિમત્તાનું લક્ષણ છે.

આ પ્રમાણે,

**સંબંધોની શોધ વિચારણાનો પાયો છે, અને તે વિજ્ઞાનની પ્રગતિનો પણ પાયો છે.**

વિજ્ઞાનની પ્રગતિ એટલે એક હકીકત અને બીજી હકીકત વચ્ચેનો સંબંધ, એક હકીકતનો સામાન્ય નિયમ સાથે સંબંધ, એક સામાન્ય નિયમનો અન્ય સામાન્ય નિયમો સાથેનો સંબંધ શોધવો અને અનુમાનના નિયમ પ્રમાણે સામાન્ય નિયમમાથી નવી હકીકતો શોધવી તે છે. વિજ્ઞાનનું ધ્યેય સર્વ હકીકતો શોધવી અને તેમના વચ્ચેના સંબંધો શોધવા તે છે.

આ નિયમ દર્શાવવા સ્પીઅરમેન નીચેની આકૃતિ વાપરે છે.




'અ' અને 'બ' બે પદાર્થો, લક્ષણો અથવા બનાવો છે; એ બે વચ્ચેનો સંબંધ 'ક' છે. કોઇ મનુષ્યો 'ક' જોઇ શકતા જ નથી; કોઇ તરત જ 'ક' શોધી કાઢે છે; અને કોઈ 'અ' અને 'બ' જોયા પછી થોડા સમયે 'ક' શોધી શકે છે.

સંબંધ શોધવાની રીતને ન્યાય (તર્ક)શાસ્ત્રના (logic ના) વ્યાપ્તિન્યાય (induction) સાથે કેટલોક સંબંધ છે. વ્યાપ્તિન્યાયમાં કેટલાક પદાર્થો વચ્ચે સંબંધ શોધવામાં આવે છે, પરંતુ એ સંબંધ ખાસ, વ્યક્તિગત સંબંધ નહિ, પરંતુ સામાન્ય સંબંધ હોય છે; એ સંબંધ એ વર્ગની દરેક વસ્તુ અથવા વ્યક્તિને લાગુ પડતો હોય છે. જેમ કે,

—દરેક ધાતુ ગરમીથી ઓગળે છે.

ધાતુ અને ગરમી વચ્ચેનો આ સંબંધ એ સામાન્ય સંબંધ થયો; એ સંબંધ દરેક ધાતુને લાગુ પડે છે.

—દરેક ત્રિકોણના ત્રણ ખૂણાનો સરવાળો ૧૮૦° હોય છે.

—કાગડા માત્ર કાળા હોય છે.

—દરેક પદાર્થ વચ્ચે ગુરુત્વાકર્ષણનો નિયમ પ્રવર્તે છે.

સ્પીઅરમેનના નિયમોમાં આપણે વિચારણાની પ્રક્રિયા ઉપર ધ્યાન આપીએ છીએ, ત્યારે ન્યાય (તર્ક) શાસ્ત્રમાં આપણે વિચારના પરિણામ ઉપર ધ્યાન આપીએ છીએ.

### (૩) સંબંધિત વસ્તુની શોધ:

હવે આપણે સ્પીઅરમેનનો ત્રીજો નિયમ જોઇએ. આ નિયમ સંબંધિત વસ્તુ શોધી કાઢવાનો છે. એ નિયમ કહે છે કે કોઈ લક્ષણ અને તેનો સંબંધ આપણને જણાય તો આપણને તરત જ સંબંધિત લક્ષણ જણાય છે. જો કોઈ મનુષ્યના ચિત્તમાં કોઈ વિચાર અને તેનો સંબંધ રમતા હોય તો તેનો સંબંધિત વિચાર મનમાં લાવવાની તેને કેટલીક શક્તિ છે. જેમ કે 'ધોળું' અને તેનાથી ઊંધું 'કાળું' છે. તે જ પ્રમાણે 'ઊંચું' અને તેનો વિરોધી વિચાર એ 'નીચું' છે; એ જ પ્રમાણે '૪'થી ત્રણ ગણું એ '૧૨' છે. '૫' થી ત્રણ વધારે એ '૮' છે; '૬' નો ત્રીજો ભાગ એ '૨' છે. આ પ્રમાણે આપણે એક વિચાર અને તેના સંબંધના જ્ઞાનથી સંબંધિત વસ્તુ શોધી શકીએ છીએ. આકૃતિથી આ નિયમ નીચે પ્રમાણે સ્પીઅરમેને દર્શાવ્યો છે.



અ અને તેનો સંબંધ ક આપેલા છે અને તેના ઉપરથી આપણે બ શોધી શકીએ છીએ.

કેટલીકવાર બીજા અને ત્રીજા નિયમનો આપણે સાથે ઉપયોગ કરવો પડે છે; જેમ કે

(ક) ઊંચુ : નીચું : ઉદાર ( )

(ખ) બારી : ઘર : : હાથ ( )

(ગ) ૧૪ ૩૫ : ૨ : ( )

(ક) આ ઊંચા અને નીચા વચ્ચેનો પ્રથમ સંબંધ શોધવાનો રહે છે; તે સંબધ વિરોધનો છે; હવે આપણે 'ઉદાર'થી વિરોધી શોધવાનુ છે અને તે 'લોભી' છે

(ખ) આ બારી અને ઘર વચ્ચેનો સંબંધ શોધવાનો છે; સબંધ એવો છે કે બારી ઘરનો એક ભાગ છે; હવે હાથ એ કોનો ભાગ છે? તે શોધવુ છે તો હાથ એ દેખીતી રીતે શરીરનો ભાગ છે.

(ગ) આ ૧૪ અને ૩૫ નો સબધ શોધવાનો છે અને તે $\frac{૩૫}{૧૪}$ગણો છે, હવે ૨નુ $\frac{૩૫}{૧૪}$ એટલે કેટલુ? $૨ \times \frac{૩૫}{૧૪} = ૫$; એટલે ૫ એ સબંધિત વસ્તુ છે

આ નિયમ કેટલેક અંશે અનુમાનન્યાય Deduction–ને મળતો છે. આ નિયમ એ પ્રથમની માફક પ્રક્રિયા દર્શાવે છે, જ્યારે અનુમાનન્યાય એ પરિણામ દેખાડે છે.

દા. ત મનુષ્ય માત્ર મૃત્યુને પાત્ર છે.

(૧) અર્જુન મનુષ્ય છે,

∴ અર્જુન મૃત્યુને પાત્ર છે

આ થયો એરિસ્ટોટલનો સુપ્રસિદ્ધ અનુમાન ન્યાય

(૨) હવે આપણે સબધિત વસ્તુનો નિયમ આને લાગુ પાડીએ

અર્જુન અને માનુષીપણાને અનિવાર્ય સબધ છે; અર્જુનમા માનુષીપણું અંતરગત છે

માનુષીપણામા મૃત્યુ અંતર્ગત છે; અનિવાર્ય છે; માનુષીપણાનો મૃત્યુ એ ચોક્કસ ગુણ છે

હવે પ્રશ્ન એ છે કે અર્જુનનું સબધિત લક્ષણ કયું છે? તેનો ઉત્તર સ્પષ્ટ છે કે અર્જુનમા મૃત્યુ પામવાનું લક્ષણ એ સંબંધિત લક્ષણ છે.

બાળક પણ અનુમાન કરી શકે છે અથવા સંબધિત લક્ષણ શોધી શકે છે બાળક પગલાનો અવાજ રોજ સાભળે છે અને એ અવાજનુ લક્ષણ પણ જુએ છે કે એ અવાજ આટલો મોટો અને આવો છે. વળી તે જુએ છે કે પગલાના અવાજ પછી 'બા' દેખાય છે. પગલાનો અવાજ અને બાના દેખાવા વચ્ચેનો સબધ તે ધ્યાનમા લે છે આજે એ પગલાનો અવાજ સાભળે છે, તેની સ્મૃતિ તેને યાદ આપે છે કે આ પગલાનો અવાજ, જે પગલાના શ્રવણ પછી બા દેખાતી હતી તે પગલા જેવો છે હવે તેને સંબધિત વસ્તુ જડી આવે છે. 'બા' દેખાવી જોઇએ.

જે રીતે બાળક પગલાના અવાજ ઉપરથી અનુમાન કરે છે કે 'હવે બા દેખાવી જોઇએ' તે રીતની અદર સ્પીઅરમેનના ત્રણે નિયમો સમાઇ જાય છે. તે પ્રથમ, પગલાનો અવાજ સાભળે છે, અને તે અવાજના લક્ષણો ધ્યાનમા લે છે; આ થયો પ્રથમ નિયમ હવે તે બાળક પગલાનો અવાજ અને બાના દેખાવા વચ્ચેનો સંબધ ધ્યાનમા લે છે; આ પ્રમાણે બીજો નિયમ અસ્તિત્વમા આવે છે; ત્યારબાદ, અવાજ અને તેના સબધ ઉપરથી સબધિત જ્ઞાનનુ બાનુ દેખાવુ તેનુ, બાળક અનુમાન કરે છે આ થયો ત્રીજો નિયમ

તર્કની પરિભાષામા આ અનુભવ નીચે પ્રમાણે મૂકી શકાય.

—ચોક્કસ પ્રકારના અવાજવાળા પગલા પછી બા દેખાય છે

—આ પગલુ ચોક્કસ પ્રકારનુ પગલુ છે

∴ હવે બા દેખાવી જોઇએ

મોટી ઉમ્મરના મનુષ્યોના જીવનમા ય, અલબત્ત, આવી ક્રિયાઓ ચાલતી જ હોય છે

કોઇ નવલકથા વાચતા, ભાષણ સાભળતા, ફિલ્મ જોતા, શિક્ષક પાસેથી શીખતા, કથા સાભળતા,

નાટક જોતાં, આપણે સ્પીઅરમનના નિયમોનો સતત ઉપયોગ કરીએ છીએ. હિમાલયનો ખ્યાલ આપવો હોય તો તે ગિરનાર કરતાં ૨૦ ગણો મોટો છે, ઊંચો છે; આ પ્રમાણે તેનું વર્ણન કરીએ એટલે 'ગિરનાર' અને તેનો સંબંધ ૨૦ ગણો 'ઊંચો' અને તે ઉપરથી સંબંધિત વસ્તુ 'હિમાલય'ની કલ્પના આપણે કરીએ છીએ. અશોક અને અકબરનું સ્મરણ કરીને બન્ને વચ્ચેનો સંબંધ શોધીએ છીએ. એક નવું ફળ જોઇને તે ગોળ છે, તે ખટમીઠું છે એમ તેના ગુણોનો અનુભવ કરીએ છીએ ફિલ્મ જોતાં એક પુરુષ અને તેની સાથે ઊભેલી સ્ત્રીનો સંબંધ શોધીએ છીએ; તે સ્ત્રીના મુખ પર શોકની છાયા છે એટલે તે સ્ત્રી અને શોકની છાયા વચ્ચેનો કારણ-કાર્યનો સંબંધ શોધીએ છીએ.

એ જ પ્રમાણે અકબરને આપણે જોયો નથી, પરંતુ તે આજાનબાહુ હતો, તે ત્રણ જ કલાક ઊંઘતો, અન્ય ધર્મો પ્રત્યે તેની દૃષ્ટિ ઉદાર હતી: આ વર્ણન ઉપરથી આપણી સમક્ષ અકબરનું ચિત્ર ખડું થાય છે; આપણે સંબંધિત વિચારોની મદદથી આપણી સમક્ષ તેનું ચિત્ર ઉપસાવી શકીએ છીએ.

માનશાસ્ત્રીઓએ આ મનોવ્યાપારને રચનાત્મક કલ્પનાનો મનોવ્યાપાર કહ્યો છે શિક્ષકો અને વિદ્યાર્થીઓ આ નિયમનો લગભગ સતત ઉપયોગ કરતા હોય છે. માનસશાસ્ત્રીઓ આ મનોવ્યાપારને જાણતા હતા, પરંતુ આ મનોવ્યાપાર પાયાનો છે, તે મૂલગત છે અને તે કોઈ બીજા મનોવ્યાપારના ભાગ તરીકે ઘટાવી શકાતો નથી એ હકીકત પ્રથમ રજૂ કરવાનો યશ સ્પીઅરમેનને ઘટે છે.

સ્પીઅરમેનના ત્રણે નિયમો તદ્દન સાદા, અને દેખીતા લાગે છે; તેમાં કાંઇ નવીન કે મૌલિક પ્રથમ-દર્શને લાગે તેવું નથી; પરંતુ જ્યારે એ નિયમોનો ઉપયોગ કરીએ છીએ, અને ઘણી સંકુલ બાબતોમાં પણ તે નિયમોની જ અભિવ્યક્તિ જોઇએ છીએ ત્યારે તેમનું મહત્ત્વ સમજાય છે. ન્યૂટનના ગતિના ત્રણ સિદ્ધાંતો પણ દેખીતા અને સાદા જણાય છે; પરંતુ જ્યારે ગુંચવાયેલી અને કઠણ સમસ્યાઓનો તે ઉકેલ કરે છે ત્યારે આપણને તે નિયમોનું રહસ્ય સમજાય છે.

આથી, હવે એ નિયમોના ઊંડાણમાં જઇએ:

જ્યારે આપણે સંબંધો શોધીએ છીએ ત્યારે એ સંબંધો પોતે જ હકીકતો બને છે;-અને તેમની વચ્ચે, સંબંધો-સંબંધોની વચ્ચે, સંબંધો શોધી શકાય છે; જેમકે ક, ખ, ગ, ઘ, ચ એ પદાર્થો છે, અને તેમના વચ્ચેના સંબંધો આપણે શોધીએ છીએ; એ સંબંધો વચ્ચેના સંબંધો અને એ સંબંધો સાથેની સંબંધિત વસ્તુઓ આપણે શોધીએ છીએ; અને એ પ્રમાણે આપણે આ ક્રિયા ઘણી લંબાવી શકીએ છીએ; એ ક્રિયાઓનું દર્શન સાથેની આકૃતિમાંથી થશે.




ક, ખ, ગ, ઘ, ચ પદાર્થો વચ્ચેના સંબંધો ટપકાવાળા વર્તુલોથી દર્શાવવામાં આવ્યા છે; અને એ ગોળ આકૃતિઓથી સૂચિત ગુણો વચ્ચેના સંબંધો તેમની ઉપરની ગોળ આકૃતિઓથી બતાવવામાં આવેલા છે; અને તે ગોળ આકૃતિઓ વચ્ચેના સંબંધો સહુથી ઉપરની આકૃતિથી દર્શાવવામાં આવેલા છે.

હવે સંબંધોની વચ્ચે સંબંધો દર્શાવનારું દૃષ્ટાંત વ્યાવહારિક જીવનમાંથી લઇએ.

પ્રથમ સંબંધ: ગુજરાતી, મહારાષ્ટ્રી અને બંગાળીઓનો છે.

બીજો સંબંધ: આ સંબંધો વચ્ચેનો સંબંધ 'જર્મનનો' શોધી કાઢવામાં આવે છે.

ઘરમાં ચોરી કરનાર દીકરો નીકળે — આ બધી બીજા પ્રકારની ઘટનાઓ છે. આંગળી મૂકીને જોતું સ્થાન નક્કી કરી શકાય એવી ચોક્કસ સ્વરૂપની એ ઘટનાઓ છે. આવી ઘટનાઓ નાટકમા આવી શકે છે, નાટકની આધારશિલા રૂપ બનતી હોય છે. છતાં નાટકનું નાટકત્વ એમા છે એમ નહિ કહી શકાય. પાત્રોની સ્થિતિમા, એમના પરસ્પરના સંબંધોમા એમની આતરસૃષ્ટિમા પળે પળે જે દેખાય-ન દેખાય એવા ફેરફારો થાય છે એ જ નાટકની અગત્યની ક્રિયા છે અને એ સમગ્ર નાટકમા વ્યાપેલી હોય છે. ઉત્તમ નાટ્યકાર પોતાની શક્તિ આ ક્રિયાને વ્યક્ત કરવામા ખર્ચે છે. કેટલીક વાર આતરક્રિયા બાહ્ય ક્રિયા પર વર્ચસ્ ભોગવતી પણ થઈ જાય છે અને પરિણામે બાહ્ય ક્રિયાની ગતિ અત્યત મંદ લાગે છે.

નાટકમાં અપેક્ષિત ક્રિયા વિષેના ખ્યાલમાં આપણે કેટલીક વાર ગેરરસ્તે દોરવાઇ જઇએ છીએ તેનુ એક કારણ એ છે કે આપણે નાટકને કેવળ દૃશ્ય પ્રકાર તરીકે જોઇએ છીએ. પણ નાટક પ્રથમ તો એક સાહિત્યપ્રકાર છે, વાણીની લીલા છે અને તેથી એનો શ્રાવ્ય અંશ પણ ખૂબ મહત્ત્વનો છે એ ભૂલવા જેવું નથી. નાટક ભજવાય છે ત્યારે પણ એનું માધ્યમ માત્ર આંગિક અભિનય નથી, વાચિક અભિનય બોલતો શબ્દ પણ છે એ ખ્યાલમા રાખવું જોઇએ. દૃશ્ય અભિનય નાટકના શબ્દના ધ્વનિને સ્ફુટ કરવા ઉપકારક થવા આવે છે, પણ શબ્દ છે, તો ને? એ રીતે શબ્દ, વાણી કે સવાદ એ નાટકનું પાયાનું તત્ત્વ છે, નાટકનું સર્વ કંઇ, તેથી, મુખ્યતયા વાણી દ્વારા જ વ્યક્ત થતું હોય છે — ક્રિયા પણ[8] ઘટનાના અવાન્તર ક્રમો, પાત્રમાનસની અદલાતી અવસ્થાઓ અને એમના સંબંધોની ઉઘડતી નવી નવી દિશાઓ—આ બધું ઉક્તિઓ દ્વારા જ વ્યક્ત થતું હોય છે ને? ઉક્તિ દ્વારા પાત્રમાનસના સૂક્ષ્મ ઊર્મિઆંદોલનો વ્યક્ત થાય છે ત્યારે ત્યાં ક્રિયા હોવાનો ખ્યાલ જલદી આવતો નથી, પણ એવી ઉક્તિ પણ ખૂબ નાટ્યાત્મક બની શકે છે એમાં શંકા નથી. 'Anatomy of Drama'માં થોમ્પસન ખડકની સાથે જડાયેલા, ન હલી ન ચલી શકતા છતા ઝિયસ સામે ધૃતિ અને સંકલ્પબળથી ઝૂઝતા પ્રોમિથિયસનો દાખલો આપી કહે છે કે ત્યાં નાટ્યોચિત ક્રિયા છે અને માત્ર શબ્દો દ્વારા વ્યક્ત થતી હોવા છતા તેમ જ પ્રતિસ્પર્ધી સદેહે હાજર ન હોવા છતા, પ્રેક્ષકોને એ ઓછી પ્રતીત થાય છે એવું નથી (પૃ ૧૧૮). આવી ઉક્તિઓ લાંબી હોય તેનો પણ કશો વાંધો નહિ. લાંબી ઉક્તિઓ જો ઊર્મિગળવાળી અને છટાયુક્ત હોય તો નાટકમાં અત્યંત ઘેરી અસર ઉપજાવે છે. થોમ્પસન તો લાંબી ઉક્તિઓને એ લાંબી હોવાને કારણે ટાળનાર નાટ્યલેખકો સરસ નાટ્યોચિત અસરોની તક ગુમાવે છે એમ કહે છે અને વાણીની અલ્પતા અને દરિદ્રતાને આધુનિક નાટકની મુખ્ય નબળાઈઓ ગણે છે (પૃ. ૧૧૭)

નાટક આ રીતે વાણી-આશ્રિત હોવાથી એના કેટલાક ભાગો પહેલી નજરે કથનવર્ણનાત્મક લાગે પણ સૂઝવાળા માણસને એમા ક્રિયાની શક્યતા દેખાય એ બનવાજોગ છે તેથી જ કોઈપણ નાટકની ક્રિયા વિષે જલદી દૃઢ અભિપ્રાય બાંધી લેવો હિતાવહ નથી

## ૫

કોઈપણ નાટકની ક્રિયાની વિભાવના અને એનું

---

૬ રામપ્રસાદ બક્ષી 'અભિનય, વેશભૂષા સંનિવેશ એ બધા નાટ્યકારે કરેલી વાકમયઅભિવ્યક્તિને દૃશ્યરૂપે રજૂ કરવાના સાધનો છે, એ તો એ વાકમય અભિવ્યક્તિના અનુચરો છે... આ વાકમયપ્રકારને પ્રયોગરૂપે દૃશ્ય કરવાની જે યોગ્યતા છે તે એની પાત્રાશ્રિત વાણીરચનાનું પરિણામ છે.' (વાકમયવિમર્શ પૃ. ૩૫૭)

૭, Allardyce Nicoll: ',..in its language resides the drama's, soul.' (Theatre and Dramatic Theory)

૮. A. R. Thompson· ..the principal f dramatic action is speech.' (Ana- f drama page 118)

સમગ્ર સ્વરૂપ તત્કાલીન રંગભૂમિની સ્થિતિને અને સામાજિકોની અપેક્ષાને આભારી હોય છે. ગ્રીક અને શેક્સપિયરનાં નાટકોમાં જે લોકભોગ્યતા (mass-appeal) છે તે સંસ્કૃત નાટકમાં ઓછી હોય તો એનું કારણ એ હોવા સંભવ છે કે એનો પ્રેક્ષકવર્ગ સુનંદા કાવ્યરસિકોનો બનેલો હતો. ગ્રીક નાટકમાં શેક્સપિયરના નાટક જેવી બનાવોની ભરમાર નથી હોતી કારણકે એની રંગભૂમિ સ્થળસમયની કેટલીક મર્યાદાઓમાં કામ કરતી હતી. છતાં ગ્રીક નાટકમાં રોમાંચ અને તંગદીલી આરંભથી અંત સુધી દેખાય છે કેમકે એણે એકી સાથે હજારો પ્રેક્ષકોનાં ચિત્ત કબજે રાખવાનાં હતાં શેક્સપિયરનાં નાટકોમાં હળવી ક્ષણો ઘણી આવી જાય છે કારણકે એ કંઈક નિરાંતથી (leisurely) જોવાતું નાટક છે. સંસ્કૃત નાટક ગ્રીક અને શેક્સપિયરનાં નાટકને મુકાબલે સ્વસ્થ પ્રકૃતિનું લાગે, એમાં ક્રિયાનું સ્વરૂપ અને ગતિ જુદાં પ્રકારનાં લાગે, આજના પ્રેક્ષકમાનસ અને પ્રયોગવિધિને પ્રતિકૂળ અંશો એમાં દેખાય, એથી બીજા દશા ભ્રમમાં પડવાની જરૂર નથી.[૯] કોઈ પણ નાટક પર આજની નાટકની અને ક્રિયાની વિભાવનાઓ લાદવા કરતાં એની પોતાની વિભાવનાઓ સમજવાની કોશિશ કરવી જોઈએ.

સંસ્કૃત નાટકનું મૂલ્યાંકન કરવાનો અહીં ઉપક્રમ નથી, એ નિમિત્તે નાટકમાં રસ અને ક્રિયાની તાત્ત્વિક ભૂમિકા વિચારીને સંસ્કૃત નાટકનું પૂર્વગ્રહરહિત વ્યાપક નિરીક્ષણ થવું જોઇએ અને એમાં આપણને ભાસ જેવો નાટ્યસૂઝ અને પ્રમાણવિવેકવાળો નાટ્યકાર મળે છે, મૃચ્છકટિક અને મુદ્રારાક્ષસ જેવી ઘટનાપ્રચુર કૃતિઓ મળે છે, શાકુન્તલના પાંચમા અંકની નાટ્યોચિત પરિસ્થિતિ તો જગતના નાટ્યસાહિત્યમાં જવલ્લે જોવા મળે એવી છે તથા ઉત્તરરામચરિત જેવા નાટકમાં પાત્રના આંતર્ સંઘર્ષ અને આંતર્ગતિનું હૃદયવેધી નિરૂપણ થયેલું છે એ હકીકતો તરફ પૂરતું લક્ષ આપવું જોઈએ.

૯ નિકોલ કહે છે કે એ જમાનાની રંગભૂમિની જરૂરિયાતો પ્રમાણે રચાયેલી એરિસ્ટોફેનિક કોમેડી આ જમાનામાં ભજવી શકાય એવી ન લાગે તો એથી એનું નાટક તરીકેનું મહત્ત્વ ઓછું છે એમ માનવું તે મૂર્ખાઇ છે. (Theatre and Dramatic Theory)

## રજીસ્ટ્રેશન ઓફ ન્યૂઝપેપર્સ (સેન્ટ્રલ) રૂલ્સ ૧૯૫૬ના અન્વયે

['વિશ્વમાનવ' સંબંધમાં નીચેની વીગતો પ્રગટ કરવામાં આવે છે:]

૧: પ્રસિધ્ધિ સ્થળ: રામજીમંદિર પોળ
ગોપાલધર, વડોદરા

૨: પ્રસિધ્ધિ ક્રમ: દર બે મહિને

૩: મુદ્રકનું નામ: ગંગા મુદ્રણાલય વતી
રમણલાલ ભાઈલાલભાઈ પટેલ

ક્યા દેશના: ભારતીય

ઠેકાણું: વલ્લભવિદ્યાનગર (વાયા–આણંદ)

૪: પ્રકાશકનું નામ: ભોગીલાલ ગાંધી

ક્યા દેશના: ભારતીય

ઠેકાણું: રામજીમંદિર પોળ, ગોપાલધર-વડોદરા

૫: તંત્રીનું નામ: ભોગીલાલ ગાંધી

ક્યા દેશના: ભારતીય

ઠેકાણું: રામજીમંદિર પોળ, ગોપાલધર–વડોદરા

૬: સામયિકના માલિકનું નામ: ભોગીલાલ ગાંધી,
રામજીમંદિર પોળ વડોદરા.

હું ભોગીલાલ ગાંધી આથી જાહેર કરું છું કે ઉપર આપેલી વીગતો મારી જાણ અને માન્યતા મુજબ બરાબર છે.

ભોગીલાલ ચુ. ગાંધી
(પ્રકાશક)

# 'કાકાની શશી'

## પ્રહસન કે 'સોશ્યલ કૉમેડી'?

ભરતકુમાર ઠાકર

'કાકાની શશી' નાટક પ્રસિદ્ધ થયું (૧૯૨૯) ત્યારે શ્રી કનૈયાલાલ મુનશીની સર્જકતાનો મધ્યાહ્ન તપતો હતો. ત્રીશી અને તેની પહેલાંના બે દાયકામાં આપણા દેશજીવનમાં આવેલી વ્યાપક જાગૃતિનું પ્રતિબિંબ સાહિત્યમાં જોવા મળે છે. તે વખતે રાષ્ટ્રીય અસ્મિતા પ્રજાનો ધ્યેયમંત્ર બન્યો હતો અને સ્ત્રી-સ્વાતંત્ર્ય તેનો એક મહત્ત્વનો સામાજિક આદર્શ બન્યો હતો. કવિઓ, નાટ્યકારો અને નવલનવેશોને આ પરિબળોએ સ્ફોટક સામગ્રી પૂરી પાડી હતી. મેઘાણીની કવિતાએ મુખ્યત્વે પહેલી ભાવનાનો અને મુનશીના નાટક-નવલોએ બીજીનો પ્રભાવક ઉપયોગ કરેલો છે.

'રાઈનો પર્વત'માં સ્ત્રીજાતિની અવદશા નિવારવાની પ્રતિજ્ઞા આવે છે. પણ એ નાટકના વસ્તુનો દોરો મુખ્યત્વે નીતિ અને પ્રભુપ્રીતિની ભાવનામાં પરોવાયેલો છે. રૂઢિના બંધનોમાંથી નારીને મુક્ત કરીને તેને વૈધવ્ય અને બાળલગ્નની વેદીમાં હોમાતી અટકાવવાની વાત નર્મદથી રમણભાઈ સુધી મંભળાતી રહે છે. પણ સ્ત્રી-સ્વાતંત્ર્યનો પક્ષ લઈને સાહિત્યમાં તેનો કલાત્મક સંગ્રામ ખેડવાનું બીડું તો શ્રી. મુનશીએ ઝડપ્યું હતું. સરસ્વતીચંદ્ર સાથે પુનર્લગ્ન કરવામાં સામાજિક બંધન કુમુદને નડયું હતું તે શ્રી મુનશીને ખૂંચતું હતું. તેમની 'વેરની વસુલાત' નવલકથાની નાયિકા તનમન સૌ પ્રથમ રૂઢિચુસ્ત સમાજની સામે બંડ પોકાર્યું. સમાજમાં પુરુષ સમાન પદ પ્રાપ્ત કરવાનો 'પુરુષાર્થ' મુનશીનાં સ્ત્રીપાત્રોએ ખેડ્યો છે તેટલો બીજા કોઈ લેખકનાં સ્ત્રીપાત્રોએ ખેડ્યો નથી એમ કહેવામાં અત્યુક્તિ નથી.

લગ્નના વિષયમાં સ્વેચ્છા અને સંપૂર્ણ સ્વતંત્રતા તેમનું લક્ષ્ય છે. બુદ્ધિ અને ધનોપાર્જન સુદ્ધાં તમામ સામાજિક પુરુષાર્થમાં, તપમાં અને યુધ્ધમાં યે આ જાજરમાન સુંદરીઓ પુરુષની સામે હોડમાં ઊતરે છે. પુત્ર સમોવડી દેવયાની, સુકન્યા, અરુંધતી, લોપામુદ્રા, તનમન, મીનળ, મૃણાલ અને મંજરીએ ઊભી કરેલી જ્વલંત પરંપરામાં 'કાકાની શશી'ની નાયિકા પણ બેસે છે.

મુનશીનાં નાટકોના બાહ્ય તેમ જ આંતરિક સંઘર્ષનું ઉદ્ભવસ્થાન ઉપર કહ્યો તે સ્ત્રીઓ તરફથી પુરુષોને અપાતો પડકાર છે. એ પડકાર વિજાતીય આકર્ષણના અગ્નિમાં ઘીનું કામ કરે છે. તેમાંથી 'બે ખરાબ જણ,' 'વાવા શેઠનું સ્વાતંત્ર્ય,' 'આજ્ઞાંકિત' અને 'પીડાગ્રસ્ત પ્રોફેસર' જેવાં પ્રહસનો તો 'તર્પણ,' 'અવિભક્ત આત્મા' અને 'પુત્ર સમોવડી' જેવા ગંભીર પૌરાણિક નાટકો જન્મ્યાં છે. એકમાંથી સામાજિક સુધારણાનો ધ્વનિ ફૂટે છે તો બીજા પ્રકારના નાટકોમાંથી આર્ય સંસ્કૃતિનું ગૌરવ ફોરે છે. 'કાકાની શશી'નું સ્થાન ગંભીર અને હળવા નાટકોની વચમાં છે. અર્ધગંભીરચિંતનથી વેષ્ટિત એ નાટક નથી પ્રહસન કે નથી ગંભીર નાટક. શ્રી મુનશીએ એ નાટકની રચના કરીને એક નમૂનેદાર 'સ્પેશ્યલ કૉમેડી'નું દૃષ્ટાંત પૂરું પાડયું છે એમ કહી શકાય.

પ્રહસન અતિશયોક્તિમાં રાચે છે, પાત્રોના ચહેરેમોરો અને વાણીવર્તન અતિરંગે રંગાયેલાં હોય, તેમાંથી હાસ્ય નિષ્પન્ન થાય. આ અતિશયતા વાસ્તવને અસંભાવ્ય કોટી સુધી લઈ જાય છે. પણ એકવાર સરકસના જંગલા કે નાટકના

વિદૂષકની માફક નાટકના પ્રહસનને પિછાન્યું, પછી તે અસંભાવ્ય તત્ત્વ ખટકશે નહિ; ઊલટું, તેમાંથી લેખકનું કથયિતવ્ય સામાજિક વિચાર કે રૂઢિ કે પરંપરાને વિરૂપ આકાર આપતું ઊપસતું જાય છે, અને છેક છેલ્લે કોઈક બેહૂદી fantastic પરિસ્થિતિ સર્જીને ફારસનો લેખક ધારી અસર ઉપજાવે છે.

'સોશ્યલ કૉમેડી'માં કથયિતવ્ય ('થીમ') તરીકે ગંભીર વિચાર રહેલો હોય છે. ગંભીર વિચારને દબાવી ન દે અને સચોટ બનાવે તે રીતે હાસ્યની મિલાવટ તેમાં કરેલી હોય છે. નાટ્યકાર તેમાં ગંભીર વિચારની રજૂઆત હળવી વિનોદાત્મક રીતે કરે છે; છતાં ગંભીર વિચારની સેર પ્રગટપણે વહેતી હોય છે. ફારસનાં પાત્રો અતિશયોક્તિભર્યાં અને અવાસ્તવિક હોય છે. જ્યારે 'સોશ્યલ કૉમેડી'નાં પાત્રોમાં વાસ્તવિકતા તથા હેતુની ગંભીરતા ધ્યાન ખેંચે છે. ફારસની કુલ નાટ્યાત્મક અસર (Total Dramatic Effect) સમાજના, વ્યક્તિના કે વિચારના એક જ અંગને ઉપસાવવામાં જ રહેલી છે. ફારસ સમાજ, વ્યક્તિ કે વિચારમાં રહેલા કોઈ કઢંગા સ્વરૂપને રજૂ કરે છે. જ્યારે 'સોશ્યલ કૉમેડી' સુવાંગ પરિસ્થિતિના ચિંતનરૂપ હોઈ વિચાર પ્રેરક હોય છે. આખા સામાજિક પ્રશ્ન (Social Problem)ની ચર્ચા 'સોશ્યલ કૉમેડી'માં મુખ્ય હોય છે, આથી એ સામાજિક પ્રશ્ન એમાં આદિથી અંત પર્યંત પરોવાયેલો હોય છે.

'કાકાની શશી' નાટકમાં પાત્રો હાસ્ય ઉત્પન્ન કરે છે, પણ લેખકના કથયિતવ્યથી જુદા પાટે ગતિ કરતાં નથી, લેખકના કથયિતવ્ય સાથે તાલ મિલાવીને એ બધાં પાત્રો કાર્ય કરે છે.

'પુરુષ વિરોધી સ્ત્રીમંડળ ભરાયું' છે. અર્વાચીન નારીઓ પુરુષવિરોધી ઠરાવો પસાર કરે છે. ત્યાં શશીના પાલકપિતા મનહરલાલ (કાકા) આવ્યાની જાણ થાય છે. શશી બારીએ જઈ તાળી પાડે છે. ને હાથ વતી ઉપર આવવાની (કાકાને) નિશાની કરે છે. શિરગૌરી લૂગડું ઠીક કરે છે. પીરોજા ગજવામાંથી નાની આરસી ને પફ કાઢી પાવડર મારી હોઠ ઉપર રંગ લગાડે છે. ગંગા ચશ્મા સાફ કરે છે. વિધુમુખી વાળ ઠીક કરે છે; [1] આ બધું પાત્રની દૃષ્ટિએ ફારસ જેવું લાગે પણ સમગ્ર નાટક પાછળના લેખકના કથયિતવ્યની દૃષ્ટિએ તો હેતુપુરઃસર છે. સ્ત્રી અને પુરુષ બંનેને એકબીજા વિના ચાલી શકતું નથી; ભલે તે ગમે તેટલો વિરોધ કરે, માનસશાસ્ત્રીઓ તો એમ પણ જણાવે છે કે એ વિરોધ દ્વારા સ્ત્રી અને પુરુષના અંતરમાં રહેલું આકર્ષણનું બીજ વિકસે છે. શ્રી. મુનશી આ વસ્તુનું નિરૂપણ પાત્રોનાં કાર્યો દ્વારા કરે છે.

આ 'સોશ્યલ કૉમેડી'માં નાટ્યલેખકે સ્વતંત્રતાની હિમાયતી અર્વાચીન નારીઓના સ્વતંત્ર મિજાજની નીચે ગુપ્ત વહેતી કામવૃત્તિ (sex) પર કટાક્ષ કર્યો છે. મનહરલાલ કેવો જવાબ વાળે છે તે જુઓ :

શશી મનહરલાલને આવકારે છે.

શશિકલા : આ બધાં તમને મળવા માગે છે.

મનહરલાલ : (મજાકભર્યા અવાજથી) પણ મને ત્રણ દાદરા ચઢવું પડયું તેનું કાંઈ? નમસ્કાર, (હાથ જોડે છે.)

શશિકલા : મિસ પીરોજા—આર્ટિસ્ટ છે.

પીરોજા : (હાથ લંબાવીને) How do you do? (કેમ છે?)

મનહરલાલ : (હાથ જોડીને હસે છે) હું તો જોગમાયાઓને દૂરથી જ નમસ્કાર કરું છું. [2]

આર્યસંસ્કૃતિની અસ્મિતાનું સુરેખ, સુદૃઢ દર્શન કરાવવું અને આર્યધર્મની પ્રસ્થાપના કરવી એ શ્રી.મુનશીનાં પૌરાણિક નાટકોનો સૂર તેમનાં સામાજિક નાટકોના અગંભીર વાતાવરણમાં કોઈને સંભળાય તો નવાઈ નહિ. તેની રજૂઆત જુદી ઢબે થતી હોય છે.

---

૧. અંક : ૧. પ્ર. ૧, પૃ. ૧૭
અહીં 'કાકાની શશી'માંથી રજૂ કરેલાં અવતરણો આવૃત્તિ ૪થીમાંથી છે.

૨. અંક ૧, પ્ર. ૧, પૃ. : ૧૮

પ્રહસનમા માનવસ્વભાવની નબળાઈઓનુ અત્યુક્તિભર્યુ' નિરૂપણ કરવામા આવે છે 'કાકાની શશી'મા નાટ્યલેખક એવી નબળાઈનુ જ દર્શન કરાવે છે પુરુષનુ સ્ત્રી તરફનુ સ્થૂળ આકર્ષણ અને મોહ તેમ જ સ્ત્રીનું પણ પુરુષ તરફનુ એવુ જ વર્તન શ્રી મુનશી બતાવે છે કાકા અને શશી તેમા અપવાદ છે તેમાથી નિપજતી હાસ્યાસ્પદ પરિસ્થિતિનો લેખકે નાટકની અદર સઘર્ષ જન્માવવામા ઉત્તમ ઉપયોગ કર્યો છે ગૌરીશકર કવિ, ઇન્દ્રજીત માસ્તર અને કુદનલાલ બેરિસ્ટરના શશી પ્રત્યેના મોહ અને શિવગૌરીના કાકા પ્રત્યેના આકર્ષણથી નાટકમા હાસ્યરસિક પ્રસગો ઊભા કરવામા કારણ રહેલા છે શ્રી મુનશીએ રગભૂમિને ધ્યાનમા રાખી છે, એટલે આ બધા દશ્યો તેમ જ ઇન્દ્રજીતની સ્ત્રૈણ ચેષ્ટાઓ, કવિની બોલી અને કૃત્રિમ ભાષામા વ્યક્ત થતી ભાવનામયતા અને શિવગૌરીનો કાકાને અવલબીને પ્રગટ થતો 'પ્લેટોનિક લવ'– તે તે પાત્રો દ્વારા નાટકને પ્રહસનાત્મક બનાવે છે બાડના હાથીનુ દષ્ટાત આગળ કરીને કાકાએ શશીને હૃદયો સાથે રમવાની રમત અગે ઉચ્ચારેલી ચેતવણી હાસ્યની ભેગડમા રહેલા ગભીર વિચારનુ નિર્દેહન કરે છે

પોતાના એકલવાયાપણા પર શિવગૌરી અકળામણ અનુભવે છે તે અકળામણ 'ઉગ્રતાથી' પ્રગટ કરતા કહે છે 'આખા ગામનો સૂરજ ઊગશે, પણ મારો ક્યારે ઊગશે?[3] અને આ વાણીહાસ (Irony of speech)[4] ખૂબ જ સૂચક છે શિવગૌરી તો તેની અતૃપ્ત વાસના પ્રગટ કરે છે આગળ ત્રીજા અકમા શિવગૌરી 'કાકા'ને 'અફલાતુની પ્રેમ સમજાવે છે, તે પરણેલી નારી કાકા તરફ આકર્ષાય છે! કાકા સાથે લગ્ન કર્યા વિના તે 'આત્મની બેલડી' સર્જવા ઇચ્છે છે! આમાથી હાસ્ય જન્મે છે પરતું આ હાસ્ય સામાજિક બદી તરફ આગળી ચીંધે છે શિવગૌરીને અનુભવે સમજાય છે કે પ્રાપ્ત પરિસ્થિતિને વેઠી લેવામા જ સલામતી છે

ક્યારેક પાત્ર બહુ જ સાહજિક રીતે કશુક ઉચ્ચારે છે, તે આગળ ઉપર અણધાર્યુ સાચુ પડે છે મનહરલાલ શિવગૌરીને કહે છે 'એને (શશીને) એકવીસ વર્ષ પુરા થાય એટલે એ એને ઘેર ને હુ મારે (હસીને) આવી બળવાખોર છોકરી કેમ પાલવે?[5]

મનહરલાલ તો હસીને સ્વાભાવિક રીતે મશ્કરી કરે છે, પણ નાટકના અતે તે 'બળવાખોર' શશી તેમને 'પાલવે છે' અને 'કાકા'ને જ 'ઘેર' કાયમ માટે 'કાકી' થઈને આવે છે આમ વાણીહાસ (Irony of speech) દ્વારા પાત્રની વિપરીતતા બતાવવાનુ કાર્ય નાટકમા કુશળપણે સધાયુ છે

અહીં નાટ્યલેખકે કથયિતવ્યને પૂરક બને એ રીતે હાસ્ય ઊભુ કર્યુ છે હાસ્ય માટે અતિશયોક્તિભરી વાણી અને કૃત્રિમ ચેષ્ટાનો ઉપયોગ લેખકે કર્યો છે તેમ છતા તેનો ઉદ્દેશ સ્પષ્ટ છે હાસ્યની પાછળ રહેલા મુખ્ય ગભીર વિચારને પોષક બને તે રીતે વિચારોના છૂટાછવાયા મણકા આ 'સોશ્યલ કોમેડી'મા વેરાયેલા છે શ્રી મુનશી મનહરલાલ દ્વારા આધુનિક નારી પર કટાક્ષ કરે છે ' બિચારીને મોઢુ રગવામા મારી સાસુ જોવાની, ને કપડા ફેકારવામા મારી તબિયેત પૂછવાની ફુરસદ ન મળે, પર પુરુષને પોતાની બુધ્ધિનો ભભકો દેખાડવામા મને રીઝવવાની પળ ન મળે, પોતાના હક્ક સાબિત કરવામા પોતાના કર્તવ્યની પરવા ન મળે,"[6] હવે સ્ત્રી રૂપ ધરે છે, વસ્ત્ર પહેરે છે સમસ્ત જનમડળનુ રજન કરવા મારે તો મારા માટે વસ્ત્ર સજે, ને રૂપ સમારે એવી સ્ત્રી જોઈએ છે"[7] કુદનલાલની વિધુમુખી ઘેર આવી નથી ત્યારે દુર્લભરામ "ભાઈસાહેબ, જાઓ હવે દીવો

3 અક ૧, પ્ર ૧ પૃ ૨

૪ 'Irony of speech' માટે 'વાણીની વક્રતા' પર્યાય પણ વાચનસામગ્રીમા મળ્યો છે

૫ અક ૧ પ્ર ૧ પૃ ૧૯

૬, „ ૧, ૧, „ ૨૦

૭ „ ૧, „ ૧, , ૨૧

લઈ ઘેર ઘેર શોધવા નીકળો."૮ શિવગૌરી પોતાની અકળામણ અનુભવે છે ત્યારે સામાજિક સત્ય સાહજિક રીતે ઉચ્ચારી કાઢે છે: "કાલે સવારે તમે (મોતીરામ) પરણી જશો એટલે મારું કોણ?"૯ દરેક ન માઈ–બાપી ને પતિથી દૂર સ્ત્રીના અંતરમાં પોતાના ભાઈના લગ્નની વાત નીકળતાં આ સંદેહ જાગે જ. આ "મારું કોણ?" પ્રશ્નના જન્મથી શિવગૌરી પોતાની શોધ માટે ફાંફાં મારે છે. પણ એમાં વિવેકબુદ્ધિનો ઉપયોગ ન કરવાથી હાસ્યાસ્પદ બને છે. જીવનમાં રહેલા અસંતોષને તે દ્વારા શ્રી. મુનશી સૂચવવા માગે છે, અને એ અસંતોષ શિવગૌરી વડે સ્ત્રીમંડળની સભામાં વ્યક્ત થઈ જાય છે: "એના (શશીના) કાકા બહુ પૈસાદાર છે, નહિ?"૧૦ એ પરણેલી સ્ત્રી પૈસા માટે આકર્ષાય છે, વધુ ને વધુ ક્ષુદ્ર વર્તનો કાકા તરફ દાખવવા માંડી છે. પણ કાકા તેને જરાય નમતું જોખતા નથી. આથી શિવગૌરી વધુ હાસ્યાસ્પદ બને છે. નાટ્યલેખકે નિરૂપેલા તેના આ વર્તનની પાછળ અંતર્ગૂઢ રહસ્ય છૂપાએલું છે. સ્થૂળ આકર્ષણ કરતાં આત્માનું આકર્ષણ બલવત્તર છે. સ્થૂળ મોહ ક્ષણજીવી છે.

૨. આ ઇન્દ્રિયોપભોગની લિપ્સા એકલી સ્ત્રીઓમાં જ નથી; પુરુષોમાં પણ છે. પુરુષોની લિપ્સાનાં દર્શન કરાવવા ને તે પર પ્રહાર કરવા શ્રી. મુનશીએ પ્રથમ અંકથી ભૂમિકા બાંધી આપી છે. "બસ! પુરુષોને એ જ. સ્ત્રી જોઈ કે બસ લટ્ટુ. (માથે હાથ મૂકી) બાવા! તમારી જાતથી તોબા!" ૧૧ શિવગૌરીની આ રહસ્યપૂર્ણ ઉક્તિ નાટકના પરિણામના સંદર્ભમાં કેટલી બધી સૂચક છે! પ્રહસનમાં ઉદ્દેશહીન હાસ્ય આવે. નાટ્યલેખક અહીં તે પ્રકારનું હાસ્ય ઊભું કરતા નથી; આ 'સોશ્યલ કોમેડી'માં હાસ્ય દ્વારા સામાજિક રહસ્ય સ્ફુટ કરી દે છે. શિવગૌરી કાકા તરફ પૈસાથી જેમ આકર્ષાય છે તેમ શશીનું યૌવન, રૂપ, વાક્પ્રભા તથા પ્રભાવ ગૌરીશંકર કવિ, કુંદનલાલ બેરિસ્ટર અને ઇન્દ્રજીત માસ્તરને૧૨ પોતા તરફ ખેંચે છે. પણ શશી તેમના તરફ આકર્ષાતી નથી. આ એકમાર્ગી વ્યવહારને પરિણામે કાકા, દુર્લભરામ અને વલ્લભરામ સિવાયના પુરુષો હાસ્યપાત્ર બને છે અને ક્યારેક તો ક્ષુદ્ર વર્તન પણ કરે છે. પરંતુ ક્ષુદ્રતા કરતાં ધીરતા, ધીટતા, ભવ્યતા, ગંભીરતા આકર્ષક છે; અને એટલે જ શશીના પ્રેમનો કળશ કાકા ઉપર ઢોળાય છે એ વખતે તે પ્રેમ વયની મર્યાદાથી પર બની ગયેલો છે, તે પ્રેમ આત્માનું મિલન સાધી ચૂક્યો છે.

૩. જુવાન વર્ગ સ્વતંત્રતા માટે વલખાં મારે છે, પણ સ્વતંત્રતાને બદલે તેનામાં સ્વચ્છંદતા ને અવિવેક આવી જાય છે. શશી કાકાને કહી શકે છે: 'તમે તો જાનવર છો!'૧૩ શિવગૌરી માસ્તર સાથે રહેવા ઇચ્છતી નથી. અને કાકા સાથે 'આત્માની બેલડી' બાંધવા તૈયાર થાય છે! વળી તે બેલડી બાંધવા માટે તેને પરણવાની જરૂર જણાતી નથી! શિવગૌરીમાં આ પ્રકારની વાસનાનાં બીજ પ્રથમ અંકમાં જ રોપાઈ ગયાં હતાં. કાકાને નિરખતાં જ 'wonderful man! (અજાયબીભર્યો માણસ)'ની અસર પડે છે. તે બીજ વિકસે છે બીજા અંકમાં અને તેની પરાકાષ્ઠા સધાય છે ત્રીજા અંકમાં, પણ તે વ્યવહાર એકમાર્ગી હોવાથી 'આત્માની બેલડી' સર્જતી નથી. આથી શિવગૌરી હાસ્યપાત્ર બને છે. પણ તે હાસ્ય અને હાસ્યને ઉદ્ભવાવતું પાત્ર કથાના તંતુ સાથે અને નાટકના રહસ્ય સાથે અતૂટ રીતે સંકળાએલું છે. "'કાકાની શશી" આપણા વર્તમાન સ્ત્રીસમાજની ટીકારૂપ છે."

૮." ૧, "૧," ૩૦
૯." ૧, "૧," ૩
૧૦ અંક: ૧ પ્ર. ૧: પૃ. ૬
૧૧. અંક ૧, પ્ર. ૬, પૃ. ૪.

૧૨. અર્વાચીન પુરુષોમાંથી પૌરુષત્વ ઓસરવા માંડયું છે અને તેના પ્રતિનિધિરૂપ ઇન્દ્રજીતનું પાત્ર અહીં ઊભું કરવામાં આવ્યું છે. અં. ૧, પ્ર. ૨. પૃ. ૩૮ થી અંક ૧ના અંત સુધીની ઇન્દ્રજીતની વાણી અને વર્તન તેનું દૃષ્ટાંત પૂરું પાડે છે. આવા કટાક્ષનાં ઉદાહરણો પ્ર. ૫૨. પૃ. ૬૬–પરની પ્રથમ લીટી વગેરે સ્થળે જણાશે.

૧૩. અંક ૨, પ્ર. : ૧ પૃ. : ૪૮

કયુ ઔચિત્ય ? કોઈ એકાદ ઉપમાચિત્ર કવિને ગમી જાય છે અને પછી એની ઝીણી ઝીણી રેખાઓનુ આલેખન કરવામા એ આગળ વધે છે ત્યા ઔચાત્યાનુચૈત્યનો વિવેક એ વિસરી જતા હોય એમ લાગે છે ઇમેજની પસદગી કવિપ્રતિભાનો અણસાર આપી દે અને કાવ્યમા એનો વિનિયોગ કવિપ્રતિભાની ક્ષમતા બતાવી આપે શ્રી ઉશનસમા એકના એક પ્રાસ અને એકનુ એક કલ્પન પણ ફરીફરીને આવે છે રાત્રિના તરુ તળે સમયનો રથ વિસામો લેતો એક કરતા વધુ જગાએ જોવા મળે છે

૨.

કવિએ ધરિત્રીને તૃણના સ્વરૂપે જોઈ છે તૃણે આ ધરિત્રીને શણગારી છે ખીણોમા અને પહાડો ઉપર તૃણના આ વૈભમા કવિએ શિશુલિપિ નિહાળી છે, અને એથી એને તૃણલિપિ કહેવા પ્રેરાયા છે મૃદુ તૃણમા એમણે જેતા સમય—કાલપુરુષની નવી વ્યાખ્યા જોઈ છે

વૃથા નિદ્યા કાલસ્વરૂપ કહી નિષ્ઠુર-ભીષણ
નરી પામુ જેતા સમય તણી વ્યાખ્યા મૃદુ તૃણ
(ઘાસ અને કાળ)

ઉશનસ તૃણપુલકિત કવિ છે પણ પ્રકૃતિકાવ્યોમા 'પોષી પૂનમે પૃથ્વી' જેવા કાવ્યો વધારે સખ્યામા મળતા નથી આ સગ્રહનુ ઉત્તમાગ કેટલીક સોનેટમાલાઓ છે 'રસ્તા અને ચહેરા'મા કવિની અવનવીન યાત્રા આરભાઈ છે નમણા ચહેરા પ્રત્યેની મમતા અહીં સાકાર બની છે નમણા ચહેરા તે સૃષ્ટિઉદ્યાનના પુષ્પો અને તે પર કવિની નજર પતગિયુ બનીને ઉડાઉડ કરે છે 'નયન' મી ચીને ઢીચ્યે જતી અસખ્ય ઊધેટ્ટી' એવી નજરને કવિ વહાલભર્યો ઠપકો આપે છે (ઊધેટ્ટી શબ્દ કેટલો સાર્થક બની રહે છે!) આ યાત્રામા કવિએ પોતાની ગતિ જોઈ છે એને જ મોક્ષ રીતિ કહેવા સુધી કવિ ગયા છે

મુમુક્ષુ તો મારા હૃદય ! ચન, આ પથ નહીએ
મળ્યા જે બે ચટે ! અધિક અહીં તે ચાહી લઈએ !
(મોક્ષ)

કવિના આ સોનેટોમા 'રમણીય વ્યથા'નો વૈભવ પ્રગટ થયો છે જના રૂપો તો ગયા માત્ર એમનો લય જીવનમા રહી ગયો એ લય કવિને વ્યક્ત કરવો છે પ્રેમનુ ગહન નૈરાશ્ય, એ નૈરાશ્યમા યે રહેલ ધન્યતા અહીં વ્યક્ત થઈ છે 'ઉપેક્ષક પ્રિયાને' સોનેટમાલામા લાગણીની તીવ્રતા છે તેટલુ કવ્યોચિત સ્વરૂપાન્તર નથી કેટલીક સારી ઉપમાઓ શ્રી ઉશનસ પાસેથી આ કાવ્યોમા મળે છે

જતો જોરો તારા ઘરથી અપમાન્યો તુ મુજને
તુ જોરો રસ્તાને મય ઢળી જતા જામ સરખો
(કબ્રસ્તાન)

'પૂ બા જતા'મા કરુણાગહન વ્યથા ઘુટાઈ છે સ્વજનના મૃત્યુ પ્રસગે લખાતા કાવ્યોમા મૃત્યુચિંતન અહીં આવવા ખાતર આવતુ નથી મૃત્યુનો કપરી વાસ્તવિકતા લેખે કવિ સ્વીકાર કરે છે પણ તે રૂંધાયેલા કઠ, નિસહાય બનીને—

હુ જાણુ જનમ્યા કે મરણસમુ હૈ નક્કી ન બીજું,
મનુષ્યે બહાલાના મરણ થકી દેવાવુ જ રહ્યુ,
બન તો મૃત્યુને શિવ-વર કહી ગાવુ ય રહ્યુ
પરતુ પુત્રીને મરણ છતી કોઠે નથી પડ્યુ !
(હુ જાણુ)

'વળી પાછા વતન'મા સોનેટમાલા શ્રી રાજેન્દ્ર શાહના એ વિષયના સોનેટની યાદ આપે છે અમદાવાદના સ્કેચીઝ આલેખતું કાવ્યઆલ્બમ તરગનીલાનો નમૂનો છે

સગ્રહના અત ભાગમા કવિનો સાચી કવિતા માટેનો અભિમાર વર્ણવાયો છે 'ઘુટવો એવો શબ્દ ગહન કે આભ રહે અકાઈ' એવી ઊંચી કવિની નેમ છે પણ એ ફળીભૂત નથી થઈ તેનો વસવસો (કયા સાચા કવિમા નથી હોતો ?) કવિહૃદયમા તીવ્ર ઝખના જન્માવે છે

[ અનુસધાન પાન ૬૨ ઉપર ]

# સ્નેહવંચિત બાળકનું માનસ

બાળમાનસના વધુ અભ્યાસાર્થે એક અમેરિકન વિજ્ઞાનીએ થોડાં વાનર-બચ્ચા પર એક ખાસ પ્રયોગ કરેલો એનો અહેવાલ તાજેતરમાં જ બહાર પડયો છે. પ્રયોગ નીચે પ્રમાણે હતો.

ર્‌હીસસ જાતનાં કેટલાંક વાનર-બચ્ચાંને જન્મતાંની સાથે જ એમણે માથી વિખૂટાં પાડી દીધેલાં. એમને ચાર વિભાગમા વહેંચી દરેક વિભાગનો આગવી પરિસ્થિતિમાં ઉછેર કર્યો. એક જૂથને ઊનમાથી બનાવેલી મા સાથે રાખવામાં આવ્યું. આ કૃતિમ મા આંચળોના મિકેનીઝમને કારણે બચ્ચાંને દૂધ પણ પાઈ શકતી. બીજા જૂથને તારમાથી બનાવેલી મા મળી. ત્રીજા જૂથને આવી જાતના માતાના મોડેલથી પણ વંચિત રાખવામા આવ્યું. અને ચોથા જૂથનાં બચ્ચાં સાચી મા સાથે ઊછરવા લાગ્યા.

ટૂંક સમયમાં જ જણાયું કે દરેક જૂથની રીતભાત આશ્ચર્યજનક રીતે અનોખી હતી. લાગણીના કે ડરના આવેગમાં પહેલા જૂથનાં બચ્ચાં દોડીને ઊનની મા પાસે ભરાઈ જતા. ચોથા જૂથના બચ્ચા પણ એવું જ કરતાં. રમકડાં સાથે પણ તેઓ નિરાંતે રમતાં. પરંતુ બીજા અને ત્રીજા જૂથનાં બચ્ચા ગભરાતાં ત્યારે દયાજનક રીતે જમીન પર ઉબડા પડી માથું પગ વચ્ચે સંતાડી દેતાં. રમકડા સાથે નિરાંતે રમતાં ય નહીં.

સહેજ મોટાં થતાં તેઓનું સામુહિક વર્તન બહુ નોંધપાત્ર બન્યું. મા વગર ઉછરેલા બચ્ચાં એમના સાથીદારો સાથે ઝગડો-ટંટો કરવાં લાગ્યાં. ઉગ્ર મિજાજને કારણે કોઈની સાથે તેઓ ગોઠવાઈ ન શકયાં. ઉઝરડા તો એમને માટે સ્વાભાવિક બની ગયાં ! જ્યારે માની હૂંફ સાથે ઊછરેલાં બચ્ચાં ખૂબ સરળતાથી અને મહજતાથી સમાજમાં ગોઠવાઈ ગયાં.

આ પ્રયોગે માનવ-વર્તનના અભ્યાસ પર બહુ મોટો પ્રકાશ પાડયો છે એવું જણાયું છે. વિયેના યુનિવર્સિટીના સાયકોલોજીના પ્રોફેસર મિસિસ ડેનઝીંગરે એમનો એક અનુભવ આને મળતોજ જણાવ્યો છેઃ બીજા વિશ્વયુદ્ધના થોડાં વર્ષ અગાઉ વિયેનાના એક બાળઘરમાં ૩૪ જેટલાં, એક વર્ષથી પણ ઓછી ઉમરનાં, કુમળાં બાળકોને બહુ કઠોર રીતે સાચવવામાં આવનાં હતાં તેની આ વાત છે. રેલીંગપલંગોમા કેદી જેવી સ્થિતિમા તેઓને જકડી દેવામાં આવેલાં નહીં એમને રમવાનું, નહીં છૂટા ફરવાનું, નહીં કોઈને મળવાનું; અને સફેદ દિવાલો, ધોળી ચાદરો, સફેદ યુનિફોર્મમાં સજ્જ ચાકરો સિવાય નહીં કશું બીજું એમને જોવાનું. બે ત્રણ વર્ષ સુધી આ બાળકો આમ ઊછર્યાં. ચાર વર્ષની ઉંમર થઈ ત્યાં સુધી ન તેઓ ચાલતાં શીખ્યાં કે ન બોલતાં. અચાનક એક દિવસ આ બાળઘર વિશ્વયુદ્ધને કારણે બંધ થયું. રવડી પડેલાં બાળકોને દયાવાન વ્યક્તિઓએ દત્તક લઈ લીધાં. જુદા જુદા મા-બાપ પાસે વિખરાઈ ગયેલાં આ ભૂલકાં બહુ ઝડપથી બોલતાં અને ચાલતાં શીખી ગયાં. કુટુંબમાં પણ સારી રીતે ભળી ગયાં. પરંતુ જ્યારે તેઓને નિશાળે મૂકવામાં આવ્યાં ત્યારે અણધારી મુસ્કેલીઓ ફૂટી નીકળી. શહેરની જુદી જુદી શાળાઓમાં જ્યાં જ્યાં આવું બાળક ગયેલું ત્યાંથી શિક્ષકોની એકજ પ્રકારની ફરિયાદો આવી: અતિશય ઉગ્ર પ્રકૃતિનાં આ સર્વ બાળકો એમનાં સહાધ્યા-

પીઓ સાથે કોઇપણ રીતે ગોઠવાઈ શકે એમ નહોતાં. મારામારી, તોડફોડ, ઉત્પાત, ધમાધમ વગેરે બહુ જોરશોરથી કરવા માંડેલું.

આના ઉપરથી જણાય છે કે શારીરિક ચેતના બાળક ઘણી ઝડપથી સરભર કરી શકે છે. ગુમાવેલા વખતને એ ઘણી ઝડપથી પાછો મેળવી શકે છે. પરંતુ ઊર્મિઓની ખોટ જે શરૂઆતના વર્ષોમા વર્તાઇ હોય છે તે કદી કાળે પુરાઇ શકતી નથી

આ પ્રયોગના અનુસંધાનમા રેમ્પર્ટેડ ચાઈલ્ડ થેરાપી ક્લીનીકના અધ્યક્ષ ડૉ. ફ્રેન્કલીએ કરેલા બીજા એક વિરોધી પ્રકારના પ્રયોગની વાત પણ કરી લઉં.

આલ્બેનિયાના બે માસની ઉંમરના દસેક મુસલમાન બાળકોને એમણે આઠેક મહિના સુધી સજ્જડ બાંધીને રાખ્યા હતા ઓરડામાં પૂરું અંધારું રાખવામા આવેલું. શરીર પર આછુ આવરણ ઢંકાયેલું રખાતું. દિવસમા એક વખત દસ મિનિટ માટે બંધનમુક્ત કરાતુ. દરેક બાળકને પોતાની માનું દૂધ મળતું. એનો સ્નેહ અને હૂંફ પૂરતી આપવામા આવી. પણ વિકાસ માટેના બીજા પાસા જેવા કે હરફર, પ્રકાશ વગેરેથી એમને વંચિત રખાયા. પરિણામે નોરમલ બાળક કરતા આ બાળકો શારીરિક વિકાસમા ખૂબ પછાત રહી ગયા. જ્યારે છૂટા કરાયા ત્યારે તેઓ થોડીક મિનિટો સુધી ગરીબડા બનીને ટગર ટગર તાકી રહ્યા; એમની આંખોમા ચેતન નહોતું, એમના હાથપગ સાવ લૂલા હતા, મુખ પર કોઇ ભાવ નહોતો. પણ જાણીને આશ્ચર્ય થાય એવુ છે કે બંધનમુક્ત થયા પછી ફક્ત બે કલાકમા મહિનાઓ સુધી સ્થગિત થયેલુ ચેતન ફરતું થઈ ગયું. રંગની પીછાન થઇ, હાથ-પગની સાયકલ શરૂ થઇ. મુઠ્ઠી વાળી હવામા બાથોડિયા ભરવા માંડયા, અને એવી રીતે બાર માસના બાળકને યોગ્ય સર્વે રમત એમણે શરૂ કરી. બહુ નજીવા સમયમાં નોરમલ બાળકની જેમ બેસતા, ખાતા તેઓ શીખી ગયાં.

દેખીતું જ છે કે જ્ઞાનતંતુઓ પરની ક્રૂરતા બાળકને એટલું બિચારું નથી બનાવતી જેટલું ઊર્મિઓ પરનો પ્રહાર.

—ભારતી શાહ

(અંગ્રેજી ઉપરથી)

---

[ અનુસંધાન પાન ૬૦નું ચાલુ ]

હજી યે એવો કો લયમય શબ્દ મુજને
મહારી હસ્તીનો પરિપૂરણ જે વાચક બને
'મને આત્મા છે' એ પતીજ લહું જેના પ્રકટને
હું વાણીનું અંખી કંઈક ગકું એ પ્રહરૂપને

(શબ્દ સૃષ્ટિને ભંગાર)

ગઝલ અને ગીતો કવિને ફાવ્યા નથી એમની જે કંઇ છે તે સિદ્ધિ છંદોબધ્ધ કાવ્યોમાં છે. કવિના અને એમની કવિતાના ઊર્ધ્વીકરણની ઝાંખી કરાવતો આ સંગ્રહ આપણા કાવ્યસાહિત્યમાં એક મહત્વના ઉમેરારૂપ છે. સંગ્રહનું મુખપૃષ્ઠ? કાવ્યસંગ્રહોની આખી શ્રેણી પર લગાડાયેલું ભડકતા રંગોવાળું આ મુખપૃષ્ઠ પાકશાસ્ત્રના કોઈ પુસ્તકની યાદ અપાવે છે।

૯ જુલાઈ, '૬૪

આકાશવાણીના સૌજન્યથી.
અહીં થોડા ફેરફાર સાથે.

## નિર્જીવ ઢીંગલીમાં સજીવ ભારત !

ભારતના વૈવિધ્યભર્યા પ્રાચીન સાહિત્ય, પુરાણ, દંતકથા અને ઇતિહાસના કેટલાક ભવ્ય પ્રસંગોની નિર્જીવ પૂતળાંઓ દ્વારા સજીવ ઝાંખી કરાવતું પ્રદર્શન—'પેજન્ટ ફ્રોમ ધ પાસ્ટ' એક અઠવાડિયા માટે (માર્ચમાં) જહાંગીર આર્ટ ગેલેરીમાં યોજાયું હતું. આવું પ્રદર્શન તો મહિનાઓ સુધી ચાલવું જોઇએ અને દેશના જુદા જુદા શહેરો ને કસ્બાઓ ઉપરાંત વિદેશોમાં પણ લઈ જવું જોઇએ એટલું સમૃદ્ધ, સુંદર અને શિક્ષણરૂપ હતું.

જે ઢીંગલા—ઢીંગલીઓ બાળકનાં રમવાનાં સાધનો ગણાય તે જ રમકડાં દ્વારા બાળકોને, વિદેશીઓને અને ભારતીય સંસ્કૃતિમાં ડોકિયું કરવા ઇચ્છતા સૌને, ભારતના અતીતની ભવ્યતાનો ખ્યાલ આપી શકાય એ હેતુથી, આ પ્રદર્શનમાં કુલ ૪૬ પ્રસંગો રજૂ થયા હતા. શ્રીમતી સુશીલા પટેલ અને તેમનાં સહાયક જ્યોત્સ્નાબેનના બે વર્ષના પરિશ્રમને અંતે તૈયાર થયેલું આ પ્રદર્શન રાજ્યપાલ ડૉ. ચેરિયનના હસ્તે ખુલ્લું મુકાયું હતું.

આ પ્રદર્શન વિષે કહેવું જોઇએ કે ભારતીય સંસ્કાર, ભારતનું તત્ત્વજ્ઞાન અને સમસ્ત ભારતીય જીવનને નિર્જીવ ઢીંગલીઓમાં નિરૂપીને શ્રીમતી પટેલે ભારતનો ભવ્ય ભૂતકાળ આપણી સમક્ષ ખડો કરી દીધો છે. આખું આયોજન ને સંયોજન ખરેખર પ્રશંસાને પાત્ર છે.

ભારતના વિવિધ ભાગોની ભિન્ન ભિન્ન વેશભૂષા, રાજમહેલોની ઝાકઝમાળ, સાહિત્યકૃતિઓમાં વર્ણવાયેલું પ્રકૃતિસૌંદર્ય, સ્વાતંત્ર્ય—યુદ્ધની સાદાઈ અને કુટુંબજીવનમાં ને સમાજજીવનનાં પ્રતિવ્રત, પ્રેમ, ન્યાય, અહિંસા, વીરતા આદિ ગુણોને સમગ્ર ભારતી જીવનના પ્રસંગો દ્વારા વ્યક્ત કરતાં ઢીંગલા ઢીંગલીઓ અને તેની આસપાસનું આયોજન આકર્ષક હતાં. રામાયણ અને કાલિદાસના શાકુંતલમાંથી અમુક પ્રસંગો લઇ સમગ્ર કથાવસ્તુનો ટૂંકમાં ખ્યાલ આપી દેવાનો એમાં સફળ ને સુંદર પ્રયાસ થયો હતો. રામ અને શબરીનું મિલન, શકુંતલાની પિતૃગૃહે વિદાય અને દુષ્યંત દ્વારા એનો અસ્વીકાર દર્શાવતાં પ્રસંગો ચિત્તને સ્પર્શી જનારા હતા. સત્યવાન—સાવિત્રી, ચાંડાલિકા, ભીષ્મની પ્રતિજ્ઞા, હરિશ્ચંદ્રની પરીક્ષા જેવા પ્રસંગો મનોહર આયોજન ઉપરાંત એક એક કથાને મૂર્ત કરતા હતા. સંયુક્તાનું અપહરણ, ચેતકની છેલ્લી છલાંગ, જહાંગીરનો ન્યાય, ભગતસિંહની ફાંસી, તિલકનો મુકદ્દમો, દાંડીકૂચ આદિ આયોજનોમાં ભારતના ઇતિહાસનાં વિવિધ પાસાં દર્શાવતા મહત્ત્વના પ્રસંગોની પ્રતિભા મૂર્ત થતી હતી. 'પદ્મિનીનું પ્રતિબિંબ' અને 'તાજનું છેલ્લું દર્શન'માં અરીસાની અને તાજની જે રીતે ગોઠવણ થઈ હતી તે આ બધાં આયોજનો પાછળ રહેલી કલાદૃષ્ટિનાં ઉત્તમ ઉદાહરણો છે.

આયોજકોએ ઝીણી ઝીણી વિગતોનો ખ્યાલ રાખ્યો છે. પડદાઓ, ચંદરવા, આભૂષણો આદિની વીગતો અને પ્રમાણભાન પાછળનો ઊંડો અભ્યાસ અને મહેનત જણાઈ આવે છે.

સમગ્ર રીતે જોઇએ તો આ પ્રદર્શન એની વિચાર અને રજૂઆતની નવીનતાને કારણે અભિનંદનીય બન્યું છે. આયોજકો અને કલાકારોનો પરિશ્રમ, અભ્યાસ, કલા દૃષ્ટિ અને લોકકેળવણીનો ઉચ્ચ હેતુ આમાં સુંદર રીતે વ્યક્ત થાય છે. શ્રીમતી સુશીલા રજની પટેલ અને તેમનાં સહાયક શ્રી. જ્યોત્સ્ના બેનને અમે હાર્દિક ધન્યવાદ આપીએ છીએ. ('સારથી')

# ભૂપેન ખખ્ખરની ચિત્રસૃષ્ટિ

જહાંગીર આર્ટ ગેલેરીમા તા. ૧૮ ફેબ્રુ '૬૫ થી તા. ૨૪ ફેબ્રુઆરી '૬૫ સુધી શ્રી. ભૂપેન ખખ્ખરના ચિત્રોનુ પ્રથમ પ્રદર્શન યોજાઈ ગયું આ કલાકાર ચાર્ટર્ડ એકાઉન્ટટ છે અને એ વર્ષ પૂર્વે મુબઈની મોટી ચાર્ટર્ડ એકાઉન્ટન્ટની પેઢીમા તેઓ કામ કરતા હતા, તે છોડી વડોદરા જઈ ત્યા ફેકલ્ટી ઓવ ફાઈન આર્ટસમાથી ચિત્રકળાનો અભ્યાસ કરી એમ એ (આર્ટ ક્રિટિસિઝમ)ની પદવી મેળવી હવે વડોદરા જ સ્થાયી થયા છે

તેમના ચિત્રોને 'પોપ આર્ટ' નામના પ્રકારની હરોળમાં મૂકી શકાય. આ ચિત્રસૃષ્ટિમા સૌથી વધુ ધ્યાન ખેંચે છે તેમના રંગો: કેસરી, કાળો, પીળો, ભૂરો. તેમણે દેવી દેવતાઓના બજારમા મળતા ચિત્રોને કાપકૂપી ચિત્રો પર ચોટાડ્યા છે ભીંતો પર જોવા મળતા જાહેરખબરના સૂત્રો લખ્યા છે, કાપ ચોંટાડ્યા છે. કેન્વાસ પર એનેમલ, ચૂંદડી રંગના કપડાના ટુકડા વગેરે સાધનોનો ઉપયોગ કર્યો છે. ધાર્મિક કથાઓમા ઉલ્લેખાયેલા પાત્રોનાં ચિત્રો વાપર્યા છે પાનબીડીવાળાની દુકાનોમાં જોવા મળતા કેલેન્ડર, દેવદેવીઓના ચિત્રો વગેરે પોતાના ચિત્રોમા ખપમા લીધા છે.

શરૂમા તેમનો હેતુ એવા ચિત્રો રજૂ કરી મજાક ઉડાવવાનો હતો પછી ગભીરતાપૂર્વક આજુ બાજુના પરિવેશમાથી તેમણે એ સૃષ્ટિનું કલાત્મક રૂપાતર કરવાના પ્રયત્નો આદર્યા ને ત્રીજે તબક્કે એમાથી સ્વતત્ર રચનાઓ રજૂ કરી· માતાની દેરી દેરી પર હાથના થાપા, રામ રામ, શ્રીનાથજી બાવાની જે, વગેરે સૂત્રો ઉમેર્યા. એ સૃષ્ટિમા જાણે બે મોટી તગતગતી આખો આદિ કાળથી જોઈ રહી હોય તેવો ભાવ થાય છે વધુ પ્રભાવશાળી 'હિંદુ મંદિર' વાળું મોટું ચિત્ર છે. એના રંગો આયોજન વગેરે ઘણા પ્રભાવક છે

કલાકારના વિકાસના તબક્કામાં હવે આ યુગમાં ભાવક પ્રશ્નો કરી શકે કે નહિ તેવું હું લખું તો બાલિશ ગણાય પણ જે વિચારપૂર્વક બૌદ્ધિક અભિગમ સહિત આવી ભાવસૃષ્ટિ લાવે છે તે કલાકારને તેના દૃષ્ટિબિંદુ વિશે પૂછી શકાય. અમેરિકન ચિત્રકારોએ શરૂ કરેલી આ 'પોપ આર્ટ'માંથી ભલે પ્રેરણા ભૂપેન ખખ્ખરે પ્રાપ્ત કરી હોય. તેમની સમસ્યા ભારતીય પરિવેશને લગતી છે અને આજુબાજુની પરિસ્થિતિના અવલોકને પોતાની નિજી શૈલીમા તે રજૂ કરી શકયા છે એ દૃષ્ટિએ આ પ્રદર્શન અને કલાકારનો પ્રયાસ બંને સફળ થયા છે.

('સારથી') —સુનીલ કોઠારી

# માનવીનું પરિવાર–ભાન

ચંદ્રભાઈ ભટ્ટ

કેવો એ સુરમ્ય શબ્દ છે !

માનવ પરિવાર! માનવીએ કોઈ મંત્રનું પારાયણ કરવાપણું ઉચિત લેખાય તો, એના વિના બીજો કયો શબ્દમંત્ર વધારે સાર્થક થઈ શકે ?

માનવ પરિવારનો ઉચ્ચાર કરો, ફરી વાર તેનું સ્મરણ કરો; અને પુનઃપુનઃ જાપ જપતાં, દેખો તો, શું દેખાય છે ?

પરિતાપ પામેલા પાંડવોનો પરિવાર, હિમાળો ગાળતા, હિમજગતમાં જંપી ગયો, તે પણ પહેલાંનાં માનવોનો પરિવાર, અનેકાનેક વરસો પર ઈતિહાસની સમય કેડી પર એક પાછળ બીજો એવો અવિરત પગદંડ ઉપાડતો ચાલ્યો જાય છે. એની કેડી અનંતાનંત છે. એનો કદમ અણુથંભ્યો ઊપડે છે, એની ગતિ અવિરામ છે, એ દેખતી ઇતિહાસની માતા માનવ-પરિવારની પગદંડી પર ખમા ખમા પુકારે છે

લાખ લાખ વરસોની માનવ વણઝારો આવે છે, જાય છે, અહોરાત વહ્યા કરે છે; તેમાથી જે નિપજ્યા કરે છે, નિતર્યા કરે છે, વિતરણ પામ્યા કરે છે અને વ્યાપ્યા કરે છે તે, માનવમૂલ્યનો શો ટંકારવ છે? શું શબ્દરૂપ છે? કેવી સહ-અનુભૂતિ છે? નિરવતાને નકાર્યા કરનાર એ શાસ્વત શબ્દ બ્રહ્મનું નામ પરિવાર-ભાન છે.

દેખો તો, માનવીય જીંદગીની સૌ સમયની સૌ સીમાએ પર બેઠેલી સંસ્થાઓ અને સંગઠનો આ પરિવારભાનને પેદા કરનારા, કારખાનાંઓ, અથવા એ શબ્દ પસંદ ન પડતો હોય તો, કાર્યાલયો અને કચેરીઓ બની ચૂક્યા છે.

એવા કાર્યાલયો અને કચેરીઓમાની એક કચેરી અને કાર્યાલયનું નામ છે. શાળા.

આ શાળામા, માનવજાતનું, એટલે સમસ્ત માનવજાતનુ પ્રતિનિધિ–માનવ આવે છે. આ પ્રતિનિધિ માનવરૂપની બે જ જાત છે. એક નરજાત અને બીજી નારી જાત. આ પ્રતિનિધિ રૂપનો એક જ ધર્મ છે, માનવ શરીર–મનનો ક્રિયાધર્મ. આ પ્રતિનિધિ રૂપની અનેક ભાષાઓમાથી સૌ શબ્દોનો એકજ અર્થ જે સાર્થક બન્યો છે તે ક્રિયા-શબ્દ છે. આ પ્રતિનિધિરૂપ, સૌ વિષયોના, સૌ અભ્યાસક્રમમાથી એકજ મૂલ્ય શીખવા માંગે છે, આ મૂલ્યનું મહાનામ, પરિવાર-ભાન છે.

માનવજાતની જીંદગીએ સરજેલી શાળામાં મેળ જામ્યો છે માનવોનો. આ બાળ સમારંભ છે. સૌ ભેદોના સૌ છેદવાળો, સમાન માનવોનો આ બાળ-સમારંભ છે. માનવજાત અહીં માનવ તરીકે એકઠી મળી છે. કોઈ પણ માનવ કાર્યાલયમા, માનવજાતનું સમાનમાનવરૂપ – કેવળ અભેદ માનવરૂપ, જો એકઠું થતું હોય તો, આવું માનવ–મહાસમારંભ આ શાળા છે.

પરંતુ માનવજીવતરનુ એક જ મૂલ્ય જેનું નામ પરિવાર–ભાન છે, તે અહીં કેટલું છે ? તે અહીં ખૂબ ઓછું છે, અથવા નથી. માનવબાળરૂપમા તે હજુ ઊગ્યુ નથી. માનવ–સમારંભના આ બાળમેળામાં, જે દેખાય છે તે પરિવાર–ભાન નથી, પરન્તુ સ્વાર્થ–ભાન અથવા સ્વ–અર્થ–ભાન છે. બાળકની આરંભની સભાનતાનું એવું જ સ્વરૂપ હોય છે.

એની બધી ક્રિયાઓ, પોતાના જ અર્થવાળી, અથવા પોતાના જ સંતોષ માટેની છે, એ જે કંઇ કરે છે તે સ્વ માટે છે. એ રમે છે, શીખે છે, લખે છે, વાંચે છે, દોસ્તી કરે છે, કટ્ટા કરે છે, તે બધું જ સ્વ-લક્ષીજ હોય છે અથવા સ્વગત એટલે સ્વ-સંકુચિત હોય છે

આવુ બાળ-માનવ-કાર્ય કેવું આબેહૂબ કુદરતી કાર્ય છેઃ આ માનવકાર્ય એના શરીર-મનની કુદરત-માથી જ સહજ રીતે વહે છે, અને "ફ્રી-એન્ટરપ્રાઇઝ" તરીકે વહેવા માગે છે. માનવબાળ સ્વકાજે સાહસ કાર્યને ધારણ કરે છે આ ફ્રી-એન્ટરપ્રાઇઝને અથવા મુક્તસાહસને દેખવા માનવીના આદિકાળ પર નજર નાખો, જંગલી જગતનું દિગંબર માનવ-રૂપ, અથવા ઇતિહાસનુ માનવ-બાળરૂપ પણ આજના મૂડીવાદી જગતના માનવ ભક્ષક, મૂડીદાર માનવી જેમ, ભૂખભૂખ કરતું અને પોતાની સર્વભક્ષી ભૂખના શમન માટે આખા જંગલજગતને અરિ સમજતું અરિ-હન્તા બનીને દોડતુ હોય છે...અને ઇતિહાસના વ્યાઘાત જેવુ એ જ જ ગલરૂપ, મૂડીવાદી માનવ તરીકે, આજે પણ, શિક્ષિત જગતનો ઇન્કાર કરતું, માનવ જગતને જ ગલ સમજતું, સર્વભક્ષી બનતું દોડતુ દેખાય છે. પોતાના વિનાના સૌ માનવો એના અરિ છે. એ અરિ-હન્તા છે અને અરિ-ભોક્તા છે

પરન્તુ માનવબાળનુ માનવજાતે રચેલી શાળામા સમારંભ પામતું, સ્વગતરૂપ, સ્વગતતા પર એક પગ ટેકવીને બીજો કદમ પરિવાર-ભાન પામવા માટે ઉપાડવા માગે છે એમા જ માનવીની માનવતા ઊપજે છે. અને તેમા જ, શાળા સાર્થકતા પામે છે એ જ રીતે, જંગલજગતમા જે શક્ય નહોતુ, તે માનવમૂલ્ય, માનવીએ રચેલી આ સન્થામા અને આ સંગઠનમા માનવજાતના ઇતિહાસમા શક્ય બનવા માડે છે. આ સન્થા-સંગઠનનું નામ શાળા છે. એ શાળામા પ્રભવતા પરિવાર-ભાનને જ ગલજગતનો છેલ્લો પ્રતિનિધિ બનીને જીવતો, માનવભક્ષકનો મૂડીવાદી-ઘટક પણ લોપી શકતો નથી. માનવબાળ અહીં આ સંસ્થામા આવીને ધર્મજાત અને વર્ગ-વાદથી નિરપેક્ષ એવા સેક્યુલર માનવભાવને ધારણ કરવાની તથા જંગલ જગતની અને મૂડીવાદી ઘટનાની માનવભક્ષક, સ્વગતતાની જંગાલિયતમાથી વિમુક્ત બનવાના માનવપરિવાર ભાનવાળા વર્તનશીલ સાથેની સગતિ સાધવા માડે છે, સાધવા માગે છે. એ સાધનાની, માનવીના માનવવર્તનના શીલા રૂપની પહેલી ઝનક, આ રીતે શાળા નામની સંસ્થામા શરૂ થઈ શકે છે. એના આરંભની આભામાથી જ કોઇ પણ શાળા, પોતાની સાર્થકતા પૂરવાર કરીને વિદ્યા પોતે વિમુક્તિ માટે છે તેવા અક્ષરોના અક્ષરદેહને, પોતાના કમાડ પર આલેખી શકે છે. આવો મુદ્રાલેખ પરિવાર ભાનનો આવિર્ભાવ કરવાના હેતુને જ વરેલી શાળાના દરવાજા પર દેદીપ્યમાન બની શકે છે. આવી દીપ્તિનો અક્ષરદેહ ઉપજાવવા મોટી ઇમારતો જરૂરી નથી બનતી. ભારતીય કવા-ગુરુએ અને ભારતીય ગાધીમાનવે આ અક્ષરોને ઝૂંપડીઓ પર મઢીને જાહેરાત કરી હતી કે, "સર્વે આયન્તુ સર્વત " તે એટલા જ માટે.

પરંતુ "માનવપરિવારભાન" નામના આવા માનવમૂલ્યના વિકાસનું જ વિતરણ કરવાના, માનવીય હેતુના સક્રિય સ્વીકાર માટે, સૌ મા-બાપો, વાલીઓ, અને શિક્ષકોને આજે ફરજિયાત તાલીમ આપવાની જરૂર ઊભી થઈ ચૂકી છે આવી તાલીમ વિનાના શિક્ષકો કે પ્રોફેસરો પાસે પરિવારભાનને માનવ દીકરા-દીકરીઓમા વિતરણ કરવાના શિક્ષણ હેતુની પકડ કેવી રીતે આવી શકે ? અને તો પછી અજાગલ-સ્તન જેવી શિક્ષણતંત્ર માનવ ફરજંદમા માનવશીલનુ શું સિંચન કરી શકે ?

આવુ પરિવારભાન પામવાની અને પછી શિક્ષક બનીને, આ માનવમૂલ્યને માનવબાળમા પમાડવાની પ્રક્રિયા કેવી હોય ? આવા સવાલનો જવાબ ઘણો અઘરો હોય છે, અને છતા માનવજાતની જીંદગીનાં હજારો વરસથી તે આજ સુધી એ જ સવાલનો જવાબ દેનારી વણઝાર, વિશ્વમિત્ર અને એખનાતોનથી માડીને ગાંધીમાનવ સુધી, આ પરિવારભાનને જગવવાનો એક સળંગસૂત્ર પદાર્થપાઠ જેવી, નક્કર જીવનકથા સમી આબેહૂબ ઊભેલી દેખાય છે. આ

માનવવણઝાર, ઇતિહાસ-સમયની અનંતતા બનીને, પોતાની પીઠ પર બીજો કશો માલસામાન ધારણ કરતી નથી. એની પાસે જે છે તે મૂડી પરિવારભાનના માનવીય મૂલ્યની છે.

આ માનવમોલ—જેનું નામ, ધર્મ, જાત, વર્ગ, નિરપેક્ષ એવું માનવવર્તનશીલ અથવા પરિવારભાન છે તેનું ધારણ સૌને જન્મસિદ્ધ રીતે સહજ હોય છે. માનવફરજંદ આવું માનવભાન સતત રીતે ધારણ કરી રાખી શકે તે માટે તેને વિમુક્ત રાખવાનું કાર્ય, બજાવવાની ફરજ પણ સહજ રીતે જ માનવ-સમાજગત ફરજ છે. આવી ફરજની બજવણી માટે જ, સમાજની સૌ સંસ્થાઓ, અને સમાજનાં સૌ સંગઠનો જરૂરી મનાય છે. આ ફરજની બજવણી જે સંસ્થા અથવા સંગઠન બજાવી ન શકે તેને પલટાયા વિના ટકી રહેવાનો અધિકાર હોઇ શકે જ નહિ.

શિક્ષણ નામની સંસ્થાને, અથવા સંસ્થાક્રિયાને અને શાળા નામના સંગઠનને અથવા સંગઠનક્રિયાને માનવ સમાજની જીંદગીનું આ ધોરણ જ સાર્થક રાખી શકે.

આ સાર્થકતા માટે શાળા કે શિક્ષણે, શિક્ષણક્રિયાનું કેવું સ્વરૂપ ધારણ કરવું ઘટે?

ધર્મ—જાત—વર્ગભેદવિહીન એવું માનવપરિવારભાવ ઉપજાવે તેવું જ, આવી શિક્ષણક્રિયાની વિવિધતાની વિગતમાં ઊતર્યા વિના, આટલું જરૂર કહી શકાય, કે આવું પરિવારભાન, માનવબાળને આખો મીચાવી દઇને, શાંતિની કસરતની કવાયત કે શાંતિના સરકસી દેખાવો યોજવાની કોઈપણ છલના વડે આપી શકાતું નથી. માનવપરિવારભાન, માનવફરજંદને પોતા સિવાયના માનવો સાથેના પરિચય વડે, સહકારી અને સહચારી સંગતિ વડે તથા સૌ માનવગત એવી અનુરાગી અનુકંપા વડે જ આપી શકાય. એ માટે માનવફરજંદને ખુલ્લી આંખે માનવગત બનવાની અભિમુખતા શીખવવી પડે, અને તે માટે તેને ધર્મજાત વર્ગવાદી ભેદ ઘટનાના કારાગારી કોચલામાંથી વિમુક્ત રાખવું જ પડે.

એ રીતે જ, પોતાની જ અંદર દેખતું, પોતાના જ સ્વઅર્થ સાથે અનુસરતું, પોતાની સ્વગતના માટે માલદાર કરવા મથતું, પોતાના જ રૂપ પર મુગ્ધ બનવા મથતું, માનવબાળ, પોતાની સ્વસંકુચિતતાની સીમાને ઓળંગીને, પોતાથી પર એવી માનવબંધુતા સાથે, માનવીય સંપર્ક સાધવાની માનવસંગતિ નામની મૂલ્યક્રિયા સાથે, અનુસંધાન પામી શકે. અહીં આગળ જ એ માનવપરિવાર સાથેની ભાનદશા અથવા પરિવારભાનને ધારણ કરવાનો માનવસંસ્કાર શરૂ કરી શકે

આ રીતે જ, માનવબાળ, પોતાની બહારનાં માનવરૂપને પામવા પોતાની સ્વગતતાની ઓતરાતી દિવાલને ટપીને, પોતાના રૂપને બીજાના રૂપ સાથે તદાકાર કરી શકે; તથા માનવીય સાક્ષાત્કારને અનુભવી શકે, તથા માનવીયરૂપ સાથે, એટલે કે સ્વસંકુચિતતાથી પર એવી માનવીય વાસ્તવિકતા સાથે અથવા માનવસત્ય સાથે તન્મય બની શકે.

આવી શિક્ષણક્રિયામાંથી માનવપરિવારનું ભાન માનવમૂલ્ય, જેના ક્રિયા-શબ્દો અનુરાગ, સહઅનુભૂતિ, સહકાર, સદાચાર, જેવા જાણીતા બન્યા છે તે માનવબાળની અનુભૂતિમા જીવતા બની શકે.

આવી પરિવારભાનની દશા, એટલે કે માનવજીંદગી સાથેની ભાનમય દશા છે. આવુ પરિવારભાન વ્યક્તિગત અંગતતાવાળું, સ્વસંકુચિત ભાનરૂપ નથી, પરંતુ સમાજજીવનરમાથી નીપજતું, માનવીય તત્વરૂપ બનતું હોય છે.

જે ઘર અને શાળા માનવબાળને આવું ભાન કરવાની એટલે પોતાની સ્વસંકુચિનતામાંથી વિમુક્ત બનવાની જોગવાઈ દઈ શકતા નથી તે માનવીય રીતે નિરર્થક એવી, કેવળ નામધારી સામાજિક સંસ્થાઓ બને છે.

એક સીધો સાદો દાખલો લઇએ. ઘર કે શાળામાં જ્યારે કંઈ ઉજવાય છે ત્યારે એ ઉજવણી સાથે સંકળાએલી મિજબાનીઓનો આનંદ માણતાં બાળમાનવો આ મિજબાની પાછળનો માનવપ્રસંગ સમજવાની દરકાર કરતાં નથી હોતાં. તેમને મિજ-

બાનીની વાનગીઓ સાથે વધારે રસ હોય છે, પરંતુ ઘર કે શાળાની માનવીય ફરજ આ રસની પાછળના પ્રસંગને, એટલે કે સમાજજીવનના પ્રસંગને, જીવતો બનાવવાની હોય છે તથા તે પ્રસંગ સાથે સંકળાએલા માનવતત્વ સાથે, બાળ માનવની સંગતિ કરાવવાની હોય છે જ. જે શાળા કે ઘર આ જવાબદારી ભૂલે છે તે, સામાજિક સંસ્થાક્રિયા તરીકે નિરર્થક પૂરવાર થાય છે, તથા માનવબાળને સ્વગતતાના કોચલામાથી વિમુક્ત કરાવવાની પોતે ધારણ કરેલી માનવીય જવાબદારીનો દ્રોહ કરતા હોય છે.

સ્વ-સંકુચિતતા અથવા સ્વગતતાનું વર્તન એ અમારું "પ્રાયવેટ એન્ટરપ્રાઇઝ" છે, અને તેજ વિમુક્તિ છે— એવો પ્રલાપ કરનારી મૂડીવાદી ઘટનાની કારવાહી આવી પરિવારભાનની માનવીય વર્તનશીનતાને રૂધે છે, રોકે છે, અને દમે છ.

એ રીતે, તે માનસબિમ રીની બધી ઘેનછાઓનો પાયો નાખે છે. માનવ પરિવારભાનની બધી પ્રક્રિયાઓનો આ બિમાર દશા તથા આ બિમાર દશાની પ્રેરક એવી "પ્રાયવેટ એન્ટરપ્રાઇઝ"ના વર્તનવાળી ક્રિયાઘટના વિરોધ કરે છે. સમાજક્રિયાના નામની એ દુસ્મની કરે છે. તથા જીવનમા સૌ ક્ષેત્રોમા વ્યક્તિગત સ્વસંકુચિતતાના પ્રાઇવેટ એન્ટરપ્રાઇઝની આ ઘટના તરફદારી કરે છે. આ "પ્રાઇવેટ એન્ટરપ્રાઇઝ" નામની સ્વગતતાવાળું માનવઘટક પોતાની મંડળી, પોતાનો જાતવાદ, તથા પોતાના વર્ગકોચલાની વંડી વચ્ચે જ વિહરનારુ માનવરૂપ છે. એ જે કોચલામા પુરાયુ છે તેની બહારનો માનવ પરિવાર એની ભાનદશામા નથી આવતો પોતાના કોચલાની બહારનુ બધુ માનવરૂપ, એને માટે પરાયું તથા શિકાર કરવા લાયક તથા શોષણ કરવા યોગ્ય, જગતરૂપ છે. આ જગતરૂપને એ સ્વવર્ગ-સંકુચિત અથવા સ્વજન સંકુચિત એવુ માનવરૂપ, આત્મીય તરીકે અંગીકાર કરી શકતું નથી, એ તો તેનો ઉપભોગ, શોષણ અથવા ભક્ષણ કરવા માગે છે.

માનવ પરિવારભાનની આવી કંગાળદશામાં યહુદીઓનો મહાસંહાર કરનારું કોચલું જ નાઝીવાદ તરીકે તથા ગોરાવાદનું નામ ધારણ કરીને દક્ષિણ આફ્રિકાની માનવજાતના મહાસંહારને રોજના જીવન વહીવટ તરીકે ધારણ કરે છે. આ કોચલાના પાયામાં "પ્રાઇવેટ એન્ટરપ્રાઇઝ"ની વિચારજીવિકા છે.

આવા સ્વસંકુચિત માનવભાનની દશામા સર્જાતાં કરોડો માનવોનું શાસન કરનારા પ્રમુખરૂપનુ નામ જોનસન હોય કે ગોલ્ડવોટર હોય, પરંતુ લીંકને દાખવેલી પરિવારભાનની શાસનચેતના વિનાનાં આ સ્વરૂપો માનવીય અનુકંપા વિહોણા દેખાય છે. એવી શાસન ઘટના માનવીય પરિવાર ભાનના મૂલ્યને ઉપજાવી શકતી નથી હોતી, ઊલટી તેની શોધક હોય છે.

પણ, અત્રે, આવા પરિવારભાનનું મૂલ્યરૂપ આજે તો શૂન્યવત બનવા માડ્યું છે એમ આપણે કહી પડીએ છીએ. આવુ મૂલ્યશૂન્યતાનુ રૂપ ધર્મભેદી, જાતભેદી અને વર્ગભેદી ઘટનાના, સ્વસંકુચિત કોચલાઓવાળા સંસારમા નજરે પડે છે પરંતુ ત્યારે, આવા માનવશોષક કોચલાને ભેદીને માનવીય અસ્મિતાના પરિવારભાનનો હુંકારવ આપણને યાદ આવી જાય છે આપણે ગાધીમાનવે ઉચ્ચારેલા, પરિવારભાન દશાના શબ્દો જાણે સાભળી રહીએ છીએ. અમદાવાદ નગરની ન્યાય કચેરીમા પગ રોપીને ઊભેલું આ પરિવારભાન પોતાની ઓળખ આપતા, આજથી ચાર દશકા ઉપર જ જે બોલ્યુ હતું તે બોલ આપણા કાનમા જીવતો બને છે કે, "હુ હરિજન છુ, હુ વણકર છું"

આવા શબ્દો ઉચ્ચારવાની તમારી મારી અને સૌની સરખી ફરજ નથી? છે જ અને છતાપણ એ શબ્દો આપણા મોઢામાથી ઊપજી શકતા ન હોય તો તેનું કારણ પેલુ સ્વસંકુચિત કોચલુ છે. મુક્તમાનવીનું કેવુ વિમુક્ત રૂપ છેઃ પરિવારભાન વડે એ ગાધી નામનું માનવરૂપ ધર્મજાત વર્ગભેદી કોચલાના કારાગારમાથી વિમુક્ત બન્યું છે. એ જ્યારે કહે છે, "હું હરિજન-વણકર છું," ત્યારે આ કથનમા કોઈ કવિતાનું રૂપક કે કોઈ શબ્દોના

# રશિયાની નજરે બહેરામજી મલબારી

ઓગણીમી સદીના છેલ્લાં પચ્ચીસ વર્ષો દરમ્યાન ભારતમાં થતી સામાજિક અને ધાર્મિક સુધારાની હિલચાલને રશિયાની પ્રજા સહાનુભૂતિપૂર્વક નિહાળી રહી હતી. એ રશિયન છાપાંઓમાં આ ચળવળના અગ્રેસર નેતાઓ વિશે લેખો છપાતા તેમજ ભારતીય જીવનના બનાવો વિશે અને અંગ્રેજોની ભારતમાંની સંસ્થાનવાદી નીતિની ઝાટકણી કાઢતી ટીકાઓ પણ આવતી. તે સમયના રશિયનોના અભિપ્રાયો અને ટીકાઓનો ૧૯૫૭ માં સંગ્રહ કરવામાં આવ્યો અને તેને પુસ્તકરૂપે પ્રગટ કરવામાં આવ્યો છે: નામ છે 'મિત્રોની નજરે.'

૧૯મી સદી અંતે, રશિયન અખબારોમાં ગુજરાતના આ પનોતા પુત્ર કવિ બહેરામજી મલબારીના જીવન અને કવન પર અનેક લેખો લખાયા હતા. ભારતીય સ્ત્રીઓની મુક્તિ માટે તેમજ વિધવાની સ્થિતિ સુધારવા, અને બાળલગ્નની પ્રથાની નાબૂદી કરવા પોતાનો અવાજ બુલંદ કર્યો હતો; અને આ સવાલોના નિરાકરણ માટે તેમણે બ્રિટીશ હકુમત પર દબાણ આણ્યું હતું.

૧૮૯૮માં "રસ્કાયા મિસ" નામના સામયિકના ૧લા અંકમાં 'આર્યસુધારા'ના અગ્રેસર "બી. મલબારી" એવા મથાળા હેઠળ એક લેખ પ્રસિધ્ધ થયો હતો.

બીજે વર્ષે 'મીર બોઝી' નામના સામયિકમાં 'ભારતીય પત્રકાર બહેરામ મલબારી' નામનો લેખ છપાયો હતો. આ લેખમાં તેમની આછી જીવનઝરમર, 'ઇન્ડિયન સ્પેક્ટેટર'ના ખબરપત્રી તરીકે અને હિંદમાં તેમજ પરદેશમાં એક પ્રચારક તરીકેના તેમના કાર્ય વિશે તે માહિતી આપવામાં આવી હતી. ઉપરાંત આ લેખમાં જણાવવામાં આવ્યું હતું કે 'હિંદી સ્ત્રીઓ તેમની ઘણીજ ઋણી છે. તેમના અભિપ્રાયોની જાહેરાતથી હિંદી સ્ત્રીઓમાં સ્વમાનની ભાવના ઉત્પન્ન થઈ. અને તે સાથે જ આઝાદીની ઝંખના, તેમજ જ્ઞાન પ્રાપ્ત કરવાની વૃત્તિ જાગૃત થઈ. શ્રી. મલબારીના વિચારો વિવિધ ક્ષેત્રોને આવરી લેતા હતા. તેઓએ જ્ઞાતિના ભેદભાવ સામે વિરોધનો ઝંડો લહેરાવ્યો, અને સામાજિક સુધારાની જરૂરિયાત સમજાવી.

રશિયન પ્રજાએ શ્રી. મલબારીએ સ્થાપેલી સેવાસદન સોસાયટી જ્યાં સ્ત્રીઓને નર્સની તાલીમ અપાતી, વિધવાઓને કામ અપાતું અને બાળકલ્યાણની પ્રવૃત્તિ ચાલતી તેનું પણ ઊંચું મૂલ્યાંકન કર્યું હતું. વળી તેઓ એક કવિ તરીકે પણ રશિયામાં સન્માન પામ્યા હતા.

—વી. માકારેન્કો

---

[ સામે પાનેથી ]

વિનયની આળ-પંપાળ નથી, એ કથન સત્ય કથન બને છે. એવું પરિવારભાન જે અનુભવે છે તેજ એમ કહે છે.

આ કથન કોઈ દૈવી કે સ્વિતાઈ કથન નથી. આ કથન કોઇ "સુપરમેન" જ બોલી શકે તેવું કથન નથી. બિલકુલ માનવીય અને સૌ માનવો ઉચ્ચારી શકે તેવું આ કથન છે. અથવા એમ કહેવું જોઇએ કે આવું કથન કરી શકવાની કારવાહી અને જોગવાઇ જે ઘર કે શાળામાં નથી તે ઘર કે શાળા માનવ મૂલ્યની શૂન્યતા વાળાં હોવાથી સંસ્કાર કે શિક્ષણને ઉપજાવી શકવાની લાયકાત વિનાનાં છે.

[ અનુસંધાન પેજ ૧૬નું ચાલુ ]

આ દૃષ્ટિએ, ઇન્દુલાલના નેતૃત્વવાળી, સામ્યવાદીઓના વર્ચસ્વવાળી અને 'પ્રગતિશીલ' ગણાતા નાગરિકોના ઉત્સાહી ખભાઓ પર ઊભે ચઢેલી જનતા પરિષદને જેમ ઇંદુલાલથી જુદી પાડવી શક્ય નથી, તેમ સામ્યવાદીઓથી જુદી પાડવી યોગ્ય નથી જ્યાં સુધી કેવળ શહેરી મધ્યમવર્ગ આકર્ષાતો હતો ત્યાંસુધી વાત જુદી હતી પરંતુ અમદાવાદના કામદારોના વેગીલા પ્રવેશ પછી આખી રંગભૂમિ બદલાઇ રહી છે—રણભૂમિનું નવું સ્વરૂપ તૈયાર થઇ રહ્યું છે હવેના કાર્યક્રમોમાં એનો વર્ગનિગ્રહનો રંગ વધુ ને વધુ ઊપસી આવ્યા વિના નહિ જ રહે (ઇન્દુલાલને શહેરના માલિકોને વિષે તાજેતરમાં ઉદ્ગારેલા વચનો પાછલાનું રાજકારણ, અને કિસાનોના આંદોલનો દ્વારા ગ્રામવિસ્તારોને ય સંગ કરવાનો પ્રયાસ આગળ વધશે તેમ તેમ તેનો પાકો લાલ રંગ પ્રગટ થયા વિના નહિ જ રહે )

**આજનું દુર્ભાગ્ય એ છે કે, પ્રજા પોતે આ આખી પ્રક્રિયા તરફ ઉદાસી છે**

કોઇ એને કહે કે ઇન્દુલાલ 'નેતાવાદી' છે, ને દિનકર મહેતા 'સામ્યવાદી' છે, ને પાનખીવાળા સામ્યવાદમાંથી રાજીનામું આપેલા 'ઉદ્દામવાદી' છે, ને અમુક તમુક સામ્યવાદ સંચાલિત શાંતિ આંદોલનના 'સહપ્રવાસીઓ' છે, અથવા એના થકી રશિયા જઇ આવેલા 'સાથીદારો' છે—તો પ્રજાને આ બધું નકામા ગૂંથણા જેવું લાગવાનું ખંડુભાઈ, વસાવડા કે નંદાજી સામે કેવળ ઇન્દુલાલને જીતાડવા પ્રજા કૂદી પડે એ એક વાત છે, પરંતુ એ સીધે તે દેવને કે શેતાનને વિજયમાળા પહેરાવવા તૈયાર થાય એનો અર્થ જુદો જ છે પ્રજાએ તો, બધું જાણ્યા પછી, દિનકર મહેતાને અને અબ્દુલ રજાકને, અને મનુભાઇ પાલખીવાળાને, તથા નલિની મહેતાને તેમના વૉર્ડમાં સર્વ પ્રથમ ચૂંટીને જવાબ આપ્યો છે! એટલું જ નહિ, પ્રજાએ ડૉ. સોમાભાઇને ય બીજે નંબરે અને સૌના પ્રેમપાત્ર બનેલા શીવાભાઇ રબારીને ત્રીજા નંબરે અને જયકૃષ્ણભાઇને છેલ્લા નંબરે જીતાડીને, તથા નરોત્તમભાઇ ઝવેરીને અને અનેક ભાગ નિષ્ઠાવાન કાર્યકર્તાઓનેય નાપસંદ કરીને પોતાનો જવાબ વાળ્યો છે!

વધુમાં, એક જ મહિલા નલિનીબેનને સર્વપ્રથમ ચૂંટીને, અને દેશદ્રોહી ગણાયેલા ૯ અટકાયતીઓમાંથી ૯ જણને ઝળકતી ફત્તેહ આપીને, પ્રજાએ વકીલપંચના ગજવ્હારી ચુકાદાની ય હાંસી ઉડાવી છે!

**અને, આ કાંઇ તંદુરસ્ત લોકશાહીની નિશાની નથી, એમ કહેનાર સામે પ્રજા 'વેદીઆવેડા' કહી મોઢું બગાડે છે!**

પ્રજાને તો, આ સમગ્ર પરિણામ કોંગ્રેસના સચોટ વિકલ્પરૂપે નિરાંત આપે છે એટલે કે

—પ્રજાએ અસંતોષના આવેશમાં ગમે તેને ચૂંટી કાઢવાની ભૂલ નથી કરી ઇરાદાપૂર્વક, ઉત્સાહપૂર્વક, નવી નેતાગીરીની મહોર મારી છે એટલે કે પ્રજાએ (ખાસ કરીને ૧૦ વૉર્ડોએ) કોંગ્રેસને કાઢવા જતાં ધૂંધળું કે 'નકારાત્મક વલણ' નથી લીધું એ સ્પષ્ટ છે બીજી બાજુ, એકંદરે, બિનલોકશાહી સર્વસત્તાવાદી બળોને અપનાવ્યાં છે, એ ય સ્પષ્ટ છે

—પ્રજાએ સામ્યવાદી સિદ્ધાંતોનો અભ્યાસ કરીને, તેમનો સ્વીકાર કરીને, સામ્ય પક્ષને વધાવી આપીને સામ્યવાદનો વિજય કરવાનો હેતુ કે મનસુબો ન હતો સેવ્યો એમ કહેવું જ અહીં અપ્રસ્તુત છે જનતા પરિષદમાં જોડાયેલા બધા જ કાંઇ સામ્યવાદના પીઠું નથી એ દલીલ પણ અત્રે અપ્રસ્તુત છે

**પ્રસ્તુત વાત એ છે કે લોકશાહી પદ્ધતિનો વિજય થયો છે, પરંતુ લોકશાહી મૂલ્યોનો નહિ**

આ ચૂંટણીની સંધ્યાએ સંયુક્ત લોકશાહી મોરચો (પ્ર સ; સ્વતંત્ર પક્ષ, જનસંઘ વગેરેના નિર્બળ શંભુમેળા સમો મોરચો ) ઊભો થયો હતો—પરંતુ ચૂંટણી દરમ્યાન જ એનું અસ્તિત્વ ઓગળી ગયું! આમ છતાં, અત્રે એ કહેવું ઉચિત થશે કે

જો આરંભથી સાચો સૈદ્ધાંતિક (તર્કવાદી નહિ) લોકશાહી મોરચો ઊભો કરવાના નિષ્ઠાવાન પ્રયાસો થતા રહ્યા હોત તો, જનતા પરિષદની અંદરના રાષ્ટ્રવાદી તંદુરસ્ત તત્ત્વોને જીતી શકાયાં હોત અને સામ્યવાદી તત્ત્વો અળગાં પડી ગયાં હોત, તે પોતા પૂરતાં સીમિત બની ગયા હોત.

●પરિસ્થિતિની કરુણતા અને નાજુકતા એ છે કે ઇતિહાસમાં અનેક વાર પ્રજાની અર્ધજાગૃતિ સર્વસત્તાવાદી બળોને પોષવા માટે અને સત્તાસ્થાને સ્થાપવામાં કારણભૂત બની છે; અને કેટલીકવાર લોકશાહી મતદાનની પધ્ધતિ એનું નિમિત્તસાધન બની છે. એક વાર એ પ્રક્રિયા પૂરી થયા પછી એનાં શક્ય પરિણામોનો તાગ કાઢવાનો અને 'બાકીની અર્ધજાગૃતિ'નો અમલ કરવાનો કશો અવકાશ જ પ્રજા માટે રહ્યો નથી એવું ય બન્યુ છે!

સૌથી મોટી કરુણતા તો એ છે કે —ઇતિહાસનો આ સબક આજે ભુલાયો છેઃ પ્રજા જ નહિ, પ્રજાને દોરનારાઓ, સામ્યવાદના વિરોધી ગણાતા નેતાઓ પણ, પ્રજા સામ્યવાદથી સુરક્ષિત છે એવી ભ્રમણામાં આત્મસંતોષ લઇ રહ્યા છે અને પ્રજાને ભૂલાવામાં ડુબાડી રહ્યા છે!

[૧૯–૪–'૬૫




# નાની બચત યોજનામાં નાણાં રોકો

## નેશનલ ડિફેન્સ સર્ટિફિકેટ
## ડિફેન્સ ડિપોઝિટ સર્ટિફિકેટ

*એન્યુઇટી સર્ટિફિકેટો, સીટીડી અને પોસ્ટ ઓફિસ બચત ખાતાંમાં નાણાં રોકો*

ગુજરાત સરકારના માહિતી ખાતા તરફથી પ્રકાશિત

## અમેરિકા

–ભોગીલાલ ગાંધી

### એક સદીનું લાંછન!

લોકશાહીના ઊંચા આદર્શને વરેલા અમેરીકાના સમવાય રાષ્ટ્રસંઘનું લાંછન જેવું તેવું નથી.

લગભગ બે કરોડ જેટલાં માનવીઓને માથે, કેવળ કાળા રંગને કારણે, પૂરી એક સદી દરમ્યાન અર્ધપશુસમું હીણું જીવન લદાતું રહ્યું છે!

આજના જગતના બહુ જીદ્દી પૂર્વગ્રહોમાં પ્રજાના મોટા સમૂહમાં વરસોથી વાસ કરી રહેલો કોઈ એક પૂર્વગ્રહ હોય તો તે દક્ષિણ અમેરિકામાં કાળા હબસીઓ પરત્વેનો છે.

હજી આજે ય અમેરિકાના ૧૧ ટકા કાળા (હબસી) નાગરિકોને 'થર્ડક્લાસ' નાગરિક તરીકેનું અપમાનિત જીવન જીવવું પડે છે.

–જ્યાં વસવું હોય ત્યાં (ગોરાઓના લત્તામાં) વસવાની છૂટ નથી.

–જ્યાં ભણવું હોય ત્યાં (ગોરા બાળકોની સાથે) ભણવાની છૂટ નથી.

–જ્યાં નોકરી કરવી હોય ત્યાં (ગોરાઓના સમાન દરજ્જે, સમાન વળતરથી) કામ કરવાની છૂટ નથી.

–જ્યાં જમવું હોય ત્યાં (ગોરાઓની હોટલ-રેસ્ટોરાંમાં) ભોજન લેવાની સગવડ નથી.

અમેરિકાની ઉજળી પ્રગતિશીલ લોકશાહીમાં કાળા હબસીનો નાગરિક મતાધિકાર ય લગભગ દુષ્પ્રાપ્ય રહ્યો છે!

હજી આજે ય, અમેરિકાના કાળા નિગરની કુલ વસ્તીના ૧૨ ટકા (ગોરાઓમાં ૫ થી ૬ ટકા) બેકાર છે અને એમનાં વસવાટો, જીવનધોરણ અને સગવડો ગોરાઓની સરખામણીમાં શાપરૂપ જ ગણાય.

હજી આજે ય, ફોજી નોકરીઓમાં અને અન્ય મહત્વના સ્થાને કાળા નિગરને અપમાનિત કરવામાં આવે છે; સતાવવામાં આવે છે.

અને હજી આજે ય, કાનૂની રીતે મતદાન માટે અધિકારી ગણાય એવા હબસી નાગરિકોમાંથી જૂજ સંખ્યા જ એનો ભોગવટો કરી શકે છે.

–અલાબામાં ઓછામાં ઓછા ટકા માત્ર ૧૩.૪, તો, બીજાં દક્ષિણનાં રાજ્યોમાં ૨૮–૨૫ ટકા, અને કારોલીના જેવામાં વધુમાં વધુ ૪૦ ટકા કાળાઓ મતદાન ભોગવે છે.

હજી આજેય, દક્ષિણનાં આ રાજ્યોમાં ભલભલા ગ્રેજ્યુએટો અથવા એમ. એ. ભણેલા હબસીઓને ય 'અભણ' જાહેર કરીને મતદાન માટે નાલાયક ગણવામાં આવે છે! કેટલાકને અમેરિકાનું આખું બંધારણ મોઢે બોલી જવા ફરમાવવામાં આવે છે, અને તેમાં નાની શી ચૂક થતાં મતાધિકાર માટે ગેરલાયક ઠેરવવામાં આવે છે; રજીસ્ટ્રેશન લખતાં એક વિરામચિહ્નની ભૂલ પણ નાલાયકાત માટે પૂરતું કારણ બને છે!

* ગોરી ચામડી ધરાવનારા માટે આવી કશી જ પરીક્ષા–કસોટીઓની જરૂર નથી.

#### આપખુદ સુબાની સત્તા

આ બધું હજી આજે ય બની શકે છે કેમકે અમેરિકાના દક્ષિણનાં રાજ્યોમાં મત–નોંધણી કરનાર 'રજીસ્ટ્રાર'ને હસ્તક મતાધિકાર અંગેની આખરી સત્તા આપવામાં આવી છે. દક્ષિણના ગવર્નરો પોતપોતાના રાજ્યની અંદર આપખુદ સુબાઓની જેમ સત્તાનો મનસ્વી ઉપયોગ કરતા આવ્યા છે.

—અમેરિકાના દક્ષિણના રાજ્યોમા જ હબસી-ઓની સખ્યા વધારેમા વધારે છે, અને ત્યા જ રગદ્વેષનુ હળાહળ ઊકળતુ રહ્યુ છે

કોઈ પણ સુધરેલા અને પોતાને લોકશાહી ગણાવતા રાષ્ટ્ર માટે, આજના યુગમા આ જેવુ તેવુ કલક નથી અમેરિકા જેવા અતિ વિકસિત અને લોકશાહીના ચુસ્ત પુરસ્કર્તા રાષ્ટ્ર માટે તો આ આતરિક ન મોટી અસલ જ ગણાવી જોઈએ

*

બીજા વિશ્વયુદ્ધ પછી તો પરિસ્થિતિ કટોકટીએ પહોચી ગઈ હતી

આ વરસો દરમ્યાન આફ્રિકા જેવા અધારિયા ગણાતા ખડમાય અપૂર્વ જાગ્રતિ આવી છે કાળી પ્રજાઓ સ્વાધીન બની અગાઉના ગોરા માલિકોને પડકારતી થઈ ગઈ છે ત્યારે અમેરિકાની આતરિક પ્રગતિ પોતે જ ત્યાના કાળા હબસીઓને નવા આદર્શો, સિદ્ધિઓ અને હેતુઓ તરફ ઝડપથી પ્રગતિ કરવા ધકેલે એમા આશ્ચર્ય શુ ?

બીજા વિશ્વયુદ્ધ દરમ્યાન નવો મિજાજ દેખાવા લાગ્યો પણ હતો રણભૂમિ ઉપર ગોરાઓની પડખે ઊભા રહીને કુરબાનીઓ કરવા તત્પર બનેલા હબસી સૈનિકો શુ કામ ભેદનીતિને ચલાવી લે ? ૧૯૪૮મા યુદ્ધ દરમ્યાન જ ફિલિપ રેન્ડોલ્ફે પોર્ટરના કામદાર મડળની આગેવાની લઈને સૈનિકોની અદર પ્રવર્તતા કાળા–ગોરાના ભેદો સામે વોશિંગ્ટન સુધી કૂચ આદરી હતી, અને પ્રેસિડેન્ટને રગભેદ નિવારના પગલા લેવા પડ્યા હતા અલબત્ત એ અધકચરા નીવડ્યા

યુદ્ધ પૂરુ થતા, ૧૯૪૮મા એ જ રેન્ડોલ્ફ પ્રે ટ્રુમાન સામે ઊભો રહી ગયો એણે 'રાજદ્રોહ'ના ગુનાની પરવા કર્યા વિના પડકાર ર્યો 'સૈન્યમાનો રગભેદ સમૂળો નાબુદ કરો નહિ તો હબસી જવા નોને સૈન્ય છોડી જવા સલાહ આપુ છુ 'અને ટ્રુમાને પણ રંગભેદ દૂર કરવાનો હુકમ પ્રગટ કર્યો

બીજી બાજુ, યુદ્ધ પૂરુ થતા ઘેર પાછા ફરેલા હબસી યુવાનોએ વાતાવરણમા નવી ચેતના પેટાવી દીધી કેરોલીના અને ટેનેસી રાજ્યોમા એનો પ્રથમ ચમકારો પ્રગટ થયો 'મુક્તિ કૂચ'નો પ્રારભ થયો જેમ દમન વધ્યુ તેમ તેમ પ્રતિકારનો ચમકારો ય વધ્યો

## અહિંસક સત્યાગ્રહ

૧૮૯૬ અને ૧૮૯૯મા સુપ્રિમ કોર્ટે "અલગ છતા સમાન" નો જે દ્વિઅર્થી ચુકાદો આપ્યો હતો, એના જોરે શાળાઓ અને વાહનવ્યવહારમા રગભેદ રહ્યો હતો ૨૦મી સદીનો નવો યુવાન આવુ કશુ સહી લેવા તૈયાર ન જ હતો આ આદોલનોમાથી કાળી પ્રજાને અદ્વિતીય નિગ્રો નેતા માર્ટિન લ્યુથર કિંગ સાપડ્યા ! ૧૯૫૫મા વાહનવ્યવહાર (બસમા બેસવા)ના રગભેદ સામે આ બાપ્ટિસ્ટ પાદરીએ આગેવાની લઈ, અહિંસક સત્યાગ્રહના શ્રી ગણેશ માડી, એક નવી જ શક્તિની જાગૃતિ જગાવી હતી

આ દરમ્યાન ૧૯૫૦–૫૪મા ફેડરલ કોર્ટના ચુકાદાઓએ પણ રગભેદના પાયા ઉપર પ્રહાર કર્યા હતા બધી જાહેર શાળાઓમાથી રગભેદ નાબુદ કરવાનો એ નિર્ધાર હતો

૧૯૫૭થી ૧૯૬૨ના વરસો દરમ્યાન એ પ્રચડ લડતો લડાઈ ગઈ, ૧૯૫૭મા આર્કાનસાસ રાજ્યના લિટલરોકની શાળામાથી અને ૧૯૬૨મા મિસીસિપી રાજ્યની જાકસનનગરની કોલેજમાથી રગભેદ ભૂસવાની નેમ હતી બને સ્થળે અહિંસક સત્યાગ્રહી વિદ્યાર્થીઓ ઉપર સ્થાનિક રાજ્યના દારોગાઓએ વેર વાળ્યા બને સ્થળે, અતે, ફેડરલ (કેન્દ્ર) સરકારને વચ્ચે પડવુ પડ્યુ

આમ છતા, કેમ જાણે, આટલા ત્યાગ–ભોગ ઓછા પડ્યા !

૧૯૬૩મા વળી વધુ આહુતીઓનો પથ સાધવો પડ્યો !

—અલાબામા રગદ્વેષનો કટ્ટર ગઢ ગણાય છે ત્યાની યુનિવર્સિટીમા બે કાળા વિદ્યાર્થીઓના પ્રવેશ માટે જે આદોલન જાગ્યુ એણે આખા અમેરિકાને હચમચાવી મૂક્યુ સમસ્ત ઉત્તર અમેરિકા જાણે રગભેદની નાબુદી માટે દક્ષિણ સામે સજ્જ થઈ ઊભુ !

—૧૯૬૪માં ફિલાડેલ્ફીઆ, મિસીસિપીમાં ત્રણ સત્યાગ્રહીઓ શહાદતને વર્યા.

—વોશિંગ્ટન ઉપરની અપૂર્વ શાંતિ કૂચ સફળ બની. આ પછી, ૧૯૬૫માં, મતાધિકાર માટેના આંદોલનોમાં, સેલ્માના સત્યાગ્રહે અને ૩૦,૦૦૦ કાળા-ધોળા નાગરિકોની ૫૦ માઈલની લાંબી પદયાત્રાએ આખી આબોહવા બદલી નાખી છે.

## પલટાયેલી આબોહવા

—ખુદ પ્રે. જોનસને સેલ્મામાં ગુજરેલા અત્યાચારોથી ચોંકી ઊઠીને ૧૬ મી માર્ચે આખા રાષ્ટ્રજોગો જે સંદેશો પ્રગટ કર્યો છે એ આ પલટાયેલી આબોહવાનો સચોટ પડઘો પાડે છે. પ્રે. જોન્સને એ વાત બહુ જ સ્પષ્ટ અને કઠોર શબ્દોમાં જાહેર કરી છે કે

—કેટલાંક રાજ્યોએ વ્યવસ્થિત રીતે અને ઇરાદાપૂર્વક અમેરિકી બંધારણના ૧૫ મા સુધારાનું ઉલ્લંઘન કર્યું છે.

—"કાયદાના ઓઠા હેઠળ" કેટલાંક રાજ્યોએ અમેરિકાના અનેક નાગરિકોના જન્મસિધ્ધ મતાધિકારને કોરે ચઢાવ્યો છે.

—આ અધિકારનું રક્ષણ કરનારા ફેડરલ કોર્ટના ચુકાદાઓને પણ આ રાજ્યોએ કોરે ચઢાવ્યા છે.

—નાગરિક અધિકાર સામેના આ ઉલ્લંઘનો ખુદ અમેરિકાના રાષ્ટ્રને પડકારરૂપ છે. બહારથી ચઢી આવનાર દુશ્મનો સામે જે રીતે લડી લેવું રહે એવી જ નિર્ણયાત્મકતાથી આ અંદરના પડકારને આપણે પહોંચી વળવું રહે છે.

—આજે અમેરિકા આખા વિશ્વમાં સૌ પ્રજાઓના સ્વરાજના અધિકાર માટે ઝૂઝે છે. ત્યારે આપણા પોતાના જ ઘરમાં રંગભેદની નીતિ અત્યધિક અપમાનજનક છે.

પ્રે. જોનસને ઊાશી મેરે એના કરતાં જમ પેંધા પડે'નો ભય પ્રગટ કરતાં ખબરદારી ઉચ્ચારી છે:

—સવાલ આ કે તે રીતનો નથી.

—સવાલ તો બંધારણની સામેના પડકારનો છે.

—સવાલ રાષ્ટ્રીય સંકલ્પ સામેના પડકારનો છે.

—સવાલ સમસ્ત રાષ્ટ્રીય એકાત્મતા સામેના પડકારનો છે

અને તેઓ ગંભીર ચેતવણી ઉચ્ચારે છે:

જે પ્રજામાં મતાધિકારની બાબતમાં જ વિખવાદ હોય એ પ્રજા કદી રાષ્ટ્ર તરીકે ટકી જ ન શકે.

વળી, પ્રે. જોનસને સેલ્મામનના અત્યાચારોને કઠોર શબ્દોમાં વખોડી કાઢ્યા છે: સેલ્માને રાષ્ટ્રની શરમ ગણાવી છે. અને શાંત, શિસ્તબદ્ધ રીતે વિરોધ કરનારાઓ પ્રત્યેની પોતાની સહાનુભૂતિ પ્રગટ પણ કરી છે. અમેરિકાના ભવ્ય આદર્શો — 'માનવી સમાન છે,' 'સરકારનો આધાર તેની પ્રજાની સંમતિ જ હોઈ શકે.' 'અને સ્વાતંત્ર્ય આપો વા મૃત્યુ' વગેરે આદર્શો — યાદ કરાવીને તેમણે માનવી ગૌરવની પ્રતિષ્ઠા કરવાના સર્વોચ્ચ હેતુને વફાદાર બનવા સૌ અમેરિકી નાગરિકોને અપીલ કરી છે:

"આ આદર્શો અને નિષ્ઠા કાંઈ ચાલાક સૂત્રો નથી. ઠાલા શબ્દો નથી. આ શબ્દો અને સૂત્રો અર્થે તો, છેલ્લી બે સદીઓ દરમ્યાન અમેરિકાના અનેક સપૂતોએ જાત ન્યોછાવરી દીધી છે, અને હજી આજેય ન્યોછાવરી રહ્યા છે."

## સમય વહી ગયો

આ અંજલી પ્રે. કેનેડીને ઉદ્દેશાયલી નથી શું?

પરંતુ, પ્રે. કેનેડીએ ઘડેલા 'નાગરિક અધિકાર'ના ખરડાને પસાર કરતાં કોંગ્રેસે ૮-૮ મહિના કાઢી નાખ્યા હતા. અને અંતે, પ્રે કેનેડીની હત્યા બાદ, પ્રે. જોનસનની પાસે જ્યારે તે ખરડો કાયદારૂપે સહી કરાવવા આવ્યો ત્યારે, તેનો અંદરનો પ્રાણ જ છૂંદી નાખવામાં આવ્યો હતો! ટકોર કરીને પ્રે. જોનસને ઉચ્ચાર્યું છે:

"આપણે સો વરસ સુધી રાહ જોયા કરી છે! રાહ જોવાનો સમય હવે વહી ગયો છે."

o

વાત સાચી છે.

એક આખી સદી પૂર્વે મુક્ત થયાં છતાં

હજી અમેરિકી હસબી સાચો મુક્ત નથી

એક આખી મદી પૂર્વે સમાનતાનુ વચન આપ્યા છતા હજી એ સાચા અર્થમા સમાન નથી —સો સો વરસના વચનો અણુપાળ્યા જ છે!

એ વિષે શકા નથી કે અમેરિકી આત્માને ઢઢોળનાર આજે કોઈ હોય તો તે અમેરિકી હસબી છે એની હિંમત અને આફતીઓએ રાષ્ટ્રના આત્માને જાગૃત કર્યો છે, એટલુ જ નહિ પણ લોકશાહીમાની એની શ્રદ્ધા અને નિષ્ઠાને કારણે જ તો એણે અમલ્ય સ્થિતિમા ય શાતિ અને અહિસાનો રહ પકડી રાખ્યો છે આવેશ અને અમાનુષી દમન સામેય એણે માનવતાનો રાહ છોડયો નથી

## ગોરાઓનો સહકાર

ના બધુ વેય હબસીને જ ફાળે નથી અને બધા દોષ-ગુના ગોરાઓના શિરે જ નથી

છેલ્લા દસ વર્ષ દરમ્યાનના આદોલનોમા કાળા હબસીની પડખે ઊભા રહેનારા અને યાતનાઓ સહન કરનારાની સખ્યા પણ જેવી તેવી નથી

સેલ્મા, શિકાગો, લોસ એન્જેલ્સ, વોશિગટન, બોસ્ટન, ટ્રેન્ટોન, બેલોઇટ, સાન ફ્રાન્સિસ્કો મેન્ફોર્ડ, હાર્ટફોર્ડ વગેરે ઉઝનબધ આદોલનો, નિદર્શનો તથા પદયાત્રાઓમા સેકડો ગોરા પાદરીઓ ધર્માધિકારીઓ (પ્રીસ્ટ બિશપ, કલર્જીમેન), સાધ્વીઓ (નન્સ), સમાજ સુધારકો, કલાકારો અને અગ્રણી મેયરોનો સમાવેશ થયો છે એટલુ જ નહિ પણ ડેટ્રોઇટના ગોરા ગવર્નરે અને મેયરે ૧૦,૦૦૦ ધર્માધિકારીઓ અને નાગરિકો તથા વિદ્યાર્થીઓની એક માઇલ લાબી પદયાત્રાની આગેવાની લીધી હતી કેલિફોર્નિયાના ગવર્નરે ટેલિવિઝન ઉપર સેલ્માના અત્યાચારો નિરખ્યા પછી અલાબામાના ગવર્નર વોલેસ ઉપર તારથી પોતાનો ફિટકાર પાઠવ્યો હતો ન્યુ જેરેસીના ગવર્નરે તો પોતાની ધારાસભામા અલાબામાના અત્યાચારો સામે ઠરાવ પસાર કરીને કેન્દ્ર સરકારને વચ્ચે પડવા આગ્રહ કર્યો હતો ન્યુ હેમ્પશાયરના ગવર્નરે અલાબામાના વીગેને અજલી અર્પવાની પ્રાર્થનામા જાહેર રીતે ભાગ લીધો હતો

આ ૯૫ ૧ ખ્રિસ્તી દેવળો ઘણે બધે સ્થળે આદોલનના આશ્રયસ્થાન બન્યા હતા

કેલિફોર્નિયાના એપિસ્કોપલ બિશપ જેમ્સ માઈકે તો અમેરિકાના તમામ ૪૦૦,૦૦૦ ધર્માધિકારીઓને સેલ્માના 'ધર્મયુધ્ધ'મા સામેલ થઈ જવા હાકલ કરી હતી

'ભલે જેલ, દડા અને મોત આવે સામુદાયિક અનિષ્ટ સામે સામુદાયિક શક્તિએ પડકાર કરવો જ રહ્યો ”

અમેરિકા માટે રગભેદ રાહેત સાચી નાગરિક સમાનતાના દિવસ હવે બહુ દૂર નથી આ બધી એની જ એકલાની નથી શુ? મહાન રાષ્ટ્રનું કલક ધોવામા સૌ કાળી ગોરી પ્રજા અને પ્રમુખ આગેવાનોનો સહિયારો પ્રેરણાદાયી ફાળો નથી શુ? લોકશાહીની શાન પણ એ જ હોઇ શકે ને?

[ ૧-૪-૬૫

[દેશવિદેશ ચાલુ]

# વિશ્વ-સામ્યવાદનાં ભાવિ એંધાણ

ક્રુશ્ચોવનું પતન થયું એ જ દિવસોમાં મુસ્લોવ (આરંભમાં ક્રુશ્ચોવનો સાથી અને ચીનનો કટ્ટર ટીકાકાર, પાછળથી ક્રુશ્ચોવના પતનમાં મુખ્ય ભાગ ભજવનાર) પેકિંગ જઈ પહોંચ્યાના વાવડ અખબારોમાં ઝળક્યા હતા; અને ત્યારે, ક્રુશ્ચોવના વારસદારો ચીન પ્રત્યેની ક્રુશ્ચોવની નીતિમાં મહત્વનો ફેરફાર કરશે કે શું ?–એવી શંકાઓ જાગી હતી.

અલબત્ત, આમે ય સામ્યવાદીઓની ગુપ્ત ચાલ અંગે પાકો નિર્ણય બાંધવો મુશ્કેલ હોય છે. એમાં ય, અહીં તો, બેઉ પક્ષે સામસામા બાઝનારા—સામ્યવાદીઓ હોઈને નિશ્ચયાત્મક રીતે કહેવું વધુ મુશ્કેલ હતું. આમ છતાં—

ક્રુશ્ચોવના વારસદારો ક્રુશ્ચોવની કોઈ નીતિ અંગે ધરમૂળથી ઉલટસુલટ કરવાની પેરવીમાં અને સ્થિતિમાં નથી એ વાત આ વિભાગમાં અગાઉ સ્પષ્ટ કરવામાં આવી હતી જ.

એમ તો, હજી પખવાડિયા પહેલાં જ, કરાંચીથી પ્રસારિત થયેલા એ.પી.ના એક સમાચારનું શીર્ષક જ એવું હતું કે 'રશિયા સાથેના વધુ સારા સંબંધ વિષે ચીન આશાવંત...'

આમ, થોડે થોડે સમયે બંને પક્ષ તરફથી દાણો દબાવી જોવા, અને પોતાના 'ભાવિ મળતિયા'ઓના પ્રત્યાઘાતો જાણવા આવાં 'ફીલરો' મુકાતાં રહે છે. પરંતુ એથી આપણે આ કે તે બાજુ ઘસડાઇ જવાની કોઈ જરૂર નથી.

બલ્કે, છેલ્લાં ત્રણ અઠવાડિયાં દરમ્યાન જે બનાવો બન્યા છે તે (૧) મોસ્કોમાં વિશ્વ સામ્યવાદીઓની બેઠક (૨) ગેરિલા વિએટકોંગને મદદ કરી રહેલાં ઉત્તર વિયેટનામનાં મથકો ઉપરના અમેરિકી બોમ્બમારા અંગે ચીન-રશિયાના પ્રત્યાઘાતો (૩) તાજેતરમાં, મોસ્કોમાંની અમેરિકી રાજદૂતની કચેરી ઉપર ચીની, ઉત્તર વિએટનામી અને આફ્રિકી વિદ્યાર્થીઓનો હલ્લો તથા રશિયાઈ પોલીસ સાથે અથડામણ.

—આ ત્રણે ઘટનાઓએ એ વાત ઊલટી વધુ સ્પષ્ટ કરી છે કે રશિયા અને ચીન વચ્ચેનો સંઘર્ષ ક્રુશ્ચોવના દિવસોમાં હતો તેનાથી ય વધુ તેજીલો બન્યો છે; બલ્કે નવા તબક્કામાં પ્રવેશ થઈ ચૂક્યો છે.

*

સૌથી પહેલી વાત: મોસ્કોમાં મળેલી પરિષદની.

એક રીતે તો, ક્રુશ્ચોવનો આ વારસો તેના વારસદારોને ભારે પડી ગયો છે.

ક્રુશ્ચોવે, તેના અમલ દરમ્યાન, એવો બેત કરી રાખ્યો હતો કે ડિસેમ્બર (૧૯૬૪)ની ૧૫મીએ ૨૬ સામ્યવાદી દેશોની બેઠક બોલાવી તેમાં ચીનને આંતર-રાષ્ટ્રીય સામ્યવાદમાથી બહિષ્કૃત કરવાનો નિર્ણય લઇ લેવો; અને ત્યાર બાદ, વિશ્વના ૮૧ સામ્યવાદી પક્ષોની પરિષદ બોલાવી એ નિર્ણયને બહાલી આપી દેવી.

અલબત્ત, આ કંઇ સહેલું સુતરું ન હતું. બલ્કે, આમ કરવા જતાં જ ક્રુશ્ચોવ એકલો પડી ગયો હતો.

ચીને તો ઘણા બધા મહિના પૂર્વે (૧૯૬૪માં) એટલી હદે ભવિષ્ય ભાખી દીધું હતું કે—

'તમારી એ કહેવાતી બેઠક મળશે તે દિવસ તમે જાતે જ તમારી ઘોરમાં પગ મૂક્યાનો લેખાશે.'

આમ છતાં, ક્રુશ્ચોવ એની રીતે એની ધૂનમાં, આગળ વધી રહ્યો હતો.

કુશ્ચોવના વારસદારો કુ ચેવની હદે તૈયાર ન હોતા
ઉગ્ર નઘર્ષ થઇ ગયા પછી ચીનને ભની
ફરી હામ બેસી શકે એમ ન હતા—બેસવા
તો ય ચીન એમને છોડે એમ ન હતુ
તેવે ચીનનો આરો મારી આ યા પછી જે
છૂટાછેડા દેખાડી હશે એ પછી, ચીનના
જ જરાય ઠંડો પડયો ન હતો

એટલે કુશ્ચોવના પથે કોસિજીનને આગળ
વિના છૂટકો ન હતો તેમા વળી ગય મહિને
વિએટનામ ઉપર અમેરિકી બોમ્બવર્ષા શરૂ
એ દિવસોમા જ કોસિજીનની સવારી ઉત્તર
નામમા જ હતી છતા, ઉ વિએટનામને
ી મદદ કરવા ઉપરાંત કશી વધુ—આગમા
ાવી પડવાની—તેની તૈયારી ન હતી એમ
થયુ વળી અમેરિકા હજુ ચાલુ રહ્યો એ
ય તેણે અમેરિકાને ‘આવધ’ થવા અને બોમ્બ
બધ કરી સમાધાનનો પથ પકડવા અનુ
કર્યો પરતુ આથી વિશેષ નહિ

ચીનની નીતિ ખધી હતી આ ઘટનાનો
ગ કરીને કા તો રશિયાને અમેરિકા સામેના
યુદ્ધમા ઉતારવુ અગર તો ‘બાયના’ તરીકે
કરવુ !

—આ હેતુથી, તેણે અમેરિકા સાથેના સમા
પૂર્વ શર્ત એવી જાહેર કરી કે અમેરિકા
ા શસ્ત્ર સરજામ અને ‘સલાહકારો’ સાથે
એશિયા છોડી ઘરભેગુ થવુ જોઈએ (અને
ઉત્તર વિએટનામની ગુપ્ત પ્રવૃત્તિ વિષે અને
પોતાની પડદા પછાની લીલા અગે
કે નેમ ચીન ન કરે એ સ્વાભાવિક છે)

—ઉપરાત, ચીને સામ્યવાદી પ્રતિનિધિઓની
—મેદ્દમા ભાગ લેવાની પૂર્વ શર્ત એ રજૂ
વિએટનામ મનયેશિના અને ભારતમાની
નીતિને રશિયા ટેકો આપવાનુ સ્વીકારે

તરમા તેણે શસ્ત્રો રવાના કર્યા છ અને ‘સ્વય
મોકલવાનુ ગોઠવ્યુ છે (૧૦–૪–૬૫)

—ચીનની નફટાઈનો કોઈ પાર નથી એણે
આગળ વધીને એવી ય દરખાસ્ત મૂકી છે કે
પરિષદમા દરેક કમ્યુનિસ્ટ પક્ષને તેની સભ્ય પખ્યાના
પ્રમાણમા પ્રતિનિધિત્વ મળવુ જોઈએ ! ટૂંકમા,
ચીન અને ઇન્ડોનેશિયા (કદાચ ચીન એકલુ જ)
બીજી બધી શાખાઓ કરતા ઘણુ વધારે પ્રતિનિધિ
ત્વ મેળવી સૌને મૂગા કરી દઇ શકે !

*

વાત સ્પષ્ટ હતી કે કુ ચેવના વારસદારો આટલી
હદે જઇને ચીનને રીઝવવા તૈયાર ન હતા અને
મોસ્કો પરિષદ ૪ થી માર્ચથી શરૂ પણ થઈ

જો કે, એમા ૨૬ ને બદલે ગણિયા સહિત ૧૯
પક્ષના પ્રતિનિધિઓ જ હાજર હતા (ભારતના ડાબે
સહિત) રૂમાનિયા, ઇન્ડોનેશિયા, જપાન ઉ વિએટ
નામ, ઉ કોરીઆ ગેરહાજર રહ્યા આ પરિષદ
રશિયા ચીન વચ્ચેના સઘર્ષની ખાસ ચર્ચા વિચારણા
નહિ કરે એવી ય બાહેધારી રશિયાએ આપી હતી !
ચીનનુ દબાણ કેટલી હદે મોસ્કોના માધાતાઓ
ઉપર કામ કરી રહ્યુ છે એનો જ આ પડઘો છે
વળી પરિષદ તરફથી પ્રગટ થયેલ ‘કોમ્યુનિક’મા
પણ ‘ચીન–રશિયા વચ્ચે ગભીર અને ઊંડી તડ’
પડી હોવાથી વધુ કશો જ ઉલ્લેખ નથી અને
હવે પછી ૮૧ સામ્યવાદી પક્ષોની મહાપરિષદ
ભરવાની બાબતમા પણ કશો જ ચોક્કસ નિર્ણય
કર્યો નથી—કેવળ ઇચ્છા પ્રગટ કરીને મૌન સેવ્યુ
છે વધુમા, એકતાની વાતનુ પુનરુચ્ચારણ કરીને
મૂળભૂત હેતુને છાવરી દેવામા ઔચિત્ય માન્યુ છે

● એ વાત સ્પષ્ટ છે કે રશિયા ગમે તેટલી ઇચ્છા
કરે તો ય બીજા સામ્યવાદી રાષ્ટ્રો અને પક્ષો માથી
બહુ જ થોડા એવા છે કે જેઓ રશિયા સામે
ચીનનુ કે ચીન સામે રશિયાનુ પ્રભુત્વ સ્થાપિત
થાય એવુ હાર્દે કરીને ઇચ્છે

—સૌને મેઉ મહામત્તાથી સ્વતત્ર રીતે પોતાનો
રાષ્ટ્રીય વિકાસ સધાય રાષ્ટ્રીય સ્વાતત્ર્ય જળવાય
અને એકના સધાન એ પ્રકારની આતરરાષ્ટ્રીયતા
જોઈએ છે [૨૩–૩–૬૫

## સોવિયેત રશિયાની

## કારકીર્દીમાં પ્રથમવાર !

સોવિયેત રાજ્યસત્તાની ૪૭ વર્ષની કારકિર્દી દરમ્યાન કદીય નહિ બનેલી ઘટના તા. ૪ થી માર્ચને દિવસે બની !

સામ્યવાદી સરકારની પાટનગરી મોસ્કોમાં સામ્યવાદી સરકારના એક હજાર જેટલા સશસ્ત્ર મંત્રીઓ અને ઘોડેસવારો સામે વિદેશી સામ્યવાદી વિદ્યાર્થીઓએ મોરચો સજ્યો: લાકી પત્થર, ટાય, લોખંડ અને બરફ જેવાં જીવલેણ સાધનો સાથે હલ્લો કરી, સશસ્ત્ર પોલિસ અને સૈનિકોને હંફાવ્યા: અનેક સૈનિકો તથા ઘોડાઓને ઘાયલ કર્યા. એક સૈનિકની આંખ ફોડી નાખી!

આ વિદેશી વિદ્યાર્થીઓ મુખ્યતઃ હતા ચીની, ઉત્તર વિએટનામી તથા આફ્રિકી-મોસ્કો વિદ્યાપીઠમાં અભ્યાસ અર્થે આવેલ !

ચીનની ચડવણીના એ ભોગ બન્યા હતા... નિમિત્ત અમેરિકા બન્યું હતુ : અમેરિકાએ ઉત્તરવિએટનામ ઉપર શરૂ કરેલી વિમાની બોમ્બવર્ષા સામે પડકાર કરવા આ વિદ્યાર્થીઓ મોસ્કોના અમેરિકી દૂતાવાસ પર ચઢાઈ કરી ગયા હતા... દૂતાવાસની માલમિલ્કતને પારાવાર નુકશાન પહોંચાડયુ હતું......

વિદ્યાર્થીઓનાં આ તોફાની હલ્લાને ખાળવા સોવિયેતની પોલિસે જેવાં પગલાં લીધાં કે તરત આખો મોરચો ફેરવાઈ ગયો ! રશિયા સામેનો અંદરનો ખરેખરો રોષ વિકરાળ બનીને વિફર્યો.

રોષ અનેક કારણોસર હતો: રશિયા અને ચીન વચ્ચેના વિદ્વેષનો જ એ એક હિસ્સો હતો...

તાજેતરમાં અમેરિકાએ ઉત્તર વિએટનામ પર વિમાની હલ્લો કર્યા પછી રશિયાએ, ચીનના પારાવાર દબાણ છતાં, આગમાં કૂદી પડવાનું આંધળિયું ન કર્યું એનો એ રોષ હતો !

એક બાજુ મોસ્કોમાં વિશ્વ-સામ્યવાદી પક્ષોની પરિષદ ચાલુ થઈ એ જ સમયે યોજવામાં આવેલું આ નિદર્શન એની પાછળનો લાંબો રાજદ્વારી હેતુ પણ સૂચવે છે. બ્રિટિશ યુનાઈટેડ પ્રેસના ૩૦ વર્ષના અતિનિધિ હેન્રી શાપીરોએ આ બનાવ જોઈ લખ્યુ કે "મોસ્કોની શેરીઓમાં મેં કદીય આવું હિંસક તોફાન જોયું ન હતું."

# કેરળ:

## ગંધાતા તબેલા સાફ કરવાની તાકીદ!

કેરળની ચૂંટણીના પરિણામોએ સૌની વાર ણીઓ અને ગણત્રીઓ જુઠી પાડી છે કેરળમા કોઈ પક્ષ ચોખ્ખી બહુમતિમા નહિ આવે એ એક સિવાયના બધા જ વરતારા ખોટા પડયા છે

કોંગ્રેસ સરકારે જેમને પેકિંગપંથી દેશદ્રોહીઓ તરીકે જાહેર કરીને હજારોની સંખ્યામા સલામતી ધારા હેઠળ બંદીખાને પૂરી દીધા છે, ખુદ કેરળમાંય જે જૂથના મોટા ભાગના નેતાઓને ઝડપી લેવામા આવ્યા છે એવા, દેશભરમા 'બદનામ' થયેલા અને કેરળમા સારા પ્રમાણમા ખંડિત થયેલા ડાબેરી સામ્યવાદીઓને ઝળકતો વિજય મળ્યો છે કોંગ્રેસ કરતાંય વધુ બેઠકો એણે હાથ કરી છે, સૌથી મોટા સબળ પક્ષ તરીકે તે આગળ આવ્યો છે આ હકીકત લોકશાહીના હિતચિંતકોને ચિંતાતુર કરી મૂકે એવી છે બલ્કે લોકશાહીમા વિશ્વાસ ધરાવનારા સૌ પક્ષોને પોતપોતાના ગંધાતા તબેલા સાફ કરવાની આ તાકિદ છે!

કેરળમા મૂળથી સામ્યવાદીઓનું જોર રહ્યુ છે આ વખતે કેરળમા કોંગ્રેસ માટે એક બીજું બળ પણ ઊભુ થયુ હતુ એ હતુ કોંગ્રેસમાંથી જ નીકળી ગયેલા વિદ્રોહીઓનુ જૂથ

### કામરાજની ગણત્રીઓ

ચૂંટણીનો ચાર્જ ખુદ કામરાજે પોતે લઈ લીધો હતો એમણે એમની બધી હોશિયારીથી સંયોજન કર્યું હતુ એમની માન્યતા એવી હતી કે, વિદ્રોહી કોંગ્રેસીઓ ખાસ જોખમરૂપ બની શકવાના નથી વળી, એમને જીતી લેવાનુ ય અઘરુ હતુ માજી મુખ્યપ્રધાન શંકરનને કાઢવા માટે જવાબદાર બનેલા વિદ્રોહીઓ પોતે જ શંકરનને પાછા લાવવા તૈયાર ન હતા અને કામરાજ આ બાબતમા નમતુ જોખવા તૈયાર ન હતા કેમકે સામ્યવાદીઓના ગઢ સમી પછાત ગણાતી 'એઝાવા' કોમમા ફાચર મારવા માટે એ જ કોમના શંકરનને ચૂંટણીમા આગળ ધરવાનુ જરૂરી હતુ બલ્કે કોંગ્રેસી વિદ્રોહીઓ સામે તેઓ (કામરાજ) જેટલી મક્કમતા દાખવે એટલો એઝાવાઓનો વિશ્વાસ સંપાદન કરી શકશે, એવી ય એમની ગણત્રી ખરી વળી, સામ્યવાદીઓમા જ ડાબા જમણા વચ્ચે ભંગાણ પડયુ હોઈ એમા એઝાવા મતદારો સારા પ્રમાણમા વહેંચાઈ જવાના!

સમાજવાદીઓ વિષે કદાચ એમને બહુ ચિંતા કરવા જેવુ નહિ લાગ્યુ હોય એમના પડકારનો કોઈ ભય ક્યારેય ઊભો થયો ન હતો અને હજી થોડા જ અઠવાડિયા પહેલા વારાણસીમા એમનુ ઉઠમણુ થયુ હતુ

કેરળના બીજા બળોમા મુખ્ય ગણાય તે નાયરો, કેથોલિકો અને મુસ્લિમો આ બધા સાથે કોંગ્રેસનો વરસો થયા ઘરોબાનો સંબંધ હતો પણ આ વખતે નાયરનેતા મન્નથ પદ્મનાભનનો સાથ મળવાની શક્યતા ન હતી અગાઉ ૧૯૫૮મા સામ્યવાદી સરકારને ઉથલાવી પાડવાના 'મુક્તિ આંદોલન'મા એમનો હિસ્સો ઘણો જ મહત્વનો રહ્યો હતો તો છેવટે છેવટે શંકરનની કોંગ્રેસ-સરકારને પદભ્રષ્ટ કરવામા કોંગ્રેસી વિદ્રોહીઓને

મન્નથનો જબરો ટેકો મળી ગયો હતો. કોંગ્રેસ નાયર કોમનો સાથ ગુમાવી રહી હતી.

લીગ ને કૅથોલિક ભયરૂપ બની શકે એમ ન હતા. તેમાંય વળી લીગમાં પણ સારી એવી તરાડ તાજેતરમાં પડી હતી. ૧૦૦૦ જેટલા નીકળી જનારાઓએ નવી લીગનું પાટિયું પણ ચડાવી દીધું હતું.

આવી સ્થિતિમાં કામરાજે કોંગ્રેસના શુદ્ધ વ્યવહારનું સૂત્ર ઉચ્ચાર્યું કે, તેઓ કોઈ પણ જૂથ કે પક્ષ સાથે છેડો ગાંઠ્યા વિના 'એકલા ચલો'નો આગ્રહ રાખશે. એક બાજુ, પરિસ્થિતિનું જ આ દબાણ હતું. બીજી બાજુ, બીજાં બધાંઓમાં (સામ્યવાદી પક્ષ, સમાજવાદીઓ અને લીગ સુદ્ધાંમાં) ભંગાણ પડ્યાનો લાભ એક વાર મળી ગયો, 'એકલા ચલો'નો દાવ ફળી ગયો, તો કોંગ્રેસની વરસો જૂની મેલી માથાવટી ધોઈ નાખી નવેસરથી એના દેદાર ઊજળા કરવાનો કામરાજનો ઇરાદો ય ખરો.

વળી, સૌ નિરીક્ષકો અગાઉથી એક વાત કહેતા રહ્યા હતા કે દરેક પક્ષનું ભંગાણ અને દરેકની ભંગાર દશા જોઈ રહેલી કેરળની પ્રજાનો ઉત્સાહ આ વખતે ઉભરાવાનો નથી. (આ વાત પણ ખોટી ઠરી છે!) કદાચ કામરાજ પ્રજાના આવા નિરુત્સાહનો લાભ કોંગ્રેસને (સાધનસંપન્ન પક્ષને) વધુ મળશે એમેય વિચારતા હશે.

### પેકિંગ-પંથીઓનો ઝળહળતો વિજય

ચૂંટણીનાં પરિણામોએ પ્રજાની 'નાડ' જાણવાનો દાવો કરનારા નેતાઓ અને નિષ્ણાતોને જબરી થાપ આપી છે. સત્તાવાર કોંગ્રેસને ચોખ્ખી બહુમતી તો ન જ મળી, ૧૩૩માંથી માત્ર ૩૬ બેઠકો મળી; ત્યારે વિદ્રોહી કોંગ્રેસીઓ ૫૪માંથી ૨૩ ચૂંટાયા છે! કોંગ્રેસના મોઢા પર એ જેવી તેવી થપ્પડ નથી. એજ રીતે સામ્યવાદીઓમાં પેકિંગપંથીઓએ ૭૩માંથી ૪૦ બેઠકો સર કરીને કોંગ્રેસ અને જમણેરી સામ્યવાદીઓ બંનેને બરાબરની લપડાક મારી છે. તેમાં ય દેશદ્રોહી ગણાઇને જેલમાં પડેલા ૨૮ ડાબેરી ચૂંટાઈ આવ્યા છે, અને ડાબેરી અનિરૂદ્ધને જેલમાં બેઠાં બેઠાં માજી પંતપ્રધાન શંકરનને શિકસ્ત આપીને "પ્રતિષ્ઠાની બેઠક" સર કરી કોંગ્રેસનું નાક કાપ્યું છે.

આ પડકાર જેવો તેવો નથી.

બીજી બાજુ, સમાજવાદીઓમાં પણ ઉદ્દામો (એસ. એસ. પી.) ૨૯માંથી ૧૩ ચૂંટાઈને આવ્યા છે. અને મવાળ પ્રજા-સમાજવાદીઓના આઠે આઠ ઉમેદવારો માર ખાઈ ગયા છે!

પરિણામની દૃષ્ટિએ પરિસ્થિતિ તો એવી છે કે, ડાબેરી સામ્યવાદીઓ પોતાના (૪૦) એસ. એસ. પી. (૧૩) અને લીગ (૬) તથા વ્યક્તિગત બેઠકો જીતેલામાંના તેમના હમદર્દો (૫)ના સહકારમાં સરકાર રચી શકે એવી સ્થિતિમાં છે. નામ્બુદ્રીપાદે વિજય પામેલા જેલવાસીઓને છોડી દેવા માટે આંદોલન શરૂ પણ કરી દીધું છે.

### નંદાજીની ગણત્રીઓ

અલબત્ત, નંદાજીએ જાહેર કરી દીધું છે કે ગમે તેટલી બુમરાણ થાય તો ય તેઓ ડાબેરી સામ્યવાદીઓને મુક્ત કરનાર નથી. નંદાજીનો આ નિર્ણય કાનૂની રીતે સાચો જ છે. કેમકે જે કારણોસર તેમને જેલમાં બંધ કરવામાં આવ્યા છે તે 'કારણો' કંઇ આ ચૂંટણીના પરિણામોથી અદૃશ્ય થતાં નથી; અને ફેરવિચારણા કરવી પડે એવો કોઈ પશ્ચાત્તાપ પેકિંગપંથીઓએ કર્યો નથી. દેશની રાજકીય પરિસ્થિતિમાં ઊલટો બગાડો થતો રહ્યો છે. પાકિસ્તાન અને ચીનની હિલચાલ વધુ ભયજનક બની રહી છે.

આ જોતાં પેકિંગપંથીઓ માટે સરકાર રચવાનો મોકો હાથથી છટકી ગયો છે. કદાચ નંદાજીએ અગાઉથી જ એક કાંકરે બે પક્ષી મારવાનો ઇરાદો સેવ્યો હશે! એક તો એ કે દેશના બીજા બધા પ્રદેશોમાં અને કેરળમાં પણ મોટા ભાગના ડાબેરી નેતાઓને જેલમાં પૂરી દીધા છતાં નામ્બુદ્રીપાદ જેવા અગ્રણીને બહાર રાખીને

તેમણે એવી છાપ ઊભી કરવા કોશીશ કરી જણાય છે કે કેરળમાં કોંગ્રેસ હારી જાય એવા ભયે ગિરફ્તારીઓ કરવામાં આવી છે એવો આક્ષેપ દૂર થાય; અને બીજું એ કે કદાચ ડાબેરીઓ જીતે તોય સરકાર રચી નહિ શકે! (પરંતુ કદાચ ત્યારે નંદાજીએ પણ આવા પરિણામની આશા તો નહિ જ રાખી હોય).

–નંદાજીની ગણત્રી ગમે તે હો, એમણે થાપ ખાધી છે એ સ્પષ્ટ છે.

–કાનની બંધારણીય સ્થિતિ ગમે તે હો, પરંતુ કેરળની પ્રજાના વિશાળ હિસ્સાએ કેરળના નામ્બુદ્રીપાદ અને તેમના સાથીઓને 'દેશદ્રોહીઓ' તરીકે સ્વીકારી લેવા ઈન્કાર કર્યો છે.

–કાનૂની પરિસ્થિતિ ગમે તે હો, પરંતુ નંદાજીએ પાર્લામેન્ટમા રજૂ કરેલો 'વ્હાઈટ પેપર'નો સાર ખુદ બિનસામ્યવાદી પાર્લામેન્ટના સભ્યોને પણ સંતોષ આપી શક્યો નથી.

–કાનૂની પરિસ્થિતિ ગમે તે હો, પરંતુ 'વિજેતા વીરો'ને મુક્ત કરવાની નામ્બુદ્રીપાદની જેહાદનો પડઘો બીજા બિનસામ્યવાદીઓએ પણ ઝીલ્યો છે. પાર્લામેન્ટના અનેક પીઢ કોંગ્રેસી સભ્યોએ પણ ખુલ્લી રીતે એ માગણીનું સમર્થન કર્યું છે!

## અંતે વળી ગવર્નર-રાજ!

અંતે, ચૂંટણીનું પરિણામ ગમે તે હો, આજની પરિસ્થિતિમા કોઈ પણ જૂથ યા જૂથોની સરકાર રચાવાના ચિહ્ન નહિ જેવા છે, એટલે વળી ગવર્નર રાજ ચાલુ રહેશે.

બીજા કોઈ સરકાર રચે અને કોંગ્રેસનું વધુ ગૌરવ-ખંડન થાય એવો ભય ટળતાં કદાચ કોંગ્રેસને આથી નિરાંત પણ લાગતી હશે. વળી અસ્થિર સરકારોની આજ સુધીની રસમોથી થાકીને પ્રજા પણ એના કરતાં ગવર્નર રાજ્ય (૧૯૫૬, ૧૯૫૯ અને ૧૯૬૪ એમ ત્રણ વારના અનુભવ પછી) વધુ પસંદ કરતી હોય એ પણ બનવા જોગ છે.

પરંતુ, આ કાંઈ લોકશાહી ગૌરવ નથી. લાંછન નહિ તો કમજોરી તો છે જ.

## કોંગ્રેસની નાલેશી

આને માટે કોંગ્રેસ ઓછી જવાબદાર નથી. આરંભથી જ એણે નાયર, ખ્રિસ્તી, એઝાવા અને મુસ્લિમ— એવા કોમવાદી જૂથોનો ઉપયોગ કરીને જે ઇતિહાસ રચ્યો છે, સત્તામાં ટકી રહેવા માટે એણે જે તકવાદી વલખાં માર્યાં છે એ ઓછા નાલેશીભર્યા નથી:

(૧) ૧૯૫૧ માં કોંગ્રેસે સરકારની લગામ હાથમાં લીધી ત્યારે ૧૦૯ બેઠકમાંથી તેને માત્ર ૪૪ જ મળી હતી એટલે જેણે એ ચૂંટણીમાં એનો વિરોધ કર્યો હતો એ તામિલનાડ કોંગ્રેસ સાથે તેણે હાથ મિલાવ્યા.

–પરંતુ એમ છતાં બે વરસમાં એ ઊથલી પડી.

(૨) ૧૯૫૪ની બીજી વારની ચૂંટણીમાં ૧૧૮ કુલ બેઠકોમાથી માત્ર ૪૫ કોંગ્રેસને ભાગે આવી હતી. એ વખતે સામ્યવાદી પક્ષ, આર. એસ. પી. અને પી. એમ. પી. એ સંયુક્ત વિરોધમોરચો રચેલો. અને એ મોરચો ૫૯ બેઠકો જીતી ગયેલો. ત્યારે ઉદ્દામો માટે સરકાર રચવાની પૂરેપૂરી તક આવી ઊભી હતી. પરંતુ, સામ્યવાદીઓ અને પી. એસ. પી વચ્ચે પ્રધાનપદો વહેંચી લેવા બાબત ઝગડો પડચો!

કોંગ્રેસે આ તકનો કેવો લાભ લીધો? એણે માત્ર ૧૯ સભ્યો ધરાવનાર પી. એસ. પી. ને સરકાર રચવામા ટેકો આપ્યો! પી. એસ. પી નેતા પટ્ટમ થાનુ પિલ્લાઈ પ્રધાન બન્યા.

(૩) ૧૯૫૫ ના અંતમા કોંગ્રેસની ચાલ બદલાઈ. પી એસ પી. ના જ કેટલાક સભ્યોને ફોડ્યા અને તામિલનાડ કોંગ્રેસના સભ્યોનો સાથ લેઈ સરકાર રચી

પરંતુ, એવા જ કાવાદાવા સામેથી થયા અને ૧૯૫૬ ના માર્ચમા આ સરકારનું પણ પતન થયું.

(૪) ૧૯૫૬મા નવી ચૂંટણીમાં સામ્યવાદી પક્ષ નામ્બુદ્રીપાદની નેતાગીરી નીચે, પહેલી વાર ચોખ્ખી બહુમતી સાથે વિજયી બન્યો. પહેલી વાર લોકશાહી બંધારણની મર્યાદાઓ સ્વીકારીને

સામ્યવાદી પક્ષે સરકાર રચી.

● પરંતુ, સામ્યવાદીઓ માટે તો એ ગાજરની પીપૂડી જ હતી. એનો ઉપયોગ, અંતે તો, ખાઇ નાખીને જ કરવાનો હતો! લોકશાહીનાં સાધનોનો ઉપયોગ સરમુખત્યારી સ્થાપવા સારુ જ કરવાનો હતો!

એ વરસના એમના કારભાર દરમ્યાન અસંતોષ વ્યાપ્યો ય ખરો. પણ કૉંગ્રેસ લોકશાહી બળોને આગળ લાવવામાં નિષ્ફળ નીવડી અને કોમી બળો આગળ આવ્યાં; ગવર્નર રાજ્ય હૅાકાયું; અને પ્રજાના મનમાં જે રીતે સામ્યવાદી સરકારને પછાડવામાં આવી તે વિષે વસવસો રહી ગયો.

(૫) ૧૯૬૦ની ચૂંટણી પછી કૉંગ્રેસ પાછી સત્તામાં આવી. તેની ચોખ્ખી બહુમતી હતી (૧૨૪માં ૬૩ બેઠકો). સામ્યવાદીઓને માત્ર ૨૯ બેઠકો મળી હતી. જો કે મતગણત્રીની દૃષ્ટિએ કૉંગ્રેસને ૩૪ ટકા અને સામ્યવાદીઓને ૩૯ ટકા મત મળ્યા હતા.'

પંતપ્રધાન શંકરન અને કૉંગ્રેસી નેતા ચાકો વચ્ચેની ચકમકે આંતરિક બળવો ચેટાવ્યો. ૧૫ કૉંગ્રેસી બંડખોરોએ પક્ષમાંથી ખસી જઇને કૉંગ્રેસ સરકારને ગબડાવી પાડી.

### લોકશાહી પક્ષોની નાલેશી

આ આખી તવારિખ કૉંગ્રેસ અને લોકશાહી વિરોધ પક્ષો બંને માટે ઓછી નાલેશીભરી નથી. લોકશાહીનો ધોરી માર્ગ છોડી દઇને, સરળ ટૂંકો કોમવાદી પંથ, તકવાદી જોડાણો, કેરળના રાજકીય જીવનમાં એક વિશિષ્ટ 'પેટર્ન' બની ગયાં.

અને કોમવાદ તથા તકવાદમાં ગમે તે પક્ષને હંફાવી શકે એવા સામ્યવાદી પક્ષ માટે આ વરસો લાભનાં બન્યાં. ગરીબ દલિત એઝાવાઓનો ઉપયોગ કરતાં એને વાર ન લાગી અને શિક્ષકો તથા મધ્યમ વર્ગમાં પણ એણે હમદર્દી મેળવી.

### નાંબુદ્રીની કારકીર્દી

સામ્યવાદીઓનો આ યશ મુખ્યતઃ નામ્બુદ્રીપાદને ભાગે જાય છે. નામ્બુદ્રીપાદની કારકીર્દી કેરળ માટે નોંધપાત્ર રહી છે: ૧૯૩૪ થી ૧૯૩૯ દરમ્યાન કૉંગ્રેસની પ્રાંતિક સમિતિના મંત્રી તરીકે કામગીરી બજાવી હતી; અને મદ્રાસ લેજીસ્લેટિવ એસેમ્બ્લીમાં કૉંગ્રેસ ટીકીટ પર જીત મેળવી હતી. કૉંગ્રેસ સોશિયાલિસ્ટ પાર્ટીમાં પોતાના કૉંગ્રેસી સાથીઓને તેઓ પોતાની પાછળ ખેંચી શક્યા હતા અને ૧૯૪૦માં તેઓ લગભગ આખા અકબંધ જૂથને કમ્યુનિસ્ટ પાર્ટીમાં, બાદ, તાજેતરમાં પોતાની સાથે ડાબેરી જૂથમાં ઘસડી જઇ શક્યા છે.

આવી એકધારી સફળ કામેલિયત ધરાવનાર આ સામ્યવાદી નેતાની ખૂબી જ એ છે કે હમેશાં તેમણે 'મધ્યમ માર્ગ'નું મહોરું ધારણ કરીને પક્ષમાંની ઉદ્દામ પાંખને પીઠ બળ આપ્યું છે.

૧૯૫૬માં તેઓ ચીની કમ્યુનિસ્ટ પક્ષના ૯મા અધિવેશન વખતે ચીન ગયા એ પછી એમનું ચીન માટેનું આકર્ષણ, ભારત પરના ચીની આક્રમણ પછી ય, ઘટયું નથી.

આમ, નામ્બુદ્રીપાદ કોઈ પણ બીજા સામ્યવાદી નેતા કરતાં ઓછા કટ્ટર નથી, છતાં કેરળની પ્રજાના વિશાળ સમૂહ એમને હજી આજેય પાંચમી કતારીઆ દેશદ્રોહી તરીકે હડધૂતવા તૈયાર નથી એ હકીકત છે.



કેરળની પ્રજા ભારતમાં સૌથી વધુ શિક્ષિત છે. એટલે કોઇ અજ્ઞાત પ્રજાને ઊંધા પાટા બંધાવી ગયાની વાત વાગોળીને આપણે કશું નહિ ખાટી શકીએ કેરળની પ્રજાને દેશદ્રોહી કહીને આપણે આપણી માટીપગી લોકશાહીની એબ નહિ છુપાવી શકીએ.

કેરળની છેલ્લી ચૂંટણીએ કોને કેટલી બેઠકો દ્વારા વિજય અપાવ્યો એના કરતાં ઘણી ગંભીર અને દૂરગામી અસર પહોંચાડે એવી હકીકત એ છે કે નામ્બુદ્રીપાદની પકડ તૂટી નથી. ભારે પ્રતિકૂળ પરિસ્થિતિમાં ય કદાચ આ વખતનાં પરિણામો પછી એમની 'હીરો-વરશીપ' વધશે.

લોકશાહીમાં નિષ્ઠા ધરાવનારા સૌ કોઈ માટે આ હકીકત ગંભીર પડકાર રૂપ છે, લાલબત્તી રૂપ છે.

# પ્રે. ઐયુબનો નવો અવતાર!

પ્રે ઐયુબનો કાફલો પેકિંગથી પાછો ફર્યો છે અને હવે થોડા દિવસમા જ ચીનના વિદેશ પ્રધાન ચેન યીની સવારી પાકિસ્તાન આવી પહોચવાની છે*

આ સમાચારો દેખાય છે એટલા સાદા સીધા નથી, કેમકે ચીન કે પાકિસ્તાનના સુત્રધારોના પેતરા બહારથી દેખાય એવા કદી હોતા નથી આજ પૂર્વે પ્રે ઐયુબની મુખ્ય રાજદ્વારી રમત ભારત પૂરતી હતી; હવે એણે આખા એશિયામા કુશળ–સાહોશ બહાદુર રાજદ્વારી નેતા તરીકે પંકાવાની નેમથી ઊંડા પાણીમા ઝંપલાવ્યુ છે પેકિંગના આ પ્રથમ પ્રવાસ પછી તો, કેમ જાણે, એનો આખો અવતાર બદલાઈ ચૂક્યો છે!

—પાકિસ્તાનનો પહેલો અવતાર અમેરિકા અને બ્રિટનના આશ્રિતનો હતો! એ બંનેને જોરે, એ 'સેન્ટો' અને 'સીઆટો'નુ સભ્યપદ ધરાવી, એનો શક્ય બધો લાભ લેતુ હતુ અને બદલામા તે અમેરિકા–બ્રિટનના પ્યાદા તરીકે એમની ચાલ ચાલતું રહ્યું હતુ

—પાકિસ્તાનનો બીજો અવતાર બે વરસ પહેલા જોવા મળ્યો. ભારત પર ચીને આક્રમણ કર્યું એ પછી, અયુબે પેકિંગ સાથે "સરહદો" અંગે ખાનગી કરારો કર્યાં—જેમા એણે ભારતની દબાવેલી ભૂમિ ચીનને ભેટ ધરી દેવાની ઉદારતા દાખવી! × × × અમેરિકા સાથે કજીયો કરીને ય એણે ચીન સાથેની મૈત્રી વધારી.

પાકની આ ચાલ પાછળ અમેરિકાને વધુ દબાવીને ભારત વિરુધ્ધ વધુ લાભ ખાટવાની એની ગણત્રી હોવાનું સૌએ માન્યુ હતુ એના પેકિંગ સાથેના 'પ્રેમાચાર' 'ફ્લર્ટેશન્સ'ને વધુ મહત્વ આપવામાં આવ્યુ ન હતુ.

—પાકિસ્તાનનો ત્રીજો અવતાર, ચીની અણુ-બોમ્બ પછી અને ઐયુબ–ભૂત્તોના તાજેતરના પેકિંગ-પ્રવાસ પછી, સ્પષ્ટ થઈ રહ્યો છે 'કામચલાઉ પ્રેમ-આચાર ને બદલે ખરેખરી 'ગાઠ' બંધાવાનો ભાસ થઈ રહ્યો છે!

તાજેતરની ઘટનાઓ અને પેકિંગથી પ્રગટ કરવામા આવેલા બેઉ પ્રેસિડન્ટોના અને બેઉ વિદેશ પ્રધાનોના નિવેદનો, બીજુ કાંઈ નહિ તો, લાબા ગાળાની યોજનાનો ખ્યાલ તો કરાવે જ છે:

બંનેની આંતરરાષ્ટ્રીય નીતિ વચ્ચે ઘણું સામ્ય હોવાનુ જણાય છે

—પાકિસ્તાને ભારતને 'એક મોટા સંકુચિત રાષ્ટ્રવાદી' અને 'પડોશી–દ્રોહી દેશ' તરીકે ભાંડયો છે (હજી તાજેતરમા જ તેણે ભારતની કચ્છ–સિંધ સરહદે નવી ઘૂસણખોરી કરી છે!)

—કમ્યુનિસ્ટ ભાષા અને સૂત્રોમા 'શાહીવાદીઓ' સામે ખબરદારી ઉચ્ચારવામા આવી છે.

—આવતા જૂનમા આફ્રિકી એશિયાઈ દેશોની પરિષદ થવાની છે તેમા રશિયા અને મલયેશિયાને પ્રવેશ આપવાની માગણી સામે લડી લેવાનું નિરધાર્યું છે ઉપરાત પરિષદની કારવાઈ દરમ્યાન પાક પેકિંગની પડખે ઊભુ રહેશે એવુ ય વરતાય છે.

—ચીનને યુનોમા પ્રવેશ આપવા અંગે બંનેએ ભેગો અવાજ ઉઠાવ્યો છે (જો કે, ચીને જ એવી ઈચ્છા છોડી દીધી છે, અને ઈન્ડોનેશિયાની સાથે થઈ નવા યુનોની સ્થાપનાનું તે વિચારે છે—એવા સમાચારો પછી ય તેણે આવી માગ કરાવવાનુ ચાલુ રાખ્યુ છે!)

* આ પછી તો પ્રે અયુબ મોસ્કોની મુલાકાતે જઈ આવ્યા છે. ત્યા તેમની પેકિંગ-પરસ્તી ખાસ ફળી નથી, એવું જણાય છે.

[તા. ૨૦-૪-'૬૫]

—ચીન સહિતની અણુસત્તાઓએ ભેગા મળીને નિઃશસ્ત્રીકરણનો વિચાર કરવાની સૂચના કરી છે.

—હિંદી મહાસાગરમાં અને અગ્નિ એશિયામાં ન્યુક્લીઅર શસ્ત્રો દાખલ કરવા સામે અમેરિકાને ચેતવણી આપી છે. (જો કે હજી થોડાજ વખત પહેલાં કરાંચીમાં અમેરિકાના છમા કાફલાના એક જૂથનું દબદબાભર્યું સ્વાગત કરવામા આવ્યું હતું. અરે, પાકિસ્તાનના નૌકાદળે એમની સાથે ભળી 'એક્સરસાઇઝ' કરી બતાવી હતી !)

પાકની ધૃષ્ટતાનો કોઇ પાર છે !

પરંતુ પાકનો આ બધો રાજદ્વારી તકવાદ કાંઇ અમસ્તો નથી. ઐયુબે પોતાના પ્રવાસમાં જે મોટો કાફલો સાથે લીધો હતો તેમાં આર્થિક નિષ્ણાતો તો હતા જ; પરંતુ એક ઉદ્યોગપતિ જનાબ ફારૂકને પણ તેમાં સામેલ કરવામાં આવ્યા હતા ! આનો અર્થ એ કે :

પેકિંગ કેવળ 'પબ્લિક સેક્ટર' (રાજ્ય હસ્તનાં ઉદ્યોગો)માં જ નહિ, ખાનગી સ્તર ઉપર મદદ કરવા તૈયાર થશે !

એકંદર ૧૨૦ કરોડ ડૉલરની માગણી પેશ કરી હોવાનું જણાય છે.

આમ, પાકિસ્તાનનો ત્રીજો અવતાર પૂર બહારમાં હવે પ્રગટ થઇ રહ્યો છે !

આ ખરેખર નવો અવતાર હશે કે નવો વેશ હશે ? કે પછી નાગ ફરી ફરી પોતાની કાંચળી બદલ્યા જ કરે છે, એવી રીતના આ કાંચળી પલટો જ હશે ?

—એ તો કેવળ ભવિષ્ય જ કહેશે. પરંતુ બ્રિટનના રાજદ્વારી આંતરપ્રવાહો જોતાં એવી એક ધારણા બંધાઇ રહી છે કે બ્રિટનને મન હવે પાકિસ્તાનનું મહત્ત્વ ઘણું વધી ગયું છે. એશિયામાં પશ્ચિમની કડી બની શકે એવું કોઇક તો અમેરિકા અને બ્રિટનને જોઇએ જ. અગાઉ પં. નહેરુની નેતાગીરી હેઠળ ભારતે ચીન સાથેની કડી તરીકેનું કામ કર્યું હતું; ઉપરાંત કોરીઆ, લાઓસ' ઇ. વિએટનામની ઘટનાઓ વખતે પં. નહેરુએ 'એશિયાઈ નેતા' તરીકે નોંધપાત્ર કામગીરી બજાવી હતી. અલબત્ત, આવી કોઇ કામગીરી પ્રે. ઐયુબ બજાવશે એવી ગણત્રીએ નહિ, પણ દ. વિએટનામમાં ભડકો થયા-થવામાં છે ત્યારે, અને ઇન્ડોનેશિયા-મલેશિયા ગમે ત્યારે આખડી પડે એવો સતત ભય છે ત્યારે, પ્રે. અયુબખાન પોતાની કડી તરીકે કામગીરી બજાવી શકશે, એવી આશા બ્રિટનના ખુદ મજૂર વડા પ્રધાન વિલ્સનને હૈયે પણ જાગી જણાય છે ! એટલે તો, તાજેતરમા, ચીનમાના બ્રિટનના રાજદૂતે એક પત્ર પેકિંગમા પ્રે. અયુબને આપ્યો હતો અને તે પ્રે. અયુબ ઇન્ડોનેશિયા – મલેશિયાના ઝગડાની બાબતમા શી રીતે મદદગાર થઇ શકે એને અંગેનો હોવાનું મનાય છે. × × બ્રિટનનો સ્વાર્થ એશિયામાં પાકી વ્યાપારી કડી ગોઠવવામાં ય રહ્યો છે; અને ચીન સાથેનો પાકિસ્તાનનો વિમાની વ્યવહાર શરૂ થયા પછી તો એના માટેનું આકર્ષણ ખાસ વધ્યું છે—બ્રિટને જ વિમાનો આપેલાં ! સર્વ-સાધારણ રીતે ય છેલ્લા થોડાક મહિનાઓ દરમ્યાન પ્રે. અયુબની પ્રતિષ્ઠા વિદેશોમાં ઘણી વધી રહી છેઃ અયુબ શક્તિશાળી અને દૃઢ નીતિ (!)ના પ્રતીક-રૂપ એશિયાઇ નેતા તરીકે પ્રશંસાવા લાગ્યા છે.

[૧૬-૩-'૬૫

# સરમુખત્યાર

# સ્પેનમાં નવી જાગ્રતિ

બીજા વિશ્વયુધ્ધ પછીના ઝઝાવાતી આંતર-રાષ્ટ્રીય રાજકારણની રંગભૂમિ ઉપર અનેક અજાણ્યા અને અધારિયા ખૂણામા પડેલા દેશો પોતાનો સ્વતંત્ર ભાગ ભજવતા દેખાય છે ત્યારે, બીજા વિશ્વયુધ્ધ પૂર્વેના દાયકા દરમ્યાન ઇતિહાસની નિર્ણાયક રંગભૂમિ સમુ સ્પેન લગભગ વિસ્મરણના પડદા પાછળ ફેંકાઈ ગયુ છે

૧૯૩૧મા ત્યાના સરમુખત્યાર જનરલ પ્રિમો ડિ રિવેરાનુ પતન થતા, કિંગ આલ્ફોન્ઝો ૮માએ પણ ઉચાળા ભર્યા, અને ત્યાના રિપબ્લિકનો તથા સોશિયાલિસ્ટોએ કારભાર હાથમા લીધો, અને પ્રથમ પ્રજાસત્તાકનો જન્મ થયો

૧૯૩૬ (ફેબ્રુઆરી)મા પ્રથમવાર સાર્વત્રિક ચૂટણી થઈ અને ઉદ્દામ પક્ષને વિજય વર્યો, તેના નેતા મેન્યુઅલ આઝાનાએ 'પોપ્યુલર ફ્રન્ટ'ની સરકાર રચી આ સરકાર ન તો કોમ્યુનિસ્ટોની હતી ન તો સોશિયાલિસ્ટોની; પરંતુ યુરોપમા ત્યારે ફાસિસ્ટો (જર્મની અને ઇટલી)ની બોલબાલા હતી. એમની મદદથી સ્પેનના સેનાપતિ ફ્રાન્કોએ બંડ પોકાર્યુ

● ૧૯૩૬ની સાલ જગતની તવારિખમા સુવર્ણ અક્ષરે લખાઈ ગઈ સ્પેનના પ્રજાસત્તાકની રક્ષા અર્થે જગતભરના બુધ્ધિજીવીઓએ હાથમા હથિયાર લઈ સ્પેનની રણભૂમિ પર શહાદતનો ઇતિહાસ રચી આતરરાષ્ટ્રીય બિરાદરીનો અપૂર્વ ઇતિહાસ સર્જ્યો

પરંતુ, ત્રણ વર્ષના આતરવિગ્રહને અંતે ફ્રાન્કો વિજયી બન્યો અને બીજુ વિશ્વયુદ્ધ આવતા આવતા તો ફ્રાન્સ અને બ્રિટને એ ફાસિસ્ટ હત્યારી સત્તાને માન્યતા પણ આપી પણ નફ્ફટ ફ્રાંકોએ તો યુદ્ધ દરમ્યાન ઇટલી અને જર્મનીના પડખે જવાનુ જ પસંદ કર્યુ

યુધ્ધ પછી આખી દુનિયા પલટાવા લાગી પરંતુ ફ્રાંકોની લોખંડી શૃંખલામા પડેલુ સ્પેન એવુ ને એવુ ગુગળાતુ રહ્યુ યુધ્ધોત્તર કાળની નવી એંધાણી રૂપ રાષ્ટ્રસંઘ (યુનો)એ તમામ દેશોને સ્પેનમાથી પોતાનો રાજદૂત પાછો ખેંચી લેવાની ભલામણ પણ કરી; અને તેને યુનોમા દાખલ કરવા માટેની તજવીજોને ૧૯૫૫ સુધી પાછી ઠેલ્યા કરી (છતા અમેરિકાએ ૧૯૫૩થી એની સાથે નવા સંબંધો સ્થાપી દીધા હતા, અને અનેક દેશોના પ્રતિનિધિઓએ રાજદ્વારી સંબંધો ચાલુ જ રાખ્યા હતા!)

*

પરંતુ, વિશ્વની રંગભૂમિ પરથી દૂર રહીને ફ્રાન્કો પોતાની આંતરિક સરમુખત્યારશાહીને બખ્તર સજી લેવામા સફળ થયો છે સ્પેનમા અવારનવાર આંતરિક અસંતોષોના ધૂમાડા ધૂંધવાતા રહ્યા છે, પરંતુ ફ્રાન્કોને દૂર કરવાનુ હજી ત્યાના વિરોધ પક્ષોએ ગજુ દેખાડયુ નથી

–અલબત્ત, જે કાંઈ થોડોક ચમકારો અવાર-નવાર થાય છે તે 'નિર્વાસિત' બંડખોર જૂથના પ્રયાસોને આભારી છે અથવા સ્થાનિક કામદારોના અવારનવાર નિષ્ફળ ઉઠાવો પૂરતો સીમિત રહ્યો છે

આવી જામી બેઠેલી સરમુખત્યારશાહીની સામે તાજેતરમા – ગત ફેબ્રુઆરીથી – એક નવા જ પ્રકારનુ અને વ્યાપક સ્વરૂપનુ બંડ જાગ્યુ છે – આકાર લઈ રહ્યુ છે કેમ જાણે, મધ્યમવર્ગનુ આ નાનુ શુ પગરણુ સરમુખત્યારીના પાયા હચમચાવી રહ્યુ છે

[ વિશ્વમાનવ, માર્ચ-એપ્રિલ '૬૫

જે તણખામાંથી ભડકો થવા પામ્યો છે એ ઘટના સાવ સાધારણ છે.

–ગયા ફેબ્રુઆરીના અંતમાં સ્પેનની પાટનગરી મેડ્રિડની યુનિ ના એક ખ્રિસ્તી પ્રોફેસર આગ્યુ-ઇલિર નવારરો એક વ્યાખ્યાન આપવાના હતા. વિષય હતો 'સ્પેનમાં ખ્રિસ્તી લોકશાહી.' લોકશાહી શબ્દ જ સરમુખત્યાર સાંઢ સામે લાલ ધજાગરા સમો ભડકાવનારો હતો. યુનિવર્સિટીના રેક્ટરે-(ત્યાં રેક્ટરની નિમણૂક સરમુખત્યાર પોતે કરે છે.) પ્રોફેસરના એ વ્યાખ્યાન સામે પ્રતિબંધ મૂક્યો. કારણમાં જણાવ્યુ કે આ વિષય ધર્મ નહિ રાજકારણને લગતો છે

આ હુકમથી ધૂંધવાઈ ઉઠેલા પ્રોફેસરે પોતાનો એક સ્વતંત્ર વિચારક તરીકેનો, જન્મસિદ્ધ અધિકાર જાહેર કરતાં જણાવ્યું કે—

"એક એકેડેમિશિયન તરીકેના મારા સ્વતંત્ર વિચારોને કુંઠિત કરે એવું કોઈ પણ પગલું મારા માટે ધૃણાસ્પદ છે. ધાર્મિક પ્રવૃત્તિનો સંકુચિત અર્થ મને માન્ય નથી. એ તો એક પ્રકારના 'મૌનના મંદિર'ની જ ગરજ સારનાર છે.

(સામ્યવાદી દેશોમાં રોમન કેથોલિક દેવળની દશાનો અશારો કરતો આ ઉલ્લેખ છે.) અને સત્તાધારીઓએ માન્યા કરતાં ઊલટું જ બન્યું. 'મૌન' ને ઠેકાણે વ્યાપક બંડ જાગ્યું ! એક આખા અઠવાડિયાના એકધારા આંદોલનને અંતે—

—૨૭ માર્ચે ૫૦૦૦ વિદ્યાર્થીઓએ નિદર્શન કાઢી શિક્ષણ પ્રધાનની કચેરી તરફ કૂચ આદરી. પોલિસે અધરસ્તે જ તૂટી પડીને આ નિદર્શનને નિષ્ફળ બનાવ્યું.

—૩૦ માર્ચે, લોની વિદ્યાશાખાઓમાં વિદ્યાર્થીઓએ એકઠા થઈ વિરોધ ગજવ્યો. તત્ત્વજ્ઞાન અને નાબીબીની વિદ્યાશાખાઓમાં હડતાલ પડી.

—સરકારે વ્યાખ્યાન કરનાર પ્રોફેસર ઉપરાંત બીજા ચારેક પ્રોફેસરોની અને પચાસેક વિદ્યાર્થીઓની ગિરફતારી કરી. પરંતુ આથી તો, ઊલટો આખા સ્પેનની યુનિવર્સિટીઓમાં ભડકો થયો.

—સ્પેનની અડધો ડઝન યુનિ.ના વિદ્યાર્થીઓએ હડતાલ પાડીઃ મેડ્રિડમાં ૧૫૦૦૦, બિલ્બાઓમાં ૧૨૦૦૦ વિદ્યાર્થીઓએ નિદર્શનો કર્યાં. પોલિસ અને વિદ્યાર્થીઓ વચ્ચે અથડામણો થઈ.

—સરકારે ઘણા મોટા પ્રમાણમાં વિદ્યાર્થીઓ અને પ્રોફેસરોની ધરપકડો કરી. લૉ, સાયન્સ, એંજીનિયરીંગ વગેરે વિદ્યાશાખાઓ પર તાળાં લગાવ્યાં.

વિદ્યાર્થીઓની લડત હજી દબાઈ નથી. એમણે વ્યવસ્થિત રીતે વિદ્યાર્થીઓના મુક્ત સંગઠનની અને અધિકારોની માગણીઓ આગળ કરી છે.

પ્રોફેસરોએ પણ પોતાની આતરિક-સંસ્થાકીય સ્વાધીનતાની રક્ષા માટે કમર કસી છે.

અલબત્ત, સત્તાની દાનત વિદ્યાર્થીઓની પ્રચંડ સંખ્યાને રાજી કરી લઈને, પ્રોફેસરોને અલગ પાડીને, દાવ જીતી લેવાની છે. વધુમાં તેણે આ બધા આંદોલનોની પાછળ 'કમ્યુનિસ્ટ કાવત્રાંખોરોનો હાથ' હોવાની આબોહવા ઊભી કરવા માથાં પછાડયાં છે. પરંતુ, "ભાગલા પાડીને રાજ કરવાની" નીતિ, આ તબક્કે, નિષ્ફળ નિવડી જણાય છે.

આજ પૂર્વે મધ્યમ વર્ગના કુટુંબોએ મોટે ભાગે બધી લડતોથી દૂર રહેવામાં શાણપણ લેખ્યું હતું; આ વખતે તેમણે ફ્રાન્કોની દમનનીતિ સામેના આ મોરચા તરફ ખુલ્લી સહાનુભૂતિ પ્રગટ કરી છે.

● શક્યતા પૂરેપૂરી છે કે પ્રોફેસરોનું આ આંદોલન તેમના મર્યાદિત અધિકારો માટેનું ન રહેતાં, વ્યાપક નાગરિક અધિકારો માટેનું, અને ઔદ્યોગિક કામદારોના ટ્રેડ યુનિઅન હક્કો માટેનું બની જાય અને આટલાં વરસો સુધી એકધારી આપખુદી નભાવી રાખનાર ફ્રાન્કોને ય પાછા પગલા ભરવાની ફરજ પડે !

ત્યાંના કેટલાક બુદ્ધિજીવીઓએ તો આ આંદોલનને કોઈ એક વર્ગ યા સમૂહના અધિકારોનું નહિ, વ્યાપક નૈતિક અને ઉચ્ચ આદર્શોની સિધ્ધિના એક ભાગ રૂપે લેખ્યું છે.

[ તા. ૬–૪–૬૫

# મિતાક્ષરી પરિચય

THE EDUCATION
OF THE WHOLE MAN

Ralph Borsodi

Foreword by

S Radhakrishnan

Published by :

Sardar Vallabhbhai Vidyapith
VALLABH VIDYANAGAR

Publishers :

M C. KOTHARI
Raopura . BARODA

Rs. 20—00

રાલ્ફ બોરસોડી અમેરિકાના એક ઊંચી કક્ષાના મૌલિક વિચારક છે. તેઓ અમેરિકાની મેલ્બોર્ન યુનિ.ના નિવૃત્ત ચાન્સેલર છે, અને નિવૃત્તિ બાદ તેમણે ભારતના સાંસ્કૃતિક વિકાસમાં પોતાના કેટલાક અમૂલ્ય વરસો વિતાવ્યા છે. આ ગ્રંથમા એમનુ સર્વાંગી શિક્ષણના ચિંતનનું સત્વ પ્રગટ થયું છે.

આજે જગતભરની શિક્ષણ પ્રથાઓ માનવીના વિકાસનું ધ્યેય સામે રાખવાનો દાવો કરતી જ હોય છે છતાં, શારીરિક, બૌદ્ધિક અને આત્મિક ધ્યેયુઓ ઉપર દરેકનો ઓછો વત્તો ઝોક રહેતો હોય છે, અને એમાથી વિકસેલી સામાજિક બિમારી આજની એક મોટી ચિંતાજનક સમસ્યા બની ગઇ છે. આ વિચારકે સર્વાંગી સમન્વયી ઉદ્દેશ ઘણે અંશે સાધ્યો જણાય છે આ ગ્રંથના પ્રથમ ખંડમા ભારતવર્ષ માંગેની સમસ્યા અને તેનું સ્વરૂપ રજૂ કરીને લેખકે આજના યુગની કસોટીનો કાર્યક્રમ સુધ્ધા રજૂ કરી દીધો છે તો બીજા ખંડમાં માનવીનું શિક્ષણ અને સમાજનું "પુનર્‌શિક્ષણ"નો વિષય ઘણી વિગતે વિશદ રીતે ચર્ચો છે; તેમા શિક્ષણની સમસ્યા અને તેનું સ્વરૂપ તથા શારીરિક, બૌધ્ધિક અને આત્મિક શિક્ષણના સમન્વયની પરિપાટી પણ દર્શાવી છે એટલુ જ નહિ પણ 'માનવી અને સમાજ'ના મૂળભૂત પાયાના સંઘર્ષની સમસ્યાને પણ નવા પ્રકાશમાં, નવા સ્તર ઉપર લઈ જઈને તેમણે ઉકેલ ચીંધ્યો છે.

આ ગ્રંથમાં શિક્ષણ અને સંસ્કારની અનેક ફૂટ સમસ્યાઓ આલેખાઈ છે; અને એમના સમન્વયી ઉકેલની દિશા જ નહિ, તેનો વ્યવસ્થિત કાર્યક્રમ અને તેના સંગઠનનું સ્વરૂપ પણ ચીંધવામાં આવેલ છે.

આ લેખની અંતિમ શ્રદ્ધા એમના શબ્દોમાં જોઈએ:

"હું ક્રાંતિની શોધમાં છું. હુ માનવ જાતનું માનવીકરણ વાંછું છું. અને એનો એક માત્ર ઉપાય એ છે કે— મારી જીંદગીનાં છેલ્લાં વર્ષોમાં મારી એ પ્રતીતિ થઈ છે કે (વિચારપૂર્ણ, ચિંતાતુર, બહાદુર અને નિષ્ઠાપૂર્વકના બુદ્ધિજીવીઓ) માનવસમૂહની એક નાની લઘુમતિ આ આ કાર્ય પાર પાડી શકશે"

આ બુદ્ધિજીવીઓને જ પ્રથમ શિક્ષણ-સંસ્કાર દ્વારા સજ્જ કરવાની ખેવના આ ગ્રંથના લેખન અને પ્રકાશન પાછળ રહેલી છે. અને કેવળ શિક્ષણ-સંસ્કારના જ ક્ષેત્રે નહિ, માનવ પ્રવૃત્તિના કોઇ પણ ક્ષેત્રે, સર્વાંગી માનવીય વિકાસની ચિંતા કરનારા સૌ અભ્યાસીઓ, વિચારકો, અને કાર્યકરોને માટે આ ગ્રંથ અસાધારણ ભાથું બની ગયા વિના નહિ રહે.

# વિશ્વમાનવ પ્રકાશન :

ભોગીલાલ ગાંધી :
રામજી મંદિર પોળ : સરકારી છાપખાના સામે : વડોદરા ( ફોન ૪૯૯૦ )

## નિવેદન

જગતના કોઈ પણ દેશ માટે લોકશાહીની રક્ષા હમેશાં એક કપરી કસોટી કરનારી સમસ્યા રહી છે—તેમાંયે બીજા વિશ્વયુદ્ધ બાદ, નવોદિત સ્વાધીન રાષ્ટ્રો માટે તો, અતિશય કઠોર.

ભારત ઉપર ચીને આક્રમણ કર્યું ત્યારથી વિસ્તારવાદી સામ્યવાદના હુમલા સામે રક્ષણની સમસ્યા અતિ ગંભીર બની ગઈ છે: આ હુમલો કેવળ શસ્ત્રોનો નથી; આ આક્રમણ કેવળ ભૂમિ ઉપરનું નથી; આ આક્રમણ ભારતના પ્રત્યેક નાગરિકના ચિત્ત અને સરકાર ઉપરનું—સમસ્ત ભાવિ વિકાસ ઉપરનું—છે

આપણા દેશની પારાવાર ખરાબીઓ અને ત્રુટીઓનો ઇન્કાર થઈ શકે એમ નથી. અને લોકશાહી પદ્ધતિએ એ દૂર કરવાનો પુરુષાર્થ આપણે ત્યાં વિવિધ પ્રકારે, વિવિધ કક્ષાએ, વિવિધ સાધનો દ્વારા થઈ રહ્યો છે. પરંતુ, તેમાં આડઅડચણોનો શુમાર નથી; બલ્કે ભારે ચિંતા પ્રેરે એવી પરિસ્થિતિ છે, એય સાચું છે.

આટલી હકીકતનો સ્વીકાર કર્યા પછી, કદિ ન વિસરવા જેવી વાત હોય તો તે એ છે કે: હતાશાના આવેશમાં, તૂટીફૂટી લોકશાહીને જ નષ્ટ કરીને, સર્વસત્તાવાદને સત્તાપર આરૂઢ કરવાનો ભાવ સુદ્ધાં અક્ષરશ લેખાવો જોઈએ.

**લોકશાહીનાં અનિષ્ટોનો ઇલાજ સર્વસત્તાવાદ હોઈ જ ન શકે. સર્વસત્તાવાદથી સર્વપ્રકારે ભિન્ન અને ઉન્નત મૂલ્યો જ એનો ઇલાજ હોઈ શકે.**




# *No use comparing!*

For there is no other pump to rival the **JYOTI UNIBUILT** pump It features built in economy in money in space in maintenance—with superb hydraulic characteristics Ask the man who uses it better still see a demonstration for yourself! You will be convinced the **UNIBUILT** is a centrifugal pump with a difference!

*Size 1" x 1" to 6" x 6"*
*Capacity Up to 58 000 G P H*
*Heads Up to 210 ft*

*Quality is our Creed*

**JYOTI LIMITED**

BARODA 3



# ૬૩

## વિશ્વમાનવ [દ્વૈમાસિક]

સંપાદક : ભોગીલાલ ગાંધી * સાહિત્ય વિભાગ : અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ
સહાયક : સુભદ્રા ગાંધી * સંચાલક : દશરથ ગાંધી
પ્રકાશક : ભોગીલાલ ગાંધી, વિશ્વમાનવ, રામજીમંદિર પોળ : સરકારી છાપખાના સામે-વડોદરા [ફોન ૪૯૫૦]
મુદ્રક : રમણભાઈ ભાઈલાલભાઈ પટેલ, ગંગા મુદ્રણાલય, વલ્લભ વિદ્યાનગર.

## અનંતતા

આખ મીચો ને અંધકાર ભીંસાય-
નજરું સૂર્ય  ચંદ્રમા સરની-ખરતી
સાત્ સમંદર તરતી
ભીના રંગ ધનુષમા ફરતી
ટાઢા તડકામાં  ઓગળતી.
જલનો ઝીણો દાણો થઈને
ઉજ્જડતાના ઝાડે
જૂના બરછટ મૂંગા પ્હાડે
લીલો લીલો રંગ ધરીને ફૂટે;
જેના સંગે સમીર હેલે ચડતો
આખું આખડતો બાખડતો
જેનો પડછાયો ના ધરતીને યે અડતો
એવી એજ એજ બસ પકડો પકડો—
આખ ખૂલે ને પકડાતું અવકાશ...

## રેસ્ટોરાંમાં-( એ, તમે અને હું )

મુગ્ધ એવી શી સુઘડતાનું
સુંવાળું સાવ તે એકાન્તનું
આ ફૂલ ખીલ્યુ;
સગીતના ઓછા સૂરોની મ્હેંક
ઊડતી આવતી 'વીંટાઈ જતી
શ્વાસની ઊષ્મા મહી
હું ...
અવરના ઓષ્ઠને અવ
આંખથી જ્યાં સાંભળું
એટલી ધીરે શ્વસેં સહુની વચે બસ વાત—
( જે કહો તે
આપણી
કે ગામની પંચાત ! )
ને
વેઈટરો મૂગા જ માત્ર
જાણે ઘૂટાતા અક્ષરોની જેમ
આ
વચમાં ફરે।

## કવિતાનાં સામયિકો

Our intellectual marines,
Sanding in little magazines
Capture a trend–Auden

'કવિતા', 'કવિલોક', 'મંજરી', 'પલાશ', 'મિલન', 'સંદર્ભ', 'રે', 'શબ્દ'— માત્ર કવિતાને વરેલાં સામયિકોની સંખ્યા* દિનપ્રતિદિન વધતી રહી છે ત્યારે એમનો કાર્યની નોંધ લેવાનું જરૂરી બને છે. 'કવિલોક' સિવાયના અન્ય અનિયતકાલિક રહ્યાં છે અને તેમાં 'મંજરી', 'મિલન', અને 'પલાશ'નું પ્રાકટ્ય લાંબા સમયથી જોવામાં આવ્યું નથી; વળી એ ત્રણેની પ્રવૃત્તિની કોઈ મુદ્રા છપસી નથી. 'કવિતા' એ ઘણા લાંબા સમયે દેખા દીધી અને ત્યારે એનું આંતર-બાહ્ય રૂપ બદલાયેલું દેખાયું. બુધ-કાવ્ય-સત્ર નિમિત્તે લખાયેલા કાવ્ય વિષયક લેખોનો બોજ ઉપાડીને એણે સપ્રયત્ન ટાવકું રહેવા રાખ્યું છે. કાવ્યસત્રમાં રજ કરાયેલાં કાવ્યો એમાં ક્ષેમ-સ્થાન ન પામ્યાં એવો પ્રશ્ન પૂછીએ કે ન પૂછીએ એ બધું સરખું ? ન જાને.

હવે, કવિતાની બાબતમા ધ્યાનપાત્ર રહ્યાં 'કવિલોક', 'સંદર્ભ', 'રે', અને 'શબ્દ'. આ બધામા 'કવિલોક' વંદિલ, પણ એમાં પ્રગટ થતાં કાવ્યો માટે to capture a trend આજ સુધી શક્ય બન્યું નથી. મળ્યાં અને ઠીક લાગ્યાં તે કાવ્યો પ્રગટ કરીને એણે નિયમિતતા જાળવી રાખી છે. કવિઓ અને કાવ્ય-ગ્રંથોનો પરિચય આપવાની જે શ્રેણી એણે મને કે કમને ચલાવી એની સાર્થકતા પુરવાર થઈ શકી નથી. સંપાદકો બદલાયા પછી કાવ્ય કરતા કાવ્ય વિવેચન તરફ ઝોક વધ્યો છે અને આથી જ કવિતાની બાબતમાં 'Two cities' બનવાની શક્યતાઓ પણ વધી છે. 'સંદર્ભ' પોતાનો દાવો વધુ પડતો રજૂ કરે કે Surrealism નું પાટિયું મારીને ફરે એમાં આપણને વાંધો ન હોય. એની સભાનતા ગમે એવી છે, પરંતુ પ્રત્યેક કાવ્ય પર વિચારો રજૂ કરવાના ઉપક્રમથી શું સિદ્ધ થયું તે પ્રશ્ન છે. વહેતા પ્રવાહના કાંસ ખોતરવાનું 'રે' જેટલી મગદૂરીથી ભાગ્યે જ કોઈ સામયિક કરી શક્યુ હોત !

Lionel Trilling આપણા સમયને mechanical literacyનો સમય કહીને ઓળખાવે છે. શિક્ષિત સમુદાય અને સાચા સાહિત્યપદાર્થ વચ્ચે અંતર વધતું ગયું છે. શિક્ષણ વ્યાપક થયું છે. સાહિત્યનાં સામયિકોની સંખ્યામાં વધારો થયો છે પણ તેથી સાહિત્યિક સૂઝ વધુ વ્યાપક થઈ છે એવું સમીકરણ માંડી નહિ શકાય. એટલે, જાહેરાતો ઓઢીને છતી કાઢીને ફરતાં સામયિકોની વચ્ચે શબ્દે શબ્દ તોળીને બોલતા પતાકડા જેવા માસિકો, દ્વૈમાસિકો અને ત્રૈમાસિકોની જવાબદારીઓ વધી છે. એવાં સામયિકોની ધરી વાચક અને લેખકના મનમા ઓળી વતી ઝૂકેલી રહે તો તે સમજી શકાય એમ છે. 'કુમાર'નો વધુ ઝોક વાચકના મનમા, 'ક્ષિતિજ'નો સર્જકના મનમાં, અને 'સંસ્કૃતિ'નો (બીજું એક નામ નથી દેતો ) વાચક અને સર્જકચિત્તમાં સમતોલ ઝોક નોંધપાત્ર છે, પણ આવાં કવિતાનાં સામયિકોની ધરી તો સર્જકચિત્તમા જ રહેવી જોઈએ. એવાં સામયિકોમાં પ્રયોગખોરીને અને સાહસખોરીને, અવકાશ નથી. સર્જનક્ષેત્રે નવાં નામોની શોધ આવા સામયિકોમાં કરવી પડે. વિવિધ લીલા પ્રગટાવતી કવિતાની યાત્રા કોઈ સામયિકની પરબ પાસેથી પસાર થાય એવું, બુદ્ધદેવના 'કવિતા'ની બાબતમાં થયું છે એવું, આપણાં કવિતાસામયિકો માટે પણ બને એવું કોણ ન ઇચ્છે ? એટલે જ તો 'સંદર્ભ'ના ત્રીજા અંકમાં સંપાદકોએ પૂછેલો પ્રશ્ન, સંદર્ભ બદલીને, પૂછવાનું મન થાય છેઃ " પણ આનંદશંકર અને રામનારાયણના

* ગત્રણનાં 'સુરાલય' વગેરેનો સમાવેશ અહીં નથી કર્યો.

## નોકરશાહીનું પોલાદી ચોકઠું

[ ઓપિનિયન તા. ૯-૩-૬૫ના અંકમાં શ્રીમતી તાયા ઝિનકિન 'નોકરશાહીના પોલાદી ચોકઠા' વિષે બોલે છે. ]

'પૂર્ણ નિરાશ થઈ, હતાશ થઈ આ લખું છું: નફટકે લખું છું. હવે તો લોકો – કર ભરનારાઓ કંઈ કરે તો – બાકી હિંદી હાઈકમિશન કંઈ કરી શક્યું નહિ, રીઝર્વ બૅન્ક કંઈ કરી શકી નહિ, નાણાં ખાતાના સચિવ કંઈ કરી શક્યા નહિ!

વાત સાવ સાદી છે. ત્રણ વરસ પહેલાં બ્રિટનની સ્ત્રીઓએ ભારતની ગ્રૅજ્યુએટ કૉલેજોને ચોપડીઓ મોકલવાનો ઠરાવ કર્યો. શરૂઆતમાં તેમણે મુંબઈ યુનિવર્સિટી લાઇબ્રેરીને, વલ્લભવિદ્યાનગરને અને મહારાષ્ટ્રની એક શિક્ષણસંસ્થાને પુસ્તકો મોકલ્યાં. પણ હવે આખા ભારતમાં મોકલે છે. બધી ચોપડીઓ વાપરેલી – સેકંડહેન્ડ છે, બ્રિટનના લોકોએ સ્વેચ્છાએ ભારત માટે ભેટ આપેલી ચોપડીઓ ગોદામમાં સંઘરવાનું, પેક કરવાનું, વહાણમાં રવાના કરવાનું બધું ફ્રી થાય છે. વહાણવાળા પણ ફ્રી લઈ જાય છે. ભારતે માત્ર વહાણમાંથી ઉતારી લેવાની. પણ આ ચોપડીઓને ફ્રી પછી લાવનાર સિંધિયાની ઉપાધિનો પાર નથી, ભારતની લાલપટ્ટીને લીધે. આવી ચોપડીઓ આ જ સંસ્થા બીજા ૫૯ દેશોમાં મોકલે છે, પણ ભારત જેવી ક્યાંય હાડમારી નથી. પાકિસ્તાને ભારતને ચોપડીઓ મળે છે એ જાણ્યું કે પોતાના માટે પ્રયત્ન કર્યો એવા ઉત્સાહથી કે ભારત કરતાં એને વધારે પુસ્તકો મળે છે.

બૂકકમિટીના છેલ્લા રિપોર્ટમાંથી જ ઉતારું છું:

'છેલ્લી વાર્ષિક સામાન્ય સભા વખતે અમે શિપિંગ કૉન્ફરન્સ સાથે ભારતમાં ચોપડીઓની કેટલીક પેટીઓ વહાણમાં ફ્રી લઈ જવા વિષે વાટાઘાટ કરતાં હતાં. આ છૂટ અમને માર્ચ ૧૯૬૪ માં મળી હતી અને અત્યારે અમને વર્ષે ૨૦ ટન ચોપડીઓ મોકલવાની છૂટ છે. તરત જ અમે ૧૪૬૯ પુસ્તકો ...માં અને ૬૦૩૬ પુસ્તકો બેન્ગલોર, મુંબઈ, આસામ ને મદ્રાસમાં રવાના કર્યાં. ઑગસ્ટની આખરે અમને ખબર મળ્યા કે આ ૪ માંથી ૩ કન્સાઈનમેન્ટ ભારતના કસ્ટમ અધિકારીઓએ, કસ્ટમના કાનૂનોના ભંગ માટે જપ્ત કર્યાં છે – છેવટે, ઇમ્પોર્ટના લાઇસન્સ વગર માલ ભારતમાં લાવવા માટે તેમનો ૨૩ પાઉન્ડનો દંડ થયો.'

દંડ વિરોધ સાથે ભરવામાં આવ્યો. હાઈકમિશનર ડૉ. જીવરાજ મહેતાએ પોતે દિલ્હી મધ્યસ્થ સરકારને લખ્યું ત્યારે પુસ્તકો જેમને મળ્યાં હતાં તેમને રીફંડ માટે અપીલ કરવાની સલાહ મળી. વધુ માલ મોકલાતો બંધ થયો, ને તપાસ કરવામાં આવી ત્યારે જણાયું કે શિક્ષણ સંસ્થાઓને ચોપડીઓ ભલે ભેટ મળી હોય, અને તે જૂની હોય તો પણ, તે ભારતમાં લાવવાનું ઇમ્પોર્ટ લાઇસન્સ જોઈએ. આવું એકલું ભારતમાં જ છે (૨૫૦ રૂ.થી વધુ કિંમતના માલ માટે ભારત સરકારનું લાઇસન્સ જોઈએ અને નાના જથ્થા માટે સ્થાનિક સરકારનું જોઈએ.)

બ્રિટનની સ્ત્રીસંસ્થા ભારતના નાણાં ખાતાના સૌથી મોટા સચિવના સંપર્કમાં છે. તેણે દંડ રીફંડ આપવા હુકમ કર્યો છે. જાન્યુઆરીમાં ફરી બીજો જથ્થો ભારત મોકલાયો. એમ આ વર્ષે કુલ ૧૦૦૦૦ પુસ્તકો થયાં, પણ ચોપડાઓને આવવા દેવાશે કે કેમ તે કોઈ જાણતું નથી.

નોકરશાહીનું ચડી વાગે ત્યારે આવું થાય છે. પણ એકલા ભારતમાં જ આવું બને એ વધારે દુઃખદ છે. ખાસ તો એટલા માટે કે હવે બ્રિટનની રેનફ્રૂલી લાયબ્રેરી ગ્રૅજ્યુએટ કૉલેજો માટે પુસ્તકો – બધાં જ સેકંડહેન્ડ અને ભેટ મળેલાં – ઘણા દેશોમાં મોકલવા માગે છે; અને આ રેનફ્રૂલી લાયબ્રેરી પુસ્તકો મોકલે છે ત્યારે સેંકડો હજારો, નહિ પણ લાખોની સંખ્યામાં મોકલે છે. ભારત જો એ ખોશે તો એ બીજા દેશના લાભમાં થશે. આજે રેનફ્રૂલી પોતાના કાર્યક્રમમાં ભારતનો સમાવેશ કરતાં ખચકાય છે. નોકરશાહીની જડતાની સજા શું ભારતવાસીઓને ભોગવવાની આવશે? —ર. ચી.

[ વિશ્વમાનવ : મે-જૂન '૬૫ ]

જી. એન. કુલકર્ણી
અનુ. મનોહર જોશી

પ્રિન્સિપાલ ઠાકરે ચશ્માં કાઢયાં, અને અંગૂઠા ને વચલી આંગળી વડે આંખો દાબી હાથમાંનું અંગ્રેજી માસિક ટેબલ પર નાખ્યું. પગમાં સ્લીપર ચડાવી એ ઊઠયા અને બારી નજીક જઈને ઊભા રહ્યા. પણ ત્યાં જતાંની સાથે જ કહોવાઈ ગયેલા શેવાળવાળા પાણી જેવા દેખાતા મેલા લીલા રંગના પડદા તરફ એમનું ધ્યાન ગયું, જાણે કોઈ મૂક ઘાને અજાણતાં સ્પર્શ થયો હોય એમ એમનું મન વેદનાથી ચમક્યું.

બાજુ પરની ઓરડી એમણે કોઈ સુંદર ચિત્રની જેમ સજાવી હતી. જીવન-પ્રવાસ દરમિયાન એમના કાવ્યલોલુપ તરલ મન પર ઊમટેલા કોમળ તરંગ એમણે એક યા બીજી વસ્તુ રૂપે મૂર્ત કર્યા હતા. એ અંગત ઓરડી એમના જીવનની મધુર સ્મૃતિ જેવી હતી.

સામેની ભીંત પર સફેદ સંગેમરમરના નાના નાના ટુકડાઓ, લાકડાની ફ્રેમમાં ગોઠવીને બનાવેલું કાપ્રી બેટનું નિસર્ગ દૃશ્ય હતું. એમણે એ કાપ્રી બેટ પર જ ખરીદ્યું હતું. એ નાનકડા ચોકઠામાં સુરેખ, રેશમી રેખાઓનું મોહક સ્વપ્ન ગૂંથાયું હતું. કાપ્રી બેટ જ ભૂરાં, મખમલી સમુદ્ર પરની કોઈ ચમક જેવો હતો. એની નજીક ડેગાનું તન્મય બનીને નૃત્ય કરતી નર્તિકાનું ચિત્ર હતું. રંગબેરંગી મોજાંઓ પર ફેલાયેલું યૌવન. એ ચિત્રની બરાબર સામેની બાજુએ હોકુસાઈના "મોજાં" નામના ચિત્રની પ્રતિકૃતિ... ભયાનક નાગની ફેણ જેવાં ઉન્મત્ત મોજાં, તરાપ મારતાં પહેલાં પળવાર ગર્વથી સ્થિર થયેલાં; એની છાયામાં અસહાય લાગતા નાના નાના ટમકાં જેવા માણસો; એ ચિત્રની સાદાઈમાંની રૂઆબદાર શ્રીમંતાઈ, આમતેમ ફરી ફરીને જનારી જીવંત, ધારવાળી રેખાનું સામર્થ્ય અનોખું હતું—ઉત્કટ હતું. એક ખૂણે સહેજ લાલાશ પડતા રંગની પથ્થરની કેવળ શોભા માટે મૂકેલી સગડી, અને એ સગડીની ઉપ... ભાગમાં બન્ને ભીંતો પર અર્ધ વર્તુળાકાર રચેલી નાનકડી લાયબ્રેરી હતી. એ [illegible]ચીસમાં એક ગામડામાં ખરીદેલી; હાથમાં બાસ્કેટ લઈને ઊભેલી એક ગામડી યુવતીની માટીની પ્રતિમા ઊભેલી હતી. એક ઘૂંટણ બેવડાવીને જમીન પર, બીજો ઘૂંટણ ઊભો; એ ઘૂંટણ પર ઝૂકેલી હડપચી; બાસ્કેટમાં ફળફળાદિ છે. આંખોમાં વિલક્ષણ આર્તતા. શું જોઈએ છે એની ખબર નથી; છતાં કંઈક જોઈએ છે એવી તૃષ્ણા. આખી ઓરડી જાણે ફૂલોથી લચેલા ઝાડ જેવી હતી. જાપાનમાં જોયેલાં સફેદ ફૂલોના ફુવારા જેવાં લાગતાં વૃક્ષો અને રંગબેરંગી ચિત્રોવાળી છત્રીઓ લઈને એમાંથી ત્યાંની જાપાની સ્ત્રીઓની આકૃતિઓ એમના મન પર કશીદાની જેમ અંકિત થયેલી હતી.

પણ એ શેવાળી પડદો જાણે કોઈક જખમ જેવો લાગતો હતો. ત્રણ બારીઓ પર ત્રણ જખમ-ચાડી જતા ઘા જેવા હવાથી એ ફફડતા

# અહીંયાં ને ત્યાં

## નોકરશાહીનું પોલાદી ચોકઠું

[ ઓપિનિયન તા ૯-૩ ૬૫ના અંકમાં શ્રીમતી ત્યા ઝિનકિન 'નોકરશાહીના પોલાદી ચોકઠા' વિષે બોલે છે ]

'ખૂબ નિરાશ થઈ, હતાશ થઈ આ લખું છું છૂટકે લખું છું હવે તો લોકો – કર ભરનારાઓ કંઈ કરે તો – બાકી હિંદી હાઈકમિશન કંઈ કરી શક્યું નહિ, રીઝર્વ બેન્ક કંઈ કરી શકી નહિ, નાણા ખાતાના સચિવ કંઈ કરી શક્યા નહિ।

વાત સાવ સાદી છે ત્રણ વરસ પહેલા બ્રિટનની સ્ત્રીઓએ ભારતની સ્કૂલો–કોલેજોને ચોપડીઓ મોકલવાનો ઠરાવ કર્યો શરૂઆતમા તેમણે મુંબઈ યુનિવર્સિટી લાઇબ્રેરીને, વલ્લભવિદ્યાનગરને અને મહારાષ્ટ્રની એક શિક્ષણસંસ્થાને પુસ્તકો મોકલ્યા. પણ હવે આખા ભારતમા મોકલે છે. બધી ચોપડીઓ વાપરેલી – સેકન્ડહેન્ડ છે બ્રિટનના લોકોએ સ્વેચ્છાએ ભારત માટે ભેટ આપેલી ચોપડીઓ ગોદામમા સંઘરવાનું, પેક કરવાનું, વહાણમા રવાના કરવાનું બધું મફત થાય છે વહાણવાળા પણ મફત લઈ જાય છે ભારતે માત્ર વહાણમાથી ઉતારી લેવાની. પણ આ ચોપડીઓને ફરી વહી લાવનાર સિંધિયાની ઉપાધિનો પાર નથી ભારતની લાલફીતને લીધે આવી ચોપડીઓ આ જ સંસ્થા બીજા ૫૯ દેશોમા મોકલે છે, પણ ભારત જેવી ક્યાય હાડમારી નથી પાકિસ્તાને ભારતને ચોપડીઓ મળે છે એ જાણ્યું કે પોતાના માટે પ્રયત્ન કર્યો એવા ઉત્સાહથી કે ભારત કરતા એને વધારે પુસ્તકો મળે છે

બુકકમિટીના છેલ્લા રિપોર્ટમાથી જ ઉતારું છું 'છેલ્લી વાર્ષિક સામાન્ય સભા વખતે અમે શિપિંગ કોન્ફરન્સ સાથે ભારતમા ચોપડીઓની કેટલીક પેટીઓ વહાણમા મફત લઈ જવા વિષે વાટાઘાટ કરતાં હતા. આ છૂટ અમને માર્ચ ૧૯૬૪ મા મળી હતી અને અત્યારે અમને વર્ષે ૨૦ ટન ચોપડીઓ મફત મોકલવાની છૂટ છે તરત જ અમે ૧૪૬૯ પુસ્તકો મહારાષ્ટ્રમા અને ૬૦૩૬ પુસ્તકો બેન્ગલોર, મુંબઈ, આસામ ને મદ્રાસમા રવાના કર્યા ઓગસ્ટની આખર અમને ખબર મળ્યા કે આ ૪ માથી ૩ કન્સાઇનમેન્ટ ભારતના કસ્ટમ અધિકારીઓએ, કસ્ટમના કાનૂનોના ભંગ માટે જપ્ત કર્યા છે – છેવટે, ઇમ્પોર્ટના લાઇસન્સ વગર માલ ભારતમાં લાવવા માટે તેમનો ૨૩ પાઉન્ડનો દંડ થયો '

દંડ વિરોધ સાથે ભરવામા આવ્યો, હાઈકમિશનર ડૉ. જીવરાજ મહેતાએ પોતે દિલ્હી મધ્યસ્થ સરકારને લખ્યું ત્યારે પુસ્તકો જેમને મળ્યા હતાં તેમને રીફંડ માટે અપીલ કરવાની સલાહ મળી વધુ માલ મોકલાતો બંધ થયો, ને તપાસ કરવામા આવી તો જણાયું કે શિક્ષણ સંસ્થાઓને ચોપડીઓ ભલે ભેટ મળી હોય, અને તે જૂની હોય તો પણ, તે ભારતમાં લાવવાનું ઇમ્પોર્ટ લાઇસન્સ જોઈએ. આવું એકલા ભારતમાજ છે (૨૫૦ રૂ થી વધુ કિંમતના માલ માટે ભારત સરકારનું લાઇસન્સ જોઈએ અને નાના જથ્થા માટે સ્થાનિક સરકારનું જોઈએ )

બ્રિટનની આ સંસ્થા ભારતના નાણા ખાતાના સૌથી મોટા સચિવના સંપર્કમા છે. તેણે દંડ રીફંડ આપવા હુકમ કર્યો છે જાન્યુઆરીમા ફરી બીજો જથ્થો ભારત મોકલાયો. એમ આ વર્ષે કુલ ૧૦૦૦૦ પુસ્તકો ગયા, પણ ચોપડીઓને આવવા દેવાશે કે કેમ તે કોઈ જાણતું નથી.

નોકરશાહીનું ચક્ર ચાલે ત્યારે આવું થાય છે. પણ એકલા ભારતમા જ આવું બને એ વધારે દુઃખદ છે ખાસ તો એટલા માટે કે હવે બ્રિટનની રેનફ્રૂ લાયબ્રેરી સ્કૂલો કોલેજો માટે પુસ્તકો – બધા જ સેકંડહેન્ડ અને ભેટ મળેલા – ઘણા દેશોમા મોકલવા માગે છે; અને આ રેનફ્રૂ લાયબ્રેરી પુસ્તકો મોકલે છે ત્યારે સેંકડો હજારો નહિ પણ લાખોની સંખ્યામા મોકલે છે. ભારત જો એ ખોશે તો એ બીજા દેશના લાભમા જશે આજે રેનફ્રૂ પોતાના કાર્યક્રમમા ભારતનો સમાવેશ કરતા ખચકાય છે. નોકરશાહીની જડતાની સજા શું ભારતવાસીઓને ભોગવવાની આવશે ? —ર. પી.

# પડદો

જી. એ. કુલકર્ણી
અનુ. મનોહર જોશી

પ્રિન્સિપાલ ઠાકરે ચશ્માં કાઢયાં, અને અંગૂઠા ને વચલી આંગળી વડે આંખો દાબી હાથમાંનું અંગ્રેજી માસિક ટેબલ પર નાખ્યું. પગમાં સ્લીપર ચઢાવી એ ઊઠયા અને બારી નજીક જઈને ઊભા રહ્યા. પણ ત્યાં જતાંની સાથે જ કહોવાઈ ગયેલા શેવાળવાળા પાણી જેવા દેખાતા મેલા લીલા રંગના પડદા તરફ એમનું ધ્યાન ગયું; જાણે કોઈ મૂક ઘાને અજાણતાં સ્પર્શ થયો હોય એમ એમનું મન વેદનાથી ચમક્યું.

બાજુ પરની ઓરડી એમણે કોઈ સુંદર ચિત્રની જેમ સજાવી હતી. જીવન-પ્રવાસ દરમિયાન એમના કાવ્યલોલુપ તરલ મન પર ઊમટેલા કોમળ તરંગ એમણે એક યા બીજી વસ્તુ રૂપે મૂર્ત કર્યા હતા. એ આખી ઓરડી એમના જીવનની મધુર સ્મૃતિ જેવી હતી.

સામેની ભીંત પર સફેદ સંગેમરમરના નાના નાના ટુકડાઓ, લાકડાની ફ્રેમમાં ગોઠવીને બનાવેલું કાપ્રી બેટનું નિસર્ગ દૃશ્ય હતું. એમણે એ કાપ્રી બેટ પરજ ખરીદ્યું હતું. એ નાનકડા ચોકઠામાં સુરેખ; રેશમી રેખાઓનું મોહક સ્વપ્ન ગોઠવાયું હતું. કાપ્રી બેટ જ ભૂરા, મખમલી સમુદ્ર પરની કોઈ ચમક જેવો હતો. એની નજીક ડેગાનું તન્મય બનીને નૃત્ય કરતી નર્તિકાનું ચિત્ર હતું. રંગબેરંગી મોજાંઓ પર ફેલાયેલું યૌવન. એ ચિત્રની બરાબર સામેની બાજુએ હોકુસાયના "મોજાં" નામના ચિત્રની પ્રતિકૃતિ... ભયાનક નાગની ફેણ જેવાં ઉન્મત્ત મોજાં, તરાપ મારતાં પહેલાં પળવાર ગર્વથી સ્થિર થયેલાં; એની છાયામાં અસહાય લાગતા નાના નાના ટપકાં જેવા માણસો; એ ચિત્રની સાદાઈમાંની રૂઆબદાર શ્રીમંતાઈ, આમતેમ ફરી ફરીને જનારી જીવંત, ધારવાળી રેખામાંનું સામર્થ્ય અનોખું હતું–ઉત્કટ હતું. એક ખૂણે રહેજ લાલાશ પડતા રંગની પથ્થરની કેવળ શોભા માટે મૂકેલી સગડી, અને એ સગડીની ઉપરના ભાગમાં બન્ને ભીંતો પર અર્ધવર્તુળાકાર પથરાયેલી નાનકડી લાયબ્રેરી હતી. એ કબાટ પર ઓસમા એક ગામડામાં ખરીદેલી, હાથમાં બાસ્કેટ લઈને ઊભેલી એક ગામડી યુવતીની માટીની પ્રતિમા ઊભેલી હતી. એક ઘૂંટણ ટેકવીને જમીન પર, બીજો ઘૂંટણ ઊભો, એ ઘૂંટણ પર ટેકવેલી હડપચી. બાસ્કેટમાં ફળફળાદિ છે. આંખોમાં વિલક્ષણ આર્તતા. શું જોઈએ છે એની ખબર નથી. છતાં કંઈક જોઈએ છે એવી તૃષ્ણા. આખી ઓરડી જાણે ફૂલોથી લચેલા ઝાડ જેવી હતી. જાપાનમાં જોયેલાં સફેદ ફૂલોના ફુવારા જેવાં લાગતાં વૃક્ષો અને રંગબેરંગી ચિત્રોવાળી છત્રીઓ લઈને એમાંથી તરતી જાપાની સ્ત્રીઓની આકૃતિઓ એમના મન પર કશીદાની જેમ અંકિત થયેલી હતી.

પણ એ શેવાળી પડદો જાણે કોઈ જખમ જેવો લાગતો હતો. ત્રણ બારીઓ પર ત્રણ જખમ—સડી જતા ઘા જેવા હોવાથી એ ફક્ત

ત્યારે હરી ગયેલા લોહીમા વેદના થઇ આવતી હોય એમ લાગતુ દુકાનમા એ કાપડ ખરીદતી વખતે એમણે પત્નીને શાંતિથી છતા સ્પષ્ટ રીતે કહી સભળાવ્યુ હતુ કે એ કાપડને લીધે એ ઓરડીનુ વાતાવરણ છોલાઈ જશે, એના પર ઉઝરડા પડશે રગસગતિ એ કોઇ ગીત જેવી છે એક બેસુર રગને લીધે બીજા બધા રગ મરી પરવારે છે, એ વાત આ લોકોને ક્યારે સમજાશે? જાણે કોઈ પ્યાલામા લાલ રગની મદિરા ભરેલી હોય એવી એ ઓરડી જણાતી હતી પણ કોઇ વસ્તુ આગ્રહ કરીને લોકોને સમજાવવી એટલો એમને લોકો બદલ આદર ન હતો પરિચિત વ્યક્તિએ જ આવા ગદા, સડેલા શબ જેવા લાગતા કાપડ પર પસદગી ઊતારવી, એ વાતની એમને શરમ લાગતી અને તેથી જાણે કોઇએ એકાએક પોતાના શરીર પર ગદકી રેડી હોય એમ અગેઅગ સકોડી એમનુ મન મૂક બન્યુ હતુ

"અમારી કોઈ વસ્તુ તમને કદી પસદ પડતી જ નથી એ જ વાત ખરી" કાપડ ખરીદ્યા પછી એમની પત્નીએ અત્યાર સુધીના અનુભવે ટેવાયેલા અવાજે કહ્યુ

અને એક દૃષ્ટિએ એ વાત પણ બરાબર હતી અત્યાર સુધીના વીસ વર્ષ દરમિયાન એને ખુશ રાખવા માટે કે એની પસદગી માટે એમણે કઈ જ કર્યું ન હતુ એમણે પોતાના તમામ સૂટના રગ સૂર્યના બદલાતા આકાશમા દસ વાર તપાસીને જ પસદ કરવાની પ્રથા રાખી હતી એણે એમને માટે એકવાર પોતાની પસદગીની બે ટાઇ ખરીદી હતી એ બે ટાઇ પૈકીની એક ટાઇમાની દસમી ઊભી રેખા બહુ જાડી હોવાથી અને બીજી ટાઇનો રગ બિલાડી ઓકયા જેવો હોવાથી, એમણે એ બન્ને ટાઇ ડ્રાયવરને આપી દીધી એટલુ જ નહિ, ઓરડીના રગ સાથે મેચ થાય એવા રગની સાડી પહેરી હોય તોજ એને ઓરડીમા બેસવાની પરવાનગી મળતી

બગીચા માટે પણ કઈક એવુ જ ભીની ભીની યાદને ઊધમાથી ઢઢોળી ગત આયુષ્ય પર ઝળળતી મોહિની પાથરનારી, હજાર નેત્રોવાળી રાતરાણીની સુગધ એને પ્રિય હતી પણ એમણે ખીલેલા, ઉન્મત્ત લાગતા, પગ તળે કચડી નાખેલા જગલી ફૂલની જેમ ભુલાયેલી યાદને તુચ્છતાથી જોનાર મેગ્નોલિયા ચોપડયો હતો જીવનના કશે ઋણને છૂટથી ચાખ્યા વગર એમણે કદી આગળ પસાર થવા દીધો ન નહી એમના જીવનની પ્રત્યેક ક્ષણને અકેક આખ હતી પણ એ આખમા કેવળ એમના પોતાના જ પ્રતિબિમ્બની ગુફા કોતરાયેલી હતી

એના વ્યવહારી સુક્કા, બ્લેન્કેટ જેવા ખરબચડા મન વિશે એમને તીવ્ર છતા મૂક તિરસ્કાર હતા લાયબ્રેરીને તો એ એને સ્પર્શ પણ કરવા દેતા નહી ટોમ્પસન, ફ્લેકર, બર્ટન, ગ્યુથે લિઓપાર્ડી, ગ્રીક એન્થોલોજી, ચાઈનીઝ કાવ્ય –એ બધા પુસ્તકોને પોતપોતાનુ વિશિષ્ટ સ્થાન હતુ ત્યા જ એમનુ વિશ્વ મૂર્તિની આખોમાના મણિની જેમ જ્વલત ઝગટતુ હતુ ટોમ્પસનની નજીક ફ્લેકરનુ "હસન" નાટક જ જોઇએ આર્ત, વિહ્વલ મન પૌરસ્ત્ય જીવનની કલ્પનાની નજીકમા જ, તદ્રિત, રગીનુ એકાકી લહરની બાજુમા જ તરફડે છે એ વિરોધમા જ જીવનની કલાત્મક સગતિ છે ગાત્રોને બેભાન બનાવનારુ, શારીરિક વાસનાથી ફિણાયેલુ ઉષ્ણ બનેલ સગીત અને આઘાતને લીધે ઊડતા લોહીના ભીના કિરણો–મનની આસપાસ ફેરફુદડી રમતા યાદગીરીના શ્વેત કબૂતરો અને જીવનને યાદગીરીનો એક લિસોટો પણ નહી, એમ નાગણની જેમ અગેઅગ વાળતી અગ્નિ-દેહવાળી સ્મૃતિવિહીન હોઠવાળી નર્તકી—જગદ્વ્યાપી દુખ તરદ સ્થિર નજરે જોનારી બુદ્ધની શાત, પ્રસન્ન દૃષ્ટિ અને જીવતા શરીરમાથી ખેચી કાઢેલા ભરાવદાર માસનો ભીનો લાલ રગ –સ્મશાનમાની કબરો પરના ક્રોસની છાયમા ક્ષણિક

સ્વર્ગ ઉપભોગતાં કૂતરાં–કૂતરી આ બધાં એકજ અનુભવમાં આવવાં જોઇએ. કારણ કે એકની ગેરહાજરીમાં બીજાને કાંઇ અર્થ નથી. થોમ્પસનની નજીકમાં જ ફલેકર અને બર્ટન જોઇએ. એ પુસ્તકોની બાંધણીમાં પણ પરસ્પર વિરોધ હતો. થોમ્પસન લોટા જેવા ભુખરા રંગવાળો જ્યારે ફ્લેકર કાળાશ પડતા લાલ રંગવાળો. બર્ટનની ચોપડીને પીળાશ પડતો લીલો રંગ હતો. બધા ભેગા થાય તો મોર પીંછા પર લાલ રંગ પાથર્યો જેવું લાગે. આયુષ્યને ઝાંખુ પાડી દેનારા નૈરાશ્યની પડોશમાં, ઉષ્ણ રક્તમાંસની, વાસનાની કાવ્યપંક્તિઓ, મોરપીંછા પર લાલ રંગ, શ્વેત વક્ષઃસ્થળ પર ભૂરા છરાનો લાલ ઘા, સ્પેનમાં જોયેલા આખલાઓના યુદ્ધમાં, કાળા રંગના આખલા નજીક રેતીમા પડેલું લોહી ભરેલું ખાબોચિયું.—ફ્રેન્ચ હોટલમાં ગાનારી માદક નર્તકીના, ઉન્નત વક્ષઃસ્થળને લીધે આગળ ધસી આવતા સાટીનના ફ્રોક પરનું ખીલેલું લાલ કાર્નેશન ફૂલ — થોમ્પસનની નજીક જ ફ્લેકર, બર્ટન હોવાં જોઇએ. ...

એક વાર ભૂલમાં એણે ચોપડીઓના સ્થાનમાં ફેરફાર કર્યો. એ દિવસે એમણે ચા પણ ન પીધી. એમને ક્રોધ ન ચડયો. પણ આંખો મીંચીને પડેલા કુરકુરિયા જેવા લાગતા એના મૂઢ મન બદલ એમને દયા આવી. એને તે સમજાવવી શી રીતે? જીવન તો લીલીના ફૂલ જેવું સુંદર, સુશોભિત હોવું જોઇએ. જાણે કોઈ મોટા હીરામાં જ્યોતિનું પ્રતિબિંબ હોય તેમ અનુભવને સ્પષ્ટ, જીવંત આકાર હોવો જોઇએ. ભાવનાની ઘેલી ગૂંચ કરતાં સ્વપ્નમય નેકલેસ સારો. માનવી એ અનુભવ સ્વીકારવા માટે, એનું જતન કરવા માટે નિર્માણ થયેલા ક્ષુદ્ર, જડ યંત્ર જેવો છે? પણ આ બધું એને કોણ સમજાવે? પુસ્તકોની આમ તેમ હેરફેરથી એમની મોહિની શતશઃ નાશ પામે છે, આ પેડદા ઓરડીમાંના મુગ્ધ કોમલ સૌંદર્ય પર અત્યાચાર જેવા છે,.... આ જખમ ક્રૂર છે... એમના પુત્ર સતીશ જેવો ક્રૂર જખમ......

એમનો પુત્ર સતીશ પણ એમના મન પર જખમ સમાન હતો. છેલ્લાં પંદર વર્ષમાં એમણે એનું નામ પણ ઉચ્ચાર્યું ન હતું. એ એની બાને દર મહિને નિયમિત પત્ર લખતો. ઉત્સાહી અને મોટી આંખોવાળાં પોતાનાં બે સંતાનોના ફોટોગ્રાફ એણે ઘેર મોકલ્યા હતા. પણ એમણે કદી જ ફોટોગ્રાફ્સ તરફ નજર પણ નહોતી નાખી. સતીશ એમને માટે મરી પરવાર્યો હતો. અને જ્યાં સતીશજ મરી પરવાર્યો હોય ત્યા એની પત્ની, એનાં બાળકોનું અસ્તિત્વ જ કયાથી હોય! — સતીશે જ્યારે એમને એ રૂમમા જ (મેલું ખમીસ, કાળા રંગની કોર્ડુરોય પાટલુન, જેને જોઇને જાણે ઉગ્ર વાસ આવતી હોય એમ એમનું માથું દુખવા લાગ્યું હતું.) પોતે કોલેજ છોડી દઈ મુંબઈ જવાનો છે એમ કહ્યું ત્યારેજ એમના જીવનમાથી સતીશ મરી પરવાર્યો હતો. પણ એનો પત્ર આવતો ત્યારે એમનો સ્હેજ ફિક્કો ચહેરો મનસ્તાપને લીધે કહોવાયા જેવો થઇ જતો અને કલાકો સુધી એ ગરદન ઝુકાવી ખુરશીમા પડયા રહેતા. એમના જીવનમા સતીશ કદી ન ભૂંસાય એવો ડાઘ હતો.

સતીશનો મુંબઈમા અથાણાનો મોટો વેપાર હતો. કોલેજ છોડી એ ઘેરથી નીકળ્યો ત્યારે એની પાસે રાતી પાઈ ન હતી. એણે મદદ પણ માગી ન હતી. છતા આજે એણે મુંબઇમાં મકાન વસાવ્યું હતું. પણ પ્રિન્સિપાલ ઠાકરે એનું નામ મૂકી દીધું. પોતાનો પુત્ર અથાણાનો વેપાર કરે છે એ વાત માત્રથી એમનું મન શરમ અનુભવતું. સતીશ નાનો હતો ત્યારે કેટલી આશાએ, કેટલા વહાલથી એમણે એને લાયબ્રેરીમાંનાં ચિત્રોના પુસ્તકો દેખાડયા હતાં. માયકેલએન્જેલોનો ભવ્ય, અતિમાનવી મોઝેસ; ટિશિયનના જીવંત રંગોનું ઐશ્વર્ય; વરમીરનાં પ્રકાશનાં વીણેલાં નાજુક વસ્ત્રો; કોઇ અસ્પષ્ટ

ત્યારે ઠરી ગયેલા લોહીમા વેદના થઈ આવતી હોય એમ લાગતુ દુકાનમા એ કાપડ ખરીદતી વખતે એમણે પત્નીને શાતિથી છતા સ્પષ્ટ રીતે કહી સભળાવ્યુ હતુ કે એ કાપડને લીધે એ ઓરડીનુ વાતાવરણ છોલાઈ જશે; એના પર ઉઝરડા પડશે રગસગતિ એ કોઈ ગીત જેવી છે. એક બેસુર રગને લીધે બીજા બધા રંગ મરી પરવારે છે; એ વાત આ લોકોને ક્યારે સમજાશે? જાણે કોઈ પ્યાલામા લાલ રગની મદિરા ભરેલી હોય એવી એ ઓરડી જણાતી હતી. પણ કોઇ વસ્તુ આગ્રહ કરીને લોકોને સમજાવવી એટલો એમને લોકો બદલ આદર ન હતો. પરિચિત વ્યક્તિએ જ આવા ગંદા, સડેલા શબ જેવા લાગતા કાપડ પર પસદગી ઊતારવી, એ વાતની એમને શરમ લાગતી અને તેથી જાણે કોઇએ એકાએક પોતાના શરીર પર ગદકી ફેકી હોય એમ અગેઅગ સકોડીને એમનુ મન મૂક બન્યુ હતુ.

"અમારી કોઈ વસ્તુ તમને કદી પસદ પડતી જ નથી, એ જ વાત ખરી" કાપડ ખરીદ્યા પછી એમની પત્નીએ અત્યાર સુધીના અનુભવે દબાયેલા અવાજે કહ્યું.

અને એક દૃષ્ટિએ એ વાત પણ બરાબર હતી. અત્યાર સુધીના વીસ વર્ષ દરમિયાન એને ખુશ રાખવા માટે કે એની પસદગી માટે એમણે કઈ જ કર્યું ન હતું એમણે પોતાના તમામ ઘટના રગ, સૂર્યના બદલાતા આકાશમા દસ વાર તપાસીને જ પસદ કરવાની પ્રથા રાખી હતી. એણે એમને માટે એકવાર પોતાની પસદગીની બે ટાઇ ખરીદી હતી એ બે ટાઇ પૈકીની એક ટાઇમાની દસમી ઊભી રેષા બહુ જાડી હોવાથી અને બીજી ટાઇનો રગ ખિલાડી ઓકયા જેવો હોવાથી, એમણે એ બન્ને ટાઇ ડ્રાયવરને આપી દીધી. એટલુ જ નહિ, ઓરડીના રગ સાથે મેચ થાય એવા રગની સાડી પહેરી હોય તો જ એને ઓરડીમા બેસવાની પરવાનગી મળતી.

બગીચા માટે પણ કઈક એવું જ ભીની ભીની યાદને ઊઘમાથી ઢઢોળી, ગત આયુષ્ય પર જાદુની મોહિની પાથરનારી, હજાર નેત્રોવાળી રાતરાણીની સુગધ એને પ્રિય હતી પણ એમણે ખીલેલા, ઉન્મત્ત લાગતા, પગ તળે કચડી નાખેલા જગલી ફૂલની જેમ ભુલાયેલી યાદને તુચ્છતાથી જોનાર મેગ્નોલિયા ચોપડયો હતો. જીવનના કણે કણને જીભથી ચાખ્યા વગર એમણે કદી આગળ પસાર થવા દીધો નહી. એમના જીવનની પ્રત્યેક ક્ષણને અકેક આખ હતી પણ એ આખમા કેવળ એમના પોતાના જ પ્રતિબિમ્બની ગુફા કોતરાયેલી હતી.

એના વ્યવહારી સુક્કા, બ્લેન્કેટ જેવા ખરબચડા મન વિશે એમને તીવ્ર છતા મૂક તિરસ્કાર હતો લાયબ્રેરીને તો એ એને સ્પર્શ પણ કરવા દેતા નહી. થોમ્પસન, ફ્લેકર, બર્ટન, ગ્યુઇથે લિઓપાર્ડી, ગ્રીક એન્થોલોજી, ચાઇનીઝ કાવ્ય —એ બધા પુસ્તકોને પોતપોતાનું વિશિષ્ટ સ્થાન હતુ. ત્યા જ એમનુ વિશ્વ, મૂર્તિની આખોમાના મણિની જેમ, જવલત પ્રગટતુ હતુ. થોમ્સનની નજીક ફ્લેકરનુ "હસન" નાટક જ જોઇએ. આર્ત, વિહ્વલ મન પૌરસ્ત્ય જીવનની કલ્પનાની નજીકમા જ, તદ્રિત, રગીલુ, બેફાણુ લકીરની બાજુંમા જ તરફડે છે. એ વિરોધમા જ જીવનની કલાત્મક સગતિ છે ગાત્રોને બેભાન બનાવનારુ, શારીરિક વાસનાથી ચિત્રાયેલું, ઉષ્ણ બનેલુ સગીત અને આઘાતને લીધે ઊડતા લોહીના ભીનાં કિરણો—મનની આસપાસ ફેરફુદડી રમતા યાદગીરીના શ્વેત કબૂતરો અને જીવનને યાદગીરીનો એક લિસોટો પણ નહી, એમ નાગણની જેમ અગેઅગ વાળતી, અગ્નિદેહવાળી, સ્મૃતિવિહીન હોઠવાળી નર્તકી—જગદ્‌વ્યાપી દુ:ખ તરફ સ્થિર નજરે જોનારી બુદ્ધની શાત, પ્રસન્ન દૃષ્ટિ, અને જીવતા શરીરમાથી ખેચી કાઢેલા ભરાવદાર માસનો ભીનો લાલ રગ —સ્મશાનમાની કબરો પરના ક્રોસની છાયમા ક્ષણિક

સ્વર્ગ ઉપભોગતાં કૂતરાં-કૂતરી આ બધાં એકજ અનુભવમાં આવવાં જોઇએ. કારણ કે એકની ગેરહાજરીમાં બીજાને કાઇ અર્થ નથી. થોમ્પસનની નજીકમાં જ ફ્લેકર અને બર્ટન જોઇએ. એ પુસ્તકોની બાંધણીમાં પણ પરસ્પર વિરોધ હતો. થોમ્પસન લોદા જેવા ભુખરા રંગવાળો જ્યારે ફ્લેકર કાળાશ પડતા લાલ રંગવાળો. બર્ટનની ચોપડીને પીળાશ પડતો લીલો રંગ હતો. બધા ભેગા થાય તો મોર પીંછા પર લાલ રંગ પાથર્યા જેવું લાગે. આયુષ્યને ઝાંખુ પાડી દેનારા નૈરાશ્યની પડોશમાં, ઉષ્ણ રક્તમાંસની, વાસનાની કાવ્યપંક્તિઓ, મોરપીંછા પર લાલ રંગ, શ્વેત વક્ષઃસ્થળ પર ભૂરા છરાનો લાલ ઘા, સ્પેનમાં જોયેલા આખલાઓના યુદ્ધમાં, કાળા રંગના આખલા નજીક રેતીમાં પડેલું લોહી ભરેલું ખાબોચિયું.—ફ્રેન્ચ હોટલમાં ગાનારી માદક નર્તકીના, ઉન્નત વક્ષઃસ્થળને લીધે આગળ ધસી આવતા સાટીનના ફ્રોક પરનું ખીલેલું લાલ કાર્નેશન ફૂલ — થોમ્પસનની નજીક જ ફ્લેકર, બર્ટન હોવા જોઇએ. ...

એક વાર ભૂલમાં એણે ચોપડીઓના સ્થાનમાં ફેરફાર કર્યો. એ દિવસે એમણે ચા પણ ન પીધી. એમને ક્રોધ ન ચડયો. પણ આખો ભીંજાને પડેલા કુરકુરિયા જેવા લાગતા એના મૂઢ મન બદલ એમને દયા આવી. એને તે સમજાવવી શી રીતે? જીવન તો લીલીના ફૂલ જેવું સુંદર, સુશોભિત હોવું જોઇએ. જાણે કોઈ મોટા હીરામાં જ્યોતિનું પ્રતિબિંબ હોય તેમ અનુભવને સ્પષ્ટ, જીવંત આકાર હોવો જોઇએ. ભાવનાની થેલી ગૂંથ કરતાં સ્વપ્નમય નેકલેસ સારો. માનવી એ અનુભવ સ્વીકારવા માટે, એનું જતન કરવા માટે નિર્માણ થયેલા ક્ષુદ્ર, જડ યંત્ર જેવો છે? પણ આ બધું એને કોણ સમજાવે? પુસ્તકોની આમ તેમ હેરફેરથી એમની મોહિની શતશઃ નાશ પામે છે, આ પંખા ઓરડીમાંના મુગ્ધ કોમલ સૌંદર્ય પર અત્યાચાર જેવા છે,.... આ જખમ ક્રૂર છે... એમના પુત્ર સતીશ જેવો ક્રૂર જખમ......

એમનો પુત્ર સતીશ પણ એમના મન પર જખમ સમાન હતો. છેલ્લાં પંદર વર્ષમાં એમણે એનું નામ પણ ઉચ્ચાર્યું ન હતું. એ એની બાને દર મહિને નિયમિત પત્ર લખતો. ઉત્સાહી અને મોટી આંખોવાળાં પોતાનાં બે સંતાનોના ફોટોગ્રાફ એણે ઘેર મોકલ્યા હતા. પણ એમણે કદી જ ફોટોગ્રાફ્સ તરફ નજર પણ નહોતી નાખી. સતીશ એમને માટે મરી પરવાર્યો હતો. અને જ્યા સતીશજ મરી પરવાર્યો હોય ત્યા એની પત્ની, એનાં બાળકોનું અસ્તિત્વ જ કયાથી હોય! — સતીશે જ્યારે એમને એ રૂમમા જ (મેલું ખમીસ, કાળા રંગની કોર્ડુરોય પાટલુન, જેને જોઇને જાણે ઉગ્ર વાસ આવતી હોય એમ એમનું માથું દુખવા લાગ્યું હતું.) પોતે કોલેજ છોડી દઈ મુંબઈ જવાનો છે એમ કહ્યું ત્યારેજ એમના જીવનમાથી સતીશ મરી પરવાર્યો હતો. પણ એનો પત્ર આવતો ત્યારે એમનો સ્હેજ ફિક્કો ચહેરો મનસ્તાપને લીધે ડહોળાયા જેવો થઇ જતો અને કલાકો સુધી એ ગરદન ઝુકાવી ખુરશીમા પડયા રહેતા. એમના જીવનમા સતીશ કદી ન ભૂંસાય એવો ડાઘ હતો.

સતીશનો મુંબઈમા અથાણાનો મોટો વેપાર હતો. કોલેજ છોડી એ ઘેરથી નીકળ્યો ત્યારે એની પાસે રાતી પાઈ ન હતી. એણે મદદ પણ માગી ન હતી. છતાં આજે એણે મુંબઈમા મકાન વસાવ્યું હતું. પણ પ્રિન્સિપાલ હાકરે એનું નામ મૂકી દીધું. પોતાનો પુત્ર અથાણાનો વેપાર કરે છે એ વાત માત્રથી એમનું મન શરમ અનુભવતું. સતીશ નાનો હતો ત્યારે કેટલી આશાએ, કેટલા વહાલથી એમણે એને લાયબ્રેરીમાંના ચિત્રોનાં પુસ્તકો દેખાડ્યા હતાં. આમકેલએન્જેલોનો ભવ્ય, અતિમાનવી મોઝેસ; ટિશિયનના જીવંત રંગોનું ઐશ્વર્ય; વરમીરનાં પ્રકાશનાં પીધેલાં નાજુક વસ્ત્રો; કોઇ અસ્પષ્ટ

યાદગીરી તાજી થાય ને હૃદયમાં કરોળિયાનું જાળું ગૂંથાય તેવા લાગતા રેખાનાં ચિત્રો; અને વેલ્લારલેઝનું ક્રૂર, પાકટ મહત્ત્વાકાક્ષાને લીધે ઘેનમાં હોય એવા લાગતા દસમા પોપ પાસસનું ચિત્ર, અને એગાના બ્રશના એકેએક બોલ વડે રક્ત નિર્માણ કરનારું રંગકૌશલ્ય—એ બધાના કેટલાય બીજ એમણે સતીશના મન પર ફેંક્યા હતા. જે નાજુક ચહેરા માટે હજારો વહાણ નાંગરાયાં, અને ઇલિયમના ગગનચુંબી પ્રાસાદો અને મિનારાઓ ધૂળમાં મળી ગયા, એવી પ્રમદા વિશે આંખો મીંચી જ્યારે એ બોલવા માંડતા ત્યારે આસપાસની દુનિયાને એ ભૂલી જતા. શબ્દોમાં લપાયેલી ગુપ્ત પરીઓનું મનમોહક સૌંદર્ય, પાંખોના શબ્દો એકત્ર આવતાની સાથેજ નિર્માણ થતા ભૂરા સ્વપ્નો, એ બધું જાણે રમકડાં માંડતા હોય એમ એમણે સતીશ આગળ માંડયું હતું. પણ સતીશનું જીવન જ વાંઝિયું નીકળ્યું. એણે જાતે કદી કાવ્યનું પુસ્તક પણ ઊઘાડીને જોયું નહીં. ષોડશી જેવી કાવ્ય પંક્તિઓ જોઈ એનું મન કદી ઘેલું બન્યું નહીં. અને છેવટે પોતે અથાણાનો વેપાર કરવાનો છે એમ જ્યારે સતીશે કહ્યું ત્યારે એમના બધા ઘેલા સ્વપ્નો વેરવિખેર થઈ ગયા એના ગયા પછી પ્રિન્સિપાલે દરવાજો બંધ કર્યો તે પછી અડધા કલાક સુધી એમના નેત્રોમાંથી અશ્રુ ટપકયા કર્યાં. એમના આયુષ્યની પાંખડીઓ ખરી પડતી હતી. પછી તો એમણે મનનો જખમી ભાગ કઠોરતાથી કાપી દીધો. સતીશની આસપાસ પથરાયેલા મૃત સ્વપ્નોની સાથોસાથ એ સ્વપ્નોનું મૃત-શરીર પણ એમણે ફેંકી દીધું. સતીશ દિવસે દિવસે પૈસાદાર બનતો ગયો. પણ પ્રિન્સિપાલ નિર્વંશ બન્યા. જેણે જીવનમાં કાવ્યપંક્તિ લખી નહીં; કોઈ સુગંધિત ફૂલ પર જેનું મન કદી મોહ્યું નહીં, જેને રંગ રૂપ, હાર્દ કદી સમજાયા નહીં, એને પોતાનો પુત્ર માનવા એમનું મન કદી રાજી ન હતું.

સતીશ એ એમના મન પરનો મેલા ગંદા લીલા રંગના પડદા જેવો હતો.

એ પડદો એમના 'સંગેમરમરી સૌંદર્ય-વિશ્વમાં ફરક્યો. સોનાનો તાર વીંટાળેલી પાઈપ એમણે ઉપાડી. પણ એમનો હાથ થરકવા લાગ્યો પાઈપ મથામણ છતાં સળગી નહીં. એ એમની એમ એમણે ડ્રોઅરમાં પધરાવી દીધી. એમણે કબાટ ઊઘાડયું થોમ્પસનને બહાર કાઢયો અને દાઝેલા દુઃખથી ગાંડાતૂર બનેલા મને, છાંયડામાં આંખો મીંચીને ફરીએ એમ એ કાવ્યમાં વિહરવા લાગ્યા.

એમાંથી હૃદયને પીગળાવી દે એવા આર્ત નિઃશ્વાસો સંભળાવા લાગ્યા. એમાં સંધિપ્રકાશમાં એકેક એકેક ખરી પડતા પાંદડાની વિકલતા હતી, કબર પર ભીની ચાદરની પથરાય એવી નિઃશબ્દતા હતી બધા શબ્દો સ્વપ્નમાંના ભૂત જેવા લાગતા બારીક ભીનું વસ્ત્ર પાથર્યાં જેવી લાગતી રેતી પર પગલાની છાપ પડે અને એ છાપ મોજાંને લીધે ભુંસાઈ જાય તેમ અશ્રુભીના નેત્રોની પંક્તિઓ શરૂ થતી અને વિલીન થઈ જતી. you went your unremembe-ring way—તું આવી, અને આવી તેવીજ, ભીના પગલે પાછી ફરી ગઈ. ... Nothing begins nothing ends. . દરેક અનુભવને દુઃખની, લોહીની કિંમત ચૂકવવી પડે છે. ફૂલ ખીલે છે, અને એટલી જ સાહજિક રીતે કરમાઈ પણ જાય છે. છતાં એની યાદ મનમાં ઘર કરી જાય છે, અને હંમેશ સતાવ્યા કરે છે. ફલેબસ, બર્ટ્રન.... રેતીના નાના-મોટા ઢગલા પરથી ચાદનીની ઘેરા મખમલી આકાશની પાર્શ્વભૂ પરથી, ઊંટનો કાફલો ડોલતો ડોલતો જાય છે. મદ્ય જેવા ઘેરા રંગના ભારતીય ગાલીચા અને બગલા કે મગરોના ચિત્રોવાળી તલવારો ધરાવતા વેપારીઓ સોનેરી અવાજે સમરકંદના પ્રવાસ-ગીતો ગાવા માંડે છે. બે-ચાર સોનાની દિનાર માટે ! હટ !

—For lust of knowing what should not be known we take the Golden Journey to Samarkand...

એમના ભારે અવાજથી આકાશનો પડદો થથર્યો, રેતી પર પડેલા રાક્ષસી પડછાયાઓ પળ માટે જાગૃત થયા અને રેતીનો અણુએ અણુ ખીલી ઊઠ્યો. પ્રિન્સિપાલના મન પર પડેલું કાળું વસ્ત્ર બળી ગયું અને ઉત્કટ આનંદથી એ જ્યોતિની જેમ કંપ્યા. ઈરાની સુરાહીમાંના મદ્યને લીધે આરક્ત બનેલાં નેત્રોના શબ્દો, નૃત્યાંગનાઓના લયચિક નૃત્યથી બેહોશ બનેલી પંક્તિઓ, બર્ટનની અરેબિયન સ્ત્રી જેવી મસ્ત, મદાલસા વિવસ્ત્ર ભાસતી યાદગીરીઓ, ઉમર ખય્યામનો કલંદરી અવાજ... ફૂલોના પડછાયા પાણીમાં, વાંસના પડછાયા ચાંદનીમાં અને સૌંદર્યવતીના પડછાયા નાજુક વીંઝેલા પડદા પર જોનારો રસિક ચીની કવિ... એ બધું એમના મનમાં ઘૂમવા લાગ્યું. એમનું મન ચકડોળે ચડ્યું. જાંબલી–પીળા ટમકાવાળી ચામર ઢળે તેમ એમની સ્મૃતિ હાલી ઊઠી, અને એમાંથી રંગીન પંક્તિઓ અને ચિત્રોના તણખા ઊડવા લાગ્યા. ઇન્દ્રિયોને ઉન્મત્ત કરનારા સુખને લીધે એમના નેત્રો ચમકવા લાગ્યાં.

પણ એ મોહિનીનું વસ્ત્ર જાણે કોઈએ ખેંચ્યું હોય તેમ એ બેહોશ જગત વિલીન થઈ ગયું. એમને ક્યાંકથી આવતા અવાજો સંભળાવા લાગ્યા. ઘોઘરા, કઠોર, અપરિચિત, કરવતના દાંતા જેવા, સર્પની જેમ ઝેર ફેલાવતા... "અમે કંઈક સુંદર સ્વપ્નમય નિર્માણ કર્યું. અમારા હાથમાં માટીમાંથી માનવ નિર્માણ થયો, શબ્દોનાં કાવ્યો બન્યાં, અનુભવોના અમરપુષ્પ બન્યા. નહીં તો ક્ષુદ્ર, તુચ્છ— અને મારું ડાઘાવાળું, નિર્ધન વિશ્વ— એમાં વળી તારોઓના ગંદા શેવાળી પડદા–પડદા..."

પુસ્તકો મૂકી દઈ પ્રિન્સિપાલ ખુરશીમાં બેઠા. અતીશાની સ્મૃતિનો કાંટો દૂર ફેંકી શકાયો. વળી એનો અપરાધ? એક સામાન્ય વ્યક્તિના વિરોધમાં છે. એક ક્ષુદ્ર માણસનો વધારે ક્ષુદ્ર દીકરો અથાણાના વેપારમાં પડે કે એથી આગળ જઈ રાજકારણમાં પડે, બધું એકનું એક જ. એ બન્ને ય. એમના બન્નેનાં માટલાનાં ઠીકરાં જેવાં જીવન; આજે છે, કાલે નહીં. હોકુસાઈના ચિત્રમાંનાં વિશાળ મોજાં તળે અંગ પ્રસંગ સંકોરી બેઠેલા પોતાના જેવાં માણસો! એણે બારી પરનો આ પડદો! હેગા, હોકુસાઈનાં ચિત્રો સમક્ષ, થોમ્પસન, ખય્યામ, ગ્યુઈથેનાં પુસ્તકો સમક્ષ, કાપ્રી બેટના અજર–અમર સૌંદર્યના સ્વપ્નમય જગતમાં એ મેલો લીલો પડદો નિર્લજ્જતાથી ફરકતો હતો, એ કલ્પના પણ એમને અસહ્ય થઈ પડી. એ મંગલ ચિરંતન વિશ્વ પર પોતે જાણે થૂંક ફેંક્યું, કંઈક અક્ષમ્ય ખૂબ જ ગંદું, પાશવી, કૃત્ય કર્યું, એમ એમને લાગ્યું. એમની આંખોમાં બળતરા થઈ અને એમના શરીરમાંનો અણુએ અણુ શરમથી, દુઃખથી તરફડિયાં મારવા લાગ્યો.

હમ બેચૈન હૈં

# મોસ્કોનો ઉનાળો–૧૯૬૪

મિહેલો મિહાલોવ
અનુ. મુકુન્દરાય મુનિ

સોવિયેટ રશિયામા સ્ટાલિનના સત્તાકાળ દરમિયાન લાખો લોકોને નિકાલ માટે કોન્સેન્ટ્રેશન કેમ્પોમા મોકલવામા આવેલા. ત્યારે તો ' તેમના પર વીતેલા વીતકો વણકથ્યાં રહ્યા કેમકે એ બધું "એક મોટુ રાષ્ટ્રીય રહસ્ય" હતું. શ્રી. ક્રુશ્ચેવના આગમનની સાથોસાથ હવા બદલાઈ — Thaw આવ્યું — "બરફ ઓગળ્યો અને વસંત બેઠી" રશિયામા મોટા પાયા પર સ્ટાલિનવાદના વિરોધની રાષ્ટ્ર વ્યાપી જબરદસ્ત ઝુંબેશ ચાલી. ત્યા પરિણામે સ્ટાલિનવાદ ખોખરો થયો. એ ગાળામા પાર વગરનું લલિત લલિતેતર સાહિત્ય આ શ્રમ–છાવણીઓ વિષે સર્જન પામ્યુ. *

ત્રીશ વર્ષનો યુગોસ્લાવ મિહેલો મિહાલોવ ઝાગ્રેબ યુનિવર્સિટીમાં સાહિત્યનો અધ્યાપક છે. બેલ્ગ્રેડના સાહિત્યિક સામયિક 'ડેલો' મા તેણે 'મોસ્કો સમર–૧૯૬૪' ના નામે પોતાની સોવિયેટ સફરના સંભારણા આલેખ્યા. સંભારણાનો પહેલો લેખ જ રશિયા યુગોસ્લાવિયામા તરખાટ મચાવે છે. સત્તાધારી વર્તુળ રોષથી ભભૂકી ઊઠે છે. ખુદ પ્રમુખ ટીટો એને પ્રત્યાઘાતી કહી વગોવે છે. મિહાલોવની તત્કાળ ધરપકડ થાય છે, કામ ચલાવવાનું જાહેર થાય છે.

'મોસ્કોનો ઉનાળો–૧૯૬૪' મા સાપ્રત સોવિયેત સમાજનું સૂક્ષ્માતિસૂક્ષ્મ અવલોકન છે તો 'નવજીલાસવાદ' મા 'મિહાલોવ કાન્ડ' નિમિત્તે યુગોસ્લાવિયાનું અંતરંગ દર્શન થાય છે.

આમ બને લેખો સામ્યવાદી વિચારધારાની સાપ્રતને સાંપડેલી ફલશ્રુતિનું યથાર્થ છતાય સંવેદના ભીનું નિરૂપણ કરે છે.

—અનુવાદક.

"આવતા ૮૦ વર્ષ સુધી લોકો સોવિયેટ શ્રમછાવણીઓ કોન્સેન્ટ્રેશન કેમ્પસ અંગે કંઇક ને કંઇક લખતા રહેવાના !" — આવો લાક્ષણિક નિર્દેશ મેં સોવિયેટ સંઘમા સાભળ્યો ! નિર્દેશ કરનાર હતા સોવિયેટ નવલકથાકાર અને નાટ્યલેખક લિયોનીદ લિયોનોવ. આવું કહેતી વખતે કદાચ તેઓ ઇમાનદાર અને સાચા હતા.

હજી એક વર્ષ પહેલા જ ક્રુશ્ચોવે પોતેજ કહ્યું હતું કે "સોવિયેટ સંઘના સાસ્કૃતિક–સામયિકોને નવલકથા ટૂંકી વાર્તા, સંભારણાં તેમજ વૃત્તાંતોની, નહી નહીં તોય ૧૦,૦૦૦ હસ્તપ્રતો પ્રકાશન માટે મળી ચૂકી છે. દશે દશ હજારનો વિષય ફક્ત એકજ છે. અને તે છે પેલી શ્રમ–છાવણીઓ ! આજ સુધી તો એમાથી બહુજ ઓછું જ છપાયું ને પ્રકટ થયું છે.

* આ અંકમાં 'મોસ્કોનો ઉનાળો' પ્રગટ થાય છે.; બીજો લેખ આવતે અંકે — સં.

(આ બધી સામગ્રી સાથે પનારો પાડતાં પહેલાં ખૂબ સાબદા રહેવાની તાંતી જરૂર છે—"One should be very careful with this." એમ પણ એ જ વખતે શ્રી. ક્રુશ્ચોવ ભારપૂર્વકનાં વેણુ કે ચીમકી ઓચરે એ પણ નોંધપાત્ર હતું) ત્યાં સુધીમાં તો સોવિયેટ સામયિકોમા પ્રગટ થઈ ચૂકયાં હતા એ ટાચા વૃત્તાંતોથી એ ફિલિપ બીજાના ધન્કવીઝીશનના ગુનાના વૃત્તાન્તોની હરોળમા ઊભા રહે એવો ઘટાટોપ જામી ચૂકયો હતો.

એક રીતે કહીએ તો આ ૧૦,૦૦૦ હસ્તપ્રતોનો આંકડો કંઈ બહુ ગંજાવર નથી. કેમકે સ્ટાલિનના બેરહમ, આપખુદ શાસન નીચેના ત્રણ–ત્રણ દાયકાઓ દરમિયાન ૮૦ લાખથી એક કરોડ ને ૨૦ લાખ માનવીઓને આ બધી શ્રમ છાવણીઓમા અલોપ કરી દેવામા આવ્યા હતા.

આજે તો સ્થિતિ એ છે કે એ શ્રમ છાવણીઓના આકરા અંતરંગનો અનુભવ ચાખનારાઓ માંહેના ૧૯૫૬–૫૭ પછી પણ કોક કોક જીવતા રહેવા નસીબદાર નીવડયા છે. એટલું જ નહીં હરીને ઠામ થયા છે! એ બધા ગમે તે થાય તોય પેલી કોન્સેન્ટ્રેશન કેમ્પસ—શ્રમ-છાવણીઓ વિષે જીભે તાળું દઈ મૂંગા રહેવા માગતા જ નથી! એટલે પછી શું થાય? પરિણામે સોવિયેટ શાસન પાસે હવે બે જ વિકલ્પો પસંદ કરવાનું ના છૂટકે રહ્યું છે. કા તો એ બધાંને ફરી પાછા એ વસમી શ્રમ–છાવણીઓમાં ધકેલવાં (જે કરવા ક્રેમલીન મુદ્દલે ઇચ્છતું નથી,—કરી શકે એવો મિજાજ કે ગુંજાશ જ Thaw— બરફ ઓગળ્યા પછી કયાં રહ્યાં છે? અને જો આમ ન થાય તો બીજું શું? ) બોલવા ઇચ્છે તે સૌને બોલવા દેવા એ!

વાસ્તવમાં આ બીજો વિકલ્પ જ વહેવારમાં અમલી છે. જરા કાવ્યમય બાનીમાં કહીએ તો " આડી આખરાં હવે પારવા ને પારવા થતાં જાય છે."

આનું એકજ ઉદાહરણ: 'નોવીમીર' (નવી દુનિયા) એ સાહિત્યિક સામયિકમાં પ્રકટ થયેલ એ. વી. ગોરબેતોવ નામના લશ્કરી જનરલનાં સંભારણાંઓ લઇએ. આ સંભારણાંઓએ અભૂતપૂર્વ કુતૂહલ અને ખળભળાટ પેદા કર્યાં છે. આ ગોરબેતોવને ડાંખરાપણા તેમજ અવિનયના આરોપસર (હકીકતમા તો, એ આરોપ પાયા વગરનો નરાતાળ જુઠ્ઠો આરોપ જ હતો.) જેલના સળિયા પાછળ હડસેલી દેવામા આવ્યો હતો.

ગોરબેતોવના એ સંભારણાંઓમાં સૌથી હૃદય વલોવનારો ભાગ છે શ્રમ–છાવણીઓમા જિવાયેલી રોઝખની જિંદગીનો કપરા દિવસોમાં વેઠેલા વિતકોના વર્ણનોનો. આમાય વિશેષ નજરે ચોટે એવી બીના તો એ છે કે ગોરબેતોવ એના પર સીતમ ગુજારનારા સીતમગરોના નામોની યાદી મૂકે છે. એ નામો જેવા છે તેવા જ સાચુકલા છે. જો કે:— આજેય શાસન તંત્રે એ બધા જુલમગારોને પહેલાના કુકર્મો માટે હજીયે કંઇ પાઠ ભણાવ્યો નથી. તેઓને કશીજ સજા–શિક્ષા થઇ નથી! આ રહ્યો એક લાક્ષણિક ફકરો.

> " થોડીવારમા ફરી તેઓએ મારી ઊલટ તપાસ શરૂ કરી. એ દરમિયાન હું અચાનક મારી ઝીણવટથી જડતી લેનાર એ હેવાનનું નામ જાણી શકયો. એ નરાધમનું નામ હતું સ્તોલબન્સ્કી. અત્યારે એની હયાતી કઇ જગા માટે ભારરૂપ હશે એની મને ખબર નથી, પણ હું ઇચ્છું છું કે એ આ બ્યાન જયા હોય ત્યાં વાંચે અને પછી મારા એના તરફના બધાજ ઊંડા તિરસ્કારનો અનુભવ પૂરી માત્રામા કરે!

"ઉપરાત મારી આ ઉલટતપાસમાં એના સિવાય બીજા બે પટા

> બાંધવાવાળાઓ, હેડમાં બેસવાવાળાઓ પણ હતા. આજે પણ તે દિવસે સાંભળતો હતો એવો જ, તાજો ભણકારો દિમાગમાં સળવળે છે. લોહીથી નીંગળતા, લદબદ થયેલા એવા મને તેઓ ક્યાંક લઈ જતા હોય છે અને મને ચિચિયારીઓ પાડતો, ભૂંડની જેમ ગાંગરતો અપશુકનિયાળ સ્લેજ-ગાડીનો અવાજ કહી રહ્યો છે કે "તારે સહી કરવી જ પડશે, તારે સ્વીકારવું જ પડશે. તું જશે ક્યાં?" આ બધાં કષ્ટો મેં સહન કર્યાં અને મને આમ હિંઝરાવતું ઉલટતપાસનું બીજું ચક્ર પૂરું થયું.
>
> શ્વાસ હેઠો બેસે એવું થાય ત્યાં તો વળી ત્રીજો ફેરો આવી પહોંચ્યો! મેં તો મનમાં આ જીવતું દોઝખ જોવાને બદલે મારું મોત ઝટ ઝટ થાય એવી ઊંડાણથી લાગણી અનુભવેલી."

ગોરબેતોવે છાવણી-તંત્રના કરતૂતો, દિવસના પ્રકાશની જેમ, નજરે વળગે તેવી રીતે ઉઘાડાં કર્યાં છે. એ જાલીમ તંત્ર રીઢા ગઠિયા-ગુનેગારોને પોતાના શાગીર્દ કે સાથીદાર બનાવતું ત્યારે રાજકીય કેદીઓ તો જાણે એના ભવોભવના જાની દુશ્મનો જ હતા. રાજકીય કેદીઓને 'લોકશત્રુ' કહી મબલખ ધિક્કારની નવાજેશ થતી. ગોરબેતોવે શ્રમ-છાવણીનો આ વિષમ વિરોધાભાસ બહુ માર્મિક રીતે દર્શાવ્યો છે.

નીચેનો ફકરો જ ઘણું ઘણું કહે છે. "ચોકીદારો એમના નાયકની નિગેહબાની નીચે ગુનાખોરોને સમજાવી-પટાવી, જાણીબૂઝીને, હિંસા તેમજ મારફાડ કરવા ઉશ્કેરતા. આ બધાની પછવાડે તેમનો આશય શું હતો એ જાણવું છે? આશય હતો અમને – 'ભૂંડ જેવા ધૃણાસ્પદ' લોકશત્રુઓને રિબાવવાનો! હેરાન પરેશાન કરી તન-મનથી મરણતોલ કરવાનો; જીવતા મારવાનો!

શિસ્તના કે સીલસીલા લેખે આ 'લોકશત્રુઓ' એમને મન પોતાના શત્રુ હતા. એમને વસમી, માણસની બેવડ વાળી નાખે એવી કપરી વેઠો સોંપાતી. જ્યારે ગોઝિયા ગુનેગારોને સાવ હળવા-ફૂલ જેવાં કામો સોંપાતાં.

આ પછી ગોરબેતોવ છાવણીનો તેમજ છાવણીની કામગીરીનો હૃદયદ્રાવક ચિતાર આપતાં વર્ણવે છે કે,

> "ટેકરીઓના ઢોળાવ ઉપર એક કતારે રા માઈલ લાંબી હરોળમાં નંખાઈ ગયેલા ઘોડા, ના, નહિ, લોકો નહીં ફક્ત એમનાં પ્રેત જેવાં ઓળાઓ પોતાની જાતને ખેંચી રહ્યા છે. ઈમારતી લાકડાના બીમને ખેંચતી વખતે ઊડતા બગલાની માફક પોતાની જાતને તાણીને લંબાવતા, ખૂંદતો ખેંચતા-ઢસડતા ત્યારે જીવન શક્તિનું રહ્યુંસહ્યું છેલ્લું બુંદ હોડમાં મૂકતા હોય તેવું લાગતું. સ્લેજગાડીમાં આ લાકડાના બીમો પહોંચાડવા એ ઠીક ઠીક કપરું હતું જો મેદાનોમાંય સહેલું ન હોય તો અહીં તો ખરેખર કઠિન અને દોહ્યલું હોય એ સ્વાભાવિક હતું. લોકો એકધારા પડતા. ગડથોલાં ખાતા વળી માંડ માંડ ઊભા થતા, ત્યાં તો પાછા પડવાનું!"

ત્યાર પછી આવે છે સ્ત્રીઓની છાવણીઓનું વર્ણન.

> "......... પરંતુ આ બધી તો અમારી માતા, પત્નીઓ, બહેનો કે દીકરીઓ હતી – એટલે કે 'લોકશત્રુ'ના પરિવારની! પરિણામે એમને ખૂબ નફરત ભર્યાં વર્તન-વહેવાર, ડગલે-પગલે ધૂત્કાર-ફિટકાર, અનુભવવો પડતો. દીવો લઈને શોધીએ ક્યાંઈ જૂનો ન જડે એમ હોય તો પણ ખોયમાંથી

પેદા કરી અમને આદમીઓને' સતત ફટકારાતી. કારણ કે અમે તો હતા એમના જાની દુશ્મન— 'લોકશત્રુઓ'! પરંતુ નરી કંગાલિયતની હાજરા-હજૂર મૂર્તિઓ જેવી આ ઓરતો પર પણ કશાજ દેખીતા કારણો વગર બેફામ, ઘાતકી, આપખુદીનો અમસ્થો અમસ્થો કોરડો વીંઝતી."

દાયકાઓ સુધીના સ્ટાલિન તેમજ સ્ટાલિનવાદના ગુનાહિત નિરંકુશ શાસન તળે રુસી જનતા માટે જે કરુણતા સર્જાઈ હતી તેનું આવું તથ્યદર્શન, સત્યદર્શન એક જબરદસ્ત કોયડો ઊભો કરે છે. એ કોયડો કહે છે કે ૧૯૬૪ માં હજી આ બધાના નિરાકરણ માટે આંખ મીંચામણાં સાથેની મીંઢીગૂઢી ચૂપકીદી સેવાય છે.

૧૯૫૬ પહેલાં જેઓ સ્ટાલિનવાદ સામે છાતીકઢા બનીને ઝૂઝ્યા હતા અને હવે જેઓ એ વખતના સોવિયેટ યુનિયનના વિતકભર્યા જીવનરનાં તથ્યો છતાં કરે છે એ બધા પાસે આજે આ બીના કોયડારૂપ છે. એ લોકોને નથી સમજાતું કે આજેય તેમને ગુનાખોર તેમજ દેશદ્રોહીઓ શા માટે ગણવામા આવે છે? સ્ટાલિનના જમાના સાથે સંબંધ ધરાવતી સાહિત્યસામગ્રી આજના સોવિયેટસામયિકોમાં છાપવાની છૂટ મળી હોવા છતાં આવું બધું ચાલે, એ ગળે ન ઊતરે; તેમજ મોટા પ્રમાણ જેવો આશ્ચર્યભાવ જ આવે. આ રહ્યો ઈવાન સોલોનીવીચનો જગબત્રીશીએ ચઢી ચૂકેલો કિસ્સો. ૧૯૩૭ માં ઇવાન સોલોનીવીચ સાઈબિરિયામાં આવેલી શ્રમ-છાવણીમાંથી નાસી પશ્ચિમ યુરોપ પહોંચ્યો હતો. ત્યાં તેણે એક ચોપડી લખી. એ ચોપડી પણ તેની જેમ બત્રીસીએ ચઢી ખૂબ ખૂબ વંચાઈ. ચોપડીનું નામ હતું—"શ્રમ-છાવણીમાં રશિયા — "Russia In A Concentration Camp"

ચોપડી ગોરબેતોવના સંભારણા કે એવી કીસમના શ્રમ-છાવણીના અનુભવના નીચોડરૂપ લેખન-સર્જનોની હરોળમાં ઊભી રહે એવા પ્રકારની હતી. આમ છતાયે આજે ઈવાન સોલોનીવીચને "શ્રમજીવી જનતાના દ્રોહી" "Traitor to the working people" અથવા 'મૂડીવાદનો બાંધિયો' કે 'બગલબચ્ચું' ગણી વગોવવામાં મણા રાખવામાં આવતી નથી.

આમ, આજના સોવિયેટ રશિયાના શાસકનું તેમજ અધિકારી વર્ગનું, સ્ટાલિનવાદ તેમજ તેનાં વિરોધ—એ બંનેય સામસામે હવે ઊભેલી બાબત પ્રત્યેનું વલણ અસ્પષ્ટ તથા સંદિગ્ધ છે, એક બાજુ એ સ્ટાલિનવાદને અધમ ગુનાખોરી ને અધમ કૃત્ય માનીને ધિક્કારે છે, તો બીજી બાજુ સ્ટાલિનશાહીનો પૂરા બળ અને પ્રમાણદારીથી વિરોધ કરનારાઓને પણ તેવા ને તેટલા જ જોશથી ધિક્કારીને અવગણે છે! પાર વગરના લોકો જેમને શ્રમ-છાવણીઓમાં રહીને પૂરી બરબાદી વહોરવી પડી છે એમના કિસ્સાઓમાં જાંચ તપાસ કે નિવેડો ૧૯૬૪ની સાલમા પણ—સાંપડયાં નથી.

આજે એ બધું બાકી છે. એ બધા ફરીને કામ થાય, તે માટેતી સગવડ-સોઇ આપવાનું હજી બાકી છે. થયું છે એ તો ફક્ત દેખાડવા પૂરતા ખપતું જ, આવું-જ કંઈક વલણ સોવિયેટ છાપાંઓ તેમજ પ્રેસનું સ્પષ્ટપણે ઊપસતું જાય છે. હવે ફેસીસ્ટ કે નાઝી શ્રમ-છાવણીઓ અંગે દહાડે દહાડે ઓછું લખવાની નીતિનો આચાર વધુ ને વધુ બહોળો-મહોળો થઇ રહ્યો છે. આ બધા રોગગ્રસ્ત લક્ષણો નહીં તો બીજું શું? નાઝી અને ફેસીસ્ટ શ્રમ-છાવણીઓ વિષે આમ ચૂપ થવાનો અર્થ સોવિયેટ શ્રમ-છાવણીઓ સાથે એનું લોકોના દિમાગમાં તોલન ન આવે એવું કરવા સિવાય બીજો કયો હોય?

"વસ્તુતઃ આશય આવો જ છે એ સમજી શકાય એવી સીધી-સાદી બાબત છે. દુઃખદ હકીકત તો એ છે કે, આવી મૃત્યુ-છાવણીઓ પહેલવહેલી કાંઈ જર્મનોએ શરૂ કરી નહોતી. એનો પ્રારંભ સોવિયેટ સંઘમાં જ થયેલો.

ફૂંકી દેવામાં આવેલો. અને એની મા નહી મટી તેથી ૧૯ વર્ષથી સાઇબિરિયાની ઓકેદીઓની શ્રમ-છાવણીમાં સબડતી હતી. ઓકુદ્‌ઝહાવાએ ૯૯ જેટલા ગીતો રચેલા. પણ એ બધા વ્યંગ, કટાક્ષ તેમ ઉપહાસયુક્ત હતા. એના ગીતોની ફોનોગ્રાફ રેકોર્ડ મેળવવી એ તદ્દન અશક્ય હતું કેમકે એનું રેકોર્ડિંગ થતું હતું ત્યારે એકળ અનામી એવા કોઇક ' Somebody ' એ—અધવચ્ચે અટકાવી દીધેલું. આમ છતાંય, આખા રશિયામા એ ગીતોનું ગુંજન ચોમેર છૂટથી થતું. એની ટેપરેકોર્ડ નગર અને ચૌટે-ચોરે ફરતી રહેતી. ટેપરેકોર્ડરો વસ્તુતઃ ખૂબ સોંઘા છે તેથી લોકો મોટે ભાગે એનો આવા ગીતો સાભળવા માટે નોંધવામાં ઉપયોગ કરે છે. સાંભળનારામા લગભગ જુવાનો જ હોવાના !

ઓકુદ્‌ઝહાવા મોસ્કોની શેરીઓ અને ગલીકુચીના, કંગાળ-ભૂખડી પેટાભાડે રેવાયેલ ખોલીઓના, અને અદના આદમીના ગીત ગાતો ફરતો એ ભમતો ફરતો લોકગાયક Chansonnier હતો.

ઓકુદ્‌ઝહાવાના ' લાવણી-પોવાડા 'ઓમા ' સૈનિક વિષેનો પોવાડો ' મશહૂર છે.

" હું મારો લબાદો, અસબાબ અને ટોપો
દુશ્મન માટે છેતરામણા ગોવાળો લઈ
ખૂંધી-કુબડી શેરીઓમા
કૂચ કરતો ફરીશ;
—સૈનિક થવું કેટલુ સહેલું છે ?
કેટલું સહેલું છે !
ઘરની નાની ઝંઝટ-જંજાળ ભૂલી
નહીં કામ કરુ, નહીં ભરણું ભરું
હું ચાલતો રહીશ.
ઓટોમેટિક રાઇફલથી રમતો રહીશ.
—સૈનિક થવું કેટલું સહેલું છે ?
કેટલું સહેલું !
જો ક્યાંઇક કૈં હોય ખોટું
મારે શી પરવા છે ?
સૌ વદે છે : " પિતૃભૂમિ
સર્વસર્વા છે ! "
કોઈ વાત માટે શિક્ષા નહી,
વાહ ! વાહ ! અહો-હો ! ખૂબ મજાનું !
અદના સૈનિક થવું રૂડું.
અદના સૈનિક થવું મજાનું.

ઓકુદ્‌ઝહાવા પોતાના લાવણી-પોવાડાનો પરિચય ' અમેરિકન સૈનિકના ગીત ' લેખે આપે છે. આ ભારે રસ પડે તેવી બાબત છે.

' યુદ્ધ માટે જવાબદાર કોણ ? ' —
એ લાવણીમા ઓકુદ્‌ઝહાવા ગાય છે :

પ્રથમ યુદ્ધ
ના, ન કોઈ દોષ-પાત્ર !
દ્વિતીય યુદ્ધ—
અવશ્ય કો' દોષ-પાત્ર !
તૃતીય યુદ્ધ—
હું હું હું જ દોષ-પાત્ર !

યુનિવર્સિટીમા ગાએલી તે સાંજ મારે માટે જીવનભર યાદ રહે તેવો અનુભવ હતો. એક જુવાન સાઇબેરિયન કે જેનું ગિટારવાદન અત્યંત મધુર મોહક હતું ને કંઠે પણ સુંદર અને હલકદાર હતો એ ગીત ઉપાડતો હતો અને આખી મંડળી ઝુમતી ઝુમતી ઝીલતી હતી. મને તો તે ગીતોએ હલબલાવી મૂક્યો. સોવિયેટ રશિયામા આવા ગીતોનું અસ્તિત્વ હોય એજ મારી તો કલ્પના બહારની વસ્તુ હતી.

આ બધા હતા શ્રમ-છાવણીના કેદીઓના ગીતો એના ઉપર હાસ્ય રમૂજના વાઘાઓ વીંટયા હતા. પણ અંતરાલે તો ઘેરી વ્યથા-નિરાશા કારુણ્ય અને સંદેહનો સંભાર ગોપવ્યો હતો રશિયાને જાણે એ ગીતો મારફત વાણી ફૂટતી હતી. એ રશિયા કે જેને આપણે સર્જક શિરોમણી ટોલ્સ્ટોય અને દોસ્તોયેવ્સ્કીના મહાન સર્જનો દ્વારા ઓળખીએ છીએ !

આ બધા ગીતો સાચે જ શ્રુતિરમ્ય લયે રેલતા લોકગીતો જ હતા. સોવિયેટ રેડિયો પરથી પદ્ધતિપૂર્વક મચડેલું જડ સંગીત ગૂંડવામા

આવે છે તેમાંનું આમાં રજમાત્ર કંઈ નહોતું. એમાં હતો ધરતી પરનાં દુઃખનો ધીંગો ધણકારો. ક્યારેક પ્રાકૃતિક ઋજુતા તેમજ ગૂઢ, ગહન, કારુણ્યની રેલ!

છેવાડા સાઇબિરિયાના અંતરંગમાં આવેલા ગતિહીન ઉજ્જડ-બિહડ વગડાઓમા તાપણીઓથી તાપતાં તાપતા કેદીઓમાં આ ગીતો ઉદ્દભવ્યાં હતાં. અસંખ્ય કેદીઓ દિવસભરની વસમી વેઠથી નીચોવાઈ જઈ ચુખોસૂખો રોટીનો ટુકડો ને લટકામા અસહ્ય ઢોરમાર મેળવ્યા પછી આ ગીતોથી જ ગરમાવો–હૂંફ મેળવતા. આ ગીતોમા ગૂઢ દર્દ ઘૂંટી વક્રોક્તિ—વ્યાજોક્તિ અને ચીડ સાથેનો તોર છલકાતો હતો. કેમકે આ બધા કેદીઓ આ શ્રમ–છાવણીઓમાં હિજરાતા, દળાતા ત્યારે અનિચ્છાએ પણ સરકારી રેડિયો–પ્રચાર લાચાર થઈને સાંભળવો પડતો. એ રેડિયોપ્રચારમાં ઉપરાઉપરી વણથાકયે કહેવાતું કે 'યુનાઇટેડસ્ટેટ્સ ઓફ સોવિયેટ રીપબ્લીક વિશ્વ પરનો એકમેવ ને સર્વ પ્રથમ સમાજ-વાદી દેશ છે." "શ્રમ–જીવી લોકોની એ સૌથી ઇમાનદાર પિતૃભોમ છે." જોરશોરથી આ ઉપરાંત કહેવાતું કે "મહત્ત્વની વાત તો એ છે કે વિશ્વભરમા એ સૌથી મુકત દેશ છે!"

પરંતુ હવે તો કોઇ છાવણીઓમા લોક-ગીતોનો મબલખ ફાલ ઊતર્યો છે. જો કે હજી લોકજીભે એ બહુ ચઢ્યાં નથી. કારણ કે હજી હમણાં હમણાં એને ગાવાની હામ ભીડાય છે, આવી હામ ભીડનારાઓના આગેવાનો હોય છે હમેશની માફક વિદ્યાર્થીઓ જ.

જે ગીતો એટલાં બધા વ્યાપકરીતે પ્રસિદ્ધ નથી તે ગીતો શું અત્યારે કોઈ લખી લે છે? અથવા અત્યારે તેમ ન બનતું હોય તો જ્યારે તે ગીતો જે તથ્યનું ગાન કરે છે તે તથ્યો જર્જર પુરાણાં અને સાવ નીરસ બનશે ત્યારે શું તે ગીતો કોઈ લખી લેશે?

બહુ ઓછાંને સાંપડે તેવું, સંભવ છે કે કદાચ સૌથી પહેલું જ, આ વીસ ગીતોની ટેપરેકોર્ડ કરવાનું નસીબ મને સાંપડેલું (અલબત્ત માયાળુ વિદ્યાર્થીઓના સહાય સૌજન્યને કારણે). મારી સાથે એ ગીતો હું યુગોસ્લાવિયા લાવ્યો છુ. એ ગીતો નિઃશંકપણે આપણા યુગના મહત્ત્વનાં અને લાક્ષણિક લોકગીતો છે. આવા ગીતોની સરવાણી રશિયામાં શા માટે ફૂટી એ ભાગ્યે જ ન સમજાય તેવું ગણાય. દાયકાઓથી ચાલતી શ્રમ–છાવણીઓ જ આવાં લોકપ્રિય કાવ્યસર્જનોને પાગરવા માટે પૂરતી રસાળતા સાથેની ભૂમિ હતી. ગીત જ આવી વિશિષ્ટ પરિસ્થિતિનું એકમેવ સંભવિત સર્જન હતું. આ ગીતો પૂરા સૈકા સુધી ગવાતાં રહેવાનાં એ નિર્વિવાદ ઘટના છે.

(ધી ન્યૂયોર્ક ટાઈમ્સ ઈન્ટર–નેશનલ એડીશન માર્ચ ૨૦–૨૧ – ૧૯૬૫ મા આવેલ મિહેલો મિહાલોવના "મોસ્કો સમર—૧૯૬૪" ઉપરથી)

# ટ્રૅજેડી વિશે

—એરિસ્ટોટલ

અંગ્રેજી અનુવાદ : એસ. એચ
ગુજરાતી અનુવાદ : શિરીષ



૧

હેક્ઝામીટર પદ્યમા અનુક
અને કૉમેડીની વાત આપણે પ
આપણે ટ્રૅજેડીની મૂળ વ્યા
જઈને તેની ચર્ચા કરીએ. અ
ગયા તેની જ આ પરિણતિ

ત્યારે, ટ્રૅજેડી ગંભીર,
અમુક પરિમાણ ધરાવતી એક
અનુકરણ છે; એનું માધ્યમ અનેક રીતે અલંકૃત કરેલી ભાષા છે, નાટકના જુદા જુદા ભાગોમા આની જુદી જુદી રીતો જોવા મળે છે; આ અનુકરણની રીત નાટ્યાત્મક છે, કથનાત્મક નહી; એનું કાર્ય દયા અને ભીતિની લાગણીઓ જન્માવી તેનું વિમોચન (Catharsis) કરવાનું છે.

'અલંકૃત ભાષા' વડે હું એમ કહેવા માગુ છું કે એમા લય, 'સંવાદિતા' અને ગીત આવતા હોય. જુદા જુદા ભાગોમા કેટલીય રીતો' વડે હુ એમ કહેવા માગુ છું કે કેટલોક ભાગ માત્ર પદ્યના માધ્યમ દ્વારા જ અભિવ્યક્તિ પામે અને બીજો કેટલોક ભાગ ફરી ગીતની મદદ વડે અભિવ્યક્ત થાય.

હવે ટ્રૅજિક અનુકરણ અનુકર્તાઓનું સૂચન
છે એટલે અનિવાર્ય રીતે સૌથી પહેલા
સામગ્રી (Spectacular equipment)
ડીનો એક અંશ બનશે. પછી ગીત અને
રચનાનુ સ્થાન. કારણ કે આ બે અનુકરણના
ધ્યમ છે. 'પદરચના' વડે હું સૂચવું
શબ્દોની માત્ર છંદોબદ્ધ સંકલના; અને
ીત' નો જે અર્થ બધા સમજે છે તે જ
ર્થ મારે મન સ્વીકાર્ય છે

ફરી કહીએ, ટ્રૅજેડી એક ક્રિયાનુ અનુકરણ છે; ક્રિયા ચરિત્ર (Character) અને બૌદ્ધિક તત્ત્વ (thought) ની અમુક વિશિષ્ટતાઓ ધરાવતા અનુકર્તાઓનું સૂચન કરે છે; કારણ કે એ દ્વારા જ આપણે ક્રિયા સમજી શકીએ અને ક્રિયાઓના સ્વાભાવિક ઉદ્દગમસ્થાનો આ બૌદ્ધિક તત્ત્વ અને ચરિત્ર છે, અને વળી બધી સફળતા અને નિષ્ફળતાનો આધાર ક્રિયાઓ ઉપર છે આથી વસ્તુ ક્રિયાનું અનુકરણ છે. અહી વસ્તુનો અર્થ પ્રસંગસંકલના તરીકે હું ઘટાવુ છું. પાત્રો જે કરે છે તે નૈતિક દૃષ્ટિએ સત્ય છે કે અસત્ય તે ચરિત્ર વડે નક્કી થાય છે.

જ્યા કોઈ વિધાન પુરવાર થાય ત્યા

* Tragedy is the imitation of an action નો સાદો અનુવાદ 'ટ્રૅજેડી ક્રિયાનું અનુકરણ છે. એવો થાય પણ એરિસ્ટોટલ 'એક જ ક્રિયા' પર ભાર મૂકે છે એટલે 'એક' વિશેષણ વાપર્યું છે.

બૌદ્ધિક તત્ત્વની અનિવાર્યતા હોય છે અથવા વ્યાખ્યા પામેલું કોઈ સામાન્ય સત્ય પણ બૌદ્ધિક તત્ત્વ હોઈ શકે. એટલે દરેક ટ્રેજેડીમાં છ ઘટક અંશો હોવા જ જોઇએ. આ ઘટક અંશો તેની વિશિષ્ટતા નિયત કરે છે. વસ્તુ, ચરિત્ર, પદરચના, બૌદ્ધિક તત્ત્વ, દૃશ્ય સામગ્રી અને ગીત. આમાંના બે ઘટક અંશો અનુકરણના માધ્યમનું બંધારણ ઘડે છે, એક અંશ અનુકરણની રીત ઘડે છે અને બાકીના ત્રણ અંશો અનુકરણના પદાર્થો છે. આ બધા સાથે યાદી પૂરી થાય છે. આ ઘટક અંશો બધા કવિઓ યોજે છે એમ આપણે કહી શકીએ; વાસ્તવમાં દરેક નાટકમાં દૃશ્ય સામગ્રીની સાથે સાથે ચરિત્ર, વસ્તુ, પદરચના, ગીત અને બૌદ્ધિક તત્ત્વ પણ હોય છે.

આ બધામાં સૌથી મહત્ત્વનો ઘટક અંશ પ્રસંગસંકલનાનો છે. કારણ કે ટ્રેજેડી જીવનનું અને એક ક્રિયાનું અનુકરણ છે; માનવોનું નહીં. જીવન ક્રિયાઓમાં ધબકે છે, અને એનો અંત ક્રિયાની રીતમાં છે, ક્રિયાની વિશિષ્ટતામાં નથી. હવે, ચરિત્ર માનવોના ગુણ નિયત કરે છે પણ તેઓ સુખી કે દુઃખી થાય છે તો તેમની ક્રિયાઓ વડે, એટલા માટે ચરિત્રની રજૂઆતની દૃષ્ટિ સાથે નાટ્યાત્મક ક્રિયાની વાત નથી આવતી. ક્રિયાઓ પછી ગૌણસ્થાને ચરિત્ર આવે છે. આથી પ્રસંગો અને વસ્તુ ટ્રેજેડીનાં સાધ્ય છે; આ સાધ્ય એ જ બધામા મુખ્ય છે. ફરીથી કહીએ કે ક્રિયા વિના ટ્રેજેડી સંભવી નં શકે; પણ ચરિત્ર વગર તે સંભવી શકે. આપણા મોટા ભાગના અર્વાચીન કવિઓની ટ્રેજેડી ચરિત્રોની રજૂઆતમાં નિષ્ફળ નીવડી છે; સામાન્ય રીતે પણ કવિઓ માટે આ વાત સાચી છે. એ જ પ્રમાણે ચિત્રમાં પણ; અને અહીં Zenxis અને Polygnotus વચ્ચે ભેદ પડે છે. Polygnotus ચરિત્રનું વર્ણન સારી રીતે કરે છે, Zenxis ની શૈલીમાં નૈતિકતા નથી. ફરી કહું છું, ધારો કે કોઈ ટ્રેજેડીમાં ચરિત્રની અભિવ્યક્તિ કરે તેવી યુક્તિઓને સાથે મૂકી હોય, તે પદરચના અને બૌદ્ધિક તત્ત્વમાં સુન્દર હોય, એમ છતાં આ બધામાં ઊણી કોઈ ટ્રેજેડી હોય પણ તેમાં વસ્તુ અને કલાત્મક રીતે પ્રસંગસંકલના હોય તો આ ટ્રેજેડી જેટલી અનિવાર્ય ટ્રેજિક અસર પેલી ટ્રેજેડી નહીં ઉપજાવી શકે. આ ઉપરાંત, ટ્રેજેડીમાં આવેગસભર રસના સર્વથી વિશેષ શક્તિશાળી તત્ત્વો Peripetia – પરિસ્થિતિની વિપરીતતા અને શોધ – આત્મપરિચિતિ – ( recognition ) વસ્તુના અંશો છે. આ વાતનું વિશેષ પ્રમાણ એ છે કે નવોદિત કલાકારો વસ્તુની સંકલનાની કુશળતા મેળવતાં પહેલાં પદરચના અને પાત્રાલેખનની નિશ્ચિતતામાં કુશળતા પ્રાપ્ત કરે છે. આ જ પ્રમાણે બીજા બધા નવોદિત કવિઓમા પણ બને છે.

ત્યારે, વસ્તુ ટ્રેજેડીનો સર્વપ્રથમ સિદ્ધાન્ત છે અને જાણે ટ્રેજેડીનું સારસર્વસ્વ. ચરિત્રનું સ્થાન બીજું છે. આ જ હકીકત ચિત્રકલામાં પણ જોવા મળે છે. જેટલો આનન્દ માત્ર ચાક વડે દોરાયેલી કોઈ આકૃતિથી થાય છે તેટલો આનન્દ ગમે તેટલા સુન્દર રંગો ગમે તે રીતે જેમાં યોજ્યા હોય એવી આકૃતિથી થતો નથી. આ રીતે ટ્રેજેડી એક ક્રિયાનું અનુકરણ છે, અને પછી ક્રિયાને અનુસરીને ચરિત્રોનું અનુકરણ છે.

ત્રીજું સ્થાન બૌદ્ધિક તત્ત્વનું છે, એટલે કે યોજાએલા સંજોગોમાં શું સંભવિત છે અને યથોચિત છે તે દર્શાવતું બૌદ્ધિક તત્ત્વ. ઉક્તિ (Speech) ની બાબતમાં આ કાર્ય રાજ્યનીતિશાસ્ત્ર અને વાગ્મિતાનું છે; અને એટલે જ પ્રાચીન કવિઓ તેમનાં પાત્રો પાસે નાગરિકજીવનની ભાષા બોલાવતા અને આપણા સમકાલીન કવિઓ વક્તાઓની ભાષા બોલાવે છે.

જે નૈતિક હેતુ ઉઘાડો પાડે અને માનવી કઇ જાતની વસ્તુઓનો તિરસ્કાર–પુરસ્કાર કરશે એ બતાવે છે તે ચરિત્ર. એટલા માટે આ ન દર્શાવતી ઉક્તિઓ અને જેમાં બોલનાર કોઈ પણ વસ્તુનો તિરસ્કાર–પુરસ્કાર કરતો નથી તે

ઉક્તિઓ ચરિત્રની અભિવ્યક્તિ કરતી નથી. જ્યારે બીજી બાજુએ, જ્યા કંઈક હોવું કે ન હોવું સિદ્ધ થાય છે અથવા જ્યા સામાન્ય સત્ય ઉદ્ભવે છે ત્યા બૌદ્ધિક તત્ત્વ જડી આવે છે.

ઉપર ગણાવેલા ઘટક અંશોમા ચોથું સ્થાન પદરચનાનું છે. આગળ કહેવાઈ ગયું છે તેમ, હું એનો અર્થ — શબ્દોમા અર્થની અભિવ્યક્તિ-ઘટાવું છું. ગદ્યમા હોય કે પદ્યમા, તે પલટાતી નથી.

બાકી રહેલા બે ઘટક અંશોમા ગીતનું સ્થાન અલંકરણમા મહત્ત્વનું છે.

હા, દશ્યસામગ્રીને પોતાનું આગવું આવેગજન્ય આકર્ષણ હોય છે, પરંતુ બધા ઘટક અંશોમા તે સૌથી ઓછી કલાત્મક છે અને કાવ્યકલા સાથે સૌથી ઓછી સંકળાયેલી છે. કારણ કે ટ્રૅજેડીનું સામર્થ્ય એની રજૂઆત અને અનુકર્તાઓ વગર પણ અનુભવી શકાય છે. વળી, દશ્ય – અસરો કવિ ઉપર નહીં, પણ રંગભૂમિની આયોજના ઉપર વધારે નિર્ભર હોય છે.

૨

આ ઘટક અંગો નિશ્ચિત કર્યા પછી, હવે આપણે વસ્તુની યોગ્ય સંકલનાની ચર્ચા કરીએ, કારણ કે વસ્તુ ટ્રૅજેડીમા સર્વપ્રથમ અને સર્વાધિક મહત્ત્વની વસ્તુ છે.

હવે આપણી વ્યાખ્યા પ્રમાણે ટ્રૅજેડી સ્વયંપર્યાપ્ત, સમગ્ર અને અમુક પરિમાણ ધરાવતી એક ક્રિયાનું અનુકરણ છે; કારણ કે કોઈ વસ્તુ સમગ્ર હોઈ શકે અને છતા પરિમાણ-વિહોણી હોય. જેને આરમ્ભ, મધ્ય અને અન્ત છે તે પૂર્ણ છે. અનિવાર્ય ક્રમમા, જેનું પુરોગામી કોઈ નથી પણ સ્વાભાવિક રીતે જે કોઈનું અનુગામી થાય છે કે બને છે તે પ્રારમ્ભ. એથી ઊલટું, સ્વાભાવિક રીતે કાં તો અનિવાર્યતા ઊભી થવાથી કે નિયમ પ્રમાણે જે કોઈનું અનુગામી છે પરંતુ જે કોઈનું પુરોગામી નથી તે અન્ત. જે કોઈનું અનુગામી છે અને સાથે સાથે પુરોગામી પણ છે તે મધ્ય. એટલે સુગ્રથિત વસ્તુમા યદચ્છાએ ન પ્રારમ્ભ હોવો જોઈએ કે ન અન્ત, પણ આ સિદ્ધાન્તો અનુસાર જ હોવું જોઈએ.

વળી, કોઈ પણ સુન્દર પદાર્થમા – પછી તે કોઈ સજીવનું ચિત્ર હોય કે જુદા જુદા અંશોની પૂર્ણ ગૂંથણી હોય–માત્ર આ અંશોની ક્રમબદ્ધ સંકલના પૂરતી નથી, પણ તેને અમુક પરિમાણ પણ હોવું જ ઘટે; કારણ કે સૌન્દર્ય પરિમાણ અને ક્રમ પર નિર્ભર હોય છે. એથી, ખૂબ નાનું ચિત્ર સુન્દર ન હોઈ શકે, કારણ કે સમયની એ ક્ષણનો રસાસ્વાદ ન માણી શકીએ એ રીતે એ ચિત્ર દેખાય છે. વળી કોઈ ખૂબ મોટું ચિત્ર પણ સુન્દર ન હોઈ શકે કારણ કે આપણી આખ એને એકી સાથે ગ્રહણ કરી શકતી નથી; સમગ્રની એકતા અને સૂઝ પ્રેક્ષક માટે તો નાશ પામી ચૂકેલા હોય છે. ઉદાહરણ લેવું હોય તો ધારો કે કોઈ પ્રાણી હજાર માઈલ લાબુ હોય તો! એટલા માટે કોઈ પ્રાણીના શરીરની બાબતમા કે અશરીરી પદાર્થમા અમુક પરિમાણ અનિવાર્ય છે. આ પરિમાણ એકી નજરે ગ્રસી શકાય એવુ હોવું જોઈએ, એટલા જ માટે વસ્તુમા અમુક લબાઈ પણ હોવી અનિવાર્ય છે. આ લબાઈ સ્મૃતિ વડે આપણે ગ્રસી શકીએ એટલી હોવી જોઈએ. નાટ્યાત્મક સ્પર્ધા અને ઇન્દ્રિયજન્ય રજૂઆતના સન્દર્ભમા લંબાઈની મર્યાદા કલાત્મક સિદ્ધાન્તનો ભાગ નથી બનતી. કારણ કે જો ૧૦૦ ટ્રૅજેડી-ઓની એકી સાથે સ્પર્ધા યોજાઈ હોય તો તેમની મર્યાદા જડ ચોકઠાઓમા જ રહેવાની, આપણને એમ કહેવામા આવ્યુ છે કે એમ પહેલા થતું હતું. પરન્તુ નાટકની પ્રકૃતિએ પોતે જે મર્યાદા નિયત કરી છે તે તો આ છે: પૂર્ણ પ્રવાહી હોય એવી શરતે, જેમ લબાઈ વધારે તેમ તેની લંબાઈને લીધે તે વધુ સુન્દર. સામાન્ય રીતે આ વાત કહેવી હોય તો આપણે

કહી શકીએ કે સંભવિતતા કે અનિવાર્યતાના નિયમ પ્રમાણે ઘટનાઓનો ક્રમ દુર્ભાગ્યમાથી સદ્‌ભાગ્ય તરફ કે સદ્‌ભાગ્યમાંથી દુર્ભાગ્ય તરફ જઈ શકે એટલું પરિવર્તન સાધી શકે એવી મર્યાદાઓમાં, યોગ્ય પરિમાણ જળવાવું જોઇએ.

૩

કેટલાક લોકો માને છે તેમ વસ્તુની એકતા ( Unity ) નાયકની એકતામા નિહિત નથી. કારણ કે એક માનવીના જીવનમા અસંખ્ય બનાવો બને છે, તેમને એકતા અર્પી ન શકાય; અને એ રીતે એક માનવીની અનેક ક્રિયાઓ હોય છે, એમાંથી આપણે એક ક્રિયા ઉપજાવી ન શકીએ. તેથી આપણને જે કવિઓએ a Heracleid, a Theseid અને એવાં બીજાં કાવ્યો રચ્યાં છે તેમાં આ ભૂલ જોવા મળે છે. આ લોકો એમ માને છે કે Heracles એક માનવ હતો, માટે હેરાક્લીસની વાર્તામા એકતા હોવાની જ. પરંતુ, જેમ બીજી બધી બાબતોમા બીજાઓની સિદ્ધિઓને હોમર વટાવી જાય છે તેમ અહીં પણ કાં તો કલાસિદ્ધિ વડે કે જન્મજાત પ્રતિભા વડે હોમર સરસ રીતે સત્ય શોધી કાઢે છે. 'ઓડેસી' ની રચના કરતી વખતે તેણે ઓડેસીયસના બધાં સાહસોનો સમાવેશ કર્યો નથી, જેવાં કે પાર્નેસસમા એને થયેલો ઘા કે અતિથિઓની તપાસ વેળાનું તેનું દંભી પાગલપણું — જે બનાવોમાં અનિવાર્ય કે સંભવિત સમ્બન્ધ જ ન હતો. પરંતુ આપણે જેને એક સમજીએ છીએ તેવી 'ક્રિયા' ની આજુબાજુ તેણે 'ઓડેસી' અને 'ઇલિયડ' રચ્યાં; કારણ કે બીજી અનુકરણ કરતી કલાઓમાં જેમ જ્યાં કોઈ પદાર્થનું અનુકરણ કરવામાં આવે ત્યારે જો તે એક હોય તો તેનું અનુકરણ પણ એક એકમમાં થાય છે, એટલે એક "ક્રિયા" ના અનુકરણરૂપે વસ્તુ હોવાથી ત્યાં એક અને સમગ્ર ક્રિયાનું અનુકરણ કરવામાં આવવું જોઇએ; અને જુદા જુદા અંશોનું રચનાત્મક સંયોજન એવી રીતનું હોવું જોઈએ કે જો તેમાંથી એક અંશ પણ આઘોપાછો કરવામા આવે કે દૂર કરવામાં આવે તો આખું વસ્તુ અવ્યવસ્થિત થાય અને તેને હાનિ પહોંચે. કારણ કે જે વસ્તુની ઉપસ્થિતિ કે અનુપસ્થિતિ કોઈ સ્પષ્ટ તફાવત દર્શાવતી નથી તે કોઈ પૂર્ણનો સજીવ અંશ ન હોઈ શકે.

૪

વળી, આગળ જે કહેવાઈ ગયું છે તે પ્રમાણે જે બની ગયું છે તેની સાથે સમ્બન્ધ રાખવાનું કવિનું કાર્ય નથી, પરંતુ કવિએ તો શું થઈ શકે–સંભવિતતા અને અનિવાર્યતાના નિયમ પ્રમાણે શું શક્ય છે — એની જ સાથે સમ્બન્ધ રાખવાનો છે. કવિ કે ઇતિહાસકાર પદ્ય અને ગદ્યના માધ્યમને લીધે નોખા નથી પડતા. હીરોડોટસના લખાણને આપણે પદ્યમાં મૂકી શકીએ, અને છતા તે ઇતિહાસનો જ નમૂનો રહેશે, છંદોબદ્ધ થવાને લીધે ગદ્ય કરતાં ઊંચું સ્થાન નહિ મેળવે. સાચો ભેદ તો એ છે કે જે બની ગયું છે તેની સાથે એક જણ ( ઇતિહાસકાર ) સમ્બન્ધ રાખે છે, જ્યારે બીજો ( કવિ ) શું બની શકે એની સાથે સમ્બન્ધ રાખે છે. એટલા માટે કાવ્ય ઇતિહાસ કરતાં વધારે ગંભીર ( Philosophical) અને ઉચ્ચ વસ્તુ છે, કારણ કે કાવ્ય સમસ્તની અભિવ્યક્તિ કરવા તરફ ઢળે છે અને ઇતિહાસ વ્યક્તિગતની. સમસ્તનો અર્થ હું આમ ઘટાવું છું કે સંભવિતતા અથવા અનિવાર્યતાના નિયમ પ્રમાણે અમુક પ્રકારનો માનવી અમુક પ્રસંગે કઈ રીતે બોલશે કે વર્તશે. જે ચરિત્રોનું નામકરણ થાય છે તેમાં કાવ્યનો હેતુ આ સમસ્તતાનો છે. ઉદાહરણાર્થે, પહેલેથી અલ્સીબીઆડસે શું કર્યું ને શું ભોગવ્યું તે વ્યક્તિગત છે. કોમેડીમાં તો આ સ્પષ્ટ છે. કારણ કે અહીં, સંભવિતતાની દૃષ્ટિએ પહેલાં કવિ વસ્તુની યોજના કરે છે અને પછીથી

માત્રગત નામાભિધાન દાખલ કરે છે. આનાથી ઊલટી જ વાત વિશિષ્ટ વ્યક્તિઓ વિશે લખનારા બદનક્ષી કરતા કવિઓમા જોવા મળે છે. પણ ટ્રેજેડીમા, તેના લેખકો હજુ સાચા નામ રાખે છે, એનુ કારણ એ છે કે જે સંભવિત છે તે વિશ્વાસજન્ય હોય છે. જે બન્યુ જ નથી તેને આપણે સંભવિત માની શકતા જ નથી; પણ જે બની ગયુ છે તે તો અનિવાર્ય રીતે સંભવિત હોય છે, નહીંતર તે બન્યુ જ ન હોત આમ છતા કેટલીક ટ્રેજેડીઓ એવી પણ છે જેમા બે ત્રણ નામો સાચા હોય અને બાકીના કપોલકલ્પિત હોય અગાથોનની 'Anthens' જેવી બીજી ટ્રેજેડીઓમા કોઈ પ્રખ્યાત નથી ત્યા નામાભિધાન અને ઘટના બન્ને કપોલકલ્પિત છે છતા તેમાથી ઓછો આનન્દ મળે છે એમ નથી. એટલા માટે આપણે સામાન્ય રીતે ટ્રેજેડીના વિષયો તરીકે ચાલી આવતી દંતકથાઓનો જ આગ્રહ ન રાખવો જોઇએ ખરેખર એવો પ્રયત્ન કરવો પણ મૂર્ખાઇભર્યો છે. કારણ કે જે વિષયો પ્રખ્યાત છે તેનાથી મોટા ભાગના તો અજાણ છે અને છતા દરેકને આનન્દ તો આવે જ છે આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે કવિ કે 'કર્તા'એ પદ્યકાર થવાને બદલે વસ્તુના રચનાર થવું જોઇએ: કારણ કે તે અનુકરણ કરનારો કવિ છે, અને જેનુ અનુકરણ કરે છે તે ક્રિયાઓ છે. અને જો એ કોઈ ઐતિહાસિક વિષયની પસંદગી કરે તો તે કવિ કરતા ઊતરતી કક્ષાનો નથી બનતો, કારણ કે જે ખરેખર બની ગયા હોય એવા બનાવોને સંભવિતતા કે અનિવાર્યતાનો નિયમ ન લાગી શકે એવુ કોઈ કારણ નજરે પડતુ નથી; એમનામા આવા ગુણ મૂકવાની શક્તિ છે એટલે તો એમનો કવિ કે 'કર્તા' છે.

બધા વસ્તુ અને ક્રિયાઓમા જે માત્ર ઉપકથાપ્રધાન (episodic) છે તે નિમ્નતમ છે, જેમા ઘટનાઓ કે બનાવો કોઈ પણ સંભવિત કે અનિવાર્ય ક્રમ વગર જ એક પછી એક આવતા હોય એવા વસ્તુને હું ઉપકથાપ્રધાન વસ્તુ કહું છુ. ખરાબ કવિઓ પોતાની અશક્તિને લીધે આમ કરે છે, જ્યારે સારા કવિઓ નાટકકારોને ખુશ કરવા માટે આમ કરે છે, કારણ કે તેઓ સ્પર્ધા માટે ટ્રેજેડી લખે છે, વસ્તુને તેની મર્યાદાની બહાર ખેંચી જાય છે અને ઘણુ કરીને તેમા સ્વાભાવિક સાતત્યનો ભંગ કરવાની તેમને ફરજ પડે છે.

પણ વળી, ટ્રેજેડી એ માત્ર એક સ્વયં-પર્યાપ્ત ક્રિયાનુ અનુકરણ નથી પણ સાથે સાથે દયા અને ભીતિ ઉપજાવતા બનાવોનું પણ અનુકરણ છે. જ્યારે આપણા આશ્ચર્ય વચ્ચે અણધારી રીતે બનાવો આવી ચઢે ત્યારે આવી અસર સર્વોત્તમ રીતે નીપજી શકે; સાથે સાથે જ્યારે બનાવો કાર્ય અને પરિણામના પૂરકરૂપે આવે ત્યારે અસર વધુ ઉચ્ચતર બને. તેમની જાતે જ બનાવો આકાર ધારણ કરે કે અકસ્માત પડે આકાર ધારણ કરે તેના કરતા વધારે ટ્રેજિક આશ્ચર્ય ઉપરોક્ત પરિસ્થિતિમા હોય છે કારણ કે કાકતાલીય બનાવો પણ જો કંઈક કલાત્મક હોય તો ખૂબ પ્રભાવશાળી હોય છે. ઉદાહરણાર્થે, તહેવારના એક દિવસે જ્યારે આર્ગોસમા Mytys નુ ખૂન કરનાર Mytys નું પૂતળુ જોતો હતો ત્યારે તે એમા ઉપર પડયું અને તે મરી ગયો આવા બનાવો માત્ર આકસ્મિક નથી હોતા. એટલા માટે, આવા સિદ્ધાન્તો પર સંયોજના પામેલ વસ્તુ સર્વોત્તમ હોય છે.

૫

વસ્તુ કા તો સરલ કે કા તો સંકુલ હોય છે, કારણ કે વસ્તુ વાસ્તવજીવનની જે ક્રિયાઓનુ અનુકરણ કરે છે તે ક્રિયાઓમા પણ સ્પષ્ટ રીતે આવો ભેદ દેખાય છે. હુ સરલ ક્રિયાનો અર્થ આમ ઘટાવુ છુ: જે ક્રિયા ઉપર્યુક્ત સન્દર્ભમા એક અને સાતત્ય ધરાવે છે અને જ્યા પરિસ્થિતિની વિપરીતતા અને શોધ–આત્મપરિચિતિ

નથી તે ક્રિયા. આવી વિપરીતતા કે શોધ-આત્મપરિચિતિ—અથવા બંને વડે જ્યાં પરિવર્તન સધાય છે તે ક્રિયા સાંકુલ કહેવાય. વિપરીતતા અને શોધ વસ્તુના આન્તરિક બંધારણમાંથી નીપજવાં જોઈએ, જેથી જે પરિણામ નીપજે તે અનિવાર્ય રીતે કે સંભવિત રીતે પુરોગામી ક્રિયાની નીપજ હોય. કોઈ પણ બનાવ કાં તો 'આને કારણે' અથવા 'આની પછી' વાળો હોય તો ત્યાં બહુ ભેદ પડી જાય છે.

૬

પરિસ્થિતિની વિપરીતતાના પરિવર્તન વડે ક્રિયા સામા અન્તિમે જતી રહે છે, અને તે સંભવિતતા અને અનિવાર્યતાના આપણા નિયમ પ્રમાણે બનવી જોઈએ. આ રીતે 'ઈડીપસ'માં સંદેશવાહક ઈડીપસને આનન્દ આપવા માટે અને ઈડીપસની માતાની ચિન્તાઓમાંથી મુક્ત કરવા માટે આવે છે, પણ તે કોણ છે એ વાત જાહેર કરી દઈને તો વિપરીત અસર ઉપજાવે છે. વળી, 'લિન્સીયસ'માં લિન્સીયસ એના મૃત્યુની નજીક જાય છે અને ડેનૌસ તેની સાથે તેની કતલ કરવા જાય છે; પણ આ ક્રિયાનું પરિણામ વિપરીત આવે છે; ડેનૌસને મારી નાખવામાં આવે છે અને લિન્સીયસ બચી જાય છે.

નામ સૂચવે છે તે પ્રમાણે શોધ-આત્મપરિચિતિ—અજ્ઞાનમાંથી જ્ઞાનમાં થતું પરિવર્તન છે; અને કવિએ જેમનું ભાગ્યનિર્માણ કાં તો સદ્‌ભાગ્ય કે દુર્ભાગ્ય માટે કર્યું છે તે વ્યક્તિઓ વચ્ચે પ્રેમ કે ધિક્કાર જન્માવે છે. જેવી રીતે ઈડીપસમાં બને છે તે રીતે શોધનું સર્વોત્તમ રૂપ તો ત્યારે નીપજે જ્યારે શોધ પરિસ્થિતિની વિપરીતતાની પડખે જ બનતી હોય. હા; બીજા પ્રકાર છે. સાવ ક્ષુદ્ર પ્રકારની નિર્જીવ વસ્તુઓ પણ શોધના પદાર્થો બની શકે; વળી, કોઈ વ્યક્તિએ અમુક કાર્ય કર્યું છે કે નહીં તે આપણે જાણી શકીએ કે શોધી શકીએ. આપણે આગળ કહી ગયા તેમ, જે શોધ-આત્મપરિચિતિ વ્યક્તિઓની હોય તે વસ્તુ અને ક્રિયા સાથે ખૂબ સંકળાયેલી હોય છે. વિપરીતતા સાથે ગૂંથાયેલી આ આત્મપરિચિતિ — શોધ દયા અને ભીતિ જન્માવશે; આપણી વ્યાખ્યા પ્રમાણે ટ્રેજેડીમાં વ્યક્ત થતી ક્રિયાઓ આ અસરો ઉપજાવે છે. વધારામાં, સદ્‌ભાગ્ય કે દુર્ભાગ્યની પ્રાપ્તિ આવી પરિસ્થિતિઓ પર નિર્ભર છે. તો વ્યક્તિઓ વચ્ચે થતી શોધ-આત્મપરિચિતિ—મા બની શકે કે એક જ વ્યક્તિની શોધ-આત્મપરિચિતિ—બીજી વ્યક્તિથી થઈ શકે, જ્યારે એ બીજી વ્યક્તિ તો પહેલેથી જ પરિચિત હોય—અથવા એમ પણ અનિવાર્ય હોઈ શકે કે આ શોધ-આત્મપરિચિતિ—બંને બાજુએ થાય. આ રીતે Orestes આગળ Iphigenia પત્ર મોકલાવતા જાહેર થઈ જાય છે, પણ Iphigenia આગળ Orestes ની પરિચિતિ માટે શોધ-આત્મપરિચિતિ—ની બીજી ભૂમિકા હોવી જોઈએ.

વસ્તુના બે ભાગ—પરિસ્થિતિની વિપરીતતા અને શોધ-આત્મ પરિચિતિ-જે આશ્ચર્યો સાથે આવી ચઢી છે. ત્રીજો ભાગ Suffering ના દશ્યનો છે. તે દશ્ય વિનાશાત્મક કે દુઃખપૂર્ણ ક્રિયા હોય છે, જેવી કે તખ્તા ઉપર મૃત્યુ, શારીરિક પીડા, ઘા વગેરે.

૭

(કોઈ સમગ્રના અંશો તરીકે ટ્રેજેડીના ઘટક અંશો યોજવા જોઈએ એ વાત આપણે આગળ વર્ણવી ગયા છીએ. હવે આપણે જે ભિન્ન અંશોમાં ટ્રેજેડી વહેંચાયેલી છે તે સમૂહગત અંશો — Prologue, Episode, Exode, Choric song ની ચર્ચા કરીએ; choric song, Parode અને stasimon માં વહેંચાયેલું છે. બધાં નાટકોમાં આ બધાં હોય છે. પણ કેટલાંક નાટકોમાં તખ્તા ઉપર અનુકર્તાઓનું ગીત[1] અને Commoi[2] હોય છે.

૧ કોરસનું ગીત નહીં.
૨ કોરસ અને અનુકર્તાઓનું સહગાન.

ટ્રેજેડીમાં પ્રારમ્ભથી માંડીને કોરસના Parode સુધીનો સમગ્ર ભાગ પ્રવેશક કહેવાય. બે સમ્પૂર્ણ choric songs વચ્ચેનો સમગ્ર અંશ 'ઉપકથા' (episode) કહેવાય. જેની પછી કોઈ choric song નથી આવતું તે ટ્રેજેડીના સમગ્ર ભાગને exode કહેવાય. Choric ભાગની વાત કરીએ તો કોરસની પ્રથમ અતૂટ ઉક્તિ તે Parode કહેવાય. Stasimon તે anapaests કે trochaic વગરનું choric ode કહેવાય; કોરસ અને અનુકર્તાઓના કરુણ સહગાનને commos કહેવાય. કોઈ પૂર્ણના અંશો તરીકે ટ્રેજેડીના ઘટક અંશો યોજવા જોઈએ એ વાત આપણે આગળ વર્ણવી ગયા છીએ. ટ્રેજેડી જે ભિન્ન અંશોમાં વહેંચાયેલી છે તે સમૂહગત અંશો અત્રે ગણાવ્યા.

૮

અત્યાર સુધી જે કહેવાઈ ગયું તેને અનુસરીને હવે વસ્તુની રચના કરતી વેળાએ કવિનું ધ્યેય કયા હોવું જોઈએ, શાનો તિરસ્કાર કરવો જોઈએ, અને ટ્રેજેડીની વિશિષ્ટ અસર નીપજાવનારા કયા સાધનોનો ઉપયોગ કરવો જોઈએ એની ચર્ચા આપણે કરવી જ જોઈએ.

આપણે જોઈ ગયા તેમ સંપૂર્ણ ટ્રેજેડી સરલ યોજના પર નહીં પરંતુ સંકુલ યોજના પર આધારિત હોવી જોઈએ. વળી, દયા અને ભીતિ ઉત્તેજિત કરતી ક્રિયાઓનું અનુકરણ ટ્રેજેડીએ કરવું જોઈએ, આ ટ્રેજિક અનુકરણનું વિશિષ્ટ લક્ષણ ગણાય છે. આ ઉપરથી સર્વ પ્રથમ એ વાત ફલિત થાય છે કે રજૂઆત પામતું ભાવી પરિવર્તન આ રીતનું નહી હોવું જોઈએ: કોઈ સજ્જનને સુખમાથી દુઃખમા જતો બતાવવો. કારણ કે આ ન દયા જન્માવી શકે, ન ભીતિ; માત્ર એ આપણને આઘાત જ આપે. કોઈ દુર્જનને દુઃખમાથી સુખ પ્રાપ્ત કરતો પણ બતાવવો ન જોઈએ, આ ટ્રેજેડીની પરિસ્થિતિથી સાવ વિરુદ્ધ કહેવાય; ત્યા કોઈ પણ જાતની ટ્રેજિક ગુણવત્તા હોતી નથી; એ નૈતિક રુચિને સંતોષી નથી શકતી, કે દયા–ભીતિ પણ જન્માવી નથી શકતી. વળી, અતિ દુર્જનનો વિનાશ થતો પણ બતાવવો ન જોઈએ. નિઃશંક રીતે આ જાતનું વસ્તુ નૈતિક રુચિને સંતોષી શકે પરંતુ દયા કે ભીતિ તો ન જ જન્માવી શકે; કારણ કે ગજા બહારના આવી પડેલા દુઃખથી દયા જન્મે અને આપણા જેવા જ માનવના દુર્ભાગ્યથી ભીતિ જન્મે; એટલે આવી પરિસ્થિતિ દયાજન્ય કે ભીતિ જન્ય નીવડી જ ન શકે. ત્યારે હવે આ બે અન્તિમોની વચ્ચે રહેલા ચરિત્રની શક્યતા બાકી રહે છે. તે માનવી સંપૂર્ણતઃ સજ્જન કે પ્રામાણિક ન હોવો જોઈએ, અને એમ છતા કોઈ દુર્ગુણ કે ચારિત્ર્યક્ષતિ વડે નહી પણ કોઈ નિર્ણયભૂલ કે નિર્બળતા વડે એને દુર્ભાગ્યપ્રાપ્તિ થવી જોઈએ. ઈડીપસ, થીએસ્ટસ કે આવા કુટુમ્બોના બીજા નામાંકિત માનવીઓના જેવા તે ખૂબ પ્રસિદ્ધ અને સંપન્ન હોવો જોઈએ.

એટલે સુગ્રથિત વસ્તુ કેટલાક લોકો આગ્રહ રાખે છે તેમ બેવડી પરિણતિવાળું નહી હોવું જોઈએ, પણ એક જ પરિણતિવાળું હોવુ જોઈએ (સજ્જન માટે સૌભાગ્ય અને દુર્જન માટે દુર્ભાગ્ય– એમ નહી) ભાવી પરિવર્તન અસદ્‌માથી સદ્ તરફ નહી પણ એથી ઊલટુ સદ્‌માથી અસદ્ તરફ થવું જોઈએ અને આ વિનિપાત દુર્ગુણના પરિણામરૂપે નહીં પણ આપણે આગળ જે વર્ણવી ગયા તેવા ચરિત્રમા કે ખરાબ કરતા સારા ચરિત્રમા કોઈ નિર્ણયભૂલ કે નિર્બળતાના પરિણામરૂપે સિદ્ધ થવો જોઈએ. રંગભૂમિનો ઇતિહાસ આપણી વાતની સાક્ષી પુરાવે છે. પહેલા કવિઓ જે કોઈ દંતકથા પોતાને માટે ચાલે તેનાથી કામ ચલાવતા હતા, પરંતુ હવે શ્રેષ્ઠ ટ્રેજેડીઓ માત્ર થોડા કુટુમ્બોની વાર્તા ઉપર

રચાય છે. જેવાં કે જેમણે કંઈ ભયંકર કાર્ય કર્યું છે કે ભોગવ્યું છે એવાં Alcmeon, Oedipus, Orestes, Meleager, Thyestes, Telephus. તો કલાના નિયમોને સંપૂર્ણ રીતે અનુસરીને ટ્રેજેડી આ જાતની રચનાવાળી હોવી જોઇએ. એથી જે વિવેચકો યુરિપિડિસના મોટા ભાગના દુઃખાન્ત નાટકોમા આ જાતનું સિદ્ધાન્તપાલન થતું હોવાને લીધે તેના પર આરોપ લગાવે છે તે લોકો ચૂકી ગયા છે. આપણે આગળ કહ્યું તેમ એ જ સાચો અન્ત છે. જો આવા નાટકો તખતા ઉપર અને સ્પર્ધા વખતે સારી રીતે ભજવાય તો ટ્રેજિક અસર ઉપજાવવામાં ખૂબ શક્તિશાળી હોય છે. ભલે વિષયની સામાન્ય યોજના કરવામા યુરિપિડિસ ચૂકી જતો હોય, પણ આ બાબતમાં તો તે સર્વશ્રેષ્ઠ ટ્રેજીક કવિ છે.

જે પ્રકારની ટ્રેજેડીને કેટલાક વિવેચકો પ્રથમ પંક્તિની ગણાવે છે તેનું સ્થાન ખરેખર બીજું આવે છે. 'ઓડેસી'ની જેમ ત્યા વસ્તુ બેવડું હોય છે અને સજ્જન માટે સુખાન્ત અને દુર્જન માટે દુઃખાન્ત એમ બેવડી યોજના હોય છે. પ્રેક્ષકોની નિર્બળતાને લીધે એને પ્રથમ પંક્તિની ગણવામા આવે છે, કારણ કે એ કવિ તેના પ્રેક્ષકવર્ગની ઇચ્છાને અને રુચિને માન આપીને આગળ ચાલે છે. પરંતુ આમાથી નિષ્પન્ન થતો આનન્દ સાચો ટ્રેજિક આનન્દ નથી. આ વાત તો કોમેડીને વધુ સ્પર્શે છે. ત્યાં Orestes અને Aegisthus જેવા બે એક બીજાના લોહીતરસ્યા દુશ્મનો કોઈનું ખૂન કર્યા વગર કે તેમનું ખૂન થયા વગર મિત્રો બનીને રંગભૂમિ પરથી ચાલ્યા જાય છે.

૬ દશ્ય સામગ્રીથી પણ દયા અને ભીતિ જન્મી શકે છે, પરંતુ એથી વધુ સારો માર્ગ એ કે વસ્તુના આન્તરિક બંધારણમાથી એ જન્મવી જોઇએ. એ ઉચ્ચતર કવિનું લક્ષણ છે કારણ કે વસ્તુની રચના એવી રીતે ગોઠવાવી જોઇએ કે ટ્રેજેડી જોવાને બદલે માત્ર સાંભળવાથી પણ ભીતિ અને દયા, જ્યા જે હોય તે જન્મી શકે. આ જાતની અસર ઇડીપસની વાર્તા સાંભળીને આપણને થવી જોઇએ. પરંતુ આવી અસર માત્ર દશ્યસામગ્રીથી ઉપજાવવી તે ઓછી કલાત્મક છે અને તે માત્ર બાહ્ય સજાવટ પર આધારિત છે. જે લોકો માત્ર રંગભૂમિનાં સાધનોનો ઉપયોગ કરીને આપણને ભડકાવે છે તે રાક્ષસી અસર ઉપજાવે છે, ભીતિજન્ય અસર ઉપજાવી શકતા નથી. તેઓ ટ્રેજેડીની કલાથી સાવ અજાણ્યા છે; કારણ કે દરેક પ્રકારનો આનન્દ આપણે ટ્રેજેડીમાથી પ્રાપ્ત કરવાનો નથી, પરન્તુ ટ્રેજેડીને અનુરૂપ જ આનન્દ પ્રાપ્ત કરવાનો છે. અનુકરણ વડે જન્મતી દયા અને ભીતિમાથી પ્રકટતા આનન્દનું ધ્યેય કવિએ રાખવાનું છે. માટે આ ટ્રેજિક ગુણ પ્રસંગો ઉપર જ પ્રભાવ પાડતો હોવો જોઈએ.

તો હવે ભયજન્ય અને દયાજન્ય તરીકે આપણને ચોંકાવે એવા સંજોગો કયા છે તે નિશ્ચિત કરીએ.

આ અસર જન્માવવાને શક્તિશાળી ક્રિયાઓ એવા માનવીઓ વચ્ચે બનવી જોઇએ જેઓ કા તો એકબીજાના મિત્રો હોય, કા તો એકબીજા પ્રત્યે ઉદાસીન હોય. ધારો કે કોઈ દુશ્મન તેના દુશ્મનને મારી નાખે તો આ ઘટનામાં કે આશયમાં દયા ઊપજે એવું કશું જ નથી. હા, જેને યાતના ભોગવવી પડે તેને માટે દયાજન્ય હોઈ શકે. એજ હકીકત એક બીજા પ્રત્યે ઉદાસીન માનવીઓની બાબતમા પણ. પરન્તુ જ્યારે એક બીજાનો પરિચય પામેલા અને એક બીજાના મિત્રો હોય અને જ્યારે તેમની વચ્ચે ટ્રેજિક બનાવ બને (ધારો કે ઉદાહરણ તરીકે, કોઈ ભાઈ ભાઇને મારી નાખે, અથવા મારી નાખવાનો આશય રાખે, પુત્ર પિતાને મારી નાખે, મા પુત્રને મારી નાખે, પુત્ર માને મારી નાખે, કે આ પ્રકારનાં કૃત્ય—)

ત્યારે કવિએ આવી પરિસ્થિતિઓ ટ્રેજેડી માટે યોજવી જોઇએ. સ્વીકારેલી દંતકથાઓનું સામાન્ય માળખું કવિ છિન્નભિન્ન કરી નાખી ન શકે. દાખલા તરીકે Orestes દ્વારા Clytemnestra નું ખૂન અને Alcmaeon દ્વારા Eriphyle નું ખૂન જેવી હકીકતો. પરંતુ તેની પોતાની આગવી શોધ કરવી જોઇએ અને વારસાગત સામગ્રીને કાર્યદક્ષતાથી સંસ્કારવી જોઇએ. કાર્યદક્ષતાથી સંસ્કારવી એટલે શું તેને વિષે વધારે સ્પષ્ટતા કરી લઇએ.

પ્રાચીન કવિઓની જેમ ક્રિયા સંપ્રજ્ઞાતપણે અને વ્યક્તિઓની અન્યોન્ય પરિચિતિ સાથે યોજી શકાય. આ રીતે યુરિપિડિસ મેડીઆ પાસે પોતાના બાળકોનુ ખૂન કરાવે છે. અથવા તો ભીતિજન્ય કૃત્ય અજાણતાથી થાય અને પાછળથી સગપણ કે મિત્રતા ઓળખી કાઢવામા આવે છે. સોફોક્લીસનું ઇડીપસ આનું દૃષ્ટાન્ત છે. હા, આ દૃષ્ટાન્તમા આ કૃત્ય નાટકની બહાર છે. પણ નાટકની ક્રિયામા આ કૃત્ય વણાઇ જાય એવા દૃષ્ટાન્તો પણ બની શકે. ઉદાહરણ લેવા હોય તો, Astydamas નો Alcmaeon કે Woundes Odysseus મા Telegomus—ને લઇ શકાય. હજુ ત્રીજી શકયતા બાકી રહે છે: વ્યક્તિઓની પરિચિતિ થઇ જવાથી કાર્ય બનતા બનતા ન બને ચોથી શકયતા એ છે કે કોઇ અમુક અયોગ્ય કાર્ય અજ્ઞાનથી કરવા જાય પણ તે પૂરું કરતા પહેલા શોધ થઇ જાય. આટલી જ શકયતાઓ છે. કારણ કે કૃત્ય કાં તો થવું જોઇએ, કાં તો ન થવું જોઇએ, અને તે જાણ્યે કે અજાણ્યે પરન્તુ આ બધી શકયતાઓમા વ્યક્તિઓની પરિચિતિ છતા અમુક કાર્ય કરવા પ્રેરાય અને પછીથી ન કરે તે શકયતા ક્ષુદ્રતમ કક્ષાની છે. એ ટ્રેજિક બન્યા વગર આઘાત આપે છે, કારણ કે પછી ઘોર યાતના તો આવતી જ નથી એટલા માટે કાવ્યમા આ શકયતા જોવા જ નથી મળતી, અને જોવા મળે તો બહુ જજ-પ્રમાણમા. હા, આનું એક ઉદાહરણ છે, એન્ટીગોનમા Haemon Creonના ખૂનની ધમકી આપે છે. બીજી અને સારી શકયતા એ છે કે કૃત્ય થવુ જોઇએ. એથી વધુ સારી શકયતા તો એ છે કે અજાણતા એ કૃત્ય થઇ જાય અને પાછળથી શોધ. ત્યા આપણને આઘાત આપવાની યોજના નથી, પણ શોધ—આત્મપરિચિતિ—વડે આશ્ચર્યજન્ય અસર જન્મે છે. છેલ્લી શકયતા શ્રેષ્ઠ છે, જેમકે Cresphontesમા Merope એના પુત્રને મારી નાખવા તત્પર થાય છે પણ તે કોણ છે એ જાણ્યા પછી તેને જીવતદાન આપે છે. એવી જ રીતે Iphigenia મા બહેન ભાઇને યોગ્ય સમયે ઓળખી જાય છે. Helle મા પણ પુત્ર માતાનો ત્યાગ કરવા તત્પર થયો પણ તે જ ઘડીએ માને ઓળખી. આગળ આપણે જોઇ ગયા તેમ શા માટે થોડા જ કુટુંબો ટ્રેજેડી માટે વિષય પૂરા પાડે છે એ સૂચવે છે. આવી પરિસ્થિતિઓની શોધ વેળાએ આ જાતના ટ્રેજિક બનાવો તેમના વસ્તુમા ગૂંથી લેવા પ્રેરાયા તે કલા વડે નહી, એ માત્ર સુખદ અકસ્માત ગણી શકાય. એટલા માટે આવા બનાવો જેમના ઇતિહાસમા બન્યા હોય તેવા કુટુમ્બોની મદદ લેવાની ફરજ પડી હતી.

પ્રસગસંકલના અને વસ્તુના યોગ્ય બંધારણ વિશે જે કહેવાયુ છે તે પૂરતું છે.

૧૦

ચરિત્ર અંગે ચાર બાબતોનુ ધ્યાન રાખવું જોઈએ. સર્વપ્રથમ અને સૌથી વધુ ઉપયોગી વાત એ કે તે સારું હોવું જ જોઇએ. હવે જો ઉક્તિ કે ક્રિયા દ્વારા કોઈ પણ પ્રકારના નૈતિક હેતુનો નિર્દેશ થતો હોય તે વડે ચરિત્રની અભિવ્યક્તિ થશે. જો હેતુ સારો હશે તો ચરિત્ર પણ સારું. આ નિયમ દરેક વર્ગ સાથે સબન્ધકર્તા છે. કોઈ સ્ત્રી સારી હોઈ શકે અને સાથે સાથે કોઈ ગુલામ પણ સારો હોઈ શકે ભલેને સ્ત્રીને નિમ્નતર કક્ષાની ગણવામાં

આવતી હોય અને ગુલામને સાવ ક્ષુદ્ર. બીજી વાત તેમના વર્ગની અનુરૂપતા ધ્યાનમાં રાખવાની છે. પુરુષમાં શૌર્યનો ગુણ હોય છે, પણ સ્ત્રીમાં શૌર્ય કે અસૈદ્ધાન્તિક ચાતુર્ય અયોગ્ય કહેવાય. ત્રીજી વાત એ કે ચરિત્ર જીવનને વાસ્તવિક હોવું જોઇએ; કારણ કે આગળ આપણે કહી ગયા કે ચરિત્ર સારું હોવું જોઇએ અને તેમના વર્ગને અનુરૂપ હોવું જોઇએ તેનાથી આ વાત જુદી જ છે. ચોથી વાત તેમની સંવાદિતાની છે, જો કે અનુકરણનો વિષય વિસંવાદી હોય પણ છતાં ચરિત્ર તે વર્ગના દૃષ્ટાન્ત તરીકે આવવું જોઇએ અને છતાં તે સંવાદિતાની દૃષ્ટિએ વિસંવાદી હોવું જોઇએ. ચરિત્રના નિરર્થક વિનિપાતના દૃષ્ટાન્ત તરીકે 'Orestes' માંના Menelaus ને લઈ શકીએ; અયોગ્ય અને અનનુરૂપ ચરિત્રના દૃષ્ટાન્ત તરીકે 'Scylla' ના Odysseus નો વિલાપ અને Melanippe ની ઉક્તિઓ; વિસંવાદિતાના દૃષ્ટાન્ત તરીકે Iphigenia at Anlis ને લઈ શકાય, કારણ કે અહીં Iphigenia પહેલાં જેવી હોય છે તેવી પછીથી રહેતી નથી.

વસ્તુની સંકલનાની જેમ ચરિત્રચિત્રણમાં પણ કવિએ અનિવાર્યતા કે સંભવિતતા—નો સંબંધ જોવો જોઇએ, આ રીતે કાં તો અનિવાર્યતા કે કાં તો સંભવિતતાના નિયમ પ્રમાણે અમુક પ્રકારના પાત્રે બોલવું જોઇએ કે વર્તવું જોઇએ. આ રીતે અમુક બનાવના અનુસન્ધાનમાં બીજો બનાવ અનિવાર્યતા કે સંભવિતતાની દૃષ્ટિએ જ બનવો જોઇએ. એથી સ્પષ્ટ થાય છે કે વસ્તુનો ઉકેલ વસ્તુમાંથી જ જન્મવો જોઇએ, Medea[1] કે Iliad[2] માં બને છે તેવો યાંત્રિક યુક્તિ ભરેલો ન હોવો જોઇએ. આવી યાંત્રિક યુક્તિઓનો આશ્રય માત્ર નાટકની બહાર બનતા બનાવો–ભૂતકાળના કે ભવિષ્યના બનાવો—માં લેવો જોઇએ. જે માનવજ્ઞાનની સીમાની બહાર છે તે બનાવો દેવો દ્વારા આગાહી કે જાહેરાત પામે છે, કારણ કે આપણે દેવોને ત્રિકાલજ્ઞાની માનીએ છીએ. ક્રિયાની અંદર કશું જ અલૌકિક ન રહેવું જોઇએ. જો અલૌકિકનો તિરસ્કાર ન થઈ શકે તો એને નાટ્યસંકલનાની બહાર રાખવું જોઇએ, ઉદાહરણ તરીકે સોફોક્લીસના ઇડીપસને લઈ શકીએ.

વળી ટ્રેજેડી સામાન્ય સ્તર કરતા ઉપલા સ્તરની વ્યક્તિઓનું અનુકરણ હોવાથી ટ્રેજિક કવિએ સારા રેખાચિત્રો દોરનારા ચિત્રકારોની રીત જોવી જોઇએ; તેઓ મૂળનું વિશિષ્ટ રૂપ ફરીથી જ્યારે રજૂ કરે છે ત્યારે તે મૂળની પ્રતિકૃતિ હોય તેમ લાગે છે, અને સાથે સાથે મૂળ કરતાં પણ વધારે સારી લાગે છે. તેવી જ રીતે કવિઓએ પણ જે લોકો દુર્વાસા સ્વભાવના કે પ્રમાદી કે ચરિત્રની બીજી ખામીઓવાળા હોય છે તેમનું અનુકરણ કરતી વખતે તેઓને તેવા તો રજૂ કરવા જોઈએ. પણ છતાં એથી વધુ સારા હોવા જોઇએ. આ રીતે Agathon અને Homer બંનેએ Ahillies નું ચરિત્ર આલેખ્યું છે.

કવિએ પાળવાના આ નિયમો છે. કવિતાને સંબન્ધકર્તા હોય તેવી ઇન્દ્રિઓને અપીલ કરે તેવી અસરોની અવગણના પણ તેણે કરવી ન જોઇએ. કારણ કે અહીં પણ ભૂલ થવાને ખૂબ અવકાશ છે. પરન્તુ આ વિશે તો આપણા પ્રકટ થયેલા નિબંધોમાં પૂરતું કહેવાઈ ગયું છે.

---

૧ Medea માં નાયિકા નાગ વડે હંકારાતા હવાઈ રથમાં બેસીને નાસી જાય છે.

૨ Iliad માં દેવી વચ્ચે પડવાથી જે ગ્રીક લોકો ઘર તરફ જઈ રહ્યા હોય તે અટકી જાય છે.

## ૧૧

શોધ – આત્મપરિચિતિ –વિશે આપણે આગળ જોઇ ગયા છીએ. હવે એના પ્રકારો ગણાવીએ

પહેલી અને સૌથી ઓછી કલાત્મક શોધ મોટા ભાગે કવિઓ યોજતા આવ્યા છે. આ રીત તેમની કવિત્વશકિતની ખામીમાથી જન્મે છે ચિહ્નો, નિશાનીઓ વડે આ શોધ થાય છે આમાની કેટલીક નિશાનીઓ તો જન્મજાત હોય છે. જેવી કે 'અહી જન્મેલાના શરીર પર ભાલાના નિશાન' કે Thyestes મા Carcinus ચમકતા તારા દાખલ કરે છે કેટલીક નિશાનીઓ જન્મ પછી કરવામા આવે છે, આમાની કેટલીક શારીરિક ચિહ્નો જેવા કે ઘારા; કેટલીક બાહ્ય નિશાનીઓ–નેકલેસ Tyro મા નાનકડા જહાજ વડે શોધ થાય છે. આ નિશાનીઓનો ઉપયોગ કવિ સારી રીતે કે ખરાબ રીતે પણ કરી શકે છે આ રીતે Odysseus ની શોધ એના ઘારા વડે એક બાજુ નર્સ[૧] કરે છે તો બીજી બાજુ ભરવાડો[૨] કરે છે. જ્યા કોઈ બાહ્ય નિશાનીનો ઉપયોગ પ્રતીતિના અતિમ હેતુ માટે કરવામા આવે તે શોધ કલાત્મકતાની દષ્ટિએ ઊણી કહેવાય વધુ સારી શોધ તો પ્રસગના અણધાર્યા વળાકથી થતી કહેવાય, જેમ Odyssey મા સ્નાન–દ્દશ્યમા બને છે તેમ ( નર્સવાળી)

કવિએ યદચ્છા કરેલી શોધો પણ એ જ રીતે કલાદષ્ટિએ ન્યૂન ગણાય. ઉદાહરણ તરીકે, Iphigeniaમા Orestes પોતે કહે છે કે હુ Orestes છુ. જ્યારે એની બહેન પત્ર વડે પોતાનો પરિચય યોગ્ય રીતે આપે છે; પણ Orestes કવિની ઇચ્છાનો ભોગ બને છે. વસ્તુમા એની અનિવાર્યતા ઊભી થતી નથી. આ ભૂલ પણ આગળ કહી ગયા તે પ્રકારની છે, કારણ કે Orestes પોતાનો પરિચય સાબીત કરવા માટે પોતાની સાથે બાહ્ય નિશાનીઓ પણ લાવી શકતો હતો. બીજુ દષ્ટાન્ત સોફોકલીસના Tereus મા 'શટલના અવાજ'નુ છે.

ત્રીજા પ્રકારની શોધ જ્યારે કોઈ પદાર્થને જોવાથી જે લાગણી થાય છે ત્યારે થતી સ્મૃતિ પર આધાર રાખે છે જેમકે Dicaeogenes ના Cyprians મા તેનો નાયક ચિત્ર જોઇને ચોધાર આસુએ રડી પડે છે; Lay of Alcinous મા પણ ઓડેસીયસ કોઈ કવિને લાયર વગાડતો સાભળીને ભૂતકાળ યાદ કરે છે અને રડી પડે છે; અને આમ બનેમા શોધ થાય છે ચોથા પ્રકારની શોધ બુદ્ધિ વડે થાય છે જેમકે, Choephori મા Electra બોલે છે, મારા જેવો કોઇ આવ્યો છે Orestes સિવાય કોઇ મને મળતો ન આવી શકે, માટે તે જ આવ્યો હોવો જોઇએ આવી જ શોધ Polyidus the sophist ના Iphigenia among the Tanrians મા Iphigenia દ્વારા થાય છે. Orestes આ વાત બોલે તો તેના માટે તે સ્વાભાવિક કહેવાય 'તો મારે પણ મારી બહેનની જેમ વેદી આગળ બલિદાન આપવુ જ જોઇએ" વળી, Theodectes ના Tydens નાટકમા પિતા બોલે છે 'હુ મારા પુત્રને ખોળવા આવ્યો હતો પણ મે મારુ જીવન ગુમાવ્યુ.' એવી જ રીતે Phineidae મા સ્ત્રીઓ અમુક સ્થાન જોઇને તેમના ભાગ્ય વિશે તર્ક કરે છે 'અહી આપણે મૃત્યુ પામીશુ, કારણ કે અહી આપણે જાહેર થયા હતા" વળી એક જુદા જ પ્રકારની પણ શોધ છે જેમા કોઈ ચરિત્રને અગે ભ્રાન્તિકારક અનુમાન હોય, જેમ ઓડેસિયસને સદેશવાહક તરીકે છુપાવવામા આવે છે. જ બોલ્યો

---

૧ નર્સ વડે થતી શોધ સ્વાભાવિક ગણી શકાય, સ્નાનગૃહમા તે Odysseus નુ શરીર ધોવા આવે છે.

૨ ભરવાડો વડે થતી શોધ ખરાબ કહેવાય મરણકે ત્યા Odysseus જાતે જ પોતાની પરિસ્થિતિની આ પ્રતીતિ કરાવવા પોતાનુ ઘારુ બતાવે છે

–કોઈ ધનુષને વાળવા માટે શક્તિમાન નથી. છતાં ઘ (છુપાયેલો ઓડેસિયસ)એ કલ્પના કરી. જે ધનુષ ગ એ જોયું નથી તે ગ ઓળખી કાઢશે; આવાં સાધનો વડે જે શોધ થાય, (એવી આશાએ કે ગ ધનુષ ઓળખી કાઢશે) તે ભ્રાન્તિકારક અનુમાનની છે.

પરંતુ બધી શોધોમા જે શોધ પ્રસંગોમાંથી જ જન્મે છે અને જ્યાં આશ્ચર્યજન્ય શોધ સ્વાભાવિક રીતે થાય છે તે શોધ સર્વશ્રેષ્ઠ છે. સોફોકલીસના ઇડીપસમા આમ બને છે; Iphigenia માં પણ આમ બને છે; કારણ કે Iphigenia ને પત્ર લખવાની ઇચ્છા થાય તે સાવ સ્વાભાવિક હતું. આ પ્રકારની શોધો, નિશાનીઓ કે નેકલેસોની કૃત્રિમ સહાયવાળી શોધો કરતા જુદી પડે છે. એ પછી બુદ્ધિવ્યાપાર દ્વારા થતી શોધો આવે છે.

## ૧૨

વસ્તુની સંકલનામાં અને એને યોગ્ય પદરચના યોજવામા કવિએ એ દૃશ્યને શકય તેટલે અંશે પોતાની આંખ સમક્ષ ખડું કરવું જોઈએ. આ રીતે પોતે જાણે ક્રિયાને નિહાળનાર પ્રેક્ષક ન હોય એ રીતે વધારેમા વધારે વિવિધતાથી દરેક વસ્તુને કવિ જુએ એટલે એને ખ્યાલ આવી જાય કે શું પુરસ્કાર યોગ્ય છે. આથી વિસંવાદિતાઓને પુરસ્કારવાના ભયમાંથી તે બચી જાય છે. Carcinus માં જે ભૂલ દેખાઈ છે તે વડે આવા નિયમની જરૂરિયાત જણાય છે. Amphiarans મંદિરમાથી નીકળીને પોતાને રસ્તે જતો હતો; આ હકીકત જેણે આ પરિસ્થિતિ જોઈ નહીં તેની દૃષ્ટિ બહાર નીકળી ગઇ. રંગભૂમિ ઉપર તો આ નાટક નિષ્ફળ ગયું હતું, કારણકે પ્રેક્ષકો આ શરતચૂકથી નાખુશ થયા હતા.

વળી, કવિએ પોતાની શકિત અનુસાર અનુકર્તાઓના આવેગોને અનુરૂપ ચેષ્ટાઓનું અનુમાન કરવું જોઇએ, કારણકે જેઓ આવેગ અનુભવી શકે છે તેઓ નૈસર્ગિક શકિત વડે તેઓ જે ચરિત્રોની રજૂઆત કરે છે તેમની સાથે પ્રતીતિજન્ય બને છે; અને જેણે પોતે આપત્તિઓ ભોગવી છે અને ક્રોધ અનુભવ્યો છે તે એ લાગણીઓની રજૂઆત જીવનની આબેહૂબ વાસ્તવિકતા સાથે કરી શકશે. આથી કવિતા કા તો પ્રતિભાની નૈસર્ગિક ભેટ અથવા ઉન્મત્ત પરિશ્રમ હોય છે,[૧] એક સ્થિતિમાં કવિ ગમે તેને કોઇ પણ ચરિત્રનું મહોરું પહેરાવી શકે છે; જ્યારે બીજી સ્થિતિમા કવિ યદચ્છાએ પોતાના આવેગોના નિયન્ત્રણની બહાર જતો રહે છે.

વાર્તાની બાબતમા તો, તે વાર્તા વારસાગત હોય કે મૌલિક હોય, કવિએ પહેલા એની સામાન્ય રૂપરેખા ઘડી કાઢવી જોઇએ, અને પછી તેમાં ઉપકથાઓ ગૂંથી તેનો વીગતે વિસ્તાર કરવો જોઈએ. સામાન્ય રૂપરેખાનું ઉદાહરણ Iphigenia દ્વારા મળશે. એક યુવાન કન્યાનું બલિ આપવાનું નક્કી થાય છે. તેનું બલિ આપનારાઓથી દૂર તે કન્યા અજ્ઞાત રીતે નાસી જાય છે; જે દેશમાં બધા અજાણ્યાઓને દેવીને હવાલે કરી દેવાની પ્રણાલિકા હોય છે તે દેશમા એ કન્યા આવી ચઢે છે. મંદિરમાં તેની નિમણૂક કરવામાં આવે છે. કેટલોક સમય વીત્યા બાદ અકસ્માત્ તેનો ભાઇ ત્યા આવી ચઢે છે. કોઇ કારણસર દેવવાણીએ ત્યાં જવાનો એને હુકમ કરેલો એ હકીકત આ નાટકની યોજના બહાર છે. વળી, એના આગમનનો હેતુ પણ નાટકની ક્રિયા બહાર છે. ગમે તેમ હોય, તે આવે છે, તેને કેદ કરવામાં આવે છે; અને જ્યાં તેનું બલિદાન દેવાની પળ આવી પહોંચે ત્યાં જ તે પોતાની પરિચિતિ જાહેર કરી દે છે. આ

[૧] Cooper આ વાક્યનો જુદો જ અનુવાદ કરે છે. આથી કાવ્યકલાને ઉન્મત્તતાના સ્પર્શ કરતાં કંઈક નૈસર્ગિક શક્તિનો વધારે ખપ પડે છે.

શોધની રીત Euripides કે Polyidus ના નાટકો જેવી હોઈ શકે. તેમના નાટકોમાં તે ઓળખ સાવ સ્વાભાવિકતાથી બને છે. "તો માત્ર મારી બહેનનું જ બલિદાન લેવાવાનું હતું એમ નહીં, મારું પણ બલિદાન લેવાવાનું." અને આ બોલતાં જ તે બચી જાય છે.

એક વખત નામકરણવિધિ થઈ ગયા પછી ઉપકથાઓ ગૂંથવાની બાકી રહે છે. આપણે એની કાળજી રાખવી જ જોઈએ કે તે ઉપકથાઓ ક્રિયા સાથે સંકળાયેલી હોવી જોઈએ. Iphigenia among the Tanrians માં ઉદાહરણાર્થે, Orestes ના ગાંડપણને લીધે તેને કેદ કરવામાં આવે છે અને તેનું બલિદાન આપતાં પહેલાં તેના ગાંડપણની શુદ્ધિની વિધિને લીધે તેને છોડી મૂકવામાં આવે છે. નાટકમાં ઉપકથાઓ લઘુ હોય છે, જ્યારે મહાકાવ્યમાં ઉપકથાઓને લીધે તેનો વિસ્તાર સધાય છે. આ જ રીતે Odessey ની વાર્તા સંક્ષિપ્તમાં કહી શકાય; કોઈ માણસ કેટલાય વરસોથી તેના ઘેરથી બહાર નીકળી ગયેલો છે; Poseidon અદેખાઈથી તેનો પીછો કરે છે; અને પછી ઓડિસિયસ સાથીવિહોણો બની જાય છે. આ બાજુએ ઘેર પરિસ્થિતિ ખરાબ થાય છે. અરજદારો તેની મિલકત નાશ કરે છે અને તેના પુત્રની વિરુદ્ધ ષડયંત્ર રચે છે પછી લાંબે ગાળે તોફાનોથી ટેવાયેલો તે ઘેર આવે છે; કેટલીક વ્યક્તિઓ આગળ પોતાની જાત ખુલ્લી કરે છે; તે અરજદારો ઉપર પોતાની જાતે હુમલો કરે છે અને તેમને મારી નાખી પોતે બચી જાય છે; આ વસ્તુનો સાર છે; બાકી તો બધી ઉપકથા છે.

૧૩

દરેક ટ્રેજેડી બે ભાગમાં વહેંચાઈ જાય છે–સમસ્યા અને ઉકેલ (Complication અને Unravelling) ક્રિયાની બહાર બનતા બનાવો અને સાથે સાથે ક્રિયાની અંદર બનતાં બનાવો છે સમસ્યા ઊભી થાય છે; બાકીના નાટકમાં ઉકેલ સાકાર થાય છે. 'સમસ્યા' એટલે જેમાં વાર્તાના પ્રારમ્ભથી માંડીને પરાકાષ્ટા સુધીની બધી વાર્તાનો સમાવેશ થાય તે, પરાકાષ્ટામાંથી ભાવિ પરિવર્તન જન્મે છે. ભાવી પરિવર્તનના પ્રારમ્ભથી માંડીને તે નાટકના અંત સુધી બનતી બધી બાબતોનો સમાવેશ ઉકેલમાં થાય છે. ઉદાહરણાર્થે, Theodectes ના 'Lynceus' મા નાટક પહેલાના બનાવો–બાળકનો કબજો લીધો તે, તે પછી માબાપનો કબજો લીધો તે બધા–નો સમાવેશ 'સમસ્યા'મા થાય છે, જ્યારે ખૂનમાં આરોપથી માંડીને નાટકના અંત સુધીના બનાવોનો સમાવેશ 'ઉકેલ' મા થાય છે.

ટ્રેજેડીના ચાર પ્રકારો છેઃ (૧) પરિસ્થિતિની વિપરીતતા અને શોધ ઉપર સંપૂર્ણતઃ આધારિત એવી સંકુલ ટ્રેજેડી. (૨) શોકજનક (pathetic) Ajax અને Ixion ઉપરની ટ્રેજેડીઓ જેવી રચનાઓ. (૩) નૈતિક ટ્રેજેડી–જેવી કે 'phthiotides' અને 'Pelens' (૪) સરલ ટ્રેજેડી, જેવી કે Phorcides; the Prometheus અહીં રંગભૂમિના તત્ત્વનું ખૂબ મહત્ત્વ છે. શક્ય હોય તો, કવિએ બધા કાવ્યત્મક તત્ત્વોનો સમાવેશ કરવા પ્રયત્ન કરવો જોઈએ; ધારો કે એમ કરવામાં નિષ્ફળ જાય તો જેટલા બને તેટલા સૌથી વધુ અસરકારક તત્ત્વોનો સમાવેશ કરવો જોઈએ અત્યારે તો સમકાલીન વિવેચનની નિર્બળતાને લીધે આ પ્રયત્ન વધારે ને વધારે કરવો જોઈએ કારણકે સારા કવિઓ પોતપોતાની રીતે અત્યાર સુધી થઈ ગયા છે પણ વિવેચકો હવે આશા રાખે છે કે કોઈ એવો વર્તમાન કવિ જે આ બધાની અનેક સિદ્ધિઓને વટાવી જાય એવો હોવો જોઈએ.

જુદી જુદી ટ્રેજેડીઓ વિશે તેમની સાચી કસોટી તો વસ્તુમાં જ છે. જ્યાં સમસ્યા અને ઉકેલ સરખાં છે ત્યાં બન્ને ટ્રેજેડીઓમાં સમાનતા છે. ઘણા કાવઓ સમસ્યા સારી રીતે મૂકે છે પણ જેનો ઉકેલ લાવવામાં નિષ્ફળ જાય છે. બને કસબ આત્મસાત કરવા જોઈએ.

[ વિશ્વમાનવ : મે–જૂન '૬૫

વારંવાર જે વાત કહેવાઈ છે તેનો—ટ્રૅજેડીમાં મહાકાવ્યનું માળખું ન આણવું—ખ્યાલ રાખવો જોઈએ. મહાકાવ્યનું માળખું એટલે એક સાથે અનેક વસ્તુની સંકલના. દૃષ્ટાંત તરીકે, કોઈએ ઇલિયડની સમગ્ર વાર્તાને નાટકમા ન ફેરવવી જોઈએ. મહાકાવ્યમા તેની દીર્ઘતાને લીધે દરેક ભાગને તેનું યોગ્ય પરિમાણ હોય છે. નાટકમાં કવિની આકાંક્ષાઓથી જુદી જ પરિણતિ જોવા મળે છે. એનું પ્રમાણ પણ આપણી પાસે છે. યુરિપિડિસની જેમ Fall of Troy ની આખી વાર્તામાંથી થોડા અંશો પસંદ કરીને લેવાને બદલે જેમણે તે સમગ્ર વાર્તાને નાટ્યક્ષમ બનાવવા પ્રયત્ન કર્યો છે અથવા જેઓએ Niobe ની સમગ્ર વાર્તા પસંદ કરી અને એસ્કિલીસની જેમ તેના થોડા અંશો પસંદ ન કર્યા તેમના નાટકો સમ્પૂર્ણ નિષ્ફળ ગયા કા તો રંગભૂમિ ઉપર ખૂબ નબળી રજૂઆત પામ્યાં. આ ક્ષતિમાંથી તો Agathon પણ બચી શક્યો નથી. હા, તે પરિસ્થિતિની વિપરીતતામા લોકરુચિને ઉત્તેજવામાં ખૂબ કાર્યદક્ષતા બતાવી છે, અને નૈતિક રુચિ સંતોષતી ટ્રૅજિક અસર નીપજાવી આપી છે. જ્યારે સિસિફસ જેવો ચતુર અને લુચ્ચો નાયક છેતરાઈ જાય છે અથવા વીર ખલનાયક હાર પામે છે ત્યારે આ અસર જન્મે છે. Agathon ની સૂઝ પ્રમાણે આવો બનાવ સંભવિત છે. તે કહે છેઃ 'ઘણી વસ્તુઓ અસંભવિત લાગવી જોઈએ તે સંભવિત છે.'

કોરસને પણ અનુકર્તાઓમાંના એક તરીકે ગણવું જોઈએ; તે સમગ્ર નાટકનો આંતરિક અંશ બનવું જોઈએ. અને તેણે ક્રિયામાં ભાગ લેવો જોઈએ, યુરિપિડિસની રીતે નહીં પણ સોફોક્લીસની રીતે કોરસની સંકલના થવી જોઈએ. પછીના કવિઓની બાબતમાં તો તેમનાં કોરસ-ગીતો વસ્તુના અંશ તરીકે બહુ ઓછો ભાગ ભજવે છે. તેઓ માત્ર વિષ્કંભક તરીકે ગવાય છે. આ રીત Agathon એ શરૂ કરેલી. તો પછી કોરસના આવા વિષ્કંભકો યોજવામાં અને એક નાટકમાથી બીજા નાટકમાં કોઈ ઉક્તિ કે આખો પ્રસંગ ઉમેરવામાં શો ભેદ છે?

૧૪

ટ્રૅજેડીના બીજા બધા ઘટક અંશોની ચર્ચા આપણે કરી ગયા, હવે માત્ર પદરચના અને બૌદ્ધિક તત્ત્વની ચર્ચા બાકી રહે છે. 'Rhetorics' મા બૌદ્ધિક તત્ત્વ વિશે ખૂબ કહેવાઈ ગયું છે, એની સાથે જ આ વાત વધુ સબંધ ધરાવે છે. અનુકર્તાઓની ભાષા વડે જે જે વસ્તુઓને અસર થતી હોય તે બધીનો સમાવેશ Thought મા થઈ જાય છે. એટલે એનું ખંડન અને પ્રમાણ માટે અનુકર્તાઓના પ્રયાસો; દયા, ભીતિ, ક્રોધ અને એના જેવી બીજી લાગણીઓ ઉત્તેજિત કરવી; કશાકની અગત્ય કે બિનઅગત્ય પર ભાર મૂકવો, જ્યારે કવિનો હેતુ દયા, ભીતિ, અગત્ય અને સંભવિતતાની લાગણીઓ ઉત્તેજવાનો હોય ત્યારે નાટ્યાત્મક ઉક્તિઓની જેમ એવા જ દૃષ્ટિબિંદુથી નાટ્યાત્મક બનાવોની યોજના રચવી જોઈએ એ તો સ્પષ્ટ છે. માત્ર ભેદ એટલો જ છે કે બનાવોએ તેમની જાતે જ મૌખિક રજૂઆત વગર આ લાગણીઓ ઉત્તેજિત કરવી જોઈએ; જ્યારે કોઈ ઉક્તિ વડે આવી અસરો ઉત્તેજિત કરવાની આવે ત્યારે તે ઉક્તિઓ અનુકર્તાઓ પાસે બોલાવડાવવી જોઈએ અને તે પણ તે ઉક્તિના પરિણામ રૂપે હોવી જોઈએ. કારણકે જો કોઈ અનુકર્તાની ઉક્તિથી ખૂબ જુદું જ પડી જાય એવું બૌદ્ધિક તત્ત્વ પ્રકટે તો પછી અનુકર્તાની ઉક્તિઓનો શો અર્થ?

હવે પદરચનાની વાત. બોલવાની જુદી જુદી પદ્ધતિઓ વિશેની આ શાખા છે. પણ આ જ્ઞાન તો અર્થઘટનની કલા સાથે સંબંધ ધરાવે છે અને માટે એ કાર્ય તે શાસ્ત્રના પંડિતોનું છે. દૃષ્ટાંત તરીકે તેમા આજ્ઞા, પ્રાર્થના, વિધાન, ધમકી, પ્રશ્ન, ઉત્તર જેવું બીજું બધું શું છે તેનો સમાવેશ થાય છે. આ વસ્તુઓ જાણવાથી કે ન જાણવાથી કવિની કલામા ઊણપ આવી નથી જતી. હોમરના ઈલિયડમાં Protagoras બોલે છેઃ દેવી, ક્રોધનું ગીત ગા.... પણ ખરેખર તો ત્યા હોમરનો ખ્યાલ એવો છે કે તે પ્રાર્થના કરી રહ્યો છે, જ્યારે વાસ્તવમાં તો તે આજ્ઞા કરી રહ્યો છે—આ ભૂલ સ્વીકારવાની વાત છે? પ્રોટેગોરાસ પોતે જ કહે છે કે કોઈને અમુક કાર્ય કરવા કહેવું કે તે કરવાની ના પાડવી તે આજ્ઞા જ કહેવાય. માટે આપણે આ ચર્ચાને કાવ્યને બદલે બીજી કલા સાથે સાંકળીશું.

# વિજ્ઞાન—નવા પંથે

—ચુનીભાઈ શાહ

વિજ્ઞાનની શોધો કૂદકે ને ભૂસકે આગળ વધતી જાય છે; એક પછી એક શૃંગ સર થતા આવે છે છેલ્લામા છેલ્લી અણુશક્તિની શોધે એ શોધોની ઉપર કલગી ચડાવી છે આ પ્રગતિ સાથે વૈજ્ઞાનિક સિદ્ધાંતોમા માત્ર પ્રગતિ જ નહિ પરંતુ ક્રાંતિ થઈ રહી છે જે નક્કર પાયા ઉપર સિદ્ધાંતો ઊભા હતા તે પાયો જ ખોદો લાગવા માડયો છે જ્યા નિશ્ચિતતા હતી ત્યા અનિશ્ચિતતા ચારે તરફ લાગવા માંડી છે, જે વાસ્તવિક દેખાતુ હતુ તે અવાસ્તવિક જણાય છે, અને એક દિવસ બધુ જ સમજાશે એવી આશા હતી તેને બદલે મનુષ્યના ચિત્તથી એ સર્વ જાણવુ અશક્ય છે—એ ભૂમિકા ઉપર વૈજ્ઞાનિકો આવતા જાય છે

છેલ્લા ૭૫ વર્ષમા એવી હકીકતો બહાર આવી છે જેના આધારે આવા અનુમાનો ઉપર આવવુ પડયુ છે

જે હકીકતોથી નવી દિશામા પ્રસ્થાન કરવુ પડયુ છે તે હકીકતોને આપણે હવે તપાસીએ

## અનિશ્ચિતતાઓ

યુરેનિયમનુ રેડીએશન કઈ ગતિથી થાય છે, અમુક મુદ્દતમા કેટલા કણો રેડિયેટ થશે એ આપણે કહી શકીએ, પરંતુ કયુ કણ હમણા રેડિયેટ થશે તે આપણે કહી શકતા નથી એક જ સરખા કણો પડયા હોય તેમાથી અમુક જ કણો શા માટે બીજાથી જુદી રીતે વર્તે છે તેના કારણો જાણી શકાયા નથી આ વિશેનુ આપણુ અજ્ઞાન છે, પરંતુ આપણે તેના વિશે Mathematical equations ગણિતના સમીકરણો શોધી કાઢયા છે આજે માત્ર એક વિષયમા નહિ પરંતુ બીજા અનેક ક્ષેત્રમા આપણે ગાણિતિક સમીકરણો શોધી કાઢીને જ સંતોષ માનવો પડે છે આપણે જે પદાર્થો, ક્રિયાઓ આપણી ઇન્દ્રિયોથી, આખ વગેરેથી દેખી શકતા નથી એ વિષે આપણે માત્ર સમીકરણોથી જ વિચારણા કરી શકીએ છીએ, જેમકે વીજળી શુ છે એ આપણે હજુ સમજી શકયા નથી પરંતુ આપણે તેની ગણતરી—કેટલી પાવર અને કેટલા વોલ્ટ અને કેટલા કોનસા માથી કેટલી વીજળી થઈ શકે એ બધુ — કરી શકીએ છીએ

જો વિષયાન્તર કરીએ તો માનસશાસ્ત્રમા પણ Intelligence બુદ્ધિ એ શુ છે એ હજુ સમજી શકાયુ નથી પરંતુ તેને આપણે માપી શકીએ છીએ, આપણે જેમ કોઈ મનુષ્યની ઊંચાઈ ફૂટપટ્ટીથી માપી શકીએ છીએ તેમ માનસિક ફૂટપટ્ટીથી આપણે કોઈની બુદ્ધિ માપી શકીએ છીએ, પરંતુ તેનુ સ્વરૂપ આપણે હજુ સમજી શકયા નથી, તે શુ છે એની આપણને કાંઈ સમજ નથી, ખાતરી નથી તે દર્શાવવા ઇગ્લાંડના સુપ્રસિદ્ધ માનસશાસ્ત્રી ચાર્લ્સ

સ્પીઅરમેને જે મપાયે છે તેને Intelligence નામ પણ આપ્યું નથી. તેણે તેને માત્ર g કહેલ છે.

એટલે આપણે કહેવા એ માગીએ છીએ કે આજે આપણે કેટલાક કોયડાઓ સમજી શકતા નથી, પણ આપણે તેને ગણિતના સમીકરણોથી સમજી શકીએ છીએ, ગણી શકીએ છીએ, ભવિષ્ય પણ ભાખી શકીએ છીએ. આપણે વાસ્તવિકતાને બદલે પ્રતીક– Symbol થી તેને સમજીએ છીએ.

વીજળી જેવી, અને એવી ગહન વસ્તુઓને જવા દઈએ, કડવું, ખારું, રાતું, પીળું, અને એવી બીજી વસ્તુઓને પૂરેપૂરા સમજી શકીએ છીએ ખરા, એવો પણ પ્રશ્ન પૂછી શકાય. આ પ્રશ્ન—જ્ઞાતા અને જ્ઞેય વચ્ચેનો સંબંધ, જ્ઞેય કેટલે અંશે વાસ્તવિક, પરલક્ષી, Objective છે, અને કેટલે અંશે તે સ્વલક્ષી Subjective છે—એ પ્રશ્ન સદીઓથી ચર્ચાતો આવ્યો છે. પૂર્વમાં અને પશ્ચિમમાં બન્ને સ્થળે એ વિવાદાસ્પદ બન્યો છે. ઇ. સ. પૂ. ૪૦૦ વર્ષ પહેલા ગ્રીક તત્ત્વજ્ઞાની ડેમોક્રીટસે લખ્યું હતું કે મીઠું અને ખારું, ઠંડું અને ગરમ, અને બધા રંગોનું વાસ્તવિક અસ્તિત્વ જ નથી, પરંતુ આપણા ચિત્તમા જ માત્ર તેનું અસ્તિત્વ છે. ગેલિલીઓ પણ માનતો હતો કે સ્વાદો, રંગો, વાસ અને અવાજોનું વાસ્તવિક અસ્તિત્વ નથી, તે માત્ર આપણી કલ્પનામાં જ અસ્તિત્વ ધરાવે છે. પદાર્થોને અડવાથી આપણને જે ગલગલિયા, સુખ અથવા દુઃખની લાગણી થાય છે, તે બધા અનુભવોને મૂળ પદાર્થો સાથે સંબંધ છે તેટલો જ સંબંધ રાતા, પીળા, ખારા, ખાટા, વગેરે ગુણોને તે પદાર્થો સાથે છે. એટલે કે પદાર્થોને એ ગુણો સાથે સંબંધ નથી.

અંગ્રેજ તત્ત્વજ્ઞાની લોકે પદાર્થોના બે પ્રકાર પાડયા હતા. તેણે કહ્યું કે કેટલાક પદાર્થો પાયારૂપ છે, આકાર, ગતિ, ઘનતા અને બધી ભૌમિતિક આકૃતિઓ પાયારૂપ છે, વાસ્તવિક છે; અને તે સર્વ ગુણો પદાર્થમા અનિવાર્ય રીતે રહેલા છે. પરંતુ પદાર્થોનો બીજો પ્રકાર તે સ્થૂલ નથી પણ સૂક્ષ્મ છે, તે વાસ્તવિક નથી પણ માનસિક છે. જેમકે રંગો, અવાજો, સ્વાદો એ માત્ર આપણા મનના ખ્યાલો છે. તે ગુણો પદાર્થમાં નથી, પણ આપણા મનમા છે. માત્ર તેને આપણે બહારનું સ્વરૂપ આપીએ છીએ, તે પદાર્થના ગુણો છે એવું આપણે પદાર્થોના ઉપર આરોપણ Projection કરીએ છીએ.

પરંતુ લોકના આ બે ભેદો કૃત્રિમ છે, બન્ને પ્રકારો અવાસ્તવિક છે. બન્ને માનસિક અસ્તિત્વ જ ધરાવે છે એમ હવેના ચિંતકો માને છે.

જર્મનીમા લીબનીઝ કરીને એક મહાન ગણિતશાસ્ત્રી થઈ ગયો. તે કહેતોઃ હું સાબિત કરી શકું એમ છું કે પ્રકાશ, રંગ, ગરમી અને એવા જ બીજા ગુણો માત્ર નહિ, પરંતુ ગતિ, આકૃતિ, અને વિસ્તાર પણ દેખીતા જ ગુણો છે. અને તેઓ પણ અવાસ્તવિક છે, માત્ર માનસિક છે.

પરંતુ આ માન્યતાઓ આપણને કયા દોરી જાય છે? જો આપણે સ્વીકારીએ કે પદાર્થોના સર્વગુણો માત્ર આપણી કલ્પનામા છે, તેઓનું અસ્તિત્વ જ નથી, તે માત્ર આપણા ચિત્તમા જ છે, તો આપણે છેવટે શું માનવું પડે છે? જો પદાર્થ માત્ર સર્વ ગુણોના સરવાળા રૂપ જ હોય અને તે ગુણો અસ્તિત્વ જ ધરાવતા ન હોય, તો તો દ્રવ્ય, શક્તિ Matter અને Energy, અણુઓ અને તારાઓનું પણ અસ્તિત્વ નથી, તે પણ આપણા ચિત્તનું જ અધ્યારોપણ છે, તે એક માત્ર પ્રતીકોની દુનિયા છે, આપણી ઇન્દ્રિયોએ ઉપજાવી કાઢેલી દુનિયા છે, આખું ભૌતિક જગત અવાસ્તવિક છે. પ્રસિદ્ધ આઈરીશ તત્ત્વજ્ઞાની બર્કલી તો એમ કહે છે કે "સ્વર્ગનું બધું સંગીત અને આ પૃથ્વીની બધી વસ્તુઓ, All the choir of *heaven and furniture of the earth*

એ ને કે આ વિશ્વમા રહેલા બધા પદાર્થોનુ અસ્તિત્વ છે જ નહિ, તે માત્ર આપણા મનમા વસે છે જ્યારે કોઈ પણ માણસ આ ગુણોને જોતુ નથી, અથવા કોઈના પણ ચિત્તમા આ ગુણોનુ અસ્તિત્વ ઊભુ થયુ નથી હોતુ ત્યારે તેમનુ અસ્તિત્વ જ હોતુ નથી, તે ગુણો કોઈના પણ ચિત્તમા નથી એટલે તે કશાય નથી અને તેમનુ અસ્તિત્વ જ હોતુ નથી અને જો હોય તો તે માત્ર ઈશ્વરના ચિત્તમા જ હોય આ ઉપરથી એમ ફલિત થાય છે કે આ ભૌતિક વિશ્વનુ અસ્તિત્વ વાસ્તવિક રીતે નથી તે આપણા ચિત્તમા જ છે”

આ બધી વિચારણા માયાવાદને કાંઈક અંશે મળતી આવે છે તે કહે છે કે જગત મિથ્યા છે, જગતનુ સાચુ સ્વરૂપ એ છે કે તે બ્રહ્મનુ પ્રતિબિંબ છે, તે જગતરૂપે દેખાય છે કેમકે માયાએ આપણુ ચિત્ત આવરી લીધુ છે’

ઉપર લખેલા યુરોપીય તત્ત્વજ્ઞાનીઓ આ ભૌતિક જગતના અસ્તિત્વમા માને છે જ્યાસુધી આપણી ઇન્દ્રિયો છે ત્યાસુધી અને અસ્તિત્વમા નથી માનતા જ્યારે કોઈ દ્રષ્ટા હોતો નથી ત્યારે એટલે એક દૃષ્ટિએ ભૌતિક વિશ્વ છે, અને બીજી દૃષ્ટિએ નથી

એનો અર્થ એમ જ થયો કે તે વાસ્તવિક રૂપે નથી

માયાવાદ કહે છે કે જગત એ બ્રહ્મ જ છે, પરતુ આપણા અજ્ઞાનને લઈને, અવિદ્યાને લઈને આપણને તે બ્રહ્મસ્વરૂપ ભાસવાને બદલે ભૌતિક જગત રૂપે ભાસે છે

આઇન્સ્ટાઇન આ સર્વથી એક પગલુ આગળ ભરે છે અને તે કહે છે કે રગ, રૂપ, આકૃતિ કદ, સ્વાદ વગેરે તો કેવળ માનસિક વૃત્તિઓ જ છે તેમનુ સ્વતત્ર અસ્તિત્વ નથી પરતુ દિક્ અને કાળ Space અને Time અસ્તિત્વ વાસ્તવિક રીતે ધરાવતા નથી, તે પણ આપણા ચિત્તની કૃતિઓ છે દિક્ અવકાશ, દેશ અથવા જેને આપણે જગ્યા કહીએ છીએ તેનુ વાસ્તવિક અસ્તિત્વ જ નથી. માત્ર જે પદાર્થો આપણે જોઈએ છીએ તે પદાર્થોની વ્યવસ્થા અથવા ગોઠવણ માત્ર જ છે, તેનુ જ નામ અવકાશ અથવા દેશ અથવા દિક્ છે અને તે જ રીતે સમય પણ શુ છે? એનુ પણ સ્વતત્ર અસ્તિત્વ નથી જે બનાવો બને છે એનો ક્રમ એ જ કાળ કે સમય છે, બનાવોનો ક્રમ જે વડે માપીએ છીએ તે જ સમય છે જો બનાવો ન હોય તો સમય પણ નથી, જો બનાવોનો ક્રમ જોનાર કોઈ ન હોય તો સમયનુ અસ્તિત્વ પણ નથી, તેનુ અસ્તિત્વ આપણા ચિત્તમા છે

## વિજ્ઞાનની મર્યાદાઓ

તત્ત્વજ્ઞાનીઓના આ મત ચને આધુનિક વિજ્ઞાન સાથે શો સબધ છે? તત્ત્વજ્ઞાનીઓએ તો વાસ્તવિકતાને, પરલક્ષી અસ્તિત્વને ઇન્દ્રિયોના દર્શનનો માત્ર પડછાયો કહ્યો છે, તેને સ્વતત્ર વાસ્તવિક ગણી નથી તો વિજ્ઞાન આ ભૌતિક સૃષ્ટિ તરફ કેવી રીતે જુએ છે? તત્ત્વજ્ઞાનને અને ભૌતિક વિજ્ઞાનના તત્ત્વજ્ઞાનને કઈ જાતનો સબધ છે?

ભૌતિક વિજ્ઞાનીઓને પણ ઇન્દ્રિયોની શક્તિની મર્યાદા જણાવા લાગી છે આપણી ઇન્દ્રિયો જેટલુ જોઈ શકે તેટલુ જ જગત માનીએ તો તો આપણો ખ્યાલ બહુ ખોટો થવા સભવ છે આપણી ઇન્દ્રિયો ન જોઈ શકે એવુ પણ ભૌતિક જગત છે એવી વિજ્ઞાનને પૂરેપૂરી ખાતરી થઈ છે સાચી રીતે પૂર્ણ રીતે આપણે જગતને જોઈએ તો આપણને તે જુદા જ પ્રકારનુ દેખાય જો આપણે મેઘધનુષ્યના રગો જોઈએ અથવા બિલોરી કાચ મારફત સૂર્યના કિરણોના રગો જોઈશુ તો આપણને સાત રગો સ્પષ્ટ રીતે દેખાશે પણ આપણને માત્ર સાત જ રગો દેખાશે ખરી રીતે એ સિવાય, એ ઉપરાત પણ રગો છે; પરતુ આપણી આખ તે જોવા તદ્દન અસમર્થ છે,

સારામાં સારી આંખ પણ તે જોઈ શકે નહી. કુદરતી રીતે જ, ભૌતિક રીતે જ અન્ય રંગો જોવા તે અસમર્થ છે, પણ તેથી અન્ય રંગોનું અસ્તિત્વ મટી જતું નથી; અન્ય રંગોનું અસ્તિત્વ છે, પણ તે આપણી આંખો જોઈ શકતી નથી.

આપણી આંખો રાતા રંગથી જાંબુડિયા રંગ સુધીના સાત રંગો જોઈ શકે છે; અને રંગો એટલે પ્રકાશનાં મોજાંઓ છે. આપણી આંખો અમુક લંબાઈનાં મોજાંઓ જ જોઈ શકે છે. એ લંબાઇથી ઓછી અથવા વધુ લંબાઇ-વાળાં મોજાં ને જોઈ શકતી નથી. રાતા રંગના મોજાંની લંબાઈ .૦૦૦૦૭ સેન્ટીમીટર હોય છે. અને જાંબુડિયા રંગના મોજાંની લંબાઈ .૦૦૦૦૪ સેન્ટીમીટર હોય છે. પરંતુ સૂર્યમાંથી આ ઉપરાંત બીજા પ્રકારના મોજાં પણ પ્રસરે છે. દાખલા તરીકે સૂર્યના પ્રકાશના એક મોજાંની લંબાઈ .૦૦૦૦૮ થી .૦૦૦૦૩૨ સેન્ટીમીટર સુધીની હોય છે; અને તે લંબાઈ આંખની શક્તિની દૃષ્ટિએ એટલી બધી લાંબી છે કે આપણી આંખ તે મોજાંને ઝીલવા સમર્થ થતી નથી, અને તેથી તે રંગ, જે લાલ રંગથી પણ ઝાંખો ઉપ-લાલ રંગ[1] તેને આપણી આંખ જોઈ શકતી નથી. આપણી આંખ આ રંગ જોઈ શકતી નથી; પણ આપણી ચામડીને તે તે કિરણોને લઇને ગરમીનો અનુભવ થાય છે. એ જ પ્રમાણે અતિ જાંબુડિયા રંગોનાં કિરણોનાં મોજાંની લંબાઇ .૦૦૦૦૩ સેન્ટીમીટરથી .૦૦૦૦૦૧ સેન્ટીમીટર સુધીની હોય છે, તે લંબાઈ આપણી આંખની જોવાની શક્તિથી એટલી બધી ઓછી છે કે * આપણી આખ તે મોજાંને ઝીલતી જ નથી, આપણે તે રંગ આંખથી જોઇ શકતા નથી. પણ ફોટોગ્રાફિક પ્લેઇટ ઉપર તે રંગ ઝીલી શકાય છે. એક્સ–રેનાં કિરણો આથી પણ નાનાં છે. તે પણ આંખે દેખાતા નથી, પણ તેની છબી લઈ શકાય છે. એજ પ્રમાણે રેડિયોના લાંબા, ટૂંકાં કિરણો, ગામા, અને કોસ્મિક કિરણો આપણી આંખ ઝીલી શકે તેવા ન હોવાથી તેમનું અસ્તિત્વ હોવા છતા પણ આપણે તે જોઈ શકતાં નથી.

આ હકીકત એમ દર્શાવે છે કે મનુષ્યની આંખો ઘણાખરા પ્રકાશને ઝીલી શકતી નથી. વિશ્વના અસ્તિત્વ ધરાવતા પ્રકાશમાથી ઘણા થોડા પ્રકાશને જ તે જોઈ શકે છે. નીચેની આકૃતિ ઉપરથી આપણે કેટલું જોઈ શકતા નથી અને કેટલું ઓછું જોઈ શકીએ છીએ તે જણાશે.

| અજ્ઞાત | કોસ્મિક | ગામા | એક્સ રે | અતિ જાંબુડિયા | દૃશ્ય કિરણો | ઉપ-લાલ | ગરમીના મોજાં | સૂક્ષ્મ-હર્ટ્ઝીઅન મોજાં | રડાર | ટેલીવિઝન | ટૂંકાં રેડિયો મોજાં | લાંબાં રેડિયો મોજાં | અજ્ઞાત મોજાં |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|

દૃશ્ય કિરણોનો પટો અદૃશ્ય કિરણોના પટા કરતાં કેટલો ટૂંકો છે તે ઉપરના ચિત્ર ઉપરથી જોઈ શકાશે. જિજ્ઞાસુ માટે નીચે દૃશ્ય અને અદૃશ્ય કિરણોની લંબાઈ આપેલી છે.

($૧૦^{૩} = ૧૦ \times ૧૦ \times ૧૦ = ૧૦૦૦$ અને $૧૦^{-૩} = \frac{૧}{૧૦} \times \frac{૧}{૧૦} \times \frac{૧}{૧૦} = \frac{૧}{૧૦૦૦}$).

[1] ઝાંખો-લાલ : ઉપ-લાલ : Infrared.

* અતિ જાંબુડિયા Ultra-Violet.

| | | | |
|---|---|---|---|
| અજ્ઞાત = | $૧૦^{-૧૪}$ | થી $૧૦^{-૧૩}$ | સેંટીમીટર |
| કોસ્મિક = | $૧૦^{-૧૩}$ | થી $૧૦^{-૧૦}$ | ,, |
| ગામા = | $૧૦^{-૧૦}$ | થી $૧૦^{-૮}$ | ,, |
| ક્ષ કિરણો = | $૧૦^{-૮}$ | થી $૧૦^{-૬}$ | ,, |
| અંલ્ટ્રા વાયોલેટ = | $૧૦^{-૬}$ | થી $૧૦^{-૫}$ | ,, |
| દૃશ્યકિરણો = | $૧૦^{-૫}$ | થી $૧૦^{-૪}$ | ,, |
| લઘુલાલ = | $૧૦^{-૪}$ | થી $૧૦^{-૩}$ | ,, |
| ગરમીનામોજા = | $૧૦^{-૩}$ | થી $૧૦^{-૨}$ | ,, |
| તણખાનામોજા = | $૧૦^{-૨}$ | થી $૧૦^{-૧}$ | ,, |
| રેડિયો = | $૧૦^{-૧}$ | થી $૧૦^{૨}$ | ,, |
| ટેલીવિઝન = | $૧૦^{૨}$ | થી $૧૦^{૩}$ | ,, |
| ટૂંકા રેડિયો = | $૧૦^{૩}$ | થી $૧૦^{૪}$ | ,, |
| બ્રોડકાસ્ટ રેડિયો = | $૧૦^{૪}$ | થી $૧૦^{૫}$ | ,, |
| લાંબો રેડિયો = | $૧૦^{૫}$ | થી $૧૦^{૮}$ | ,, |
| અજ્ઞાત = | $૧૦^{૮}$ | થી $૧૦^{૧૦}$ | ,, |

આપણને માત્ર અતિઅલ્પ જગત જ દૃશ્ય છે; એથી અનેક ગણુ જગત અદૃશ્ય છે; અને આપણી ઇન્દ્રિયો કદી તે જોઈ શકે તેમ નથી; આપણે જે જગત જોઈએ છીએ તે વાસ્તવિક જગતથી જુદું છે; જો આપણે બધા કિરણો જોઈ શકતા હોત તો આપણુ જગત તદ્દન જુદુ જ હોત; આપણે તે કલ્પી પણ શકીએ નહી તેવું તે જુદુ છે.

વળી એક બીજી હકીકત પણ ધ્યાનમા લેવા જેવી છે. જેને આપણે લાલ રંગ કહીએ છીએ તે પ્રકાશનું મોજુ છે અને તેની લબાઈ અમુક સેન્ટીમીટર છે; તે મોજામા રંગ નથી, પણ આપણી આખ જ્યારે ઝીલે છે ત્યારે તે લાલ રંગમા પલટાઈ જાય છે. જેમ હવામા અવાજના જુદી જુદી લબાઈના મોજા તરતાં હોય છે, પરંતુ જ્યારે આપણે આપણા કાન દ્વારા અથવા રેડિયો દ્વારા તે ઝીલીએ છીએ ત્યારે આપણે તેને સ્વરોમા રૂપાતર કરીએ છીએ આજ પ્રમાણે લાલ રગના મોજાંમા લાલ રંગ નથી, તેઓ માત્ર મોજા જ છે; પરતુ તે શેના મોજાં છે? તેઓ પહોળા પહોળા પથરાયલા અને લગભગ પ્રકાશની ગતિથી ફરી રહેલા ઈલેક્ટ્રોન, પ્રોટોન અને ન્યૂટ્રોનના સમૂહનો બનેલો એક પદાર્થ છે. એ જ પ્રમાણે જ્યારે આપણા તરફ મોટરકાર ધસી આવતી હોય છે ત્યારે ખરી રીતે આપણી તરફ ઇલેક્ટ્રોન, પ્રોટોન, અને ન્યૂટ્રોનનો સમૂહ ધસી આવે છે; તેમા અમુક ઇલેક્ટ્રોન, પ્રોટોન, ન્યૂટ્રોન વગેરે છે એટલે આપણે તેને મોટર કહીએ છીએ, પરંતુ જો તેમા એ પદાર્થોની સખ્યા જુદી હોત તો આપણે તેને પાણીનો પ્રવાહ કહેત અને તેથી પણ એ પદાર્થો જુદી સખ્યામા હોત તો તેને આપણે ગુલાબનું ફૂલ કહેત, એટલે આ રીતે પણ જગત જેવુ છે તેથી જુદુ જગત આપણી ઇન્દ્રિયો દ્વારા આપણે જોઈએ છીએ. જગત છે એ કરતા આપણે જુદા જુદા કારણોને લઈને અનોખી રીતે જ તેનું દર્શન કરીએ છીએ

જગત છે એ કરતા આપણે કેટલીક બાબતમા જુદી રીતે જ જોઈએ છીએ એવું આપણને કેટલીક બાબતમા ભાન પણ છે; એરપ્લેનમાથી આપણે ખેતરોને, મકાનોને, અને મનુષ્યોને બહુ નાના જોઈએ છીએ; છતા પણ તે મોટા છે એવું આપણે માનવુ પડે છે. એ જ રીતે આપણે આગગાડીમા બેઠા હોઈએ ત્યારે આપણને લાગે છે કે વૃક્ષો અને ગાયો આપણાથી વિરુદ્ધ દિશામા ૩૦ માઇલની ઝડપે દોડી રહ્યા છે છતા પણ વૃક્ષો અને ગાયો સ્થિર છે અને આપણે અતિઝડપથી દોડીએ છીએ એમ સ્વીકારી લઈએ છીએ એ જ રીતે સૂર્ય ફરતો લાગે છે, તારાઓ ફરતા લાગે છે છતા પણ તેઓ ફરતા નથી, પણ આપણે ફરીએ છીએ એમ માની લઈએ છીએ, એટલે કેટલીક બાબતમા તો આપણને પણ ખ્યાલ છે કે આપણે વાસ્તવિક જગત કરતા આપણી ઇન્દ્રિયોથી જુદું જગત જોઈએ છીએ; આપણું દર્શન ખોટું, હકીકતથી વેગળું હોય છે; પરંતુ આપણે હમેશા આમ કરી શકતા નથી. કેટલીક બાબતમા આપણને સહજ રીતે આવી

ખબર પડતી નથી, એ માટે અભ્યાસ કરવો પડે છે, વિચારણા કરવી પડે છે અને અનુમાન કરવું પડે છે.

જો આપણે સ્વીકારીએ કે આપણને જે જગત દેખાય છે તે અવાસ્તવિક છે; વાસ્તવિક જગત કરતાં આપણે જુદું જગત જોઈએ છીએ; અને વળી જ જેને લાલ રંગ કહે છે તેવો જ લાલ રંગ મને દેખાતો હોય એની કશી ખાતરી નથી, એ ખાતરી આપણે કરી શકીએ તેમ પણ નથી, અને જેવી મોટર દેખાય છે તેવી જ મને મોટર દેખાય છે કે જુદી તે પણ ખાતરીથી કહી શકાય તેમ નથી, છતાંય જ ના અને આપણા ખ્યાલો સરખા છે તેમ માનીને આપણે ચાલીએ છીએ; અને એમ માનવાથી ખ્યાલોનો સંઘર્ષ થતો નથી એટલે એમ ચાલવું એ યોગ્ય લાગે છે.

આપણે એમ ચાલીએ છીએ એટલે હવે પાછો એ પ્રશ્ન થાય છે કે આપણને જે દર્શન થાય છે એ વાસ્તવિક સૃષ્ટિથી જુદું છે; છતાં પણ આપણને સર્વને એક જ પ્રકારનું દર્શન થાય છે તો તેવું દર્શન કેમ થતું હશે ? ડેકાર્ટ સ્પીનોઝા, બર્કલી જેવા તત્ત્વજ્ઞાનીએ કહે છે છે કે ઈશ્વરનો આપણા ઉપર એ અનુગ્રહ છેઃ એ અનુગ્રહથી આપણને સહુને એકજ પ્રકારનું દર્શન થાય છે, અને આપણે એકબીજાને સમજી શકીએ છીએ. પરંતુ વૈજ્ઞાનિકો બને ત્યાં સુધી ઈશ્વરને વચ્ચે લાવ્યા વિના જ વિશ્વની સમસ્યાઓ સમજવા પ્રયત્ન કરે છે. તેઓ કહે છે કે પ્રકૃતિની અને વિશ્વની રચના ગણિતના સિદ્ધાંતો ઉપર થયેલી છે એમ લાગે છે. આ વિશ્વના પાયામાં ગણિતના સિદ્ધાંતો છે; અને એ ગણિત ચોક્કસ, નિશ્ચિત હોવાથી, એ પાયા અંદર હોવાથી આપણે ભવિષ્ય ભાખી શકીએ છીએ; આપણે કહી શકીએ છીએ કે અમુક દિવસે સૂર્યગ્રહણ, અને અમુક દિવસે ચંદ્રગ્રહણ થશે, કે એક તારાનાં કિરણો સીધી લીટીમાં ચાલવાને બદલે સૂર્યની પાસે જ્યારે તે પસાર થશે ત્યારે તે અમુક અંશે વાંકા વળી જશે.. વિશ્વની રચના ગણિત ઉપર થઈ હોવાથી આ બધું શકય છે. આપણે અત્યારે જેને ગણિત કહીએ છીએ તે ગણિત એટલે ગણિતનાં સમીકરણો.

આપણે અગાઉ કહ્યું હતું કે વીજળી શું છે એ આપણે સમજી શક્યા નથી, છતાં પણ ગણિતથી આપણે તેના વિશે ભવિષ્ય ભાખી શકીએ છીએ. તે ગણિત એટલે સમીકરણો; ત્યારે અત્યારે વિશ્વની લીલાના પાયામાં ગણિતશાસ્ત્ર પડેલું છે; કેટલીક વસ્તુઓ વિશે આપણને પૂરો ખ્યાલ હોતો નથી છતા પણ ગણિતની સહાયથી આપણે તેનું ભવિષ્ય, તેનું પરિણામ શું હશે તે અગાઉથી સાચી રીતે કહી શકીએ છીએ. એટલે ગણિતની સહાયથી જુદા જુદા મનુષ્યોના જુદા જુદાં ચિત્તો જગતનું એક જ પ્રકારનું દર્શન કરે છે.

## શા માટે ? કેવી રીતે ? અને શું ?

વળી, બીજી રીતે પણ આપણે નવી દિશા તરફ કૂચ કરી રહ્યા છીએ. એક હકીકત અથવા બનાવ શા માટે છે એ આપણે તેને જેમ એરિસ્ટોટલ સમજી શકતો હતો તેમ સમજી શકતા નથી; એરિસ્ટોટલ કહેતો કે આ વિશ્વ પ્રભુએ બનાવ્યું છે; અને તે જગતને પૂર્ણ જ બનાવે; આ કૃતિઓમા પ્રભુની બનાવેલી પૂર્ણ કૃતિ કઈ હોઈ શકે ? એરિસ્ટોટલ કહેતો કે પ્રભુ તો સર્વ રીતે ગોળ આકૃતિને જ પૂર્ણ બનાવે ને ! પૃથ્વી ફરતો સૂર્ય ફરે છે તો તેનો માર્ગ તદ્દન ગોળ જ હોવો જોઈએ; પ્રભુએ તે માર્ગ બનાવ્યો છે, અને પ્રભુનો માર્ગ હમેશાં ગોળ જ હોય; વળી તે કહેતો કે દરેક વસ્તુને યોગ્ય સ્થાન હોય છે અને તે સ્થાન તે હમેશાં લઈ લે છે. પતંગનું સ્થાન આકાશમાં છે એટલે તે આકાશમાં ઊડે છે અને ન્યૂટનના સફરજનનું સ્થાન

પૃથ્વીની સપાટી હતી એટલે તે ત્યાં ગયું. આ પ્રમાણે એરિસ્ટોટલ દરેક બનાવનું કારણ શોધવા પ્રયત્ન કરતો હતો; દરેક ક્રિયા શા માટે થાય છે તે શોધવા તે પ્રયત્ન કરતો હતો. સદીઓ વીતી ગઈ અને એ આદર્શ સિદ્ધ થઈ શકે એમ વૈજ્ઞાનિકોને લાગ્યું નહીં, કોઈ બનાવનું અંતિમ કારણ શોધવું તેમને મુશ્કેલ લાગ્યું. ફળ ઝાડ ઉપરથી નીચે શા માટે પડે છે તેનો ખુલાસો કરવો મુશ્કેલ લાગ્યો; ગેલિલિયો અને ન્યૂટન અને તેના પછીના વૈજ્ઞાનિકો વસ્તુનું 'શા માટે?' નો જવાબ આપી શકતા નહીં; તે તો બનાવો કેવી રીતે બને છે એ શોધવાનો પ્રયત્ન કરતા હતા; ફળ કેવી રીતે પૃથ્વી ઉપર પડે છે એનો ઉત્તર તે શોધતા હતા; પૃથ્વી ઉપર કેટલી ગતિથી પડે છે એવું, એટલે કે કેવી રીતે પડે છે તે શોધવા તે મથતા હતા. પરંતુ વીસમા સૈકાના પ્રારંભમા 'શા માટે' તો દૂર રહ્યું, પરંતુ 'કેવી રીતે ?'—નો જવાબ આપવો પણ વૈજ્ઞાનિકોને મુશ્કેલ લાગ્યો; કેવી રીતે પણ નહીં, પરંતુ માત્ર શું છે તે શોધવાનો જ નમ્ર પ્રયાસ ચાલે છે; કેવી રીતે બને છે તે સમજાતું નથી; શુ છે તે પણ ઘણીવાર સમજાતુ નથી, તે સંબંધી ઉપર વીજળીનું દૃષ્ટાંત આપણે આપ્યું છે; છતા પણ ગણિતની સહાયથી આપણે તેના વિશે ભવિષ્ય કહી શકીએ છીએ; એટલે આજે વિજ્ઞાનના પાયામા ગણિત પડેલું છે.

ગણિતનું આવું સાર્વભૌમત્વ હોવાથી તત્ત્વજ્ઞાનીઓ વિનોદમાં કહે છે કે પ્રભુ ગણિતશાસ્ત્રી હોવો જોઈએ. ન્યૂટનના વખતમા બળ, શક્તિ, ઘર્ષણ, આકર્ષણ એ દ્વારા સૃષ્ટિની ક્રિયાનું દર્શન થતું હતું; વિશ્વ એક નમૂના જેવું Model રૂપ લાગતું હતું; બધાં બળો નમૂના મારફત દર્શાવી શકાતા હતા; પ્રકૃતિની ક્રિયાઓ—બળ, શક્તિ વગેરે મારફત અને તે પણ નમૂનાની કૃતિ મારફત સમજી શકાતા હતા, એટલે તે સમયના તત્ત્વજ્ઞાનીઓ માનતા કે પ્રભુ એંજિનીયર હોવો જોઈએ. એરિસ્ટોટલના સમયમાં જગતની ક્રિયાઓ સમજવ માટે ભૂમિતિની આકૃતિઓનો આશ્રય લેવાતો હતો, એટલે તે સમયમાં એમ મનાતું હતું કે પ્રભુ મોટો ભૂમિતિશાસ્ત્રી હોવો જોઈએ.

આજે પ્રભુ ગણિતશાસ્ત્રી કહેવાય છે; આજે ગણિતશાસ્ત્રથી વિશ્વની ક્રિયાઓ સમજી શકાય છે તે પ્રમાણે તેને સમજવામાં નવી ભૂમિતિનો પણ આશ્રય લેવો પડે છે; ત્રણ પરિમાણને બદલે ચાર પરિમાણની ભૂમિતિ આજે ભૌતિક વિજ્ઞાનીઓમા પ્રચલિત છે; એટલે આજે જેમ ઇશ્વરને ગણિતશાસ્ત્રી કહી શકાય તેમજ ભૂમિતિશાસ્ત્રી પણ, એરિસ્ટોટલથી જુદા અર્થમા, કહી શકાય; જુદા અર્થમાં એમ કહેવાનું તાત્પર્ય એ છે કે એરિસ્ટોટલની ભૂમિતિ કરતા મિનીસ્કીની અને આઈન્સ્ટાઈનની આધુનિક ભૂમિતિ જુદા પ્રકારની છે.

## વિશ્વમાં મનુષ્યનું સ્થાન

આધુનિક વિજ્ઞાન ગણિતશાસ્ત્ર ઉપર ચાલે છે તે સમજવામા મનુષ્યનું સ્થાન જાણવું ઉપયોગી થઈ પડે છે. વિશ્વમા એક તરફ અતિશય મહાન કદ, વિસ્તારવાળા, અને જેના વચ્ચે લાખો માઈલનું, અરે કરોડો માઈલનુ અંતર છે, જ્યાથી પૃથ્વી ઉપર પ્રકાશ આવતા દિવસો, મહિનાઓ, વર્ષો નહીં પણ લાખો અને કરોડો વર્ષો જાય છે એટલા જે દૂર છે એવા તારાઓ, નક્ષત્રો, આકાશગંગાઓ છે, અને બીજી બાજુ અણુના ભાગો—ઈલેક્ટ્રોન, પ્રોટોન અને ન્યૂટ્રોન છે, જે સૂક્ષ્મદર્શક યંત્રમા પણ જોઈ શકાતાં નથી; એવા બન્ને અતિશય વિશાળ અને અતિશય સૂક્ષ્મ દ્રવ્યોની વચ્ચે મનુષ્યનું સ્થાન કદની દૃષ્ટિએ છે. પરમાણુ, મનુષ્ય અને તારાઓ વચ્ચેનો સંબંધ દર્શાવવા નીચેનું પ્રમાણ યોગ્ય છે:—

પરમાણુઃ મનુષ્યઃ મનુષ્યઃ તારાઓ. અણુથી મનુષ્ય જેટલો મોટો છે, તેટલાજ મનુષ્યથી તારાઓ અને નક્ષત્રો મોટાં છે. મનુષ્ય અને તારાઓ વચ્ચે અને મનુષ્ય અને પરમાણુઓ વચ્ચે આટલું બધું અંતર હોવાથી પણ તેમને સમજવાં મુશ્કેલ છે અને તેથી તર્ક કરતાં ગણિતનાં સમીકરણોથી સમજવું સહેલું થઈ પડે છે.

## સમીકરણો અને ગૂઢતા

કેટલીક વાર ગણિતનાં સમીકરણો એવાં હોય છે કે જેના કારણ વિશે કાંઈ પણ અનુમાન પણે થઈ શકતું નથી; બુદ્ધિને તે સમીકરણ અલૌકિક – Irrational લાગે છે; જેમકે અણુના ભાગો જે આવૃત્તિથી* કોઈ પદાર્થમાંથી છૂટા થાય છે તે આવૃત્તિ અને કુલ શક્તિનું ગુણોત્તર નીચે પ્રમાણે છે.

શક્તિ = h × આવૃત્તિ એટલે કે $\frac{\text{શક્તિ}}{\text{આવૃત્તિ}} = h$

હવે h હમેશાં એકજ રહે છે, શક્તિ અથવા આવૃત્તિ ગમે તેટલી ફરે પણ h હમેશાં

$૬૬૨૪ \times ૧૦^{-૩૦}$ = .૦૦૦,૦૦૦,૦૦૦,૦૦૦, ૦૦૦,૦૦૦,૦૦૬૬૨૪ આટલો જ રહે છે.

હવે આ h, નાનકડો h હમેશાં એકને એક જ રહે છે, તેની કિંમતમાં કદી ફેર પડતો નથી, વિશ્વમાં આવી સંખ્યાઓ બહુ અલ્પ છે; તેમાં h ની કિંમત આવે છે. શા માટે h ની કિંમત આટલી જ છે, તેનાથી નાની નહિ અને મોટી પણ નહિ તે કોયડાનો ઉકેલ કોઈ થઈ શકયો નથી. એવો જ બીજો કોયડો એ છે કે પ્રકાશની ગતિ હમેશાં ૧૮૬૩૦૦ માઈલ દર સેકંડે છે, અને એ ગતિમાં કદી પણ ફેર પડતો નથી. તેમાં વધારો કે ઘટાડો કદી થતો નથી; એટલું જ નહીં પણ પ્રકાશની ગતિથી કોઈ પણ પદાર્થની ગતિ વિશેષ સંભવી શકતી નથી. આનું કારણ પણ જાણી શકાયું નથી, અને એડીંગ્ટને કહ્યું છે કે, જે નિયમ બુદ્ધિને અલૌકિક લાગે તે પ્રકૃતિના પાયાનો નિયમ હોવો જોઈએ, એવા થોડા જ નિયમો છે તેમાંનો તે હોવો જોઈએ.

ઉપર કહ્યું તેમ પ્રકૃતિને 'વાસ્તવિક રીતે સમજવી મુશ્કેલ થતી જાય છે, તેને બદલે માત્ર પ્રતીકોથી આપણે તેને સમજી શકીએ છીએ, ગણિતનાં સમીકરણો દ્વારા પ્રકૃતિને આપણે સમજી શકીએ છીએ. કોઈને એ પ્રશ્ન થવો સ્વાભાવિક છે કે ગણિતના સમીકરણોથી આપણે જગતને સમજીએ છીએ તે સાચેસાચ સમજીએ છીએ? એમા આપણો ભ્રમ નથી? આપણે તે બરોબર સમજીએ છીએ તેની સાબિતી શું? ઘણા દૃષ્ટાંતોથી સાબિત કરી શકાય તેમ છે કે એ સમીકરણો સાચા છે, તેનાથી ભવિષ્ય સાચી રીતે ભાખી શકાય છે. એની સૌથી વિસ્મયકારક સાબિતી નીચેના સમીકરણ ઉપરથી સાબિત થઈ છે. સુવિખ્યાત વૈજ્ઞાનિક આઈન્સ્ટાઈને પ્રકૃતિના બળ વિશે નીચે પ્રમાણે સમીકરણ જાહેર કર્યું હતું.

શક્તિ = દ્રવ્યનો જથ્થો × પ્રકાશની ગતિ × પ્રકાશની ગતિ.

Energy = Mass × Velocity of light$^2$.

પ્રકાશની ગતિનું પ્રતીક C કહેવાય છે, એટલે ઉપરનું સમીકરણ $E = MC^2$ એમ મૂકી શકાય.

આનો અર્થ એમ થાય કે આખા ભારત વર્ષમાં જેટલી વીજળી એક વર્ષમાં ઉત્પન્ન થાય છે તેથી વધારે વીજળી માત્ર બશેર કોલસામાંથી ઉત્પન્ન થાય. પણ વ્યવહારમાં આનો ઉપયોગ કેવી રીતે કરવો? આઈન્સ્ટાઈનનું આ સમીકરણ સમજી શકે

* આવૃત્તિ = Frequency

# એ મહામાનની ઓથે શું?

—સુભદ્રા ગાંધી

રશિયાની ક્રાંતિ એ કોઈ એક જ દેશની સીમાઓ પૂરતી મર્યાદિત રહેનારી ઘટના ન હતી એ ક્રાંતિના પુરસ્કર્તા ને સુકાનીઓ પાસે વિચારનું જે બળ હતું તેમાં સૂર્યપ્રકાશની શક્તિ કલ્પવામા આવી હતી. જડચેતનની આ સૃષ્ટિમા સૂર્ય જેમ જીવનતત્ત્વને પ્રગટાવવાનું, પોષવાનું ને પલ્લવિત કરવાનું; ને પૃથ્વી પરના સડેલા, દુર્ગંધ મારતા, જીર્ણ જર્જરિત તત્ત્વોનું નિરસન કરવાનું કામ કરે છે તેમ, આ સામ્યવાદી ક્રાંતિ પણ, સમાજના દેહને વિઘાતક ને પીડા આપનારા અનિષ્ટ તત્ત્વોને પોતાની પ્રેરણા–શક્તિએ જગાવેલ પુણ્યપ્રકોપના પ્રખર અગ્નિમા ભસ્મસાત કરી સમસ્ત માનવજાતને નવજીવન બક્ષવાનુ કામ કરશે એવો એનો દાવો હતો. ભૌગોલિક સીમાની દિવાલોને ભેદી, એની ઘોષણાએ દુનિયાભરના દેશોમા હર્ષોન્માદનો જે ઘોર નાદ જગાડેલો એનો પડઘો પાડતાં આપણો રાષ્ટ્રશાયર (સ્વ. કવિ મેઘાણી) પણ એના બુલંદ કંઠે લલકારી ઊઠેલો :—

જાગો, દુર્બલ અશક્ત!
જાગો, ઓ જગના ક્ષુધાર્ત!
ઇન્સાફી તખ્ત પર કરાલ કાલ જાગે.
ભેદો સહુ રૂઢિબંધ,
આંખ ખોલો રે અંધ,
નૌતમ દુનિયાનો સ્વર્ણ–સૂર્યોદય લાગે.

× × ×

જાગો, જુગના ગુલામ!
દેખાયે દિવ્યધામ
ઇન્સાફી તખ્ત પર કરાલ કાલ જાગે
દેવા દુષ્ટોને દંડ ઘોર કાલ જાગે.

× × ×

ને સોવિયેત રશિયાની ભૂમિ પર 'દુનિયાના એ ભાવિ'ના ઊજળા સ્વપ્નાં જોતાં દીન–દુઃખિયાના બેલી બનવાના કોડ સેવતા, ગુલામ દેશની ધરતીને અંધારે ખૂણે પડેલા, 'ઉપવાસી' કવિનું ય દિલ એ અજાણી અણદીઠી ભોમકાની દિશામા મીટ માડતું, પોતાની આરતભરી કલ્પનાના ઘોડા દોડાવતું ગાઈ ઊઠેલું:

ઊગે દેખ આલમ અજાયબ
પડે ભવ્ય પડઘા બધે
અહો, ભોમકા જૂનવાણી
ઊઠી નવ્ય કંથા ધરે....!

પોતે કલ્પેલો સામ્ય ને સામાજિક ન્યાયનો સૂર્યોદય રશિયાની ભૂમિ પર પ્રકટ થઈ ચૂક્યો છે, ને રહેતે રહેતે એ આ વિશાળ પૃથ્વીના ખડેખંડને અજવાળી રહેશે, એ વિષે એના મનમા શંકા ન હતી. વિશ્વવ્યાપ્ત એ બિરાદરીનું એ પદ્મ સહસ્ર પાદડીએ ખીલી ઊઠે એ જોવા એનુ હૈયું કેટલું અધીર હતું! છતાં, એને માટે દાયકાઓ લગીની ઉગ્ર તપસ્યા કરવી પડે તો તેમા ય એનું ધૈર્ય ખૂટે એમ ન હતું. એ

ક્રાંતિના આદર્શને સિદ્ધ કરવા જતાં, તલ-તલ ખપવું પડે ને પોતાના જેવા લખસહસ્રનાં જીવન નિઃશેષ બની જવાનાં હોય તો એને માટે પણ એ તૈયાર હતો.

અમાસની અંધારી રાતે અડાબીડ જંગલમાં ઝબૂકતા દીવાની માફક સુર્યલોકનું સ્વપ્નું જોવા તલખતાં, આવાં તો કંઈ કેટલાં ય કવિદિલ ચોખંડ ધરતીને ખૂણે ખૂણે ટમકી રહ્યાં હતાં. રશિયાની ભૂમિ પર થઈ વહી આવનારા લુખ્ખા સુક્કા પવનનું ઝાપટું પણ એમને હૈયે સહોદરનું સખ્ય પ્રગટાવી જતું. એને સાથી-બિરાદરની ઉષ્મા અર્પી જતું. ને શી અચંડ હતી એ સ્વપ્નની તાકાત! ધોમ ધખતા વેરાનમાં તગતગતા મૃગજળની તૃષ્ણા પણ આવી જ હશે શું?

ખેર, ગર્ભિણી માતાના ઉદરમાં પોષાઈ રહેલા બીજને પણ પક્વ બાળક રૂપે પ્રગટ થવા માટે સમય જોઈએ છે. રુસની ક્રાંતિના આ આશકોને પોતાની કલ્પનાના સ્વર્ગને પૃથ્વી પર મૂર્ત થયેલું જોવા માટે ત્રણ ચાર દાયકાની રાહ જોવી પડે, તો એમાં ફરિયાદ કરવા જેવું શું હોય? જુગ-જુગાન્તરોને અંતે દુઃખિયાં-ભૂખિયાં માનવીની મનોકામના ફળવાનાં આ પ્રથમ જ તો એંધાણ હતાં!

'વિસંવાદો,' 'ભેદો' અને 'અન્યાયો' નાં વિષયથી નિરંતર ક્ષુબ્ધ રહેનારી આ દુનિયામાં 'તારી માનેતીએ તો સાવરણી ને સંચિયું જણ્યાં!' કહી સાવ 'ખોટા વાવડ' આપનારાં બળતરાં ને અદેખાં લોકની કંઈ ખોટ છે! એમની વાત કાને ધરી 'મૂરખ બનવા' યા 'કાચા કાન'ના ઠરવા રુસી ક્રાંતિના આ આશકો હરગીઝ તૈયાર ન હતા.

એટલે જ તો રશિયાના પ્રજાજીવન વિષે, યા ત્યાંની ક્રાંતિએ ફેલાવેલ આબોહવા વિષે, કંઈ પ્રતિકૂળ વાવડ મળ્યા ત્યારે ત્યારે, હમેશાં આ આદર્શઘેલા વર્ગે એની સામે 'શાન્તં પાપમ્' કહી, પોતાનાં આંખકાન દાબી લેવાનો જ આચાર રાખ્યો; એ ભૂમિની મુલાકાત લઈ આવનારાઓમાં જેણે એના વિષે સારું કહ્યું એનું જ એણે સ્તવ કર્યા કર્યું; ને જેણે એ ક્રાંતિનાં પરિણામ રૂપે જોયેલી ઊણપો યા આ કે તે ફૂડ-કલંકનો ઉલ્લેખ સરખો કર્યો એને ક્રાંતિના દુશ્મનો ગણી એમની સામે રીતસર લડતનો મોરચો જ ખડો કરી દીધો. રુસી ક્રાંતિના સતીત્વ વિષે શંકા સરખી ઉઠાવનાર સગા સહોદરશા બંધુ-મિત્ર-સાથીને એણે 'ન્યાત બહાર' જાહેર કરી એમની સાથેનો 'હુક્કાપાણીનો સંબંધ' સુદ્ધાં કાપી નાખ્યો.

ખેર, પણ શાહમૃગ રેતીમાં માથું ખોસી દે, તેથી કંઇ સામેથી ધસમે આવતી આંધી અટકી છે ખરી? અહીં પણ એ જ ગત થઈ. વાગતું વાગતું છેક તોરણે આવ્યું ત્યારે ફૂલોના ઝૂંપમાં ઢંકાયેલો ચહેરો જોવા એણે આંખ ઊંચી કરી. સ્તાલિનના મૃત્યુ બાદ ત્રણ વર્ષ પછી ક્રુશ્ચોવે છાપરે ચઢીને બધી વાતનો ઘડો ફોડયો, ને ધરતીકંપના આંચકા જેવા આ એક જ વિસ્ફોટે કેટલાય 'કેન્ડિડો' ના સ્વપ્નની મહેલાતને ધરાશાયી કરી દીધી.

રશિયન ક્રાંતિના સુકાનીઓ વિષેનો આકંઠ વિશ્વાસ ધરાવનાર ને સામ્યવાદના આદર્શ પરત્વે ધાર્મિક શ્રદ્ધાનું ભાથું લઈ, ક્રાંતિનો નિર્મમ કઠોર પથ ખેડયે જનારાઓમાંના એક વર્ગની દશા તો મધદરિયે તૂફાનથી તૂટી પડેલા જહાજ જેવી હતી...દિશા હારા...દિશા શૂન્ય! કિનારે પહોંચવાનો એનો પુરુષાર્થ એટલે તો પુનર્જન્મ માટેની ભગીરથની તપસ્યા જ ગણોને.

ખેર, આ તો થઈ રશિયન ક્રાંતિના વફાદાર આશકોની ગતઃ જે રશિયાની બહારની

કોઈને કોઈ ભૂમિ પર વસનારા હતા. પરંતુ એ ક્રાંતિની જનેતા બનેલ ખુદ રશિયાની તળ ભૂમિ પર વસનારા સામાન્ય માનવીની દશા શી હતી! ઝારના જુલ્મોથી ત્રાસેલી ને મૂડીવાદી સુદખોર શોષણથી વાજ આવી ગયેલી રશિયાની 'શ્રમજીવી જનતા' ને તો ક્રાંતિએ હાજરાહજૂર સ્વર્ગનું વચન આપેલું હતું. એ સ્વર્ગગંગાના ઉતરાણ પહેલા તો રશિયાની ભૂમિને વાળીઝૂડી સાફ કરવાની કારવાઈ આવી. નગુણ નવ્વાણ ચારેક દાયકા લગી તો 'અન્યાય' ને પીસી નાખવા માટે ક્રાંતિભાગી સત્તાએ ઊભી કરેલી (સર્વસત્તાવાદની) ચક્કીએ ઊંધું ઘાલીને દળ્યા જ કર્યું હતું.....બસ, દળ્યા જ કર્યું હતું. એ ચક્કીમા જના સમાજના 'અન્યાયી', 'અત્યાચારી' ને 'ભ્રષ્ટ' તત્ત્વો ભેગું બીજું શું શું પીસાઈ રહ્યું છે તે જાણવાનો ઉપાય ન હતો રશિયાની આમજનતા પાસે કે રશિયા બહાર પથરાઈને પડેલી દુનિયા પાસે.

ને એવી સ્થિતિમા ક્રુશ્ચોવોવાચ* નો ઉદય જાગ્યો. ખેર પણ ક્રુશ્ચોવોવાચઃ એ જાણે સોવિયેતની પ્રજાની બંધ પડી ગયેલી વાચાની ઘડિયાળને ચાવી આપવાનું કામ કર્યું. મૂંગે મોઢે ને ઉઘાડી આંખે ક્રાંતિકારીઓની બલાઈના ઝોક પછી એક વેશને જોઈ ચૂકેલા લોકોએ મોં ખોલી બોલવા માંડ્યું, કલમ ચલાવી લખવા માંડ્યું, ને પોતાના હૃદયની ગુંગળામણને હળવી કરવા માંડી.

લાંબી આક્રાન્તક પ્રસવવેદનાને અંતે સદ્યપ્રસૂતા માતા કેટલા કુંવરથા બાળપુષ્પને ખોળે ખેલવવા તલસી રહી હોય તેવે વખતે સુયાણી આવીને અર્ધપશુ-અર્ધમાનવ સમું કોક સ્વરૂપ એના ખોળામા મૂકી જાય ને એ હતભાગીની માતાની જે દશા થાય તેવી ક્રૂર વિષાદમય દશા રશિયન જનતાની હતી.

'ક્રિમનો પત્રક' ના તિતર-બિતર ખંડોને ગોઠવી એમા પોતાના હલાત ક્ષુબ્ધ જીવનની પૂર્ણ છબિ નિરખવા રશિયાની જનતાએ એના કવિ, લેખક, ચિત્રકારની સામે જોયું.

માનવકંઠની ઉષ્માવિહોણા એ કાળ દરમ્યાન સનાતન માનવ-મૂલ્યોના પ્રહરી બની જેમણે ઘાયલ પ્રજાજીવનની પળપળની વેદનાની નોંધ લેતી ટાંપો કરેલી, એમણે પોતાની હૃદયમંજૂષાના ઢાંકણ હળવે હળવે ખોલવા માંડ્યા.

ને કાળમીંઢ ખડકને ફોડી કલકલ નિનાદે વહી નીકળતા ઝરણાની માફક 'સત્' ને 'અભય' નું આહ્વાન કરતી સોવિયેતના શબ્દ ને રંગના કલાધરોની વાણીથી સોવિયેતનું પ્રજાજીવન ગૂંજી ઊઠ્યું.

પૂનમના ચાંદાને આવકારવા પેલા બનેલા સાગરની માફક પોતાના આ કવિદિલને 'ખમા' 'ખમા' કરતી સોવિયેતની પ્રજા પણ જાણે હિલોળે ચઢી. કહે છે કે, એવતુશેન્કો ને વોઝનેસેન્સ્કી જેવા ઊગતા કવિઓના મુખે એમનાં કાવ્યનો પાઠ સાંભળવા દસ દસ હજારની મેદની ભેગી થતી (સરકારનિયંત્રિત 'પ્રેસ' ની દુનિયામાં પોતાના કાવ્યો અપ્રકાશ્ય સાબિત થવા બદલ કવિને વસવસો રહી જવાનું કારણ જ ક્યાં રહ્યું?)

ઘરની ડેલી બહાર પગ ન દેનારી ને ઘરમાંય ઘૂમટે મોં ઢાંકી ઢળેલી આંખે પોતાના કામકાજમા વ્યસ્ત રહેનારી મોટા ઘરની વહુવારુ જેવી સોવિયેત જનતાને આમ એકાએક કવિઓ ને લેખકોના છેદે ચઢેલી જોઈ સોવિયેતનો નવો સત્તાધીશ ક્રુશ્ચોવ કંઈક અસમંજસમા પડી ગયો.

ચાર ચાર દાયકાના કપરા કડક સ્તાલિનશાહી શાસનને અંતે 'મહા મહાશાપે' 'કાઢી

---

* રશિયન કમ્યુનિસ્ટ પાર્ટીના ૨૨ મી કોંગ્રેસ સમક્ષ સ્તાલિનનાં આપખુદ કતલ અને જુલ્મો વિષે ખુદ પાર્ટીના મહામંત્રી ક્રુશ્ચોવે રજૂ કરેલો કહેવાતો 'ગુપ્ત અહેવાલ'

કમરી' બનાવેલી પ્રજાનો આ નવો ઉન્માદ એની મતિને મૂંઝવી રહ્યો. આ નવી ધૃષ્ટતા જોઈ એના દાંતની બત્રીસી જરા જોરથી ભીડાઈ ગઈ......પણ......

આંખે દાબડા ને મોંમાં લોખંડી કાંટાવાળું ચોકઠું બેસાડી ચાબુકના ફટકાએ દિવસભર ખેદડાયેલા ઘોડાની માફક 'વિદ્રોહ'ની હણહણાટી કરી ઊઠેલ પ્રજા હડે ચઢી તો શું ?–એ બીક પણ એને માટે કંઈ ઓછી ભડકાવનારી વસ્તુ ન હતી. એટલે જ તો ચાબુકના નુસ્ખા પર જ મુસ્તાક રહેનારો અસવાર સલામતી ને સ્વાર્થનો પ્રેર્યો પણ હડે ચડેલ ઘોડાની કેશવાળી પંપાળી રહે એમ ક્રુશ્ચોવ પણ પોતાને ત્યાંના આ નવા કવિ, લેખકોને બે ઘડી ઓરસી રહ્યો.

ને એવી આ ક્ષણિક માયાનો પ્રતાપ પણ કંઈ જેવો તેવો ન હતો. શાસનના ગઢમા પડેલી એ એક જ તિરાડમાંથી ટીપે ટીપે ટપકીને સાહિત્યની આછી પાતળી ધારાઓ વહી નીકળી. એમાં સત્યની ગંગા બની માનવ–ઇતિહાસની રેક્ષ–અનુર્વરા ધરતીને ફળદ્રુપ બનવાની આકાંક્ષા-ઓનાં બીજ પડેલાં હતાં.

સામ્યવાદી શાસનકાળનાં ભૂત–વર્તમાન ઉકેલતો કવિ એવતુશેન્કો દર્દભર્યા કંઠે પોકારી ઊઠ્યો :

બંધ સરહદો મને ભીંસે છે,
હું વિચિત્ર અનુભવ કરું છું,
બુનો એર્સ,
ન્યૂયોર્ક નહીં દીઠાથી–

*

આવતી પેઢીઓ યાદ કરશે
અને શરમથી બળી મરશે
આ વિચિત્ર દિવસો યાદ કરીને
કે જ્યારે સાધારણ પ્રામાણિકતા ય
હિંમતને નામે ઓળખાતી હતી !

*

સ્તાલિનના વારસદારો આ દિનોમાં
પક્ષાઘાતથી પટકાયેલા લાગે છે
એ બધા–એક વેળાના ખમતીધરો
આ વેળાની—
ખાલી કેદ–છાવણીઓને ધિક્કારે છે.
લોકભીમટચાં અને—
કવિને સાંભળી રહેલાં
સભાગૃહોને ફિટકારે છે !
'પાર્ટી' મને ગાઢેલિયતથી
સાબદો કરે છે,
અને થોડોક ટકોરે ય છે:
"ભલા, શાને આ બધું ?"
–હું મૂંગો રહેવા ઇન્કાર કરું છું.
આ ધરતી પર—
સ્તાલિનના વારસદારો ભમે છે
ત્યાં લગી
મને લાગે છે કે—
મોસોલિયમમા સ્તાલિનનું ભૂત
છાનું છાનું આંટા મારે છે.

*

એ જરૂર કોક વેતરણમાં છે.
એ તો આરામ પૂરતો જ ઝોકી ગયો છે જરા.
અને હું – આપણી સરકારને સંબોધતો
વિનવી રહ્યો છું:
બવડા
ને ત્રણ ગણા કરો
આ આરસની ચોકી કરતા સંત્રીઓને
જેથી સ્તાલિનને ફરી ઊઠતો ખાળી શકાય
અને સ્તાલિન સાથે
ભૂતકાળને ય.

*

ભૂતકાળ અહીં તો—
મારા મનથી તો—
પ્રજાની ભલાઈને ઉવેખ્યાનો
જુઠ્ઠા આરોપનો
નિર્દોષ માનવીની ધરપકડોનો છે.

આપણે સચ્ચાઈથી ધાન વાવ્યા
 સચ્ચાઈથી રણાંગણે ઊપડયા
 અદના સૈનિકો બની.
 પણ એ બીધો આપણાથી
મહાન હેતુની શ્રદ્ધાએ
 એણે ગમે તે ભૂંડા સાધનો
 યોગ્ય લેખ્યાં – ભવ્ય સાધ્ય અર્થે.

*

 કેટલાક એના વારસદારો
 'નિવૃત્તિ'મા ગુલાબો ચૂંટે છે
અને મનોમન માને છેઃ
 'અમારી હકાલપટ્ટી તો છે અલ્પજીવી';
તો વળી બીજાઓ મચ પર ચઢી
 સ્તાલિનને ભાંડે છે,
 પણ રાત્રિએ
 વીત્યા–દિનોની ઝંખનામા ઝૂરે છે!
 પણ આ બધુ' હોવા છતા કવિનો મિજાજ,
 કવિનો સૂર એક જ છેઃ
"ના, હું મૂગો રહેવા ઇન્કાર કરુ' છું."

*

ગ્રેસેનિન–વોલ્પિન નામનો કવિ સ્તાલિન-યુગમા નિર્વાસિત બની શ્રમ-છાવણીઓના કેદી તરીકેની જિંદગી કાપી આવેલો છે. ૧૯૫૯ મા લખાયેલા એક કાવ્યમા તે કહે છેઃ

 'આપણા સમાજમા સૌ માનવી મુક્ત છે
 અને સમાન છે'–એવુ ભણાવે છે સ્તાલિન.
 'આપણા સમાજમા સૌ માનવી વફાદાર છે
 સામ્યવાદને'– એવુ' ભણાવે છે સ્તાલિન.
 અને પવિત્ર કાનૂન લેખે
 એ લાદે છે મારા ઉપર
 'સર્વ'યુગોના સ્વપ્ન' લેખે એને–
 –જેને સાબિત કરવાની ય જરૂર નથી!
 વળી એ ઉમેરે છેઃ
 'તમારે ચાહવુ' જોઈશે એને.'
 –ત્યારે તો ભલેને જેલમાગોધી મૂકે મને–
 એ કાંઈ શિક્ષા નથી,
 એ તો મોતની જ આગાહી છેઃ
 ને હું જવાબ વાળુ છું–
 'ના, એ વાનગી મને સદ્ય નથી!'

તો વળી એવતુશેન્કોની આગલી પેઢીના પીઢ લેખક ઇલિયા એહરુનબર્ગ સંસ્મરણો લખતા, જાણે નવી પેઢી આગળ વ્યથાભર્યો એકરાર કરતા, લખે છેઃ

"કોણ જાણે છે કે એ વરસોમાં અમે કેટલા એકલવાયા હતા! ખૂબ ખૂબ ભાષણો થતા, બંદૂકો અહીંતહીં ગર્જી ઊઠતી, રેડિયો રાત–દિવસ ઘોઘાટ મચાવતો રહેતો, પરંતુ માનવકંઠ જાણે સમૂળગો અદૃશ્ય બન્યો હતો!

"એવી કેટલી ય વાતો હતી કે જે અમે અમારા પ્રિયતમ સ્વજનો પાસે પણ ન કબૂલી શકીએ, ક્વચિત્ એકાદ મિત્રનો ભેટો થઈ જતા અમે એના હાથનો પ જે અમારા હાથમા લઈ કઈક વિશેષ ઉષ્માભેર દબાવી રહેતા એટલુ જ.

"અમે બધા કેમ જાણે કોઈ મહા–મૌનના ષડયંત્રના સભ્યો હતા!

"મે સમજી લીધેલુ કે મારે દાત ભીંસીને જ જીવવાનુ છે—સૌથી મુશ્કેલ એવી મૌતની કલાને સિદ્ધ કરીને..."

સર્જક માનવીના પ્રકૃત્તિગત સ્વરૂપને જ—એના સાહજિક, ઊર્મિગત વ્યાપારને જ—'વિકૃતિ' ગણી લઈ એને સુધારવાનો ઠેકો સામ્યવાદી શાસકોએ પોતાને હાથ લીધો હતો. માણસની ઊર્મિશીલતા ને સચ્ચાઈભરી ઇન્સાનિયતને જ એમની શિક્ષણપોથીમા 'બુધિયાની બુધ' તરીકે ઓળખાવનારા આ ઊંટવૈદ્યોની જમાતે વસતનો ફાલ યમરાજને જ ભોગ ધરાવ્યા કર્યો હતો...

હિન્દુઓના "કૈલાસવાસ" જેવો સામ્યવાદી સ્વર્ગનો "મુસોલિયમ વાસ" પામ્યા

પછી, એની ચાર દાયકાની કારકિર્દીની કદર લેખે સ્તાલિન એના જ પુરાણા સાથી કૃશ્ચોવને હાથે યમરાજ–સહોદરનું બિરુદ પામ્યો હતો. ને છતાં બાપના મરતાં ગાદીએ આવેલા દીકરાનો હાથ વાતવાતમાં તલવારની મૂઠ પર જ પહોંચી જાય એમ 'આજીવન ક્રાંતિકારી' ના ઉછેર અને આદતવશાત્ કૃશ્ચોવનો હાથ પણ વળીવળીને યમરાજનું આહ્વાન કરતો હવામાં ઊંચો થઈ જતો હતો.

અર્નસ્ટ નિઝવેસ્તની નામના શિલ્પીનું 'મૉડર્ન' શિલ્પ નહિ સમજાતા કૃશ્ચોવના મોંમાથી શબ્દ નીકળી ગયાઃ

"ખૂંધિયાની ખૂંધને તો યમરાજ જ સુધારે" ત્યારે મૂંગા રહેવાનો ઇન્કાર કરી થૂકેલ કવિ એવતુશેન્કોએ સંભળાવી દીધેલું :

"હું આશા રાખું છું, કૉમરેડ કૃશ્ચોવ, કે માણસને સુધારવા માટે કબરનો જ ઉપયોગ કરવો પડે એ દિવસો આપણે વટાવી ગયા છીએ."

કહે છે કે, પ્રથમ તો, એવતુશેન્કોના આ સાહસે સૌને ચમકાવી મૂકયા; પણ પછી તરત, ચમક ભાંગતાં, શ્રોતાઓએ તાળીઓના ગડગડાટથી સભાગૃહને ગજાવી મૂક્યું.

ને પછી તો કહે છે કે કૃશ્ચોવ પણ તાળીઓ પાડનારા ભેગો જોડાઈ ગયો હતો !

ખેર, પણ કૃશ્ચોવે ૨૨મી કોંગ્રેસમા ધરો વગાડી સત્તાવાર સત્યની જે ગાડીને લીલી ઝંડી બતાડેલી તે ગાડી અસત્યનો પહાડ કોરીને આ પાર પહોંચે કે ન પહોંચે તો ય કમ્યુનિસ્ટની માલગાડીના બંધ ડબ્બામાં આજ લગી ગોંધાઈ રહેલા 'સત્યે' તો એનો મુક્તિમાર્ગ શોધી જ લીધો છે, એમ આપણને જોવા મળે છે.

આ ને આવી આત્મકથાઓ દુનિયા આગળ પ્રકટ થવા માંડી છે. તે ઉપરાત જે કંઈ સાહિત્ય ખચકાની ગતિએ પણ એકધારું પ્રગટ થયે જાય છે તે પણ, એલેક્ઝાન્ડર સૉલ્ઝેનિત્સિનની ભાષામાં કહીએ તો, એક જ વાતની સાહેદી પુરાવતું રહ્યું છે કે

**"રશિયામાં ભલે છાપવાની સ્વતંત્રતા નથી, પણ કોણ કહી શકશે કે વિચારવાની સ્વતંત્રતા નથી ?"**

ને ખરે જ, ધિક્કારનાં પ્રંઘણા વીણી વીણી પૃથ્વીને ખૂણે ખૂણે તાપણાં ચેટાવી જાણનારા, વિશ્વવ્યાપી મહામૌનના ષડ્યંત્રનો સાગરીત સમી દેશપરદેશની કમ્યુનિસ્ટ પાર્ટીઓ પાસે યા ખુદ સોવિયેતના શાસકો પાસે આનો કોઈ જવાબ નથી.

'સમાનતા' ને 'ન્યાય' ના દીવાસ્વપ્નની ભેટના બદલામા માનવજાત પાસેથી લોકશાહીનો મણિ ઝૂંટવી લઈ, સર્વસત્તાવાદના પાતાળકૂવામાં પધરાવી દેવા ઉતાવળા થઈ રહેલા સામ્યવાદીઓ પાસે આનો કોઈ જવાબ નથી.

દુનિયાભરની પીડિત શોષિત માનવજાત વતી ઇતિહાસે કમ્યુનિસ્ટો સમક્ષ ઊભો કરેલો સાદો ને સીધો સવાલ એક જ છેઃ

વિષમતાના ગરલથી પીડાતી માનવજાતના દુઃખદર્દ દૂર કરવાનો 'સહેલો ને સટ', 'ટૂંકો ને ટચ', 'ત્વરિત' માર્ગ ખોળી કાઢવાનો તમારો દાવો આજે કેટલે અંશે પુરવાર કરી શકો એમ છો તે 'સત્ય' આડેના પડદા દૂર કરી પુરવાર કરો.

વિજ્ઞાનના શોધકોએ પોતાની શોધના પરિણામોને, પૂરી કસોટીએ ચડાવ્યા પછી, છતા કર્યા અને સમગ્ર માનવજાતના હિતાર્થે દુનિયાને ચરણે ધર્યાં, તેમ તમે પણ તમારા વિશ્વક્રાંતિના 'સામ્ય અને ન્યાયની સ્થાપના' માટેના આ વિરાટ પ્રયોગને તમારી સંકુચિત વાડાની 'પ્રેસ્ટીજ' નો સવાલ બનાવ્યા વિના સત્યના પ્રકાશમા, ને વાસ્તવની નક્કર ભૂમિકા પર નાણી બતાવવા તૈયાર થાઓ.

આજના અવકાશયુગમા હવે 'આયર્ન કર્ટન' યા 'ચીનની દીવાલ' સત્યના પ્રકાશને રૂંધવા શક્તિમાન ન રહેવાં જોઈએ, પણ તે તો ક્યારે બને ? જ્યારે, લોકશાહી હો યા સામ્યવાદ હો, એમાથી એકે ય તંત્ર હેઠળ જીવનારો માનવી "મહામૌનના ષડ્યંત્ર" નો સાગરીત બનવા ઇન્કાર કરીને ઊભો રહે ત્યારે જ —હા, ત્યારે જ તો.

# શ્રી મુનશીની નવલકથાઓમાં રાષ્ટ્રચેતના

—પ્રકાશ ન. શાહ

'સરસ્વતીચંદ્ર'ના લેખકના અંતરમા રાષ્ટ્રભક્તિને સ્થાન હોવા વિષે મુનશીએ શંકા વ્યક્ત કરેલી. આ વિધાનનાં સત્યાસત્યની ચર્ચામા અહી ન ઊતરીએ. એટલું ખરું કે મુનશીએ પોતે કાચના ઘરમા બેસીને કાકરો માર્યો નહોતો.

મુનશી, આમ તો, ગુજરાતની અસ્મિતાના ઉદ્ગાતા છે. 'ગુજરાતીતા' શબ્દ એમણે આપણને આપ્યો. પણ આ ગુજરાતીતા ને ભારતીય રાષ્ટ્રીયતા વચ્ચે અણબનાવ નથી; ઉષાએ કાકમંજરીની જે અપૂર્વ એકતાનતા જોયેલી તે અહી છે જ; મુનશીની સર્વાધિક કીર્તિદા કૃતિ તે 'ગુજરાતનો નાથ': એનું અર્પણ પણ 'ગુજરાત પ્રબળ અને પ્રગતિવાન, એક અને અતુલ બને એવા સ્વપ્નો નિરંતર અનુભવતા' રણજીતરામને. છતા, ગુજરાતની આ વાર્તા રાષ્ટ્રીય એકતાની આવશ્યકતાનો સંકેત કર્યા વગર રહેતી નથી.

જેના જીવનની બે નેમમાથી એક 'તેના દેશનું ઐક્ય' સાધવાની હતી ને કીર્તિદેવ પાટણમા પ્રવેશતા જ સન્ધિનો પ્રચાર આરભે છે. ખુદ મહા અમાત્યને પણ એના અનુસંધાનમા એ મળે છે: 'મહારાજ !....આખા આર્યાવર્તની રાજનીતિ હાથ કરો...કુસપી બનેલા રાજ્યોને એકતંતે બાધો.'[1] માત્ર કીર્તિદેવ જ નહી પણ કાક ને મુંજાલના પાત્રો સુદ્ધા કેટલેક અંશે રાષ્ટ્રીય એકતાભિમુખ કહી શકાય. પાટણનો પતિ 'પૃથ્વીપતિ' થાય એ મુંજાલનું સ્વપ્ન છે. વિદાય લેતા કીર્તિદેવને એ 'જયદેવ મહારાજ અવંતી લેશે ત્યારે' મળવાની ખાતરી આપે છે. વળી, કાકના જે વચનોમાં લોકોને 'નવી રાજ્યપદ્ધતિના ઊગતા કિરણો જણાયા' તે ખાસ ખ્યાલમા લેવાવા જોઈએ: 'કીર્તિદેવજી જે સપ કરવા મથે છે, એવો સપ કદી થયો છે કે થવાનો છે?... નામનો સપ કરશો તો બીજાં રાજ્યો તમને ખાઈ જશે .. આર્યાવર્તમા સપ ક્યારે થશે તે ખબર છે? જ્યારે એક રાજા એક ચક્રે રાજ્ય કરશે ત્યારે, સમજ્યા?'[2] આમ, કીર્તિદેવ ઉપરાત કાક ને મુંજાલ પણ આર્યાવર્તની એકતા ચાહે છે, એકને ખપે છે સન્ધિસિદ્ધ સમવાય તંત્ર, બીજાઓ વાછે છે એકચક્રી આણ.

રાષ્ટ્રીય સંગઠનની આવશ્યકતાનુ પ્રતિપાદન કરવા કીર્તિદેવે સમાન ભય અને સમાન વિરોધના તત્ત્વ પર ભાર મૂક્યો હોય એમ જણાય છે.... 'તમે અર્ધનગ્ન મ્લેચ્છ જોયો. એ અહીયા તો એકલો છે, કાશ્મીર પાસે એની જાતના અગણ્ય યોદ્ધા છે. તે બધા આર્યાવર્તને ભસ્મીભૂત કરવા એક પગે થઈ રહ્યા છે... કાલે તો જયદેવ મહારાજે એક પાપીને પંચાગ પોષાક આપ્યો; તેના પૌત્રો તમારા ને મારા છોકરાના ડીલ પર કાપડનો એક ટુકડો પણ રહેવા નહીં'

દે.[૨૪] એક અન્ય સંદર્ભમાં, 'આવી પ્રતિરોધ-પરાયણતા જીવંત રાષ્ટ્રનો પ્રાણ' હોવાનું મુનશીએ જણાવ્યું છે તે લક્ષમાં લેતાં, કીર્તિદેવની દલીલનું મહત્ત્વ સમજાશે.

અલબત્ત, એક જીવમાન સમુદાય તરીકે રાષ્ટ્ર સ્વ-અસ્તિત્વની પ્રતીતિ કરાવી શકે તે અંગેનો આ તો નૈમિત્તિક અગર પ્રાસંગિક તરીકો કહેવાય. નૈમિત્તિક સમસ્યાઓ સામે રાષ્ટ્રમાં જાગતા તત્ક્ષણ પુણ્યપ્રકોપની પાછળ જે ચિરંતન આંતરિક ચેતના કામ કરી રહી હોય છે તે જ પાયાની વાત છે. આ ભારતવર્ષીય પ્રાણધારાનું દર્શન ને નિરૂપણ કરવાની હોંશથી, 'ગગનસ્પર્શી માનવતા વિના સનાતન આર્ય સંસ્કૃતિનો પાયો નંખાયો નહોતો' એવી આસ્થાપૂત ઉદ્‌ઘોષણા સાથે, અગસ્ત્ય-વસિષ્ઠ-વિશ્વામિત્ર-પરશુરામ આદિને 'જીવંત સ્વરૂપ' આપવાની 'પા સદીની ઉલ્લાસમય તપશ્ચર્યા' મુનશીજીએ કરી છે.[૫] એટલું જ નહીં પણ 'તપસ્વિની' ને 'સ્વપ્નદ્રષ્ટા' જેવી વીસમી સદીની વાર્તાઓમાં પણ 'સનાતન'ને ઢોકાયા વિના ચાલ્યું નથી.

આર્યાવર્તની એકતા આપણા નવલકથાકારને અતિપ્રિય છે. રાષ્ટ્રજીવનની પ્રાણધારાનું પગેરું કાઢતાં કાઢતાં, કૌટિલ્ય કે પરશુરામ સરખાં પ્રતાપી પાત્રો સરજી, એમણે આ પ્રેમનો પડઘો ભાવકોનાં હૃદયોમાં પણ પાડવાનો પ્રયાસ કર્યો છે. વેદવ્યાસને પૂજ્યપાદ માની પ્રાજલભાવે પ્રણમનાર મુનશી, આર્યાવર્તની એકતાની કસોટી પર, જરૂર પડયે, આવી સ્પષ્ટ આલોચના કરવાની તત્પરતા દાખવે છે: 'જરાસંધ મહાપુરુષ હતો. શ્રીકૃષ્ણના પ્રશંસક વેદવ્યાસે તેને દુષ્ટ ચીતરી અન્યાય કર્યો છે... તેને આખા આર્યાવર્તને એક કરવું હતું.... તેણે મહાન સ્વપ્ન સેવ્યું, અને તે સેવવા માટે જીવ આપ્યો.'[૫]

એકતા ને પ્રતિરોધપરાયણતા પરત્વેની પ્રજાકીય જાગૃતિ, સ્વદેશમાં ભૂભાગથી કંઈક અધિક જોવાની વૃત્તિમાંથી પ્રેરણા મેળવતી હોય છે. ('આનંદમઠ'માં આલેખાયેલો સંતાનધર્મ એનું ઉદાહરણ પૂરું પાડે છે.) મુનશીની 'સ્વપ્નદ્રષ્ટા' નવલકથામા પણ સુદર્શન સુલોચનાને કહે છે: 'તમને જે ઇન્ડિયા લાગે છે. તે મારી મા છે.'[૬] આ વાર્તાનું ઘટનાચક્ર ૧૯૦૬ માં શરૂ થાય છે તે જોતાં, બંગભંગ યુગની અસર હેઠળ, સુદર્શન ભારતભૂમિમાં માતૃમૂર્તિની પ્રતિષ્ઠા કરે તે સ્વાભાવિક જ લાગે ૧૯૧૧ ના માર્ચમા 'સ્વપ્નદ્રષ્ટા'નું કથાનક પૂરું થાય છે, પણ સ્વાધીનતાની ચળવળ કંઈ ત્યારે પૂરી થઈ નહોતી. નવલકથાકારે, એટલે જ તો, એક અન્ય નવલશ્રેણી છેલ્લા થોડા વર્ષોમા ગુજરાતને આપીને નવલા રૂપરંગમા પેલી વાર્તાનો તંતુ-બારડોલીના સંગ્રામ ને દાંડીકૂચને આવરી લેતો-લંબાવ્યો છે. 'સ્વપ્નદ્રષ્ટા' ને 'તપસ્વિની ૧, ૨, ૩.'નું વિષયવસ્તુ સ્વાધીનતા-આંદોલન સાથે સંકળાયેલું હોઈ ભારતીય રાષ્ટ્રીયતાના વિવિધોન્મેષોનું ચિત્રણ લેખકને સુકર થઈ પડયું છે.

સામ્પ્રત સમયના આ બે કથાનકોમા એમણે રાષ્ટ્રભાવનાને તીવ્રપણે ભભૂકતી રાખે તેવું એક તત્ત્વ આમેજ કર્યું છે એ છે ઐતિહાસિક સાતત્યનું સતત ભાન. 'ભારતીની આત્મકથા' વાંચતાં આ વિધાન વિશદ થશે.[૭] ઐતિહાસિક સાતત્યની આટલી બધી સભાનતાને પરિણામે, બન્યું છે એવું કે, સર્જક મુનશી-રાજકારણી મુનશીજીની જેમ જ ગાધીજીના પ્રભાવને સ્વીકારવા છતાં ગાધીશાસનના દરબારી બનતા નથી. નાયકના ગોહમા એ નાટકની સમગ્રતાને વિસારે પાડતા નથી. ઉદાહરણાર્થે, રાજબાને સાભળીએ: 'ભાઈ, તું તો આંધળો છે. વ્યાસ ભગવાન ન હોત તો ભારતનું ધર્મયુદ્ધ ન થાત. એ નહીં હોત તો વેદ રહ્યા નહીં હોત ને તીર્થસ્થાનની

# લેખક અને તેના પ્રશ્નો

--યુજિન આયોનેસ્કો

અનુ અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ

"શા માટે લખો છો તમે?"—આ પ્રશ્ન લેખકોને વારવાર પૂછવામા આવે છે. આ પ્રશ્ન પૂછનારને લેખક ઉત્તર આપી શકે. "તમારે તે જાણવુ જોઈએ."

"તમારે તે જાણવુ જોઈએ કારણ કે તમે અમારા લખાણો વાચો છો. એકવાર નહિ, અનેકવાર વાચો છો તો એનો અર્થ એ થાય કે તમે એમા કશુક શક્તિપ્રદ જોયુ છે, કશુક પોષક, જે તમારી જરૂરીયાતને સતોષતુ હોય હુ તમને પૂછુ છુ કે શા માટે તમને જરૂર ઊભી થાય છે? અને કેવા પ્રકારનુ પોષણ અમે તમને પૂરુ પાડીએ છીએ? હુ કદાચ લેખક હોઉ, પણ તમે મારા વાચક શા માટે છો? તમે જે પ્રશ્ન મને પૂછ્યો છે તેનો ઉત્તર તમારામા જ છે" વાચક કે નાટયગૃહનો પ્રેક્ષક સામાન્ય રીતે એમ કહેશે કે એ વાચે છે અથવા નાટક જોવા જાય છે કઈક ઉપદેશ મેળવવા અથવા તો મનોરજન પ્રાપ્ત કરવા

સમગ્ર રીતે જોઈએ તો, આ બે પ્રકારના ઉત્તરો મળવા શકય છે ઉપદેશ મેળવવો એટલે શીખવુ, લેખકે જે લખ્યુ છે અને જેને માટે એ લેખકરૂપે ઊભો છે, તે શીખવુ. અથવા તો વધારે સૌજન્યશીલ વાચક કદાચ એમ કહેશે કે કેટલાક પ્રશ્નોના ઉત્તરો આપવા પોતે અસમર્થ હોવાથી ઉત્તરો મેળવવા એ વાચે છે જે વાચક મનોરજન શોધે છે, જે રોજિંદા જીવનની ચિંતાઓને ભૂલી જવા અને પુસ્તક કે નાટકના સૌન્દર્યને માણવા માગે છે તેને જો એમ લાગે કે તમે એને બોધ આપવાનો કે નૈતિક પાઠ ભણાવવાનો પ્રયત્ન કરો છો તો તેને કંટાળો આવશે અને એને માટે તમને જવાબદાર ગણશે. બોધ મેળવવા આવતો વાચક, જો એને એમ લાગે કે તમે એના ભોગે મનોરજન પૂરુ પાડો છો અને જે પ્રશ્નો પોતે ઉકેલી શકતો નથી અને જેના ઉત્તરો એને જોઈએ છે તે તરફ તમે દુર્લક્ષ કરો છો, તો તેને માટે એ તમારા પર નારાજ થશે જેવુ કોઈએ એકાદ સોનેટ, એકાદ હળવી કોમેડી, એકાદ ગીત, એકાદ નવલકથા, કે એકાદ ટ્રેજેડીનુ સર્જન કર્યુ કે તરત જ પત્રકારો એની પાસે દોડી જશે અને એ એકાદ ગીત કે ટ્રેજેડીનો લેખક સમાજવાદ, મૂડીવાદ, સારુ-નરસુ, ગણિત, અવકાશયાત્રા, કવોન્ટમ સિદ્ધાન્ત, પ્રેમ, ફૂટબોલ, રાધણકલા, અને રાજ્યના વડા વિશે શુ ધારે છે તે પૂછશે.

"જીવન અને મૃત્યુ વિશે તમારા શા ખ્યાલ છે?" જ્યારે બોટમાથી મારા બને હાથમા સૂટકેસ પકડીને હુ આવી રહ્યો હતો ત્યારે દક્ષિણ અમેરિકાના એક પત્રકારે મને પૂછ્યુ. મે સૂટકેસ નીચે મૂકી દીધી, ભમ્મરો પરથી પરસેવો લૂછ્યો અને કહ્યુ કે આ પ્રશ્નનો ઉત્તર વિચારવા મને વીસ વર્ષની મુદત આપો; અને ત્યારે પણ હુ ઉત્તર આપી શકીશ જ એવી કોઈ બાહેધરી હુ આપતો નથી. મે

એમને કહ્યું: " એ જ પ્રશ્ન મારી જાતને હું પૂછતો આવ્યો છું અને મારી જાત સામે એ પ્રશ્ન મૂકવા તો હું લખું છું." મેં એમને નિરાશ કર્યા હશે એવા ખ્યાલ સાથે મારી સૂટકેસ મેં ઊંચકી લીધી. આ બ્રહ્માંડના ભેદ ઉકેલવાની ચાવી કોઈના ખિસ્સામાં કે કોઈની સૂટકેસમાં નથી હોતી. જો કોઈ લેખક અથવા સર્જકે મને પૂછ્યું હોય કે હું શા માટે વાચું છું અથવા નાટયગૃહમાં જાઉં છું તો હું કહું કે ઉત્તરો મેળવવા નહિ પણ વધુ પ્રશ્નો શોધવા હું એમ કરું છું. જ્ઞાન મેળવવા નહિ, પણ સાદી રીતે કહીએ તો, કશાકની કે કોઈકની સાથે પ્રસંગ પાડવા હું જાઉં છું. એ કશુંક કે કોઈક તે કૃતિ. જ્ઞાન માટે મારી જિજ્ઞાસા અભ્યાસ અને વિજ્ઞાન તરફ દૃષ્ટિ કરે છે; જે જિજ્ઞાસા મને નાટયગૃહમાં, કલા પ્રદર્શનમાં કે પુસ્તકભંડારના સાહિત્યવિભાગમાં ખેંચી જાય છે તે તેના કરતાં સ્વભાવે તદ્દન ભિન્ન છે. મને ગમતા કે ન ગમતા કોઈકની દેહભંગીઓને અને હૃદયને જાણવાની ઇચ્છા મને અંદરથી હલાવી જાય છે.

લેખકને જ્યારે કોઈ પ્રશ્નો પૂછે છે ત્યારે તે મૂંઝવણ અનુભવે છે, કારણ કે એ પોતાની જાતને, બીજાઓની સાથે, પ્રશ્નો પૂછતો હોય છે. બીજા ઘણા પ્રશ્નો જાતને પૂછવા જેવા છે, અને પોતે એ ક્યારેય નહિ કરી શકે; ઉત્તરો તો વળી એનાથી ય ઓછા આપી શકાશે, એવો સંદેહ એને મૂંઝવે છે.

૨

દરેક જણ—લેખક એમાંનો એક—જ્યારે એકલો હોય છે, પત્રકારો અને સરકારી અમલદારોથી દૂર હોય છે, ત્યારે શ્વાસ લેવા માટે મુક્ત હોય છે. કેટલીકવાર એ પોતાને પૂછી બેસે છે કે શા માટે એ શ્વાસ લે છે અને કેટલીકવાર નથી પણ પૂછતો. એ પૂછે કે ન પૂછે પણ શ્વાસ લેવાની ક્રિયા એ અટકાવી શકતો નથી. લેખક માત્ર શ્વાસ લેતો નથી, લેખક હોવાથી એ લખે પણ છે. લખવાનું શરૂ કર્યા પછી જ એ જાતને પ્રશ્નો પૂછતો થઈ જાય છે કે પોતે જે પ્રવૃત્તિ કરે છે એની પાછળ કયા કારણો અને કયા પ્રયોજનો રહેલા છે. અને એ રીતે એ પોતાની સાથે વાત કરતા કરતા પ્રશ્નો પૂછે છે (કારીગર પોતાનું કામ કરતાં કરતા, કબાટ તૈયાર કરવા જરૂરી કાટમાળ ગોઠવતા, પોતાની અંગત ચિંતાઓનો વિચાર કરતા કરતા, કબાટનું રૂપ વિચારતો હોય છે; અને તેમ છતા ચિંતાઓનો વિચાર એને કબાટની રચનાના વિચારમાથી દૂર ધકેલતો નથી)—શા માટે હુ લખું છું? આ પ્રવૃત્તિનો સબંધ કોની સાથે છે? બીજા લોકો કરતાં મારે પોતાને કંઈક વિશેષ કહેવાનું છે? મારી જાતને પ્રસ્થાપિત કરવા કે અસ્તિત્વને પુરવાર કરવા માટે હું લખું છું? મૃત્યુનો મને ડર લાગે છે અને તેથી મારા દેહાન્ત પછી બીજાઓની વચ્ચે જીવવાની મને લાલસા છે? દુનિયાને ઉગારવા હું લખું છું? મારી જાતને ઉદ્ધારી લેવા લખું છું? પ્રભુની પ્રશસ્તિ કરવા અને વિશ્વને સુકીર્તિત બનાવવા માટે લખું છું? મારી જાતને સરળ કરવા, એનો તાગ મેળવવા, એને સમજવા, લખું છું? હું મારી જાતને સમજી શકતો નથી એટલે બીજાઓ પાસેથી મને સમજૂતી મળે એટલા ખાતર લખું છું? મને અટૂલાપણું લાગે છે અને તેથી એકલતાને તોડવા, લોકસમુદાય સાથે સંક્રમણ સાધવા અને મિત્રતા બાંધવા લખું છું? મેં જે આ કારણો ગણાવ્યા તે બધા ખોટા હોઈ શકે? એવું હોઈ શકે કે આનાથી જુદા અને વધુ ગહન કારણો મને કાર્યમાં પ્રવૃત્ત થવા પ્રેરતાં હોય જેમને આ દેખીતા કારણો સાથે કશી લેવાદેવા જ ન હોય અને આ દેખીતાં કારણો

તો પેલા ગહન કાગળો પર જાણ્યે કે અજાણ્યે પાડી દીધેલી માત્ર જવનિકા જ હોય? મારી પ્રવૃત્તિ એટલા માટે હોઈ શકે કે દુનિયાને મારે સમજવી છે અને તેથી મારા પોતાના સંતોષ ખાતર એની અંતર્તમા હું કૃતિદ્વારા તત્ત્વ-વ્યવસ્થા સ્થાપું છું? કે સર્જન એ માત્ર અસંપ્રજ્ઞાત જરૂરિયાતમાંથી આનંદસ્ફુરિત ક્રિયા છે? કલ્પવું, શોધવું, સર્જવું—એ શ્વાસોચ્છ્વાસની ક્રિયા જેવી સ્વાભાવિક પ્રવૃત્તિ છે? એ લીલાનું એક રૂપ છે? અને જો એમ હોય તો, એ લીલાનો અર્થ શો?

પોતે જે કંઈ કરે છે તેને માટે સર્જક સંપૂર્ણપણે સભાન હોય છે ખરો? મારી તો એવી છાપ છે કે એ પોતે છેતરાતો હોય છે અલબત્ત એને કેટલાક સભાન આશયો હોય છે જેમકે એ કશુંક સાબિત કરવા મથે અને એમ ધારે કે પોતે જે પુરવાર કરવા મથે છે તે પોતાની કૃતિનો મહત્ત્વનો ભાગ છે પછી તેના પોતાના કે કોઈ અન્યના ધ્યાનમાં આવે કે જેને એણે મહત્ત્વનું ગણ્યું હતું એના કરતા તો કલ્પનાકથા મહત્ત્વની નીવડી પોતે જેને સાબિત કરવા મથ્યો તે દૃષ્ટિબિન્દુ તો અગત્યનું નહોતું ઊલટું, જે રીતે એ સાબિત કરવા મથ્યો એ રીત, એની રચના, રસપ્રદ હતી! લેખકનો કદાચ એકમાત્ર આશય કોઈક રચના કરવાનો હોય છે, જે સાહિત્યિક કે રંગમંચીય નિયમોને પોતાનામાં સમાવે અને ઉદાહૃત કરે—જેવી રીતે સ્થપતિ સ્થાપત્યના નિયમોને ઉદાહૃત કરે છે અને એમને ભૌતિક અભિવ્યક્તિ આપે છે તેવી રીતે ઉપયોગમાં ન લેવાતું મંદિર, જે હવે પૂજાસ્થાનક રહ્યું નથી તે દવાખાના કે પોલિસ-સ્ટેશન તરીકે ઉપયોગમાં લેવાય અથવા તો ખાલી પડ્યું રહે, પણ તે તે-રૂપે રહે છે, સ્મારકરૂપે, સ્થાપત્યના નમૂનારૂપે, દેવળરૂપે નહીં. જેવી રીતે કોઈ કાવ્ય કે નાટ્યકૃતિ થોડો વખત માટે પ્રચારના શિક્ષણના કે રાજકારણી પુનઃશિક્ષણના સાધનરૂપે વપરાય તે રીતે તે દેવળરૂપે ઉપયોગમાં લેવાતું હતું ત્યારે સત્તા પોતાને મન ફાવે તેમ તેનો ઉપયોગ કરે; પણ એ જે છે તેમાંથી એને ફેરવી શકે નહીં એ જીવંત રચના છે, સર્જકકૃતિ છે એવું બને કે લેખકની કૃતિ પણ જાતની સમસ્યાઓ, આશયો અને ધારણા એથી લદાયેલી હોય, સમાજની ટીકા અને માનવજાતની પરિસ્થિતિનો એ પોતાનામાં સમાવેશ કરતી હોય વળી, લેખક એમ માને કે પોતાની જાતને એ દૂર રાખે છે, પણ પોતાની કૃતિમાં પોતાની જાતને જ એ જુએ, એવું ય બને; અને કૃતિની તાત્ત્વિક ગુણવત્તા એમાં અસંપ્રજ્ઞાત રીતે થયેલી કબૂલાતો પર આધાર રાખતી હોય આ કબૂલાતોના વિપરીત અર્થઘટનો કરવામાં આવે અને ખોટી ફેરવવામાં આવે એવું પણ બને અને એમનો ઉપયોગ લેખકની સામે પણ થઈ શકે. પણ એ તો બીજી વાત થઈ

હું જાણું છું કે આ બધા પ્રશ્નો આ પહેલાં મુકાયેલા છે. ફિલસૂફો, ધર્મશાસ્ત્રીઓ, મનોવૈજ્ઞાનિકો અને સમાજશાસ્ત્રીઓએ એના ઉત્તરો આપવાના પ્રયત્નો કર્યા છે અને હજારો ગ્રંથોમાં એમની ચર્ચાઓ થઈ છે.

૩

મેં જે કારણો અહીં રજૂ કર્યાં છે તે, મને લાગે છે કે, ખોટાં છે અને સાચાં પણ છે. જો આપણે એ બધાંયનો સ્વીકાર કરીએ તો સાચાં; અને એમાંથી એકાદનો કે ઘણાં ઓછાંનો સ્વીકાર કરીએ તો, ખોટાં. આમાંથી કોઈ એક યા બીજું કારણ લઈ એનો બચાવ કરવો—અને એ બહુ અઘરું પણ નથી— એ થોડો સમય માગી લે. એને માટે ફિલસૂફી, એક યા બીજો સિદ્ધાન્ત, કે સૂચનોનો પાયારૂપે ઉપયોગ કરી શકાય. મારી જાતને સંડોવીને સમસ્યાનો

ઉકેલ શોધવાના પ્રયત્નમાં હું જે જોખમ ખેડી રહ્યો છું તેનું પણ મને ભાન છે. મારે જે કહેવાનું છે તે તો કહેવાઈ ગયું છે અને મારે જે પુરાવા રજૂ કરવાના છે તેમાં કશું નવીન કે રસપ્રદ હોવાનો સંભવ ઓછો છે. આટલો મારા અને તમારા માટે વસવસો.

બધી જ જાતની વસ્તુઓ પર લખવાની મને ફરજ પડે છે, તદ્દન વિરોધી અથવા તો પુરક લાગણીઓ—ગર્વ, સત્તા માટેની કામના, તિરસ્કાર, આત્મવિલોપનની ઇચ્છા, પ્રેમ, ગુસ્સો, ઝંખના, નિર્વેદ, શ્રદ્ધા, અશ્રદ્ધા, સાચા હોવાની નિશ્ચિતતા, અનિશ્ચિતતા, પ્રબુદ્ધ થવાની અને કરવાની ઊંડી આકાક્ષા, આનંદ (પણ જો હું નિજાનંદ ખાતર લખતો હોઉં તો, શા માટે લેખન મને અસહ્ય રીતે પજવે છે અને થકવી નાખે છે?) અને સદ્ભાવ. મને લાગે છે કે લેખક પોતે બોલીને બતાવે તેના કરતા તેની કૃતિમાં આ બધું વધુ સારી રીતે અભિવ્યક્તિ પામે છે.

લેખનપ્રવૃત્તિમાથી, કદાચ, દૂર થવું જોઈએ. પણ આ શકયતા જુદો જ પ્રશ્ન ઉપસ્થિત કરે છે; કાર્ય કરવું કે ન કરવું, જીવવું કે ન જીવવું, કાંઈ પણ કરવું કે ન કરવું, કારણ કે, આપણે બધા જ જાણીએ છીએ તેમ, લેખન એ કાર્યનું એક સ્વરૂપ છે.

મારો અવાજ એ એકલ વ્યકિતનો છે? હું જે નિર્માણ કરું છું કે નિર્માણ કરું છું એમ માનું છું, હું જે વર્ણવું છું, જે શોધુ છું અથવા તો શોધ્યું છે એમ માનું છું, તે માત્ર ઉપરછલ્લો સ્વૈરાચાર છે? લોકોને મારી કે મારા કામની જરૂર છે ખરી? લોકોને કોઈનીય જરૂર છે ખરી? હું લોકોની માંગ સંતોષું છું કે મારી જાતને એમની પર ઠોકી બેસાડું છું? જો હું મારી જાતને લોકો પર લાદતો હોઉં તો, તેમ કરવાનો મને કયો અધિકાર છે? મારી સ્થિતિમાં કોઈ અન્ય હોઈ શકે? એ તો સ્પષ્ટ છે કે લેખકનું અર્થઘટન થાય છે, મૂલ્યાંકન થાય છે, એ સ્વીકારાય છે કે તિરસ્કારાય છે; એ કલાગૃહમા રજૂઆત કરનારો છે અને કલાગૃહ તો પ્રગતિ કરતું રહે છે. એ જે કંઈ કહે છે તેનો નકાર કરીને ય એના અસ્તિત્વની નોંધ લેવાય છે. જેનું અસ્તિત્વ નથી તેનો નકાર ન થઈ શકે. લેખક પોતાની જાતને કહે છેઃ તો, બીજા લોકોની સાથે હું મારી જાતને જોઉં છું. જો હું બીજાઓની સાથે હોઉં, તો એનો અર્થ એ જ થયો કે હું અન્ય છું અને હું પણ છું. મારા અવાજ સાથે બીજા લોકો બોલે છે. હું હું છું તે કરતા અન્ય લોક વધારે છું. પણ હું—પોતે એટલે શું? હું એવું સંગમસ્થાન છું કે જ્યા વિવિધ પરિબળો ભેગા મળે અથવા તો સંઘર્ષમા આવે? કે હું અદ્વિતીય છું અને તેથી હું વિસ્મય જન્માવું છુ અને રસ પેદા કરું છું એવા પરલક્ષી ઉપસંહાર પર હું આવી શકું છું? અથવા તો, એકી સાથે આ બન્નેય શકયતાઓ સાચી છે? પણ એ ય તે જુદો પ્રશ્ન થયો. પોતે—જાતે હોવું એટલે શું? 'હું', જે અસ્તિત્વ ધરાવે છે તે નિરપેક્ષ છે કે સાપેક્ષ? હું (જે વિચારે છે) કે મારી ઓળખની વ્યાખ્યા મારાથી થઈ શકતી નથી. જે વિચારોને હું મારા તરીકે ગણું છું એમની ગણના તો અન્ય લોક કરે છે. આપણે બધા જ પરસ્પર બદલાઈ શકીએ કે ફેરબદલ થઈ શકીએ ખરા? જો આનો ઉત્તર એક હોય બીજો હોય કે બન્ને હોય, તો એ તથ્ય લેખકને અસ્તિત્વ ધરાવવા માટે, કંઈક કહેવાનો પ્રયત્ન કરવા માટે પ્રતિપાદન પૂરું પાડે છે. પોતે જે છે તે માટે મૂંઝાવાની પરિસ્થિતિમાંથી આ વિચારણા લેખકને મુક્ત કરે છે; કારણ કે લખવું કે કાર્ય કરવું એ જો ગર્વનું નિદર્શન હોય તો લખવામાથી નિવૃત્તિ લેવી, નિષ્કર્મણ્યતા સેવવી, એ પણ ગર્વની જ અસર

હોઈ શકે

મારે વ્યક્તિગત રીતે એ કબૂલ કરવુ જોઈએ કે કોઈ ધર્મશાસ્ત્ર કે તત્ત્વજ્ઞાને મને એ સમજાયુ નથી કે હુ શા માટે અસ્તિત્વ ધરાવુ છુ આપણા અસ્તિત્વનુ આપણે ગમે તે કરી શકીએ અથવા તો અસ્તિત્વને કઈક અર્થ આપી શકીએ એવી કોઈ ખાતરી એ શાસ્ત્રોએ મારામા જન્માવી નથી મને લાગે છે કે હુ સપૂર્ણપણે આ જગતનો નથી જગત કોની સાથે સકળાયલુ હોવુ જોઈએ તેની મને ખબર નથી અને છતા જગત અને મારી જાત મારે કોઈને સોપવા જેવા નથી અહી જો મને થોડી ઘણી પણ આત્મીયતા લાગતી હોય તો તેનુ કારણ એ છે કે માત્ર અસ્તિત્વ ટકાવવાને કારણે અહી રહેવાને હુ ટેવાયો છુ જો કે મારા મન પર એવી છાપ છે કે હુ કોઈક બીજા પ્રદેશનો છુ એ પ્રદેશ કયો તેની મને જાણ હોત તો ઘણુ સારુ થાત પણ પ્રશ્નનો જવાબ કેવી રીતે આપવો તેની મને જાણ નથી કોઈ વ્યક્તિ જો અગમ્ય એવી કલ્પના લઈને જીવતી હોય તો તે હકીકત પુરવાર કરે છે કે બીજી કોઈક ભૂમિ છે આ બીજી ભૂમિ તે 'અહી' પણ હોઈ શકે જેને હુ પુનપ્રાપ્ત ન કરી શકતો હોઉ અથવા તો હુ જેને શોધુ છુ તે અહી ન પણ હોય કેટલાક લોકોએ જવાબ આપ્યો છે અથવા તો તેઓ જવાબ આપી શકે એમ માને છે અને ઉકેલ બતાવે છે એમના વતી હુ આનદુ છુ અને એમને મારા અભિનદન આપુ છુ પણ મારે ભાગે તો હુ માત્ર એટલુ જ નોંધી શકુ કે હુ—અને આ 'હુ'ની વ્યાખ્યા આપવી એ જ તો કપરુ કામ છે—અહી છુ અને મારી કલ્પના, મારા વિસ્મયોનુ સક્રમણ કરવા લખુ છુ આટલી વાત તો નક્કી છે પારીસની શેરીઓમા ભમતા કે વિશ્વમા ઘૂમતા હુ મારી સાથે વિસ્મય અને કલ્પનાને લઈને ફરુ છુ

તમારા ધ્યાનમા એ આવી ગયુ હશે કે હુ વિરોધી વિધાનોમા ઊતરી ચૂક્યો છુ એ એથી બન્યુ કે વિરોધમા કે વિરોધ સામાન્યમા વ્યવસ્થા સ્થાપવા હુ અશક્તિમાન છુ ? એક બીજાની વિરોધી એવી ચેતનાની ભિન્ન ભિન્ન ભૂમિકાઓ પર આપણે જીવીએ છીએ માટે આમ બને છે? ફરીવાર મને લાગે છે કે બન્ને શક્યતાઓ સાચી છે ઘણીવાર મને લાગે છે કે હુ કશાકમા માનુ છુ, હુ વિચારુ છુ એવુ મને લાગે છે, હુ પક્ષ લઉ છુ પસદગી કરુ છુ લઉ છુ અને જ્યારે હુ આ કરુ છુ ત્યારે ઉગ્રતાથી અને મક્કમતાથી કરુ છુ પણ હમેશા મારામા એક અવાજ જાગે છે જે મને કહે છે કે મારી પસદગી, મારી ઉગ્રતા, મારો જિદ્દી હકાર—આ બધાનો કોઈ નિરપેક્ષ અને અનિગમ પાયો નથી અને તેથી મારે એ બધુ છોડી દેવુ જોઈએ ઊડા મૂળ નાખીને પડેલી અનિશ્ચિતતા સાથે મારા કાર્યોને જોડી દેવાનુ જરૂરી ડહાપણ મારામા નથી શા માટે હુ આ બધુ કહુ છુ ? પ્રત્યક માનવી જ્યારે એકનુ હોય છે ત્યારે પોતાની જાતને આ પ્રશ્નો પૂછે છે મૂઝવણની આ સ્થિતિમા લેખક લખે છે અને વાચકને ખ્યાલ આવી ગયા હશે કે આ બીજો મુદ્દો ચોક્કસપણે પ્રસ્થાપિત થઈ ગયો છે

૪

એક આગળનો મુદ્દો સ્પષ્ટ કરી લઉ હુ સદેહવાદ (Scepticism) કે નિરાશાવાદનો ધધો કરતો નથી જરૂરીઆતના પ્રશ્ન પરત્વે અને પસદગીના મૂલ્ય અગે હુ દલીલ કરતો નથી કેટલાક લોકો કદાચ કહે કે મારી ગહન અનિશ્ચિતતાને ઐતિહાસિક રીતે સમજાવવી જોઈએ, કે હુ આ કે તે વર્ગનો છુ, અથવા તો, હુ સ્થિરનિશ્ચય છુ કે મને ભિન્ન કે વિરોધી વલણો કે પરમ્પરાઓ વડે અસ્થિરનિશ્ચય બનાવી

દેવામાં આવ્યો છે; અને આ વલણો કે પરમ્પરાઓ ઐતિહાસિક કે વિરોધવિકાસાત્મક (Dialectically) વગેરે રીતે સમજાવી શકાતી ન હોય. હું પુનરાવર્તન કરીને કહું છું કે એવી ક્ષણો આવે છે જ્યારે હું પસંદગી કરું છું કે પક્ષ લઉં છું—પસંદગી કરવાની કે પક્ષ લેવાની એ માત્ર ભ્રમણા ન હોય તો. જે મારામાં ઊંડે ઊંડે પડયું છે તેને હું વાચા આપી રહ્યો છું અને સાથેસાથે મારી જાતને સમજાવી રહ્યો છું અને વ્યક્ત કરી રહ્યો છું. હું વૃત્તિઓને વશ થાઉં છું અથવા બીજા લોકોની વૃત્તિઓનો વિરોધ કરું છું. બીજા પ્રત્યેકની જેમ, અથવા ઘણાખરા લોકોની જેમ, મને જે સુચવવામા આવે કે ઠોકી બેસાડવાનારૂપે મારા પ્રત્યે રજૂ કરવામાં આવે તેનો વિરોધ કરવાનું વલણ મારામાં છે. બીજા લોકોનાં દાબપૂર્વકનાં પ્રતિપાદનોમાં હું નકારાત્મક કે ભૂલ ભરેલાં તત્ત્વો જોઉં છું. કાંઈ પણ ભૂલભરેલું છે કે નથી તેનો વિચાર કરવાનો મને શો અધિકાર છે? મેં કહ્યું તેમ, જીવનની ઝીણી ઝીણી બાબતોમાં હું પસંદ કરું છું, મક્કમતા દર્શાવું છું અને નકાર પણ કરું છું. હું કહું છું કે કાળો રંગ મને ગમતો નથી અને વાદળી રંગ ગમે છે. હું એક કરતા અન્યને શા માટે પસંદગી આપું છું તેવાં કારણો શોધવાનું કદાચ શકય બને પણ એ તો લાંબી પ્રક્રિયા થાય. હું યુજિન સ્યૂ કરતાં બાલ્ઝાકને વધુ પસંદ કરું છું અને ફેયદો કરતા શેક્સ્પિયરને. એનો અર્થ એ થયો કે મારી પાસે કશાંક ધોરણો છે અને તે સાહિત્યિક છે.

વિગતોમાં ઊતર્યા વિના કહેવું હોય તો કહેવાય કે ફેયદો કરતાં શેક્સ્પિયરને હું વધુ પસંદ કરું છું કારણ કે શેક્સ્પિયરનું વિશ્વ મને વધુ સમૃદ્ધ, વધુ સંકુલ, વધુ સનાતનતાવાળું માનવીય, વધુ ગહન અને વધુ સાચું લાગે છે. પણ ફેયદોને અતિક્રમી જાય એવું શેક્સ્પિયરમા મને શું દેખાય છે? ખાસ કરીને તુમુલરવ અને અમર્ષ, અને સમૃદ્ધ પ્રશ્નાવલી મને શેક્સ્પિયરમા દેખાય છે તે વિનોદી ફ્રેન્ચ લેખકમાં જોવા મળતાં નથી. મારી અસ્તવ્યસ્તતા અને મારું વૈકલ્ય ફેયદોમા ખૂટે છે. શેક્સ્પિયરમા મને જેની પ્રતીતિ થાય છે તે ઉત્તરો નથી પણ પ્રશ્નો–સમસ્યાઓ અને ઘટનાઓ છે; અને સાથેસાથ છે કેટલીક પ્રતીકાત્મક અવસ્થિતિઓ, અથવા આત્મપ્રકાશ–નરવા સત્યો. અંતિમ ઉકેલ નહીં. એથી તો કહું છું કે કોઈને ઉત્તર દીધા વિના પ્રશ્ન પૂછવો એ પ્રશ્ન જ ન પૂછવા કરતા વધુ સાચું છે.

મને એ પણ લાગ્યું છે કે મે વાચેલાં પુસ્તકોમા ઉત્તરો પ્રશ્નોના સંપૂર્ણ જવાબો નથી આપતા; અને બધી સમસ્યાઓના ખોટા ઉકેલ મને દેખાયા છે. અધિકૃત કહેવાતા બધા સિદ્ધાતવાદો (Dogmatisms) કામચલાઉ હોય છે. એ માત્ર કામચલાઉ હોય છે એટલું જ નહિ, મને તો લાગે છે કે એ બીજું કશુ નહિ પણ અટકળોની સરણીઓ છે, ધારણાઓ છે, વસ્તુઓ પ્રત્યે જોવાના માર્ગો છે જેમનું સ્થાન બીજા આદર્શવાદો કે અમૂર્ત વિભાવનાઓ લઈ શકે. આપણે આપણી જાતને વસ્તુનું હાર્દ જેટલું ઉત્તમ રીતે સમજાવી શકાય તેટલું સમજાવીએ છીએ. આદર્શવાદો થોડીક આત્મ–સૂચનાની મદદથી, તથ્યો વડે પુરવાર થયેલા હમેશા લાગે છે, જો કે વિરોધી આદર્શવાદો એ સાબિત કરે છે કે પહેલા આદર્શવાદો તથ્યો વડે જ નકારાયા છે. દરેકે પદ્ધતિસર પોતાનો નાનો કાર્ટેઝીયન આલેખ પોતાપૂરતો તૈયાર કરવો જોઈએ આ થકવી નાખે એવું કામ છે. હું છુંઃ પણ આ 'હું' કોણ છે? આગળ બતાવ્યું તેમ, એ કહેવું મુશ્કેલ છે. એ રૂઢિ છે, પણ, ગમે તેમ તોયે, 'અમે' અથવા 'લોકો' કરતાં ઓછી

સદિગ્ધ

ગમે તેમ પણ કશુક છે વસ્તુઓ છે વસ્તુઓ ઉપયોગમા લેવાય છે બીજી વસ્તુઓ કરવા વસ્તુઓ ઉપયોગમા લેવાય છે— કાર્ય કરવુ લખવુ હુ કઈક કરી શકુ છુ, લખી શકુ છુ મકાનો ઊભા કરાય છે, યત્રો એક જગાએથી બીજી જગાએ આપણને ખસેડે છે, વગેરે કદાચ વધુ ચોકકસપણે હુ જે થોડુ ઘણુ જાણી શકુ તે આટલ ગણતરીઓ થઈ શકે એટલે કે સરળ રીતે કહેવુ હોય તો, આપણે વિચારી શકીએ, જ્યા છીએ ત્યા જ રહી શકીએ કે વસ્તુઓ વાપરી શકીએ હુ એ પણ જાણુ છુ કે જે કઈ છે અને જે બનાવાય છે, પ્રત્યેક ચીજ અસ્તિત્વ ધરાવતી નહોતી અને જે થાય છે તે ન થયુ થવાનુ છે આ કર્કશ વૃક્ષ તે ચેરી વૃક્ષ નથી, પણ કોણે જાણ્યુ કે સભાળ પૂર્વકના કલમઉછેરથી એ બન્ને એક નહિ થઈ શકે? અને આ કર્કશ એક દિવસે અ-કર્કશ વૃક્ષ બની રહેશે નાસ્તિ બીજી વસ્તુઓમા ફેરફાર કરતા પહેલા આપણા વિચારમાથી રૂપાતરક્રિયાને આપણે દૂર ન કરી શકીએ અને જ્યારે આ કર્કશનુ અસ્તિત્વ મટી જશે ત્યારે એનુ અસ્તિત્વ હતુ એમ કોઈ પૂરવાર નહિ કરી શકે મારે વિષયરાગ અને ઇચ્છાઓ છે અને એમના કારણોની મને ખબર નથી મને એવો ખ્યાલ છે કે જો કોઈ એમનુ ઉદ્‌ભવસ્થાન શોધી શકે અને એ માર્ગે આગળ વધીને એમના ' શાથી ' અને ' શા અર્થે ' પામી શકે— જો શક્ય હોય પણ ખરુ—તો, ઇચ્છાઓ, વૃત્તિઓ, રુચિ, ભય, પ્રેમ અને તિરસ્કારની લાગણીઓને મિટાવી શકાય

મારી એવી છાપ છે કે કશાને માટે કારણ નથી અને આપણે કોઈ અપરિમેય એવા બળથી ખેચાઈએ છીએ કદાચ કશુ ય કારણ નથી આપણી અદરનુ બધુ જ વિવાદાસ્પદ છે, જે કઈ બાહ્ય છે ( અથવા જેને આપણે ' બાહ્ય ' કહીએ છીએ ) તથ્યો અથવા વસ્તુઓ, તેનુ નિરસન ન થઈ શકે તે અનિરસનીય છે અને મારે માટે તો, અસ્તિત્વ કે અનસ્તિત્વ માટે કોઈ પણ કારણ વિનાના છે

૫

મારી પ્રવૃત્તિ વિશેની મારી સમજૂતીઓ મને અપૂર્ણ કે ખોટી કે શિથિલ લાગી છે જીવનના હેતુની સમજ વિના હુ શા માટે લખુ છુ તેને વિશે હુ નિશ્ચિત રીતે કહી શકુ નહિ અને છતા હુ હમેશા લેખક રહ્યો છુ, જેવી રીતે જ્યા સુધી મને યાદ છે ત્યા સુધી, હુ હમેશા જીવતો આવ્યો છુ તેની રીતે, અને જીવનના અર્થ વિશે વિસ્મય સેવતો આવ્યો છુ લખવાની મને ફરજ પડે છે, એટલે કે, મારી જાતને પ્રશ્નો પૂછવાની અને આજુબાજુ જોવાની અને એ બધુ નિરૂપવાની પણ, જ્યારે હુ લખુ છુ ત્યારે જે કઈ કુત્સિત દેખાય છે તેની બાદબાકી કરવી, બીજાઓ અને તેમના વર્તનની ટીકા કરવી અને ઠેકડી ઉડાડવી, નીતિપુરસ્કાર— એ બધાનો અર્થ મને બહુ પરિમિત સદર્ભમા દેખાય છે અને જ્યારે હુ પક્ષકાર બનુ છુ ત્યારે મને આશ્ચર્ય થાય છે કે હુ શા માટે તેમ કરુ છુ અને વિચારુ છુ કે મારે તેમ નહોતુ કરવુ જોઈતુ મારા અભિગ્રહો અને પ્રત્યયો સ્વયભૂ લાગણીઓથી ઊભી થાય છે જેમની યથાર્થતાને કસોટીએ ચડાવવાનુ, એમને સ્પષ્ટ વિચારોમા રૂપાતરિત કરવા છતા, ભાગ્યે જ શક્ય બને છે ખરેખર તો, વિચારના કરતા પણ વધુ રસપ્રદ તો છે શા માટે કોઈ વિચારાતા વિચારોનો વિચાર કરે છે તે મારી જે કૃતિઓ વિરાગ અને વિહ્વલ સભ્રાન્ત દશાને અભિવ્યક્ત કરે છે તેમા હુ વધુ નિષ્ઠાવાન રહ્યો છુ એમ હુ માનુ છુ જીવનના મળિયા આ વિસ્મયમા રોપાયેલા છે મારા અસ્તિત્વના અનન્ય ઊડા

ણોમાં હું જે જોઉં છું તે છે અંધકાર—અથવા, અંધ બનાવી દેતું તેજ.

પણ બધા જ પ્રશ્નો, સરળ કે સંકુલ, સાદા કે સૂક્ષ્મ, એ માત્ર આરંભબિંદુઓ કે પ્રાથમિક આવેગો છે જેઓ ઝડપથી પાછળ રહી જાય છે. તેઓ આપણને યાત્રા માટે, અન્વેષણ માટે પ્રેરે છે; શું પામીશું તેની આપણને જાણ નથી. ઉપદેશક લેખકો એમનો પ્રવાસવૃત્તાંતલેખ અગાઉથી જાણતા હોય છે. એમને કશું શોધવાનું હોતું નથી. એમની યાત્રા ખરેખરી જરૂરી નથી કારણ કે તેઓ બીજા લોકોની યાત્રાઓ અને શોધોની પુનર્ગણના કરતા હોય છે. જે જાણીતું છે, તૈયાર છે તેની સાથે તેઓ કામ પાડે છે. આવા લેખકોને કશું પ્રદાન કરવાનું હોતું નથી; તેઓ વધારાના હોય છે; એમનો અનુભવ તેઓ આપણામા સંક્રમિત કરી શકતા નથી કારણ કે તેઓને કોઈ અનુભવ જ નથી હોતો. સામાન્ય રીતે, ઉત્તરો પહેલાં પ્રશ્નો જન્મતા હોય છે. ઉપદેશક કે રાજકારણી લેખક પ્રશ્નો ઊભા કર્યા પહેલાં ઉત્તરો ખડકે છે, પણ જીવંત ઉત્તરો આ રીતે હાથ ન આવે. પ્રશ્ન ઊભો કરીને આપણે ઉત્તર સુધી આવીએ કે ન પણ આવીએ. પણ સાહિત્યમા, ઉત્તર શોધવો કે શોધવામા નિષ્ફળ નીવડવું એ મહત્ત્વનું નથી. જેઓ પ્રશ્નો ઊભા કરીને ઉત્તરો આપે છે અને જેઓ ઉત્તરો આપ્યા વિના પ્રશ્નો ઊભા કરે છે તેઓ બન્ને વ્યક્તિઓ તરીકે કે એકમો તરીકે સરખી ગણના પામે છે. કારણ કે કૃતિ એ જીવંત વસ્તુ છે, જીવંત વિશ્વ છે; અને આ જીવંત હોવાની હકીકત જ—અર્થાત્ સાચી સૃષ્ટિ—મહત્ત્વની છે. આ વિચાર તરફ હું ફરી પાછો આવીશ.

આકુલત્વ કે અનાકુલત્વ, સંભ્રાન્તિ કે નિર્ભ્રાન્તિ—કૃતિમાં વણાયેલાં જીવંત અને ધબકતા આ તત્ત્વો આખરે તો કૃતિનું નિર્માણ કરે છે; તેઓ જીવંત વ્યવસ્થા—તંત્રનાં સભ્યો છે. એમનું મૂલ્ય આમાં રહ્યું છે; રચનાનું મૂલ્ય, સત્ય. કૃતિ-ઉદાહરણરૂપે નાટક-એ પ્રશ્નો અને ઉત્તરો સાથેની પ્રશ્નોત્તરમાલા નથી; કલાકૃતિમાં સાચા ઉત્તરો તો જે કૃતિને પોતાને ઉત્તર આપે એમા રહેલા છે; કૃતિ પોતે જ કૃતિનો ઉત્તર છે, જેવી રીતે સિમ્ફની પોતાનો ઉત્તર પોતે આપે છે અને એક જ ચિત્રમાં એક રંગનિક્ષેપ અન્ય રંગનિક્ષેપને ઉત્તર આપે છે તે રીતે. રંગભૂમિમા આ પ્રશ્નો અને ઉત્તરો રમતમાના ખેલાડીઓ છે; રંગભૂમિ એ કશાક તરફની રમત છે; અને કૃતિનું મહત્ત્વ જેના પર આધાર રાખે છે તે છે પ્રશ્નોની ઘનતાએ લીધેલું જીવંતરૂપ, પ્રશ્નોની સંકુલતા, એમનું સત્ય, એમની અધિકૃતતા—જીવંત પ્રાણીઓ જેવું સત્ય, અ-બાહ્ય, હમેશાં વિવાદાત્મક, નિદર્શના (Demonstration) નું સત્ય.

(ક્રમશઃ)

# કાપુરુષ–મહાપુરુષ

—અનલ તરફદાર

કાપુરુષ–મહાપુરુષ એ વાર્તાઓ ઉપરથી સત્યજિત રાયે ઉતારેલું એક ચિત્ર છે, કલકત્તામાં અત્યારે ભેલટથી ચાલે છે. ચિત્રમાં રાજી થવા જેવું કંઈ નથી, જેમને શ્રી રાયની કલા વિષે ઊંચો મત ધરાવી રાખવો હોય એમણે આ ચિત્ર ભૂલી જવું.

**કાપુરુષઃ**-પ્રેમેન્દ્ર મિત્રની 'જનૈક કાપુરુષેર કાહિની' (એક કાપુરુષની વાર્તા) ઉપરથી આ ચિત્ર બન્યુ છે. ચોપાટનો ચેમ્પીઅન દિલ બહેલાવવા શિખાઉ સાથે રમે એવી કંઈક દિગ્દર્શકની દર્શક તરફની Attitude સાફ દેખાઈ આવે છે. કલકત્તાની બસ–ટ્રામને જોઈને અને એમા નાયિકાની ટિકિટ કપાવી આપતા હીરોને જોઈને હવે કંટાળી ગયા છીએ. વાર્તામા જે એક "ન કહેવાતી" વાત છે, એ જ એનું હાર્દ છે, જ્યારે દિગ્દર્શકે એકેએક સીનને પોતાની હથોટીથી એટલી બધી વધુ પડતી કુશળતાથી બતાવ્યો છે કે પેલું હાર્દ ગૌણ બની જાય છે, અને આપણે એંગલની ગોઠવણ અને આયનાઓની કુશળ ગોઠવણીથી ઊભા થતાં બિમ્બોની કલા ઉપર વારી જવામાથી નવરા થતા નથી. આખી રજૂઆત એટલી બધી Perfect લાગે છે કે આ કોઈ વાર્તા છે એવું ન લાગતા સારી રીતે અભિનીત અને કુશળતાથી પ્રસ્તુત સીનોની પરંપરા જ આખું ચિત્ર બની રહે છે.

નાયિકાનું મોઢું જોઈને કે એનો ભ્રૂભંગ જોઈને નાયકને જૂના જમાનાની યાદ સતાવવા લાગે એની આપણને બધાને પાકી ખબર છે. નાયિકા લગ્નનો પ્રસ્તાવ રજૂ કરે ત્યારે નાયક વખત માગે અને નાયિકા કહે કે તારે ખરી જરૂર વખતની થોડી જ છે, તારે ખરી જરૂર "બીજા કશાક"ની છે. નાયિકા તે પછી "મૂઝે ભૂલ જાના" કીધા સિવાય એક ટી–એસ્ટેટના ખસ્ટ મેનેજરને પરણી નાખે અને વિધિએ દોરી આપેલી બે રેખાઓ દોડતી દોડતી વર્ષો પછી એકાએક મળે ત્યારે નાયક મેનેજરનો અતિથિ થઈને આવે અને નાયિકાને જોતા ચકરી ખાઈ જાય, અને ભલાભાઈ મેનેજરભાઈ મહેમાનને દારૂ પીવડાવે, વળી વળીને વાતો કરે, લળી લળીને મનોરંજન કરે, નાયિકા કાળાં ચશ્મા પહેરી મેનેજરની ગૃહિણીરૂપે સ્વેટર ગૂંથ્યા કરે અને હવામાનની, ચામાં ખાંડની ચમચીઓની વાતો કરે, રાત પડયે નાયકબાબુ "લાડવા ખાવાની" આશા રાખે, નિષ્ફળ જતા સવાર પડયે નાયિકાને આવા ખસ્ટ પાસે ન રહેવા દઈ ભગાડી, ડીવોર્સ લેવડાવી, લગન કરવાનો પ્રસ્તાવ ખાનગીમા મૂકે અને પછી હીરો ઠેલીએ હાથ દઈને પાછો આવે એવી વાર્તા આપણે ઉમર વર્ષ બારથી વાચતા આવ્યા છીએ, અને શ્રી રાયે માત્ર આ વાર્તા જ દુનિયા પરની કારીગરી કરીને મૂકી છે, આપણી

સામે. પણ વાર્તા એ નથી— વાર્તા ખરેખર કાપુરુષ નાયકની નથી, વાર્તા પેલી નાયિકાની છે, જેનો ભ્રૂભંગ કદી સમજાતો નથી, જેના હોઠના વળાંક લાગણીઓને કયા ખૂણે વાળે છે તે હમેશાં ધારી લેવાની વસ્તુ હોય છે, અને જે "તું તારા પતિથી સુખી છે?" ના ઉત્તરમાં "એ વાતને રહસ્ય જ રાખીએ તો?" કહે છે. યુવતીનું આખું અનેકાર્થી વર્તન જ વાર્તા છે, અને એને સમજી શકવાની અશક્તિવાળા પુરુષની એ જ કાપુરુષતા છે. ગીતના શબ્દો એના એ જ હોય પણ રાગ બદલાઈ જતાં અમુક ભાવ લંગડાઈ જાય તેમ આખું આ હાર્દ, ચિત્ર જોતાં જોતાં નજરની સામે લંગડાઈ જાય છે. આપણે નાયકનાયિકાના મહત્ત્વના સંવાદ વખતે એકાએક આવી ચડતી (પરદેશી ફિલ્મોમાં જોયેલી) ટ્રકોનો કાફલો, નાયકે દાઢી કરીને વગાડ્યા પછી ચોડેલી ટેપનો ક્રોસ વગેરે બિરદાવવામાં રહી જઈએ છીએ. નાયક એવી નાયકી અદામાં સિગારેટ ફૂંકે, વખતોવખત આંખો આસમાનમાં ખોડે, ખભે એક ઝાટકો મારીને કોટ લટકાવે, સારા અક્ષરે કાગળ લખે અને સ્ક્રીપ્ટના સંવાદો બોલે છે; નાયિકાનો પતિ આરામથી પોતે બાંધેલી ફિલ્સૂફીની, પીધેલા વિવિધદારૂની, ચાખેલી ચાની જાતોની અને અહીંની એકલતાની રિવાજ મુજબ વાતો ય કરે છે, નાયિકા માથે 'રેશમ કા રૂમાલ' બાંધી આંખે કાળા ચશ્માં પહેરી રૂપાની સૂર્યમુખીના આકારની વીંટી પહેરી આ-પાણી કર્યા કરે છે. એ ત્રણેમાં એક માત્ર નાયિકા (માધબી મુખરજી) જ પેલા ઈટાલીઅન ચિત્રકારના વિખ્યાત ચિત્રની જેમ ચિત્રની રહસ્યમયતા, અને વાર્તાલેખકે કલ્પેલી નાયિકા, અજબ સૂઝથી આંખની પાંપણથી લઈને ચાલની ઢબ સુધીમાંથી, વ્યક્ત કરે છે.

ટૂંકમાં, દિગ્દર્શકે એ ચિત્ર જીવ દઈને ઉતાર્યું નથી. એમાં એના હાથ દેખાય છે, ચિત્ત નહીં.

**મહાપુરુષ :** પરશુરામની 'બિરિંચી બાબા' ઉપરથી આ ચિત્ર ઊતર્યું છે. ઢોંગી ધુતારા સાધુ મહાત્માનો ઢોંગ આખરે હાસ્યાસ્પદ રીતે ખુલ્લો પડે એવી આ વાર્તા છે. વાર્તાને હાસ્યાસ્પદ બનાવી દે એવું એનું ચિત્ર છે. હાસ્યની ક્ષણોને એંચીખેંચીને એવી ફારસ જેવી કરી દેવામાં આવી છે કે હસવું નથી આવતું એનું હસવું આવે. બે હજાર વર્ષની ઉંમરના બિરિંચી બાબા અને એનો રિવાજ મુજબનો જેનીવોકરી આસિસ્ટંટ હિન્દી સિનેમા માટે નવો નથી અને એ આસિસ્ટંટ બ્રહ્માનો વેષ લે ત્યારે વધારાના બે હાથ બાંધવામાં છાતીએ બાંધેલા કપડાને બીભત્સ-હાસ્યરસરૂપે બતાવવામાં આવે એ પણ નવું નથી. અત્યાર સુધી શ્રી. રાયનો ચિત્રોમાં જે વિનોદ આવતો એ આટલો નગ્ન નહોતો. હોઠ મરકી જાય અને દિવસો સુધી એનો મરકાટ વારંવાર યાદ આવે એટલી સજીવતા હતી. આ ચિત્રમાં હસવું આવે તે એટલું તકલાદી અને વાહિયાત હાસ્ય પ્રેરે છે કે બીજી ક્ષણે ભુલાઈ જાય. આખા ચિત્રમાં શ્રી રાયની ખરી ખૂબી માત્ર બેએક સ્થાને અદ્ભુત છટાથી રજૂ થાય છે, અને એની પકવતા, એની કલાત્મકતા અને એમાં રહેલા સૂક્ષ્મ વિનોદની જ આપણે શ્રી રાય પાસે અપેક્ષા રાખીએ, પણ આ ચિત્રમાં એ પૂરી થતી નથી. મૂરખા જેવી વાત કોઈ કહે તો હસવું તો આવે જ, તોતડાતા માણસને ભાભાભાભાષણ કરવાનું કહીએ તો પણ આવે જ, પણ એવું બધું મુંબઈવાળાઓએ સંભાળી લીધું છે. પંજાબી પિકચરોમાં આવતા "પોલ્સન" અને "ડાલડા" જેવા વિદૂષકો વગાડી વગાડી હાસ્ય નીપજાવવું એ મોટી વાત નથી, ગર્વની વાત તો નથી જ. શ્રી રાય આ ચિત્રમાં માત્ર એક-બે સ્થાને જ ગર્વ લઈ શકે

એવો સૂક્ષ્મ વિનોદ છે. એક તો શરૂઆતમાં, ગિરિચીગાળાના મૂક Introduction ના સીનમા, એમના હાથમાથી ફેંકાતી પ્રસાદીથી; ટ્રેઇનના ફર્સ્ટકલાસના ડબ્બામા બારણે ઊભા ઊભા પગ ધરી ચરણસ્પર્શ કરાવનાર ગિરિચી બાબાને આપણે આખેઆખા તે જ સીનથી ઓળખી જઈએ છીએ. તે પછીથી એમની "ખૂબીઓ" કહી બતાવવાની જરૂર નહોતી છતા દિગ્દર્શકે સ વાદે સ વાદે કહી છે. પચાસ વર્ષ પહેલાના કે સો વર્ષ પહેલાના કલકત્તાને શ્રી. રોય ખૂગજ, ખૂબજ, ખૂબજ, ખૂબજ સારી રીતે રજૂ કરી શકે છે. એવી આપણને એકદમ ગળા સુધી ખાતરી થઈ ગઈ છે, પણ એનું એ જ જોયા કરવામા શો ભલીવાર છે? મહાપુરુષનું આખુ સેટિંગ બ્રિટીશરોના જમાનાનું છે, એનો આખો મૂડ પણ એ જ જમાનાનો છે, એમા એક ઈલેકટ્રિક સેવર, કે શેક્સપીઅરની હાલ જ બહાર પડેલી Complete Works ની ચોપડી ટેબલ ઉપર બતાવ્યેથી માત્ર થીગડા જેવું, વર્ષો જૂના ફોટામાફ નીચે કોઈએ તારીખ આજની ચોડી હોય એવું જ લાગે છે.

અને બીજી ખૂબી છે એક જણ બીજાને અમુક વાત કહે છે, તેમા. ફલાણાભાઈની વાત આવતા સ્ક્રીન સ્લેટની જેમ સાફ થઈ જાય છે, ફલાણાભાઈનું પોર્ટ્રેટ આવે છે અને પછી જેમ જેમ ફલાણાભાઈ વિષયક વાત ચાલે છે તેમ તેમ ઉમેરાતા જતા પાત્રોની ઓળખ એમના પોર્ટ્રેટથી અને લીટીઓ દોરી એમનો સબંધ ફલાણાભાઈના પોર્ટ્રેટ સાથે કેવો છે તે વંશાવલીની ઢબે સમજાવવામા આવે છે, જે ખૂબજ સ્વચ્છ, અને સૂક્ષ્મ વિનોદના સૂરમા કહેવાય છે. પાત્રોની ઓળખાણ પછી વાત ફ્લેશબેકની ઢબે આગળ ચાલે છે એમા એકાએક એક નવા પાત્રનું નામ આવે છે, "બાબુ". સાભળનાર પૂછે છે. "બાબુ કોણ!" ફ્લેશબેકની ઢબે ચાલતી ફિલ્મની ગતિ—વાતની ગતિ— અટકી જાય છે અને સ્ટીલ બની જાય છે. "બાબુ એટલે ફલાણાભાઈના સાળા...આમ નહીંને આમ... કવીઅર!" વાત કહેનાર પૂછે છે— "કવીઅર" સાભળનાર કહે છે—અને ફરી દશ્યને સ્ટીલ પાછું મૂકી બની જાય છે, વાત આગળ વધે છે.

બાકી તો કશાયની વાત ન કરીએ એમા જ ઔચિત્ય છે.

ચારુલતા પછી શ્રી રાયનું આ છેલ્લામા છેલ્લું ચિત્ર છે. કલકત્તાના કોફી-હાઉસોમા અને નીઓ-ઇન્ટેલીજેન્શિયામા શ્રી રાયને ધોધમાર ગાળો આપવાની એક બૌદ્ધિક ફેશન ચાલી નીકળી છે શ્રી. રાય વિશ્વના શ્રેષ્ઠ કલાકારો વચ્ચે સગર્વ બેસી શકે એટલું જબરદસ્ત એમનું પ્રદાન છે, એમની શક્તિઓ વિષે કોઈને શક નથી. પણ શક્તિઓને પૂરેપૂરા ઉપયોગમા ન લાવે તો દર્શકો તો "ચિત્ર"ને જુએ છે, શું "થયુ છે" તે જુએ છે, શું "શ્રી રાય ધારે તો કરી શકતે" એ નથી જોતા કે વિચારતા. અને સતુલિત રીતે એમને ઉલટભેર વખાણતા, admire કરતા વર્ગને આવા ચિત્રોથી સખત અફસોસ થાય તેય સ્વાભાવિક છે. સભળાય છે કે હવે બગાળના ખૂબજ વિખ્યાત અને લોકપ્રિય અભિનેતાને લઈને શ્રી. રાય "નાયક" ઉતારે છે લોકપ્રિય અભિનેતાઓને શ્રી. રાય આજ સુધી અ-પસંદ કરતા આવ્યા છે. બને તેટલું. જોઈએ હવે શુ થાય છે. સૌ સારું થાય એવી આશા રાખીએ. અન્યથાની તૈયારી.

# આલોચન

—અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ

## ક્યાં છે નવા અવાજો?

કૉલેજના ગુજરાતી સાહિત્યમંડળનું વાર્ષિક મુખપત્ર સાહિત્યવિવેચનમાં મૂલ્યવાન ગણાય એવી સામગ્રી લઈને આવે એવી પ્રથા, જાણ છે ત્યાં સુધી, 'રશ્મિ' એ શરૂ કરેલી. સોમૈયા કૉલેજ, મુંબઈના ગુજરાતી સાહિત્ય મંડળનું વાર્ષિક 'સમિધ' એ પ્રથાને પુનરુજ્જિવિત કરે છે. સાહિત્યના ખ્યાતનામ વિવેચકો, સર્જકો, અધ્યાપકો અને વિદ્યાર્થીઓ કોઈ એક સામયિકમાં ભેગા થાય એ આવકાર્ય છે. આપણા શિક્ષણની એ એક મોટી ખામી છે કે વિદ્યાર્થી મોટેભાગે એના જ્ઞાનવિષયના વર્તમાન પ્રવાહથી અલિપ્ત રહેતો હોય છે. પાઠ્યપુસ્તકની બહાર જે હોય છે એ એને ભાગ્યે જ આકર્ષે છે, એ પરીક્ષાપદ્ધતિનું મોટામાં મોટું દૂષણ છે. પરિણામ એ આવે છે કે સર્જાતા સાહિત્ય સાથે એનો સીધો સંબંધ રહેતો નથી.

એટલે, પ્રતિષ્ઠિત અને આશાસ્પદ વિવેચકો અને સર્જકોની વચ્ચે વિદ્યાર્થીને મૂકી આપવો, એના શિક્ષણક્ષેત્રનો ક્ષિતિજવિસ્તાર કરવો, એ કામ અત્યંત મહત્ત્વનું છે. પણ, કોણ જાણે કેમ, હજી આપણે ત્યાં સર્જનનું જોઈએ તેટલું ગૌરવ થતું નથી. વિવેચનો અને અભ્યાસ લેખોથી આવાં સામયિકો ભરાય (સિવાય કે એ, વિદ્યાર્થીને હાથે થયાં હોય) એનો ઝાઝો અર્થ દેખાતો નથી. કલાકૃતિના આસ્વાદમાં વિવેચન મદદગાર બની શકે, એણે બનવું જોઈએ; પણ મોટેભાગે બને છે એવું કે અભ્યાસલેખ જ વિદ્યાર્થીના હાથમાં રહે અને કલાકૃતિ સાથે એનો સીધો સંબંધ ન જોડાય.

'સમિધ' માં વિદ્યાર્થીઓના—ના, વિદ્યાર્થિનીઓના—લેખો પુસ્તકનો લગભગ ચોથો ભાગ રોકે છે અને એનું ધોરણ પ્રશસ્ય કહી શકાય તેવું નથી. વિવેચનમાં રૂઢ બની ગયેલાં મંતવ્યોનું પુનરુચ્ચારણ વિદ્યાર્થીઓમાં વિચારનું સાહસ પ્રકટાવવામા બાધારૂપ નીવડે છે. હકીકતે તો સર્જન અને વિવેચન એ બંન્નેય ક્ષેત્રે નવા અવાજો —New voices— મહાવિદ્યાલયોમાંથી સંભળાવા જોઈએ. 'સમિધ' ના છેડે કાવ્યગુચ્છ આપ્યું છે તેમાં વિદ્યાર્થીઓની રચના ભાગ્યે જ છે. કૉલેજના વાર્ષિકમાં એકાદ લેખ કે કવિતા પ્રગટ કરીને પછી કજળી જતી વ્યક્તિઓની સંખ્યા કેટલી બધી હોય છે! કવિતા કે કલાપદાર્થની સાથે એમનાં નામ હમેશને માટે જોડાઈ જાય એવી નિષ્ઠા અને શક્તિ બહાર કેમ નથી આવતાં એ સવાલ નાનોસૂનો નથી.

'સમિધ' નું સંપાદન શ્રી. સુરેશ દલાલ અને શ્રી. દીપક મહેતાએ ખૂબ ઉત્સાહપૂર્વક કર્યું છે. સર્જકો અને વિવેચકોને વિદ્યાર્થીઓની વચ્ચે લાવવાનું કામ એમણે કર્યું છે. હવે વિદ્યાર્થીઓને સર્જકો અને વિવેચકોની વચ્ચે લઈ જવાનું કામ કરવાનું બાકી રહે છે. પહેલું સહેલું છે, બીજું અઘરું. સ્વ. બળવંતરાયે ક્યાંક કહ્યાનું સ્મરણમાં છે કે વિદ્યાર્થી વિદ્વાન શા માટે ન હોય? આવી ખુમારી વિદ્યાર્થીઓમાં પ્રગટે તો જ્ઞાનયજ્ઞમા હોમાયેલાં સમિધનું સાર્થક્ય જાણી શકાય.

કાવ્યગુચ્છમાં આપેલા અનુવાદોમાં ફ્રૉસ્ટના કાવ્યના એક કરતાં વધારે અનુવાદ આપવામાં

આવ્યા છે તે તુલનાત્મક અભ્યાસ માટે ? એવી કોઈ શકયતા દેખાતી નથી. સુરેશ દલાલે કરેલો અનુવાદ ઘણો નબળો છે. પ્રિયકાન્તના અનુવાદની સાથે મૂકવા જેવો હેમન્ત દેસાઈનો અનુવાદ લઈ શકાયો હોત. સુન્દરમ્‌નો અનુવાદ સ્મરણે ચડે છે પણ એ ય સંતોષકારક નથી. કાવ્યગુચ્છ મૂકવાનું સૂઝયું તો વાર્તાગુચ્છ શા માટે નહિ ? કોઈ સાહિત્યસ્વરૂપ પરત્વેના સંપાદકોના અભિગ્રહો જેટલા ઓછા નડે તેટલું વધુ મોકળું ક્ષેત્ર વિદ્યાર્થીઓને મળે. છાનાછપના વાર્તા લખનારા વિદ્યાર્થીઓની સંખ્યા નાની નથી હોતી. આ નિમિત્તે એમનો હાથ પકડવાનું પુણ્યકૃત્ય થયું હોત તો ? આશા રાખીએ કે હવે પછીનાં વર્ષોમા એ થશે.

[ સન્નિધ : સં. સુરેશ દલાલ અને દીપક મહેતા. પ્રાપ્તિસ્થાન : સ્વાતિ પ્રકાશન, મુંબઈ. રૂપિયા ચાર].

## દૃષ્ટિ વિનાનું સંપાદન

'નજરું લાગી' સંગ્રહમા ગુજરાતી લોકગીતોથી માંડીને આજના નવીનતમ ગણાતા કવિની રચનાઓ સુધીની ગીતસામગ્રીનું પ્રતિનિધિત્વ થાય એવો આશય સંપાદકોએ રાખેલો જણાય છે. સંગ્રહની શરૂઆતમા જોડેલો નિબંધ 'આ ઊડી ચાલ્યા ધૂપ' ગીતના કાવ્યપ્રકારની ચર્ચા કરે છે. પણ રૂઢ અર્થમા જેને આપણે ગીત કહીએ છીએ એવી જ માત્ર રચનાઓ આ સંગ્રહમાં નથી. સંપાદકોએ લખ્યું છેઃ "સંગ્રહીત રચનાઓને ગેય રચના તરીકે ઓળખાવી છે તે પરથી રચનાઓ ગીત પ્રકારની છે એમ રહેજે સમજી શકાય અને 'ગીત' શબ્દનો આ સંદર્ભમા જે રૂઢ અર્થ છે તે ઘણીખરી રચનાઓને લાગુ પાડી શકાશે. પણ આમાની ગણતર રચનાઓ સાથે 'ગીત'નો આ અર્થ બંધ બેસતો નહીં આવે અને છતાં અમે એમને ગેય ગણી છે." આમ શા કારણે કરવું પડયું તેનો ખુલાસો જોવા જેવો છે; "તેના કારણરૂપે જો કંઈ સ્વીકાર્ય હોય તો એટલું કહીએ કે ભલે 'ગીત' જે અર્થમા ગેય છે એ અર્થમાં નહીં તો બીજી રીતે એમને ગેય ગણી શકાય છે."

ટૂંકમાં, ગીતોના સંપાદનમાં સંપાદકોએ કેવી મૂંઝવણ અનુભવી છે તેનો આ સંગ્રહ પુરાવો બની રહે છે.

સંપાદનમાં સંપાદકોની ગાણિતિક મનોવૃત્તિએ ન ભજવવા જેવો ભાગ ભજવ્યો છે. જાણીતા કવિઓનાં ગીતો પાંચ પાંચ લીધાં છે; અને એ ન્યાયે દયારામ, ન્હાનાલાલ, ઉશનસ્ અને રમેશ જાની સરખા ઊતરે છે ! આ ચાર કવિઓ ઉપરાંત બીજા ઘણાની પાંચ પાંચ કૃતિઓ છે પણ મેઘાણીની પાચ નહિ ! મુંબઈના ગીતકારોને ખૂણેખાંચરેથી સંપાદકોએ શોધી લીધા છે જ્યારે સૌરાષ્ટ્રી બોલીના લાભશંકર રાવળ અને 'મીનપિયાસી'ની એકેય રચના નથી. ભાનુપ્રસાદ ત્રિવેદી તો એમને યાદે ય શેના આવે ? સામાન્ય કક્ષાની ગઝલો સ્થાન પામી છે, તો રઘુવીર ચૌધરી અને મનહર મોદીની કૃતિઓ નહિ લેવાનું કયું પ્રયોજન ? બધાં જ સામયિકો જોઈ જવાની જહેમત ઉઠાવી હોત તો કેટલીક સારી રચનાઓ રહી જવા ન પામત.

ગોવર્ધનરામને હડહડતો અન્યાય સંપાદકોએ કર્યો છે. એમની એક કૃતિ લીધી અને તે પણ ભર્તૃહરિના શ્લોકનો અનુવાદ ! 'સ્નેહમુદ્રા'માં ગીત રચનાઓ છે એ સંપાદકોના ધ્યાન બહાર ગયું ? બળવંતરાય અને ગુલાબદાસની નબળી રચનાઓ પસંદ કરવા પાછળ કઈ દૃષ્ટિ કામ કરી ગઈ ? લોકગીતોમા આકાશવાણી રેકર્ડોની સારી મદદ સંપાદકોને મળી લાગે છે. એમાં યે 'જોબનિયું' અને 'મોરલી'થી બહુ દૂર જઈ શકાયું નથી. ગુજરાતનાં સાગરકાંઠાના ગીતો વિના ગીતોનું કોઈપણ સંપાદન અધૂરું જ લેખાય. મધ્યકાલીન ભાષા પ્રત્યે અહીં ઉન્નાસિકાવૃત્તિ સેવાઈ છે. ઉન્નાસિકાવૃત્તિથી સંપાદન કરવા નીકળવામાં સંપાદન કર્યાનો અભરખો સંતોષાતો હશે, હેતુ બર નથી આવતો. ગુજરાતમાં નજરું લાગે એવી અને એટલી ગીતસમૃદ્ધિ છે પણ નજરાઈ જાય એવો આ સંગ્રહ નથી.

[ નજરું લાગી : સં. સુરેશ દલાલ, બાલ મલજી : સ્વાતિ પ્રકાશન, મુંબઈ. રૂા. ૬-૫૦ ]

# એશિયાઈ આંધીની એંધાણી !

## નવો એશિયાઈ લેન્ડસ્કેપ

—ભોગીલાલ ગાંધી

બીજા વિશ્વયુદ્ધ બાદ વિશ્વનો રાજકીય તખ્તો બદલાયો છે. યુરોપને સ્થાને એશિયા રણભૂમિ બની રહ્યું છે: માઓ–સુકર્ણો–અયુબની ધરીએ એશિયાને ડહોળવા માંડ્યું છે.

એશિયાનો મધ્યયુગી ઇતિહાસ ફરી સળવળતો થાય તો નવાઈ પામવાને કારણ નથી.

નવી શહેનશાહતો, સૈન્યો અને વીર નાયકોની રંગભૂમિ તરીકે એશિયા ફરી એક વાર ઇતિહાસ–મશહૂર બની જાય તો નવાઈ નહિ.

અને તે મધ્યયુગી ચંગીઝખાની કરતાં કે અદ્યતન-યુગી હિટલર કરતા કે ફ્રેન્ચ–ડચ–બ્રિટિશ ગોરી પિંઢારાહતી કરતાં વધુ ઘાતકી નહિ જ નીવડે એમ માનવાને ય કારણ નથી. એના દિમાગમાં દુનિયા આખીને 'શરણે' આણવાનું સ્વપ્ન હશે, અને એના માથા પર સર્વસંહારક અણુબોમ્બનો તાજ હશે !

પાકિસ્તાને ભારતના સીમાડા ફરી સળગાવ્યા છે. આક્રમણનો એનો દાવ કોઈ એક જ સરહદ પૂરતો નથી, કોઈ એક જ હેતુ પૂરતો નથી, એ તો હવે સ્પષ્ટ થયું છે. અને આપણા સંરક્ષણ પ્રધાને પાકિસ્તાનના ગમે તેવા હલ્લાને મારી હઠાવવાની ભારતીય સંરક્ષણની તાકાત જાહેર કરીને આપણને આશ્વાસન આપવાનું ય કર્યું છે.

—વાત સાચી છે કે ચીનના આક્રમણ પછીના અઢી વરસ દરમ્યાન આપણે જે લશ્કરી તાકાત હાંસલ કરી છે એ અગાઉની સરખામણીમાં ઘણી પ્રોત્સાહક છે.

—પરંતુ, આખા એશિયા ઉપર જે પ્રકારની આંધી ઉતરી રહી છે તે જોતાં હવે આવી કોઈ નિરાંત સેવવાની શક્યતા જ નથી તેનું શું ? જે ચિત્ર ઊપસી રહ્યું છે તે આવું છે.

**ભારત પર ઘેરાતાં વાદળ એશિયાઈ આંધીનો જ એક ભાગ છે, અને એના સંદર્ભમાં જ એની મુક્તિ છે.**

પાકિસ્તાન હવે એશિયાની એક જબરજસ્ત શક્તિશાળી ધરીમાં જોડાયું છે. અણુશસ્ત્રોના પ્રયોગ દ્વારા દુનિયાની મહાસત્તાઓમાં પોતાનું સ્થાન પ્રાપ્ત કરવા હોડે ચઢેલા ચીનની ધરી પર સુકર્ણો (ઇન્ડોનેશિયા) અને અયુબ (પાકિસ્તાન) ઊભા થયા છે.

પાકિસ્તાન હજી પશ્ચિમી વર્ચસ્વવાળી 'સિયાટો' અને 'સેન્ટો'ની પશ્ચિમી ધરીનું સભ્ય છે, છતાં, એ ધરીના જ મુખ્ય નિશાન (ટારગેટ) બનેલા સામ્યવાદી ચીનની ધરીનો ય ભારત સામે ઉપયોગ કરવાની એની આવડત જોયા પછી તો, રાજદ્વારી ચાણક્ય નીતિમાં એક ઉસ્તાદ તરીકેની તેની પ્રતિષ્ઠા જગતભરમાં વધી રહી છે. એક બાજુ, પશ્ચિમ એના બધા ચાળા જોવા છતાં, હજી, એને પોતાના 'લાભ'માં વાપરવાનો મનસૂબો જતો કરતું નથી; તો બીજી બાજુ, "૧૦૦ ટકા કમ્યુનિસ્ટ નહિ તે બધા જ—દુશ્મન" એવા અંતિમ સિદ્ધાન્તને વરેલા સામ્યવાદી ચીને પણ પાકિસ્તાનને, તે સીઆટો-સેન્ટોનું સભ્ય હોવા છતા, ભારત સામેના તત્કાળ પેંતરા પૂરતું પોતાને ઉપયોગી ગણીને સમાધાન કરી લીધું જણાય છે.

પાકિસ્તાન ભારત સામેના આક્રમણમાં અમેરિકી શસ્ત્રો વાપરશે તો તેને એવી સહાય જ બંધ કરી દેવામાં આવશે; છતાં, અમેરિકા ભાગ્યેજ આવું કશું વિચારવા ય તૈયાર થશે એ નિશ્ચિત છે. ઊલટું "પાકિસ્તાને આક્રમણ કર્યું જ નથી. પાકિસ્તાને જે કોઈ અમેરિકી શસ્ત્રો વાપર્યાં છે તે બચાવ માટે જ વાપર્યાં હતાં — આવા વિતંડાવાદ નીચે બધું છાવરી લેવાનો ય પ્રયાસ થશે.*

ઓક્ટો પછી, શાસ્ત્રીજીની અમેરિકી મુલાકાતની ઘટના તથા પાકિસ્તાનને હાથે ભારત સામે વપરાયેલા અમેરિકી શસ્ત્રોની હકીકત; ઉપરાંત; પાકિસ્તાનને આક્રમક ગણીને તેના હાથ હેઠા પાડવાનો દૃઢ પ્રયાસ કરવાની અમેરિકા–બ્રિટનની બિનતૈયારી: આ બધું ભારતને પોતાના ઉપર પ્રહારરૂપ લાગે તો તેમા અમેરિકાની જવાબદારી નાની સૂની નથી.

## "હિંદી રુસી ભાઇભાઇ?"

પરંતુ આમાંથી એવો દેકારો શરૂ કરી દેવામાં આવ્યો છે કે :– 'અમેરિકા ભારતને છેહ દઇ રહ્યું છે; માટે ચલો રશિયાની છત્રી નીચે! ભારત અને રશિયાએ એકત્ર થઇ વિશ્વરાજકારણના તખ્તા પર ઝૂઝવું રહ્યું…' વગેરે, સૂત્રો તો ઘણા જોખમી છે.

● હિંદી ચીની ભાઇભાઇ'ના ઘાતકી અનુભવ પછી, હવે 'હિંદી રૂસી ભાઇભાઇ'નું સૂત્ર કેવળ જોખમી જ નથી; ભારતની રાજદ્વારી શૂન્યતાનું જ પ્રદર્શન કરશે. આવો પ્રયાસ સામ્યવાદીઓ કરે એ સમજાય એવું છે. પરંતુ, લોકશાહીમા શ્રદ્ધા ધરાવનારા તરફથી આવી ભ્રમજન્ય શ્રદ્ધાનો પ્રચાર આત્મઘાતક જ નીવડશે. (આવા સૂત્રો, લખાણો જો અમેરિકા ઉપર દબાણ લાવવા પૂરતાં હોય તો પણ પ્રજાની આજની અસ્થિરતાની પાર્શ્વભૂમિમાં એ પ્રજાને ગેરમાર્ગે દોરવનારાં નીવડશે; અને રાજદ્વારી કુનેહની દૃષ્ટિએ બાલિશ જ ગણાશે.)

* પોતાનો ગુનો સંતાડવા અયુબે એવો પણ આક્ષેપ કર્યો છે કે ભારતે અમારી સામે અમેરિકી શસ્ત્રો વાપર્યાં છે; અને અમેરિકી નિષ્ણાતો એની 'તપાસ' કરવા દોડયા ય હતા!

આનો હરગીઝ અર્થ એવો નથી કે અમેરિકા અંગેનો કશો 'ભ્રમ' આપણે ટકાવી રાખવાનો રહે છે.

## અમેરિકાની જડ વિદેશનીતિ

અમેરિકા કોઈ દેવદૂત નથી જ નથી; એ વાત કહેવાની જરૂર ન હોય. અમેરિકા એની વિશ્વદૃષ્ટિને વરેલું છે અને તે અનુસાર એનો વ્યૂહ સર્જે છે. કેટલીક વાર એ એના ઘમંડમાં અને ઘણી વાર એશિયાઈ પરિસ્થિતિ વિષેના એના પૂર્વગ્રહોમા ભારે ભૂલથાપો ખાતું રહ્યું છે. એના હાથે 'અપમાનિત' થયાની લાગણીને કારણે જ અનેક સ્વતંત્ર દેશોએ અને રાજ્યકર્તાઓએ સામ્યવાદ તરફ દૃષ્ટિ નાખી છે; હાથ લંબાવ્યો છે. અમેરિકાની વિદેશનીતિની આવી જડતા, અંતે તો, એને જ ભારે પડતી રહી છે. જો કે, પ્રે. કેનેડીના યુગમા આને અંગે નવી તકેદારી વરતાઇ હતી; અને ત્યારથી ભૂલો સુધરાતી રહી છે, છતાં, પ્રે. જોનસનના હાથે ફરી 'ઊલટો' પાસો તો નથી નખાતો ને? એ પ્રશ્ન જાગે તો અમેરિકાએ એનાં કાર્યો દ્વારા જ એનો જવાબ આપવો રહે છે.

પરંતુ, અંતે તો સવાલ આ કે તે પ્રેસિડન્ટના વર્તન–વર્તાવનો નથી.

સવાલ મૂળભૂત મૂલ્યોનો જ છે.

અને એ પણ એશિયાઇ પરિસ્થિતિના નક્કર સંદર્ભમા જ આપી શકાય. આ નક્કર સંદર્ભ જ એ છે કે ભારત ઉપર ઘેરાતા વાદળ એશિયાઈ આંધીનો જ એક ભાગ છે.

## યુરોપમાં સ્થિરતા : એશિયામાં ભૂકંપ!

બીજા વિશ્વયુદ્ધ પછી યુરોપમાં સ્થિરતા અને સલામતીનો યુગ આરંભાયો છે, ત્યારે એશિયા ખરેખરી રણભૂમિમા ફેરવાઈ રહ્યું છે.

સામ્યવાદી ચીનના અસ્તિત્વે જ એશિયાની આખી સમતુલાને જ ઊંધી ચતી કરી નાખી છે.

એક બાજુ યુરોપ–અમેરિકામાં રશિયાને Contain કરવાનું સામર્થ્ય ઊભું થયું, અને રશિયાની અંદર પણ આંતરિક પરિવર્તન થતાં શાંતિમય સહઅસ્તિત્વની શક્યતા જાગી; ત્યારે બીજી બાજુ, એશિયામાં

ચીનને Contain કરવાના પ્રયાસો વિફળ રહ્યા છે ઉત્તર કોરીઆ, ઉત્તર વિએટનામ તથા લાઓસ, દક્ષિણ વિએટનામમા એનો વિસ્તાર થઈ ચૂકયો છે, અને એશિયાના અન્ય દેશો ઉપર એની શેહ અને ધાક વધી રહી છે

—"સીઆટો" 'સેન્ટો' જેવા બહારના પશ્ચિમી વર્ચસવાળા લશ્કરી જોડાણો એશિયાઇ સમતુલા જાળવવા નિષ્ફળ નીવડયા છે, અને દક્ષિણ વિયેટનામ જેવામા સીધી અદગક અમેરિકી સહાય પણ સ્થાનિક પરિસ્થિતિમા આમૂલ પરિવર્તન આણવામા નિષ્ફળ જ રહી છે

બીજા વિશ્વયુદ્ધ બાદ જગત આખુ એશિયાઇ વ્યૂહમા ફગોળાયુ છે અને માઓ–સુકર્ણો–અયુબની ધરીએ આખાએ એશિયાઇ ગોળાર્ધને શાંતિના નામે કાયમી અસ્થિરતામા જે રીતે ફગોળવા માડયો છે એ જોતા તો એમ જ કહેવાનુ રહે છે કે —

• એશિયાની સ્થિરતા અને સલામતી લાગા વરસો સુધી સ્વપ્ન સમી જ રહેશે એશિયાઇ સીમાડા વરસો સુધી ધીખતા જ રહેશે

માઓ, અયુબ કે સુકર્ણોની વિસ્તારવાદી ભૂખ થોડી ચોરસ ફૂટ કે ચોરસ માઈલ ભેટ ધરવાથી સતોષાવાની સભાવના નથી કેમકે એમની એ જરૂરીઆત રાજદ્વારી છે વસ્તી વધારાના ઉકેલ માટે નથી, ખેરાક અને જીવનની બીજી પ્રાથમિક જરૂરીઆતોની ગોધનો ભાગ નથી, સસ્કાર પ્રચાર અને ધર્મબોધના ઉન્નત હેતુની તો કલ્પના જ શી ? બલ્કે, ધાક અને તલવારને જોરે તમામ સવાલો અને સમસ્યાઓનો અત લાવવાની ખુમારી એના લોહીમા છે

—ભય કેવળ યુદ્ધનો નથી, યુદ્ધ કરતાય વધુ ખતરનાક લાબા વિસ્તારવાદી પ્રપચી વ્યૂહનો છે

એટલે હવે પ નહેરુના સૂરો – 'શિબોલેથ્સ, પ્લેટિટ્યુડસ' વાગોળ્યા કરવાનો અર્થ નથી

એશિયામા ચીનને ખબરદારી સભળાવી શકે તેવી શસ્ત્રશક્તિની જરૂર છે અને એના કરતા ય વિશેષ જરૂર છે, દૂરગામી દર્શન અને મૂલ્યનિષ્ઠ સકલ્પની

• રશિયા, અમેરિકા કે યુનો પાસે અણુછત્રીદ્વારા એશિયાઇ રક્ષણની ગેરટી માગવાનો ય કશો જ અર્થ નથી એ તો એશિયામા ચીનના વિસ્તારવાદ સામે પડકાર કરવાની આપણી જવાબદારી તૈયારી ઉપર જ નિર્ભર છે એશિયાની સમતુલા સ્થાપવામા અગ્રણી ભાગ ભજવીને જ ભારત પોતાની રક્ષણની હરોળો દૂર દૂર દક્ષિણ વિયેટનામ અને સરહદે તિબેટમા ઊભી કરી શકશે આપણા સીમાડા સાકડા કરીને, બીજાઓને પહેલા વધેરાવા દઈને, અતે આપણે બચી જવાની લાલસા હશે તો તે માટે– ભારતની એ શાહમૃગી બિનજોડાણ નીતિ માટે ભારતે જ પસ્તાવુ પડવાનુ છે

• અમેરિકા–બ્રિટન પણ પાકિસ્તાનને રીઝવવાની તથા ચીન–ઇન્ડોનેશિયા અગે ય appeasementની નીતિ અખત્યાર કરી, ભારતને ભીસમા મૂકવા દઇ, એને છેવટે રશિયા ભણી ધસડાવા દેશે તો, અતે તો, એણે જ પસ્તાવુ પડવાનુ છે

છેવટે તો, ચીનની ધરીનુ સમાન લક્ષણ સૌનો એક યા બીજા પ્રકારનો સર્વસત્તાવાદ છે, તો બીજી બાજુ, ગમે તેટલા મતભેદો અને પૂર્વગ્રહો છતા, લોકશાહી ધરીની એકતા જ એશિયાની સ્થિરતા અને શાતિની સ્થાપના કરી શકશે

[ ૬–૫–૬૫

(દેશવિદેશ ચાન)

# પાકિસ્તાન :

## આક્રમક યુદ્ધવ્યૂહ સામે સબળ સંરક્ષણનો શસ્ત્રવ્યૂહ

એ વાત સાચી છે કે :

પાકિસ્તાન ભરતખંડનું એક અવિભાજ્ય અંગ છે; બંને પ્રજાનો ઇતિહાસ, સાંસ્કારિક આદિ સ્રોત એક છે. પાકિસ્તાન સ્વતંત્ર રાષ્ટ્ર બનવાથી પ્રજાની મૂળભૂત એકતા કંઈ અદૃશ્ય થતી નથી. બંનેનાં સહિયારાં હિતોનો કંઈ છેદ ઊડી જતો નથી.

—ભારતે મોટું મન રાખીને પાક. સાથે એકતા સાધી લેવી રહી એવી રાજાજી જેવાની સલાહ કંઈ મૂળભૂત રીતે અયોગ્ય નથી.

—એ વાત પણ સાચી છે કે : એશિયાની મહાન પ્રજાઓ અને વિરાટ રાષ્ટ્રોમાં ચીન અને ભારત અગ્રણી છે. બંનેની સંસ્કૃતિ અને બંનેના પ્રાચીન સંબંધ ભવ્ય છે. આજેય બંનેના રાજદ્વારી રાહ ગમે તેટલા જુદા પડવા છતાં એશિયા અંગેની બંનેની જવાબદારી ટળતી નથી. અને કુદરતે જેમને સાખપડોશી તરીકે નીમ્યાં છે એમની વચ્ચે સદાકાળનાં વેરઝેર એકેયના હિતમાં નથી.

—ભારતે મોટું મન રાખીને ય ચીન સાથે મૈત્રી સાધી લેવી રહી એવી વિનોબાજીની સલાહ કંઈ મૂળભૂત રીતે અસ્થાને નથી.

—તો, જયપ્રકાશજી બોધે છે એવી પાક. સાથેની 'એકતા' અને ચીન સાથેની 'મૈત્રી' બંને ભારત જ નહિ સમસ્ત એશિયા અને વિશ્વના શાંતિ માટે ઉપકારક છે.

આજે નહિ તો કાલે, નજીકના નહિ તો દૂરના ભાવિમાં ય, એવી સિદ્ધિ સાધવાનો પુરુષાર્થ બન્ને દેશોએ કરવો પડવાનો છે.

પરંતુ, ભારતની ઇચ્છાની જ વાત હોત, ભારત એકલાની પ્રજાની વાત હોત, તો પાકિસ્તાન જુદું જ પડયું ન હોત; બંને વચ્ચે એકતા. અને ગાઢ મૈત્રી ન હોત તો ય દુશ્મનાવટના સંબંધ તો ન જ હોત. બધો દોષ પાકિસ્તાનનો નહિ જ હોય; અને ભારતની ભૂલો નહિ થઈ હોય એમ પણ કહેવાનો હેતુ નથી.

પરંતુ ભારતની ઇચ્છા અને ગજાની વાત હોત તો પાકિસ્તાન ચીનના ચાળે ચડયું ન હોત; અયુબના ખોળે પડયું ન હોત. ભારત સામેનાં દ્વેષ અને આક્રમણના પંથે પડયું ન હોત.

## ઇતિહાસની વાસ્તવતા, ક્રૂરતા અને કઠોરતા !

ઇતિહાસની વાસ્તવતા એ છે કે ગમે તેટલા ઝઘડા અને ઉદ્વેગનાં કારણો છતાં પં. નહેરુએ શાંત ઉકેલના પ્રયાસો કરવામાં કદાચ અતિરેકની ભૂલો કરી હતી; અને શાસ્ત્રીજી ય, કદાચ એ જ અતિરેકના પ્રવાહમાં ઘસડાઈ રહ્યા છે !

ઇતિહાસની ક્રૂરતા એ છે કે દગાખોરીના હત-ભાગની આરાધનામાં પંડિતજી વાસ્તવતાને ઉવેખી રહ્યા હતા.

—ભારત અને પાક બે સ્વતંત્ર રાષ્ટ્રો થતાં જ પાકિસ્તાને કાશ્મીર ઉપર આક્રમણ કર્યું અને દરાવ્યું એ પહેલી ઘટના હતી.

—ચીને ભારતના સીમાડા દબાવ્યા ને અંતે આક્રમણ કર્યું એ બીજી ઘટના હતી.

ઇતિહાસની કઠોરતા એ છે કે, બબ્બે આઘાતો–આક્રમણો પછી ય, પંડિતજીની જેમ, શાસ્ત્રીજીની સરકાર પણ નવેસરથી ગફલતમાં રહી છે.

—પંડિતજી સામ્યવાદી ચીનને ન સમજી શકવાને કારણે એશિયાઈ વાસ્તવતાને નિહાળી ન શક્યા.

—શાસ્ત્રીજી સામ્યવાદી ચીનને ચાળે ચડેલા અયુબની રમત સમજી ન શક્યા. (પશ્ચિમી દેશો પણ

પાકિસ્તાનની બાબતમા હજી ભ્રમ-ભૂલાવામા નથી જ એમ માનનાને કારણ નથી અને અગાઉ અમેરિકા સુદ્ધાએ સામ્યવાદી ચીનને સમજવામા થાપ ખાધી હતી એને 'એગ્રેરીઅન' 'નેશનાલીસ્ટ' ક્રાંતિ ગણીને થાબડવાની નીતિ અખત્યાર કરી હતી, અને હજી આજે ય બ્રિટન અને ફ્રાન્સ ચીન–પાકનો ઉપયોગ કરી લેવાની દાનત રાખી એમને મજબૂત કરી રહ્યા છે )

• અયુબનો નવો અવતાર હજી ય ભારત નહિ સમજે તો સૌથી પ્રથમ, સૌથી વિશેષ જોખમ એને જ છે

—કાશ્મીરી સરહદના ભારતીય પ્રદેશમાથી, ભારતને ભોગે, ચીનને હવાલે ભૂમિ ધરી દીધી એ ઘટના, ચીનની તતૂડી આખા વિશ્વમાં વગાડવાની પાકની કામગીરી નાગબડ઼ઓ(?)ને લશ્કરી તાલીમ આપવાની એની કારવાઈ; ચીની જાસુસી જાળને વિસ્તારવા અને વ્યવસ્થિત કરવામા એની મદદ અને સગવડ, ભારતીય સરહદો ભીંસમા લેવાની ચીનની પૂર્વયોજિત પ્રવૃત્તિમા ભાગીદારી!

આ બધા પછી પાકિસ્તાન ચીનના ચાકડે ચઢ્યુ છે એ સ્પષ્ટ કરવાનુ રહે છે શુ?

અય્યુબખાએ માઓનો વેશ સજ્યો છે માઓનો મિજાજ, માઓના સૂત્રો, માઓના પેતરા, માઓની ખુમારી, (દુનિયા આખી પ્રત્યે ઠંડી ઉપેક્ષા) અયુબે ભારે કુશળતાથી કાયાકલ્પ સાધ્યો છે.

અને ભારે કુશળતાથી ભારતપર માઓપથી પ્રયોગ, નવસેરથી, આદર્યો છે (૧) ભારત–પાક સરહદો વિશેના સીમાંકનની ફરિયાદથી એણે શરૂઆત કરી છે (૨) કંજરકોટ ઉપર કબજો કર્યા પછી એ અગાઉથી પોતાના જ કાબૂ નીચે હોવાનો 'હકીકતી આધાર' કલ્પનાના બળે જાહેર કર્યો છે (૩) કેવળ સરહદો નહિ, કચ્છના રણમા ય પોતાના અધિકારો હોવાનુ જણાવ્યુ છે (૪) આક્રમણ દ્વારા ફેંસલો કરી લેવાની હિટલરી દાદાગીરી દાખવી છે (૫) કચ્છની વાટાઘાટોને ઓથે, એ જ દિવસોમા 'બીજા' સરહદી સ્થળો ઉપર ધસારા કર્યા છે (૬) 'એક તરફી' યુદ્ધ અને 'એક તરફી' શસ્ત્રવિરામની પેંતરાબાજીથી રમત પણ રમે છે (૭) તમામ આક્ષેપોનો 'એક' માત્ર જવાબ 'અમે નહિ, ભારત ગુનેગાર છે;' 'અમેરિકી શસ્ત્રોનો આક્રમક ઉપયોગ ભારતે કર્યો છે'–એટલી નફ્ફટ હદે નિવેદનો કરતા તેને કશો મ઼ ક્ષોભ(?) નથી

• ટૂંકમા, દબાવેલો પ્રદેશ પોતાના કબજામા કાયમી થઈ જાય એ માટે જરૂરી તમામ પ્રકારની સામ, દામ, દંડ, ભય, ભેદની નીતિ તેણે અખત્યાર કરી છે –

ઇતિહાસની આ નરી હકીકત છે બીજા વિશ્વયુદ્ધ પછીના એશિયાઇ આધીનો આ પરચો છે, પડોશી પાકની સત્તાશાહી આત્મશ્રદ્ધાનો આ ફરીવારનો ફટકો છે

પરંતુ, ભારતને ય પોતાની કોક આત્મશ્રદ્ધા હોવી જરૂરી છે કચ્છનો મામલો, તેના રણપ્રદેશને કારણે, હવામાનને કારણે, અગર બ્રિટિશ–અમેરિકાના દબાણને કારણે તત્કાલ ઠંડો પડે; થોડોક લાંબો વખત ઠંડો પડે એ ય બનવા જોગ છે.

ભારત તો શાંતિ–મૈત્રીની હોશમા હાથ લંબાવી દીધો જ છે; પણ એથી શુ?

—કચ્છ મોરચે શસ્ત્રવિરામની દરખાસ્તો ઘુંટાઇ રહી છે એ બધા જ દિવસો દરમ્યાન પાકિસ્તાને ભારતની તમામ સરહદો (પૂ બંગાળ, આસામ, ત્રિપુરા–જમ્મુ–કાશ્મીર પંજાબ–રાજસ્થાન) ઉપર નાના મોટા ધસારા કર્યા છે જંગી સૈન્ય જમાવટો ચાલુ રાખી છે અને વધારી છે

આ અંતિમ હકીકત મૈત્રીનો નહિ, દુશ્મનીનો હાથ ઓળખી લેવા પૂરતી નથી શુ?

દુશ્મનીનો ઉકેલ આણવા સારુ પાકીસ્તાન ચેત નમતું હોય તો ભારત હાથ નમે, પરંતુ કેવળ સામાનો ભોગ બનવાની તૈયારી કે દુનિયામા યુદ્ધખોર તરીકે વગોવાઇ જવાની દહેશત એ કોઇપણ સ્વાભિમાની દેશ માટે લાજીમ નથી.

## મૈત્રીની એકજ કસોટી

પં નહેરુએ પેદા કરેલ દ્વિધા (ડિલેમા)નો અંત હવે આવી જવો જોઇએ ન્યાયથી અને ઉદારતાથી ય

[ વિશ્વમાનવ : મે–જુન '૬૫

ચીનને અને પાકીસ્તાનને જે કાંઇ આપવા જેવું હોય તે આપી છૂટવામાં કશો દોષ નથી. પરંતુ એની એક જ શર્ત :

"બોલ્યુ ચાલ્યુ માફ... પરસ્પર મૈત્રીના કોલકરાર—સહિયારા સંરક્ષણ માટે, આખા એશિયાને શિરે ઊતરેલી ચીની આંધી સામે સંયુક્ત સાહસનો !"

પરંતુ આજે આવી કશી ભૂમિકા જ નથી. બલ્કે આજે તો, ચીન સાથે જ ભળી જઇને વ્યવસ્થિત પૂર્વ-યોજિત વિસ્તારવાદી નેમ દ્વારા ભારતને ભીંસમાં લઇ લાચાર બનાવી, એકલું અટુલું પાડી, વરસો લગી એના પ્રદેશો દબાવી રાખીને અંતે પચાવી પાડવાની જ (અને ઉપરથી ભારતને બાયલા તરીકે વગોવાની જ) દાનત હોય ત્યાં સુધી ભારત માટે કોઇ દ્વિધાને સ્થાન જ નથી. મિથ્યા Dilemma નું ભૂત માથા ઉપરથી ઉતારી નાંખવું જ રહ્યું.

## સ્વતંત્ર ભારતનો સ્વતંત્ર શસ્ત્રવ્યૂહ

"યુદ્ધ કે શાંતિ ?" એવો સવાલ જ રહ્યો નથી. ભારતની તસુતસુ ભૂમિનું રક્ષણ એકમાત્ર કર્તવ્ય આવીને ઊભું છે.

એશિયાઇ આંધીનું (માઓ-સુકર્ણો-અયુબની ધરીનું) એલાન સ્પષ્ટ છે. ભારતે લાંબા ગાળા માટે શસ્ત્રસંહિતથી સુસજ્જ થવું રહ્યું. (અહિંસક પ્રતિકારની કલ્પની આજના સંદર્ભમાં અશક્ય હોઇને.)

દુશ્મને પોતાને અનુકૂળ સ્થળે, અનુકૂળ સમયે અને અનુકૂળ તક અનુસાર હલો કરે અને ભારત પોતાને પ્રતિકૂળ એવા, દુશ્મને પસંદ કરેલા સ્થળે, સમયે, તત્કાળ હાથવગી શક્તિ-સામગ્રી અનુસાર બચાવ કરે, એવો શસ્ત્રવ્યૂહ કોઇ સ્વતંત્ર રાષ્ટ્રનો હોઈ ન શકે

ભારતને પોતાનો આગવો શસ્ત્ર-વ્યૂહ હોવો જોઇએ જ—પોતાને અનુકૂળ સ્થળ, સમય અને સુરજમથી સામા પક્ષની ઉપર આક્રમણ ઝીંકવાનો. (ભલે ભારત, બીન જરૂરી રીતે, પાકિસ્તાનની શાંત, ઊંડી સરહદોમાં ઘૂસી જઇ હલ્લો ન કરે; પરંતુ પાકિસ્તાનની તૈયારીઓને ઠેકાણે પાડવા ને તેનો વ્યૂહ ખતમ કરવા જરૂરી બધું જ શું કામ ન કરે ?)

ભારતની આ શસ્ત્રનીતિ યુદ્ધખોર નથી જ નથી. ભારતની આ શસ્ત્રનીતિ તેની સૈદ્ધાંતિક શાંતિનીતિની વિરોધાત્મક નથી જ નથી. તે કેવળ આત્મસંરક્ષણ પૂરતી જ છે.

## બીજો મોરચો : તિબેટ ?

બીજા મોરચાની વાત અહીં વિચારવી રહી:

એક એવું સૂચન થયું છે કે, ભારતે દલાઇ લામા હસ્તકના તિબેટની નિર્વાસિત સરકારની માન્યતા આપી બીજો મોરચો ખોલવો રહ્યો.

એ વાત સાચી છે કે ભારત તત્કાળ ચીનની સાથે સીધી અથડામણમાં નવું કારણ ન આપે એમાં શાણપણ છે.

પરંતુ આજનું લક્ષણ જોતાં ચીન-પાક ધરી વચ્ચેનો ભેદ દિવસે દિવસે ઓછો થતો જશે તેમ તેમ, પાકિસ્તાની આક્રમણ સામેનું ભારતનું સંરક્ષણાત્મક યુદ્ધ ચીની ધરી સામેના વૈશ્વિક મુક્તિ યુદ્ધનું રૂપ ધારણ કરશે – ફાસીવાદી ધરી સામેના વૈશ્વિક મોરચાની જેમ. ત્યારે, પશ્ચિમ અને રશિયા સુદ્ધાંને માટે ચીન-પાક ધરી સામે ખુલ્લંખુલ્લા બહાર પડવાનું આવશ્યક થશે.

—આ દૃષ્ટિએ તિબેટનો બીજો મોરચો અસાધારણ મહત્ત્વનો બની જશે.

## સમયનો તકાદો

આનો અર્થ હરગિજ એવો નથી કે ભારત યુદ્ધ માગે છે...પરંતુ, સમયનો – પરિસ્થિતિનો તકાદો છે કે ભારત બેઠે બેઠે, લાચારીથી જેમ યુદ્ધમાં ઘસડાશે કે જાગ્રત રીતે, સ્વસ્થ રીતે, અનિવાર્ય ધર્મ તરીકે એને સ્વીકારીને ઝૂકાવશે ?

અત્રે એ વાતની પણ સફાઇ કરવી જરૂરી છે કે દરેક સશસ્ત્ર-સંઘર્ષ અને તેનું 'એસ્કેલેશન' દરેક 'મેજર કોન્ફ્લીક્ટ' વિશ્વયુદ્ધ અને અણુયુદ્ધમાં પરિણમવું જોઇએ એવું નથી. અલબત્ત, એવા ભયનો

ઇન્કાર પણ નથી. પરંતુ એવું ય બનવાનો પૂરો સંભવ છે કે આ દરમ્યાન દુશ્મનને 'કન્ટેઇન' કરવાની શકિત અને શકયતા પેદા થતાં યુદ્ધખોરનું ઝનૂન લગભગ નિર્મૂળ પણ થાય. બલ્કે ભારતે તત્કાળ જો કંઇ સમજવા જેવું હોય તો તે એ છે કે

**ભારતની આજની શસ્ત્રનીતિની દ્વિધા જ ભારતને ઊંડા યુદ્ધમાં ઘસડી રહી છે.**

● જો પં. નહેરુએ કાશ્મિર મોરચે પાકિસ્તાનના પ્રથમ આક્રમણને પ્રસંગે સરદાર પટેલનો શસ્ત્રવ્યૂહ અપનાવી લીધો હોત તો—કદાચ, આજે યુદ્ધ સાથે લડવાની સ્થિતિ જ ન હોત. કંઇ નહિ તો ય આજની લાચારી કે દ્વિધા ન હોત.

## આત્મઘાતક એપીઝમેન્ટ

જે રાષ્ટ્ર બીજાઓની દાદાગીરી આગળ નમી પડે છે; પોતાના પ્રદેશો દબાવવા દે છે; ઝગડો ચાલુ રાખી યુદ્ધ રોકયાનો સંતોષ લે છે; અને અંતે દુશ્મને દબાવેલા પ્રદેશો દાનમાં આપ્યાનું આશ્વાસન લે છે – એની સરકાર, પડોશીઓ કે મિત્રો કોઈનાય દિલમાં ઉત્સાહ પ્રેરી શકતાં નથી; એ રાષ્ટ્ર 'દયાપાત્ર' ઠરશે, પણ 'માનને લાયક' નહિ જ; અને બીજા-ત્રીજા કારણે એને સહાય આપનારા પણ નીકળશે; પરંતુ સમાન મૈત્રી, સમાન હેતુ અને સમાન ભાવનાથી પ્રેરાઇને નહિ જ.

● અંતે તો, 'દૈન્યજનિત એપીઝમેન્ટ' કે 'ભ્રમજન્ય એપીઝમેન્ટ' બંને ભારતની પોતાની જ પ્રજાને અને સેનાને હતાશાની ગર્તામાં ધકેલી દેશે, અને ત્યારે નપુંસક દેખાતી લોકશાહીને સ્થાને વીર્યવાન દેખાતા સરમુખત્યાર–તારણહારને માથે ચઢાવવા પ્રજા અને સેના બંને ઉત્સુક બની ગયાં હશે!

—વેળાસર ચેતીએ તો, હજી સમયસરનું ગણાશે.

[ ૧૩-૫-૬૫

# શાસ્ત્રીજીની રુસ-યાત્રાની ફલશ્રુતિ:

શાસ્ત્રીજી જેટલી આશા અને ઉમેદથી રશિયાની યાત્રાએ ઊપડયા હતા એનાથી અદકી ઉમેદ અને ઉત્સાહભર્યા પાછા આવ્યાનું જણાય છે. અમેરિકાના હાથે દુભાયેલા શાસ્ત્રીજીએ ભારત છોડતાં પહેલાં જ "રુસી સરકાર આપણી કસોટી અને ચિંતાની 'ખરેખરી' ઘડીઓએ આપણી વહારે ધાઇ છે..." એવી આભારવશતા સંસદમાં પ્રગટ કરી હતી જ. અને રુસમાં પગ માંડતાં જ "રુસી–હિંદી ભાઇભાઇ"ના સૂત્રોથી શરૂ કરી, ભારત અને રશિયા વચ્ચેના મૈત્રીની એકતાની, સમાનહેતુની બિરદાવલીઓ, પૂરા આઠેય દિવસ રટયા કરી છે. ભાષણો, નિવેદનો અને સંયુક્ત સમાચાર યાદી જોતાં બિનજોડાણની નીતિ, શાંતિમય સહઅસ્તિત્વ, પંચશીલ, અને સર્વ પ્રકારના ઝગડાઓનો શાંતિમય ઉકેલ; કોઇપણ બહાના હેઠળ, સીધી કે આડકતરી સશસ્ત્ર દખલનો વિરોધ; તથા સર્વ પ્રકારના વસાહતવાદનો વિરોધ, અને વસાહતી પ્રજાઓની આઝાદીની લડતોને સમર્થન...વગેરે ઉમદા સિદ્ધાંતોનો પુનરુદ્ઘોષ કરવામાં આવ્યો છે; અને રુસની પ્રજા–સરકાર આ બધા આદર્શોની મહાન ઉપાસક હોવાની 'પ્રતીતિ' સાથે, રુસ–ભારતની દૃઢ મૈત્રીની શ્રદ્ધા સાથે, શાસ્ત્રીજી પાછા ફર્યા છે.

## કપરી સમસ્યા

ભારતની સમસ્યા કપરી છેઃ ચીન અને પાકિસ્તાન સાથે એને એક સાથે બાથ ભીડવાની આવી છે; ભારતની તમામ સરહદો ભયમાં છે.

ભારત પોતાનાં શસ્ત્રાસ્ત્રો ઉપર ગમે તેટલો મદાર બાંધે તોય એટલાથી પતે તેમ નથી એ વાત સ્પષ્ટ છે.

પરંતુ, બીજી એ વાત પણ એટલી જ સ્પષ્ટ હોવી જરૂરી છે કે, બીજા કોઇના પણ ઉપરે તતૂડી પડવાથી કશું સધાવાનું નથી.

કદાચ આ સમતુલા સાધવાનું જ ભારત માટે

[ વિશ્વમાનવ : મે-જૂન '૬૫

મુશ્કેલ રહ્યું છે. ભારત સરકારની જો કોઈ પાયાની કમજોરી રહી હોય તો તે આ છે.

— ભારત ઉપર ચીની આક્રમણ થયું તે પૂર્વે પોતાના સ્વરક્ષણની ચિંતા પોતાને જ કરવા જેવી તેને લાગેલી નહિ.

## અમેરિકાથી અળગા

ચીનના આક્રમણ પછી તત્કાલ સહાય કરી શકે એવા અમેરિકા પાસે હાથ લંબાવવાનો વારો આવ્યો ત્યારે અતિશય મોટી ઉમેદો સેવી; અને એ પૂરી ન પડતાં અમેરિકા સામે ભારત ધૂંધવાઈ ઊઠ્યું-(શસ્ત્રાસ્ત્રોની અસાધારણ યાદીઓ પાઠવી; અમુક પ્રકારના સુપર-સૌનિક યુદ્ધવિમાનો માટે આગ્રહ સેવ્યો; પરંતુ ચીની બૂંદ-મુરાદ તથા ચીની સુસજ્જતાની ગણત્રીએ અમેરિકાને એ અનુકૂળ ન થયું.)

પરિસ્થિતિ ગુંચવાતી જ રહી: ચીન સામેના એશિયાઈ સંરક્ષણની અમેરિકાની ગણત્રી અને નીતિ સાથે ભારતની પોતાની સંરક્ષણ-ગણત્રી અને નીતિનો મેળ ન બેઠો: 'એરશિલ્ડ', 'એરઆર્મેડા', 'એર અમ્બ્રેલા' અને 'એર એક્સરસાઇઝ'ની ચર્ચાઓએ, તથા VOAની વાટાઘાટોએ અને હિંદી સમુદ્રમાં અમેરિકી સંરક્ષણ વ્યૂહની યોજનાએ બંને વચ્ચેનું અંતર જ વધાર્યું છે.

— વળી, કચ્છ ઉપરના પાકિસ્તાની હુમલાની બાબતમાં પશ્ચિમી ચાલચલગતે ભારતને કાશ્મીરી ઘટનાવેળાની પશ્ચિમની રમતનો નવો આઘાત આપ્યો.

બીજી બાજુ, ચીની આક્રમણ પછી સામ્યવાદી રશિયાથી ય સાવધ થવાની વેળા આવી પૂગી હતી ત્યારે, રશિયાઈ સંબંધો ઊલટા વધુ ગાઢા થઈ રહ્યા હતા. અલબત્ત, એમાં રશિયાઈ રાજ-દક્ષતાનો ફાળો જેવો તેવો નથી. જ્યાં ક્યાંય અમેરિકાનો પગ પાછો પડતો દેખાયો ત્યાંત્યાં ભારે સ્નેહ અને હિંમતપૂર્વક ક્રુશ્ચોવે પોતાનો હાથ લંબાવ્યો હતો.

ભારતને, તૈયાર શસ્ત્રોની અને અન્નની જ જરૂર નહોતી. પં. નહેરુએ ખેતીવિષયક મદદ કરતાં ય વધુ ચિંતા ભારે ચાવીરૂપ ઉદ્યોગોના વિકાસ માટે કરી હતી. પરદેશી શસ્ત્રો ખરીદવા કરતાં, ભારતમાં પેદા કરવાની જરૂર વધુ માની હતી. કુશળ ક્રુશ્ચોવે એ દિશામાં સહાય કરવા પહેલ કરી દીધી.

એટલું જ શું કામ? જ્યાં પશ્ચિમનો અવાજ તોતડાતો અને રૂંધાતો હોવાની સ્થિતિ હતી એ કાશ્મિર અને ગોવાની ઘટનામાં ય ભારતની પીઠ થાબડી અસાધારણ આત્મીયતા એણે જીતી લીધી.

● આ બધાને અંતે એવી છાપ વધુ દૃઢ થઈ કે ભારત બંનેથી તટસ્થ હોવા છતાં એક છાવણી વધુ નજીક છે – અને તે રશિયાઈ!

અમેરિકાની અવળી નીતિથી જ છેડાયેલા અને પોતાની જ અશક્તિ અને નીતિને કારણે, એશિયા–આફ્રિકાના ઇતર દેશોથી તથા ખુદ પોતાના પડોશીઓથી સારી પેઠે અલગ પડી ગયેલા શાસ્ત્રીજીનું દમામભર્યું સ્વાગત કરીને રશિયા જ ભારતનું સાચું મિત્ર હોવાની પ્રતીતિ (?) કરાવવામાં ક્રુશ્ચોવના વારસદારો સફળ થયા જણાય છે.

● પરંતુ, રુસીયાત્રાની ધામધૂમનો નશો ઊતરી જતાં વળી પાછી આપણી રોજિંદી સમસ્યાઓ આપણી સામે જવાબ માગતી ઊભી થઈ ગયા વિના નહિ રહે. એ પહેલા જ, આપણે રુસી-યાત્રાની નક્કર ફલશ્રુતિનો વિચાર કરવો રહ્યો.

## મુખ્ય ગણત્રી જ ખોટી

રશિયાની આ યાત્રાને અવસરે શાસ્ત્રીજીએ એવી ગણત્રી રાખી હતી કે ચીન અને પાકિસ્તાનની બાબતમાં રશિયા ભારતને પક્ષે સ્પષ્ટ અને બુલંદ નીતિ પ્રગટ કરશે. હકીકતો કહે છે કે આ મુખ્ય ગણત્રી જ ખોટી પડી છે.

તાસના સમાચારોથી માંડી ભાષણો નિવેદનોમાં ક્યાંય ચીન અને પાકિસ્તાન અંગેની આપણી અપેક્ષા રશિયાએ પૂરી કરી નથી, એ સ્પષ્ટ છે. એણે એવું કશું જ કહ્યું નથી, કશું 'કમીટ' કર્યું નથી કે જેનો અર્થ એવો થાય કે, ભારતની બિનજોડાણ નીતિની મોખરી વાહ વાહ કરનારું રશિયા 'બેવડું-જોડાણી' (ચીન અને પશ્ચિમ સાથે શસ્ત્ર-જોડાણી) પાકિસ્તાન ઉપર સીધું દબાણ આણવાનું કશું કરશે, અથવા એની સામેના સંઘર્ષણમાં એની વિરુદ્ધ ભારતને શસ્ત્રસહાય

આપવાનું સ્વીકારશે

—એણે તો એટલું જ કહ્યું છે કે, બન્નેનું હિત પરસ્પર સીધી વાટાઘાટો દ્વારા ઉકેલ લાવવામાં છે.

—એણે ક્યાંય પાકને આક્રમણખોર ગણાવ્યું નથી

—એણે તો ઊલટું એવું સૂચવ્યું છે કે 'બિનજોડાણી' ભારત અને 'બેવડુ-જોડાણી' પાકિસ્તાન બન્ને એને મન સમાન છે. આક્રમક પાકિસ્તાન અને તેનો ભોગ બનનાર ભારત સરખા છે. બહુબહુ તો, અયુબનું કર્યું અને શાસ્ત્રીજીનું રાજાશાહી દમદમાભર્યું સ્વાગત કરીને, એણે પ્રતિષ્ઠાગત પક્ષપાત કર્યાનું આશ્વાસન જરૂર આપણે લઈ શકીએ, પરંતુ એથી વિશેષ કશું મનમાં માની લઈશું તો પસ્તાવાનો જ વારો આવશે (ન જાણતા હોઈએ તો એ ય જાણી લઈએ કે હજી આજે ય - છેલ્લા ઘણા વર્ષો થયા - રશિયાના નકશાઓમાં 'અકસાઈ ચીન' ચીની પ્રદેશ તરીકે જ દેખાડવામાં આવે છે. શાસ્ત્રીજીએ મોસ્કોની મીઠી વાતો દરમ્યાન આ કડવી વાતનો ખુલાસો માગ્યો હતો ? અને કદાચ કાશ્મીર અંગે ય હવે પછી રશિયાનું વલણ પલટાય તો ય નવાઈ નહિ કેમકે યુરોપમાં તુર્કી સાથે અને એશિયામાં પાકિસ્તાન સાથે પોતાના સંબંધો સુધારવાની ભાંજગડમાં જ એ છે)

ખરી વાત તો એ છે કે શાણા રાજકારણી તરીકે કોસીજીનની કદર કરીને આપણે એટલું સમજી લેવું જરૂરી છે કે

● રશિયાને મન ભારત સાચું બિનજોડાણી નથી જ નથી કોસીજીને પોતે જ ઘાના અને ફીનલેન્ડનો ઉલ્લેખ કરીને આદર્શ 'મૉડેલ' પ્રગટ કરી દીધો છે ટૂંકમાં, રુસી પરીક્ષામાં 'બિન-જોડાણી' તરીકે પાસ થઈને ખરેખરી મૈત્રીની મદદ જોઈતી હોય તો, ભારતે ઘાના-ફીનલેન્ડના રાહે કિંમત ચૂકવવી રહી. રશિયાને મન 'પશ્ચિમ' સાથેની ભારતની તટસ્થતા પૂરતી નથી; અરે, પશ્ચિમ કરતા રશિયા સાથેની 'સમીપતા' પણ એને મન પૂરતી નથી!

આજે નહિ, આવતી કાલે, આવી કઠોર હકીકતની 'પ્રતીતિ' થાય ત્યારે, ભારતની સરકારને નવો, અણધાર્યો, અસાધારણ આઘાત થશે તો તેને માટે તેની પોતાની મનભાવતી મનોવાછના જ જવાબદાર લેખાશે.

—એકબાજુ, જેમ પાકિસ્તાન અંગે મૌન સેવી રશિયાએ મુત્સદ્દીગીરી પ્રગટ કરી છે, તે જ રીતે, અમેરિકા અને પશ્ચિમના વિરોધના મુદ્દા-વિયેટનામ અંગે ભારતે સંમતિ પ્રગટ કરીને રશિયાની મુત્સદ્દીગીરીને જ વિજય અપાવ્યો છે. સર્વસ્વીકૃત રાજનીતિ એવી છે કે પોતાના મિત્ર ગણાતા કોઈપણ દેશ અંગેની ખુલ્લી ટીકા એ મિત્રના દુશ્મન દેશ સાથે ભળીને કરવી ન જોઈએ. આ દૃષ્ટિએ શાસ્ત્રીજીની આ રસમ અયોગ્ય પણ ગણાય?

## બિનજોડાણની વિચલિત આધારશીલા

સાચી રીતે તો, ભારતે અમેરિકાની રાજનીતિના હડસેલાથી કે રુસી રાજનીતિના આઘાતોથી આશ્ચર્ય પામવા જેવું નથી સૌ કોઈ રાષ્ટ્રો આજની નવી પરિસ્થિતિમાં પોતાના વિશાળ રાષ્ટ્રીય હિતને લક્ષમાં રાખીને જ વર્તતા હોય છે

આપણે એ વાત પણ સમજી લેવી જરૂરી છે કે-

● હવે નહેરુ-યુગી બે કદર છાવણીઓ રહી જ નથી જેમ નવા સ્વરૂપનું 'અણુયુદ્ધ' ઠીક ઠીક દૂર ધકેલાયું છે તેમ જૂના સ્વરૂપનું 'શીતયુદ્ધ' (કોલ્ડ વૉર) પણ પાછું ધકેલાયું છે. નહેરુની બિનજોડાણની આધારશીલા પોતે જ ખસી ગઈ છે.

પશ્ચિમની સમાજપદ્ધતિમાં દૃઢ વિશ્વાસ ધરાવતું અને યુરોપીય લોકશાહીનું એક મુખ્ય રાષ્ટ્ર ફ્રાન્સ, દ'ગોલની રાહબરી નીચે, અમેરિકા સામે મોરચો સજે છે; બ્રિટનને ભીંસમાં લે છે, ચીનને એશિયામાં વર્ચસ્વ આપવા સુધી તૈયાર થયું છે, અમેરિકાને વિએટનામમાંથી અને ડોમિનિકનમાંથી ય ખસી જવા ચેતવી રહ્યું છે તો વળી, બીજી બાજુ, 'પોતાની ગ્રાન્ડ ડિઝાઈન'ના એક ભાગરૂપે રશિયા સાથે પણ દોસ્તી કરી લેવા તે આતુર છે!

## નવી સમતુલાનું રહસ્ય

દુનિયા આખીનું રાજકારણ જબરજસ્ત વળાંક લઈ ચૂક્યું છે. હવે, નહેરુયુગની – બે સ્પષ્ટ સામસામી છાવણીના યુગની – બિન-જોડાણ નીતિની શીલાના આધારે આંતરરાષ્ટ્રીય રાજકારણ સમજવાનું શક્ય જ નથી. એના જ જોરે દોડવા જતાં, એકલા અટુલા પડી ગયાનો અફસોસ જ ભાગ્યમાં આવે તો એમાં કશું આશ્ચર્ય નથી.

આજના સમસ્ત આંતરરાષ્ટ્રીય રાજકારણની નવી સમતુલાનું રહસ્ય જો એ છે કે—

—વિશાળ રાષ્ટ્રીય હિતને લક્ષમાં રાખીને સૌ રાષ્ટ્ર વર્તવું;

—દરેક રાષ્ટ્રને પોતાની જરૂરિયાત અનુસારની મર્યાદા છે; એથી અધિક કશું આપણે, આપણી ગરજને કારણે, એની પાસે અપેક્ષવું નહિ, જેથી અસ્થાને રીસાવાનું કે હતાશ થવાનું આવે જ નહિ.

ચીન અને પાકિસ્તાન સાથેનો આપણો સંઘર્ષ લાંબા ગાળાનો છે; ભારે કસોટીભર્યો છે (તેમાંય ચીની બોમ્બના બીજા ધડાકા પછી સવિશેષ); ભારે શૌર્ય, ધૈર્ય અને કુનેહ માગે એવો છે. એકલે હાથે આપણે એને પહોંચી શકવાના નથી. અને બીજાઓ ઉપર લટકવા જતાં આઘાત પામી હતાશ થવાની સ્થિતિ હાથે કરીને શું કામ ઊભી કરવી? ભારતે ય કેવળ શસ્ત્રાસ્ત્રની દૃષ્ટિએ જ નહિ, રાજકરણી દૂરંદેશી અને પકવતાની દૃષ્ટિએ પણ સુસજ્જ થવાની ઘડી આવી પૂગી છે...

આ દૂરંદેશીનું આપણું પગલું તો એ હોવું જોઈએ કે—

● આપણે રશિયા અને અમેરિકાની વચ્ચેનું અંતર વધારનાર તરીકે નહિ; બંનેને સમીપ આણનાર તરીકે ભાગ ભજવી શકીએ. [૨૦–૫–૬૫

## નહેરુવિહોણું એક વર્ષ :

ગાંધીજીની ભારત વિષેની અને વિશ્વ વિષેની એક નિશ્ચિત કલ્પના-ભાવના હતી. પંડિતજીની ય ભારત અને વિશ્વ વિષેની "ઇમેજ" (પરિકલ્પના) સ્પષ્ટ હતી. બંને વચ્ચે મૂળભૂત ભાવનાઓ અને મૂલ્યોની બાબતમાં અનેક રીતે ઐક્ય હોવા છતાં બંનેનું ભાવિનું ચિંતન જુદા જ સંદર્ભમાં ચાલી રહ્યું હતું.

ગાંધીજીએ ભારતને સ્વરાજ્ય પ્રાપ્તિના સિંહદ્વારે લાવી મૂક્યું હતું અને પંડિતજીને હાથે ભારતનું સ્વરાજ્ય ઉજ્જવળ સિદ્ધિઓ પ્રાપ્ત કરશે એવી તેમની અચળ શ્રદ્ધા હતી.

ગાંધીજીએ પંડિતજીને પોતાના રાજદ્વારી વારસદાર તરીકે જાહેર કર્યા હતા અને જ્યારે પોતે (ગાંધીજી) હયાત નહિ હોય ત્યારે પંડિતજી ગાંધીજીની ભાષા બોલતા હશે એવી શ્રદ્ધા પ્રગટ કરી હતી.

### પંડિતજીની આગવી પ્રતિભા

પંડિતજી કેવળ ગાંધીજીના પ્રસ્થાપ્યા વારસદાર ન હતા. પંડિતજીએ પોતાની પ્રતિભાએ, ગાંધીજીની રાહબરીમાં લાંબા કાળ દરમ્યાન, અનેક આગવી સિદ્ધિઓ હાંસલ કરી હતી; અને પછાત, અલ્પવિકસિત જનવાળી ભારતને અદ્યતન વિશ્વના મંચ ઉપર પ્રતિષ્ઠિત કરવાના પંડિતજીના પુરુષાર્થને ગાંધીજીએ પ્રોત્સાહ્યા હતા.

● ગાંધીજીના નિધન બાદ પંડિતજી ગાંધીજીની ભાવના અને ભાષા અપનાવવા છતાં, ગાંધીજી અને વિશ્વ વિષેની પરિકલ્પનાથી સર્વથા ભિન્ન 'ઇમેજ'ના રાહે અતિ દૂર નીકળી ગયા હતા.

પંડિતજીનો દેહોત્સર્ગ થયો ત્યારે ગાંધીજીના નિધનને દોઢ દાયકાથી ય વધુ વર્ષો વહી ગયાં હતાં. આ દરમ્યાન ભારતને અને વિશ્વને ગાંધીજીની ખોટ ગમે તેટલી વરતાઈ હોય, પરંતુ "ગાંધી પછી કોણ અને ગાંધી પછી શું?" એવો સવાલ ઉપસ્થિત થવાને કોઈ કારણ ન હતું.

પંડિતજીએ ભારતના સ્વરાજ્યનું સુકાન એટલી સહજતાથી સ્વીકારી લીધું હતું અને અનન્ય પ્રતિભા સહિત પોતાનું સર્વસ્વ એમાં સમર્પી દીધું હતું કે ગાંધીજી જતાં ભાગ્યે જ કશી રિક્તતા –'વેક્યુમ' ભારતને કે વિશ્વને વરતાયું હશે! (ખુદ ગાંધી-વિચારના દૃઢ અનુગામીઓ પણ ઘણે અંશે એ ગેહમાં ધસડાયા હતા. અલબત્ત, તત્ત્વ-નિષ્ઠાની દૃષ્ટિએ વિનોબાજીએ ગાંધીજીની ચિંતન-ધારાને પ્રજ્જ્વલિત કરવા સર્વોદયી યત્ન પ્રારંભ્યો હતો. પરંતુ રાષ્ટ્રીય પુનરુત્થાનના સહસ્રવિધ ક્રિયા-કલાપો ઉપર એની અસર કેટલી?)

આજે, રાષ્ટ્રીય સમસ્યાઓના અદ્યતન સંદર્ભમાં આપણે ગાંધીવિહોણા ૧૭ વર્ષની વાત વિચારવી ભાગ્યે જ પ્રસ્તુત લેખીએ છીએ; પરંતુ 'નહેરુ વિહોણું એક વર્ષ'–આપણા રાષ્ટ્રીય અસ્તિત્વની અનેક સમસ્યાઓનો વિચાર કરવા આપણને ધક્કો મારે જ છે!

## નહેરુ પછી કોણ?

પંડિતજીના અંતિમ કાળ દરમ્યાન બહુ ચર્ચાયેલો –ચર્ચાયેલો એક સવાલ "નહેરુ પછી કોણ?"–આજે એટલો અકળાવનારો રહ્યો નથી. પંડિતજીની વિભૂતિનું સ્થાન કોઈ લઈ શકે–એવું હતું જ નહિ; અને બાકીના સૌ કોઈમાં, પરિસ્થિતિ અનુસાર, પસંદગી ફેરવાયા જ કરે–કરશે એવું સ્વાભાવિક માની ચાલવું રહ્યું. પરંતુ ભલભલા વિદેશી નિષ્ણાતો "નહેરુ પછી કોણ?"–ના જવાબમાં એવું વિચારતા હતા કે પંડિતજીના વારસદારો અંદર અંદર આખડી પડશે; અંધાધૂંધી પેદા થઈ જશે અને કદાચ સામ્યવાદી ઉદ્દામો અથવા કટ્ટર કોમવાદી વિનીતો અથવા એ બંને વચ્ચેના ગજગ્રાહમાં લશ્કરમાંના ચતુર કાબેલ સત્તાવાદીઓ લાભ ખાટી જશે.

ભારતના સદ્ભાગ્યે પંડિતજી વિહોણું 'ભારતનું' પ્રથમ વર્ષ આ દૃષ્ટિએ સુખરૂપ પાર પડ્યું છે!

અને 'પંડિતજી પછી કોણ?'ની સમસ્યા –શાન્તી અને લોકશાહી પદ્ધતિએ ઉકેલીને, પંડિતજીના વારસદારોએ ભારતની શાન દીપાવી જ છે. પરંતુ "નહેરુ પછી શું?"ની સમસ્યા વધુ ગંભીર ઘેરી અને કપરી બનતી રહી છે એ વાત ભૂલી શકાય એમ નથી.

• પ્રચંડ વિદેશી શસ્ત્રસજ્જ સામ્રાજ્યવાદ સામે નિઃશસ્ત્ર ભારત માટે સ્વરાજ્યપ્રાપ્તિનું કાર્ય ઘણું દુષ્કર હતું. છતાં સમસ્ત રાષ્ટ્રને સ્વરાજ્યપ્રાપ્તિના પુરુષાર્થમાં યોજીને ગાંધીજીએ દુષ્કર કાર્ય પાર પાડ્યું હતું.

બાદ, અનેક રીતે પછાત, વિચ્છિન્ન, અવિકસિત વિરાટ રાષ્ટ્રના નવોદિત સ્વરાજ્યનું સર્વાંગ સુદૃઢ ઘડતર કરવાનું –નવયુગી રાષ્ટ્રીય પુનરુત્થાનનું ભગીરથ કાર્ય પંડિતજીએ પોતાને ખભે ઉપાડી લીધું હતું. અને ભારતને અદ્યતન, સુશિક્ષિત, સંસ્કારી, વૈજ્ઞાનિક દૃષ્ટિ–શક્તિથી સમર્થ એવા ઔદ્યોગિક સમાજ તરીકે વિકસાવવામાં, ન્યાયી અને સમાનતાલક્ષી સમાજવાદની સ્થાપના કરવામાં, ન્યાત જાત ધર્મના ભેદ વિનાના બિનસાંપ્રદાયિક આદર્શને મૂર્ત કરવામાં, ભાષા પ્રદેશ અને ઇતર ભેદ વિનાની રાષ્ટ્રીય એકાત્મતા સિદ્ધ કરવામાં તથા નાગરિક માત્રના મતાધિકારના પાયા ઉપર લોકશાહી પંચાયતથી માંડી સંસદીય લોક સ્વરાજ્યની ઇમારત ઊભી કરવામાં, પંડિતજીએ પોતાના ગજાની કશી જ ઊણપ રહેવા દીધી ન હતી.

• પોતાની ટચલી આંગળીએ ગોવર્ધનને ધારણ કરવાનું શ્રેય એમને જ છે; પરંતુ સર્વ ગોપાલોના સહિયારા રાષ્ટ્રીય પુરુષાર્થને ગાંધીજીની જેમ પ્રયોજવામાં પંડિતજી ઠીક ઠીક નિષ્ફળ રહ્યા!

## પંડિતજી જતાં 'વેક્યુમ'!

પંડિતજીના જીવતાં તેમના ખુદ સાથીદારો – કેબિનેટ સભ્યો – સુદ્ધાં માટે પંડિતજી દ્વારા આવો સહયોગી પુરુષાર્થ અશક્ય જ રહ્યો અને પંડિતજી જતાં રિક્તતા–વેક્યુમનું પ્રમાણ ચોંકાવનારું વરતાયું.

એમાં વળી એશિયાઈ પરિસ્થિતિએ પણ ભારત માટે ભયજનક વળાંક લઈને પંડિતજીના વારસદારો માટે વધુ કસોટીની કાળ ઊભો કરી દીધો છે. પરિણામે જૂની આંતરિક મુસીબતોનો સામનો કરવા ઉપરાંત નવી

સંરક્ષણની અનેક સમસ્યાઓ આવી પડી છે; અને નહેરુ પછીનું પહેલું વર્ષ ભારે કસોટીનો પ્રારંભકાળ બની ગયું છે.

## પંડિતજીની અનન્ય સિદ્ધિ

પંડિતજી પોતાની અનેક કમજોરીઓ અને ભૂલોને કારણે તેમના વારસદારો માટે અનેક મુશ્કેલીઓ વારસામાં આપી ગયા હોવા છતાં પંડિતજીની એક અનન્ય સિદ્ધિની ઉપેક્ષા થઈ શકે એમ નથી.

બીજા વિશ્વયુદ્ધ બાદ નૂતન સ્વાધીનતા પ્રાપ્ત કરી ચૂકેલાં એશિયા-આફ્રિકાનાં કેટલાંય રાષ્ટ્રો, એક પછી એક, એક યા બીજા પ્રકારની સરમુખત્યારી નીચે ધકેલાઈ ગયાં છે. ઘણે ભાગે તો લશ્કરી સેનાપતિઓ જ સત્તા ઝડપી બેસી ગયા છે, અને એકના હાથમાથી બીજો છીનવી લે એવી પ્રક્રિયા ત્યાં ચાલુ જ છે. બીજાં કેટલાંક નવોદિત રાષ્ટ્રોમાં ગઈ કાલના પ્રખર રાષ્ટ્રવાદી નેતાઓએ પોતે જ લોકશાહીને ગળે ટૂંપો દીધો છે; લોકશાહી બંધારણ [illegible] જ ઇન્કાર્યું છે; અથવા જેવું તેવું સ્વીકાર્યા પછી ય પાછળથી "એકપક્ષી લોકશાહી"ના સિદ્ધાન્તને નામે લોકશાહીના આત્માને મહદંશે ખતમ કર્યો છે.

● આમ, એક બાજુ આખા એશિયા-આફ્રિકામા જ્યારે લોકશાહી સંસદીય પદ્ધતિ ઉપરનો વિશ્વાસ તૂટી રહ્યો હતો ત્યારે ભારત જ એક-સ્થિર સુદૃઢ લોકશાહી દુર્ગસમું ઊભું રહેવા સદ્ભાગી બન્યું હતું. નિઃશંક રીતે એ શ્રેય પં. નહેરુને છે.

## વારસદારોનું પારખું!

આજે હવે પં. નહેરુની આ પરમ સિદ્ધિનું પારખું થવાનો કાળ આરંભાઈ ચૂક્યો છે.

—યુદ્ધ કરતાં ય યુદ્ધ પૂર્વેની અને યુદ્ધ દરમ્યાનની લોકશાહીની સધ્ધરતા અને સ્થિરતાની રક્ષાનો સવાલ ભારત માટે પ્રાણપ્રશ્ન બની ઊભો છે. ભારતીય લોકશાહીનો પાયો નક્કર કાળમીંઢ પથ્થરનો છે કે સરકતી રેતીનો એની પરીક્ષા હવેનાં થોડાંક વર્ષોમાં થવાની છે.

● પં. નહેરુ વિહોણું આ એક વર્ષ, અનેક પ્રહારો છતાં, નહેરુના પ્રતાપે, લોકશાહીના દુર્ગ રૂપે ટકી રહેવા જેટલું સધ્ધર નીવડયું છે. પરંતુ, પં. નહેરુ વિહોણા હવે પછીના વરસોની જવાબદારી એમના વારસો કેટલી પાર પાડશે — એ સવાલ આજના સંદર્ભમા કેવળ તર્કનો નહિ, નક્કર [illegible] ઊભો છે.

—આ એક વર્ષમાં ચીન-પાકિસ્તાનના પેંતરાઓ, શેખ અબ્દુલ્લાની હિલચાલો, નાગા-[illegible] અને મિઝોની કારવાઈઓ, અંગ્રેજી હિંદીનાં દ્વેષ અને રમખાણો; ઉપરાંત સામ્યવાદીઓની એક છેડે ગુપ્ત હિંસક પ્રવૃત્તિઓમા ચાલો, અને બીજે છેડે પોતે જ પાર્લમેન્ટરી લોકશાહીના સંરક્ષક હોવાનો દાવો — આ દેશના સૌથી વધુ દેશભક્ત હોવાનો દેખાડો; તથા ઇતર વિરોધપક્ષોની ય લોકશાહી અને સંસદીય પ્રથાને વિઘાતક વધતી જતી પ્રવૃત્તિ; ઉપરાંત, સામ્યવાદીઓ સાથે ય સંયુક્ત મોરચા સર્જીને કોઈ પણ ભોગે કોંગ્રેસને ઉખાડવાનાં આવેશમા લોકશાહીના જ પાયા ખોદવા જેવી આત્મઘાતક રીત-રસમો!

● વધુમાં, સદ્ધર લોકશાહી માટે જરૂરી કેન્દ્ર સરકારની સુદૃઢતા પણ દિવસે દિવસે ઓગળી રહી હોય એવું લાગે છે. ટૂંકમા—

લોકશાહીની ભેખડ તૂટી પડવાની ભીતી પોતે જ અનેક આફતોની જણનારી બની જશે!!

પં. નહેરુ વિહોણું પ્રથમ વર્ષ આપણા સૌની જાગૃતિ અને સનિષ્ઠાને ઢંઢોળી શકશે તો પણ બધું અશક્ય લાગતું હજી શક્ય બની જશે.

[૨૬-૫-૬૫

# આકર્ષકતા અને સલામતીનો સુંદર સુમેળ—




# ખીરાનાં લોખંડનાં કબાટો

મહિલાઓનાં પ્રાણસમાં પ્રિય કપડાં અને ઝર-ઝવેરાત હોય કે વ્યવસાયી માણસોનાં મૂલ્યવાન ઓચરિયાં અને દસ્તાવેજો હોય, કીમતી વસ્તુઓ પૂરેપૂરી સલામતીથી સાચવી રાખવાને ખીરાના લોખંડનાં કબાટો આવશ્યક છે. ■ કાટ ન પડે અને કાટ ન ચડે એ માટે ખાસ ટ્રીટમેન્ટ આપેલાં ખીરાના કબાટો નિરનિરાળા રંગનાં મળે છે.



'પૉપ્યુલર': ૧૧૫૨ મિ.મી. × ૮૩૮ મિ.મી. × ૪૮૫ મિ.મી.

'મિજેટ': ૧૨૦૦ મિ.મી. × ૭૧૦ મિ.મી. × ૪૩૦ મિ.મી.



'યુટિલિટી': ૧૯૮૦ મિ.મી. × ૬૧૫ મિ.મી. × ૪૮૫ મિ.મી.

અભરાઈઓ જરૂર અનુસાર ગોઠવી શકાય છે. આપની પસંદગીના વધારાનાં ફિટિંગ્ઝ કરી આપવામાં આવશે.

**ખીરા સ્ટીલ વર્કસ પ્રાઇવેટ લિમિટેડ**
ઘોડબદર રોડ, સાન્તા ક્રૂઝ, મુંબઈ-૫૪



IWT-KSW-1733

Vishwamanav May-June 1955 ♀ Registered with the Registrar of India under No 5210/5

# વિશ્વમાનવ

આગલાં વર્ષના વિશેષાંકો

| (હવે આ વિશેષાંકો ગ્રંથ સ્વરૂપે: | કિંમત) |
|---|---|
| * સર્વોદય વિજ્ઞાન (૧૯૫૮) | ૩=૫૦ |
| * માનવ અને પરમાણુ (૧૯૫૯) | ૫=૫૦ |
| * ગુજરાતદર્શન (૧૯૬૦) | ૯=૦૦ |
| * નવી શૈલીની નવલિકા (૧૯૬૦) | ૩=૬૦ |
| * રવીન્દ્રદર્શન (૧૯૬૧) | ૮=૦૦ |
| * ભારત-ચીન સંઘર્ષ (૧૯૬૨) | ૨=૦૦ |
| * અદ્યતન રશિયન સાહિત્યની ઝાંખી અને સમસ્યા (૧૯૬૩) | ૫=૫૦ |
| * રશિયા-ચીન સંઘર્ષણ (૧૯૬૩) | ૧=૦૦ |
| * નહેરૂ : અણુયુગનો સમન્વયક [સર્વાંગી વિશ્લેષણ] | ૬=૦૦ |

[ઉપરાંત : ગ્રંથસ્થ બનેલી ગ્રંથશ્રેણીઓ પરિચય પત્રિકા મંગાવો.]

## વિશ્વમાનવ (બાંધેલી ફાઈલો)

| | | |
|---|---|---|
| વર્ષ : ૧૯૫૮ | રૂા. | ૮ |
| વર્ષ : ૧૯૫૯ | રૂા. | ૮ |
| વર્ષ : ૧૯૬૦ | રૂા. | ૮ |
| વર્ષ : ૧૯૬૧ | રૂા. | ૧૦ |
| વર્ષ : ૧૯૬૨ | રૂા. | ૧૦ |
| વર્ષ : ૧૯૬૩ | રૂા. | ૧૦ |
| વર્ષ : ૧૯૬૪ | રૂા. | ૧૦ |
| વર્ષ : ૧૯૬૫ | રૂા. | ૧૦ |

૧૯૫૮ થી ૧૯૬૦ના છૂટક અંકો સિલકમાં હશે તે અરધી કિંમતે [ પોસ્ટેજ જુદું ]

લવાજમ ભરવાનાં મુખ્ય સ્થળ :

(૧) વિજય સ્ટોર્સ — સ્ટેશન રોડ, ગોપાલ ટોકીઝ પાસે, આણંદ
(૨) વિજય સ્ટોર્સ — ૬૨, કલ્યાણભુવન, રીલીફ રોડ, કૃષ્ણ સીનેમા સામે, અમ
(૩) વિજય સ્ટોર્સ — ૩૮૧ એ, કાલબાદેવી રોડ, ૩ જે માળે, ખાદીભંડાર સામે, મું
(૪) સૌરભ પુસ્તક ભંડાર, ૧૧૫ રીલીફ રોડ, અમદાવાદ.

૬૪ જૂલાઈ–ઑગષ્ટ ૧૯૬૫

# વિશ્વમાનવ [દ્વૈમાસિક]

સંપાદક : ભોગીલાલ ગાંધી * સાહિત્ય વિભાગ : અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ
સહાયક : સુભદ્રા ગાંધી * સંચાલક : દશરથ ગાંધી
પ્રકાશક : ભોગીલાલ ગાંધી, વિશ્વમાનવ, રામજીમંદિર પોળ : સરકારી છાપખાના સામે–વડોદરા (ફોન ૪૯૫૦)
મુદ્રક : રમણભાઈ ભાઈલાલભાઇ પટેલ, ગંગા મુદ્રણાલય, વલ્લભવિદ્યાનગર.

## લોહનગર | ચિનુ મોદી

લોહનગરમાં અશ્વો ભરતા ફાળ
ફાળમાં આખી નાખે કાળ,
કાળની લંબાતી મ્હો-ફાડ
ફાડમાં દીઠા તરતા પ્હાડ;
પ્હાડના સૂરજ ઝમતાં જળને
ભીંજવે કોરી કટ એ પળને.

લોહનગરમાં પ્હાડે ઊગી ડાળ
ડાળને લીલાં લીલાં પાન
પાનમાં રેસાઓનું રાન
રાનમાં રડતું ઝાકળબાળ
બાળની આંખે આસુ અટકે
આંસુ વાગોળો શું લટકે.

લોહનગરમાં ઝાકળ લેતું શ્વાસ
શ્વાસથી હિલ્લોળાતું ઘાસ
ઘાસમાં ફરતા લીલા નાગ
નાગની આંખો રણુકે રાગ,
રાગના રસિયાઓના ટોળા
શ્હેરને રસ્તે ભટકે, ભોળા.

લોહનગરમા રસ્તે ભારે ભીડ,
ભીડમાં અટવાયેલો શ્વાસ
શ્વાસમાં પારેવાનું નીડ
નીડમા ભર્યો ભર્યો અવકાશ
રિક્તતા પથ્થરનું ઘર કોરે
રિક્તતા ઘર પછવાડે મ્હોરે।

## સાંજને ટાણે | યોસેફ મેકવાન

સાંજને ટાણે પાલવ જેવી ફરકે મારા શહેરની સડક નાની,
શ્યામ સુંવાળા ગુલાબ જેવી કોઈ કીકી બે નીરખી રહે છાની !

સંગમાં ચાલે સાત કદમ એનો અડકે ભીનો વાન,
કેશમાં એને ઝંખના ગૂરે ઝંઝા મારે પ્રાણ !

ફૂલ નહીં, કો' ફોરમ જેવી સૂંઘતો એને ખીલતી ઑર જવાની,
શ્યામ સુંવાળા ગુલાબ જેવી કોઈ કીકી બે નીરખી રહે છાની !

કેટલી વ્હેતી ભીડ અને અહીં કેટલા લોકો મ્હાલે,
હું જ જાણું કે સપનું એનું મ્હોરતી એની ચાલે !

સ્વપ્નલોકે ઊડતું મારું મન ચૂમે એની નમણી નાજુક પાની,
સાંજને ટાણે વાદળ જેવી વહી જતી મારા શહેરની સડક નાની !

## આઠ હાઈકુ | સ્નેહરશ્મિ

### સમીપૂજન

સમીપૂજન :
દીકરો ઘોરે : સીમ
અદીઠી ઓરી !

### વિરહિણી

સૂર્યમુખીનાં
લખ્યાં નેણ : ગોરજ
ગામની સૂની !

### છાયા

પ્હાડ પરથી
લળી ખેતરે જાય
લ્હેરતી છાયા !

### ઊગતો ચાંદો

ગિરિ શિખરો
વચ્ચે ચાંદો : ખીણોમાં
અલંબ છાયા !

### ભાગી ગયેલો ઘોડો

ભાગી ગયેલો
ઘોડો : હવે માલીક
સૂનાં ખીડનો !

### ઊંટ ખોવાયું !

વિજન રણ
આથમે ઊંટલો તારો :
ઊંટ ખોવાયું !

### ઝાકળ બિન્દુ

ઝાકળબિન્દુ
ટપકે પર્ણે પર્ણે —
ખીલે મોગરા !

### નવવધૂની રાત

નવ વધૂએ
દીપ બૂઝાવ્યો : રાત
રૂપની વેલ !

સિંચાઈનાં પાણીનો ખર્ચ ભાખરાનાંગલ કરતાં પણ ઓછો છે.

આટલી શક્તિ જે જળમાં છે તેને આજે ૧૮ વરસના સ્વરાજમાં અને ૧૪ વરસના આયોજિત અર્થતંત્રમાં વિસારે પડાય એનાથી બીજી દુઃખદ અગર વેદનાપૂર્ણ વાત દેશ માટે શી હોઈ શકે? અને હવે આજે શરૂ થાય તો પણ એને પૂરી કરતાં, વધુમાં વધુ ઝડપે કામ કરાય તો ય, દસ વરસ લાગે!

આ વિલંબ આપણા આયોજનનું કલંક નહિ તો બીજું શું છે?

## ૧૮ વરસ આળસમાં?

એકવાર મુંબઈની વિધાન પરિષદમાં નર્મદાના વિલંબનો ખુલાસો કરતાં જણાવાયેલું કે મુંબઈ રાજ્ય એના પર કામ શરૂ ન કરી શક્યું; કારણ કે ૧૯૩૯થી ૧૯૫૮ સુધી નર્મદાના કાગળો "મધ્યસ્થ જળ અને વિદ્યુત-પંચ" પાસે પડી રહ્યા!

– અઢાર વરસ પછી, ૧૯૫૮માં, એની તપાસ મુંબઈ રાજ્યે શરૂ કરી!

૧૯૬૧માં ગુજરાતનું રાજ્ય રચાયું. પાંચમી એપ્રિલ ૧૯૬૧ના રોજ શ્રી નહેરુએ પાયો નાંખ્યો. એ પછી ૧૨ ફેબ્રુ' ૧૯૬૨મા નર્મદા વેલી ઑથોરીટી રચીને આગળ વધવા લાગતાવળગતાં રાજ્યો અને મધ્યસ્થ સરકારનું સિંચાઈખાતું અને 'મધ્યસ્થ જળ અને વિદ્યુત પંચે' સંમતિ આપી.

આ ઑથોરીટીના સ્વરૂપનું કામ શ્રી. એચ. એમ. પટેલને સોંપાયું. શ્રી. પટેલે ટેનેસીવેલી ઑથોરીટી અને દામોદર વેલી કોરપોરેશનનો અભ્યાસ કરીને અહેવાલ આપ્યો.

કોણ જાણે શું થયું એ અહેવાલનું.........!

## ભોપાળ કરાર

એ પછી ૧૯૬૩ના નવેમ્બરના ત્રીજા સપ્તાહમાં ભોપાળ મુકામે નર્મદા અંગે ભારત સરકારના સિંચાઈ પ્રધાન શ્રી કે. એલ. રાવની હાજરીમાં કરારો થયા. જેમાં મધ્યપ્રદેશના મુખ્ય પ્રધાન શ્રી ડી. પી. મિશ્ર અને ગુજરાતના શ્રી બળવંતરાય મહેતા હાજર હતા.

એ વખતે હિન્દુસ્તાન ટાઈમ્સે તો એના સમાચારના આમુખમાં એમ લખ્યું કે યોજનાના પ્રોજેક્ટ સંબંધે સમજૂતી પર આટલા જલ્દી આવવાનો આવો પ્રસંગ રાજ્યને કદી સાંપડ્યો ન હતો.

અને એ ભોપાળના કરાર પર ગુજરાતે ઘણાં હવાઈ કિલ્લા બાંધ્યા......

પણ આખરે મધ્યપ્રદેશે એ સભાની નોંધને બહાલી ન આપી!

વાત ફરી ઘાંચમાં પડી ગઈ... ગુજરાતનાં સોણલાં સરી પડ્યાં...

## ખોસલા સમિતિ

ફરી આનો નિકાલ લાવવા ઓરિસ્સાના રાજ્યપાલ અને વિશ્વસરૈયા પછીના બીજા ઇજનેર શ્રી ખોસલાના પ્રમુખપદે (૫ મી સપ્ટેમ્બર ૧૯૬૪ના રોજ) સમિતિ નીમાઈ.

એ નિમણૂંકપત્રમાં લખાયું કે—

"And draw up a Master Plan for optimum and integrated development of the Narmda water resources."

એપ્રિલ ૧૯૬૫માં ખોસલા સમિતિએ મહારાષ્ટ્રની મુલાકાત લીધી. ૯–૧૦ એપ્રિલે એણે ગુજરાતની જોડે ચર્ચા કરી.

અને આશાનો તંતુ લંબાતો ગયો...

## જલસીંધી કરાર

ખોસલા સમિતિ હજૂ પોતે કરેલી ચર્ચા વાગોળે તે પહેલાં તો, ૨૧ મી એપ્રિલને બુધવારે, મધ્યપ્રદેશ અને મહારાષ્ટ્રએ એની સરહદ પર જલસીંધી ખાતે ૩ લાખથી પાચ લાખ મેગાવૉટ વીજળી પેદા કરે તેવો બંધ બાંધવાના કરારની જાહેરાત કરી!

ત્યારથી આજ સુધી જલસીંધી અને ગુજરાતનું નવાગામ– એના ખડકો પર નર્મદાયોજના અથડાઈ અથડાઈને તૂટી રહી છે...!

મે જૂન ૧૯૬૫ના દિવસો દરમિયાન તો મહારાષ્ટ્ર અને મધ્યપ્રદેશે સાથે મળી જલસીંધીના સ્થળ પર તપાસ કરી કામ આગળ વધાર્યું.

એ પછી તાજેતરમાં ખોસલા જોડે ડી.પી. મિશ્ર અને બળવંતરાય મહેતા વારાફરતી વાટાઘાટ કરી આવ્યા; અને એ પછી બંને રાજ્યોના તજ્જ્ઞ અધિકારીઓએ સંયુક્ત ચર્ચાવિચારણા પણ કરી.

પરંતુ આખરી સ્વરૂપ હજુ બહાર નથી આવ્યું. મહારાષ્ટ્ર અને મધ્યપ્રદેશ નવાગામ સામે જલસીંધીની લડાઈ ચલાવી રહ્યા છે.

બીજી બાજુ ખોસલાનું વલણ સમાધાનથી ઉકેલ લાવવાનું છે.

—જલસીંધી સ્વીકારાય તો નવાગામની ૫૦૦ ફીટની ઊંચાઈ શક્ય ન બને; ગુજરાતને સિંચાઈના પાણી ઓછાં મળે.

—રાજસ્થાનને તો કશું જ ન મળે.

બીજી બાજુ,

—નવાગામથી રાજસ્થાન અને ગુજરાત બંનેને સિંચાઈની સગવડ વધુ પ્રાપ્ત થાય; મધ્યપ્રદેશ અને મહારાષ્ટ્રને ય જળસીંધી જેટલી વીજળી પણ આપી શકાય...

છતાં, નીવેડો નથી આવતો!

મુંબઈ રાજ્ય સમયે ગુજરાતે મુત્સદ્દીગીરીનો ઉપયોગ કરી મહારાષ્ટ્ર જોડે નર્મદાયોજના પતાવી હોત તો કોયના અને નર્મદા બંને આગળ વધી શકત.

પણ તે દિવસે કોયના જોડે ઉકાઈને ઊભી કરી!

ગમે તેમ, નર્મદા યોજનામા થતો અને આજ સુધીનો વિલંબ વિશાળ રાષ્ટ્રીય હિત-લક્ષી આયોજનની નમળાઈ છતી કરે છે...

—સનત મહેતા

# ડાંડિયાનો ડંકો

હાંડિની મહેનત થકી, ઘણડાંડિ સોહાય;
દેશ તણો ડંકો વળી, બધે ગાજતો થાય.

—નર્મદાશંકર

૧ લી સપ્ટેમ્બર '૬૫ના દિવસે ડાંડિયાની એકોત્તરશતી જયંતી છે. નર્મદે 'ડાંડિયો' પહેલાં 'બુદ્ધિવર્ધક'નું તંત્રીપદ કેટલોક સમય સંભાળ્યું હતું એ ખરું, પણ ગુજરાતભરમાં જેણે નર્મદ નર્મદ કરી મૂક્યું તે તો ડાંડિયાના પ્રકાશને જ. નવલરામે નોંધ્યું છે તેમ, "તેણે તો તેના હસામણા પણ વજ્રપાત જેવા લખાણથી આખી ગુજરાતને ઊથલપાથલ કરી નાખી."[૧] ગુજરાત, સૌરાષ્ટ્ર અને છેક કચ્છ હાલાર સુધી ડાંડિયાનો ડંકો સંભળાયો હતો.

ડાંડિયાની શરૂઆત કેવા સંજોગોમાં થઈ તે નર્મદે વીગતે નોંધ્યું છે.[૨] વિલાયતી લોકોની હોય છે એવી કલબ કાઢી 'રંભાટાક' કરવાની અને એ રીતે 'ઘણાં દેશહિતકારી કામો' કરવાની એની મહેચ્છા હતી. એવી કલબમાં થયેલી ચર્ચામાંથી પ્રગટ કરવા જેવી હોય તે છપાવવી એવી સૂચના એણે પોતાના 'પરમસ્નેહી' ગિરધરલાલ દયાળદાસને કરેલી. કલબ તો લાંબો વખત નભવાનું શક્ય ન લાગ્યું પણ લખાને છપાવવાનું સ્વીકારાયું અને 'ડાંડિયો' પાક્ષિક શરૂ થયું. નર્મદે 'ડાંડિયા'માં લખનાર ૭ ડાંડિયા તરીકે જેમને ઓળખાવ્યા છે તે કવિ નર્મદાશંકર પોતે, ગિરધરલાલ દયાળદાસ, નગીનદાસ તુળસીદાસ, ઠાકોરદાસ આતમારામ, કેશવરામ ધીરજરામ અને શ્રીધર નારાયણ. લખનાર ૭ જણ, પણ "જેની ઉપર આ વજ્રપાત પડ્યા તે બધાની સાથ વેર તો અલબત્ત નર્મદાશંકરને જ બંધાયું, કેમકે એડિટર પોતે." (નવલરામ)

ડાંડિયાના પ્રાકટ્યનો મોટો લાભ તો એ થયો કે ગદ્ય લખવાનું નર્મદે છોડી દીધેલું તે ફરી પાછું શરૂ કર્યું. નર્મદ નોંધે છે: "મેં ૧૮૬૦ થી ગદ્ય લખવું બંધ કર્યું હતું, તે પાછું તા. ૧ લી સપ્ટેમ્બર ૧૮૬૪ થી ડાંડિયાથી પાછું શરૂ કર્યું છે." નર્મદના 'હૃદયદ્રવ્યનો ઉકળાટ' વ્યક્ત કરતું ગદ્ય તત્કાલીન ગદ્યમા નવીન ભાત પાડે છે. ગદ્યના ઘડાણમાં નર્મદ સભાન હતો. એ લખે છે: "હમારો

૧. નવલગ્રંથાવલિ : સં. ન. ઠા. પરીખ પૃ. ૨૨૦
૨. જૂનું નર્મગદ્ય (બીજી આવૃત્તિ) પૃ. ૩૭૩

વિચાર એવો છે, કે જે શબ્દથી પૂર્ણ ને ખરેખરો આબેહૂબ અર્થ સમજાય તેવા રસિક અને જોર આપનારા શબ્દો વાપરવા..." ડાંડિયાનાં લખાણોમાં નર્મદનું જોમ બંને કાંઠા છલકાવીને વહે છે. એની સચ્ચાઈ, એ સચ્ચાઈને કારણે આવેલી નિર્ભીકતા, નિર્ભીકતામાં ભળેલી જુવાનીની ઉદ્ધતતા નર્મદના ગદ્યને ધસમસતું, કૌતુકલક્ષી અને ધાર્યું નિશાન પાડતું બનાવે છે એના લખાણોમાં તેજાબ છે. પણ એની પાછળ કોઈ વિદ્વેષ નથી, સુધારાભક્તિ અને દેશદાઝ નીતરે છે "મારી ડાંડી અને મારો ડાંડ કોઈ એકાદા ચોક્કસ માણસને માટે નથી; વર્ગવર્ગોને માટે છે ને વર્ગમાં જે કોઈ હોય તેને તો લાગુ પડવી જ જોઈએ..." આમ છતાં એણે કોઈ કોઈવાર જાહેર વ્યક્તિઓને નિશાન બનાવી હતી; અને એમાં મહીપતરામ, દુર્ગારામ, દલપતરામ જેવાઓનો સમાવેશ થયો હતો. એનાં લખાણોએ વ્યક્તિઓને નિશાન બનાવી ત્યારે નિંદાના પ્રદેશમાં એનાથી પગ મુકાઈ ગયો એવી લાગણીને એ જવાબ વાળે છે: "હું 'નિંદાખોર' નથી પણ બખડાઓ એવા લખાણથી જ સમજે – તેજી ટકોરે ને ગધેડા ઢીકાપાટુએ જ પાધરા થાય!" કેવા કેવા સંજોગોમાં નર્મદને કામ કરવું પડ્યું અને કેવા સંજોગો એણે ઊભા કર્યા એ જોવા માટે ડાંડિયાનાં લખાણો મહત્ત્વની સામગ્રી પૂરી પાડે છે.

ડાંડિયામા નર્મદે અનેક વિષયો પર લખવાનું વિચારેલું એ ડાંડિયાના ૩૨ મા અંકમા એણે કરેલી નોંધમાં જોવા મળે છે સટ્ટો, સરકાર, સંસાર, શાસ્ત્ર, કેળવણી, દેશી રાજાઓ; રેલ્વે, જાતભાઈઓ જેવા વિષયોને એણે નજરમાં રાખ્યા હતા. એ વિષયોને પૂરતો ન્યાય નથી આપી શકાયો એનો વસવસો એ પ્રગટ કરે છે "મારાથી ઘસડાયું, તેટલું ઘસડયું, હવે તો વળી બીજે જન્મે – જો જન્મ હોય તો – નહીં તો આટલું જ"

'સ્પેક્ટેટર'ના લખાણો જેવાં લખાણો ડાંડિયામાં પ્રગટ કરવાની એની ઇચ્છા હતી. લખાણની બાબતમાં અનેક રીતો એ અજમાવે છે ક્યારેક ટુચકા કહીને; ક્યારેક પત્રો લખીને, ક્યારેક વાર્તાલાપ યોજીને, તો ક્યારેક ઠાવકાઈથી ઉપદેશ આપીને એ ઉદ્દેશ પાર પાડવા મથે છે. નર્મદમાં હાસ્યવૃત્તિ ઓછી હતી એવું કહેવાયું છે પણ ડાંડિયાનાં લખાણોમાં કટાક્ષની એવડમાં હાસ્ય ડોકાય છે. પથ્થરલાલજી જેવાં કપોલકલ્પિત પાત્રો અને વિધવાએ વિધુર શેઠને લખેલા પત્રોમાં સ્ફુટ કે અસ્ફુટરૂપે એ પ્રગટ થાય છે.

ગુજરાત તંત્રીઓની બાબતમાં સુખી છે. આપણા સાક્ષરી પત્રકારત્વનું રૂપ મણિલાલમાં બંધાયુ પણ એની શરૂઆત તો નર્મદ-દલપતથી થઈ ચૂકી હતી. નર્મદે તંત્રી અને સાથે સાથે સંત્રી–sentiree (કયો સાચો તંત્રી સંત્રી નથી હોતો?) તરીકેનું આદેશકાર્ય - mission-આરંભ્યું અને પોતાની રીતે ચરિતાર્થ કર્યું. બીજી અનેક બાબતોની જેમ, આ બાબતમાં પણ, આવતી કાલનો વિચાર કરીએ ત્યારે, લાગે છે કે નર્મદનાં તપ ઓછાં નહિ પડે

– અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ

# પિકાસોનું આત્મનિવેદન :
# સાંપ્રતયુગનું કેન્સર

પિકાસોની ચિત્રકલાની કક્ષા–ગુણવત્તા વિષે અભિપ્રાય ઉચ્ચારવાની મારી ક્ષમતા નથી. યોગ્યતા નથી, એ સ્વીકાર્યા પછી આ લખવા બેઠો છું. કોઈને આશ્ચર્ય થાય એ પહેલા, આરંભમાં જ કહી દઉં કે, પિકાસોએ પોતાની ચિત્રકલા વિષે નિવેદન કર્યું હોત તો, કદાચ, હું એ સમજવા નમ્રપણે કોશીશ કરીને સંતોષ માનત. પરંતુ પિકાસોએ પોતે જ વ્યાપક સંદર્ભમાં કરેલું આત્મનિવેદન, કોઈ પણ ક્ષેત્રના ચિંતક–સર્જકની નિષ્ઠા (ઇન્ટેગ્રિટી)ના પ્રાણપ્રશ્ન ઉપર વેધક પ્રકાશ પાડનારું હોઈને, સૌ જાગ્રત નાગરિકો માટે ચિંત્ય છે.

## મૂંઝવનારું મૌન ?

સૌથી પ્રથમ આશ્ચર્ય તો એ વાતનું છે કે સાંપ્રત ચિત્રસૃષ્ટિના અધ્વર્યુ પિકાસોનું એક નિવેદન (માઇરેજ ઓફ આફ્રિકા) (એલન હોટન બ્રોડરિક સંપાદિત)માં ૧૯૬૪માં પ્રગટ થયું હતું. એક વરસ પૂર્વે પ્રગટ થયેલા એ નિવેદન ઉપર પડદો પડી ગયો હશે કે શું? એ જ નિવેદન મેડેલિન રૅસોના તંત્રીપદે પ્રગટ થતા 'લિવિંગ મ્યુઝિયમ'માં શાથી ફરી વાર પ્રગટ કરવાની જરૂર જણાઈ હશે? ભારતમાં ય એનો ઉહાપોહ હજી હમણાં હમણાં થતાં થતાં શમી ગયો છે.

શાથી આવું મૂંઝવનારું મૌન ?

બનવા જોગ છે કે પિકાસોનો આ એકરાર એમના શિષ્ય–ભક્તોને પોતાનો પાયો જ સરકી ગયાના ભયરૂપ દેખાયો હોય, અને એમણે મૂંગા રહેવું હિતાવહ લેખ્યું હોય. અથવા તો, બીજા કેટલાકે આ નિવેદનને 'હળવી મજાક' ગણીને, મૌન સેવ્યું હોય એમ પણ બને.

પિકાસોના આ નિવેદનથી 'મોડર્ન' વા 'ક્યુબિક'–'એબ્સ્ટ્રેક્ટ' ચિત્રકલાને આઘાત પહોંચશે કે કેમ એ તો કોણ જાણે! પરંતુ એમના શિષ્યભક્તોની માફક એ નિવેદન ઉપર ઢાંકપિછોડો કરવાની, અથવા એને 'હળવી મજાક' ગણાવી હડસેલી દેવાની ધૃષ્ટતા, બીજા ઘણાને માટે સહજ નહિ હોય. તે જ રીતે, મોડર્ન આર્ટ–કે–કોઈ પણ બીજી છાપધારી કલાના જેઓ, મારી જેમ, દુશ્મન પણ નથી એમને પિકાસોના નિવેદનમાંથી શબ્દો ઉઠાવી 'મોડર્ન આર્ટ'ના સંપ્રદાય પર તૂટી પડવાની ઉત્સુકતા પણ શું કામ હોય?

## નિવેદનમાંનું સંવેદન

આમ છતાં, આ આત્મનિવેદનથી સંવેદિત થઈને લખવા બેઠો છું કેમકે પિકાસોના આત્મનિવેદનનો એક એક શબ્દ પિકાસોની સત્યનિષ્ઠા, સંવેદના અને સંવિત્તિનો પરિચાયક છે. આજના આખા યુગના એક ભયંકર કેન્સર સામે સાવધ થવાની ચીમકી એમાં પડેલી છે.

આ નિવેદનમાં પિકાસો જણાવે છે કે "હું જ્યોતો, ટિશિયન, રેમ્બ્રાં અને ગોયા જેવો મહાન ચિત્રકાર નથી." આપણે જરૂર એક મહાન ચિત્રકારની નમ્રતાનો જ પડઘો એમાં માની લઈએ; અને જ્યારે તેઓ એમ કહે છે કે "હું તો લોકજગતનો મનોરંજક છું," ત્યારે ય આપણે એને એમની મહાનતાની જ વ્યાજોક્તિ લેખીશું?"

એ વાત પણ સાચી છે કે એવા કેટલાક કલાકારો હોય છે, જેઓ પોતાની કલા વિષેના પોતાના અભિપ્રાયો ભારે હળવી રીતે, મજાકની રીતે પ્રગટ કરતા

એ સાચુ પણ કાળાન્તરે વિભિન્ન ભાષાભાષી જૂથોની નિરનિરાળી લાક્ષણિકતાઓ ઊપસતી આવી તેમ તેમ કેટલાયે સસ્કૃત શબ્દો તે તે ભાષામા છેક જ જુદા અર્થમા નિયોજાવા લાગ્યા છે આચાર્ય રઘુવીર આદિએ ભગીરથ પુરુષાર્થ કરીને જે સસ્કૃત શબ્દો લાભી આપ્યા છે એમનેય આ વાત અશત લાગુ પડવાની જ ઉદાહરણાર્થે, research યાને સશોધનના અર્થમા 'અનુસધાન' શબ્દ યોજાયો છે એની વ્યાકરણસમતતા વિશે તો એમત હોય જ નહીં છતા ગુજરાતી ભાષાભાષીને માટે અનુસધાનનો અર્થ સશોધન તો નથી જ, નથી બીજો એક દાખલો પણ આ શબ્દોમાથી જ લઈએ Amendment યાને સુધારા વાસ્તે સૂચવાયેલ 'સશોધન' વ્યાકરણશુદ્ધ હોય તો યે ગુજરાતમા એનો રૂઢાર્થ નોખો હેઈ તે અસ્વીકાર્ય છે

આ સમસ્યાનો હલ છે વિનોબા-સૂચવ્યો કોશ, તજ્જ્ઞોની સમિતિને જુદી જુદી દેશભાષાઓમા પ્રવર્તતા એકસમાન ને સમાનાર્થી શબ્દોની સૂચિ તૈયાર કરવાની કામગીરી વહેલી ને પહેલી તકે સોંપી દેવી જોઈએ અગ્રેજ ને મુસ્લિમ અમલને પરિણામે રૂઢ થયેલા અગ્રેજી, ફારસી વગેરે ભાષાઓના શબ્દોનો પણ સૂચિત કોશમા સમાવેશ થવો જોઈએ

કેન્દ્રીય ને આન્તરપ્રાન્તીય વ્યવહારની ભાષા તરીકે હિન્દીનો સ્વીકાર કરનારાઓ પણ એના સ્વરૂપને અગે એકમત નથી સ્વરાજ ને લોકતત્રને સુસગત એવી ક્રાન્તિ આ દેશના ભાષાકારણમા આણી શકાઈ નથી તેનુ એક કારણ એ પણ છે હવે, આગળ જેની વાત કરી એ શબ્દકોશ તૈયાર કરવામા આવે અને કેન્દ્રીય તેમ જ આન્તરપ્રાન્તીય વ્યવહારની હિન્દી ભાષામા એવાના જ શબ્દોનો યથાશક્ય અધિકાધિક ઉપયોગ કરવામા આવે, તો હિન્દી વિ હિન્દુસ્તાની જેવા વિવાદો સદતર અપ્રસ્તુત સિદ્ધ થશે! અલબત્ત, હિન્દીભાષી લોકોની હિન્દી કરતા આ હિન્દી નિરાળી હશે-બનેના વ્યાકરણો જો કે સરખા હશે

આપણે કેન્દ્રીય ને આન્તરપ્રાન્તીય વ્યવહાર માટે જેની ખોજમા છીએ તે કઈ હિન્દીની ટકસાળી આવૃત્તિ હરગિજ નથી આપણી ખોજ પ્રાદેશિક નહીં પણ અખિલ ભારતીય હિન્દીની છે બધારણે ચીંધેલો રાહ પણ એ જ છે

—પ્રકાશ ન. શાહ

વાર્તા

# માનવીય પવન

બોરિસ પિલ્ન્યાક
અનુ : શિરીષ પંચાલ

એક દાયકા તરફ પાછું વળીને જોતાં – માનવ-જીવનનાં દસ વર્ષો – એમ લાગે છે કે જાણે હજુ ગઈ કાલની જ વાત ન હોય! દરેક વસ્તુની બધી ઝીણી ઝીણી વીગતો યાદ રહે છે. આખો આગળના નાના ખાડા, ઓરડાની સુવાસ પણ દરેક દાયકામાં આ ધરતી પર રહેનારા લોકોનો પાંચમો ભાગ જિન્દગીની વિદાય લે છે. એક કરોડ લોકો ભૂમિમાં સડીને જંતુઓને પોષણ આપવા જવાના. એમ છતાં, આવાં જ દસ વરસોમાં લાખો લોકો જન્મે છે, મોટા થાય છે, જીવે છે, નવી ભૂમિ ખેડે છે, એકના બે થાય છે, તેમની યુવાનીની વસન્તમાં મોજથી રહે છે, ગ્રીષ્મમાં માબાપ બને છે અને બાકીના સમયે ઇન્ડિયન સમરનાં સરળ દિવસો શાન્તિથી ગુજારે છે, તે સમય લાલ શિયાળુ સૂર્યાસ્તોનો. અને માનવજીવન-નો પ્રત્યેક તબક્કો, દરેક ભૂમિ, દરેક શહેર, દરેક મકાન, દરેક ઓરડો – બધાને પોતાની આગવી સુવાસ હોય છે; જેવી દરેક માનવીને, દરેક કુટુંબને, દરેક જાતિને પોતાની આગવી સુવાસ હોય છે તેવી. કેટલીક વખત દાયકાઓ – સમયની પણ પેલે પાર – શહેર અને દેશોના બનાવોને વટાવી દઇને ઉદ્ભવે છે, ભળી જાય છે. અહીં જેની વાત કરીએ છીએ તે આંખની આજુબાજુનાં કુંડાળાં અને ઓરડાની સુવાસ યુગના બનાવોથી પણ વધારે અનિવાર્ય અને વધુ અર્થવાળાં તો હોય છે.

દરેક ભૂમિ પર થઈ ને તેના પોતાના પવનો વહે છે.

આ માણુસ – ઇવાન ઇવાનોવિચ ઇવાનોવ – માટે લાકડાના રસ્તા, ગલીઓમાં લાકડાની વાડ, બરુથી છવાયેલા વાડા તરફ જતો રસ્તો, પ્રવેશમાર્ગ આગળની વીશીની દુર્ગંધ તથા નાના-સાંકડા ઓરડાથી છવાયેલા નગર વડે તેનું જીવન ભરાયેલું હતું. માનવના રહેઠાણની વાસવાળો પવન તેના જીવન પરથી વાતો હતો. તેના ઓરડામા ચામડાનો ભાંગી ગયેલો સોફા હતો; સોફા પાછળ કેટલાય વખતનાં સિગારેટનાં ઠૂંઠા સંગ્રહાયેલાં પડ્યા હતા. તેના ઓરડામાના ટેબલ પરનાં પુસ્તકો ભાગ્યે જ બદલાયાં હતાં. ટેબલક્લોથ કદી બદલાયો ન હતો: આ પાટલી હતી; ટેબલક્લોથનો લીલો રંગ રાખ વડે પલટાઈને પીળો થઈ ગયો હતો; ટેબલ પરથી રાખ દૂર કરવાનું અશક્ય હતું. નાની બારીઓની પાર બહારના ભાગમાં જંગલી બરુ, બરડોક્સ, નેટલ્સ હેનબેન ઊગ્યાં હતાં. માનવના રહેઠાણની સુવાસ-વાળો પવન તેના જીવન પરથી વાતો હતો – તે પવન તેના ઓરડામાં પથરાઈ જતો અને નિવાસ કરતો.

અહીં વર્ષોથી એક ખરાબ, પાનખરની સન્ધ્યા-ની સ્મૃતિ છવાયેલી હતી, ગૂંગળાતી માનવસુગન્ધ વડે તે સન્ધ્યા સોંસરવી ઊતરતી હતી; પોતાની પત્નીને તેણે બહાર કાઢી મૂકયાની તે સન્ધ્યા હતી. તે પહેલાં પરોઢના જંગલી ઘાસ હતાં, ખેતરોમાં વસન્ત ઉભરાયેલી હતી અને રાત્રિ પણ આ શબ્દો વડે ઉભરાયેલી હતી: "હું ચાહું છું, હું તને સદાને માટે ચાહું છું!" પરોઢમાંથી સળવળતા જગતમાં તેની આંખોમાં સૂર્ય, દુનિયા અને સરો-વર હતા, તેની આંખોમાં આ જગત અને સૂર્ય કોઈ ડુબાડી શકે, તે આંખો સૃષ્ટિને સમાવતી હતી; ત્યારે પ્રભાતના હિમપ્રપાતો શરૂ થયા હતા. તેમના આનન્દના પરિપાક રૂપે એક બાળક – નવો

ઇવાન – અવતર્યું હતુ સન્ધ્યાકાળે માની આખો જગતના સુન્દર માતૃત્વની સાથે સુંદર દેખાતી, સન્ધ્યાકાળે માના ફિક્કા હાથને ચુમ્બન કરવા જતો બાળક – નવો ઇવાન – આરામથી સૂતો હતો આ બધુ ભૂતકાળમા હતુ અને પછી તે ગોઝારી સન્ધ્યા આવી – માનવશરીરની ગૂગળામણને લીધે આ જગત પર તે સન્ધ્યા ખૂબ એકાતિક અને ભયકર પ્રકારની હતી

તે સન્ધ્યા ન હતી મધરાત હતી પાનખરનો વરસાદ બહાર વરસતો હતો અ દર તેના ચહેરા ઉપર તેનો વર ફેંકતો હતો ટેબલ પર મીણબત્તી બળતી હતી, પીગળેલુ મીણ કદી ન બદલાયેલા ટેબલક્લોથ પર ટપકતુ હતુ તેની આખો સૂજી ગઈ હતી આખોની આસપાસ નાના કુડાળા હતા તે ટેબલ પાસે ઊભો હતો અને તે બારણા પાસે ઊભી હતી તે બોલી 'ઇવાન સમજવાનો પ્રયત્ન કર, એ બધુ અસત્ય છે, મને માફ કર મારા મનમા ભૂત ભરાયેલું હતુ આખરે તો આપણી પાસે સુખ હતુ, આપણે એકબીજાને ચાહતા હતા"

ઇવાન ઇવાનોવિચ મીણબત્તી તરફ વળ્યો અને તેણે લખેલા એક કાગળ પરના શબ્દો તે સોમી વાર બોલ્યો 'નિકોલાય હા, તે એક પૂર્વગ્રહ છે પણ હુ તારા વગર રહી શકુ એમ નથી આજે મારો વર ઘેર નથી રહેવાનો, દરવાજો તાળા વગરનો હશે બધા જ્યારે સૂઈ ગયા હોય ત્યારે – રાતે અગિયાર વાગે આવજે

ઇવાન ઇવાનોવિચે એ કાગળનો ટુકડો તેના ગજવામા મૂક્યો, દીવા આગળથી દૂર થયો, દરેક શબ્દ છૂટો છૂટો જોરથી બોલતા, ધીરેથી કહ્યુ 'તને માફ કરવા માટે કશુ જ નથી તારા શબ્દોનો કશો જ અર્થ નથી પૂર્વગ્રહો સાથે મારે સમ્બન્ધ નથી પૂર્વગ્રહોને એની સાથે કશુ લાગતુ વળગતુ નથી તુ તો માત્ર મારી પથારીમા નગ્નાવસ્થામા એક નગ્ન પુરુષ સાથે સૂઈ ગઈ હતી ફિટ્ અહીંથી !"

'ઇવાન ! આપણને એક સન્તાન છે, એક પુત્ર છે !..."

ઇવાને એના શબ્દોની હા સાથે નકલ કરી 'આપણને એક સ...ન્તાન છે, ભલે હોય, પણ હવે હુ તને વધારે નહી સહી શકુ નીકળ અહીંથી !"

અને પછી તેની આખો ની આસપાસના કુડાળા અદશ્ય થઈ ગયા તેની આખોમા તિરસ્કાર ધિક્કાર અને પ્રકોપ ભભૂક્યા તે એકએક શબ્દ ભારપૂર્વક બોલી 'ની ચ, હા, હું ચાહુ છુ, એને જ ચાહુ છુ–એને જ ચાહુ છુ, તને નથી ચાહતી"

એક ક્ષણમા જ સમ્પૂર્ણ નાશ છતા ઇવાન કશુ જ ન બોલ્યો તે તરત પાછી ફરી અને બારણુ ધડ દઈને બધ કરી દીધુ તે તેની પાછળ ન ગયો બારણાની પેલી બાજુ શાન્તિ હતી તે સ્થિર ઊભો રહ્યો પાએક કલાક કદાચ વીતી ગયા. પછી તે બારણા તરફ ધસ્યો બારણા પાછળ કશુ જ ન હતુ બાળકની પથારી ખાલી હતી, પથારી પાસેના ટેબલ ઉપર મીણબત્તી બળી રહી હતી, બહારનુ બારણુ ઉઘાડુ હતુ, બહારના રસ્તા તરફ તે ધસ્યો, ત્યા વીશીની ભારે દુર્ગન્ધ આવતી હતી આગણામાનું બારણુ ઉઘાડુ હતુ ચાલુ વરસાદે તે ચોકમા દોડયો ગલીનો દરવાજો ખુલ્લો હતો પછી તેણે અસહાય રીતે, ખૂબ લઘુતાપૂર્વક અને દયાજનક રીતે ચીસ પાડી "અલ્યોનુશ્કા !

કોઈએ તેને જવાબ ન દીધો ગલી અન્ધકાર અને વરસાદથી દેખાતી બધ થઈ

સવારે એક સ્ત્રી સ દેશો લઈને આવી 'ઇવાન ઇવાનોવિચ તમે આટલી મહેરબાની કરશો ?" સ દેશામા તેની પત્નીની અને પુત્રની બધી વસ્તુઓ સ દેશો લાવનાર સાથે મોકલવા લખેલુ હતુ તેણે બધી વસ્તુઓ એકઠી કરી આખો દિવસ એકઠી કરી પેલી સ્ત્રીએ તેમા મદદ કરી તે સ્ત્રી જમવા માટે ચા અને વાળુ માટે બે વખત બહાર ગઈ, અને તે જ્યારે બહાર ગઈ ત્યારે તેણે એક વાસો પત્ર લખ્યો

સાજે તે સ્ત્રી બધી વસ્તુઓ હાથલારીમા નાખીને લઈ ગઈ અને પેલો પત્ર પોતાની છાતી પરના ખિસ્સામાં નાખ્યો ઇવાન ઇવાનોવિચે ગલીની

બહાર હાથલારી લઈ જવામાં તેને મદદ કરી, બહાર તેણે તેનો હાથ મિલાવ્યો અને પત્રનો જવાબ લાવવાનું ન ભૂલવા કહ્યું. હાથ મિલાવતાં તે સ્ત્રીને વિચિત્રતા થઈ અને પોતાનો હાથ પાછો ખેંચી લેતાં તેણે ગમ્ભીરતાથી કહ્યું:

"મને જે કહેવામાં આવ્યું છે તે હું લાવીશ. આખરે તો મારી પાસે માત્ર મારા બે જ પગ છે." તે દિવસે એનો જવાબ ન આવ્યો, બીજે દિવસે પણ ન આવ્યો, પછી પણ ન આવ્યો. પણ ત્રીજે દિવસે એને ખબર પડી કે તેની પત્ની શહેર છોડીને બીજે ક્યાંક સુખદ ભાવીની આશામાં કદાચ પોતાના બધા સામાન સાથે રેલવે દ્વારા જતી રહી હતી. અને ખરેખર તે સુખ માટે જ જતી રહી હતી. ઈવાન ઇવાનોવિચે ફરી કદી એને ન જોઈ. વરસ પછી તેને ખબર પડી કે તે મોસ્કોમાં ક્યાંક વસતી હતી – ત્રણ વર્ષ પછી ખબર પડી કે તેને એક નવું બાળક – નિકોલાય – અવતર્યું હતું. બાળકની અટક તેની પોતાની હતી. નિકોલાય ઇવાનોવિચ.

ભાંગી ગયેલા ચામડાના સોફા પાછળ સિગારેટનાં ઠૂંઠાં એકઠાં થયાં હતાં.

૨

આ બે બાળકોની માતા, ઇવાન ઇવાનોવિચની પત્ની–તે પ્રેમ સમજી: જે રીતે બીજી સ્ત્રીઓ જ્યારે પુરુષના દરેક પગલાનો પીછો કરે છે અને તેના દરેક વિચારો જાણવા ચાહે છે ત્યારે મોટાભાગની સ્ત્રીઓ પ્રેમને જે રીતે સમજે છે તે રીતે તે પણ પ્રેમને સમજી. ખરેખર તો, તેઓ જ્યારે પોતાનું સર્વસ્વ ગુમાવે છે, તેમનો પહેલો સદ્દગુણ ગુમાવે છે ત્યારે તેઓ પુરુષના જીવનમાં માથું મારે છે, તેના વિચારમાં અને કાર્યમાં આડે આવે છે. આવો પ્રેમ અનિવાર્ય રીતે નિષ્ફળ નીવડે છે. કારણ કે પ્રેમના દાસ્યમાં પણ દાસ્ય છે, ત્યાં સર્જન નથી. દરેક માનવજીવન અને દરેક માનવપ્રેમ એક પ્રતિબિંબ રૂપે રજૂ કરી શકાય: પતિને છોડી દીધા પછીનાં વરસોમાં આ સ્ત્રીનું જીવન ખૂબ તેજસ્વી, આનન્દી, ચાલું હતું – કોઈ જિપ્સીની શાલની જેમ જ રંગોને! જે શાલ હાથની આજુબાજુ વીંટળાતી, તેનું જીવન બહારનાં મકાનો, મીણબત્તીઓ અને ઉદાસીન પરોઢની આજુબાજુ વીંટળાતું. આ શાલમાંથી જુદીજુદી તમાકુની અને સુવાસિત દ્રવ્યોની વાસ આવતી. પણ પછીથી તેની સુવાસમાં માનવશરીરની સુવાસ ભળી હતી. પછીથી આ શાલ મોસ્કોના ખૂબ ગંદા પરામાં, નકામી વસ્તુઓના ઢગલામાં જઈ પડી. ઇવાન તળવિસ્તારમાં તેની બહેન સાથે રહેતો હતો. નિકોલાય પહેલાં તો તેની માતા સાથે રહ્યો, પણ પછી તેણે નિકોલાયને અનાથાશ્રમમાં મૂકી દીધો. નિકોલાયે પોતાના જન્મ પછીનાં સાત વર્ષો સુધી ફેફરાનું દુઃખ પથ્થરના અનાથગૃહના કોટરામાં રહીને ભોગવ્યું. તે પછીથી જ તેની માતાને ખબર પડી કે તે છોકરાનો બાપ દુષ્ટ હતો, તેણે પોતાના પુત્રને પોતાનું નામ સુદ્ધાં આપ્યું ન હતું, કારણ કે દુષ્ટ લોકો જ માંદલા બાળકોને જન્મ આપે છે. એ ગમે તેમ હોય, પણ પછી લાંબા સમય સુધી માએ પોતાની જાતને બાળકોને જન્મ આપ્યાથી નીચ ગણાવી! (માનવ પોતાની જાત માટે જે નિર્ણય કરે છે તેના કરતાં કઠોર નિર્ણય બીજું કોઈ કરી શકતું નથી.)

અને પછી તે માતા મરણ પામી. તે ગૌરવભેર મૃત્યુ પામી. દૂર વસતા અને તંદુરસ્ત ઇવાનમાં તથા અનાથાશ્રમની દીવાલો પાછળ નજીકમાં વસતા અને ફેફરાથી પીડાતા નિકોલાયમાં – બંનેમાં તે પોતાના માટે માન અને પ્રેમની લાગણીઓ રાખી જવાને શક્તિશાળી નીવડી. તે ટાઇફસના કોઈ રોગથી મૃત્યુ પામી, પણ એના મૃત્યુની મોટી વિશિષ્ટતા હતી – જે જે વસ્તુઓ દ્વારા તે જીવન જીવી હતી તે...

બાળકો એકબીજાને ઓળખતાં ન હતાં, વર્ષો પછી તળવિસ્તારમાં રહેતા ઇવાન તરફથી અનાથાશ્રમમાં નિકોલાય પર એક પત્ર આવ્યો. પત્રમાં લખેલું કે બંને ભાઈઓએ એકબીજાથી પરિચિત થવું જોઈએ અને બંનેએ ભાઈઓના સમ્બન્ધ ફરી સ્થાપવા જોઈએ. નિકોલાયે પત્રનો જવાબ આપ્યો. ઇવાને તેના નિવાસસ્થાન આગળની નદી, આંગણામાં ઊગેલાં ઘાસ, નિશાળના સાથી, પંખી, ખેતર

વિશે લખ્યુ નિકોલાયે તેના ભાઈ વિશે, ઔદ્યોગિક નિશાળ દૈનિક જીવન વિશે લખ્યુ ઘણા પત્રો પછી નિકોલાયે ઇવાનને પોતાની માદગી વિશે લખ્યુ બનેએ તેમની મા વિશે ખૂબ લખેલુ; બનેએ એક બીજાને વીગતવાર – જે કઈક પોતાની મા વિશે પવિત્ર હતુ ને જેટલુ યાદ હતુ તે બધુ – લખ્યુ

જ્યારે પોતાના તગવિસ્તારના ઘરમા ઇવાનની વય ચૌદ વરસની થઈ ત્યારે તેની કાકીએ તેના પિતા વિશે વાત કરી ઈવાને નિકોલાયને પત્રમા લખ્યુ કે આપણા પિતા હજુ જીવે છે નિકોલાય પર આ સમાચારની વિચિત્ર અસર થઈ (અને કદાચ, જેની અસરની અપેક્ષા રખાય તેની જ અસર) નિકોલાય તેના પિતા વિશે સ્વપ્ના જોવા લાગ્યો અનાથાશ્રમના ઓરડામા સતાઈ જવાનુ જે હૈયુ શીખ્યુ હતુ તે હૈયુ સ્વપ્ના જોવા લાગ્યુ નિકોલાયને પોતાના પિતા વિશે સ્વપ્ના અને વિચારો આવવા લાગ્યા એ પ્રિય સ્મૃતિ અને મધુરતા ઇવાને પોતાના પિતાને પત્ર લખ્યો, પિતાએ ખૂબ લાબો અને વહાલ પૂર્વક જવાબ લખ્યો ઇવાને પિતાનો પત્ર નિકોલાય પર મોકલ્યો નિકોલાયે ઇવાન ઇવાનોવિચ ઇવાનોવને પત્ર લખ્યો પણ તેનો જવાબ કદી ન આવ્યો

૩

માનવજીવનના દસ વરસ લાબો સમય ન કહેવાય, અને સાથે સાચે માનવજીવનમા દસ વરસ એ ખૂબ લાબો સમય પણ છે! ઇવાન ઇવાનોવિચ ઇવાનોવને ત્યા ભાગી ગયેલા ચામડાના સોફા પાછળ સિગારેટના ઠૂઠાનો ઢગલો વધતો ને વધતો જ ગયો અને પહેલાની જેમ જ લાકડાના રસ્તા ગલીઓમા લાકડાની વાડ બાજુથી ઢોરના વાડા તરફ જતો રસ્તો, પ્રવેશ માર્ગ આગળની વીરાની દુર્ગંધ, મારીઓ આગળના બાજુએ તે શહેરમા હતા ઇવાન ઇવાનોવિચ કોણ હતો અને શુ થઈ શકત તે અગત્યનુ નથી, તે નિશાળમા માસ્તર હોય કે પછી ગામડામા આકડાશાસ્ત્રી હોય! માનવના રહેઠાણની સુવાસવાળો પવન તેના જીવન પર થઈને વાતો હતો અને વરસો પછી ઇવાન ઇવાનોવિચને ઇવાન તરફથી આવેલા પત્રે બધુ યાદ કરાવ્યુ છે એક સવારે તે પત્ર આવ્યો હતો અને પહેલી લીટી હતી "મારા વહાલા બાપુજી," અને તે દિવસે ઇવાન ઇવાનોવિચ દસ વર્ષ વધુ નાનો થયો સૂરજ યાદ કર્યો, પરોઢના જગની બાજુ યાદ કર્યા, ઉનાળાના પૂર યાદ કર્યા અને તરત જ તે ગોઝારી રાત યાદ કરી જે ક્ષણે તે એક ઉઘાડા બારણામાથી બીજા બારણે દરવાજા આગળ ધસી ગયો હતો અને દુઃખપૂર્વક રસ્તા પર ચીસ પાડી ઊઠ્યો હતો "અલ્યોનુશ્કા" અને તે દિવસે તેને સતત પહેલાની જેમ ફરી રડવાનુ મન થયુ, પણ આ વખતે મોટથી આનન્દથી અને હૈયામા ક્ષમા આણીને પછી તેણે પોતાના પુત્રને એક લાબો અને મજાનો પત્ર લખ્યો પછીથી નિકોલાય તરફથી એક બીજો પત્ર આવ્યો તે પત્રની શરૂઆત પણ ઇવાનના શબ્દો જેવા જ શબ્દોથી થઈ હતી–"મારા વહાલા બાપુજી,"–અને ખૂબ તીવ્રતાથી, ધિક્કારથી તથા માનવશરીરની ખરાબ દુર્ગન્ધથી તેણે રડવાનુ ચાલુ અને ફરી ફરી રડ્યો 'નીકળ અહીથી, નીકળ! જા તારા બાપ પાસે! મારે હરામખોરોની જરૂર નથી!"

તે પાનખરની સન્ધ્યા હતી, વરસાદ વરસતો હતો, નાના માર્ગો પરની ગધ ગૂગળામણ પેદા કરતી હતી, અને દીવાઓ ખૂબ વહેલા સળગાવવા પડ્યા હતા ચોકમાનો દરવાજો ખખડ્યો, કોઈ સોટી લઈને નાના પ્રવેશદ્વારના નીચા પગથિયા ચઢતુ હતુ ખડકનુ બારણુ ખૂલ્યુ અને ત્યાથી કોઈએ હળવે રહીને પૂછ્યુ

મને એટલુ કહેવાની કૃપા કરશો કે અહી ઇવાન ઇવાનોવિચ ઇવાનોવ રહે છે કે નહી?'

'હા હુ અહી જ રહુ છુ" ઇવાન ઇવાનોવિચે ઉત્તર આપ્યો

ઓરડામા એક ઠીંગણો માણસ અપગ લોકો રાખે છે તેની રબરના હાથાવાળી લાકડીનો ટેકો

[ અનુસધાન પૃ ૫૬ ]

# નવજિલાસવાદ

ફ્રાંક ઓસ્વાલ્ડ
અનુ. : મુકુંદરાય મુનિ

**ગયા અંકે પ્રગટ કરેલ 'મોસ્કોનો ઉનાળો: ૧૯૬૪'ના પ્રકાશન પછીના મિહાલોવ-કાન્ડની વિવેચના**

યુગોસ્લાવિયાની સરકારના સત્તાવાર પ્રવક્તાએ ઝાગ્રેબ યુનિવર્સિટીના સ્લાવોનિક વિભાગના લેક્ચરર મિહેલો મિહાલોવને પકડયો ત્યારે "મુદ્રણ પ્રકાશનના કાયદાનો ભંગ કરવા બદલ ધરપકડ" એવું કારણ જાહેરાતમાં દર્શાવ્યું.

આમ તો, મિહેલો મિહાલોવે ગયા ઉનાળામાં સોવિયેટ-રશિયાની સફર કર્યા બાદ, બંને દેશોના રાજકીય સંબંધોમાં તકલીફભરીપરિસ્થિતિ ઊભી કરે એવો વિવાદાસ્પદ પ્રવાસ-વૃત્તાંત ("મોસ્કોનો ઉનાળો-૧૯૬૪"ના નામે) લખેલો, એનાજ સ્વાભાવિક પરિણામ રૂપ આ ધરપકડ હતી. બેલગ્રેડના "Delo" નામના સાહિત્યિક સામયિકના જાન્યુઆરી, ફેબ્રુઆરીના અંકોમાં 'મોસ્કોનો ઉનાળો -૧૯૬૪' બે હપ્તે પ્રકાશિત થતાં વેંત લેખકના તરંખાટ મચાવે તેવાં વિધાનો માટે રોષે ભરાયેલ સોવિયેટ-દૂતાવાસે યુગોસ્લાવ સરકાર પાસે તત્કાળ આકરો વિરોધ નોંધાવ્યો. રશિયન-દૂતાવાસના એક ઉચ્ચ અધિકારીએ તો ત્યાં સુધી ફરિયાદ કરી કે "આજ સુધી કોઈ અમેરિકને પણ આટલી કઠોરતા સાથે અમારા વિષે ક્યારેય લખ્યું નથી."

બીજો હપ્તો છાપવાની મનાઈ કરવામાં આવી. જો કે એ મનાઈ માટે એટલું બધું મોડું કરવામાં આવ્યું હતું કે મારકો તેમજ બહારના દુનિયાના વાચકોના હાથમાં તે હપ્તો પહોંચી ગયો. બહારની દુનિયામાં પહોંચે તેમાં કાંઈ અટકાયત થઈ શકી નહીં. યુગોસ્લાવિયાના ફોજદારી કાયદા પ્રમાણે "પરદેશી રાજ્યસત્તા પ્રત્યે તિરસ્કાર ફેલાવવાના" ગુના બદલ મિહાલોવને ત્રણ માસથી ઓછી સજા નહીં મળે.

(તાત્પર્ય એ છે કે જીલાસના કિસ્સા જેટલી પરાકાષ્ઠાએ આ કિસ્સો પહોંચતો નથી.)

યુગોસ્લાવિયાના પ્રમુખ ટીટોએ જ આ કિસ્સામાં પડી એને વધારે કમનસીબ વળાંક આપ્યો. ફેબ્રુઆરી ૧૧ના એક અગત્યના વક્તવ્યમાં, કે જે વક્તવ્ય આ ધરપકડ અગાઉ એક અઠવાડિયા સુધી પ્રકાશન માટે દેવામાં આવ્યું નહોતું તેમાં, ટીટોએ એના દિમાગી રંગઢંગ માટે લેખકને 'નવજીલાસવાદના' આગળ પડતા પુરસ્કર્તા લેખે ફટકાર્યો હતો. ટીટોના કહેવા મુજબ, મિલોવાન ઝિલાસ કે જે "સ્ટાલિન સાથેના સંવાદો" માટે ૧૯૬૨થી ૮ વરસની સજા આજે ભોગવી રહ્યો છે, એના જ વિચારો અહીં ફરી દેખા દે છે. આટલું જ નહીં પણ, ટીટોની ચિન્તા એ છે કે એ વધુ ખતરનાક સ્વરૂપમાં, અને તે પણ પાછા પ્રેસ તેમજ કોમ્યુનિસ્ટો મારફત સમર્થન પામી પ્રચાર પામે છે! આ બધાથી રોષે ભરાઈને ટીટો મિહાલોવની આ પ્રત્યાઘાતી બદનામી માટે એના પર કામ ચલાવવું જ જોઈએ એમ ભાર મૂકે છે! મિહાલોવે

તો, ટીરાના કહેવા મુજબ, "ઓક્ટોબર ક્રાંતિ પર બટ્ટો લગાવ્યો છે." એટલું જ નહીં પણ તેણે તો હિટલરની મનુષ્યઘાતી શ્રમ-છાવણીઓને ન્યાયોચિત ઠરાવવાની ધૃષ્ટતા કરી છે!

આ વક્તવ્ય દ્વારા થયેલો ટીરાનો આકરો પ્રહાર વધારે અપશુકનિયાળ એટલા માટે હતો કે, એ પ્રહાર રાજકીય આરોપસર કામ ચલાવનારા સરકારી પ્રોસીક્યુટરોની એક કોનફરન્સમા થયેલો. તેણે ત્યા એવુ મતવ્ય ભારપૂર્વક નિર્દેશેલું કે "ભદ્દા-વગવા ખ્યાલો" આ બધા કલહના મૂળમાં રહેલા છે અને એ ફેલાવવાના સબબસર લેખક, સામયિક અને સંપાદક પર તત્કાળ પગલાં લેવા જોઇએ. (ત્યાર પછી તત્રીએ રાજીનામું આપ્યું છે અને હવે તેના પર પણ કામ ચાલવાનું છે.)

ટીરાના આ ભાષણને દિવસે જ (ત્યારે છૂપું રખાયેલું – પ્રકાશન માટે નહોતું અપાયું) યુગોસ્લાવિયાની કોમ્યુનિસ્ટ-લીગના મુખ્ય વાજિંત્ર 'કોમ્યુનિસ્ટ'એ આવા લેખન માટે મિહાલોવને સમાન ચેતવણી આપી હતી. એ મુખપત્ર આલોચના કરતા લખે છે કે "આવા સમાજવાદ-વિરોધી ઉભરા-ઉછાળાઓને આપણા લોકશાહી વિકાસ-ઢાચામા ખસૂસ સહન કરી લેવા ન જોઈએ."

યુગોસ્લાવના બુદ્ધિધનોની જુવાન પેઢીમાહેનો આ મિહાલોવ ઝાગ્રેબ યુનિવર્સિટીની ૧૯૫૮ મા સ્થપાયેલી એક નવી વિદ્યા પ્રવૃત્તિ 'Zadar'-ઝાડરના દર્શન-વિન્તયન વિભાગમાં રશિયન સાહિત્યના લેક્ચરર તરીકે કામ કરતો હતો. મિહાલોવની પહેલવહેલી લેખન-દેણગી હજી ૧૯૬૪ના જુનના 'ડેલો'માં પ્રસિધ્ધ થયેલી. એ હતો વિદ્વતાપૂર્ણ અભ્યાસ લેખ. એમાં વિરોધ કે વિવાદ જન્માવે તેવો કોઇ અંશ પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે નહોતો. આ 'અભ્યાસ લેખ' હતો 'ન્યૂવેવ'-(બૌધિક આંદોલન)ના મુખપત્ર જેવા સોવિયેટ સાહિત્યિક-સામયિક 'નોવીમીર'ના સમાજવાદી સભ્યતા-સંસ્કારિતાના નિર્માણમાં ઐતિહાસિક ફાળા વિષે. બહુ જ સમભાવ પૂર્વક 'નોવીમીરે' બજાવેલી કામગીરીનુ મિહાલોવે તેમા આલેખન કર્યું હતું. મોસ્કો કે બેલગ્રેડ એ બંનેમાથી કોઈ જગાએ એમા કંઇ ખંડનાત્મક તત્ત્વ કોઇએ જોયુ નહોતું. 'નોવીમીર'વાળા કીસ્સામાં લાક્ષણિક અને દષ્ટિગોચર થાય એવું રહસ્ય કે ખૂબી એ હતાં કે એ અભ્યાસ-લેખ મિહાલોવે સોવિયેટ સફર કરી તે પહેલા લખાયો હતો.

'મોસ્કોનો ઉનાળો-૧૯૬૪' એ આના કરતાં સાવ નિરાળું, સામા છેડાનું, મિહાલોવની પહેલી અને છેલ્લી સોવિયેટ સફરનુ ચિત્ર-નીરુપણ છે. અલબત્ત, આમાં એવુ કંઇ નથી કે જેનાથી એમ સમર્થન મળે કે લેખકના મૂળભૂત ખ્યાલો કે મંતવ્યોમા કઇ પરિવર્તન થયું હોય એના સમગ્ર નીરૂપણમા સોવિયેટ રશિયા અંગે એવો જ આશાભર્યો, ઉત્સાહથી ઊછળતો, અભિગમ છે. ઉદાર-ઉદાત્ત બૌદ્ધિક નવા આંદોલન-'ન્યૂવેવ' તેમ જ સમાજવાદી પ્રગતિ માટે શુભાકાક્ષાઓ ભર્યી આસ્થા એવી ને એવી જ છે. વસ્તુત મિહાલાવના આ નિમધનો મોટો ભાગ બીનવિવાદાસ્પદ છે. લેખક મહત્ત્વના રશિયન સાહિત્યિક મનીષીઓના બહુ જ લાઘવયુક્ત રેખાચિત્રો અંકિત કરે છે ઉપરાત, સોવિયેટ રશિયા વિષે આજ સુધી અપ્રસિદ્ધ રહેલી વિગતોનો તો આ અહેવાલ જાણે કે ખજાનો છે.

છતાય લેખકો, કળાકારો, વિદ્યાપીઠના વિદ્યાર્થીઓ તેમ જ અધ્યાપકો સાથેના કુરીમધ વાર્તાલાપો પછી મિહાલોવ નોધે છે કે "રશિયનોને પોતાને સૌથી વધારે તાતી નિરબતના લાગતા કોયડાઓ વિષે ય તેમના પ્રથમ શ્રેણીના ગણાતા પ્રમાણભૂત પ્રકાશનોમા સુધ્ધા ભાગ્યે જ કંઇ શોધ્યું જડવાનુ! રશિયામા ખૂબ જ લોકપ્રિય એવી વ્યક્તિઓ વિષે બહારની દુનિયામા તો મહા મુસીબતે કંઇ સાભળવા મળવાનું.

મિહાલોવના પ્રારંભના શબ્દોમાં આશ્ચર્ય સાથે આવા અયથાર્થ વિષેનો સંકેતધ્વનિ રણકે છે.

"સૌથી પ્રથમ વસ્તુ તો એ કે સોવિયેટ તેમજ

પશ્ચિમનાં છાપાંઓ સુદ્ધાં વાંચ્યા પછી જેને વિષે આશા સેવી હોય તેવું કંઈ મળે નહિ!..."મેટ્રોના બધાય ઠઠ્ઠામશ્કરા પછી પણ તે ઘડિયાળના કાંટાની જેટલી ચીવટ કે સાવધાનીથી પ્રવૃત્તિ કરે છે. સ્લોટ મશીનો અપરમ્પાર છે. માહિતી કેન્દ્રો સહેલાઈથી મળે છે. તેમ જ વિશ્વસનીય છે. મોસ્કો અદ્યતન મેટ્રો–પૅલીસ–મહાનગર છે. પરંતુ એના કેટલાક રૂપ-કારો સામ્યવાદી સમાજ વ્યવસ્થાને એક કૌતુક-પૂર્ણ વિચિત્ર પ્રકાશમા દર્શાવે છે. તત્કાળ સૌથી વિશેષ દ્રષ્ટિએ વળગે તેવી વસ્તુઓમાં એક છે–શરાબખોરોની જોરદાર હાજરી; અને બીજી સાવધાની કેન્દ્રો (Sobriety stations) (Vytrezvitelj)ની હયાતી. વિદેશી હોય એવી બધી ચીજો માટે એક ઊંડી લાલસા બધે જ વર્તાતી. ગંભીર અને વિવેકી લાગતા માણસો પણ વિદેશી પ્રવાસીને જોતાંવેંત પાસે જઈને સીગારેટો મેળવવા માટે પૃચ્છા કરતા. વિદેશીઓ ખાસ પ્રકારની ચીવટ-વાળો વર્તાવ સર્વત્ર અનુભવતા.

આથી સાવ ઊલટું "અવર્ણનીય–રીતે જંગાલિયત ભર્યું વર્તન–વલણ લેખક જુએ છે રશિયનોના પરસ્પરના વ્યવહારમાં." સાંજને ટાણે નગરના કેન્દ્ર પ્રદેશથી બહાર જવું એ ખતરો વહોરવા જેવું કામ છે. લોક-સ્વયંસેવકદળ druzhiniky ની સદૈવ હાજરી હોય તો પણ....................."

વર્ગવિહિન સમાજ રચના એ તો યથાર્થમાં પૂરી કલ્પના કે ભ્રમ (Myth) છે. મિહાલોવ, ગોર્કીપાર્કના સાંસ્કૃતિક કેન્દ્રને જનતા માટેના "બ્રેડ એન્ડ સર્કસ" લેખે વર્ણવે છે. "ઉપલા વર્ગોને આનંદ પ્રમોદ માટે મોસ્કોની બહાર પોતાની ગ્રામ કુટીરો *Dachas* હોય છે, જ્યાં આનંદ માટે નીરનીરાળાં સાધનો સાંપડી શકે છે........"

મિહાલોવનો મોસ્કો વસવાટ એના હૃદયમાં પોતાના દેશ વિષે નવા ગૌરવનો સંતર્પક ભાવ ભરે છે. ત્યાં રશિયનો આદર્શબોધ અનુભવે એવું સ્વાતંત્ર્ય તેમ જ પ્રયોગ માટેની અભિલાષા કે હોંશ તરવરે છે. એ સગર્વ નોંધે છે કે, "રશિયા પરના યુગોસ્લાવના પ્રભાવની હયાતી સોવિયેટ રુસની આપણા પરની અસર કરતા વધાર નજરે ગેક છે."

પ્રયોગનાં સાહસ માટેની તત્પરતા કે ઝંખના ઉપરાંત ત ત્રના 'અંધ-સંમતિવાદ'ની વાડો તોડવાની હોંશ બધે જ વિદ્યમાન છે. મોટેભાગે આ બધું અંગતરતરે કે સાવ જાહેર નહિ એવી રીતે કંઈક છૂપા કાવતરાની માફક વ્યક્ત થતુ રહેતુ હોય છે.

"નોટ બાય બ્રેડ એલોન" (રોટી એકલી પૂરતી નથી.) એ જગખ્યાતીએ ચડનાર કૃતિના સર્જક, આન્તરરાષ્ટ્રીય ખ્યાતિ પ્રાપ્ત કરનારા લેખક દુદિન્ત-સેવ લગભગ દરિદ્રાવસ્થામાં જીવે છે. કેમ કે એની કૃતિ ક્ષુલ્લક કહીએ એવી નાની આવૃત્તિમા જ પ્રકાશિત થઈ શકી છે. "દુદિન્તસેવે પોતે જ મને "સ" નામના પ્રાંતમા 'ટાઈપ' થઈને પ્રકાશિત થયેલી પોતાની કૃતિની એક પ્રત બતાવેલી. વીસમી સદીની કદાચ એ એક જ એવી મહત્વની નવલકથા હશે કે જે હજી ટાઈપસ્ક્રીપ્ટની હાલતમાં વેચાતી-વંચાતી હોય!"

ટાઈપરાઈટર અને ટેપરેકોર્ડર એ બંને, મિહાલોવના અવલોકન મુજબ, સોવિયેત સંઘમાં સાંસ્કૃતિક વિચારોના પ્રતિનિધિઓ જેવા કે "કુપ્પજનો, તપસ્વી સાધકો, નાસ્તિકો, સ્વપ્ન-દ્રષ્ટાઓ, પ્રભંજકો, સંદેહ કરનારાઓ......" –એ બધાના શુદ્ધ સ્વરૂપના, અદ્યતન ને ઉત્તમોત્તમ ચિંતનના પ્રસાર વિસ્તાર તેમ જ વિનિમયના સૌથી મહત્વના ઉપકરણો છે.

આ બધા પ્રવાહો ભૂગર્ભમાં પોતાની પ્રવૃત્તિ ચલાવે છે. કવિ અને ભ્રમતો-ભટકતો લોક ગાયક Chansonnier બૂલાત ઓકૂદ ઝહાવા રશિયા સિવાયની બહારની દુનિયા માટે ભાગ્યે જ જાણીતો હશે. પણ આ લોકગાયક, મિહાલોવના અભિપ્રાય મુજબ, "રશિયાનો સૌથી વધારે લોકખ્યાત પ્રશસ્ત પુરુષ છે. આશ્ચર્યમાં ગરકાવ કરે તેટલી હદે બહાર તેની અપ્રસિદ્ધિ છે."

ઓકૂદ ઝહાવાના કિસ્સાને લેખકે શાસનના વાંકા વર્તન કે સંદિગ્ધ મનોદશાના નમૂના લેખે

ટાંકચો છે. ઓફ્ફ્ટ ઝહાવા પર કોઈ જ નિષેધ કે પ્રતિબંધ નથી મુકાયો. ઊલટું એના જલસાઓ હજારોની સંખ્યામા શ્રોતાઓને આકર્ષી સૌની દાદ મેળવે છે. આમ છતાંય એના ગીતો નથી રેડિયો પર બ્રોડકાસ્ટ થતા કે નથી એની રેકોર્ડો ઊતરતી! આની પાછળ ગીતો પોતે જ નિ:શંકપણે કારણ-ભૂત છે. એ ગીતોમા સાંપ્રત નગરોની એકાકીથી ઉજ-ડતા-વિજનતા, દારિદ્રય, વ્યભિચાર ને વેશ્યાગમન, વિષે ઇશારો તેમ જ ધૂમ શરાબખોરી તરફ રશિયાની પ્રણાલીગત ખ્રીસ્તી રમૂજો સાથેની સંશય પ્રચૂરતા અભરે ભર્યા છે પરંતુ આશ્ચર્ય ઉપજાવે અને નજરે ચડે એવી વાત એ છે કે રાષ્ટ્રપ્રેમને પ્રગટ કરતી ભાવોર્મિઓનો તેમા સદંતર અભાવ છે.

મિહાલોવ કહે છે કે "આ ગીતોના નાયકો 'બીજા યુધ્ધમા શ્વેઈક' નાટકના શ્વેઈક જેવા છે.

Schweic in the second world-war નામના બ્રેખ્ટ (Brecht) ના નાટકમાનો સારો-શિસ્તબધ્ધ સૈનિક શ્વેઈક પાસે "આપણે મહાન ઐતિહાસિક યુગમા જીવી રહ્યા છીએ" એવી મહત્તા વર્ણવતા જોરદાર વક્તવ્યો પ્રગટ થાય છે; ત્યારે બધા વક્તવ્યોના પ્રત્યુત્તરમા ફકત એ એકજ વાક્યમા જવાબ આપે છે "આ મહાન સદી ઉપર હું પેશાબ કરું છું (I piss on the great epoch)

મિહાલોવ કહે છે કે "ઓફ્ફ્ટ ઝહાવાના આ ગીતોના નાયકો શ્વેઈકના એ શબ્દોનો હૂબહુ પડઘો સમગ્ર રીતે પાડે છે"

સમકાલીન સોવિયેટ સભ્યતાના ભારે મહત્વના વલણો—દા ત. શુધ્ધ સ્વરૂપોની લોકકળાનો વિવાદ કે બંધનથી પર તેમ જ મહાન રશિયાના પ્રણાલિગત મૂલ્યોમાં જેનું અંતસત્વ નીહિત છે એવી લોક-કળાનો ઉદય વગેરે વલણોનો ઓફ્ફ્ટ ઝહાવા તો એક ભાગમાત્ર છે એમ મિહેલોવનુ માનવુ છે.

સોવિયેટ સમાજરચના પર હજીએ ઝળુંબી રહેલો દૈત્ય જેવો ઓળો — સ્ટાલિનની મૃત્યુ છાવણીમા ઝળુંબતો હતો તેજ ઓળો — એનો મુખ્ય કવિતાવિષય છે

મિહાલોવ એના નિબંધના સૌથી વધારે તર-ખાટ મચાવનાર અને વ્યાપક રીતે ચલણી બનેલા ફકરામાં નોંધે છે કે— "૮૦ લાખથી ૧ કરોડ જેટલાં માનવીઓ ત્યારે શ્રમ-છાવણીમા ધકેલાયા હતાં એવી લોકોની દઢ માન્યતા છે. અને આ પ્રકરણનો અંત લાવવા માટે સરકાર નિષ્ફળ ગઇ હતી.

"એ સમજાય એવું છે કે સોવિયેટ પ્રેસ ફેસીઝમ અને નાઝીઓની કોન્સેન્ટ્રેશન-છાવણીઓનો દિન-પ્રતિદિન ઓછો ને ઓછો ઉલ્લેખ કરે છે. આમ કરીને એ સ્ટાલિનના કુકૃત્યો સાથે થતી એની તુલનાને ટાળે છે... ... પહેલવહેલી મૃત્યુછાવણીઓ હકીકતમા કંઈ હિટલરે નહોતી સર્જી પરંતુ એ સોવિયેટ પેદાશ હતી. પહેલવહેલો આવો કેંપ 'આર્કેન્ગલ્સ્ક' નજીક 'હોલમોગોર'મા ૧૯૨૧ મા શરૂ કરાયેલો. એનો હેતુ માનવી શરીરથી પૂરો બરબાદ અને નેસ્તનાબૂદ થાય એવું કરવાનો હતો .. ...માનવજાતિનો નાશ (Genocide) યુધ્ધામા હિટલર કાઇ શરૂ કરનાર નહોતો. બીજા વિશ્વયુધ્ધ પહેલા કેટલાક નાના નાના રાષ્ટ્રો.. ......ઓતગદા સાઇબિરિયામાં હકાલપટ્ટી પામ્યા ત્યા તેઓએ માખીઓની જેમ ટપોટપ મોત વહોર્યું......

આ બધુ લખવા છતાંય લેખકનો ઉદ્દેશ **'ઇતિ-હાસના ન્યાય' સાથે મુદ્દલે સંબંધિત નથી.**

'છાવણીના લોકગીતો'એ નામના એક પ્રકરણમાં એ સ્વાભાવિક સાંસ્કૃતિક ઘટનાઓની ખોજ કરવામાં વિશેષ રસ ધરાવે છે

"આમ છતાંય મને જે સ્પર્શીને હલમલાવી ગઈ તે મુખ્ય વસ્તુ તો ખુદ ગીતો જ હતા મને કયારેય મનમા થયુ નહોતું કે સોવિયેટ સંઘમા આવી સામગ્રી હયાતી ધરાવતી હશે! નર્મ, મર્મ, હાસ્ય ઠઠ્ઠા, ભગ્નતા અને સંદેહ — આ બધા સંભાર-સભર અનર્ગળ ગીતો કેદીઓએ રચ્યા હતા; એ બધા જ હૃદયને વલોવી નાખનારા તેમ જ મહાન હતાં. રશિયા જ એમના દ્વારા વાણીમા સાકાર થતુ એ રશિયા જ કે જેને આપણે ટોલ્સ્ટોય, દોસ્તોયેવ્સ્કીના

સર્જનાથી ઓળખીએ છીએ!

એ ગીતોનો સ્વરલય લોકપ્રિય હતો. પ્રાકૃત સાદગીભર્યો ઘેરો છતાંયે સ્વાભાવિક રીતે શ્રુતિ રમ્ય તોય કારમી કરુણતાથી છવકાતો... ''

સોવિયેટ રશિયા તરફ જે વલણ એ ફકરામા પ્રગટ કરવામા આવ્યું છે તે તત્વતઃ રઢીચુસ્ત છે કેમ કે મિહાલોવને મન સાચું રશિયા એ હજીએ 'જુનું રશિયા' છે. એને મન સ્ટાલિનવાદની યથાર્થ નાબુદીનો અર્થ પ્રણાલિગત મૂલ્યોની પુન:પ્રતિષ્ઠા છે. મિહાલોવ લેનિન-સંપ્રદાયની કરારી ઠેકડી ઉડાડે છે."... ... ... રેડસ્કવેરમાં આવેલા મોસેલિયમની બહાર ઊભેલી મોટી કતાર એ કૃત્રિમ નીપજ છે. મોસેલિયમ ફક્ત ૧૧ સવાર થી ૨ બપોર સુધી જ ખૂલ્લું રાખવામાં આવે છે...ખુદ મોસ્કોની વસ્તી જ ૬૦ લાખની છે..ઉપરાંત કૌતૂક જિજ્ઞાસાના સંતોષ માટે મોસ્કો પહોંચતાં પ્રાંત-પ્રાંતના નવતર લોકસમુદાયને કારણે આ કતાર મોટી દેખાતી હોય એમાં આશ્ચર્યજનક કંઈ નથી." આવી ક્રાંતિકારી પ્રભંજનામાં લેખકનો બધો જ 'સોવિયેટ-સંપર્ક' કદાચ ઉપરછલ્લો લાગે. ઉદાહરણ તરીકે ઇલિયા એહ-રેનબુર્ગ મિહાલોવ સાથેની કેટલાય કલાકોની આ ગરમા ગરમ ચર્ચા પછી એને "વ્યતિક્રમ કરનાર હઠીલો આદમી" (Inverted fanatic) કહે છે. પરંતુ મોસ્કો યુનિવર્સિટીના વિદ્યાર્થીઓ અને સ્ટાફ દ્વારા લેખકને પોતાના વિચારો માટે જોરદાર સમર્થન સાંપડ્યું છે.

મિહાલોવ મોસ્કો યુનિવર્સિટીના એક લેકચરર પાસેથી સાંભળેલી સ્વ. કવિ માયકોવસ્કીની નિમ્ન-લિખિત કવિતા પંક્તીઓમા પોતાનો ધ્યેયમંત્ર પ્રાપ્ત કરે છે:

મમયના ઊંડા અંતરાલેથી
હજી એક, ત્રીજી ક્રાંતિ
ઉદય પામશે.
એ હશે ક્રાંતિ આત્મ-ચેતનાની.

આ ત્રીજી ક્રાંતિની અનિવાર્યતા વિષેની હાડો-હાડની આસ્થા એના સોવિયેટ વિરોધી જલદ ગુના-ઓની માટેની બુનિયાદ બને છે. 'નવ-જીલાસવાદ' ઊભો કરવાનો આરોપ આના પરિણામે જ આવ્યો.

"સ્ટાલિન સાથેની વાતચીત" નામના પુસ્તકના લેખનમાં જિલાસનો ગુનો એ હતો કે તેણે સ્ટેલિનની દુષ્ટ રીતરસમોને ખુલ્લી પાડી હતી. આ લેખકે ક્રુશ્ચોવ પણ એ જ પરંપરાનો ભાગ હતો એમ સૂચવ્યું છે. આવું સૂચન કરવાનો ગુનો વધારે ભયંકર હતો. મિહાલોવ પણ લેનિન પછીય ચાલતા રહેલા સોવિયેટ સરમુખત્યારીના તાત્વિક સાતત્યના કેન્દ્ર બિંદુ પર ભાર મૂકે છે. તેમજ એ બધાથી આમુલાગ્ર વિચ્છેદ વાછતી યુવાન પેઢીની માગણીની ખાસ નોધ કરે છે. સોવિયેટ-સભ્યતા પરત્વેનો આ અહેવાલ ઘણી રીતે અતૂલનીય છે, કેમકે, લેખક પોતાના અસાધારણ, ઊંડા ને બહોળા અભ્યાસ તેમજ માહિતી જ્ઞાનની સાથોસાથ કોમ્યુનિસ્ટો કે વિદેશી-ઓમા દુર્લભ એવી' દિમાગી મોકળાશ' દાખવે છે.

*

આમ, યુગોસ્લાવિયાની બૌધિક આબોહવાનું મિહાલોવના નિબંધમાં લાક્ષણિક પ્રતિબિંબ પડે છે.

એટલે એની ધરપકડ તથા કામ-ચલાવવાની બીનાથી માંડીને બધાં પગલાંઓ દહાડે દહાડે વિશેષ વિષમતા સર્જે છે. જો કે જિલાસના કિસ્સા પછી આંતરરાષ્ટ્રીય આકર્ષણ ઊભું કરનાર આ પહેલવહેલો બનાવ હોવા છતાં એ કંઇ છૂટો છવાયો કે એકલો અટૂલો નથી.

ગયે વર્ષે સ્લોવેનિયન સાહિત્યિક-સમીક્ષાનુ' સામયિક 'પરસ્પેક્ટિવ' બંધ કરવાનો આદેશ અપા-યેલો. તેમજ તેમા લખનારા બે લેખકોની ધરપકડ પણ થયેલી. હમણાં જ પ્રાડ-grad નામની ફિલ્મ દેખાડવા પર પ્રતિબંધ મુકાયો. કેમકે એ યુગોસ્લા-વિયાના વિકાસને 'નકારાત્મક દ્રષ્ટિ' સાથે રજુ કરતી હતી!

યુગોસ્લાવિયાનાં આતરિક રાષ્ટ્રીય ઘર્ષણો વિષે વારંવાર કારણો શોધવાનો પ્રયાસ થતો હોય છે.

ખાસ કરીને આ તગ઼્નો ઝેક સ્લોવેનિયન તેમજ ક્રોટ અખબારો તેમજ લેખકોનો વિરોધ હોય છે—તેઓ ઉદાર વલણ માટે મથે છે તેથી ત્યારે બેલ્ગ્રેડમાની સરૂબિયન નેતાગીરી, હકિકતમા, પક્ષસગઠન, આતરિક સુરક્ષા તેમજ સલામતી પર પૂરો કાબુ ધરાવે છે, અને સેટ્રલીઝમ તથા કડક નિયત્રણો માટે જલદ હિમાયત કરે છે આ બધુ છતાયે યુગોસ્લાવિયાના આ અતગગ ઘર્ષણ માટેનુ કારણ સભવતઃ એથી ય વિશેષ ઊડુ છે

યુગોસ્નાવવાદ અર્થાત્ સરબિયન–તત્વનો કાબુ પ્રમુખ ટીટોએ હમણા જ ૮મી પાર્ટી કોંગ્રેસમા સોગદ ખાઈને એનો અગીકાર કર્યો ૧૯૬૩મા નવું રાજ્યબધારણ સ્વીકાર્યા પછી આ 'યુગોસ્નાવ' જૂથને પોતાની સત્તા ખોવી પડી છે આમ, યુગોસ્લાવિયા એકમેવ એવો સામ્યવાદી દેશ છે કે જે બધારણીય અદાલતો દ્વારા કાયદા–કાનુનને નાકામિયાબ ઠરાવી શકે છે; અને ત્યાની પાર્લામેન્ટ—"ફેડરલ એસેમ્બલી"ને મજદૂર સગઠનોના આગ્રહને પરિણામે રાષ્ટ્રીય, અર્થકીય નિયોજનને નકારવુ પડયુ છે

હમણા હમણાની યુગોસ્નાવ ચૂટણી ઝુબેશમા એક ખાલી બેઠક પર સરેરાશ ત્રણ ત્રણ ઉમેદવારો ઊભા હતા સત્તાનો આ વિકેન્દ્રિત વિસ્તાર રાજ્યશાસન તત્ર માટે નાસ્તિક સશયવાદી બુદ્ધિશાળીઓની બીક ઊભી કરે છે પ્રમુખ ટીટોએ સરકારી પ્રોસીક્યુટરો સમક્ષ કરેલા ભાષણમા અદાલતો દ્વારા સેન્સર કરવાના અધિકારનો અમલ કરવાની અનીચ્છા, ઉપરાત, રાજકીય દબાણોના ભોગ થવા વિષે ઉલ્લેખો કર્યા હતા આ રાજકીય દબાણ વિષે એટલુ જ કહી શકાય કે ટીટો મિહાલોવના કાન્ડમા ગમે તેવુ આકરુ દબાણ કરે છતાય એ બધુ ખાળી શકાશે નહી; થશે તો ઉંધુ જ થશે વિદ્યાર્થીઓના મુખપત્ર 'ટ્રિબ્યુન'એ સ્થાપિત સત્તાની વારવાર ચેતવણી મળી હોવા છતા હલ્લાઓ કરવાનુ ચાલુ જ રાખ્યુ છે એક બીજુ વૃત્તપત્ર 'પ્રાક્સીસ' જે કમનસીબી 'ડેનો'ને વહોરવી પડી હતી એનું ઉદાહરણ સામે હોવા છતાં, નિર્ભયતા અને બેપરવાઈની લાજવાબ નીતિ ચાલુ રાખે છે.

મિહાલોવે ખૂદે પોતાના પરના આક્ષેપોને વજૂદ વગરના ગણવાની અપીલ કરી પ્રજામત ઘડવા એક ખુલ્લો પત્ર યુગોસ્લાવિયાના ૨૯૦ સામયિક–વૃત્તપત્રોને મોકલ્યો છે. આમા તેણે પોતા પર મૂકાયેલા સામ્યવાદ વિરોધી હોવાના આક્ષેપનો જોરદાર વિરોધ કર્યો છે

પત્રમા એ લખે છે. " મેં તથ્યો છતા કર્યા એને કારણે મુશ્કેલી નથી. . ... ..

"પરંતુ મે મારા ખુદના દિમાગથી વિચારવાની અને કોઈની રજા માગ્યા વગર મારી આખે જ જોવાની મજાલ કરી એને કારણે મુશ્કેલી ઉદ્‌ભવી છે......

"મારા આભપ્રાયે સ્ટેલિનવાદને મજબુત બનાવવાનો અર્થ થાય છે – નવા નાઝીવાદી પરિબળોને સુદઢ કરવામા સહાયતા કરવી.. .. ......"

મિહાલોવનો આ ખુલ્લો પત્ર છાપવા દેવામા આવ્યો નથી પરતુ એમ કહેવાયુ છે કે એમાંની વિચાર-સરણી તેમજ દલિન સામગ્રીને લીધે એના પર હજી વધારાના આરોપો મૂકાશે

# ગુરુત્વાકર્ષણ :
## ન્યૂટનથી નારલીકર

—ચુનીભાઈ શાહ

### શા માટે ?

કોઈ વસ્તુ અધ્ધર લટકતી હોય તો તે નીચે પૃથ્વી ઉપર પડે છે. ઝાડ ઉપરથી ફળ જમીન ઉપર પડે છે. બંદૂકમાથી છૂટેલી ગોળી પૃથ્વી ઉપર પડે છે. સામાન્ય રીતે માણસોએ હંમેશના અનુભવ ઉપરથી એ સ્વીકારી લીધું કે વસ્તુઓ ઉપરથી નીચે જ પડે ને ! પરંતુ વિચારકોને આમ માની લેવાથી સંતોષ થતો ન હતો. તેમને પ્રશ્ન થતો હતો કે વસ્તુ શા માટે બીજી દિશામાં જતી નથી ? એરિસ્ટોટલે કહ્યું હતું કે દરેક વસ્તુને પોતાનું સ્થાન હોય છે, અને એ પ્રમાણે ફળ જમીન ઉપરનું સ્થાન લે છે; આમાં કોઈ કારણ બતાવવામાં આવ્યું નથી. સાતમી સદીમાં થઈ ગયેલા પંડિત બ્રહ્મગુપ્તે એમ જણાવ્યું છે કે

"પૃથ્વી ઉપર પ્રકૃતિના સિધ્ધાંત મુજબ બધી વસ્તુઓ પડે છે, કારણ કે વસ્તુને પોતા તરફ ખેંચી તે જે સ્થિતિમાં હોય તે સ્થિતિમાં તેને રાખવી એ પૃથ્વીની પ્રકૃતિ છે." આવા ખુલાસાઓથી કાંઈ સંતોષ થાય તેમ ન હતું.

વિચારકોને આ ઘટનામાં આશ્ચર્ય તો એ થતું હતું કે પૃથ્વીમાંથી કોઈ હાથ બહાર નીકળીને ફળને પકડતો નથી; આવું કાંઈ બનતું નથી છતાં પણ ફળ અવશ્ય નીચે પડે છે.

સૈકાઓ સુધી આ પ્રશ્ન અનુત્તર રહ્યો હતો: તેમાં એક બીજો પ્રશ્ન ઉપસ્થિત થયો. કેપ્લરે અવલોકન ઉપરથી કહ્યું હતું કે ગ્રહો સૂર્યની આસપાસ વર્તુલાકારમા ફરતા નથી, પરંતુ તેઓ અંડાકૃતિમાં ફરે છે. વિચારકોને નવાઈ લાગતી હતી કે વર્તુલ કે જે દિવ્ય આકૃતિ મનાતી હતી તેવી આકૃતિનો માર્ગ છોડીને ગ્રહોએ અંડાકૃતિનો માર્ગ શા માટે ગ્રહણ કર્યો હશે ?

**ન્યૂટનનો ઉત્તર :**

વર્ષો સુધી આ પ્રશ્નો નિરુત્તર રહ્યા હતા. ન્યૂટને ઈ. સ. ૧૬૮૬માં આ પ્રશ્નનો ઉત્તર આપ્યો. તેણે કહ્યું કે વિશ્વનો એકે એક પદાર્થ બીજા પદાર્થને ગુરુત્વાકર્ષણના બળથી ખેંચે છે, અને ગુરુત્વાકર્ષણનું બળ સમીકરણ પહેલા પ્રમાણે હોય છેઃ

**સમીકરણ ૧ લું**

* ગુ. બળ = અફર ગુરુત્વ × $\frac{\text{દ્રવ્ય} \times \text{દ્રવ્ય}'}{\text{અંતર}^2}$

* અંગ્રેજીમા $F = G\frac{MM'}{d^2}$

---

* ગુ. બળ = ગુરુત્વાકર્ષણનું બળ
= F = Force

અફર ગુરુત્વ = ગુરુત્વાકર્ષણનો એક ચોક્કસ, અફર આંકડો = G = Universal constant,
અથવા Gravitational Constant

દ્રવ્ય = એક પદાર્થની અંદરનું દ્રવ્ય = દળ = $\times$
= M = Mass

દ્રવ્ય' = બીજા પદાર્થની અંદરનું દ્રવ્ય = દળ
= M' = Mass'

અંતર = બે પદાર્થો વચ્ચેનું અંતર
= d = distance

સૂર્ય દરેક ગ્રહને આ સમીકરણ પ્રમાણે આકર્ષે છે, જેમા દ્રવ્ય એટલે સૂર્યનુ દ્રવ્ય અને દ્રવ્ય' = ગ્રહનું દ્રવ્ય

ઈ. સ પૂર્વે પાયથાગોરસે કાટખૂણ ત્રિકોણની બાજુઓના સબધમા વર્ગનો ઉપયોગ કર્યો હતો, તેણે કહ્યુ હતુ કે કાટખૂણ ત્રિકોણમા કર્ણ$^2$= એકબાજુ$^2$ + બીજી બાજુ$^2$, બે હજાર વર્ષ પછી ન્યૂટને વર્ગનો ઉપયોગ ગુરત્વાકર્ષણના નિયમમા કર્યો

ન્યૂટને આ ગાણિતિક નિયમ કેવી રીતે શોધ્યો હતો ? એવી દતકથા છે કે એકવાર ન્યૂટન સફરજનના ઝાડ નીચે બેઠો હતો, એનામા એક સફરજન ઝાડ પરથી નીચે પડયુ, તેને પ્રશ્ન થયો કે આ ફળ શા માટે પૃથ્વી ઉપર પડયુ ? શા માટે તે ઉપર ન ગયુ ? શા માટે તે સીધી દિશામા દોડી ગયુ નહી ? શા માટે તે ત્યા ને ત્યા રહ્યુ નહી ?

તેણે ફળ જે ગતિથી પૃથ્વી ઉપર પડતુ હતુ તે ગતિનુ ગણિત જોયુ, તે જ પ્રમાણે સૂર્યની આસપાસ ગ્રહોની ગતિનુ ગણિત પણ જોયુ અને ઉપર જણાવેલો નિયમ તેણે તારવ્યો, તેણે જે વસ્તુ પ્રત્યક્ષ જોઇ તે ઉપરથી તેનું ગણિત તેણે નક્કી કર્યુ

જે વસ્તુઓ પૃથ્વી ઉપર પડતી હતી તેની ગતિ ઉપરના નિયમ પ્રમાણે જ થતી હતી, વળી તેના ગણિત પ્રમાણે સૂર્યની આસપાસ ગ્રહો ફરે ત્યારે વર્તુલાકારમા નહી પરતુ અડાકારમા ફરે એ હકીકત પણ સ્પષ્ટ થઇ, ન્યૂટનના ગણિતે આબાદ કામ કર્યું રેલ્વેની, એરોપ્લેઇનની, બદૂકની ગોળીની ગતિ સર્વ ગતિઓનો ખુલાસો ન્યૂટનના નિયમ પ્રમાણે બરાબર થતો હતો ખરખર ન્યૂટનનો નિયમ એ મહાન શોધ હતી

## ન્યૂટનના નિયમની ખામીઓ :

ન્યૂટનનો ગુરત્વાકર્ષણનો નિયમ એમ કહેતો હતો કે વસ્તુઓ એકબીજાને દૂરથી, વચ્ચે લાખો માઇલ સુધી કાઇ પણુ ન હોય, હના પણુ ન હોય તો પણ, આકર્ષે છે હવે ફરી પાછો જૂનો પ્રશ્ન ઉપસ્થિત થાય છે એક વસ્તુ બીજી વસ્તુ ઉપર દૂર રહ્યા રહ્યા કેવી રીતે અસર કરી શકે ? સૂર્ય અને પૃથ્વી વચ્ચેનુ અતર કરોડો માઇલનુ છે; ગુરુત્વાકર્ષણ એટના બધા અતરે કેવી રીતે અસર કરી શકે ? અગ્રેજીમા કહીએ તો action at a distance કેવી રીતે હોઈ શકે ? ન્યૂટનને પણ આ મુશ્કેલી સાચી લાગી હતી તેથી તેણે એક સ્થળે લખ્યુ છે કે "કોઇપણ પ્રકારના માધ્યમ વિના એક વસ્તુ બીજી વસ્તુ ઉપર અસર કરે એ માન્યામા આવે તેવુ નથી" છતા પણ તેના ગાણિતિક નિયમે એવુ સરસ કામ આપ્યુ કે તેનો સિધ્ધાત દાયકે દાયકે શૃગો સર કરતો ગયો

## ગણિતમાં ખામી .

ન્યૂટનનો ગણિતનો નિયમ સર્વ સ્થળે વિજય પામતો હતો બધા એજિનિયરો એ નિયમ પ્રમાણે જ પોતાના બાધકામ કરતા હતા અને તે નિયમ સરસ કામ આપતો હતો; પરતું એક સ્થળે ગૂચ દેખાતી હતી, અને તે બુધના ગ્રહની ગતિમા હતી

ન્યૂટનના નિયમ પ્રમાણે બુધના ગ્રહની ગતિ જેટલી હોવી જોઇએ તેથી તે ગતિમા થોડો વધારે થતો હતો, આનુ શુ કારણ હોવુ જોઇએ ? બીજા ગ્રહોના આકર્ષણની અસર એના ઉપર થતી હશે? પરતું બીજા ગ્રહોની અસર ધ્યાનમા લીધા પછી પણ બુધની ગતિમા ફેર રહેતો હતો શુ ત્યારે કોઇ નહી શોધાયેલો ગ્રહ તેના ઉપર અસર કરતો હશે ? 'યુરેનસ' ગ્રહની પરિભ્રમણ કક્ષામા ફેર પડતો હતો એટલે એવી આગાહી થઈ હતી કે કોઇ ગ્રહ તેની ગતિ ઉપર અસર કરતો હશે ઈસ. ૧૮૪૫મા ફ્રેંચ ખગોળશાસ્ત્રી લેવેરીઅરે એક ગ્રહની આગાહી કરી હતી અને એ ગ્રહ 'નેપ્ચ્યૂન' મળી આવ્યો; તે છતા પણ થોડો ફેર રહેતો હતો; છેક ૧૯૩૦મા પ્લૂટો નામનો નવો ગ્રહ મળી આવ્યો, અને યુરેનસની ગતિનો ખુલાસો બરાબર થઇ ગયો.

ઉપર્યુક્ત લેવેરિયરે જ કહ્યુ હતું કે બુધની ગતિ ઉપર કોઇ વણશોધાયેલો ગ્રહ અસર કરતો હોવો જોઇએ ખગોળશાસ્ત્રીઓને વિશ્વાસ હતો કે કોઇ

ગ્રહની અસર સિવાય બુધની ગતિમાં ફેર પડે નહીં. આ ફેર કેટલો પડતો હતો? એકસો વર્ષમાં $\frac{૪૩}{૩૬૦૦}$ * અંશનો ફેર પડતો હતો; એક વર્ષમાં તો માત્ર $\frac{૪૩}{૩૬૦૦૦૦}$ અંશનો જ ફેર પડતો હતો; પણ ગણિત એટલે ગણિત. આટલો ફેર, નજીવો ફેર પણ શા માટે પડવો જોઈએ? કોઈ ગ્રહની જ અસર હોવી જોઈએ ને? જે ગણિત આજ સુધી સાચું પડયું હતું તે ગણિત પ્રમાણે બુધની ગતિ થતી ન હતી, એટલે કોઈ ગ્રહની જ અસર હોવી જોઈએ. તો ચાલો ગ્રહની શોધમાં જઈએ.

વર્ષો સુધી ખગોળશાસ્ત્રીઓએ ગ્રહ શોધવા પ્રયત્ન કર્યો. એ ગ્રહ મળી આવશે એવો તેમને વિશ્વાસ હોવાથી તેમણે અગાઉથી એ ગ્રહનું નામ વલ્કલ પણ શોધી રાખ્યું હતું. પરંતુ વર્ષો ગયાં અને ગ્રહ ક્યાંય મળ્યો નહીં. ખાતરી થઈ ચૂકી કે ગ્રહ તો નથી જ. તો હવે શું કરવું? શું સમજવું? આ કોયડો અણઉકેલ્યો રહ્યો હતો. પરંતુ તેવામાં ૧૯૧૫માં આઇન્સ્ટાઇને General Theory of Relativityની શોધ પ્રકાશમાં મૂકી; તેમાં તેણે ગુરુત્વાકર્ષણનો નવો નિયમ જાહેર કર્યો; એમાં તેનું ગણિત પણ જુદું હતું.

## આઇન્સ્ટાઇન અને ગુરુત્વાકર્ષણ

ન્યૂટનનો ગુરુત્વાકર્ષણનો નિયમ પદાર્થ વિજ્ઞાનનો (Physics)નો હતો; આઇન્સ્ટાઇને તેને ફેરવીને તે નિયમને ભૂમિતિનો નિયમ બનાવ્યો. ન્યૂટનના નિયમમાં દરેક પદાર્થ બીજા પદાર્થને આકર્ષે છે, અને દૂર હોવા છતાં આકર્ષે છે. એમાં આકર્ષણના બળને ધ્યાનમાં લેવું પડે છે. આઇન્સ્ટાઇનનો નિયમ જુદા પ્રકારનો છે. તે નિયમ એવો છે કે કોઈ બળ કોઈ પદાર્થને ખેંચતું નથી; આકર્ષણનો સવાલ જ ઉપસ્થિત થતો નથી. ત્યારે પદાર્થ શા માટે નીચે પૃથ્વી ઉપર પડે છે? તે પૃથ્વી ઉપર પડે છે કેમકે તેવો માર્ગ હોય છે. હવે 'બળ'ના શબ્દોમાં ખુલાસો રહેતો નથી. પરંતુ 'માર્ગ'ને સ્થાન મળે છે. એટલે કે ભૂમિતિને સ્થાન મળે છે. હવે માર્ગ એટલે કેવો માર્ગ? શા માટે એવો માર્ગ? આવા પ્રશ્નોનો ઉત્તર મળવો જોઈએ.

## કીડીઓની સૃષ્ટિ :

પ્રથમ તો આપણે એ વાત જોવી જોઈએ કે જગત જેવું દેખાય છે તેવું જ નથી. ધારો કે આપણે કીડીઓનાં મોટા દળને ભેગું કર્યું અને તેમને આપણે ભૂમિતિ શીખવાડી; તેમને આપણે ખૂણાઓ, કાટખૂણાઓ, ત્રિકોણો, વર્તુલો વગેરેનું જ્ઞાન આપ્યું અને સાધનો આપીને કહ્યું કે તમે હવે માપ લો. કીડીઓ માપ લઈને આવે છે, અને કહે છે કે દરેક સ્થળે ત્રિકોણના ખૂણાઓનો સરવાળો ૧૮૦° અંશ હોય છે. પરંતુ જરા થોભીએ. થોડા દિવસો પછી ત્રણ કીડીઓ આવે છે અને કહે છે કે ત્રિકોણના ત્રણ ખૂણાનો સરવાળો ૧૮૦° નહીં પરંતુ વધારે થાય છે. અરે, ૨૭૦° થાય છે. બે કાટખૂણા નહીં પણ ત્રણ કાટખૂણા થાય છે. "અશક્ય, અશક્ય" બીજી કીડીઓ બોલી ઊઠે છે: "તમે સમજાવો" કેવી રીતે ત્રણ કાટખૂણા થાય છે?" જુઓ क કીડી ઉત્તર ધ્રુવ ઉપર ગઈ અને ख કીડી મધ્યવિષુવૃત્ત ઉપર ૦° અક્ષાંશ ઉપર ઊભી




* અંશ=ડીગ્રી; એક કાટખૂણામાં ૯૦° અંશ હોય છે.

રહી અને ग કીડી મધ્યવિષુવૃત્ત ઉપર ૯૦° અક્ષાંશ ઉપર ઊભી રહી અને અમે ત્રણેય સ્થળોને જોડી દીધાં. જુઓ આવી આકૃતિ થઈ.

હવે આપણે માપીએ તો ૨૭૦ જ થાય. ત્રણ કીડીઓની વાત સાચી હતી. પૃથ્વી સપાટ છે એમ માનીએ તો ત્રિકોણના ત્રણ ખૂણાઓનો સરવાળો ૧૮૦° થાય. યુક્લિડ સાચો છે. એનું ત્રિકોણના ખૂણાઓનું માપ સાચું છે, પણ ક્યારે? જ્યારે થોડા જ અવકાશ ઉપર ત્રિકોણ દોરીએ ત્યારે. પરંતુ જ્યારે મોટો ત્રિકોણ કરીએ ત્યારે પૃથ્વીની સપાટી ગોળ છે. એ ધ્યાનમા લેવું પડે છે. અને એનું માપ ૧૮૦° થી હંમેશ વધારે જ આવે

"કીડી બહેનો, પૃથ્વી ગોળ છે. એ તમે સમજો, અને યુક્લિડ ભૂમિતિ ઉપરાંત બીજી ભૂમિતિઓ પણ છે. જે વાસ્તવિકતા સાથે સુમેળ ધરાવે છે અને તે છે ગોળની Spherical ભૂમિતિ. "કીડી બાઈઓ એક લાંબી સીધી લીટી દોરો;" તેઓ સાવચેતીપૂર્વક હજારો માઇલની સીધી લીટી દોરે છે; આ લીટી સીધી નથી, વાંકી છે. "ન મનાય તેવી વાત છે; અમે બરોબર લીટી દોરી છે."

"અરે તે વાંકી છે. એટલું જ નહિ પણ તે ચડઉતર પણ છે; અહીં તે પર્વત ઉપરથી જાય છે. અહીં તે ખાડામાથી જાય છે. આ લીટી સીધી કેવી રીતે હોઇ શકે?"

કીડીઓ મૂઝાઇ ગઈ. તેમને સમજણ જ ન પડી કે લીટીઓ વાંકી શા માટે અને વધારામા ઊંચી નીચી એટલે શુ? તેઓએ કદી ઊંચીનીચીનો વિચાર જ કર્યો ન હતો; તેમને તે વિચાર આવી શકે તેમ જ નહોતું. તેમના શરીરનું અને આખનું અને મનનું બંધારણ જ એવું છે કે તેઓ માત્ર સપાટી જોઇ શકે; તે લબાઇ અને પહોળાઇ જ જોઇ અને સમજી શકે; તેઓ લંબાઇ, પહોળાઇ અને સાથે સાથે ઊચાઈ ગ્રહણ કરી જ ન શકે; તેઓ માત્ર સપાટીનો અર્થ જ સમજી શકે; તેઓ ઘનનો અર્થ ન સમજી શકે; તેઓ ત્રણ પરિમાણનો અર્થ ગ્રહણ કરી જ શકે નહીં; તેઓ ટેકરી, પર્વત ખાઇનો અર્થ જ સમજી શકે નહિ; તેઓ તેમના ઉપર થઇ અથવા તેમાંથી જશે, પણ તેમને તો એ સીધુ જ લાગશે; ઊંચું, નીચું લાગશે જ નહિ; તેમને કહીએ કે 'પશ્ચિમઘાટ ઉપર ઉત્તરથી દક્ષિણ તમે ટૂંકામા ટૂંકી લીટી દોરો જોઇએ" તેઓ લીટી દોરશે, જે પર્વતો અને ટેકરીઓ ઉપર થઇને જશે. આપણે કહીએ કે મુબઈ અને પૂના વચ્ચે બોંયરુ આવે છે. તેમાથી લીટી દોરો તો ટૂંકી થશે;" પણ તેમને મન આ વાત અગમ્ય હતી; ભોંયરું એમના માટે ત્રીજું પરિમાણ હતું, જેની તેમને ખબર પડે જ નહિ

વળી એક કીડીને કહીએ કે 'તમે પૂર્વમાં જાવ અને જરા પણ જમણી કે ડાબી બાજુ ફર્યા વિના સીધા જ ચાલ્યા જજો'; અને એજ પ્રમાણે બીજી કીડીબાઇને કહીએ કે 'તમે પશ્ચિમમા જાવ અને સીધા જ ચાલ્યા જાઓ. તો શુ બનશે? તેઓ બંને અહીં આવીને જ ઊભી રહેશે; તેઓ ભેગી થશે. કીડીઓને આશ્ચર્ય થશે કે આવુ કેમ બને? પરંતુ હવે તેઓ સમજશે કે પૃથ્વી સપાટ નથી ગોળ છે; તદ્દુપરાત ઘન પણ છે. તેને માત્ર લંબાઈ પહોળાઇ જ નથી; ઊંચાઇ પણ છે. તેને ત્રણ પરિમાણો છે. તેમના માટે આ ખ્યાલ અતિશય વિસ્મયકારી બનશે. પ્રત્યક્ષ બે જ પરિમાણ જોઇ શકાય; જીવન આખું બે પરિમાણો સમજીને જ પસાર કર્યું હોય ત્યા ત્રીજા પરિમાણની વાત તેમને અવનવી સૃષ્ટિનો જ પરિચય કરાવે.

### ગુરુત્વાકર્ષણનો નવો નિયમ :

પણ હવે પ્રશ્ન એવો ઉપસ્થિત થાય કે કીડીઓની માન્યતાને અને ગુરુત્વાકર્ષણના નિયમને કઇ જાતનો સંબંધ છે? જેમ કીડીઓ માટે એ નવીન અનુભવ હતો કે પૃથ્વીની સપાટી સપાટ નથી પરંતુ વાંકી છે. તેવો જ અનુભવ મનુષ્યો માટે એ છે કે આપણી આસપાસનો જે દેશ, અવકાશ, જગ્યા કે space છે, તે સપાટ નથી પરંતુ તે દેશ વાંકો છે. અવકાશ સીધો નહોતો. વાંકો હોય તો શું ફેર પડે? ન્યૂટનનો ગતિનો નિયમ

કહે છે કે કોઈ પણ પદાર્થ ગતિમાં હોય તો તે સીધી ગતિમાં જ રહે છે, અને તેને તેના સીધા માર્ગમાંથી ચલિત કરવા કાંઈક બળ વાપરવું પડે. શું અવકાશ વાંકો હોવાથી આ નિયમમાં ફેરફાર કરવો પડે? હા, આ નિયમમાં ફેરફાર કરવો પડે. હવે નિયમ એવો બને કે પદાર્થ માત્ર વાંકી દિશામાં જાય છે, પરંતુ જો તેને સીધી લીટીમાં ફરતો કરવો હોય તો બળ વાપરવું પડે. આ ભારે આશ્ચર્યકારક નિયમ કહેવાય.

પરંતુ એક પદાર્થ બીજા પદાર્થને ખેંચે છે, એ આકર્ષણનું શું થયું? આકર્ષણ તો રહે છે ને? ના, આકર્ષણ રહેતું નથી. એટલે હવે દૂરના પદાર્થ ઉપર કોઈ પણ જાતના માધ્યમ વિના આકર્ષણ... action at-a-distance કેવી રીતે થાય તે પ્રશ્ન ઊડી ગયો, તેને હવે સ્થાન જ રહ્યું નથી.

પરંતુ આકર્ષણના સ્થાને કાંઈ આવ્યું કે નહિ? હા. હવે આકર્ષણના સ્થાને ભૂમિતિ આવે છે. ભૂમિતિ કઈ જાતની? આઈન્સ્ટાઈને ૧૯૧૫ માં સામાન્ય સાપેક્ષવાદ General Theory of Relativity પ્રસિદ્ધ કરી. તેમાં ગુરુત્વાકર્ષણનો નવો નિયમ છે: Gravitation Theory of relativity ના નામથી પણ તે ઓળખાય છે. એમાં એણે કહ્યું કે જેમ સમુદ્રના પાણીમા માછલીની ગતિથી ફેરફાર થાય છે તેમ પદાર્થથી અવકાશમાં ફેરફાર થાય છે અને તે ફેરફાર એવો છે કે જેમ પદાર્થમાં દ્રવ્ય વધારે, જેમ, તેનો ભાર વધારે, તેમ તે આસપાસના અવકાશમા ફેરફાર વધારે કરે છે. અને આ ફેરફાર કઈ જાતનો છે? પદાર્થ પોતાની અંદરના દ્રવ્ય પ્રમાણે આસપાસની જગ્યાને, આસપાસના અવકાશને વાંકો બનાવે છે. સૂર્યની આસપાસની જગ્યા કુદરતી રીતે વાંકી છે. અને સૂર્યના કદ અને વજનની અસરથી તે કુદરતી વાંકાશ વધારે વાંકી બને છે; તેનું પરિણામ એ આવે છે કે પૃથ્વી સૂર્યની આસપાસ ફર છે ત્યારે સહજરીતે વાંકો માર્ગ ગ્રહણ કરે છે. તેને કોઈ ખેંચતું નથી, પણ જે માર્ગ તૈયાર છે તે માર્ગે તે જાય છે, એટલે તેતેની આસપાસ અંડાકારે ફરે છે. પદાર્થવિજ્ઞાનના બળને સ્થાને ભૂમિતિનો માર્ગ આવ્યો.

એક રૂપકથી આ વાત સ્પષ્ટ થશે. એક વિશાળ વિસ્તારની વચ્ચે મોટું મેદાન છે, અને એ મેદાનમાં એક ટેકરી છે; તે ટેકરી જેમ ઊંચે જાય છે તેમ તે વધારે સીધી થતી જાય છે; અને છેક ટોચે તે માત્ર એક બિંદુ બની જાય છે. આ મેદાનમાં નાનાં નાના ગામડાંઓ આવેલા છે અને એમા વસનારાઓ એક અંધારી રાતે ફાનસ લઈને એક ગામથી બીજે ગામ જાય છે; આ સમયે પેલી ટેકરીની ટોચ ઉપર એક લાકડું સળગે છે; તે ચારે તરફ પ્રકાશ વેરે છે.

આ માણસો એક ગામથી બીજે ગામ જવામાં કેવો રસ્તો લેશે? ટૂંકામાં ટૂંકો રસ્તો ટેકરી પર થઈને જવાનો છે; પરંતુ તે રસ્તો નહિ લેતાં તેઓ ટેકરીની આસપાસનો વાંકો રસ્તો લેશે.

આ સમયે રાત્રે એ મેદાન ઉપર એક એરોપ્લેઈન ઊડે છે; એમાં બેઠેલા ઉતારુઓ ટેકરી જોઈ શકતા નથી અને તેથી સળગતું લાકડું ટેકરીની ટોચ ઉપર છે તેમ તેમને માલુમ પડતું નથી; વળી ઊંચેથી મેદાન પણ દેખાતું નથી; તેઓ માત્ર ફાનસોનો પ્રકાશ જોઈ શકે છે અને સળગતા લાકડાનો પ્રકાશ જોઈ શકે છે. ઊંચેથી તેમને આ માણસોની ગતિ વિષે શો વિચાર આવશે? તેઓ જોશે કે માણસો સળગતા લાકડાના પ્રકાશ પાસે થઈને જાય છે ત્યારે દાઝવાની બીકે ત્યાથી દૂર ભાગી જાય છે અને તેઓ લાકડાની આસપાસ થઈને એક સ્થળેથી બીજે સ્થળે જાય છે. ઉપરથી જોનારાઓને લાગશે કે લોકો સળગતા લાકડાની બીકથી વાંકો રસ્તો લે છે; પરંતુ જરા વાર થોભો; સવાર પડવા દો, સૂર્યનો પ્રકાશ આવવા દો; વિમાનના ઉતારુઓ હવે જોશે કે નીચે ટેકરી છે; ટેકરીના મથાળે આવેલું સળગતું લાકડું લોકોના માર્ગ ઉપર અસર કરતું નથી, હવે લાકડું સળગતું નથી છતાંય લોકો વાંકા રસ્તે લે છે. સળગતા લાકડાને કારણે નહિ પરંતુ ટેકરીના અસ્તિત્વને કારણે રસ્તાની વાંકાશને લઈને માણસો વાંકા રસ્તે જાય છે.

આ રૂપકમા સળગતું લાકડું તે સૂર્ય છે; અને ફાનસ લઈને ફરતા સ્ત્રીપુરુષો તે ગ્રહો અને ધૂમકેતુઓ છે, અને જે માર્ગે થઈને તેઓ ફરે છે તે માર્ગો ગ્રહો અને ધૂમકેતુઓના છે, અને પ્રભાતનો ઉદય તે આઇન્સ્ટાઇનનુ આગમન છે. લોકો પ્રભાતે જુએ છે કે ગ્રહો અને ધૂમકેતુઓ સૂર્યની આસપાસ ફરે છે; તેઓ સૂર્યના બળ અને તેના આકર્ષણના કારણે નહિ પરંતુ તેના દ્રવ્યને લઈને રસ્તામાં જે વાંકાશ આવે છે તેને લઈને તેઓ સૂર્યની આસપાસ ફરે છે.

એક બીજુ રૂપક લઈએ. એક નદી હિમાલયમાંથી નીકળીને મહાસાગરને મળે છે. કવિઓ કહેશે, "નદી પોતાના પ્રિયતમને મળવા દોડી જાય છે; એટલે કે મહાસાગર નદીને આકર્ષે છે, પરંતુ સામાન્ય જન કહેશે કે જમીનનો ઢાળ એવી રીતનો હતો કે નદીના જળ ચોક્કસ દિશામાં વહ્યા. આગળ સાગર છે માટે તેઓ તે દિશામા વહેતા ન હતા. નદીના વહેણની દિશાનુ કારણ સાગર ન હતો પરંતુ અમુક પ્રકારનો ઢોળાવ હતો. નદીના ખળતું કારણ કોઇ અગમ્ય સૂક્ષ્મ બળ નથી, પરંતુ જમીનની અમુક પ્રકારની ભૌમિતિક રચના છે; પદાર્થ વિજ્ઞાનનું સામ્રાજ્ય અહીં વિસ્તરતું નથી, પરંતુ ભૂમિતિનું સામ્રાજ્ય અહીં વિસ્તરે છે.

એજ પ્રમાણે સૂર્યની આસપાસ પૃથ્વી અને બીજા ગ્રહો ફરે છે; તેનું કારણ સૂર્યનું આકર્ષણ નથી, પરંતુ ભૌમિતિક પરિસ્થિતિ છે. સૂર્યનું કદ ઘણું મોટું હોવાથી તે તેની આસપાસના અવકાશમા સારો એવો ફેરફાર કરે છે; તે અવકાશોને વાંકો બનાવે છે. અને તે વાંકાશમા ગ્રહો ફરે છે. ગ્રહોને સીધી લીટીમાં જવું હતું; પરંતુ સૂર્ય તેમને ખેંચી જાય છે. એટલે તેઓ સૂર્યની આસપાસ અંડાકૃતિમા ફરે છે, એમ નથી; તેમને નદીની માફક જે સહેલો માર્ગ મળ્યો તે માર્ગે તેઓ જાય છે.

● આ થયો ગુરુત્વાકર્ષણનો નિયમઃ પદાર્થમાત્ર પોતાના દ્રવ્યના પ્રમાણમાં પોતાની આસપાસ વાંકાશ રચે છે. આ નિયમ પ્રમાણે ફળ ઝાડ ઉપરથી નીચે પડે છે. અને ગ્રહો સૂર્યની આસપાસ ફરે છે, અને અંડાકૃતિમાં ફરે છે.

### આઇન્સ્ટાઇન અને ન્યૂટન

આઇન્સ્ટાઇને ગુરુત્વાકર્ષણનું કારણ જુદું જ આપ્યું; એટલું નહિ પણ તેણે તેનું ગણિત પણ જુદું આપ્યું; ન્યૂટનના ગણિતના નિયમથી તેના નિયમમા જરાક જ ફેર છે. સમીકરણ બીજામાં તે નિયમ આપેલો છે.

**સમીકરણ બીજું**

$$\text{ગુરુત્વાકર્ષણનું બળ} = \text{અફર ગુરુત્ન} \times \frac{\text{દ્રવ્ય} \times \text{દ્રવ્ય}}{\text{અંતર } ૨\cdot૦૦૦૦૦૦૧૬}$$

અંગ્રેજીમાં લખીએ તો $F = G \frac{M\ M'}{d\ 2{\cdot}00000016}$

સમીકરણ ૧ લું અને બીજું લગભગ સરખાં છે; તેમા નહિ જેવો જ ફેર છે, અને તેથી જ ન્યૂટનના સમીકરણોએ (ક્રમાંક ૧) આટલાં બધાં વર્ષો સુધી સારું કામ આપ્યું છે.

આપણે આઇન્સ્ટાઇનનો ગુરુત્વાકર્ષણનો નિયમ તથા તેનું ગણિત જોઈ ગયા.

હવે ફરીથી આપણે બુધની કક્ષામાં થતા ફેરફાર તરફ નજર નાખીએ. ન્યૂટનના સમીકરણથી બુધની કક્ષામા થતો ફેરફાર સમજાતો ન હતો. એક વર્ષમાં બુધના માર્ગમા ૩૮૬૦૦૦૦ અંશનો ફેરફાર શા માટે પડતો હશે? કોઈ ગ્રહની પણ અસર ન હતી, મુશ્કેલીનો કોઈ ઉપાય જડતો ન હતો. બસો વર્ષ સુધી આ મુશ્કેલી દરેક ખગોળશાસ્ત્રીને અને ગણિતશાસ્ત્રીને પડકારરૂપ હતી. છેવટે આઇન્સ્ટાઇને એ ગૂંચ ઉકેલી આપી. તેણે કહ્યું કે ગુરુત્વાકર્ષણમાં સમીકરણ ક્રમાંક (૨) કામ કરે છે અને એ પ્રમાણે ગણતા બુધની કક્ષામાં બરોબર દરવર્ષે ૩૮૬૦૦૦૦ અંશનો વધારો થતો હતો. ગણિતની આવી શોધ માટે આઇન્સ્ટાઇન આપણા માનનો અધિકારી બને છે.

સમીકરણ (૧) માં સુધારો કરીને સમીકરણ (૨) રચવામાં આઇન્સ્ટાઇનનો ઉદ્દેશ કયો હતો?

શું તેના મનમાં બુધની કક્ષામાં થતા ફેરફારનો ખુલાસો કરવાની ઇચ્છા હતી? જો તેમ હોય અને ગણિતમાં તે-હેતુ સાધવા ફેરફાર કર્યો હોય તો આઇન્સ્ટાઇનના ગણિતની કાંઇ કિંમત રહેતી નથી. તેના મનમાં નવું સમીકરણ રચતી વખતે બુધની કક્ષાનો પ્રશ્ન હતો જ નહિ. તેણે ગુરુત્વાકર્ષણનો જે નિયમ શોધી કાઢયો હતો તે નિયમમાં અવકાશની વાંકાશ કેન્દ્રમાં હતી; તે વાંકાશને કેવી રીતે માપવી? તે વાંકાશનું ગણિત અથવા સમીકરણ કઇ રીતે તૈયાર કરવું? આ ઘણું અઘરું કામ હતું. પરંતુ કેટલાક ગણિતશાસ્ત્રીઓએ ટેન્સોર (Tensor) નામનું નવું ગણિત તૈયાર કર્યું હતું. આ ગણિત ગણિતશાસ્ત્રની ઘણી અઘરી શાખા છે. એક સમયે એમ કહેવાતું કે આ ગણિત વિશ્વના માત્ર ૭ જ ગણિતશાસ્ત્રીઓ સમજે છે; આ ગણિતમાથી આઇન્સ્ટાઇને ગુરુત્વાકર્ષણનું નવું સમીકરણ (ક્રમાંક ૨) બનાવ્યું અને તેણે બરોબર કામ આપ્યું.

ત્યારે શું માત્ર ગણિતની દૃષ્ટિએ જોઇએ તો ન્યૂટનના ગણિતમાં આટલી નાની શી ભૂલ હતી એટલું જ કહેવાનું છે? ના, આથી કાંઇક વધારે કહેવાનું છે. ૧૯૦૫ માં સાપેક્ષવાદનો વિશિષ્ટ સિદ્ધાંત પ્રસિદ્ધ થયો એટલે ન્યૂટનનો અર્થ કરવામાં મુશ્કેલી આવી. આઇન્સ્ટાઇનના કથન મુજબ અંતર અને કાળ સાપેક્ષ છે; ન્યૂટનના સમીકરણ પ્રમાણે કયું અંતર લેવું એ પ્રશ્ન ઉપસ્થિત થયો. એક વસ્તુ સ્થિર હોય અને તે ગતિમાં હોય ત્યારે તે વસ્તુની લંબાઇમાં ફેર પડે તો કઇ લંબાઇ લેવી? પદાર્થની સ્થિરતા કે પદાર્થની ગતિના સમયની? સૂર્ય અને તારાઓની લંબાઇમાં ગતિને લઇને ફેર પડી જાય; વળી તેના દળ (mass)નો પણ પ્રશ્ન ઉપસ્થિત થતો હતો. ગતિના સમયે પદાર્થનું દ્રવ્ય વધે છે; હવે કયું દ્રવ્ય લેવું? પદાર્થ સ્થિર હોય ત્યારનું કે પદાર્થ ગતિમાં હોય ત્યારનું? ન્યૂટનના નિયમમાં આવા પ્રશ્નોનો ખુલાસો મળે તેમ ન હતું. કેમ કે સાપેક્ષવાદના અસ્તિત્વ પહેલા એ નિયમ રચવામાં આવ્યો હતો. એવી જ મુશ્કેલી કાળની બાબતમાં પણ નડે છે, કારણ કે ગતિવાળા અને ગતિ વિનાના પદાર્થો સમયનું માપ જુદું જુદું બતાવે છે; આઇન્સ્ટાઇનનો નિયમ સાપેક્ષવાદનાં બધાં પરિણામો ધ્યાનમાં લઇને રચવામાં આવ્યો હતો એટલે તેમાં અગાઉના જેવા પ્રશ્નો ઉપસ્થિત થતા નહિ.

## આઇન્સ્ટાઇનની કસોટીઓ :

આઇન્સ્ટાઇનનો નિયમ સાચો છે તે દર્શાવવા માટે માત્ર બુધની કક્ષામાં થતા ફેરફારનો ખુલાસો તે એક માત્ર દૃષ્ટાંત જ છે?

આઇન્સ્ટાઇને કહ્યું હતું, "મારા નવા નિયમથી ત્રણ હકીકતો ઉપર નવો પ્રકાશ પડશે; અને તે બાબતો હતી :

(૧) બુધની ભ્રમણની કક્ષામા થતો ફેરફાર.

(૨) પ્રકાશના કિરણો ઉપર ગુરુત્વાકર્ષણની અસર.

(૩) કાળ ઉપર ગુરુત્વાકર્ષણની અસર.

આપણે બુધની ભ્રમણની કક્ષાનો પ્રશ્ન જોઇ ગયા; હવે આપણે પ્રકાશના કિરણો ઉપર ગુરુત્વાકર્ષણની શી અસર થાય છે તે જોઇએ.

ગુરુત્વાકર્ષણની અસર જે વસ્તુમાં વજન હોય તેના ઉપર થાય છે; તો શું પ્રકાશનાં કિરણોમાં વજન છે ખરું?

પ્રકાશનાં કિરણમાં વજન નથી એવું અગાઉ માનવામાં આવતું હતું; પરંતુ આઇન્સ્ટાઇને કહ્યું કે તેનામાં વજન છે. સૂર્ય ઉપરથી જે પ્રકાશ દરરોજ આપણને મળે છે તેનું વજન ૧૬૦ ટન છે; જો પૃથ્વી આવી રીતે પ્રાપ્ત થયેલા પ્રકાશમાંથી અવકાશમાં તેજ અને ગરમીનું પ્રસારણ ન કરતી હોત તો આપણી પૃથ્વીનું વજન અનેકગણું વધી ગયું હોત. એડિંગ્ટનની ગણતરી પ્રમાણે ૧ રતલ પ્રકાશની કિંમત વીજળીના અત્યારના ભાવે ૩૦૦ કરોડ રૂપિયા થાય; અને સૂર્ય, વીજળીના તારના ખર્ચ વિના, બીજું કાંઇ મહેનતાણું લીધા વિના, દરરોજ આપણને ૧૧ લાખ અબજ રૂપિયાનો પ્રકાશ અને ગરમી પૂરાં પાડે છે; એટલે કે પ્રકાશને વજન છે.

આઇન્સ્ટાઇને તો એમ કહ્યુ છે કે દરેક પ્રકારની શક્તિ, પછી તે ગરમી હોય, એક્સ કિરણો કે રેડિયો કિરણો હોય, તે ગમે તે સ્વરૂપમા હોય તો તેને વજન છે, એટલુ જ નહિ પરતુ–

શક્તિ તે વજન છે અને વજન તે શક્તિ છે – એ દર્શાવના તેણે ગણિત પણ આપ્યું છે અને તેણે આપણને જેના આધારે અણુબોમ્બ અને જલબોમ્બ બનાવવામા આવેલા છે એ વિશ્વવિખ્યાત સમીકરણ (ક્રમાક ૩મા) આપેલુ છે

**સમીકરણ ૩**

શક્તિ = દ્રવ્ય × કિરણની ગતિ × કિરણની ગતિ

અગ્રેજીમા $E = Mc^2$

E = Energy = શક્તિ, M = Mass = દ્રવ્ય અને C = પ્રકાશના કિરણની ગતિ દર સેકડે સેન્ટીમીટરમા

અહી આપણે તો, પ્રકાશના કિરણના વજનની સાથે કામ છે

આઇન્સ્ટાઇનના સિદ્ધાતની કસોટી કરવા માટે પ્રકાશના કિરણ ઉપર ગુરુત્વાકર્ષણની અસર માપવાની જરૂર હતી પ્રકાશના કિરણો પૃથ્વી પાસે થઇને પણ જાય છે તો તેની અસર માપવી જોઇએ અસર જરા જેટલી જ થાય, અને પ્રકાશના કિરણની ગતિ એક સેકડમા ૧૮૬૦૦૦ માઇલ ! એટલે કે જ્યા ગુરુત્વાકર્ષણની અસર માપવા જઇએ ત્યા કિરણ ક્યાય અદૃશ્ય થઇ ગયુ હોય ! ત્યારે હવે શુ કરવુ ? આપણી નજીકમા એવો કોઇ મોટો પદાર્થ છે જેના વડે ગુરુત્વાકર્ષણની અસર માપી શકાય ? હા આપણી નજીકમા સૂર્ય છે તેનુ ગુરુત્વાકર્ષણ પૃથ્વીના ગુરુત્વાકર્ષણ કરતા ૨૭ ગણું છે એટલે તેની અસર માપી શકાય પણ સૂર્યની બાબતમા એક નવીન પ્રકારની મુશ્કેલી ઊભી થાય જ્યારે સૂર્યની પાસે થઇને પ્રકાશ જાય ત્યારે પ્રકાશ આપણને આડો આવે સૂર્યપ્રકાશના ઝળહળાટમા પ્રકાશનુ કિરણ જે સૂર્યના આકર્ષણથી વાકુ થયુ છે તે આપણે જોઇ શકીએ જ નહિ ત્યારે હવે શુ કરવુ ? એક રસ્તો હતો જ્યારે સૂર્યનુ ખગ્રાસ ગ્રહણ થાય ત્યારે સૂર્યનો પ્રખર પ્રકાશ પ્રકાશના કિરણ ઉપર ગુરુત્વાકર્ષણની અસર જોવામા અતરાય ઊભો કરી શકે નહિ, એટલે સૂર્યના ખગ્રાસ ગ્રહણની રાહ જોવાની રહી આઇન્સ્ટાઇને જ કહ્યુ હતુ કે " હુ જે ગુરુત્વાકર્ષણની વાત કરી રહ્યો છુ તેની કસોટી સૂર્યના ખગ્રાસ ગ્રહણ સમયે થઇ શકે " પરતુ ગ્રહણના દિવસે સૂર્યની આસપાસ પ્રકાશવાળા તારા હોય તોજ તે તારાઓના કિરણો સૂર્યની પાસે થઇને પસાર થાય અને સૂર્યનુ આકર્ષણ અનુભવીને તે વાકુ વળી જાય કોઇ ખગોળશાસ્ત્રીને પૂછીએ કે સૂર્યની આસપાસ ચળકતા તારાઓ કયે દિવસે હોય છે ? તો તેનો જવાબ મળશે કે દર વર્ષની મે માસની ૨૦મી તારીખે સૂર્યની આસપાસ ચળકતા તારાઓ હોય છે અને એવો સરસ અકસ્માત બની ગયો કે ખગ્રાસ સૂર્યગ્રહણ દેખાડવાનો દિવસ એક જ હતો આવો દિવસ ફરી ૧૯૩૮મા આવવાનો હતો દિવસે સૂર્યની આસપાસના કિરણોના ફોટોગ્રાફ લેવા માટે મહિનાઓ અગાઉ તૈયારી કરવામા આવી, ખગોળ શાસ્ત્રીઓની બે ટુકડી આ કાર્ય માટે તૈયાર કરવામા આવી એક ટુકડી આફ્રિકાના પશ્ચિમ કિનારા પાસે આટલાટિક મહાસાગરમા પ્રીન્સિપ નામના ટાપુ ઉપર ગઈ અને બીજી ટુકડી બ્રાઝિલ ગઈ જ્યારે સૂર્યની અસરથી પ્રકાશનુ કિરણ મુક્ત હતુ ત્યારે ફોટોગ્રાફ લેવાયો હતો, અને તે ફોટોગ્રાફમા સૂર્યનુ કિરણ વાકુ ન હતુ, સીધુ હતુ (જુઓ આકૃતિ ૨)




જ્યારે સૂર્ય પાસે થઇને તારાનુ કિરણ પસાર થયુ ત્યારે કિરણ વાકુ બન્યુ (જુઓ ઉપરની આકૃતિ ૩) આકૃતિ (૨)મા બીજા તારાઓની અપેક્ષાએ ક નો

ફોટોગ્રાફ લેવામાં આવ્યો છે. અને આકૃતિ (૩)માં સૂર્યગ્રહણ સમયે બીજા તારાઓની અપેક્ષાએ 'ક'નો ફોટોગ્રાફ લેવામાં આવ્યો છે. બંને ફોટોગ્રાફને સરખાવીએ તો ગ્રહણ સમયે 'ક' તારો તેના સ્થાનેથી બીજા તારાઓની અપેક્ષાએ ખસ્યો જણાય છે. આમ બનવાનું કારણ સૂર્યના આકર્ષણને લઈને 'ક'નું કિરણ વાંકું થયું છે તે છે. આઈન્સ્ટાઈને કહ્યું હતું કે કિરણની વાંકાશ ૧·૭૪ સેકંડ‡ થશે. ન્યૂટને તેના નિયમ પ્રમાણે આ વાંકાશ બરોબર આનાથી અર્ધી ·૮૭ સેકંડ કહી હતી. ફોટોગ્રાફો શું કહે છે તેની અતિશય આતુરતાપૂર્વક રાહ જોવાતી હતી. પ્રિન્સિપ ટાપુના ફોટોગ્રાફમાં વાંકાશ ૧·૬ સેકંડ અને બ્રાઝિલના ફોટોગ્રાફમાં ૧·૯૮ સેકંડ હતી. બંને માપ આઈન્સ્ટાઈનના માપની નજીકમા હતા. આઈન્સ્ટાઈનના ગુરુત્વાકર્ષણના સિદ્ધાંતનો આ બહુ મહત્વનો વિજય હતો. ત્યાર બાદ દરેક સમયે આઈન્સ્ટાઈનના સિદ્ધાંતને પુષ્ટિ મળી છે.

એક રસ પડે એવો પ્રશ્ન પૂછી શકાય જો તારાઓ પ્રકાશનાં કિરણોને ખેંચે છે તો જે તારાનાં કિરણો તારાના વજનના આકર્ષણથી તે તારામાં જ રહે, તેની બહાર જઈ શકે નહિ તે તારાનું વજન કેટલું હોવું જોઈએ? સૂર્યનું વજન કેટલાગણું વધારે હોવું જોઈએ જેથી તે પોતાનાં કિરણોને પૂરેપૂરા ખેંચી રાખવા સમર્થ બને? જો સૂર્યનું વજન અત્યારે છે તેના કરતાં ૪૦૦,૦૦૦ ગણું હોય તો તેનું આકર્ષણ એટલું પ્રબળ બનત કે તેનું એક પણ કિરણ તેની બહાર જઈ શકત નહિ. જો કોઈ તારાઓ આવા સઘન હોય તો તેઓ ગમે તેટલા નજીક હોય અને ગમે તેટલા તેજસ્વી હોય તો પણ તેમને આપણે જોઈ શકીએ નહિ.

હવે આપણે ત્રીજી કસોટી જોઈએ.

### કાળ ઉપર ગુરુત્વાકર્ષણની અસર :

ગુરુત્વાકર્ષણનો નિયમ એમ કહે છે કે જેમ એક પદાર્થ મોટો તેમ તેના ઉપર સમય ધીમેથી પસાર થાય; પૃથ્વી કરતાં ગુરુ ઘણો મોટો છે તેથી પૃથ્વી ઉપર ૬૦ મિનિટ થાય તેના કરતાં ગુરુ ઉપર ૬૦ મિનિટ કરતાં ઓછો સમય થાય; અને પૃથ્વી કરતાં સૂર્ય ઘણો મોટો છે એટલે સૂર્યની ઘડિયાળમા ૬૦ મિનિટ કરતાં ઓછી મિનિટો થાય. આઈન્સ્ટાઈને ગણ્યું હતું કે જ્યારે પૃથ્વી ઉપર ૧·૦૦૦૦૨ સેકંડ થાય ત્યારે સૂર્ય ઉપર પૂરી ૧ સેકંડ થાય.

આ નિયમની ખાતરી કેવી રીતે કરીશું? આપણે સૂર્ય ઉપર અને પૃથ્વી ઉપર એક સમયે ઘડિયાળ મૂકીએ અને તેને થોડા થોડા સમયને અંતરે સરખાવીએ તો આપણને આ વિધાનની ખાતરી કરવાનો મોકો મળે. જ્યારે સૂર્ય ઉપર ૫૦૦,૦૦૦ સેકંડો થશે ત્યારે પૃથ્વી ઉપર તેથી ૧ વધારે સેકંડ એટલે ૫૦૦૦૦૧ સેકંડો થશે. એટલે કે ૭ દિવસ કરતાં જરાક જ ઓછા સમયમા અને ઘડિયાળો વચ્ચે એક સેકંડનો તફાવત જોઈ શકીશું. પરંતુ એક જ મુશ્કેલી છે કે આપણે સૂર્યની ઉપર ઘડિયાળ મૂકી શકતા નથી. ત્યારે શું આપણે કાંઈ કરી શકીશું નહિ? હાથ જોડીને બેસી રહેવું પડશે? ના, ના, સૂર્ય ઉપર આપણું વધારે સારું ઘડિયાળ છે, અને તે અણુ-ઘડિયાળો છે. પૃથ્વી ઉપર જુદા જુદા અણુઓ છે અને એવા જ જુદા જુદા અણુઓ સૂર્ય ઉપર પણ છે.

ભિન્ન ભિન્ન પ્રકારના અણુમાંથી ભિન્ન ભિન્ન જાતનો પ્રકાશ નીકળે છે. જો પૃથ્વી ઉપરના અણુમાંથી નીકળતા પ્રકાશના આંદોલનોને સૂર્ય ઉપરના તે જ પ્રકારના અણુમાંથી નીકળતાં પ્રકાશના આંદોલનોની સાથે સરખાવીએ તો માલુમ પડવુ જોઈએ કે પૃથ્વી ઉપરના આંદોલનો કરતાં સૂર્ય ઉપરનાં આંદોલનો દર સેકંડે ઓછા થવા જોઈએ. એટલે કે પૃથ્વીના કરતાં સૂર્યનાં આંદોલનો વધારે સમય લે છે; અર્થાત્ સૂર્ય ઉપરની ક્રિયાઓ ધીમી ગતિએ ચાલે છે.

પૃથ્વી ઉપર ઊભા રહીને સૂર્યના અણુનાં આંદોલનો ગણવા અશક્ય છે, પરંતુ આંદોલનોની અસર જોવી શક્ય છે; જો આંદોલનો ઓછા હોય તો જે

‡ ખૂણાના ૧ અંશનો ૩૬૦૦મો ભાગ; સેકંડ $\frac{૧}{૩૬૦૦}$ અંશ.

રંગના આંદોલનો ઓછાં છે, તે રંગ સૂર્યના સ્પેક્ટ્રમમાં વધારે દેખાવો જોઈએ. રાતો રંગના આંદોલનો બધા રંગોમા સૌથી ઓછા છે એટલે સૂર્યના સ્પેક્ટ્રમમાં રાતો રંગ વધારે દેખાવો જોઈએ આ ઉપરાત બીજાં કારણોથી પણ સ્પેક્ટ્રમમા રાતો રંગ દેખાય છે. એટલે માત્ર આ કારણસર જ થતી રાતા રંગની અસરને સાપેક્ષતાવાદી અથવા આઇન્સ્ટાઇનીય અસર કહેવાય છે.

સૂર્યના અણુમા આવી રાતી અસર જોવાનો પ્રયોગ કરવામા આવ્યો, અને આ પ્રયોગ અંશતઃ સફળ થયો. તેના અણુમાથી પેદા થતા સ્પેક્ટ્રમના કિરણોમા રાતો રંગ સ્પષ્ટ રીતે પ્રબળ ભાગ ભજવતો હતો, એટલે સૂર્ય ઉપર સમયનો પ્રવાહ પૃથ્વી ઉપરના પ્રવાહ કરતાં ધીમો છે—એ સિદ્ધ થયું. પરંતુ તે રાતા રંગની અસર એટલી અલ્પ હતી કે તે માપી શકાય એવી ન હતી.

ગુરુત્વાકર્ષણની અસર સમય ઉપર થાય છે, તેની ગણતરી કરવાની વાત ઊભી ને ઊભી રહી. જે તારાનુ વિશિષ્ટ ગુરુત્વ સૂર્યના કરતા અનેક ગણું હોય તેવા તારાના અણુઓનું સ્પેક્ટ્રમ તપાસવું જોઇએ. આવો એક તારો વ્યાધ Serius છે, જેનો વ્યાસ સૂર્યના વ્યાસ કરતા ૩૩ મા જ ભાગનો છે, પરતું જેની ઘનતા સૂર્ય કરતાં ૨૫૦૦૦ ગણી છે. એટલે વ્યાધ ઉપરના દ્રવ્યના માત્ર એક પ્યાલાનું વજન ૧૮ ટન જેટલું થાય! આવા અતિશય વજનદાર તારા ઉપર જીવન બહુ ધીમુ ચાલે; અને ત્યા રહેતા મનુષ્યનું વજન એટલું બધું હોય કે તે પોતાના જ ભાર નીચે એટલો બધો દબાઈ જાય છે કે તે પોતાના સ્થળેથી એક પણ તસુ ખસી શકે નહિ!

સૂર્ય ઉપર જેટલી રતાશ હોય તેના કરતા વ્યાધ ઉપર ૩૦ ગણી રતાશ હોય, એટલે તે સહેલાઈથી માપી શકાય તેવી હતી ઈ. સ. ૧૯૨૫મા એડમ્સ નામના ખગોળશાસ્ત્રીએ વ્યાધ ઉપરનાં અણુના સ્પેક્ટ્રમનાં કિરણો તપાસ્યાં અને તેણે જોયું કે રતાશ ૩૦ ગણી હતી. એટલે ત્યા જીવન ધીમે ધીમે વહતું હતું, અને સમય પણ મંદ મંદ ગતિએ વહતો હતો. જ્યા ગુરુત્વાકર્ષણ વધારે હોય ત્યાં સમય મંદ રીતે વહે એ વ્યાધની ક્રિયાઓના માપ ઉપરથી ચોક્કસ થઈ શક્યું.

## વિશ્વનું અસ્તિત્વ અને રૂપ

વિશ્વની અંદરના પદાર્થોનું અસ્તિત્વ અવકાશને વાળે છે, તેને વળાંક આપે છે. આખા વિશ્વમા જેટલો પદાર્થ છે તે સર્વ મળીને તેને જે વળાંક આપે છે તેનુ પરિણામ એ આવે છે કે અવકાશ વળતો વળતો ગોળ બનીને પોતાની અસલ જગ્યાએ આવે છે. વિશ્વ ગોળ દડા જેવું બને છે. તે અનન્ત નથી બનતુ પણ સાન્ત બને છે, infinite નહિ પરતું finite બને છે; અને વધારામાં તે જ્યારે પૂરું થાય છે ત્યારે કોઈ દિવાલ અથવા સીમા તેને હોતી નથી; વિશ્વ સાન્ત અને દિવાલ વિનાનું છે. finite but unbounded છે—જેવી આપણી પૃથ્વી છે.

આપણે અહીંથી એક માઇલના વ્યાસનું વર્તુળ દોરીએ તો તેનો પરિઘ ૩·૧૪ માઇલ થાય; પરંતુ જો આપણે અહીંથી અબજો માઇલના વ્યાસનું વર્તુળ દોરીશું તો તેનો પરિઘ ૩·૧૪ ગણો નહિ થાય, પરતું તે ઓછો થશે; કેમકે વિશ્વ સપાટ નથી; પરતું તે વાંકા અવકાશવાળી બંધ થઇ ગયેલી આકૃતિ છે.

વિશ્વનું સ્વરૂપ આવું હોવાથી તેનું શું પરિણામ નીપજે? અહીં એક વ્યક્તિએ પોતાના વાળ કપાવ્યા છે અને તે વ્યક્તિ માથાનો પાછલો ભાગ જોવા ત્યા કાચ ધરે છે અને તેમા પડેલુ પ્રતિબિંબ જોવા તેના સન્મુખ રહેલા કાચ તરફ દૃષ્ટિપાત કરે છે; પણ તેને આમ કરવાની શું જરૂર છે? કુદરત જ તેના બન્ને કાચોની ગરજ સારે છે; માથાના પાછલા ભાગમાથી નીકળેલુ પ્રકાશનું કિરણ એક સેકંડના ૧૮૬૦૦૦ માઇલની ગતિથી વિશ્વમા દોડી જશે અને વિશ્વની ગોળાશને લઇને તેની આંખની સમક્ષ આવીને ઊભું રહેશે; તેમાં તે પોતાના માથાનો પાછળો ભાગ જોઈ શકશે. હા,

પરંતુ તેમાં એક જ મુશ્કેલી છે, અને તે એ છે કે તે વ્યક્તિને કિરણ જોવા માટે બરાબર ધીરજ જોઈશે; તે કિરણ પાછું તે જ સ્થળે આવશે, જરૂર આવશે, પરંતુ તેમ કરતાં તેને કરોડો નહિ અબજો વર્ષો લાગશે. વિશ્વ એટલું મોટું છે કે કિરણને અસલ જગ્યાએ આવતાં અસંખ્ય વર્ષો લાગે; તેથી આપણે આપણા વાંસાને અબજો વર્ષો પછી જોઈ શકીએ.

આ સ્થળથી આગળ, જમણી બાજુ અને ઊંચે એમ ત્રણ સીધી લીટીઓ દોરીએ તો તે ત્રણે લીટીઓ પાછી અહીં જ ભેગી થશે, કેમકે વિશ્વ ગોળ છે.

વિશ્વનો વ્યાસ ૨૦૦ કરોડ પ્રકાશ વર્ષ છે; (એક સેકંડે ૧૬૦૦૦ માઈલની ગતિએ પ્રવાસ કરતાં એક વર્ષમાં જેટલો પ્રવાસ થાય તેટલા માઈલોને એક પ્રકાશવર્ષ કહેવામાં આવે છે.) તેથી પ્રકાશને તે જ સ્થળે પાછો ફરતાં લગભગ ૬૦૦ કરોડ પ્રકાશ વર્ષ લાગે !

ધારો કે આપણે એટલાં વર્ષ જીવ્યા અને આપણે તે કિરણ જોઈએ તો તે કેવું હશે? આપણે જાણીએ છીએ કે કિરણને પણ વજન છે અને તેના ઉપર બીજા પદાર્થોની અસર થાય છે. કિરણ અવકાશમાં પ્રવાસ કરતું હશે ત્યારે સૂર્ય કરતાં અનેક ગણા મોટા તારાઓના ગુરુત્વાકર્ષણની અસર તેના ઉપર થશે; તે પ્રકાશ ખેંચાઈ જશે, અને તેથી તે કિરણ અહીં પહોંચશે ખરું. પરંતુ અસલના તેજસ્વી સ્વરૂપે તે નહિ પહોંચે—ઓછા કે વધતા ઝંખવાયેલા તેજે તે અહીં પહોંચશે.

**ન્યૂટન અને આઇન્સ્ટાઈન :**

પૃથ્વી ઉપર ગુરુત્વાકર્ષણની જે પ્રક્રિયા બને છે તે વિશે ન્યૂટને તેમ જ આઇન્સ્ટાઇને બંનેએ કહ્યું હતું કે સૂર્યમાળા તેના ખુલાસા માટે પૂરતી છે. સૂર્યમાળાની અંદરના ગુરુત્વાકર્ષણમાં વિશ્વના દૂરના તારાઓ કાંઈ ભાગ ભજવતા નથી. બન્નેના સિદ્ધાંતોમાં આટલું સામ્ય હતું.

પરંતુ પછી બન્નેના સિધ્ધાંતોમાં ફેર પડ્યો. ન્યૂટને કહ્યું કે સૂર્યનું બળ પૃથ્વીને ખેંચે છે અને તેથી તે તેની આસપાસ ભ્રમણ કરે છે. આઈન્સ્ટાઇને કહ્યું કે સૂર્યનું બળ નહિ પણ દળ (mass) તેની આસપાસના અવકાશમાં ફેર કરે છે, તેની આસપાસની ભૂમિતિમાં એવા ફેરફારો કરે છે કે પૃથ્વી તેની આસપાસ અંડાકૃતિમાં ફરે છે. ન્યૂટને બળનો ઉલ્લેખ કર્યો હતો; આઇન્સ્ટાઇને બળનો છેદ જ ઉડાડી દીધો હતો; અને તેને સ્થાને ભૂમિતિનો ઉપયોગ કર્યો.

ન્યૂટનનું બળ દૂરસ્થ પ્રક્રિયા action-at-a distance કરતું હતું, પણ આઇન્સ્ટાઈનના સિધ્ધાંતમાં દૂરની ક્રિયાને સ્થાન હતું નહિ. ન્યૂટન કહેતો કે સૂર્યની અસર પૃથ્વી ઉપર તરત જ થાય છે, તેમાં જરાપણ સમય જતો નથી. પરંતુ આઇન્સ્ટાઇનના અભિપ્રાય અનુસાર કોઈ પણ ક્રિયાની ગતિ પ્રકાશની ગતિ કરતાં વધારે ઝડપી હોઈ શકે નહિ. પ્રકાશની ગતિ દર સેકંડે ૧૮૬૦૦૦ માઈલ છે, તે કરતાં વધારે ઝડપથી સૂર્યનું બળ કામ કરી શકે નહિ; તેથી ગુરુત્વાકર્ષણની ક્રિયામાં સમય વ્યતીત થાય જ.

ન્યૂટનના સિધ્ધાંતમાં સૂર્ય અને પૃથ્વી વચ્ચે બળની ક્રિયા તત્કાળ થતી હતી; તેમની વચ્ચે કોઈ માધ્યમ હતું નહિ; પરંતુ આઇન્સ્ટાઈનના સિધ્ધાંત પ્રમાણે આવું બની શકે નહિ; પૃથ્વી ઉપર સફરજન પડે છે તે પૃથ્વીના દળની વાંકાશને લઈને આવે છે, અને પૃથ્વી અને સફરજન વચ્ચે બળના ક્ષેત્રનું field નું માધ્યમ હતું. આ ક્ષેત્રના સિધ્ધાંતનું અસ્તિત્વ ન્યૂટનના સમયમાં હતું નહિ. ઓગણીમી સદીમાં ક્ષેત્રનો સિધ્ધાંત અસ્તિત્વમાં આવ્યો, જ્યાં જ્યાં વિદ્યુત કે ચુંબકત્વ જેવાં બળો અવકાશમાં કાર્ય કરે છે ત્યાં ત્યાં ક્ષેત્રનું અસ્તિત્વ હોય છે.

આ ઉપરાંત ન્યૂટનના ગણિતમાં પણ આઇન્સ્ટાઇને સુધારો કર્યો.

વિશેષમાં આઈન્સ્ટાઇને કહ્યું કે પ્રયોગ કરીને મારા સિધ્ધાંતોની ચકાસણી કરો અને એ પ્રયોગોએ ઉત્તર આઈન્સ્ટાઈન પક્ષમાં આપ્યો.

આ પ્રમાણે આઈન્સ્ટાઇને ન્યૂટનના સિદ્ધાંતોમાં સુધારો કર્યો; ધીમે ધીમે એનો સ્વીકાર વધતો ગયો અને છેલ્લા પચાસ વર્ષ એનું સામ્રાજ્ય જામેલું હતું. મોટે ભાગે સહુ વિજ્ઞાનીઓએ આ સિધ્ધાંતોનો સ્વીકાર કર્યો હતો. પરંતુ કેટલાક બહાદુર, હિમ્મતવાળા વિજ્ઞાનીઓને ગળે આ સિધ્ધાંતો ઊતર્યા ન હતા; તેઓની ખોજ અવિરત રીતે ચાલુ હતી. આવા વિજ્ઞાનીઓમાંથી બે સાથી-વિજ્ઞાનીઓ, જે છેલ્લા સાત વર્ષથી ગુરુત્વાકર્ષણના સિદ્ધાંતો પાછળ બરાબર મંડ્યા હતા તેમણે, ૧૯૬૪ના જૂનની ૧૧ મી તારીખે કેમ્બ્રીજમાં રોયલ સોસાયટીના મકાનમાં જ્યાં (ચિત્રમાંના) ન્યૂટનની પ્રતિભા-સંપન્ન ચક્ષુઓ જોઈ રહી હતી ત્યાં, વિજ્ઞાનવિદોની સમક્ષ પોતાનો નવો સિધ્ધાંત જાહેર કર્યો હતો. આ વિજ્ઞાનીઓમાં એક હતો કેમ્બ્રીજનો જાણીતો વિજ્ઞાની હોઈલ અને બીજો હતો ૨૬ વર્ષનો ભારતીય યુવાન શ્રી જયંત વિષ્ણુ નારલીકર.

### હોઇલ અને નારલીકર :

"તમે શું નવું જાહેર કર્યું?" એમ જ્યારે હોઈલને પૂછવામાં આવ્યું ત્યારે તેમણે કહ્યું "જેમ ન્યૂટનના સિધ્ધાંતોમાં આઇન્સ્ટાઇને આમ તેમ થોડો ફેરફાર કર્યો હતો તેમ અમે આઇન્સ્ટાઇનના સિધ્ધાંતોમાં થોડો ઘણો ફેરફાર કર્યો છે."

જ્યારે આજ પ્રશ્ન નારલીકરને પૂછવામાં આવ્યો ત્યારે તેણે ઉત્તર આપ્યો કે "અમે કાંઈ ખાસ નવું નથી કર્યું; અમે માત્ર વિયેનાના વિજ્ઞાની અનેંસ્ટ મેકની ફિલસુફી ગણિતબધ્ધ કરી છે."

### ગુરુત્વાકર્ષણનો નવો ખુલાસો :

ઇ. સ. ૧૮૭૨ માં મેકે કહ્યું હતું કે ન્યૂટનના કથન અનુસાર સૂર્યમાળા પૂરતું ગુરુત્વાકર્ષણ સીમિત છે; પરંતુ વાસ્તવિક રીતે કોઈ પણ પદાર્થ ઉપર વિશ્વના સમગ્ર દ્રવ્યના સરવાળાની અસર થાય છે. દૂર દૂર આવેલા તારાઓ, જે દેખાય છે અને જે દેખાતા નથી, એમની અસર પણ આપણી પૃથ્વી ઉપરના દ્રવ્યોના ગુરુત્વાકર્ષણમાં ભાગ ભજવે છે.

આઇન્સ્ટાઇને મેકના આ સિધ્ધાંતને પોતાના સિધ્ધાંતમાં વણી લેવા પ્રયત્ન કર્યો હતો, પરંતુ તેમાં તે નિષ્ફળ ગયો હતો; બીજા કેટલાક વિજ્ઞાનીઓ પણ નિષ્ફળ ગયા હતા. હવે હોઇલ અને નારલીકરે તે સિધ્ધાંતનો સ્વીકાર કર્યો છે, અને તે પ્રમાણે ગુરુત્વાકર્ષણના સમીકરણો બનાવ્યા છે.

આઇન્સ્ટાનનાં સમીકરણો અને નવાં સમીકરણોમાં બહુ તફાવત નથી; તેઓ ઘણા અંશે મળતાં છે; બન્ને વચ્ચે ફેર અલ્પ છે.

### નવાં સમીકરણો :

આ સમીકરણોએ ગુરુત્વાકર્ષણનાં ક્ષેત્રોનો સ્વીકાર કર્યો નથી; અને દૂરસ્થ પ્રક્રિયા action–at distance નો સ્વીકાર કર્યો છે જે દૂરસ્થ પ્રક્રિયામાં ન્યૂટન માનતો હતો, અને જેમાં આઇન્સ્ટાઈન માનતો ન હતો તેને હોઇલ-નારલીકરે પુનર્જીવન આપ્યું છે. તેથી હવે આપણે ૨૦૦ વર્ષ પાછા જઈએ છીએ.

### ૧ લો પ્રશ્ન :

જૂનાં અને નવાં સમીકરણોના ગણિતમાં અલ્પ જ ફેર છે, પરંતુ તેનાં પરિણામોમાં આશ્ચર્યજનક ફેરફારો છે. જો વિશ્વમાંનું એક દ્રવ્ય રાખીને બીજાં બધાં દ્રવ્યને ખસેડવામાં આવે, તેનો નાશ કરવામાં આવે, તો તે એક માત્ર દ્રવ્યનું દળ રહે કે નહિ? આઈન્સ્ટાઈનનું ગુરુત્વાકર્ષણ ભૂમિતિ ઉપર અવલંબે છે એટલે તે કહે કે એ દ્રવ્યને દળ હોય. પરંતુ હોઇલ–નારલીકરના નવા સિદ્ધાંત અનુસાર એક દ્રવ્યનું દળ વિશ્વના અન્ય સર્વ દ્રવ્યના ગુરુત્વાકર્ષણના ફળરૂપે હોય છે, અને જ્યારે બીજું સર્વ દ્રવ્ય અસ્તિત્વ ધરાવતું ન હોય ત્યારે આ દ્રવ્યને દળ હોઇ શકે નહીં.

### બીજો પ્રશ્ન :

વિશ્વના અર્ધા તારાઓ ખસેડી લેવામાં આવે તો આપણા ઉપર શું અસર થાય?

આઈન્સ્ટાઇનની માન્યતા પ્રમાણે કોઇપણ જાતની અસર થાય નહિ. પણ હોઇલ–નારલીકર

શું કહે છે? તેઓ કહે છે કે પૃથ્વી ઉપરના દરેક દ્રવ્યનાં વજન અને દળ બમણાં થાય; સૂર્યનું દળ ૨૫૬ ગણું વધે અને તેનો પ્રકાશ સો ગણો થાય અને આપણી પૃથ્વી તેના તાપમાં ભસ્મીભૂત થઈ જાય. દૂરના તારાઓના અસ્તિત્વનો અને આપણો કેવો ગાઢ સંબંધ છે!

**પ્રશ્ન ત્રીજો :**

જો વિશ્વમાંનું સર્વ દ્રવ્ય નાશ પામે તો વિશ્વનું બંધારણ રહે કે નહિ? તેમાં અવકાશ રહે કે નહિ? આઈન્સ્ટાઈનના મત પ્રમાણે તે બંધારણ (structure) રહે. પરતું હોઈલ–નારલીકર પ્રમાણે વિશ્વનું અસ્તિત્વ જ રહે નહિ, અને તેથી તેનું બંધારણ હોય નહિ અને અવકાશ પણ હોય નહિ.

ઉપર પૂછેલા ત્રણ પ્રશ્નોના ઉત્તરો બહુ રસ પડે તેવા છે, પરંતુ તે ઉત્તરોની યથાર્થતાની સાબિતી કેવી રીતે મળી શકે? હોઈલ–નાર્લીકર કહે છે, તેની સાબિતી મળી શકે તેમ નથી અને તદુપરાંત તે ઈચ્છવા જેવી પણ નથી. આઈન્સ્ટાઈને જે વિધાનો કર્યાં હતાં તેના પક્ષમાં તેણે પ્રાયોગિક સાબિતીઓ પણ કરી બતાવી હતી.

**નવાં સમીકરણો :**

તદુપરાંત હોઈલ–નાર્લીકરે ગુરુત્વાકર્ષણનાં જે અભિનવ સમીકરણો રજૂ કર્યાં છે તે આઈન્સ્ટાઈનનાં સમીકરણો કરતાં થોડેક અંશે વધુ સંકુલ છે. આઈન્સ્ટાઈનનાં સમીકરણો જેવાં કે—

$$ds^2 = g11 d_{x_1}^2 + 2 g_{12} d_{x_1} d_{x_2} + g_{22} d_{x}^2$$

જેમાં સામાન્ય ગણિતજ્ઞોની ચાંચ બૂડતી નથી તેથી પણ વધારે અઘરાં, અમૂર્ત સમીકરણો હોઈલ–નાર્લીકરે રજૂ કર્યાં છે. રૉયલ સોસાયટીના ખંડમાં બેઠેલા વિજ્ઞાનવિદો, જ્યારે યુવાન નાર્લીકરે પાટિયા ઉપર લખેલાં અભિનવ સમીકરણો જોયાં ત્યારે, વિસ્મિત બની ગયા હતા; તેમને 'પણ તે સમીકરણો સમજતાં, પચાવતાં, તેમનું મૂલ્યાંકન કરતાં સમય લાગશે. આ વાતને આઠ મહિના વીતી ગયા છે, પણ હજુ તે સમીકરણોની યથાર્થતા વિશે કોઈ પ્રમાણભૂત અભિપ્રાય રજૂ થયો નથી.

આઈન્સ્ટાઈને જે સમીકરણો રજૂ કર્યાં છે તેમાંથી એવું ફલિત થાય છે કે ન્યૂટનનું સફરજન પૃથ્વી ઉપર પડે અને તે ઊંધી દિશામાં અધ્ધર પણ જાય; આ પ્રમાણે તેમાંથી બે ઉત્તરો મળે છે. પરંતુ હોઈલ–નાર્લીકરનાં સમીકરણો અસંદિગ્ધ છે અને તે પ્રમાણે સફરજન માત્ર પૃથ્વી ઉપર જ પડે.

## વિશ્વનું અસ્તિત્વ

વિશ્વના અસ્તિત્વ વિશે આઈન્સ્ટાઈનના અને હોઈલના બે ભિન્ન સિદ્ધાંતો છે; તેમાં અભિનવ સમીકરણોએ અલબત્ત હોઈલના સિદ્ધાંતોને ટેકો આપ્યો છે. આઈન્સ્ટાઈનની માન્યતા મુજબ મહાકાળની એક ક્ષણે મોટા ધડાકા–Big Bang સાથે સંકોચ પામેલું, એકત્રિત થયેલું દ્રવ્ય વિસ્તરવા માંડયું અને એમાંથી આપણી સૂર્યમાળાઓ અને અન્ય તારાઓ થયાં છે; અને એ વિસ્તરણની ક્રિયા હજુ પણ ચાલુ છે. આપણું વિશ્વ સ્થિર નથી, પણ વિસ્તાર પામવાની ક્રિયા કરી રહ્યું છે; તે expanding universe છે. દૂરના તારાઓ એક સેકંડમાં ૩૫ થી ૪૦ હજાર માઈલની ગતિથી દૂર ને દૂર જતા જાય છે. હોઈલના મત અનુસાર કેટલાક તારાઓ પ્રકાશની ગતિથી પણ વધારે ગતિથી દૂર અવકાશમાં દોડયા જાય છે. આઈન્સ્ટાઈનના અભિપ્રાય પ્રમાણે એક દિવસ વિસ્તરણની આ ક્રિયાનો અંત આવશે અને પછી સંકુચનની ક્રિયા શરૂ થશે, અને એક જ સ્થળે દ્રવ્ય એકઠું થશે અને ફરી પાછું ધડાકા સાથે વિશ્વ વિસ્તરશે. વિશ્વને સંકોચાતાં અને વિસ્તરતાં અબજો વર્ષ વહી જાય છેઃ આવો છે આઈન્સ્ટાઈનનો અભિપ્રાય.

પણ હોઈલ એથી જુદો અભિપ્રાય રજૂ કરે છે. તે કહે છે કે વિશ્વ એ સ્થિર પદાર્થ છે; તેમાં steady state છે, તેમાં વિસ્તરવાની અને સંકોચાવાની ક્રિયા થતી નથી. તારાઓ દૂર ને દૂર જાય છે એટલે ખાલી અવકાશ થાય છે; એ અવકાશ ખાલી ને ખાલી રહે છે? આઈન્સ્ટાઈનનો ઉત્તર હકારમાં હતો. પરંતુ હોઈલ કહે છે કે એ અવકાશ

ખાલી રહેતો નથી, પરંતુ નવા દ્રવ્યથી ભરાઈ જાય છે પણ નવું દ્રવ્ય આવે કયાંથી? નવું દ્રવ્ય એ ખાલી પડેલા અવકાશમાં નવું જ ઉત્પન્ન થાય છે આવું બને ખરું? કાંઈ ન હોય તેમાંથી કાંઈ દ્રવ્ય બને? સહુ કોઈ ના કહે, પણ સહુની જેમ જવાબ આપે એ હોઇલ હોય નહિ તે કહે છે કે, "હા કાંઈ ન હોય તેમાંથી નવું દ્રવ્ય પેદા થઇ શકે જ્યાંથી દ્રવ્ય નાશ પામે છે ત્યાં ખાલી અવકાશમાં સર્જનક્ષેત્ર (Creation Field) શરૂ થાય છે અને તેમાં દ્રવ્યના સર્જનની અને વિનાશની એમ બે ક્રિયાઓ સતત ચાલ્યા કરે છે જ્યારે આ સર્જન ક્ષેત્રને ગુરુત્વાકર્ષણના નવા સમીકરણોમાં ગોઠવવામાં આવે છે ત્યારે જે વિશ્વ ઊભું થાય છે તે સ્થિર વિશ્વ છે–steady state વાળું વિશ્વ છે, અને તે ધડાકા સાથે ઉદ્‌ભવ પામતું, Big Bang સાથે શરૂ થતું વિશ્વ નથી

## સમન્વિત ક્ષેત્ર સિદ્ધાંત:

**(Unified Field Theory)**

એક સમયે વિદ્યુત અને ચુંબકત્વને ભિન્ન ભિન્ન ક્રિયાઓ ગણવામાં આવતી હતી, પરંતુ માલમ પડયું છે કે તે બન્નેનું સ્વરૂપ એક સરખું છે એટલે હવે વિદ્યુત અને ચુંબકત્વ માટે એક જ પ્રકારના સમીકરણો વપરાય છે, હવે પ્રશ્ન એ થાય છે કે જો વિદ્યુત અને ચુંબકત્વ એક હોય તો ગુરુત્વાકર્ષણ અને વિદ્યુત-ચુંબકત્વ પણ એક કેમ ન હોઈ શકે? શું તે સર્વ એક જ સિક્કાની બે બાજુઓ ન હોઈ શકે? શું એક જ સમીકરણોમાંથી ગુરુત્વાકર્ષણ અને વિદ્યુત-ચુંબકત્વ પણ ફલિત થાય એવા સમીકરણો શોધી ન શકાય?

પરંતુ આવી આશાને વેગ આપે એવી કોઈ હકીકતો જોવામાં આવી છે ખરી? કેટલીક આશ્ચર્ય-કારક ઘટનાઓ જોવામાં આવેલી છે ગુરુત્વાકર્ષણ અને વિદ્યુતબળનું ગુણોત્તર ૧ અને ૧૦$^{૪૦}$ ના પ્રમાણમાં છે, અને ઇલેક્ટ્રોનની ત્રિજ્યા અને વિશ્વની ત્રિજ્યાનું ગુણોત્તર પણ ૧ : ૧૦$^{૪૦}$ના પ્રમાણમાં છે (૧૦$^{૪૦}$એટલે ૧૦×૧૦ એમ ચાળીસ વાર)

વળી વિશ્વની અંદરના પ્રોટોનોની સંખ્યા ૧૦$^{૪૦}$×૧૦$^{૪૦}$=૧૦$^{૮૦}$ છે આવો સુમેળ કેટલાક વિજ્ઞાનીઓને કેવળ અકસ્માત જ લાગે છે, પરંતુ બીજા કેટલાક વિજ્ઞાનશાસ્ત્રીઓ એવા પણ છે કે જેઓના અભિપ્રાય અનુસાર આવું સામ્ય એમ દર્શાવે છે કે તેઓ સર્વ એક જ પ્રક્રિયાના જુદા જુદા, એકબીજા સાથે સંકળાયેલા, પાસા છે, અને તેમને એક સમીકરણમાં સુગ્રથિત કરી શકાય આઇન્સ્ટાઇન આવું માનનારાઓમાંનો એક હતો તેણે ત્રીસ વર્ષો ગુરુત્વાકર્ષણ, વિદ્યુત અને ચુંબકત્વને એકસૂત્રમાં જોડનાર સમીકરણો શોધવાની પાછળ ગાળ્યા હતા, તેણે એકવાર તેવા સમીકરણો શોધ્યા હતા અને તેમને તેણે પ્રસિદ્ધ પણ કર્યાં હતા, પરંતુ તે સમીકરણો સાચા ન નીવડવાથી તેણે તેમને રદ કર્યાં, અને ફરી પાછો, નવા સમીકરણો, યથાર્થ સમીકરણો શોધવા પાછળ તે મંડી રહ્યો હતો, પરંતુ નવા સમીકરણો શોધી શકે તે પહેલા તેનું મૃત્યુ થયું

હોઇલ અને નારલીકર માને છે કે આવા સમીકરણો શોધી શકાય, અને હવે તેઓ વિશ્વની મહાન ક્રિયાઓને એક સૂત્રમાં પરોવે એવા સમી-કરણો, સમન્વિત ક્ષેત્રના સમીકરણો (Unified Field સમીકરણો) શોધવા પાછળ મંડવાના છે

# ભારતીય બુદ્ધિપ્રતિભાનું ધોવાણ

## સરકારી જડસુ તંત્રનો અભિશાપ !

પરદેશ જઇ ત્યાની વિદ્યાપીઠોમાં ભણીને, પોતાની બુદ્ધિપ્રતિભા અને શક્તિને પાણીદાર બનાવી, સ્વદેશ પાછા ફરનારા તેજસ્વી મેધાવાન યુવાનો થોડા જ વખતમાં હતાશ બની પાછા પરદેશ ચાલ્યા જઇ ત્યાં ઘર કરી ત્યાંના બની જઇ જીવવા પ્રેરાય છે! શાથી?

આ સમસ્યાનો જવાબ શોધતો એક પત્રકાર પરદેશ જઇ વસેલા અનેક જુવાનોની મુલાકાતો લે છે, ને એમના દિલની મુંઝવણ ને એમના જીવનની સમસ્યા સમજવાની કોશીશ કરે છે. શ્રી. કે. ભાસ્કરરાવના 'ઇંડિયન એક્સપ્રેસ'માં પ્રગટ થયેલા બે લેખોનો સારભાગ અહીં રજુ કર્યો છે.

–કેરાલાનો એક યુવાન સિવિલ એન્જીનીયર પશ્ચિમ જર્મનીના ફ્રેન્કફર્ટ શહેરના કાફેમાં કોફીનો પ્યાલો હાથમાં લેતાં લેતાં કહે છે: 'હાશ! હવે હું મારા ઘરમાં ઠરીને ઠામ થઇશ.'

પશ્ચિમ જર્મનીનુ એ ફ્રેન્કફર્ટ શહેર તે ત્રિવેન્દ્રમના આ જુવાનનું "ઘર" બન્યુ–એવું શાથી?

–બોનમાં જઇ વસેલો પંજાબનો એક યુવાન ફિઝિસિસ્ટ પણ ભારત છોડી બોનમાં ઠરી ઠામ થયા બદલ આવો જ સંતોષ વ્યક્ત કરે છે–શા માટે?

આ યુવાનો કહે છે: ભારત પાછા જઇને ત્યાં અમે કેવળ 'ભણેલા બેકારોના આંકડામાં વૃદ્ધિ કરનારા બન્યા. 'કોઇ કહે છે, લાગવગ વિના ત્યાં કોઇનો ધડો થતો નથી,' જાણે એ સૂત્ર શીખવા સારું ભારતની ધરતીએ મને એકવાર ત્યાં પાછો બોલાવેલો!'

–ઇંગ્લેંડમાં ઠરીને ઠામ થયેલ એક યુવાન ગણિતજ્ઞ કહે છે કે, 'મારા નસીબની બલીહારી જ ગણોને કે ઇંગ્લેંડના નાગરિક થવા માટેના કાયદામાં કડકાઇ આવતાં પહેલાં જ હું અહીં આવી પહોંચ્યો. બાકી ભારતમાં તો મોત કરતાંય માઠું નસીબ મોં ફાડી બેઠેલું હતું–બેકાર રહેવા કરતાંય ભૂંડી દશા હતી. માથે બેઠેલા અધિકારીને તમારા જ્ઞાનનું મહત્વ ને તમારી કાબેલિયત વિષે પરિચય આપવાનું જ અશક્ય છે, ત્યાં તો. હા, ભારત મારો દેશ ખરો, પણ એ વાંઝણી ધરતી છે. તદ્દન વાંઝણી...જુઓ તો ખરા, જે બી. એસ. હાલ્ડેન જેવાનીય એણે શી દશા કરી!'–એના અંતરમાં મૂંગો રોષ પ્રજ્જ્વળી રહ્યો હતો.

–ભૌતિક વિજ્ઞાનમાં નિષ્ણાતની ડીગ્રી મેળવી વિદેશથી હૈદ્રાબાદ પાછો ફરેલો યુવાન થોડા જ વખતમાં પાછો ઓઆવો જઇ ત્યાં જ કામધંધો શોધી સ્થિર થવાના નિર્ણય પર આવી જાય છે.

લેખક એને પૂછે છે· આ તારો કેવો નિર્ણય? આપણા દેશને તો આજે કૃષિક્ષેત્રે ઉન્નતિ કરવાની કેટલી જરૂર છે! તારા જેવા તો કેટલાય યુવાનોનો એને ખપ છે ને તમે આમ દેશ છોડી ચાલ્યા જાવ છો?

પેલો યુવાન એને કહે છે: 'બસ ભાઇ, બસ! આપણા કૃષિખાતાના પ્રધાનો રટે છે એવાં સૂત્રો

તમે મારી આગળ રટવાનુ બધ કરો આ તો બધી ભાષણના મચ પરથી વહેવડાવવા માટેની વાણી છે, બીજુ કઈ જ નહિ હુ ય એ સાભળી સાભળીને જ ભરમાવામા પડીને ઘણુ ઘણુ આથડી આવેલો છુ ભના માણસ! ટેબલ પર બેસી કાગળની બન્ને તે ત્રણ ત્રણ નકલો કરી કરીને, કે હાથ નીચેના માણસો પર હુકમ છોડયેથી કઈ ખેતીનુ ઉત્પાદન વધવાનુ હતુ? મારો ગુનો એટલો જ કે મે એમને આ વાત સમજાવવાની કોશીશ કરી સરકારી ખાતાનો આવડો મોટો ગુનો કર્યા પછી વળી ત્યા મારી ભૂસ્તર વિદ્યાની પરખ આપવાનો મોકો મને મળતો હશે? એકાદ ઓફિસમા બેઠા બેઠા પટાવાળાની આણી આપેલ કૉફી પીતા પીતા જીદગી કાઢવી મને મજુર ન હતી મારી ભૂસ્તરવિદ્યાને કાટ ચઢી જતા લાગી, સ્વદેશના એ બધિયાર ખાબોચિયામા પડી રહેવા કરતા પરદેશ આવી એ વિદ્યાનો ઉપયોગ કરી જીવન ગુજારવામા ખોટુ શુ છે, એ કહો મને'

—કુર્ગની એક મહિલાએ પોષક તત્ત્વોના નિષ્ણાત તરીકેની ડીગ્રી મેળવ્યા પછી કોઈ હાઈસ્કુલના વિદ્યાર્થીઓના શરીરશાસ્ત્રના પ્રાથમિક કક્ષાના પ્રશ્નપત્રો તપાસવાનુ માડી વાળી નોર્થ કેરોલીનાનો રસ્તો લીધો ને ત્યાની એક યુનિવર્સિટીમા જોડાઈ પોતાનુ સશોધન કાર્ય આગળ ધપાવવાનુ પસદ કર્યુ

—રોડેશિયાનો એક વિજ્ઞાન વિશારદ ઑક્સફર્ડ જઈ ભણ્યો ને ભારત આવ્યો પણ ક્યાય મૂળ નાખવાની ધરતી ન જડતા પીટર્સબર્ગ પાછો આવી અહીંના વેરહાઉસ-હાઉસમા કામે વળગ્યો

માઇસોરનો એક વનસ્પતિ વિજ્ઞાની યેલ ખાતે આવી ભણ્યો ભારત પાછો ફર્યો પણ પોતાની શક્તિ અજમાવવાનું ક્ષેત્ર ન જડતા સરકાર પાસેથી લીધેલ સ્કોલરશીપની રકમ દેવુ કરીને ચૂકવી આપી પોતે સિંગાપોર જઈ વસ્યો ને ત્યા સશોધન કાર્ય આગળ ધપાવે છે

આવા તો ભારતના કઈ કેટલાય યુવાનો યુરોપ-આફ્રિકા અને એશિયાના જુદા જુદા દેશોમા વીખરાઈને પડેલા જોવા મળે છે કારણ?

● તેજસ્વી યુવાનોમા દેશદાઝનો અભાવ નથી આ તો સરકારી જડસુતાનો અભિશાપ છે

પરદેશ ભણી આવી, દેશમા પોતાના મૂળ જમાવવામા નિષ્ફળ નીવડતા ફરી પાછા પરદેશ ઊપડી જનારા યુવક યુવતીઓને વિદાય આપતા એમના મિત્રો-સ્વજનો પણ એક જ વેણ કહેતા સાભળવા મળે છે

'બહુ સારું થયુ! જાઓ, અહીં પડયા રહી અમારી જેમ સડવા કરતા ઊપડી જાઓ એ વિદેશોમા અહીં તો કોઈને ય આપણી કિંમત નથી'

*

આમ, ભારતનુ બુદ્ધિધન પરદેશ ભણી વહી રહ્યુ છે ભારતમા બુદ્ધિપ્રતિભાના ક્ષેત્રો પર ઉપેક્ષા અને મૂઢતાનો ખાર પથરાઈ રહેલો છે, ત્યારે અમેરિકા, કેનેડા, યુનાઇટેડ કિંગ્ડમ ને એશિયા-આફ્રિકાના વિવિધ દેશોની મુલાકાત લેનાર કોઈ પણ ભારતીયની આખો ચમકે એટલી સખ્યામા ભારતીય યુવક યુવતીઓ આ ભિન્ન ભિન્ન દેશોમા ખૂણે ખૂણે પોતાની સેવાઓ આપતા નજરે ચઢે છે

કારણ શુ? ઉપરછલ્લી દૃષ્ટિએ જોનાર કોઈ પણ ભારતવાસી કહી નાખશે કે, આ તો પૈસાનો મોહ ને પાશ્ચાત્ય જીવનની સુખમય રહેણી કરણીના આકર્ષણનુ પરિણામ છે આપણા એ યુવક યુવતીઓમા સ્વદેશાભિમાનની કમી છે

પણ લેખક કહે છે કે ભારતવાસીઓની આવી ધારણા તદ્દન ખોટી છે યુરોપ-અમેરિકાના દેશોમા એમને જે વેતન મળે છે તેટલો પગાર આપણો દેશ એમને આપી શકે તેમ નથી, માટે જ તેઓ પરદેશ ચાલ્યા જાય છે એ હકીકતમા કશુ જ તથ્ય નથી એમ હુ નહિ કહુ, પરતુ એ જ પૂર્ણસત્ય સપૂર્ણ કારણ નથી, એમ હુ વિશ્વાસપૂર્વક કહી શકુ છુ કારણ એ પરદેશ ગયેલા યુવક-યુવતીઓને મળવાનો, એમના પરિચયમા આવવાનો

મને મોકો મળેલો છે. પોતાના દેશ પ્રત્યેનું ખેંચાણ એમને નથી સતાવતું એમ નહિ; પરંતુ પોતાની બુદ્ધિશક્તિ જ્યાં નરાતાર નિરુપયોગી જ બની રહેવાની હોય, જ્યાં પોતાને કેવળ કટાઈ ગયેલા અસ્ત્રની માફક કોઈ દફતરની ખોલીમાં કાગળિયાંના ઢગ ઉથલાવતાં પુરુષાર્થવિહોણું જીવન જીવે જવાનું હોય, ત્યાં બંધાઈ રહેવા માણસ રાજી જ કેમ થાય? એની આગળ 'સ્વદેશાભિમાન' કે 'માતૃભૂમિ'નો ઠાલો મંત્ર ભણ્યે શું વળે?

હકીકતે, પરદેશમાં પણ કંઈ તેઓ અનર્ગળ ધનપ્રાપ્તિ કરી શ્રીમંતાઈના ભોગવિલાસમાં જ આળોટતા હોય એવી પરિસ્થિતિમાં જીવતા નથી. એમાંના ઘણાંય યુવક-યુવતીઓ ખૂબ જ સંસ્કારી ને ગંભીરપણે જીવન અંગે વિચાર કરનાર છે. જેના માટે કોઈ પણ દેશ ગૌરવ લઈ શકે એવા હોય છે. પાશ્ચાત્ય જીવનની સંસ્કૃતિ અને ત્યાંના ભોગ-વિલાસની ચમક એમને ઝાઝી આંજી શકેલી નથી. ઘરબાર ને સ્વજનોને છોડી પારકી ભૂમિ પર જીવનભર વસવાની કલ્પનાથી પણ કેટલાકનાં મન દાઝેલાં હોય એમે ય આપણને જોવા મળે છે.

કોપનહેગનમાં જઈ વસેલ એક ભારતીય દુગ્ધા-લયના નિષ્ણાતે (ડેરી એકસપર્ટ) લેખકને કહેલું કે, "ભલા માણસ! જે દેશમાં હું શું જાણું છું તે કરતાં હું કોને ઓળખું છું એ જ વિશેષ મહત્ત્વની વસ્તુ છે તેવી ભૂમિમાં આવીને મારા જેવાએ કરવું શું? અધિકારની ઉચ્ચ પદવીઓ તો બધે ભરેલી જ રહેવાની. આપણી યુનિવર્સિટીઓમાં જ જુઓને, ઘરડા વાઈસચાન્સેલરો – નિવૃત્ત થવાની જેમની ઉંમર થઈ ચૂકેલી છે તેઓ – એ જગાઓ ખાલી કરતા નથી. નવા માણસો, નવા વિચારોને એમના છત્ર હેઠળ ક્યાંય સ્થાન મળવાનું નહિ! ઘરડા ને થાકેલા માણસોની દોરવણી હેઠળ પગલાં ભરતાં આપણા દેશમાં 'જુવાન વર્ગ' તો આજે એક 'જોખમી તત્ત્વ' બની રહેલ છે." (ભારતની અસ્પિતાલોમાં દાક્તરોની ખોટ વરતાઈ રહી છે, ત્યારે ન્યુયોર્ક શહેર એકલામાં ૪૫૦૦ ને બ્રિટનમાં ૧૬૦૦ જેટલા ભારતીઓ દાક્તરી પ્રેક્ટીસ કરી રહ્યા છે.)

*

લેખક કહે છે કે, ભારતની આજની કટોકટીની પળે દેશના સૂત્રધારોમાં આ પરિસ્થિતિ બાબત ચિંતા પ્રગટ થવી જોઈએ, તત્કાલ આ બાબતે કંઈક પગલાં લઈ ભારતીય બુદ્ધિ-કૌશલ ને શક્તિ-સામર્થ્યના આ ધોવાણને અટકાવવા માટેના ઉપાયોની ખોજ થવી ઘટે; એ પ્રત્યે કેવળ ઉપેક્ષા દેખાડીને યા કાનૂનના બંધ બાંધી દીધે કામ સરી જશે એમ માની લેવાની ભૂલ ભારતે નહિ કરવી જોઈએ. જરૂર જણાયે સત્તાના તંત્રથી મુક્ત એવી કોઈ વ્યક્તિ યા વ્યક્તિઓનું "બ્રેન ટ્રસ્ટ" ઊભું કરી, એને ભારતના યુવાન વર્ગમાંથી, દેશ તેમ જ પરદેશોમાંથી બુદ્ધિશાળી, શક્તિશાળી, પ્રતિભાવંત ઉત્સાહી જોમવંતાં તત્ત્વોની ખોજ કરવાનું કામ સોંપી દેવું જોઈએ. ને એની ખોજને પરિણામે હાંસલ થયેલ શક્તિ-કૌશલના પુંજને ભારતના નવઘડતરમાં ઉપયોગી બનાવવવો જોઈએ. ભારતના નવયુવાનોની રજેરજ શક્તિ ભારતના ઉત્થાનમાં કામે લગાડી શકાય તો એ ભારતીય નેતાગીરીને માટે – આપણા સમગ્ર રાષ્ટ્રને માટે લજ્જાસ્પદ ઘટના જ ગણાવી જોઈએ.

*

આજે તો વિચારવંત નાગરિક અને રાજકારણનું તંત્ર સંભાળનારાઓ વચ્ચે જુદાઈનું અંતર એક ઊંડી ખાઈ બનીને ઊભું છે. દરેક ક્ષેત્રે બુદ્ધિ-શક્તિ ને કૌશલવાળો વિદ્યાધન નાગરિક, સામાજિક, રાજકીય ક્ષેત્રની અવ્યવસ્થા ને અંધાધૂંધીભરી પરિસ્થિતિથી અકળાઈ રહ્યો છે. પોતે એમાં કશું જ કરી શકતો નથી એ જોઈ હતાશ-મૂઢ બની જીવી રહ્યો છે. રાજ્ય ને સમાજસંચાલનના કાર્યમાં જો એની શક્તિનો ઉપયોગ કરવાનો માર્ગ આપણા રાજકર્તાઓ ન શોધી શક્યા, ને સમયસર એ માર્ગ ન અપનાવી શક્યા તો, ભારતે બીજા નાના નાના દેશો આગળ પણ શરમાવું પડે તેવી સ્થિતિ આવવાની છે — હજી સમય છે ભૂલ્યા ત્યાંથી ફરી ગણવાનો.

# ઝ્યાં પોલ–સાર્ત્ર

વિલાસ સારંગ
અનુ: મનોહર જોષી

મારા હાથમા એક મીણબત્તી છે. એ મીણબત્તીને નાક પાસે લઈ જાઉં તો એમાંથી એક વિશિષ્ટ ગંધ આવે છે. એ મીણબત્તીને એક વિશિષ્ટ રંગ છે, આકાર છે. આંગળાંને એ ઠંડી કઠણ લાગે છે. એના પર આંગળીથી ટકોર મારું છું તો એક જાતનો અવાજ નીકળે છે. મારી ખાતરી થાય છે કે મારા હાથમા કોઈ વસ્તુ છે. એ મીણબત્તીને હું દીવા પર ધરું છું. જોતજોતામાં એનો આકાર બદલાય છે, રંગ બદલાય છે; એની ગંધ બદલાય છે, એ તપે છે, પીગળવા લાગે છે; એના પર ટકોર મારું છું તોય હવે ધ્વનિ નીકળતો નથી. હું ભ્રમમાં પડું છું કે મારા હાથમાં હતી તે વસ્તુ એ જ કે? જગત વિષેનું મારું જ્ઞાન મારી જ્ઞાનેન્દ્રિયો પર આધારિત છે. પણ મને સમજાય છે કે જ્ઞાનેન્દ્રિયો મને દગો દઈ શકે છે. ત્યારે મારી આસપાસના વિશ્વના અને મારા પોતાના અસ્તિત્વ વિષે મને શંકા થઈ આવે છે. જગતમાં વિશ્વસનીય શું છે એ બદલ વિચાર કરતાં મને લાગ્યુ કે મારો અવિશ્વાસ જ વિશ્વસનીય છે. મારું સાવધપણું (consciousness) શંકાથી પર છે; કારણ કે શંકા લાવવી એટલે ભાન હોવુ અને મારા સાવધપણા પર પણ હું અવિશ્વાસ દર્શાવું તો એનુ અસ્તિત્વ જ સાબીત થાય છે.[1] હું શંકાસ્પદ બનુ છું, વિચાર કરું છુ, તેથી જ હું છુ.

ડેકાર્ટના "પદ્ધતિસરના અવિશ્વાસ"ની (systematic doubt) શરૂઆત આમ થઈ. લગભગ ત્રણસો વર્ષ પછી ઝ્યાં–પોલ સાર્ત્રે અહીંથી જ આરંભ કર્યો.[2] ભાન અને એની આસપાસનું વિશ્વ એ બે વચ્ચેના ફરક પર સાર્ત્રે લક્ષ કેન્દ્રિત કર્યું: 'હું એટલે મારું સાવધપણું.' પણ કેવળ સ્વરૂપમાંનું સાવધપણું એટલે એક નકારાત્મક શક્યતા છે. સાવધપણું કે ભાન સ્વયંપૂર્ણ અસ્તિત્વ બની શકતું નથી. ભાન એટલે કંઈકનું ભાન. આસપાસનું વિશ્વ એ માત્ર કેવળ શક્યતા જ નથી, એ છે. સાવધપણું આ વિશ્વ પર કેન્દ્રિત બને છે. એને પોતાનું ભિન્ન અસ્તિત્વ નથી. એ આજુબાજુના વિશ્વ પર અવલંબિત છે. ભાન અને એનું લક્ષ્ય, જે સ્વયંપૂર્ણ છે, એ બન્નેને સાર્ત્ર અનુક્રમે for itself અને in itself તરીકે ઓળખે છે. આપણે એ બન્નેને "સ્વ" અને "નિર્લેપ સત્તા" કહીશું.

માનવી માત્ર એટલે સભાન. ચોતરફની અગણિત વસ્તુઓની જેમ માણસ પણ એક વસ્તુ નથી. નિર્લેપ સત્તા એટલે વસ્તુનુ સ્વયંપૂર્ણ અસ્તિત્વ. પથ્થર એટલે પથ્થર; બીજું કંઈ નહીં. પણ 'સ્વ' હંમેશ પોતાનાથી આગળ જાય છે. મને પથ્થર વિષે ભાન છે. માનવી અસ્તિત્વ આવી રીતે અવિરત પોતાનાથી આગળ વધે છે. કોઇ વસ્તુની જેમ આપણે આપણા અસ્તિત્વ પર સ્વામિત્વ મેળવી શકતા નથી. આપણે ક્યાં તો 'સ્વ'ની પેલે પાર જઇએ છીએ. ક્યાં 'સ્વ'ની શક્યતા માટે અપૂર્ણ હોઇએ છીએ. આપણી સત્તા (being)નો અને આપણો પોતાનો કદી મેળ જામતો નથી.

---

1. Cogito, ergo sum.

૨. તે:પછી ડેકાર્ટે જે માર્ગ સ્વીકાર્યો એથી ભિન્ન દિશા સાર્ત્રે લેઈ. પોતાના હાથમાની મીણબત્તીના અસ્તિત્વ વિષે અવિશ્વાસ દર્શાવનાર ડેકાર્ટે આગળ ઉપર પરમેશ્વરનું અસ્તિત્વ કબૂલ્યું, ત્યારે, "પરમેશ્વર મરણ પામ્યો છે" એવી નિત્શેની ઉક્તિને સાર્ત્રે યોગ્ય માની.

આ વાત સમજવા માટે કદાચ અઘરી લાગે; જોકે દૈનિક જીવનમાં પણ આપણને એની પ્રતીતિ થાય છે. તમે કોઈ સમારંભમાં મુખ્ય મહેમાન બનીને જાવ; ત્યાં બધાની સાથે હળીમળીને વર્તો, સુંદર ભાષણ આપો. અને સમારંભમાંથી પાછા ફરતી વખતે અચાનક તમને લાગે: "અરે, હું મારી જાતથી દૂર પહોંચી ગયો છું, ભિન્ન બની ગયો છું." પણ આવા પ્રકારનું દૂર નીકળી જેવું માનવીય સ્થિતિ માટે સ્વાભાવિક છે; ના; એ એનું વ્યવચ્છેદક લક્ષણ છે. તમે તમારા વિષે જે ઉદ્‌ગાર કાઢો છો તે બીજી કોઈ વસ્તુ માટે કાઢતા નથી. વસ્તુમાત્રની સત્તા અવિચળ છે; માનવી સત્તા હંમેશ પોતાની જાતથી ટળેલી જ રહે છે.

### અપરિહાર્ય સાહચર્ય

આ માનવી સ્થિતિ. 'સ્વ'નું 'નિર્લેપ સત્તા' સાથેનું સાહચર્ય અપરિહાર્ય છે; આ અપરિહાર્યતા એ આપણી પોતાની facticity અથવા contingency. એ અપરિહાર્યતાને લીધે એક જાતની અસ્વસ્થતા (ઍંગસ્ટ) નિર્માણ થાય છે. આ અપરિહાર્યતા અને એમાંથી ઉદ્‌ભવતી અસ્વસ્થતા એ બંનેનું સાર્ત્રના જ નહીં બીજાઓના અસ્તિત્વવાદમાં પણ મૂળભૂત સ્થાન છે. અસ્તિત્વવાદના પ્રણેતા કર્કગાર્ડે સાર્ત્રથી પણ અગાઉ anxiety, ચિંતા, બીક જેવી ભાવનાઓનું તાત્ત્વિક દૃષ્ટિએ[3] વિવેચન આરંભ્યું હતું. આપણી અસ્થિર અવસ્થામાં આપણે વસ્તુનું સ્વયંપૂર્ણ અસ્તિત્વ પામવા માટે ફાંફાં મારીએ છીએ. 'સ્વ'ના 'નિર્લેપ સત્તા' બનવાના આ ફાંફાં મૂળમાં જ અશક્ય છે. ભાને જ્યાં લગી ભાન છે, ત્યાં લગી એ વસ્તુપદ સુધી પહોંચે એ અશક્ય છે. પોતાની જાતની પેલી પાર જવાની માનવીય અસ્તિત્વમાં જે શક્તિ તે આ રીતે વરદાન પણ છે અને શાપ પણ.

૩. "તાત્ત્વિક દૃષ્ટિએ" એ શબ્દો મહત્ત્વના છે. અસ્તિત્વવાદી ઍંગ્સ્ટ એ એક આધિભૌતિક ભાવના છે. વ્યવહારમાં આપણે જેને અસ્વસ્થતા, બીક ઇત્યાદિને નામે ઓળખીએ છીએ એ માનસશાસ્ત્રીય ભાવના આ મૂળભૂત આધિભૌતિક ભાવનામાંથી જ ઉત્પન્ન થાય છે.

'સ્વ' અને 'નિર્લેપ સત્તા'નો પરસ્પર સંબંધ એ સાર્ત્રના "લેત્ર એ લ,ને આં" (being and nothingness) નો વિષય છે. હેગેલની ડાયલેક્ટિક યુક્તિઓનો, પૂરેપૂરો ઉપયોગ કરી, દેકાર્ટ પાસેથી મેળવેલી કલ્પનાનો સાર્ત્રે વિસ્તાર કર્યો. પોતાના પુસ્તકને સાર્ત્ર 'એ સ્ટડી ઑન ફેનોમિનોલોજિકલ ઑન્ટોલોજી' એ નામે ઉલ્લેખે છે. ઑન્ટોલોજી એટલે સત્તા (being)ના સ્વરૂપનું વિશ્લેષણ. બધા અસ્તિત્વવાદીઓની જેમ સાર્ત્રનું એ મુખ્ય ઉદ્દિષ્ટ છે. હુસેર્લની ફેનોમિનોલોજીનો જેમ એણે ઉપયોગ કર્યો તેમ હાયડેગરના તત્ત્વજ્ઞાનનો પણ ઉપયોગ કર્યો. પણ હાયડેગરની સત્તા (being)ની કલ્પના તદ્દન જુદી જ છે. સાર્ત્રના તત્ત્વજ્ઞાનમાં દેકાર્ટપ્રણિત જે દ્વૈત છે, તે હાયડેગરની સત્તા (જેને એ 'ત્યાં+હોવું' એમ કહે છે)ની કલ્પનામાં નથી.

માનવી અને વસ્તુમાત્ર એ બે વચ્ચેના મૂળભૂત તફાવત પર જ સાર્ત્રના અસ્તિત્વવાદનું પહેલું તત્ત્વ આધારિત છે: 'પહેલાં અસ્તિત્વ અને પછી સાર-તત્ત્વ.'[4] હું બેઠો છું એ ખુરસી એક સુથારે બનાવી છે. ખુરસી એટલે શું એ વિષેની એક ચોક્કસ કલ્પના મનમાં રાખી એણે એ બનાવી. ત્યારે માનવને કોણે ઘડ્યો? પરમેશ્વરે? પણ પરમેશ્વરના મૃત્યુની સુવાર્તા નિત્શેએ ક્યારની જગતને સંભળાવી દીધી છે. માનવને કોઈએ કલ્પના રાખીને ઘડ્યો નથી. માનવીને સારતત્ત્વ નથી કેવળ અસ્તિત્વ છે. "માનવી પ્રથમ અસ્તિત્વમાં આવે છે, પોતાની જાતને જડે છે, મોજાંની જેમ ઊછળે છે—અને ત્યારપછી પોતાની વ્યાખ્યા ઘડે છે. માનવ-સ્વભાવ અસ્તિત્વમાં નથી. કારણ કે એની કલ્પના કરવા માટે પરમેશ્વર જ અસ્તિત્વમાં નથી. માણસ કેવળ છે."

### માનવીનું મૂળભૂત સ્વાતંત્ર્ય

માનવી અસ્તિત્વમાં આવે છે ત્યારે પોતાની જાતને ઘડવાની એને સ્વતંત્રતા હોય છે. આ જ માનવીનું મૂળભૂત સ્વાતંત્ર્ય (freeom). આ સ્વા-

૪. Existence precedes essence

# ઝયાં પોલ–સાર્ત્ર

વિલાસ સારંગ
અનુ: મનોહર જોષી

મારા હાથમાં એક મીણબત્તી છે. એ મીણબત્તીને નાક પાસે લઈ જાઉં તો એમાંથી એક વિશિષ્ટ ગંધ આવે છે. એ મીણબત્તીને એક વિશિષ્ટ રંગ છે, આકાર છે. આંગળાંને એ ઠંડી કઠણ લાગે છે. એના પર આંગળાથી ટકોર મારું છું તો એક જાતનો અવાજ નીકળે છે. મારી ખાતરી થાય છે કે મારા હાથમાં કોઈ વસ્તુ છે. એ મીણબત્તીને હું દીવા પર ધરું છું. જોતજોતાંમાં એનો આકાર બદલાય છે, રંગ બદલાય છે; એની ગંધ બદલાય છે, એ તપે છે, પીગળવા લાગે છે; એના પર ટકોર મારું છું તોય હવે ધ્વનિ નીકળતો નથી. હું ભ્રમમાં પડું છું કે મારા હાથમાં હતી તે વસ્તુ એ જ કે? જગત વિષેનું મારું જ્ઞાન મારી જ્ઞાનેન્દ્રિયો પર આધારિત છે. પણ મને સમજાય છે કે જ્ઞાનેન્દ્રિયો મને દગો દઈ શકે છે. ત્યારે મારી આસપાસના વિશ્વના અને મારા પોતાના અસ્તિત્વ વિષે મને શંકા થઈ આવે છે. જગતમાં વિશ્વસનીય શું છે એ બદલ વિચાર કરતાં મને લાગ્યું કે મારો અવિશ્વાસ જ વિશ્વસનીય છે. મારું સાવધપણું (consciousness) શંકાથી પર છે; કારણ કે શંકા લાવવી એટલે ભાન હોવું અને મારા સાવધપણા પર પણ હું અવિશ્વાસ દર્શાવું તો એનું અસ્તિત્વ જ સાબીત થાય છે.[1] હું શંકાસ્પદ બનું છું, વિચાર કરું છું, તેથી જ હું છું.

ડેકાર્ટના "પદ્ધતિસરના અવિશ્વાસ"ની (systematic doubt) શરૂઆત આમ થઈ. લગભગ ત્રણસો વર્ષ પછી ઝયાં-પોલ સાર્ત્રે "અહીંથી જ આરંભ કર્યો.[2] ભાન અને એની આસપાસનું વિશ્વ એ બે વચ્ચેના ફરક પર સાર્ત્રે લક્ષ કેન્દ્રિત કર્યું: 'હું એટલે મારું સાવધપણું.' પણ કેવળ સ્વરૂપમાંનું સાવધપણું એટલે એક નકારાત્મક શક્યતા છે. સાવધપણું કે ભાન સ્વયંપૂર્ણ અસ્તિત્વ બની શકતું નથી. ભાન એટલે કશાકનું ભાન. આસપાસનું વિશ્વ એ માત્ર કેવળ શક્યતા જ નથી, એ છે. સાવધપણું આ વિશ્વ પર કેન્દ્રિત બને છે. એને પોતાનું ભિન્ન અસ્તિત્વ નથી. એ આજુબાજુના વિશ્વ પર અવલંબિત છે. ભાન અને એનું લક્ષ્ય, જે સ્વયંપૂર્ણ છે, એ બન્નેને સાર્ત્ર અનુક્રમે for itself અને in itself તરીકે ઓળખે છે. આપણે એ બન્નેને "સ્વ" અને "નિર્લેપ સત્તા" કહીશું.

માનવી માત્ર એટલે સભાન. ચોતરફની અગણિત વસ્તુઓની જેમ માણસ પણ એક વસ્તુ નથી. નિર્લેપ સત્તા એટલે વસ્તુનું સ્વયંપૂર્ણ અસ્તિત્વ. પથ્થર એટલે પથ્થર; બીજું કંઈ નહીં. પણ 'સ્વ' હંમેશ પોતાનાથી આગળ જાય છે. મને પથ્થર વિષે ભાન છે. માનવી અસ્તિત્વ આવી રીતે અવિરત પોતાનાથી આગળ વધે છે. કોઈ વસ્તુની જેમ આપણે આપણા અસ્તિત્વ પર સ્વામિત્વ મેળવી શકતા નથી. આપણે ક્યાં તો 'સ્વ'ની પેલે પાર જઈએ છીએ. ક્યાં 'સ્વ'ની શક્યતા માટે અપૂર્ણ હોઈએ છીએ. આપણી સત્તા (being)નો અને આપણો પોતાનો કદી મેળ જામતો નથી.

---

૧. Cogito, ergo sum.

૨. તે:પછી ડેકાર્ટે જે માર્ગ સ્વીકાર્યો એથી ભિન્ન દિશા સાર્ત્રે પકડી. પોતાના હાથમાંની મીણબત્તીના અસ્તિત્વ વિષે અવિશ્વાસ દર્શાવનાર ડેકાર્ટે આગળ ઉપર પરમેશ્વરનું અસ્તિત્વ કબૂલ્યું, ત્યારે, "પરમેશ્વર મરણ પામ્યો છે" એવી નિત્શેની ઉક્તિને સાર્ત્રે યોગ્ય માની.

આ વાત સમજવા માટે કદાચ અઘરી લાગે; છતાં દૈનિક જીવનમાં પણ આપણને એની પ્રતીતિ થાય છે. તમે કોઈ સમારંભમાં મુખ્ય મહેમાન બનીને જાવ; ત્યાં બધાની સાથે હળીમળીને વર્તો, સુંદર ભાષણ આપો અને સમારંભમાંથી પાછા ફરતી વખતે અચાનક તમને લાગે: "અરે, હું મારી જાતથી દૂર પહોંચી ગયો છું, ભિન્ન બની ગયો છું." પણ આવા પ્રકારનું દૂર નીકળી જવું માનવીય સ્થિતિ માટે સ્વાભાવિક છે; ના, એ એનું વ્યવચ્છેદક લક્ષણ છે. તમે તમારા વિષે જે ઉદ્‌ગાર કાઢો છો તે બીજી કોઈ વસ્તુ માટે કાઢતા નથી. વસ્તુમાત્રની સત્તા અવિચળ છે; માનવી સત્તા હંમેશ પોતાની જાતથી ઢળેલી જ રહે છે.

### અપરિહાર્ય સાહચર્ય

આ માનવી સ્થિતિ. 'સ્વ'નું 'નિર્લેપ સત્તા' સાથેનું સાહચર્ય અપરિહાર્ય છે; આ અપરિહાર્યતા એ આપણી પોતાની facticity અથવા contingency. એ અપરિહાર્યતાને લીધે એક જાતની અસ્વસ્થતા (ઍંગ્સ્ટ) નિર્માણ થાય છે. આ અપરિહાર્યતા અને એમાંથી ઉદ્‌ભવતી અસ્વસ્થતા એ બંનેનું સાર્ત્રના જ નહીં બીજાઓના અસ્તિત્વવાદમાં પણ મૂળભૂત સ્થાન છે. અસ્તિત્વવાદના પ્રણેતા કર્કેગાર્ડે સાર્ત્રથી પણ અગાઉ anxiety, ચિંતા, બીક જેવી ભાવનાઓનું તાત્ત્વિક દૃષ્ટિએ[3] વિવેચન આરંભ્યું હતું. આપણી અસ્થિર અવસ્થામાં આપણે વસ્તુનું સ્વયંપૂર્ણ અસ્તિત્વ પામવા માટે ફાંફાં મારીએ છીએ. 'સ્વ'ના 'નિર્લેપ સત્તા' બનવાના આ ફાંફાં મૂળમાં જ અશક્ય છે. ભાન જ્યાં લગી ભાન છે, ત્યાં લગી એ વસ્તુ-પદ સુધી પહોંચે એ અશક્ય છે. પોતાની જાતની પેલી પાર જવાની માનવીય અસ્તિત્વમાં જે શક્તિ તે આ રીતે વરદાન પણ છે અને શાપ પણ.

'સ્વ' અને 'નિર્લેપ સત્તા'નો પરસ્પર સંબંધ એ સાર્ત્રના "લેત્ર એ લ'ને ઑં" (being and nothingness) નો વિષય છે. હેગેલની ડાયલેક્ટિક યુક્તિઓનો પૂરેપૂરો ઉપયોગ કરી, ડેકાર્ટ પાસેથી મેળવેલી કલ્પનાનો સાર્ત્રે વિસ્તાર કર્યો. પોતાના પુસ્તકને સાર્ત્ર 'એ સ્ટડી ઈન ફેનોમિનોલોજિકલ ઑન્ટોલૉજી' એ નામે ઉલ્લેખે છે. ઑન્ટોલૉજી એટલે સત્તા (being)ના સ્વરૂપનું વિશ્લેષણ. બધા અસ્તિત્વવાદીઓની જેમ સાર્ત્રનું એ મુખ્ય ઉદ્દિષ્ટ છે. હુસેર્લની ફેનોમિનોલોજીનો જેમ એણે ઉપયોગ કર્યો તેમ હાયડેગરના તત્ત્વજ્ઞાનનો પણ ઉપયોગ કર્યો. પણ હાયડેગરની સત્તા (being)ની કલ્પના તદ્દન જુદી જ છે. સાર્ત્રના તત્ત્વજ્ઞાનમાં ડેકાર્ટપ્રણિત જે દ્વૈત છે, તે હાયડેગરની સત્તા (જેને એ 'ત્યાં + હોવું' એમ કહે છે)ની કલ્પનામાં નથી.

માનવી અને વસ્તુમાત્ર એ બે વચ્ચેના મૂળભૂત તફાવત પર જ સાર્ત્રના અસ્તિત્વવાદનું પહેલું તત્ત્વ આધારિત છે: 'પહેલાં અસ્તિત્વ અને પછી સાર-તત્ત્વ.'[4] હું બેઠો છું એ ખુરસી એક સુથારે બનાવી છે. ખુરસી એટલે શું એ વિષેની એક ચોક્કસ કલ્પના મનમાં રાખી એણે એ બનાવી. ત્યારે માનવને કોણે ઘડ્યો? પરમેશ્વરે? પણ પરમેશ્વરના મૃત્યુની સુવાર્તા નિત્શેએ ક્યારની જગતને સંભળાવી દીધી છે. માનવને કોઈએ કલ્પના રાખીને ઘડ્યો નથી. માનવીને સારતત્ત્વ નથી કેવળ અસ્તિત્વ છે. "માનવી પ્રથમ અસ્તિત્વમાં આવે છે, પોતાની જાતને જુએ છે, મોજાંની જેમ ઊછળે છે—અને ત્યારપછી પોતાની વ્યાખ્યા ઘડે છે. માનવ-સ્વભાવ અસ્તિત્વમાં નથી. કારણ કે એની કલ્પના કરવા માટે પરમેશ્વર જ અસ્તિત્વમાં નથી. માણસ કેવળ છે."

### માનવીનું મૂળભૂત સ્વાતંત્ર્ય

માનવી અસ્તિત્વમાં આવે છે ત્યારે પોતાની જાતને ઘડવાની એને સ્વતંત્રતા હોય છે. આ જ માનવીનું મૂળભૂત સ્વાતંત્ર્ય (freeom). આ સ્વાં-

૩. "તાત્ત્વિક દૃષ્ટિએ" એ શબ્દો મહત્ત્વના છે. અસ્તિત્વવાદી ઍંગ્સ્ટ એ એક આધિભૌતિક ભાવના છે. વ્યવહારમાં આપણે જેને અસ્વસ્થતા, બીક ઇત્યાદિને નામે ઓળખીએ છીએ એ માનસશાસ્ત્રીય ભાવના આ મૂળભૂત આધિભૌતિક ભાવનામાંથી જ ઉત્પન્ન થાય છે.

૪. Existence precedes essence

તંત્ર્યને નકારવાનું સ્વાતંત્ર્ય માનવીને નથી, એ જ આ સ્વાતંત્ર્યની અપરિહાર્યતા છે. તેથી જ સાર્ત્ર કહે છે કે "માનવને સ્વાતંત્ર્યની સજા કરવામાં આવી છે."[૫] પોતાના ભવિષ્યની પસંદગી ('ચોઈસ': સાર્ત્રની દુનિયાનો બીજો એક મહત્ત્વનો શબ્દ) પોતે જ કરવી પડે છે. પ્રત્યેક માનવજીવન એક યોજના (પ્રોજેક્ટ) છે. આપણા અસ્તિત્વની જવાબદારી આપણા પર જ આવી પડે છે. મૂલતઃ આપણે કારણ વગર (without excuse) આ જગતમા આવી ચડયા છીએ. આખરે આપણું જીવન અસમર્થનીય (unjustifiable) છે. આ પરિત્યક્ત (abandoned) અવસ્થાને લીધે માનવ-મનમાં એક મૂળભૂત અસ્વસ્થતા નિર્માણ થાય છે. આવી નિરાધાર અવસ્થામાં પોતાના પગ પર ઊભા થવું જરૂરતું હોવાથી કૃતિ-કર્મને મહત્ત્વ પ્રાપ્ત થાય છે. સાર્ત્ર કહે છે: "કૃતિ સિવાય બીજા કશામાં વાસ્તવતા નથી." સાર્ત્રના વાઙ્મયમાં 'કમિટમેન્ટ'ને જે મહત્ત્વ છે એની પાછળ આ પાર્શ્વભૂમિ છે[૬]

જવાબદારી અને કૃતિ એ બન્ને પર સાર્ત્ર ભાર મૂકે છે એ ભૂલવા જેવું નથી. નિરાશાવાદનો આરોપ સાર્ત્ર પર કરવામા આવ્યો છે. વસ્તુતઃ એક ડેનિશ ટીકાકારે કહ્યા પ્રમાણે 'સાર્ત્રનું તત્ત્વજ્ઞાન એટલે એક અત્યંત બેધડક એવો આશાવાદી માનવતાવાદ' છે. પરમેશ્વરને નકારવામા, નિયતિવાદ (ડિટર્મિનિઝમ)ને નકારવામા, માનવ-કર્તૃત્વ પર સાર્ત્ર દૃઢ વિશ્વાસ દર્શાવે છે. સાર્ત્રે 'ઓદલેઅર'માં કહ્યુ છે કે 'નિયતિવાદ એ નિર્બળને ધીરજ આપનારો છે.' પરમેશ્વરના હાથમાં પોતાનું ભવિષ્ય સોંપવું કે 'પરિસ્થિતિ'ને દોષ દેવો સહેલું છે. આવા પ્રકારના પલાયનવાદની સાર્ત્રને ચીડ છે. અને તેથી આ દૃષ્ટિકોણમાથી એનું તત્ત્વજ્ઞાન સંપૂર્ણતઃ હકારાત્મક-વિધાયક છે.

**પસંદગીનું મૂળ**

પણ તો ય સાર્ત્ર જાણે છે કે માનવીની સમગ્ર યોજના મૂળમા જ ભાગી પડેલી છે. સ્વત્વ કાયમ રાખીને નિર્લેપ સત્તા બનવાની જે માથાકૂટ છે, સાર્ત્ર એને માનવીની 'પરમેશ્વર બનવાની ઇચ્છા' તરીકે ઓળખાવે છે.[૭] એ ઇચ્છા સફળ થાય એ અશક્ય છે. 'લેત્ર એ લ ને આઁ'ના છેલ્લા શબ્દો તેથી જ આવા છે.

Thus man's passion is the inverse of Christ's, for man loses himself as man in order that God may be born. But the idea of God is contradictory and we lose ourselves in vain; man is a useless passion.

'લેત્ર એ લ ને આઁ'માં સાર્ત્ર જે દિશાએ આગળ વધે છે, ત્યાં આગળ જ એના તત્ત્વજ્ઞાનને એક નવીન માનસશાસ્ત્રનો ફાંટો ફૂટે છે.[૮] આ અસ્તિત્વવાદી મનોવિશ્લેષણની પ્રસ્તાવના સાર્ત્રે એક પ્રકરણમાં જ મૂકી છે. પરંતુ એનું પ્રાત્યક્ષિક એણે પ્રથમ 'ઓદલેઅર'માં અને તે બાદ વધુ મહત્ત્વાકાંક્ષી સ્વરૂપમાં 'સેં જેને'માં કરી બતાવ્યુ છે.

ફ્રોઇડે ઇડિપસ દ્વારા માનવ-મન ઉકેલવાનો પ્રયત્ન કર્યો, તો એડલરે ન્યૂનતાની કલ્પના માંડી. પણ લિબિડો ઇત્યાદિ કલ્પનાઓનો સ્વીકાર સાર્ત્ર કરતો નથી; સુપ્ત મનનું અસ્તિત્વ પણ એને અમાન્ય છે. એનો મત એવો છે કે દરેક માણસ સભાનપૂર્વક પસંદગી કરે છે માનવી મનનો સાર એના સ્વાતંત્ર્યમાં છેઃ પસંદગી કરવાના ને ભવિષ્ય ઘડવાના એના સ્વાતંત્ર્યમા. અહી ફરી સાર્ત્ર નિયતિવાદ નકારે છે. માનવી કંઇ સુપ્ત, અમૂર્ત શક્તિના હાથમાનું રમકડું નથી. 'આનુવંશિકતા, શિક્ષણ, આસપાસની પરિસ્થિતિ, શારીરિક ઘડતર જેવી વાતો માનવીને ઘડતી નથી. માનવી એટલે જુદી જુદી પ્રેરણાઓનો સરવાળો નથી. સાર્ત્રના મત પ્રમાણે દરેક માનવ-વ્યક્તિત્વ પાછળ એક 'મૂળભૂત પસંદગી' હોય છે. આ પસંદગીના સંદર્ભમાં જીવનની યોજના સમજી લેવાનો એનો પ્રયાસ અસ્તિત્વવાદી મનોવિશ્લેષણ કરે છે.

ઓદલેઅરના આયુષ્યમા સાર્ત્રને આ મૂળભૂત

૫. Man is condemned to be free.
૬. આમ, કૃતિ અને ઇચ્છાશક્તિ પર ભાર દેવામા સાર્ત્ર અકલ્પિત રીતે નિત્શેની નજીક પહોંચી જાય છે.

૭. પરમેશ્વર : સ્વ+નિર્લેપ સત્તા

પસંદગી જડી, તે એના બાળપણના એક પ્રસંગમાં. બાળપણથી જ બોદલેઅરને એની મા બદલ ખૂબ આકર્ષણ હતું. માને લીધે જ જાણે એનું પોતાનું અસ્તિત્વ સમર્થનીય બન્યું હતું. પરંતુ એની માએ બીજું લગ્ન કર્યું અને આ પ્રસંગનો સ્વીકાર બોદલેઅરનું મન કરી શક્યું નહીં[૮] એના જીવનનું સમર્થન નષ્ટ થયું. પોતાનું જીવન પ્રયોજન વગરનું છે એ ભયંકર સત્ય એને પ્રતીત થયું. બોદલેઅરે એકલતા સ્વીકારી જે એની મૂળભૂત પસંદગી સાબિત થઈ. આખી જિંદગી એણે પોતે બીજાને જેવો દેખાય છે તેવો બનવાનો-'વસ્તુ' બનવાનો અને એ રીતે સમર્થન પ્રાપ્ત કરવાનો પ્રયત્ન કર્યો. આ પસંદગી અને પ્રયત્નના પડઘા બોદલેઅરના જીવનમાં અને કાવ્યમાં શી રીતે ઊમટ્યા, એ સાર્ત્ર અત્યંત કુશળતાથી બતાવે છે.

અસ્તિત્વવાદી મનોવિશ્લેષણનું બીજું પ્રત્યક્ષ દર્શન સાર્ત્રે "સૅં જેને" (જેને એણે 'બોદલેઅર' અર્પણ કર્યું હતું.) નામના ચોર અને સમસંભોગી નાટકકારના જીવનચરિત્રમાં કરાવ્યું છે. અહીંયાં પણ સાર્ત્ર જેનેની મૂળભૂત પસંદગીની શોધ કરે છે અને બાળપણમાં એણે કરેલી એક ચોરીનું આખા આયુષ્ય પર કેવું પરિણામ થયું એ બતાવે છે. (હાલમાં સાર્ત્ર ફ્લોબેરનું જીવનચરિત્ર લખે છે. એમાં કદાચ આથી પણ વધુ મહત્ત્વાકાંક્ષી પ્રયત્ન એ કરતો હશે.)

આવા પ્રકારનું મનોવિશ્લેષણ એ જ સાર્ત્રની તાત્ત્વિક વર્ણન પરંપરાનું એક અપરિહાર્ય અંગ છે. પણ ફ્રોઈડના નિયતિવાદને નાબૂદ કરવાનો સાર્ત્રનો પ્રયત્ન સંપૂર્ણ રીતે સફળ થયો છે. એમ કહી શકાય નહીં. સાર્ત્રના મનોવિશ્લેષણ પર અનેક આક્ષેપ કરી શકાય તેમ છે. દા. ત. બોદલેઅરની 'પસંદગી'. બોદલેઅરે નાનપણમાં આ પસંદગી સભાનપૂર્વક કરી? નાનપણમાં આવા પ્રકારની પસંદગી કરવી અશક્ય છે. અને બોદલેઅરે આ પસંદગી સભાનપૂર્વક કરી ન હોય તો એ એના મનમાં સુપ્ત રહી હશે એમ ના છૂટકે કહેવું પડે. પણ સાર્ત્ર સુપ્ત મનનું અસ્તિત્વ માનવા તૈયાર નથી. તેમ, બોદલેઅર અથવા જેને જે પસંદગી કરે છે એને એઓ જીવનભર સાચવે છે. એટલે એક અર્થમાં એ પસંદગી એમનું જીવન નિયત કરે છે. વળી, સાર્ત્રના ત્રણે ય ચરિત્રનાયકો –બોદલેઅર, જેને, ફ્લોબેર – નામવંત સાહિત્યકારો છે. અસ્તિત્વવાદી મનોવિશ્લેષણ સાહિત્યિક વ્યક્તિઓની બાબતમાં સફળ સાબિત થાય છે? અને છેવટે, સાર્ત્રના 'બોદલેઅર'માંથી જે બોદલેઅર નિર્માણ થાય છે એનો અને ખરેખરા બોદલેઅરનો સુમેળ સધાય છે એની ખાતરી શી? અહીં એક વાત યાદ રાખવી જરૂરી છે કે સાર્ત્રની માએ પણ સાર્ત્રના બાળપણમાં પુનર્વિવાહ કર્યો હતો અને આ પ્રસંગની એના મન પર ઘેરી છાપ પડી હતી.

પણ અસ્તિત્વવાદી મનોવિશ્લેષણ હવે નવું છે. એની શ્રેષ્ઠતા વિષે અત્યારથી જ નિર્ણય આપવો એ યોગ્ય નથી. સાર્ત્ર કહે છે કે "આ મનોવિશ્લેષણને હજી ફ્રોઈડ જડયો નથી." ક્યારેક એ જડશે ય ખરો.

સાર્ત્રની તાત્ત્વિક દિશા અને એનું માનસશાસ્ત્ર એ બેયનો અભ્યાસ કરતાં બે વસ્તુ સ્પષ્ટ થાય છે: નિયતિવાદ વિશેનો એનો તિરસ્કાર અને વ્યક્તિગત સ્વાતંત્ર્યનો પ્રયત્નપૂર્વકનો એનો પુરસ્કાર. એની પાછળ પણ વિશિષ્ટ પાર્શ્વભૂમિ છે– તે છે જર્મન આક્રમણની. બીજા વિશ્વયુદ્ધમાં ફ્રાન્સ જર્મન સત્તાહેઠળ હતું. જર્મનીએ ફ્રાન્સ પર કરેલા અત્યાચારો અને ફ્રેન્ચ પ્રતિકારક ચળવળનાં કાર્યકરોએ દાખવેલી અજોડ ચીવટ: આની સાર્ત્રના મન પર ઘેરી અસર થઈ. સાર્ત્રે જાતે એ ચળવળમાં ભાગ લીધો હતો. "કેસ ક લા લિતેરાત્યૂર?" (વૉટ ઇઝ લિટરેચર?) નામના પુસ્તકમાં 'ઓગણીસસો સુડતાળીસમાં લેખકની પરિસ્થિતિ' નામના પ્રકરણમાં એણે તે વખતની પરિસ્થિતિનું ભાવનાપ્રધાન શૈલીમાં સચોટ વર્ણન કર્યું છે. કાર્યકરોએ

૮. "મારા જેવો પુત્ર હોય તો કોઈ બીજું લગ્ન કરે નહીં"

હેરફ પણ ઉચ્ચાર્યા વગર આક્રમક 'પાશવી'અત્યાચાર સહ્યો; છતાં સાથીદારોને છેહ દીધો નહીં. "તેઓ મૂંગા રહ્યા અને એમની મૂકતામાંથી માનવીનો જન્મ થયો."

વ્યક્તિના મૂળભૂત સ્વાતંત્ર્યનો સાર્ત્ર પુરસ્કર્તા છે એ ખરું. પરંતુ સાર્ત્ર પોતાને માર્ક્સવાદી કહેવડાવે છે એ જ્યારે આપણા ધ્યાનમાં આવે છે ત્યારે ચિત્ર બદલાય છે. સાર્ત્ર અને માર્ક્સના માર્ગો ભિન્ન છે. સાર્ત્ર વ્યક્તિના સભાનપણાથી આરંભ કરે છે, જ્યારે માર્ક્સવાદ વ્યક્તિગત સભાનપણા તરફ દુર્લક્ષ કરીને માનવ-સમૂહના સામાજિક સ્વરૂપથી – વર્ગરચનાથી – આરંભ પામે છે. સાર્ત્ર માનવ સભાનતાનું વિશ્લેષણ કરે છે જ્યારે માર્ક્સ માનવ-ઈતિહાસનું. ગમ્મતની વાત એ કે માનવ-સભાનતાને મૂળભૂત સ્થાન આપનાર સાર્ત્રને પણ માર્ક્સના ઇતિહાસની પ્રતીતિ થાય છે. તે વખતની પોતાની એ દ્વિધાવસ્થા વિશે સાર્ત્ર કહે છે: "અમારી એકી વખતે ખાતરી થઈ કે કેવળ ઐતિહાસિક ભૌતિકવાદ જ (હિસ્ટોરિકલ મટીરિઆલિઝમ) ઇતિહાસનું સાધાર સ્પષ્ટીકરણ કરી શકતો હતો અને અસ્તિત્વવાદ જ વાસ્તવનો વિધાયક માર્ગ હતો." પરંતુ માર્ક્સનું ઇતિહાસનું વિશ્લેષણ જે તત્ત્વ પર આધારિત હતું તે તત્ત્વ સાર્ત્રની તાત્ત્વિક દૃષ્ટિ સાથે સુસંગત ન હતું. એટલે પોતાના સ્વાતંત્ર્યવાદી તત્ત્વજ્ઞાન અને માર્ક્સના નિયતિવાદનો મેળ બેસાડવાની જવાબદારી સ્વાભાવિક રીતે જ સાર્ત્ર પર આવી પડી. આ કારણે જ સાર્ત્રનો માર્ક્સવાદી ચળવળ સાથે અજોડ નાતો છે. દા. ત. સાર્ત્ર પોતાની જાતને માર્ક્સવાદી કહેવડાવતો હોય તો પણ કોમ્યુનિસ્ટ માર્ક્સવાદીઓ એને 'મોરપીંછા ચોટાડેલા કાગડા' તરીકે ઓળખાવી એનો બહિષ્કાર કરે છે પરંતુ સાર્ત્ર નિગ્રહથી માર્ક્સવાદનો પીછો પકડે છે. કેટલાંક વર્ષ અગાઉ સાર્ત્ર સ્વાતંત્ર્યનું તત્ત્વજ્ઞાન આવિષ્કૃત કરવામા ગૂંથાયો હતો. આજકાલ એનું મન માર્ક્સવાદ અને અસ્તિત્વવાદ એ બન્નેનો મેળ બેસાડવા પર કેન્દ્રિત થયેલું દેખાય છે. આગેક વર્ષ પહેલાં સાર્ત્રનું "ક્રિતીક દ લા રેઝાં દિઆલેક્તિક" નામનું વિસ્તૃત પુસ્તક પ્રસિદ્ધ થયું છે. આ પુસ્તકનું અંગ્રેજી ભાષાંતર હજી લગી પ્રસિદ્ધ થયું નથી. તો ય એની પ્રસ્તાવનાને નામે "ધી પ્રોબ્લેમ ઑફ મેથડ" નામનું અંગ્રેજી પુસ્તક હાલમાં જ પ્રસિદ્ધ થયું છે. અહીં આપણને એક જુદા જ સાર્ત્રનું દર્શન થાય છે.

આજના સાર્ત્રનું કહેવું એમ છે કે હાલનું એકમેવ તત્ત્વજ્ઞાન એટલે જ માર્ક્સવાદ. અસ્તિત્વવાદને એ તત્ત્વજ્ઞાન (ફિલોસૉફી) માનવા પણ તૈયાર નથી. એના મત પ્રમાણે અસ્તિત્વવાદ એ કેવળ એક તત્ત્વપ્રણાલી (આઇડીઓલૉજી) છે. આ વિચારપદ્ધતિ માર્ક્સવાદને જ મદદ કરે છે અને છેવટે એ એમાં જ વિલીન થઈ જશે. સાર્ત્ર એમ પણ ઉમેરે છે કે કૉમ્યુનિસ્ટોનો માર્ક્સવાદ એ ખરો માર્ક્સવાદ જ નથી. 'કોમ્યુનિસ્ટ રશિયાએ માનવી અને વસ્તુ એ બન્નેને કલ્પનાના ગુલામ બનાવ્યા. તત્ત્વ અને કૃતિ એ બે વિભાગ પડ્યા. ખરો માર્ક્સવાદ મૃતપ્રાય બન્યો. 'માર્ક્સવાદની ખુલ્લેખુલ્લી કલ્પના બંધ થઈ.' પણ ખરેખરો માર્ક્સવાદ સંશોધનાત્મક (હ્યુરિસ્ટિક) છે. એ તમને 'આપેલી' (ગિવન) કલ્પના કબૂલ કરાવવા ફરજ પાડતો નથી; પણ તેમને જ સત્યશોધન કરવા પ્રવૃત્ત કરે છે. 'માર્ક્સના સાહિત્યમાં આપણને વસ્તુ (એન્ટિટીઝ) જડતી નથી.' સાર્ત્ર એથી ય આગળ વધીને કહે છે કે અસ્તિત્વવાદ અને માર્ક્સવાદનાં ધ્યેય એક જ છે. 'અસ્તિત્વનું સભાનના પરનું પ્રાથમ્ય' એ માર્ક્સવાદી વ્યાખ્યા છે. સાર્ત્ર કહે છે કે અસ્તિત્વવાદનું નામ પણ એ જ કલ્પના સૂચવે છે.

નવો સાર્ત્ર આવો છે.

*

તત્ત્વજ્ઞાની સાર્ત્ર અસ્તિત્વવાદથી માર્ક્સવાદ તરફ ઝૂકયો અને આ પરિવર્તનની સાર્ત્રના વાઙ્મયીન વ્યક્તિત્વ પર પણ અસર થઈ. સત્તાના

વિશ્લેષણની સરખામણીમાં માનવસમૂહના પ્રશ્નોને સાર્ત્ર હવે અધિક મહત્ત્વ આપે છે. પોતાની સૌ પ્રથમ કૃતિમાં સાર્ત્રે જે પ્રકારનું વિશ્લેષણ કરવાનો પ્રયત્ન કર્યો હતો અને તેથી જ આજે એ પોતાના આ સાહિત્ય વિશે હવે તે ના પસંદગી દર્શાવે છે.. સાર્ત્રની સૌ પ્રથમ નવલકથાનો નાયક દારિદ્ર્યથી મુક્ત થવા માટે સાહિત્યનિર્માણનો માર્ગ શોધે છે. સાર્ત્રને આજે વાઙ્મયની પવિત્રતાની કલ્પના નિરુપયોગી લાગે છે. અસતનું સ્વરૂપ વિશદ કરવાનો સાર્ત્રે પોતાના અગાઉના તાત્ત્વિક અને લલિત લેખનમાં યત્ન કર્યો; આજે આધિભૌતિક અસતની કલ્પના એ કેવળ 'મઝા' છે એમ એને લાગે છે. માનવીનું માનવીએ કરેલું શોષણ, વિશ્વના અર્ધભૂખ્યાં માનવો એ બધા આગળ સાર્ત્રને અસત્ નિરર્થક લાગે છે. 'લા નોઝે' નામની પોતાની પહેલી નવલકથા વિષે સાર્ત્ર કહે છે, 'એક મરણોન્મુખ બાળક આગળ 'લા નોઝે'ની કાંઈ કિંમત નથી.[૯]

### લડાયક બુદ્ધિવાદી

એક વાત નિર્વિવાદ છે કે આ નવા સાર્ત્ર કરતાં લોકો જૂના સાર્ત્રને જ પસંદ કરશે. દુનિયા કરોડો ભૂખ્યાં માનવીઓ માટે લેખકે લખવું જોઈએ, એમ જ્યારે કોઈ કહે ત્યારે એની કલાત્મક સચોટતા બદલ શંકા ઉપસ્થિત થાય એ સ્વાભાવિક છે. નવો સાર્ત્ર સાહિત્યકાર રહ્યો નથી પણ પૂરેપૂરો લડાયક (મિલિટન્ટ) બુદ્ધિવાદી બન્યો છે. એ વધુ મહત્ત્વાકાંક્ષી પણ બન્યો છે. 'એ ક્રિટીક ઑફ ડાએલેક્ટિકલ રીઝનીંગ' એ નામ જ આપણને ભાન કરાવે છે કે સાર્ત્ર કૅન્ટ તથા હેગેલ સાથે સ્પર્ધા કરવાનું વિચારે છે. બર્ટ્રાંડ રસેલ જેને તત્ત્વજ્ઞ માનવા પણ રાજી નથી એવો આ વિચારવંત ભવિષ્યમાં વીસમી સદીના પહેલી હરોળના તત્ત્વજ્ઞ તરીકે ઓળખાય તો નવાઈ નહીં.

માનવીય-સભાનતા અસ્તિત્વના સાહચર્યમાં આવતાં એનામાં એક પ્રકારની બીક, અસ્વસ્થતા કે ધૃણા નિર્માણ થાય છે. સાર્ત્રના વાઙ્મયીન જીવનની શરૂઆત 'નૉશિયા' ('લા નોઝે) નામની નવલકથાથી થઈ અને એમાં એણે આ જ મૂળભૂત ભાવનાનું ચિત્ર ઉપસાવ્યું છે.

ઍંત્વાન રૅકૅન્તે નામનો અપરિણીત માણસ બૂવ્હીલ નામના ગામમાં રહી એક ઐતિહાસિક ગ્રંથ લખવાના પ્રયત્નમાં છે. બૂવ્હીલની સાર્વજનિક લાયબ્રેરીમાં જઈ એ રોલબૅં નામની ઐતિહાસિક વ્યક્તિની માહિતી એકઠી કરે છે. પુસ્તકોથી સજેલી ચાર ભીંતો વચ્ચે સુરક્ષિત આયુષ્ય પસાર કરતાં કરતાં કેટલીક ચમત્કારિક ભાવનાઓ એના મનમાં ઉદ્ભવે છે. ઍંતવાન રૅકૅન્તે કહે છે: "બધે વસ્તુઓ પથરાઈ છે—સામેના ટેબલ પરના બીઅરના ગ્લાસની જેમ. એ ગ્લાસ તરફ જોઈને મને કહેવાનું મન થાય છે: 'બસ'."

વસ્તુની પકડમાં ઝડપાયેલી સભાનતાની—'નિર્લેપ સત્તા' વગર અસ્તિત્વમાં ન આવી શકનારી 'સ્વ'ની—એ પ્રતિક્રિયા. ઍંત્વાન રૅકૅન્તેના મનમાંની આ ભાવના વિકસે છે. એને જાણ થાય છે કે પોતાની આસપાસ પથરાયેલી વસ્તુઓનું સામ્રાજ્ય મૂલતઃ નિષ્કારણ (ઍબ્સર્ડ) અને અનાહૂત (ગૅત્યુઇટિસ) છે. અસ્તિત્વ અસ્તિત્વમાં હોય છે—વગર કારણે, અર્થશૂન્ય. કારણ વગર એ વિકસે છે, કૅન્સરની જેમ વધે છે: "હું વસ્તુઓની વચ્ચે સપડાયો છું, નનામી વસ્તુઓ વચ્ચે. હું એકાકી છું, શબ્દવિહીન, સંરક્ષણવિહીન અને આ વસ્તુઓએ મને સાંકસામાં પકડ્યો છે, ઉપર, નીચે, આગળ પાછળ–એ સર્વત્ર છે. એમને કાંઈ જોઈતું નથી, એ પોતાની જાતને કોઇના પર લાદતી નથી. એ છે."

બગીચામાં ફરતાં ફરતાં ચેસ્ટનટ વૃક્ષ તરફ જોઈ ઍંત્વાન રૅકન્તેના મનમાં આ વિચારોનું ધુમ્મસ પ્રસરે છે અને અસ્તિત્વનું વર્ણન એ એક જ વાક્યમાં કરે છે: અસ્તિત્વમાંની પ્રત્યેક વસ્તુ વગર કારણે જન્મે છે, "નિર્બળતાને લીધે જીવતી રહે છે અને યોગાયોગથી મરી જાય છે."

આ અર્થહીન અસ્તિત્વની જ ઍંત્વાન રૅક-

૯. જુઓ 'એન્કાઉન્ટર', જૂન ૧૯૬૪.

–તેને ઘૃણા[૧૦]–અભાવ–આવે છે. પોતાના અસ્તિત્વને તાર્કિક આવશ્યકતા મેળવી આપવાની આકાંક્ષા એના મનમાં ઉદ્દભવે છે. ચેસ્ટનટ વૃક્ષ તરફ જોતી વખતે અસ્તિત્વના સ્વરૂપનું જગદ્વ્યાપી દર્શન એને જે દિવસે થાય છે એના બીજા જ દિવસે રોલબોંના ચરિત્રનો છેદ છોડી દઈ એંત્વાન રોકૅન્તે બૂવ્હીલ છોડવાનો વિચાર કરે છે. જે દિવસે એ બૂવ્હીલમાંથી વિદાય લે છે તે દિવસે કાફેમાં બેસી એ પોતાની સૌથી મનપસંદ રેકર્ડ છેલ્લીવાર સાંભળે છે. એ વિશુદ્ધ સ્વર સાંભળતી વખતે એના મનમાં એક વિચાર ઉદ્દભવે છે કે આ સંગીત અસ્તિત્વમા છે એ કહી શકાય નહીં; તે છે અને મને પણ આવડવુ જોઈએ. એ મનમાં વિચારે છેઃ "તમને તમારા અસ્તિત્વનું સમર્થન કરતા આવડશે? થોડું ઘણું ય? એ ગીત લખનાર જ્યૂ અને પેલી ગાનારી નિગ્રેસ બન્ને મુકત બન્યા છે, અસ્તિત્વના પંજામાંથી છટકી ગયાં છે. ત્યારે હું કેમ બંધનમુકત નહીં થઈ શકું? રોલબોંનું ચરિત્ર પોતે લખવા લીધું એ એની ભૂલ એને સમજાઈઃ "એક અસ્તિત્વ બીજા અસ્તિત્વનું સમર્થન ન કરી શકે." એના બદલે બીજું કોઈ પુસ્તક લખવાનો વિચાર એના મનમાં ઉદ્દભવે છે. કોઈ વાર્તા, એકાદ નવલકથા "એ સૌંદર્યમય અને પોલાદ જેવી કઠણ હશે અને લોકોને પોતાના અસ્તિત્વની શરમ આવવા માંડશે." જો કે આવુ પુસ્તક લખતી વેળાએ પણ અસ્તિત્વની પકડમાંથી છટકવું એને માટે શક્ય બનશે નહિ. પણ એકવાર એ પૂર્ણ થયું, મારી પાછળ રહે તો એનું થોડુંઘણું તેજ મારા ભૂતકાળ પર પ્રસરી જાય અને પછી હુ મારી જાતનો સ્વીકાર કરી શકીશ."

અહીંયાં એંત્વાન રોકેન્તેની વાર્તા પૂરી થાય છે. પણ એંત્વાન રોકેન્તેને જે મૂળભૂત સભાનતાની જાણ થાય છે એના તરફ હેતુપૂર્વક પીઠ ફેરવનારા બૂર્ઝવા સમાજનું જીવન પણ પાર્શ્વભૂમાં સાર્ત્ર આ નવલકથામાં આપે છે. આ માનવોને ક્યારેક સમજાતું નથી કે એમનું અસ્તિત્વ રંગવિહીન, અસમર્થનીય છે. કુટુંબ, ધર્મ, દેશ જેવી સમાજ-સંસ્થાએ જકડી લીધેલું પોતાનું વ્યર્થ જીવન અર્થપૂર્ણ છે એમ એઓ માને છે. અસ્તિત્વના નગ્ન સ્વરૂપને ઢાંકી દેવાના આ પ્રયત્નને સાર્ત્ર દુઃશ્રદ્ધ (બેડ ફેઇથ) કહે છે.[૧૧] આવું આયુષ્ય જીવનારાં ડુક્કરોના ('સાલો' સાર્ત્રનો મનગમતો શબ્દ) દાંભિક જીવનને એણે હંમેશ નિષ્ઠુરતાથી ખુલ્લાં કરી બતાવ્યાં છે. સાર્ત્રે જાતે 'બૂર્ઝવા' બાળપણ વીતાવ્યુ હોવા છતાં હાલમાં જ પ્રસિદ્ધ થયેલાં એના આત્મચરિત્ર ("લે મોત" અગર "વર્ડ્સ")માં એણે 'બૂર્ઝવા' પર આકર. પ્રહારો કર્યા છે.

'લા નોઝે' બાદ સાર્ત્રે એક મહત્ત્વાકાંક્ષી યોજના હાથ ધરી. "મુકિતના માર્ગ" ("લે શેમેં દ લા લિબેર્તે" અગર "રોડ્ઝ ટુ ફ્રીડમ") એ નામે ચાર ખંડમાં નવલકથા લખવાનું એણે નક્કી કર્યું. આમાંના પ્રથમ ત્રણ ખંડ અંગ્રેજીમાં અનુક્રમે 'ધી એજ ઓફ રીઝન,' 'ધી રિપ્રીવ' અને 'આયર્ન ઈન ધી સોલ' એ નામે ઉપલબ્ધ બન્યા છે. બીજા વિશ્વયુદ્ધના ઓળા હેઠળ પશ્ચિમ યુરોપ અને તે પછી યુદ્ધમાં તણાયેલા ફ્રાન્સની પાર્શ્વભૂમિ પર કેટલીય વ્યકિતઓએ 'મુકિતના માર્ગ' શોધવા માટે કરેલા અજોડ પ્રયત્નનું વર્ણન સાર્ત્રે આ ત્રણ ખડમાં કર્યું છે ચોથા અને છેલ્લા ખંડમાં ફ્રેન્ચ પ્રતિકારક ચળવળનું મહાન કાર્ય બતાવવાનું સાર્ત્રનું ધ્યેય છે ત્રીજો ખ ડ પ્રસિદ્ધ થઈને પંદર વર્ષ થયા છતા હજી છેલ્લો ખંડ લખાઈ રહ્યો નથી એનું કારણ નિષેધાત્મક મૂલ્યો કરતાં વિધેયાત્મક મૂલ્યો સજીવન કરવાનું મુશ્કેલ છે એ પણ હોય. સમકાલીન પરિસ્થિતિ પરત્વે નાટયપૂર્ણ નિષેધા-

૧૦. એક મહત્ત્વની વાત છે કે આ ઘૃણા એ અમંગળ વસ્તુઓના સાહચર્યમા લાગતી ઘૃણા નથી, જીવનના પ્રતીક જેવા ચેસ્ટનટ વૃક્ષની પણ એંત્વાને ઘૃણા આવે છે. આ ઘૃણા આધિભૌતિક છે; માનસશાસ્રીય નહીં.

૧૧. સ્વતત્વ એટલે સ્વાતંત્ર્ય; અને આ સ્વાતંત્ર્ય આપણા પર જવાબદારી પણ લાદે છે; દુઃશ્રદ્ધા એટલે આ જવાબદારીમાંથી છટકવાનો પ્રયત્ન.

-ત્મક વિધાનો કરનાર કેટલાય લેખકો (દા. ત. ટી. એસ. એલિયટ, અગર ડી. એચ. લોરેન્સ) આગળ જતાં કોઈક વિધેયાત્મક તત્ત્વજ્ઞાન'તરફ વળે છે. પરંતુ આ વિધેયાત્મક તત્વજ્ઞાન સામાન્ય રીતે 'ખરું' લાગતું નથી.[૧૨] આ વસ્તુનો ખ્યાલ રાખીને જ સાર્ત્ર પોતાની નવલકથા ચોથા ખંડ સાથે ઝગડતો હોવો જોઈએ.

આ મહાન નવલકથાનો નાયક મેથ્યૂ પણ સાર્ત્રની માફક તત્ત્વજ્ઞાનનો (અવિવાહિત) પ્રાધ્યાપક છે. માર્સેલ નામની સ્ત્રી મેથ્યૂના સહવાસમાં ગર્ભવતી બને છે અને મેથ્યૂનાં સ્વાતંત્ર્ય પર તરાપ પડે છે. મેથ્યૂ એને ગર્ભપાત કરાવવાની સલાહ આપે છે અને એ માટે પોતે પૈસા મેળવવાની ખટપટમાં પડે છે. મેથ્યૂની જેમ ડેનિઅલ નામનો એક સમસંભોગી માણસ પણ મુક્તિનો માર્ગ શોધે છે. પોતાની કુટેવોમાંથી મુક્તિ મેળવવા માટે એ કરવાનો યત્ન કરે છે પણ સફળ થતો નથી. પોતાની પ્રિય બિલાડીઓને નદીમાં ડૂબાડવાના એના પ્રયત્નમાં પણ એને સફળતા મળતી નથી. બધાએ એનો તિરસ્કાર કરવો જોઈએ એમ એને થયા કરે છે, પણ એનો તિરસ્કાર કોઈ જ કરતું નથી. મેથ્યૂ એની પાસે પૈસાની માગણી કરવા જાય છે. નોટોથી ભરેલું પાકીટ દેખાડી ડેનિઅલ એને પૈસા આપવાની ના પાડે છે, છતાં મેથ્યૂ એને તિરસ્કારી શકતો નથી. આખરે બોરી નામના પોતાના એક વિદ્યાર્થી પાસેથી પૈસા મેળવવામાં મેથ્યૂને સફળતા મળે છે. (બોરીએ એ પૈસા પોતાની એક સ્ત્રીમિત્રને ત્યાંથી ચોરેલા હોય છે.) પણ એ જ પળે ડેનિઅલને પોતાની એ મૂંગળામણમાંથી છૂટવાનો એક નવો જ માર્ગ જડે છેઃ માર્સેલની સાથે લગ્ન કરી એ એના સંતાનનો બાપ બનવાની તૈયારી બતાવે છે, આમ આ માનવીઓ દુઃશ્રદ્ધામાં અટવાતાં હોય છે ત્યારે કેવળ બ્રૂનેને જ મુક્તિનો માર્ગ જડ્યાની ખાતરી લાગે છેઃ આ માર્ગ એટલે કોમ્યુનિઝમ. મેથ્યૂને એ કોમ્યુનિસ્ટ ચળવળમાં દાખલ થઈ મુક્ત થવાનું આહ્વાન કરે છે. આગળ ઉપર યુદ્ધની ભઠ્ઠીમાંથી બહાર નીકળ્યા બાદ એને પણ પૂરેપૂરી ખાતરી થતી નથી કે પોતાને મુક્તિનો માર્ગ જડયો છે.

યુદ્ધના ઓળા હેઠળ હરતાં ફરતાં આ માણસોને મ્યૂનિચ કરારને લીધે થોડીક રાહત થાય છે. પણ છેવટે યુદ્ધ મોં વકાસ્યું અને ફ્રાન્સના પતન બાદ મેથ્યૂ પીછેહઠ કરનારા ફ્રેન્ચ સૈન્યનો સાક્ષી બન્યો. પોતાની મહેનત કાંઈ ઉપયોગમાં આવે તેમ નથી એ જાણ્યા છતાં ઇતર સૈનિકોની મદદથી મેથ્યૂ જર્મન સૈન્યનો પ્રતિકાર કરવા માટે કમર કસે છે. મેથ્યૂની બંદુકમાંથી ધાણીની જેમ ગોળીઓ છૂટી અને એ "વિશુદ્ધ બન્યો. એ સર્વશક્તિમાન હતો, એ મુક્ત હતો." ક્ષણિક પરાક્રમની તલ્લીનતામાં મેથ્યૂને મુક્તિનો માર્ગ જડે છે.

સાર્ત્રની આ અપૂર્ણ નવલકથામાં એકબીજાને છેદી જનારા અસંખ્ય તાણાવાણા પૈકીના કેટલાંક ત્રણેય ખંડમાં ફિણાય છે. તાત્ત્વિક પાયા પર નિર્માણ થયેલા લલિત વાઙ્મય પર હમેશ એક આરોપ મૂકાય છેઃ તે એ કે એ જીવન પરાઙ્મુખ હોય છે. અંગ્રેજો શૅક્સપિયરનો દાખલો આપીને આવા સાહિત્ય તરફ તુચ્છતાથી જુએ છે. પણ સાર્ત્રની બાબતમાં એટલું ચોક્કસ કહી શકાય કે તાત્ત્વિક પાર્શ્વભૂમિને લીધે એની નવલકથાઓને હાનિ પહોંચી નથી; ઊલટું એનો લાભ જ થયો છે. ટૉલસ્ટૉય કે બાલ્ઝાકની નવલકથાઓમાં તત્ત્વજ્ઞાન જેમ ચોંટાડ્યા જેવું લાગે છે તેમ સાર્ત્રનું તત્ત્વજ્ઞાન કૃત્રિમ લાગતું નથી. સાર્ત્રનાં પાત્રો જ એનું તત્ત્વજ્ઞાન જીવી જાય છે.

અહીં માનવજીવનની કલ્પના સાર્ત્રને ઉપકારક સાબિત થાય છે. આપણે ઉપર જોયું તેમ સાર્ત્રની દૃષ્ટિએ માનવ સ્વભાવ (હ્યુમન નેચર) અસ્તિત્વમાં નથી; કેવળ માનવ સ્થિતિ (હ્યુમન કંડિશન) એ જ સત્ય છે. આ કલ્પનાનું પરિણામ એ કે સાર્ત્રનાં પાત્રો કાયમ વિશિષ્ટ પરિસ્થિતિમાં

૧૨. એંગ્લો-કૅથોલિસીઝમ એ જ શું 'વેસ્ટ લૅન્ડ'નો જવાબ છે ?

ગોઠવાયેલાં આપણને દેખાય છે. કેવળ અમૂર્ત કલ્પનાને બદલે એ મૂર્તિમંત બને છે; સ્પંદન પામે છે. અહીં 'ટાઇપ કેરેક્ટર' જેવી વસ્તુ મળવી મુશ્કેલ છે, કોઈ પણ પ્રકારનો નિયતિવાદ જડશે નહીં.

## સાર્ત્રની નવલકથાઓ

અને બરાબર અહીંયા જ આપણને સાર્ત્રની નવલકથાઓનુ સ્વત્વ સાંપડે છે નવલકથાકાર તરીકે સાર્ત્રનુ શ્રેય એ કે એણે એક તરફ વાસ્તવવાદ નકાર્યો અને સાથોસાથ બીજી તરફ વિશ્લેષણાત્મક નવલકથા પણ નકારી. ઝોલા, મોપાસાં ઇત્યાદિની વાસ્તવવાદી નવલકથાઓમાં નજરે ચડનારા આધિભૌતિકવાદ અને હાર્ડીની નવલકથાઓમાં અભિપ્રેત એવા નિયતિવાદ આદિથી સાર્ત્રે પોતાની જાતને મુક્ત રાખી. તેં, ઝોલા, હાર્ડી એ બધાની દૃષ્ટિએ માનવી એ આનુવંશિકતા, આસપાસની પરિસ્થિતિ, ભૂતકાળ કે દૈવ ઇત્યાદિના હાથમાંનું રમકડું માત્ર છે એથી ઊલટું, સાર્ત્રનાં પાત્રો ક્ષણેક્ષણે પોતાનું ભવિષ્ય ઘડે છે. એક મુલાકાતમાં સાર્ત્ર કહે છે: "મારું ગમે તે પાત્ર કોઈ એક પગલું ભર્યા પછી બીજું ગમે તે પગલું ભરી શકે. કોઈ એક પગલું કે કૃતિ અગાઉનાં પગલાં કે કૃતિના સંદર્ભમા વિશ્વસનીય છે કે નહીં એનો હું કદી હિસાબ જ માંડતો નથી હું તો એક પરિસ્થિતિ (સિચ્યુએશન) લઉં છું અને એ પરિસ્થિતિમાં બદ્ધ થયેલું એક સ્વાતંત્ર્ય. ઝોલાની નવલકથાઓમાં બધી વસ્તુઓ એક વિલક્ષણ બાધક નિયતિવાદ પાળે છે એનાં પુસ્તકો ભૂતકાળને અનુસરીને લખેલા છે, જ્યારે મારા પાત્રોનું પોતાનુ આગવું એવું ભવિષ્ય છે."

વાસ્તવવાદમાં અભિપ્રેત એવા નિયતિવાદને સાર્ત્રે જે રીતે ફગાવી દીધો તે જ પ્રમાણે પ્રુસ્ત, માન, જોઇસ જોઇસ વગેરેએ વિસ્તૃત કરેલી વિશ્લેષણાત્મક નવલકથા તરફ પણ એણે પીઠ ફેરવી. આ જાતનું વિશ્લેષણ એ સાર્ત્રને એક ચોક્કસપ્રકારનાં નવરાં માણસોની મોજમજા લાગે છે. સાર્ત્રે એમ નક્કી કર્યું કે બીજા વિશ્વયુધ્ધમાં ઉદ્ધ્વસ્ત થયેલી પેઢીને આવું સાહિત્ય શોભે નહીં. મનોવિશ્લેષણ કરતાં કૃતિ અને વ્હાયોલન્સ એ પર ભાર મૂકનારો સાર્ત્ર નવી અમેરિકન નવલકથાકાર પેઢી સાથે સંબંધ જોડે તો નવાઈ નહીં. ડોસ પેસોસ, હેમિંગ્વે, ફોકનર ઇત્યાદિનું મહત્ત્વ સાર્ત્રે પારખ્યું છે. ખાસ કરીને ડોસ પેસોસને એ હાલનો મહાન લેખક માને છે અને એની એકસમયાવચ્છેદી ટેકનિકનો (ટેકનિક ઓફ સાઇમલ્ટેનીટી) પોતાની નવલકથાઓમા ઉપયોગ કર્યો. આ અમેરિકન નવલકથાકારોમાં અને સાર્ત્રના વિશ્વમા સાધર્મ્ય જણાય છે તે એમની સમાન પાર્શ્વભૂમિને લીધે જ.

સાર્ત્રની બધી જ નવલકથાઓ ઉત્તમ છે એમ નથી. 'લે જ સાં ફેત' ("ધી ચિપ્સ આર ડાઉન") જેવી નવલકથા સાર્ત્રે લખી છે એ નવાઈની વાત છે. ફિલ્મ સીનેરિઓ તરીકે આ નવલકથા લખાયેલી હોવાથી એ ખૂબ જ પ્રસિદ્ધિ પામે એ સ્વાભાવિક છે.

## સાર્ત્રની નવલિકાઓ

પરંતુ સાર્ત્રની નાટ્યસૃષ્ટિ તરફ વળતાં પહેલાં એની નવલિકા વિશે ઉલ્લેખ કરવો એ યોગ્ય છે. સાર્ત્રે આજ સુધી ફક્ત પાંચ જ નવલિકાઓ લખી છે (અને તે પણ પાંત્રીસ વર્ષ પહેલા), પણ આ પાચે ય વાર્તાઓ એક એકથી ચડિયાતી છે. 'લ મ્યૂર' નામે પ્રગટેલો આ નવલિકાસંગ્રહ અંગ્રેજી ભાષામા 'ઇન્ટિમસી' ને નામે ઉપલબ્ધ છે. માનવી પ્રકૃતિનુ હૃદયંગમ નિરૂપણ સાર્ત્રે આ પાંચ વાર્તાઓમા કર્યું છે. "ભીંત" ('લ મ્યૂર') એ વાર્તા ૧૯૩૮ મા 'લા નોઝે'ની સાથે જ પહેલીવાર પ્રસિદ્ધ થઈ. આ બંને કૃતિઓએ તે વર્ષે ફ્રાન્સમાં ઉત્પાત મચાવ્યો. 'લા નોઝે'મા એબ્સર્ડીટીની જાણ એંતવાન રોકેન્તેના મનમાં જે રીતે ધીમે ધીમે ઘર કરે છે એનું સુંદર નિરૂપણ સાર્ત્રે કર્યું છે. "લ મ્યૂર"મા એબ્સર્ડીટી માનવ પ્રાણી પર અચાનક કેવી રીતે પ્રહાર કરે છે એનું નાટ્યપૂર્ણ દર્શન સાર્ત્રે કરાવ્યુ છે. આમા ફાસિસ્ટોએ મોતની સજા ફરમાવેલા ત્રણ સ્પેનિશ રિપબ્લિકનોની વાત છે.

અસહ્ય પ્રતીક્ષાની એક મહારાત્રિ બાદ એમાંના બેને ગોળીથી ઠાર કરવામાં આવ્યા. ત્રીજા નંબર ઇબિએતાને મુક્ત કરવાની લાલચ બતાવવામાં આવે છે. શરત ફક્ત એટલી કે એણે બંડખોરોનો નેતા ગ્રી કયાં છૂપાયો છે એની માહિતી આપવી. ઇબિએતા ધીરજવાળો માણસ છે. મૃત્યુ માટે એણે મનઃપૂર્વક તૈયારી કરી મૂકી છે. પણ કેવળ મજાક કરવા ખાતર એ ખોટું ખોટું કહી દે છે કે ગ્રી ગામ બહારના સ્મશાનમાં લપાયો છે. થોડીકવાર પછી ઇબિએતાને મુક્ત કરવામાં આવે છે. એને નવાઈ લાગે છે. ગામમાં જઈ એ તપાસ કરે છે ત્યારે એને જાણવા મળે છે કે યોગાયોગથી ગ્રી તે જ દિવસે સ્મશાનમાં લપાવા આવ્યો હતો અને ફાસિસ્ટોનાં હાથમાં ઝડપાઈ ગયો. ઇબિએતાને મૂર્છા આવી જાય છે. એ કહે છેઃ "હું એટલો મોટેથી હસ્યો કે મારી આંખોમાં અશ્રુ આવી ગયાં". ઇબિએતાનાં મનનાં સ્પંદન પ્રથમપુરુષની રીતે સાર્ત્રે એટલી સૂક્ષ્મ રીતે વર્ણવે છે કે ઇબિએતાના મન પરનો બોજો વાંચકને પણ મહેસૂસ થાય છે. 'લ મ્યૂર' એ વાર્તા અસ્તિત્વવાદી સાહિત્યનું એક મહત્ત્વનું યશોસ્થાન છે.

પોતાની વાર્તા–નવલકથાને શોભે એવી જ શૈલી સાર્ત્રે સ્વીકારી. નાનાં નાનાં વાક્યો જે પૂર્ણવિરામથી તોડયા વગર ઘણુંખરું અલ્પવિરામથી જોડેલાં હોય–સાર્ત્રનું નિવેદન સ્પંદન પામે છે. આ દ્રુતગતિ શૈલીની સાથેસાથે વાંચક તણાય છે. ફ્લોબેરની કળાકારીગરી જેમ સાર્ત્રને આકર્ષતી નથી તેમ જૂની કાવ્યાત્મકશૈલી પણ એને આકર્ષી શકતી નથી. ઉપમા-ઉત્પ્રેક્ષા ભાગ્યે જ જણાય; અને જણાય તો યથાયોગ્ય, અચૂક હોય. છતાં એની શૈલી સપાટ નથી. ખાસ મહત્ત્વને કારણે સ્તાંધલની શૈલીની જેમ સાર્ત્રની શૈલીને પણ એક વિશિષ્ટ સૌંદર્ય પ્રાપ્ત થાય છે.

### સાર્ત્રનાં નાટકો

કોઈપણ વાત નાટયપૂર્ણ રીતે વ્યક્ત કરવાની વિલક્ષણ હથોટી સાર્ત્ર પાસે છે. ફકત વાર્તા કે નવલકથામાં જ નહીં પણ વૈચારિક લેખોમાં પણ આપણને આનો પરિચય થાય છે. નાટકના મધ્યભાગમાં તો સાર્ત્રના આ સામર્થ્યને પૂરેપૂરી તક મળે છે. નવનાટયમાં કંટાળાજનક પરિસ્થિતિ કાયમની જોડાયેલી લાગે છે, પરંતુ સાર્ત્રની પ્રત્યેક નાટયકૃતિ રહસ્યકથા જેટલી આકર્ષક હોય છે. સાર્ત્રના નવપ્રકાશિત નાટકો પૈકી કેટલાંકનો જ અહીં પરામર્શ કરી શકાશે.

નાટ્યકાર તરીકે સાર્ત્રનો જન્મ એણે નવલકથા લેખનની શરૂઆત કર્યા પછી કેટલાંક વર્ષે થયો. એની પહેલી નાટયકૃતિ છે 'લે મૂશ' (ધી ફ્લાઇઝ). ઑરેસ્ટિસની પુરાતન ગ્રીક કથા (મિથ)નો ઉપયોગ સાર્ત્રે પોતાની કલ્પનાઓ વ્યક્ત કરવા માટે કર્યો છે.[૧૩]

એગામેમ્નોનનો વધ કરીને રાજ્ય પચાવી પાડેલા એજિસ્થસનાં આર્ગસ શહેરમાં ઓરેસ્ટિસ આવે છે. એગામેમ્નોન અને એની પત્ની (એટલે ઓરેસ્ટિસની મા) કિલટેમ્નેસ્ટ્રાનો ઓરેસ્ટિસ વધ કરે છે અને આર્ગસ શહેર પર ઊડતી માખો એના પર તરાપ મારે છે. પણ એસ્કિલસના ઓરેસ્ટિસની જેમ કોઈ દૈવી શકિત સાર્ત્રના ઓરેસ્ટિસનું આ ક્રુરદેવતા (ફ્યૂરી)થી રક્ષણ કરતી નથી. સાર્ત્રનો ઓરેસ્ટિસ જાતે જ અપરાધ કબૂલ કરવાની ના પાડે છે. એ જાણે છે કે કોઈ એના પર અપરાધ લાદી શકતું નથી. ઝ્યૂસ નામનો દેવ હરપ્રયત્ન વડે એને પોતાનો અપરાધ માથે લેવા પ્રવૃત્ત કરવાનો પ્રયત્ન કરે છે. પણ ઇલેકટ્રાની જેમ ઓરેસ્ટિસ પશ્ચાતાપનો ભોગ બનતો નથી. "હું અપરાધી નથી, અને જે કૃતિને હું અપરાધ માનતો નથી એનું પ્રાયશ્ચિત મારી પાસેની કરાવવાની તારી તાકાત નથી." આ સ્વાતંત્ર્ય એટલે એકાકીપણું અને વિજનવાસ, એની જાણ હોવા છતાં એ ઝ્યૂસને કહે છે, "મારો માર્ગ

૧૩. અહીંયાં નવા યુરોપિયન નાટયના એક પ્રવાહ સાથેનો એનો સંબંધ નજરે ચડે છે. સાર્ત્રની જેમ જિરોદુ, આનુઈલ, કોકતો ઇત્યાદિ નાટયકારોએ જૂની પુરાણકથાઓનો નવી રીતે ઉપયોગ કરી લીધો.

મારે જ ઘડવો જોઈએ. ઝ્યૂસ, હું એક માનવી છું અને દરેક માનવે પોતાનો માર્ગ પોતે જ શોધવો જોઈએ. કુદરત માનવીને તિરસ્કારે છે, અને દેવાધિદેવ, તું પણ માનવજાતિનો તિરસ્કાર કરે છે." પોતાના સ્વાતંત્ર્યનો આ બોજ ખભે લટકાવી પોતાનો માર્ગ ઘડવા માટે ઓરેસ્ટિસ આર્ગસથી વિદાય લે છે.

તત્ત્વજ્ઞાન અને નાટ્ય એ બંનેનું આવું જ અપ્રિતમ મિશ્રણ આપણને 'વી ક્લો' ('ઇન કેમેરા' અગર 'નો એક્ઝિટ')માં મળી રહે છે. ત્રણ પાત્રો નર્કમાં આવે છે. હમણાં જ મરણ પામ્યા હોવાથી એમનું આયુષ્ય એ હવે બદલી શકતાં નથી; એમનું અસ્તિત્વ વસ્તુઓની જેમ ઠરી ગયેલું છે. હવે પરસ્પરની દૃષ્ટિએ અસ્તિત્વમાં હોવું એટલું જ શક્ય છે. અને આવા પ્રકારનું અસ્તિત્વ કેટલોક સમય ભોગવ્યા પછી એમને સમજાય છેઃ "નર્ક કહેવાય છે એ આ જ ત્યારે! મને કદી વિશ્વાસ ન બેસત આ પર. તમને યાદ છે આપણે કેટલી ભયાનક વાતો સાંભળી હતી; અંધારી કોટડીઓ, આગ, ગંધકની જ્વાળાઓ ઈત્યાદિ બધી દંતકથાઓ. લાલચોળ અંગારાની અહીં જરા ય આવશ્યકતા જ નથી."

કેટલાકના અભિપ્રાય પ્રમાણે સાર્ત્રના આ પ્રથમનાં બે નાટકો જ એના સર્વોત્કૃષ્ટ નાટકો છે. બંને નાટકો પરિણામકારક છે, પરંતુ 'લે સેકેસ્ત્રે દાલ્તોના' ('ધી કન્ડેમ્ડ ઓફ આલ્ટોના' અથવા 'લૂઝર વિન્સ') જેવા હમણાંના નાટકમાં જે જટિલ ગહનતા (કોમ્પ્લેક્સિટી) છે એ આ બે ય નાટકોમા નથી. બીજા વિશ્વયુદ્ધનું સાર્ત્રના સાહિત્યમા જે સ્થાન હતું તે ફરી એકવાર આ નાટકમાં પ્રતીત થાય છે. આ નાટકનો નાયક છે નાઝી સેનાનો એક અધિકારી ફ્રાંત્સ ફૅાન ગેર્લાશ. વિશ્વયુદ્ધ દરમિયાન એનો પિતા હિટલરનાં જહાજો બાંધીને અઢળક ધન કમાય છે અને ફ્રાંત્સ પોતે મોરચે અત્યાચાર કરે છે. જર્મનીના પતન બાદ ફ્રાંત્સ પોતાને ઘેર પાછો ફરે છે અને પહેલા માળ પરની એક ખોલીમાં પોતાની જાતને કાયમની પૂરી દે છે. પોતાની બેન લેની–જેની સાથે એ અનૈતિક સંબંધ જોડે છે– સિવાય કોઈને પણ ફ્રાંત્સ એ ખોલીમાં આવવા દેતો નહીં. પણ આખરે એનો પિતા એ ખોલીમાં પ્રવેશ કરે છે અને આખરે બાપ-દીકરો બન્ને એકી સાથે આપઘાત કરે છે.

આખા નાટકની ગહનતા આટલા પરથી સ્પષ્ટ સમજાય તેમ નથી. નાટકમાંનાં બધાં જ પાત્રો કેવી જુદી જુદી રીતે 'કન્ડેમ્ડ' થયેલાં છે એનું સાર્ત્ર સુંદર નિરૂપણ કરે છે. બીજા વિશ્વયુદ્ધના જખમ યુરોપીય સંસ્કૃતિ પર કેટલા ઊંડા પહોંચી ગયા છે એનું ફ્રાંત્સના અપરાધી આત્માદ્વારા હૃદયંગમ ચિત્ર સાર્ત્રે ખડું કર્યું છે. "ક્યાંથી આવે છે મારા મોંમાંની આ વાસી મૃત ગંધ? માનવીમાંથી? જનાવરમાંથી? મારા પોતામાંથી? એ ગંધ આ શતકની છે" અને ભવિષ્યને માટે – જેના ભાર હેઠળ ફ્રાંત્સનું મન વાંકું વળી ગયું છે – એ પોતાના ટેપ-રેકર્ડર પર છેવટનો સંદેશ મૂકી જાય છેઃ "રાત્રિના ઓ ન્યાયાધિશો, – તમે અસ્તિત્વમાં હતા, હશો અને છો. હું અસ્તિત્વમાં હતો! હું અસ્તિત્વમાં હતો! હું ફ્રાંત્સ ફૅાન ગેર્લાશ, અહીં આ ઓરડીમાં, આ સૈકાનો ભાર મારે ખભે મેં ઉપાડ્યો અને મેં કહ્યું કે આને માટે હું જવાબદાર છું." પોતાના સ્વાતંત્ર્યની જવાબદારી માથે લઈ ઓરેસ્ટિસ-આર્ગસની વિદાય લે છે, તે પ્રમાણે પોતાનાં અપરાધોની જવાબદારી ખભે ઊંચકી ફ્રાંત્સ વિશ્વની વિદાય લે છે.

સાર્ત્રનાં બધા જ નાટકો ગહન છે એમ પણ નથી. સાર્ત્રની નાટ્યપૂર્ણ અભિવ્યક્તિનું ક્યારેક ઉપરછલ્લાપણામાં પણ પરિવર્તન થાય છે. જ્યારે વ્યક્તિગત અનુભવોની પાર્શ્વભૂમિ હોય ત્યારે સાર્ત્ર ખરા હૃદયથી એનું નિરૂપણ કરે છે. પણ 'લા પ્યુતેં રેસ્પેક્તઝ' ('ધી રિસ્પેક્ટેબલ પ્રોસ્ટિટ્યુટ')માં સાર્ત્ર દક્ષિણ અમેરિકાની પારકી પાર્શ્વભૂમિ પસંદ કરે છે અને... આખું નાટક નાટકિયું, જૂઠું બની જાય છે. એથી ઊલટું, 'ક્રીમ પાસિઓનેલ' કે 'મોર્ત સાં સેપુલ્ત્યૂર' ('મેન વિધાઉટ શેડોઝ')માં સાર્ત્ર કોમ્યુનિસ્ટ સંગઠન અને ફ્રેંચ પ્રતિકારક ચળવળમાં

ગૂંથાયેલાં જીવનનું નિરૂપણ કરે છે, ત્યારે એ અસલ હોવા બદલ શંકા થતી નથી. સાર્ત્રનાં ઇતર નાટકો પૈકી 'લ દિયાબ્લ એ લ બાં દીઉ' ('લ્યુસિફર એન્ડ ધી લૉર્ડ') એ નાટક મહત્ત્વનું છે. એક નાટયપૂર્ણ કથાવસ્તુદ્વારા સાર્ત્ર સત્ અને અસત્ એ બે વચ્ચેના સંબંધોનું વિવેચન કરે છે. 'નેક્રાસોવ' એ રાજકીય પાર્શ્વભૂમિ પર આધારિત ફાર્સિકલ નાટક છે, જ્યારે 'કીન' એ એલેક્ઝાંડર ડૂમાના જૂના નાટકનું પુનર્લેખન છે.

નવલકથાકાર તરીકે સાર્ત્રનું જે વૈશિષ્ટ્ય તે જ એનું નાટકકાર તરીકેનું વૈશિષ્ટ્ય. નવલકથાની જેમ નાટકમાં પણ એણે રાસીન, ઝોલાનો નિયતિવાદ સ્વીકાર્યો નહીં. સાર્ત્રનાં નાટકોમાંના પાત્રો પૂતળાં જેવાં નથી કે જેમનું અંગપ્રત્યંગ આપણી નજર સામે ખુલ્લું કરી બતાવાય. એ રંગમંચ પર આવે છે ને પોતાની જાતને ઘડે છે. વ્યક્તિચિત્રણ કરતાં પરિસ્થિતિ પર, મનોવિશ્લેષણ કરતાં કથાવસ્તુ (થીમ) પર સાર્ત્રે ભાર મૂક્યો. પણ એ યાદ રાખવું જરૂરી છે કે એક દૃષ્ટિએ વાસ્તવવાદી નાટયકાર કરતાં સાર્ત્રનાં નાટકોમાં વ્યક્તિચિત્રણને વધુ મહત્ત્વ છે. કારણ કે એનાં પાત્રોનું વ્યક્તિત્વ રંગમંચ પર જ ઘડાય છે, જ્યારે વાસ્તવવાદી નાટકકાર પાત્રોને વસ્તુની જેમ માને છે. વળી પરિસ્થિતિના નાટકનું નિર્માણ કરવામાં સાર્ત્ર કંઈ ખાસ નવીનતા બતાવે છે, એવું ય નથી.

## એકાંતિક પસંદગી

પોતાની કૃતિઓમાં સાર્ત્ર પરિસ્થિતિ પર વધુ ભાર મૂકે છે અને એનાં વાર્તા–નવલકથા–નાટક ઇત્યાદિનો વિચાર કરતી વખતે એક વાત આપણા ધ્યાનમાં આવે છે તે એ કે એ દરેકમાંની પરિસ્થિતિ હમેશાં એકાંતિક (એક્સ્ટ્રિમ) હોય છે. એના સાહિત્યમાંની વ્યક્તિઓને જીવન કે મરણ, સ્વાતંત્ર્ય કે ગુલામી એમાંથી પસંદગી કરવાની હોય છે. ફરી એક વાર જર્મન આક્રમણ અને ફ્રેન્ચ પ્રતિકાર ચળવળનું સાર્ત્રના જીવન અને સાહિત્યમાં જે મૂળભૂત સ્થાન છે એની આપણને પ્રતીતિ થાય છે. 'કેસ ક લા લિતરેતૂર?'માં સાર્ત્ર કહે છે, "અમારામાંથી તે વખતે કોઈ પણ પકડાઈ જતો ત્યારે એને લાચારી કે શૌર્ય એ બેમાંથી— એટલે કે માનવીય સ્થિતિની બે વિરુધ્ધ ક્ષિતિજોમાંથી – પસંદગી કરવાની રહેતી. પાંચ વર્ષ સુધી અમે જેવું જીવન જીવ્યાં એનું પ્રતિબિમ્બ અમારા લખાણ પર પડયું. તે કાળના યુરોપ અને આજના યુરોપમાં ઘણો ફરક છે. પરિસ્થિતિની સાથોસાથ વાઙ્મયસ્વરૂપ પણ બદલાયું. યુદ્ધોત્તર શિથિલતામાથી નિપજેલું આ સાહિત્ય, સાર્ત્રને ગમ્યુ નહીં. ફાંસ્વાઝ સાગાંની નવલકથાઓ જોઈ સાર્ત્ર નાપસંદગી બતાવે છે તે આ કારણને લીધે જ.

આરંભમાં કહ્યું તેમ સાર્ત્ર લલિત સાહિત્યથી દિવસેદિવસે દૂર જઈ રહ્યો છે. સાહિત્ય તરફ 'મુક્તિનો માર્ગ' તરીકે જોનારો સાર્ત્ર આજે સાહિત્યની 'ઉપયુક્તતા' તરફ એક ભયાનક દૃષ્ટિકોણમાંથી જુએ છે. આ દૃષ્ટિકોણ સ્પષ્ટ કરનારી એક વાત :'લા પ્યુતે રેસ્પેક્તઝ' ઉપરથી ઉતારેલા ચલચિત્રમાં અને નાટકનો મોસ્કોમા જે પ્રયોગ થયો તેમાં અંતે 'ટ્રેજેડી'ને બદલે 'કોમેડી' કરવાની સાર્ત્રે પરવાનગી આપી. આ વિશે એણે એક વ્યાખ્યાનમાં કહ્યું, "કામદારવર્ગમાં હું એવા કેટલાય લોકોને ઓળખું છું કે જેઓ 'ટ્રેજેડી'ના અંતને લીધે નિરાશ થઈ ગયા હતા. અને મને લાગ્યું કે લોકોને 'આશા'ની જરૂર છે."

સાહિત્ય અને જીવન એ બાબતનો સાર્ત્રનો હાલનો દૃષ્ટિકોણ વિચારીએ તો સાહિત્યકાર સાર્ત્રના ભવિષ્ય વિશે આપણને ગંભીર શંકા થાય તેમ છે. કલાનિર્મિતિની સરખામણીમાં સાર્ત્રને આજે પ્રત્યક્ષ કૃતિનું મહત્ત્વ વધારે લાગે છે. કલાને જો જીવંત રાખવી જ હોય તો કેવળ નિરાશ કામદાર વર્ગને આશાવાદનું અફીણ ખવરાવવા માટે! અહીં એક વાત યાદ રાખવી જરૂરી છે કે છેલ્લાં પાંત્રીસ વર્ષમાં સાર્ત્રને એક લઘુકથા લખવાની પણ પ્રેરણા નથી થઈ; એની છેલ્લી નવલકથા પ્રગટ થયે પંદર

અનુસંધાન પાન ૫૫ ઉપર

# વિશ્વવિદ્યાલયોમાં સંશોધન

ડૉ. દામોદર બલર

પાંચ પ્રશ્નો :

(૧) વિશ્વવિદ્યાલયમાં સંશોધન કાર્યનું મુખ્ય ધ્યેય શું હોય છે? ખાસ કરીને તબીબી શાસ્ત્રને લક્ષમાં લઈને આ પ્રશ્ન વિચારીએ તો તમારો અભિપ્રાય શું છે?

(૨) વિશ્વવિદ્યાલયોનું પ્રાથમિક ધ્યેય તો શિક્ષણનું છે. તેમા સંશોધનને કેટલો અવકાશ હોઈ શકે?

(૩) ધંધાદારી ડૉક્ટરોને સંશોધન વિષય કઈ રીતે મદદ કરી શકે?

(૪) મૌલિક સંશોધન માટે કયા પ્રકારની પરિસ્થિતિ અનુકૂળ છે? ભારતમાં આટલા સંશોધન કેન્દ્રો હોવા છતાં આપણે મૌલિક સંશોધનના ક્ષેત્રે પાછળ કેમ રહી ગયા છીએ?

(૫) તમે અત્યાર સુધી કયા પ્રકારના સંશોધન કાર્યમાં રોકાયેલા છો? તમારો ભવિષ્યનો શું કાર્યક્રમ છે?

પ્રત્યુત્તરો :

૧

આધુનિક તબીબીશાસ્ત્રમાં સંશોધન કાર્ય અનેક રીતે મહત્ત્વનું સ્થાનધરાવે છે. જ્ઞાનની ક્ષિતિજોનું વિસ્તરણ તે તેનુ મુખ્ય ધ્યેય છે. આ ઉપરાત બીજા અનેક ગૌણ ક્ષેત્રોમા તે વિજ્ઞાનનું પુરસ્કર્તા છે. દા. ત. જુદા જુદા દેશમાં એક જ રોગ પણ જુદા જુદાં લક્ષણો બતાવી શકે છે. આમ દેશ અને કાળ પ્રમાણે રોગના લક્ષણોમા થતા પરિવર્તનોનો અભ્યાસ કરી તે વિશે ડૉક્ટરોને માહિતગાર કરવાનું તે કામ કરે છે. દેશના હવામાન, જમીન, વનસ્પતિ, જંતુઓની હસ્તી અને માણસોની રહેણી કરણી પ્રમાણે રોગોની વ્યાપકતામા પણ ફેરફાર થાય છે. આ બધાનો અભ્યાસ પણ સંશોધકો માટે મહત્ત્વનો વિષય છે. વિશ્વવિદ્યાલયમા અભ્યાસ કરતા વિદ્યાર્થીઓને તાલીમ આપવાનું કામ પણ વિજ્ઞાનીઓ કરે છે. ભવિષ્યના વિજ્ઞાનીઓ અને તબીબોને તૈયાર કરવાનું અગત્યનું કામ પણ તેમણે કરવાનું હોય છે.

૨

વિશ્વવિદ્યાલયમાં દરેક સંશોધક શિક્ષણ અને સંશોધન બંને ક્ષેત્રમા કામ કરે છે. આમ, તેની શક્તિઓનો બે રીતે ઉપયોગ થાય છે. સફળ વિજ્ઞાની વિદ્યાર્થીઓને પ્રેરણા પૂરી પાડે છે. આવી સીધી દેખરેખ નીચે થયેલ અભ્યાસની અગત્ય ઘણી છે. અનુભવી વિજ્ઞાનીઓની પાછળ ધીરે ધીરે આ રીતે નવા વિજ્ઞાનીઓનું જૂથ પણ તૈયાર થઈ જાય છે. આમ વિજ્ઞાનની પ્રગતિમાં જૂની પેઢી સાથે નવી પેઢીનો સબંધ દૂરબીનની નળીમાં નાની અને મોટી ભૂંગળીઓના જેવો હોય છે.

વૈજ્ઞાનિક સંશોધનને ખાસ પ્રકારનું વાતાવરણ જોઈએ. આ વાતાવરણ એટલે કે ત્યાં વસતા દરેક જણને અસીમ જ્ઞાન પિપાસા જગાવનારું વાતાવરણ- 'જ્ઞાન પ્રાપ્તિમાં જ જીવનની સાર્થકતા રહેલી છે' એવી સમજણ પ્રવર્તતી હોય તેવું વાતાવરણ. આ વાતાવરણ મુક્ત વિચારનું પુરસ્કર્તા હોય છે. આવી જાતનું વાતાવરણ વિશ્વવિદ્યાલયોમાં સહેજે મળે છે.

આથી જ વિશ્વવિદ્યાલયોમાં વૈજ્ઞાનિક સંશોધનનો આપોઆપ વિકાસ થાય છે.

ડૉ. મુરાલ્ત કહે છે કે જે દેશમાં વિદ્વાન માણસોની ખોટ હોય અને આવા માણસોને વિશ્વવિદ્યાલયોમાં રાખવા કે ઉદ્યોગોમાં રાખવા એવો પ્રશ્ન ઊભો થતો હોય તો વિશ્વવિદ્યાલયોને જ પસંદગી મળવી જોઈએ. વિશ્વવિદ્યાલયોને ઉદ્યોગો અને લશ્કરી વિકાસના ભોગ થવા ન દેવાય; કારણ કે વિદ્યાલયોમાં આ માણસો પોતાના જેવા વધારે માણસો તૈયાર કરવાનું કામ કરે છે. વિદ્યાલયોનું ઝરણું સુકાયું હોય તો તે તંગીની સ્થિતિ વધારે મુશ્કેલ બનાવે.

સારો વિજ્ઞાની કદાચ સારો વક્તા ન પણ હોય. વર્ગમાં તે છટાદાર ભાષણો ન આપી શકે. છતાં તેના વ્યક્તિત્વમાં હંમેશાં કંઈક એવું હોય છે જે વિદ્યાર્થીઓને આકર્ષવા માટે પૂરતું હોય છે. અનુસ્નાતક અભ્યાસમાં ભાષણોનું ખાસ મહત્ત્વ નથી. વ્યક્તિગત માર્ગદર્શનજ મહત્વનું બની રહે છે. સ્નાતકોને પોતાના પ્રશ્નો હલ કરવાની ઢબ શીખવી શકે તે જ ખરો શિક્ષક ગણાય છે. આ બાબતમાં મહત્ત્વના મતભેદો છે. છતાં દુનિયાની મોટાભાગની સંસ્થાઓ સફળ વિજ્ઞાનીઓને જ સૌથી અગત્યના શિક્ષકો ગણે છે. અમુક માણસો એવી પણ દલીલ કરે છે કે ગણ્યાગાંઠયાં માણસોએ જ આધુનિક સમાજનું ઘડતર કર્યું છે. ઇતિહાસ તપાસી જઈએ તો જણાશે કે આમાંના મોટા ભાગના માણસો વિશ્વવિદ્યાલયની બહારના હતા. આ વાત કદાચ ભૂતકાળ માટે સાચી હશે, પણ વર્તમાન પરિસ્થિતિ તેના કરતાં તદ્દન ઊંધી છે. આજ સુધી માનવ જાતમાં થઈ ગયેલા બધા મહાન વિજ્ઞાનીઓ ગણીએ તો ૯૦ ટકા તો અત્યારે જીવતા છે. આમાંના મોટાભાગના વિશ્વવિદ્યાલયોમાં કામ કરી રહ્યા છે. આપણે જો હાર્વર્ડ, કેંબ્રિજ, ઓકસફર્ડ કે કેલીફોર્નિયા યુનિવર્સીટીઓને ફાળે જતા નોબલ પ્રાઈઝની સંખ્યા જોઈએ તો આ વાત સારી રીતે સમજાઈ જશે.

સંશોધન વિદ્યાલયોનું અંગ માત્ર નહિ પણ ખૂબ અગત્યનું અંગ બનવું જોઈએ. તો જ વિદ્યાલયો ખરાં અર્થમાં વિદ્યાધામો બની શકે.

૩

આ મુદ્દો તમે સારો ઉઠાવ્યો. કારણ કે ભારત જેવા વિકાસ પામતા દેશો માટે આ ઘણી અગત્યની બાબત છે. આધુનિક તબીબીશાસ્ત્ર ભારતમાં ઘણું કરીને આયાત થયેલ શાસ્ત્ર ગણાય. આપણા દેશે તેના વિકાસમાં ભાગ તો ભજવ્યો જ છે. છતા પશ્ચિમના દેશોની સરખામણીમાં નહિ જેવો. આ વિષયનો વિકાસ પશ્ચિમના દેશોમાં થયેલ હોવાથી મોટા ભાગની બાબતોમાં તે ત્યાંની પરિસ્થિતિને બરાબર લાગુ પડે છે. પણ આપણા દેશનાં હવા, પાણી, જમીન અહીંની વનસ્પતિ અને જંતુઓ પણ જુદા હોવાથી ઘણા રોગો જુદી જાતના હોય છે. ઘણા રોગો જે પશ્ચિમમાં નહિવત્ હોય તે અહીં બહુ પ્રચલિત હોય છે. અમુક રોગોનાં લક્ષણો પણ બદલાઈ જાય છે. દા. ત. અહીં ગુજરાતમાં પાંડુ રોગનું મુખ્ય કારણ હુકવર્મ નામનો કૃમિ છે. જ્યારે આફ્રિકાના અમુક વતનીઓમા લોહીને રંગ આપતા પદાર્થ હીમોગ્લોબીનમાં જન્મથી રહી જતી ખામી તેનું કારણ હોય છે. વળી પરનીસીયસ એનિમિયા નામનો રોગ વિલાયતમાં સામાન્ય છે. તેનો રોગી અહીં ભાગ્યે જ દેખાય છે. તેથી ક્ષય અને તેના અનેક જાતના સ્વરૂપો અહીં જોવા મળે છે. દરેક ડૉકટરને રોગનું નિદાન કરતી વખતે આ બધી બાબતોનું જ્ઞાન આવશ્યક છે.

પ્રયોગશાળામાં થતા નિદાન માટેનાં તપાસ-(Tests) પરિણામોની ચકાસણીમાં પણ આ ખ્યાલ રાખવો પડે છે. ટાઇફોડના જંતુ સામેના પ્રતિકાર-કણો અહીં મોટા ભાગના માણસોના લોહીમાં જોવા મળે છે. તેનું પ્રમાણ ખૂબ વધારે હોય અથવા માંદગી દરમિયાન વધતું જણાય તો જ ખાતરીપૂર્વક કહી શકાય કે આ ટાઇફોડ છે. અમેરિકા અથવા ઇંગ્લેન્ડમાં ટાઇફોડનો રોગ નહિવત છે જેથી સામાન્ય માણસોમાં તેના જંતુ સામેનાં પ્રતિકાર-કણો હોતાં નથી. તેથી થોડા પ્રમાણમાં પણ જો પ્રતિકાર-કણો જણાય તો તે રોગની નિશાની ગણાય.

આવી જાતની પ્રાથમિક માહિતી સ્થાનિક પરિસ્થિતિનો વૈજ્ઞાનિક અભ્યાસ કરવાથી મળે છે.

# વિશ્વવિદ્યાલયોમાં સંશોધન

ડૉ. દામોદર ભલર

પાંચ પ્રશ્નો :

(૧) વિશ્વવિદ્યાલયમાં સંશોધન કાર્યનું મુખ્ય ધ્યેય શું હોય છે? ખાસ કરીને તબીબી શાસ્ત્રને લક્ષમાં લઈને આ પ્રશ્ન વિચારીએ તો તમારો અભિપ્રાય શું છે?

(૨) વિશ્વવિદ્યાલયોનું પ્રાથમિક ધ્યેય તો શિક્ષણનું છે. તેમાં સંશોધનને કેટલો અવકાશ હોઈ શકે?

(૩) ધંધાદારી ડૉક્ટરોને સંશોધન વિષય કઈ રીતે મદદ કરી શકે?

(૪) મૌલિક સંશોધન માટે કયા પ્રકારની પરિસ્થિતિ અનુકૂળ છે? ભારતમાં આટલાં સંશોધન કેન્દ્રો હોવા છતાં આપણે મૌલિક સંશોધનના ક્ષેત્રે પાછળ કેમ રહી ગયા છીએ?

(૫) તમે અત્યાર સુધી કયા પ્રકારના સંશોધન કાર્યમાં રોકાયેલા છો? તમારો ભવિષ્યનો શું કાર્યક્રમ છે?

પ્રત્યુત્તરો :

૧

આધુનિક તબીબીશાસ્ત્રમાં સંશોધન કાર્ય અનેક રીતે મહત્ત્વનું સ્થાનધરાવે છે. જ્ઞાનની ક્ષિતિજોનું વિસ્તરણ તે તેનું મુખ્ય ધ્યેય છે. આ ઉપરાંત બીજા અનેક ગૌણ ક્ષેત્રોમાં તે વિજ્ઞાનનું પુરસ્કર્તા છે. દા. ત. જુદા જુદા દેશમાં એક જ રોગ પણ જુદા જુદા લક્ષણો બતાવી શકે છે. આમ દેશ અને કાળ પ્રમાણે રોગનાં લક્ષણોમા થતા પરિવર્તનોનો અભ્યાસ કરી તે વિશે ડૉક્ટરોને માહિતગાર કરવાનું તે કામ કરે છે. દેશનાં હવામાન, જમીન, વનસ્પતિ, જંતુઓની હસ્તી અને માણસોની રહેણી કરણી પ્રમાણે રોગોની વ્યાપકતામા પણ ફેરફાર થાય છે. આ બધાનો અભ્યાસ પણ સંશોધકો માટે મહત્ત્વનો વિષય છે. વિશ્વવિદ્યાલયમા અભ્યાસ કરતા વિદ્યાર્થીઓને તાલીમ આપવાનું કામ પણ વિજ્ઞાનીઓ કરે છે. ભવિષ્યના વિજ્ઞાનીઓ અને તબીબોને તૈયાર કરવાનું અગત્યનું કામ પણ તેમણે કરવાનું હોય છે.

૨

વિશ્વવિદ્યાલયમાં દરેક સંશોધક શિક્ષણ અને સંશોધન બંને ક્ષેત્રમા કામ કરે છે. આમ, તેની શક્તિઓનો બે રીતે ઉપયોગ થાય છે. સફળ વિજ્ઞાની વિદ્યાર્થીઓને પ્રેરણા પૂરી પાડે છે. આવી સીધી દેખરેખ નીચે થયેલ અભ્યાસની અગત્ય ઘણી છે. અનુભવી વિજ્ઞાનીઓની પાછળ ધીરે ધીરે આ રીતે નવા વિજ્ઞાનીઓનું જૂથ પણ તૈયાર થઈ જાય છે. આમ વિજ્ઞાનની પ્રગતિમાં જૂની પેઢી સાથે નવી પેઢીનો સંબંધ દૂરબીનની નળીમાં નાની અને મોટી ભૂંગળીઓના જેવો હોય છે.

વૈજ્ઞાનિક સંશોધનને ખાસ પ્રકારનું વાતાવરણ જોઈએ. આ વાતાવરણ એટલે કે ત્યાં વસતા દરેક જણને અસીમ જ્ઞાન પિપાસા જગાવનારું વાતાવરણ- 'જ્ઞાન પ્રાપ્તિમાં જ જીવનની સાર્થકતા રહેલી છે' એવી સમજણ પ્રવર્તતી હોય તેવું વાતાવરણ. આ વાતાવરણ મુક્ત વિચારનું પુરસ્કર્તા હોય છે. આવી જાતનું વાતાવરણ વિશ્વવિદ્યાલયોમાં સહેજે મળે છે.

આથી જ વિશ્વવિદ્યાલયોમાં વૈજ્ઞાનિક સંશોધનનો આપોઆપ વિકાસ થાય છે.

ડૉ. મુરાલ્ત કહે છે કે જો દેશમાં વિદ્વાન માણસોની ખોટ હોય અને આવા માણસોને વિશ્વવિદ્યાલયોમાં રાખવા કે ઉદ્યોગોમાં રાખવા એવો પ્રશ્ન ઊભો થતો હોય તો વિશ્વવિદ્યાલયોને જ પસંદગી મળવી જોઈએ. વિશ્વવિદ્યાલયોને ઉદ્યોગો અને લશ્કરી વિકાસના ભોગ થવા ન દેવાય; કારણ કે વિદ્યાલયોમાં આ માણસો પોતાના જેવા વધારે માણસો તૈયાર કરવાનું કામ કરે છે. વિદ્યાલયોનું ઝરણું સુકાયું હોય તો તે તંગીની સ્થિતિ વધારે મુશ્કેલ બનાવે.

સારો વિજ્ઞાની કદાચ સારો વક્તા ન પણ હોય. વર્ગમાં તે છટાદાર ભાષણો ન આપી શકે. છતાં તેના વ્યક્તિત્વમાં હંમેશાં કંઈક એવું હોય છે જે વિદ્યાર્થીઓને આકર્ષવા માટે પૂરતું હોય છે. અનુસ્નાતક અભ્યાસમાં ભાષણોનું ખાસ મહત્ત્વ નથી. વ્યક્તિગત માર્ગદર્શનજ મહત્વનું બની રહે છે. સ્નાતકોને પોતાના પ્રશ્નો હલ કરવાની ઢબ શીખવી શકે તે જ ખરો શિક્ષક ગણાય છે. આ બાબતમાં મહત્ત્વના મતભેદો છે. છતાં દુનિયાની મોટાભાગની સંસ્થાઓ સફળ વિજ્ઞાનીઓને જ સૌથી અગત્યના શિક્ષકો ગણે છે. અમુક માણસો એવી પણ દલીલ કરે છે કે ગણ્યાગાંઠ્યા માણસોએ જ આધુનિક સમાજનું ઘડતર કર્યું છે. ઇતિહાસ તપાસી જઈએ તો જણાશે કે આમાંના મોટા ભાગના માણસો વિશ્વવિદ્યાલયની બહારના હતા. આ વાત કદાચ ભૂતકાળ માટે સાચી હશે, પણ વર્તમાન પરિસ્થિતિ તેના કરતાં તદ્દન ઊંધી છે. આજ સુધી માનવ જાતમાં થઈ ગયેલા બધા મહાન વિજ્ઞાનીઓ ગણીએ તો ૯૦ ટકા તો અત્યારે જીવતા છે. આમાંના મોટાભાગના વિશ્વવિદ્યાલયોમાં કામ કરી રહ્યા છે. આપણે જો હાર્વર્ડ, કેમ્બ્રિજ, ઓક્સફર્ડ કે કેલીફોર્નિયા યુનિવર્સીટીઓને ફાળે જતા નોબલ પ્રાઈઝની સંખ્યા જોઈએ તો આ વાત સારી રીતે સમજાઈ જશે.

સંશોધન વિદ્યાલયોનું અંગ માત્ર નહિ પણ ખૂબ અગત્યનું અંગ બનવું જોઈએ. તો જ વિદ્યાલયો ખરા અર્થમાં વિદ્યાધામો બની શકે.

૩

આ મુદ્દો તમે સારો ઉઠાવ્યો. કારણ કે ભારત જેવા વિકાસ પામતા દેશો માટે આ ઘણી અગત્યની બાબત છે. આધુનિક તબીબીશાસ્ત્ર ભારતમાં ઘણું કરીને આયાત થયેલ શાસ્ત્ર ગણાય. આપણા દેશે તેના વિકાસમાં ભાગ તો ભજવ્યો જ છે. છતાં પશ્ચિમના દેશોની સરખામણીમાં નહિ જેવો. આ વિષયનો વિકાસ પશ્ચિમના દેશોમાં થયેલ હોવાથી મોટા ભાગની બાબતોમાં તે ત્યાંની પરિસ્થિતિને બરાબર લાગુ પડે છે. પણ આપણા દેશનાં હવા, પાણી, જમીન અહીંની વનસ્પતિ અને જંતુઓ પણ જુદા હોવાથી ઘણા રોગો જુદી જાતના હોય છે. ઘણા રોગો જે પશ્ચિમમા નહિવત્ હોય તે અહીં બહુ પ્રચલિત હોય છે. અમુક રોગોનાં લક્ષણો પણ બદલાઈ જાય છે. દા. ત. અહીં ગુજરાતમાં પાંડુ રોગનું મુખ્ય કારણ હુકવર્મ નામનો કૃમિ છે. જ્યારે આફ્રિકાના અમુક વતનીઓમાં લોહીને રંગ આપતા પદાર્થ હીમોગ્લોબીનમાં જન્મથી રહી જતી ખામી તેનું કારણ હોય છે. વળી પરનીસીયસ એનિમિયા નામનો રોગ વિલાયતમાં સામાન્ય છે. તેનો રોગી અહીં ભાગ્યે જ દેખાય છે. તેથી ક્ષય અને તેના અનેક જાતના સ્વરૂપો અહીં જોવા મળે છે. દરેક ડોક્ટરને રોગનું નિદાન કરતી વખતે આ બધી બાબતોનું જ્ઞાન આવશ્યક છે.

પ્રયોગશાળામાં થતા નિદાન માટેનાં તપાસ-(Tests) પરિણામોની ચકાસણીમાં પણ આ ખ્યાલ રાખવો પડે છે. ટાઇફોડના જંતુ સામેના પ્રતિકાર-કણો અહીં મોટા ભાગના માણસોના લોહીમાં જોવા મળે છે. તેનું પ્રમાણ ખૂબ વધારે હોય અથવા માંદગી દરમિયાન વધતું જણાય તો જ ખાતરીપૂર્વક કહી શકાય કે આ ટાઇફોડ છે. અમેરિકા અથવા ઇંગ્લૅન્ડમાં ટાઇફોડનો રોગ નહિવત છે જેથી સામાન્ય માણસોમાં તેના જંતુ સામેનાં પ્રતિકાર-કણો હોતાં નથી. તેથી થોડા પ્રમાણમાં પણ જો પ્રતિકાર-કણો જણાય તો તે રોગની નિશાની ગણાય.

આવી જાતની પ્રાથમિક માહિતી સ્થાનિક પરિસ્થિતિનો વૈજ્ઞાનિક અભ્યાસ કરવાથી મળે છે.

વિદ્યાલયોમાં અનુસ્નાતકોની મદદથી નાના પાયા પરનાં સંશોધનો થતાં હોય છે તે આમાં ખૂબ મદદ કરે છે. પ્રેકટીસના આવા દરરોજના સવાલો ઉકેલવામાં આ સંશોધન મદદ કરે છે.

૪

હવે જેની વાત કરો છો તે સર્વોચ્ચ પ્રકારનું સંશોધન થયું. આ પ્રકારનું સંશોધન જ્ઞાનની ક્ષિતિજોનો વિસ્તાર વધારે છે. આ જાતનું સંશોધન કુદરતની મૂળભૂત સિદ્ધાંતોને સ્પર્શે છે. અમુક વિભૂતિઓ બાહ્ય રીતે વિવિધ લાગતી સ્થિતિમાં સામ્ય શોધીને નવા સિદ્ધાંતોની તારવણી કરી શકે છે. એવું માનવામાં આવતું હતું કે આવી વિભૂતિઓ જવલ્લે જ આવી ચડે છે. આ સત્ય નથી, આપણે દુનિયાના આધુનિક વિદ્યાલયો સામે દૃષ્ટિપાત કરીએ તો ખ્યાલ આવશે કે તેઓએ સિંહના પણ ટોળાં ભેગાં કર્યાં છે. તેમણે તેજસ્વી વિભૂતિઓનો સમાજ એકઠો કર્યો છે આ વ્યક્તિઓને ભેગી કરવામાં અને જાળવવામાં વિદ્યાલયોના કાર્યકર્તાઓએ અમાપ શાણપણ બતાવ્યું છે તેમણે જ્ઞાનનો વિસ્તાર કર્યો છે. તેમણે અત્યારે એવી સ્થિતિ ઊભી કરી છે કે જ્યારે ટૂંક સમયમાં વિજ્ઞાન શું કરશે તેની કલ્પના કરવી પણ મુશ્કેલ લાગે છે.

આપણે તો હજી મહાન વિદ્યાલયોની પ્રણાલિકા ઊભી કરવાની છે. આપણે નાલંદા અને તક્ષશિલાના આત્માને જીવંત કરવાનો છે

આપણે સંશોધન માટેનો પુરુષાર્થ ઉચ્ચ કક્ષા પર લઈ જઈને પછી કોઈ તેજસ્વી વ્યક્તિઓ આગળ આવી શકે તેવા સંજોગો તૈયાર રાખવાના જ. આ વિભૂતિઓને અકસ્માત ખૂટતી કડીઓ મળે. જ્યારે તક ઝડપી લેવાની સંપૂર્ણ તૈયારી હોય ત્યારે જ આ અકસ્માતો બને છે. પેનીસીલીનના શોધક ફ્લેમીંગ માટે કહેવાય છે કે ફ્લેમીંગ સિવાય બીજા કોઈ માણસે સરખો જ અકસ્માત બનવા છતા પેનીસીલન શોધ્યું જ ન હોત. સર એલેકઝાંડર ફ્લેમીંગની પેનીસીલીન પાછળની સાધનાનો ઇતિહાસ જોઈએ તો આ માનવું જ પડે.

અત્યારે તો આપણે હજી આ બધા માટે તૈયાર જ થવાનું છે.

૫

મેં ત્રણેક નાની પ્રોજેક્ટ પૂરી કરી છે. આ બધી જુદા જુદા ક્ષેત્રને સ્પર્શે છે. તેમા થોડા રસપ્રદ દર્દીનો અભ્યાસ, ફ્લોરેસન્ટ માઇક્રોસ્કોપ અને હીસ્ટોકેમીસ્ટ્રીની મદદથી હાઇલાઇન ટીસ્યુનો અભ્યાસ વગેરે આવી જાય છે. ગુજરાતી લોકોના આતરડાની આંતરત્વચાનો અભ્યાસ પણ અમે કર્યો છે.

રસપ્રદ દર્દીનો અભ્યાસ ઘણો અગત્યનો છે. તેમા દર્દીનો ઝીણવટભર્યો અભ્યાસ કરી તેના ઉપર લેખ મેડીકલ જર્નલમાં પ્રકાશિત કરવાનો હોવાથી આ જાતનો અભ્યાસ નિદાનની ચોકસાઈ અને આવા વિરલ પ્રકારના દર્દના નિદાનમાં જોઈતો આત્મવિશ્વાસ માગી લે છે. કારણ કે તે છપાયા પછી ટીકાટીપણી માટે ખુલ્લો હોય છે. આને લીધે તે દર્દનો અભ્યાસ વધારે પાકો થાય છે. ઉપરાંત વિરલ દર્દના પ્રકાશનથી માહિતીમા ઉમેરો થાય છે. છતા મૌલિક સંશોધન આગળ આની કિંમત ખાસ ગણાતી નથી.

અહીં મળી શકતી સામગ્રીમાંથી Fluorescent માઇક્રોસ્કોપ જોડવાનું કામ એક અનુભવરૂપ હતુ. અત્યારે આ જાતના માઇક્રોસ્કોપની તબીબી સંશોધનમા ખૂબ અગત્ય છે. સારી જાતનું આવું માઇક્રોસ્કોપ તૈયાર મંગાવવું એટલે કે આપણા પૈસા પરદેશ મોકલવાના. તેને સાદી સામગ્રી વાપરીને બરાબર કામ કરતું બનાવતા ઘણો સમય ગયો. હજી તે દેખાવમા તો મતદાનની પેટી જેવું જ લાગે છે. પણ હવે અમે તેનાથી કોઇ પણ પરદેશી માઇક્રોસ્કોપ જેવા ફોટા લઈ શકીએ છીએ. તેની મદદથી એક પ્રતિક્રિયાનો અભ્યાસ કર્યો. તેના પર બીજી પ્રોજેક્ટ અત્યારે ચાલુ છે

આતરડાની આંતરત્વચાનો આકાર ભારતીઓમાં જુદી જાતનો હોય છે. પશ્ચિમના દેશોમાં આગળીના વીલસ (કૂણગી) હોય છે. તે ભારતીઓમાં ગડી

આકારના બની જાય છે. આંતરત્વચાની સપાટી વધારે સુંવાળી બની જાય છે. આ નિરીક્ષણ વેલોરના ડૉ. એક્રરે દક્ષિણ ભારતમાં કર્યું. દક્ષિણ ભારત અને ગુજરાતમાં રહેણીકરણી જુદી હોવાથી અમે એ જ કામ ગુજરાતીઓમાં કર્યું. તેમાં માલુમ પડ્યૂ કે ગુજરાતીઓનાં આતરડા પણ તેવા જ હોય છે. આમ, ભારતીય લોકોની આતરત્વચા પશ્ચિમના લોકો કરતાં જુદી પડે છે.

ત્રીજી પ્રોજેક્ટ કનેક્ટીવ ટીસ્યુ હાયલીન પર હતી. આપણા શરીરના બંધારણમા કોશોની વચ્ચે સિમેન્ટના જેમ કનેકટીવ ટીસ્યુ આવેલ હોય છે. મોટા ભાગના અવયવોના કોષોનું પોષણ તેના પર આધાર રાખે છે. આ ટીસ્યુમા અમુક રોગોમા એક જાતનો ફેરફાર થાય છે. તે ફેરફાર સૂક્ષ્મદર્શક યંત્રમાં જોઈ શકાય છે. તેને જોતાં એવું લાગે છે કે જાણે બધા નાના કોષોની રેખાઓ ભૂંસાઈ જઈ એક બની ગયા છે. આવું ઘણા રોગોમા જોવામાં આવે છે અને તેની શી અગત્ય છે તે હજી બરાબર સમજી શકાયુ નથી. ઘણા રોગોને સમજવામાં આ મોટી મુશ્કેલી છે. આ ફેરફાર બ્લડપ્રેશરના રોગોમાં ધમનીઓમા હોય છે. સંધિવામાં સાંધાની નજીક અને હૃદયમાં હોય છે. ક્ષય, સિફીલીસ વગેરેમાં પણ હોય છે. ક્ષયના રોગોમાં અમુક ગ્રંથિઓમાં આ ફેરફાર જોવા મળે છે. આનો અમે હીસ્ટોકેમીસ્ટ્રીની મદદથી અભ્યાસ કરવાનો પ્રયત્ન કર્યો છે. આ પદ્ધતિમાં ટીસ્યુના પાતળા સેક્શન તૈયાર કરી તેના પર જુદી જુદી રાસાયણિક પ્રક્રિયાઓ તૈયાર કરી સૂક્ષ્મદર્શકમા તેનો અભ્યાસ કરવાનો હોય છે.

આ અભ્યાસ કરવાથી આ પદાર્થોના ગુણધર્મ પર થોડો પ્રકાશ પડ્યો; પણ બીજી એ વસ્તુ થઈ કે આટલો વખત કામ કરવાથી બધા પદાર્થોને વધારે ઝીણવટથી તપાસવામાં એમ લાગ્યું કે આ પદાર્થોનું વર્તમાન વર્ગીકરણ અને નામાભિકરણ ઘણું ભૂલ ભરેલું છે. તે ભૂલભરેલું હોવાથી તે આ ક્ષેત્રમાં થતી પ્રગતિને રોકે છે. આને લીધે અમુક રોગોને સમજવામાં પણ મુશીબત પડે છે.

અત્યારે હું આના ઉપર એક નિબંધ તૈયાર કરું છું તેમાં વર્તમાન વર્ગીકરણ કરવા માટેનાં સૂચનો હશે. હમણાં જે બધા ગણાવી ગયો તેના કરતાં આ વધારે મૂળભૂત પ્રકારનું સંશોધન હશે.

અત્યાર સુધીમા આ પદાર્થો ઉપર છૂટું છવાયું ઘણું કામ થયું છે. ઘણાં દેશોમાં વિજ્ઞાનીઓએ જુદી પદ્ધતિઓ અપનાવી તેને સમજવા પ્રયત્ન કર્યો છે. આ બધા કામને ઉપયોગમા લઈ આજ સુધી થયેલ પ્રગતિનું નવું મૂલ્યાકન કરવાની ખાસ જરૂર છે.

[ આકાશવાણી અમદાવાદ વડોદરાથી પ્રસારિત
તા. ૨૧-૪-'૬૫]

---

[ અનુસંધાન પાન ૫૧નું ]

વર્ષ વીતી ગયા છે અને એનું છેલ્લું નાટક આઠ વર્ષ અગાઉ પ્રસિદ્ધ થયું છે. એક ઉચ્ચ કોટિના લેખકે બસો કરોડ ભૂખ્યા લોકોના પ્રશ્નો હલ કરવા માટે પોતાની કલા તરફ પીઠ બતાવવી એના જેવી બીજી દુખઃની બીના શી હોઈ શકે?

મોડે મોડે પણ સાર્ત્રને નોબેલ પારિતોષક આપવામા આવ્યું. (એણે એ સ્વીકાર્યું નહીં એ વાત પણ એના વૈચારિક વ્યક્તિત્વને અનુલક્ષીને છે.) નોબેલ પારિતોષક મળે એટલી નિર્મિતિ સાર્ત્રે ક્યારનીય કરી રાખી હતી. હવે ભવિષ્યમાં એ એમ કરશે કે નહીં, શંકાસ્પદ છે. પણ કલાકાર કે વ્યક્તિ તરીકે સાર્ત્ર મરણ પામે તોય "લા નોઝે" "લ મયૂર", "લે મૂશ" જેવી શ્રેષ્ઠ કૃતિઓ પાછળ રહેશે –રહસ્યપૂર્ણ, "ધન ધ્રટસેલ્ફ" "સૌંદર્યમય અને પોલાદની જેમ કઠણ" – અને ઍન્ટાન રોકેન્તોની આકાક્ષા ફળશે.

લઈને આવ્યો. તેના ખભા ખૂંધા હતા, અંધારામાં દોરી જેવી મૂછોવાળો એનો ચહેરો ખૂબ ફિક્કો અને થાકેલો લાગતો હતો. આ રીતે ઇવાન ઇવાનોવિચે આ વ્યક્તિને યાદ રાખી. તે, આ વ્યક્તિ, ઓરડામા દાખલ થઈ અને અસ્થિરતાથી તથા આનન્દથી ઉંબરા આગળ ઊભી રહી ગઈ. તેણે પૂછ્યું :

"તમે જ ઇવાન ઇવાનોવિચ છો?..."અને તેની સામે પોતાના હાથ ફેલાવીને તે રડવા લાગ્યો. તેની લાકડી જમીન પર પડી ગઈ. "બાપુજી...હું...હું તમારો...તમારો દીકરો નિકોલાય!"

ઇવાન ઇવાનોવિચ ટેબલ પાસે ઊભો રહ્યો હતો. આ એ જ ટેબલ હતું જેના પરના કપડાનો રંગ બદલાઈ ગયો હતો. તેણે તેનો હાથ ઝાલ્યો નહીં, તેણે નિકોલાય તરફથી મોં ફેરવી લીધું. તેને લાગ્યું કે જાણે ભૂતકાળના ગર્તમાંથી પેલી રાત્રિ ઓરડામાં દાખલ થઈ. તે હળવેથી બોલ્યો:

"બેસ. હું તારા માટે શું કરી શકું?

નિકોલાયે જવાબ ન આપ્યો. બારણા આગળની ખુરશીમાં ઉતાવળથી અને નમ્રતાથી બેસી પડ્યો. "હું તારા માટે શું કરી શકું?" ઇવાન ઇવાનોવિચે વધારે મોટેથી પૂછ્યું.

નિકોલાય પ્રશ્ન સમજી ન શક્યો અને ઉત્તર પણ આપી ન શક્યો.

"તારા માટે હું શું કરી શકું?" ઇવાન ઇવાનોવિચ બરાડી ઊઠ્યો.

"મને માફ કરો, હું સમજી નથી શકતો..."

ઇવાન ઇવાનોવિચે ટેબલ પાસેથી આરામખુરશી ખેંચી અને નિકોલાયની આગળ મૂકીને તે ખુરશીના હાથા પર પોતાના હાથ ટેકવીને બેઠો. તેણે લાકડી ઉપાડીને નિકોલાયને આપી. નિકોલાયે તે લીધી. ઇવાન ઇવાનોવિચે નિકોલાય સામે ઇરાદાપૂર્વક જોયું અને કટાક્ષપૂર્વક તે બોલ્યો:

"મને માફ કરજે, હું તારા પિતાનું કુળ જાણતો નથી." ઇવાને બબડવાનું શરૂ કર્યું. "મને માફ કરજે. ગેરસમજ દૂર કરવા આપણે ચોખ્ખે ચોખ્ખી વાત કરી લેવી જ જોઈએ. તું ગેરસમજથી મારી અટકનો ઉપયોગ કરી રહ્યો છે. હું જાણતો નથી કે તારો બાપ..." ઇવાન ઇવાનોવિચ અટકી ગયો, પછી બોલ્યો: 'હં' તું સિગારેટ પીએ છે? –નહીં? એમ!– તો મને એ જાણવાનું સૌભાગ્ય હજુ મળ્યું નથી કે તારો બાપ કોણ છે..."

નિકોલાય તેની ખુરશીમાંથી ઊભો થયો. ઇવાન ઇવાનોવિચ પણ ઊભો થયો. ફરીથી લાકડી પડી ગઈ. ઇવાન ઇવાનોવિચ નિકોલાયને ઉતાવળે તે આપી. ઇવાન ઇવાનોવિચની આંખોમાં વ્યંગ હતો.

"હા, હા, મને માફ કર. મને એ સૌભાગ્ય નથી મળ્યું. મારે એવું કામ પણ નથી...... મને એ સૌભાગ્ય નથી મળ્યું... મને નથી જાણવા મળ્યું કે તને જન્મ આપવા કોની સાથે... કોની સાથે તારી મા સૂઈ ગઈ હતી!"

નિકોલાયે આગળ કશું જ ન સાંભળ્યું. તે ઓરડામાંથી બહાર આવ્યો, ઉતાવળે રવાના થયો. તે તેના જમણા અંગ પર ભાર મૂકતો હતો. જમણા હાથમા લાકડી હતી અને તેનો જમણો ખભો ખૂબ માંદા લોકોની જેમ ખૂંપો થઈ ગયો હતો.

"હા, હા, મને એ સૌભાગ્ય નથી મળ્યું! એ સૌભાગ્ય નથી મળ્યું!" ઇવાન ઇવાનોવિચ તેના ગયા પછી પણ બરાડતો રહ્યો.

...નિકોલાય અને ઇવાન–બંનેએ તેમના પિતા જે શહેરમાં રહેતા હતા તે જ શહેરમાં મળવાની ગોઠવણ કરી હતી. ઇવાન કરતાં નિકોલાય ખૂબ વહેલો આવી ગયો હતો. સ્ટેશન પરથી ઇવાન હોટલ પર ગયો. ત્યા તેને ખબર પડી કે તેનો ભાઈ પહેલેથી જ ત્યા આવી ગયો હતો. તે બંનેએ એક બીજાને કદી જોયા જ ન હતા. ઊંચો અને સશક્ત યુવાન ઇવાન રેજિમેન્ટ–કમાન્ડરના લશ્કરી ગણવેશમા અંદર આવ્યો. ત્યારે ટેબલ પર મીણબત્તી બળતી હતી. તેણે નોકરને પૂછ્યું: "મારો ભાઈ ક્યાં છે?" નોકરે જવાબ આપ્યો: 'સાહેબ, એ ક્યાંક બહાર ગયા છે." પછી ઇવાને ટેબલ પાછળ ફરસ પર એક માણસ જોયો. તે ખુરશીની પીઠને

ટેકીને બેઠો હતો. તલવાર અને રિવોલ્વરના પટ્ટા કમરે હોવા છતાં તે માણસને તેણે પોતાના મજબૂત હાથોમાં ઊંચકયો :

"નિકોલાય, અરે શું થયું તને ?" તેણે આતુરતાથી પૂછ્યું : "આંકડી આવી ?"

નિકોલાયે શાન્તિથી જવાબ આપ્યો :

"ના, આંકડી નથી આવી. હું મજામાં છું... હું..." નિકોલાયને પેલા શબ્દોથી દુઃખ થયું હતું. તે બોલ્યો: "હું તમારા બાપુજી – ઇવાન ઇવાનોવિચ ઇવાનોવને ત્યાં ગયો હતો. તેમણે કહ્યું કે આપણી મા... તેમને ખબર નથી કે મારો બાપ કોણ છે... તેમણે જ કહ્યું : તારી મા તને જન્મ આપવા કોની સાથે સૂઈ ગઈ હતી તેની મને ખબર નથી..."

"શું ?... આપણી મા—"

ઓરડામાં ટેબલ પર મીણબત્તી બળી રહી હતી. તે મજબૂત માણસે નબળા માણસને તેના ખભામાંથી પકડયો હતો. બહાર, ગલીમાં અન્ધકાર છવાઈ ગયો હતો. મીણબત્તી પાસેના ટેબલ પર સિગારેટનાં ઠૂંઠાં હતાં. મજબૂત માણસ નબળા માણસની બાજુમાં જ ભોંય પર બેસી ગયો હતો: બંને પહેલી જ વાર એકબીજાને મળ્યા હતા. બંનેએ એકબીજાને દીઠા પણ ન હતા. પણ શૈશવમાં સભાનતા પ્રાપ્ત થતાંની સાથે જ બંનેએ એકબીજા વિશે બધું જાણી લીધું હતું. બંનેએ મા વિશે વાતો કરી. એકના ચિત્તમાં તેની સ્મૃતિ હતી. અને આ શહેરમાં રહેલા પેલા માણસ માટે તેમની પાસે એક જ શબ્દ હતો —**નીચ**— એ નીચે તેમની માતાની સ્મૃતિને અપવિત્ર કરવાની હિંમત કરી હતી.

...પ્રદેશોના નગરોમાં લાકડાના માર્ગ એના પર થઈને ચાલતા લોકોને માત્ર કાદવમાંથી જ બચાવતા નથી, પણ એ માર્ગ આજુબાજુના પ્રદેશના બધા સમાચાર લાવે છે. અને ઇવાન ઇવાનોવિચ ઇવાનોવ – જેનું જીવન માનવશરીરની ગંધથી ભરાયેલું હતું – તેના જીવનમાં ફરીથી તે રાત આવી. એ રાત પણ ઉઘાડાં બારણાંવાળી પેલી રાત જેવી જ હતી. તે રાત્રિ પૂર્વગ્રહોથી ભરેલી હતી. કેટલાય સમય પહેલાં એ રાતે તે પૂર્વગ્રહોએ તેની પત્નીનો વિયોગ કરાવ્યો હતો. ગલીઓ અન્ધકારમાં ગરકી ગઈ; ધરતી વરસાદથી રોતી હતી; ઇવાન ઇવાનોવિચ બારણા પાસે પોતાના પુત્ર ઇવાનની રાહ જોઈને ઊભો હતો; ઇવાન તો એ સાંકડી શેરીથી ખૂબ દૂર 'મોસ્કો' હોટલમાં હતો. અને ઇવાન ઇવાનોવિચ અન્ધકારમાં બરાડી ઊઠયો: 'ઇવાનુશ્કા' તેનો પુત્ર ઇવાન ન આવ્યો. સવારે ઇવાનોવે પોતાના પુત્રને પહેલીવાર અને છેલ્લીવાર રેલ્વે સ્ટેશન પર જોયો – તે (પિતા) ટોળામાં ઊભો હતો. બે માણસો તેની આગળથી પસાર થયા: એક રબરના હાથાવાળી લાકડીને ટેકીને ચાલતો હતો અને આ અપંગ માણસને ઊંચો, સુદૃઢ, લશ્કરી અમલદાર દોરતો હતો, તેની કમર પર તલવાર અને રિવોલ્વરના પટ્ટા હતા. તે ગોરો, રતુમડો અને શાન્ત દેખાતો હતો. પિતાએ જોયું કે તેની આંખો તેની મા જેવી જ હતી. એક વખત પોતે જેમાં ધરતી અને સૂરજ ડૂબાડયા હતા તેની સરોવર જેવી તેની આંખો હતી...રેલ્વે તરત જ ઊપડી, સિસોટી વાગી, વરાળ નીકળી, અને દૂર દૂર જવા લાગી. તે પિતા લાકડાની વાડ આગળના શહેરના લાકડાના માર્ગ ઉપર થઈને ગયો. ગલીઓમાં પવન જોરજોરથી ફૂંકાતો હતો, લાકડાના માર્ગ ઉપરથી એ જર્જરિત ધોળા વાળવાળો માણસ ગલીમાં જતો હતો.

ઘેર સાંકડામાર્ગો પરથી માનવશરીરની દુર્ગન્ધ આવી.

૪

માનવ પોતાને માટે જે નિર્ણય બાંધે છે તેના કરતાં કઠોર નિર્ણય બીજું કોઈ બાંધી શકતું નથી.

# લેખક અને તેના પ્રશ્નો*

–યુજિન આયોનેસ્કો

અનુ અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ

૬

તેથી, સાહિત્યિક કૃતિઓ–નવલકથાઓ, ટૂકી વાર્તાઓ, કાવ્યો, સ્મૃતિચિત્રો, નિબધો, દૃશ્ય-વિધાનો કે નાટકો–લખવા માટેની સાદી જરૂરિયાત તે નિષ્ઠા નિષ્ઠાવાન અવાજ રણકી ઊઠે છે અને સભળાય છે, બીજા શબ્દોમા કહીએ તો, નિષ્ઠાને શક્તિશાળી અવાજ હોય છે જો કે તમારો અવાજ સભળાતો હોય તેમ છતા તમને સાભળવામા આવે છે એવુ ફલિત થતુ નથી એના કરતા, અલબત્ત શરૂઆતમા, કદાચ ઊલટુ જ બને તમે કશુક સાચુ બોલો, એટલે કે તમે અવેદ્યુ હોય અને અનુભવ્યુ હોય એવુ બોલો, તો લોકો તમને માનશે નહિ, એવુ માનવાનુ એમને જોઈતુ હોતુ નથી અથવા એવુ પણ બને કે, કેટલીકવાર, સત્ય અવ્યક્ત, પોકળ અને સામાન્ય લાગે, સાચુ દર્શન ન પકડાય, એ અધ બનાવી દેતુ હોય, લોકો હજી પણ એને ન જોઈ શકતા હોય, તેઓ એને પછીથી જ જોઈ શકે સચ્ચાઈના રણકા સાથે જે સાચુ છે તે અસામાન્ય દેખાય છે એ અસામાન્ય છે અસત્ય સામાન્ય છે તમે જુદા કહેવાઓ એ હકીકત જ તમારી નિષ્ઠાની નિશાની છે, તમે પ્રામાણિક છો તેથી તમને ઢોગી કહેવામા આવે છે સામૂહિક માનસિક ટેવોના વણાટમા તમારો ઊભરો એક ચીરો પાડે છે જે ગઈ કાલે સાચુ હતુ, જે બૌદ્ધિક પ્રાપ્તિ હતી, એને અતિક્રમવામા આવે છે, પણ સામાજિક અને મનોવૈજ્ઞાનિક સ્ફટીકીકરણ તો તેનુ તે રહે છે–પથ્થરીકૃત પરમ્પરાના સ્વરૂપમા રહે છે–અને સત્યો ઘન અનુસરણવાદ કે અનુકૂળ-તાઓ, કે અધતા અને બધિરતાના લક્ષણો કરતા વિશેષ કશુ રહેવા પામતા નથી આપણે જાણીએ છીએ કે પ્રત્યેક વસ્તુ અનુકૂળ રીતે સ્થિરતા પ્રાપ્ત કરી લેવાનુ વલણ ધરાવે છે, અને આવુ વલણ ખાસ કરીને ક્રાતિની બાબતમા સ્પષ્ટ રીતે ઉપસી આવેલુ દેખાય છે

કલાકાર કે લેખક, ફિલસૂફ કે વિજ્ઞાનીની જેમ, પોતાનુ સત્ય, એની વ્યક્તિતાનુ સત્ય કે વાસ્તવ, અનપેક્ષિત વાસ્તવ–એને માટે પણ અનપેક્ષિત–એક ઉપલબ્ધિ–આપણી આગળ ધરે છે, અને એ માટે આપણે એની નિષ્ઠાના, એની શોધના, એના અન્વેષણના આભારી છીએ અલબત્ત, આ વાસ્તવ વત્તા કે ઓછા મહત્ત્વનુ હોઈ શકે એ મહાન હોય કે નાનુ હોય, એ અનપેક્ષિત અને વિસ્મયકારક તો હોય છે સામાન્ય પ્રતિક્રિયા એના નકારની હોય છે શા માટે પ્રયત્ન કરવો, જે જાણીતુ છે એટલાથી જ શા માટે સતોષ ન લેવો, શા માટે આપણી જાતને ખલેલ પહોચાડવી? એ વિના ન થઈ શકે એવુ તો કશુ હોતુ નથી આમ હોવા છતા, નવુ અને મૂઝવી નાખે એવુ અસ્તિત્વ પોતાની જાતને સ્થાપે છે અંતે લોકો એને સાભળવા તૈયાર થાય છે લોકો તમારામા, તમારે જે આપવાનુ છે એમા, રસ લે છે, ખભા ચડાવી લીધા પછી અને તમારી મશ્કરી કરી લીધા પછી તેઓ તમારા તરફ વળે છે અને તમારે જે કહેવાનુ

* ગતાકથી ચાલુ

છે તેના તરફ ઠાન આપે છે. એમને પછી સમજાય છે કે જેને ઢોંગ માન્યો હતો તે તો સાચું હતું. એમને સમજાય છે કે લેખક વાસ્તવ તરફ નવા દૃષ્ટિકોણથી જાય છે, વાસ્તવ વિસ્તરતું રહે છે અને સમૃદ્ધ બનતું રહે છે. કલાકાર પોતે વિચારે છે કે પોતે સર્જી રહ્યો છે. સાચી વાત તો એ છે કે એ સર્જી નહોતો રહ્યો, શોધી રહ્યો હતો. સર્જન અને શોધ એકરૂપ બને છે. પોતાનામાં પોતાનામાંથી ફૂટતું જેને પોતે જોયું છે તે વસ્તુગત વાસ્તવ હતું જેને એ રૂપે બીજા લોકો ઓળખવાના અને એનો નકાર કરવાને લાંબો વખત શક્તિમાન નહિ નીવડવાના. જેમ જેમ તેઓ એને ઓળખતા જાય છે તેમ તેમ તેમને લાગે છે કે તેને તો તેઓ જાણતા હતા અને હમેશાં જાણતા આવ્યા હતા; એ એમને સાદું અને સ્વાભાવિક સત્ય લાગે છે. વૈચિત્ર્ય સામાન્યતા બની જાય છે, અગ્રાહ્ય સ્પષ્ટ બની જાય છે, અશક્યને પૂર્વસ્વીકૃત માની લેવાય છે. જે સૃષ્ટિ સર્જાઈ છે અને શોધાઈ છે, સર્જક વડે સર્જાઈ છે અને શોધાઈ છે તેની હવે લાંબો વખત અવગણના થતી નથી. એનું એકીકરણ અને સમગ્રીકરણ કરવામાં આવે છે અને ઘણીવાર નૂતન સત્ય એના સાચા પ્રકાશમાં, પછીથી, ભુલાયેલા સત્યરૂપે દેખાય છે—એક વિશ્વ જે સંગોપાયું હોય અને ફરી વાર દૃષ્ટિપથમાં આવતું હોય તેવી રીતે.

પછીથી તો એ એટલું બધું સ્વાભાવિક લાગે છે કે એ જાણે કે ક્ષુલ્લક હોય. પછીથી વત્તેઓછે અંશે એની અભ્યાસનિષ્ઠ સમજૂતી આપતાં, લેખકના અર્પણને સમજાવતાં લખાણો, નિબંધો, અધ્યયનો અને ગ્રંથોનો ઢગલો થાય છે. તમારાં પૃથક્કરણ થાય છે, નકાર થાય છે, તમારા સંદર્ભમાં તમને મૂકી જોવામાં આવે છે. કોઈ એવો મત પ્રદર્શિત કરે છે કે તમારા કથયિતવ્યને તમે તાર્કિક સંગતિપૂર્વક અંત સુધી પહોંચાડી શક્યા નથી. કોઈ અમુક વિવેચકને તમે શું કહો તે ગમશે તેના આધારે અથવા વિવિધ પ્રકારનાં અર્થઘટનો તમારા પર લાદવામાં આવ્યાં હોય તે મુજબ તમને એક યા બીજી દિશામાં આગળ વધવાનું કહેવામાં આવે છે.

મેં પોતે લખ્યું છે તે કરતાં મારે વિશે જે લખાયું છે તે જથ્થાની દૃષ્ટિએ ઘણું વધારે અગત્યનું છે. મારા પર લખાયેલાં ટીકાટિપ્પણો એટલાં તો બોધદાયક છે કે જો મારામાં વિશ્વાસ મૂકી શકાય એવી યાદદાસ્ત હોય અને ચોકસાઈવાળું મગજ હોય તો મારી કૃતિઓ ઉપર હું ડૉક્ટરની પદવી માટે મહાનિબંધ તૈયાર કરી શકું. અને–વધુ રસપ્રદ તો તે બને કે—મારા ટીકાકારોની મનોસામાજિકતા પર હું મહાનિબંધ ભરી શકું. કહેવાનું તાત્પર્ય એ કે કોઈએ લખેલી કૃતિને વેરણછેરણ કરી નાખવામાં આવે છે. એ લગભગ એવું છે કે કૃતિ હવે કૃતિ રહેતી નથી (પણ જો કૃતિ માત્ર કૃતિ જ રહે તો તે કેવી લાગે ?) બીજા લોકો એને વિશે શું કહે છે અને એનું શું કરે છે એના ઉપર કૃતિ કેવી લાગે એનો જાણે કે આધાર રહેતો હોય એના જેવું આ છે. કોઈ નિર્દિષ્ટ વિવેચકની સામાજિક પાર્શ્વભૂમિ જો હું જાણી શકું, અથવા તો કયા વર્તમાનપત્ર કે સામયિક માટે એ લખે છે એટલું જ જાણી શકું તો મેં હમણાં જ પૂરા કરેલા નાટકનો રિવ્યૂ એ કેવો લખશે—એને એ ગમશે કે નહિ ગમે—તે હું અગાઉથી કહી શકું. એ જ રીતે, વિવેચકનું રાજકીય કે આદર્શવાદી વલણ મારે જાણવું હોય તો મારે મારા એકાદ નાટકનું માત્ર પૃથક્કરણ, સમીક્ષા કે ખાલી સાર જોઈ જવાનો રહે. હું એનું નૈતિક અને બૌદ્ધિક વ્યક્તિચિત્ર સહેલાઈથી દોરી શકું. તથ્ય એ છે કે, કૃતિ નવી હોય પણ જે માનદંડથી એની મૂલવણી થઈ હોય તે નવો ન પણ હોય; વલણો પૂર્વનિર્ણિત, જડ હોય છે. આનો એવો પણ અર્થ સંભવી શકે કે ચાલુ માનદંડને તોડી નાખવા જેટલી કૃતિ નવીન નથી; એની નવીનતા પૂરતી બળવત્તર નથી, લોકોએ કૃતિને સ્થાયી માપને અનુકૂળ બનાવી દીધી, અથવા તો એ પોતાના રણકાદાર અવાજથી બોલી શકે અને એ અવાજને

સાંભળાવી શકે એ માટે વધુ સમય પસાર થવા દેવો જોઈએ

૭

પોતાની કૃતિનેઓની અસર જોઈને લેખકને આશ્ચર્ય થાય એ, અલબત્ત, ખુશ થાય છે એ ખુશ થાય છે કારણ કે નિષ્ઠાવાન હોવા છતા પોતાની નિષ્ઠા ખરેખરી સાચી છે ? કેમ, એણે એને છેતર્યો તો નથી ને, એ બાબતમા એ હમેશા સાશંક રહ્યો હોય છે મને લાગે છે કે મે એ સ્પષ્ટ કહી દીધુ છ કે નિષ્ઠાની, સત્યની નિશાની નવીનતા છે જે મૌલિક છે તે સાચુ છે જે થઈ ગયેલાને મળતુ આવે તે ખોટુ છે, કારણ કે રૂઢિ એ નિર્વૈયક્તિક જાહાણુ છે જે તમને બીજા લોકોએ શીખવ્યું નથી તે નિષ્ઠાવાળુ અને સાચુ છે પોપટ નિષ્ઠાવાન નથી એ જે બોલે છે તેને એની સાથે લેવાદેવા નથી, એ એને માટે અગ્રાહ્ય રહે છે

જાણકારી માટે નવીનતા આવશ્યક છે એમાંથી એવુ તારવી શકાય કે લેખક લખે છે ત્યારે એ કેટલે અંશે પ્રમાણિત થશે એને વિશે અને પોતે જે લખી રહ્યો છે તે અંગે પોતે કેટલે અંશે યોગ્યતા ધરાવે છે એને વિશે એ આશ્ચર્ય સેવે છે અને ગણુના મળે તેની રાહ જુએ છે, અને એને એ વાતનુ પણ આશ્ચર્ય છે કે લોકોનુ ધ્યાન ખેંચાયા પછી એ લોકો કૃતિ વિશે જે બોલે છે તે બોલ વાનો એમનો કયો અધિકાર છે અન્યમા વિશ્વાસ પ્રેરવા તમે લખો છો, એનનામા વિશ્વાસ જન્મા- વીને તમે તમારી જાત પર નાખુશ થાઓ છો, નાખુશ અને ઈંતેજાર લેખકને એવી છાપ પડ વાની સંભાવના છે કે એણે જે કહ્યુ અને કર્યું તેને વિશે એટલી બધી ગેરસમજ ઊભી નથી થઈ જેટલી એ કૃતિને કલુષિત અને વેરણછેરણ કરવામા આવી છે અને એ તેવા લોકો વડે બને છે જેઓ પોતાનો હેતુ સાધવા એનો ઉપયોગ કરતા હોય છે, કહો કે, એમના પ્રતિપાદન માટે કૃતિને નમૂનારૂપે વાપરે છે આવા લોકો એમના ધર્મશાસ્ત્ર, નૈતિક માન્યતાઓ કે રાજકારણ માટે કૃતિને સાધનરૂપ બનાવે છે કૃતિના મૂલ્યની નિશાની તે એની નિષ્ઠા, એટલે કે એની નૂતનતા, એટલે કે એની શુદ્ધતા કેનાકાર એની ગહન આત્મલક્ષિતામા તત્ત્વત પર લક્ષી હોય છે એ રીતે એ એકી સાથે નવા અને જૂના રૂપે આવે છે અને આમ કહીને હુ એ કહેવા માગુ છુ કે તે ચિરકાલીન, પરિચિત તેમ જ અપરિચિત હોય છે

વિવેચનના મૂલ્યની બાબતમા પણ આ સાચુ છે વિવેચન ત્યા સુધી યથાર્થ છે જ્યા સુધી તે આનુ વિવેચનીય અને બૌદ્ધિક પદ્ધતિઓના સામા ન્ય લક્ષણોને પ્રતિબિંબિત ન કરતુ હોય વિવેચન કે અર્થદર્શન ત્યા સુધી સારુ છે જ્યા સુધી અર્થ દર્શક કલાકૃતિ તરફ નવીન અભિગમથી, નિષ્ઠાથી અને પરલક્ષિતાથી જતો હોય, અને પોતાના માન દંડને ફેકી દેવા નહિ પણ પળેપળે એને પ્રશ્ના ર્થમા મૂકવા તૈયાર હોય હુ જાણતો નથી પણ સંશય સેવુ છુ કે કદાચ—આદર્શરૂપે, અલબત્ત,— વિવેચકે અંતિમ પરલક્ષિતાના પ્રતિનિધિ ન હોવુ જોઈએ, જ્યારે સર્જકે— એવા જ આદર્શરૂપે—પૂર્ણ આત્મલક્ષિતાના પ્રતિનિધિ બનવુ જોઈએ ખરાબ વિવેચક તે છે જે ભાવા ચગાવીને કૃતિ પર પોતાની જાતને લાદે છે અને જે કૃતિ કરતા પોતાની જાતને મહત્તર માને છે શિક્ષકગીરી ન રાખતા વિવેચકે તો કૃતિના શિષ્ય બનવુ જોઈએ

આત્મનિર્ભર બનવુ અને આત્મવિલોપન સાધવુ એ બને સરખા મુશ્કેલ છે માનદંડ કે મૂલ્યાના માપ પાસે હોવા તે પરલક્ષિતાની નિશાની છે એમ માનવાની જરૂર નથી માનદંડની અનેક વિધતા તો ગૂચવણમા વધારો કરે છે હુ એવા વિવેચનની કલ્પના કરી શકુ છુ જેની પાસે માનદંડ ન હોય, એ એવુ મૂલ્યાકન હોય જે મૂલ્યોના માપથી સ્વતંત્ર હોય કૃતિનુ વર્ણન કરવામા કદાચ વિવેચ નનુ કાર્ય થઈ જાય છે એનો અર્થ એ થયો કે કૃતિના તર્કશાસ્ત્ર અનુસાર કૃતિને અનુસરવુ વિવેચક તત્ત્વવેત્તા, નીતિશાસ્ત્રી, મનોવિજ્ઞાની કે સમાજશાસ્ત્રી હોઈ શકે, પણ કૃતિની

નીતિવ્યવસ્થા,' એનું સમાજશાસ્ત્ર કે એનું તત્ત્વજ્ઞાન નક્કી કરવું—જે કાર્ય પોતે પોતાનામાં યોગ્ય હોય—એ બીજા સ્તરે આવે છે. એ કૃતિનું વિવેચન નથી; એ કશુંક જુદું છે. પણ જે વિવેચક કૃતિને વર્ણવે છે, પગલા પર પગલું મૂકીને કૃતિને અનુસરે છે, તે એના પર પ્રકાશ પાડે છે; અને આમ કરવા માટે આ એક માત્ર રસ્તો છે. કૃતિના વિશ્વમાં વિહરવાનું શક્ય છે કે નહિ તે કહેવાનો આ માર્ગ છે. એ ક્યાં દોરી જાય છે, એ ક્યાંય પણ લઈ જાય છે કે કેમ, એ સામી બાજુએ બંધ એવી આંધળી ગલી તો નથી, અને એની અસંગતિઓ અને વિરોધોને અતિક્રમી જાય એવી કોઈ સંગતિ એમાં છે કે કેમ, તે આપણે જોઈ શકીએ છીએ.

લખવું એટલે ગતિમાં વિચારવું, લખવું એટલે અન્વેષણ કરવું. વિવેચકે કવિના પ્રવાસનો પુનઃપ્રવાસ કરવાનો હોય છે. ઘણી વાર કવિ એક પ્રકારના અંધકાર તરફ કે સાન્ધ્યતેજ તરફ વળતો હોય છે. વિવેચક ખેપ કરીને એ પ્રદેશને તાગી લે છે. એના હાથમાંનો દીવો રસ્તાને અજવાળે છે. મેં આગળ જણાવ્યું છે કે કલાકૃતિ એ સ્થાપત્ય છે. એ મજબૂત રીતે ચણાયેલી હોવી જોઈએ. છાપરું ટપકે છે કે કેમ, નિસરણી પડી જાય એવી તો નથી ને, દરવાજા બંધ રહ્યા હોય અને એથી કેટલાક ખંડોમાં જવાનું અશક્ય બન્યું હોય એવું તો બન્યું નથી ને, કે એવી બીજી કોઈ ઊણપો રહી હોય તો તે બતાવવાનું કામ વિવેચકનું છે.

૮

કવિએ લખતી વખતે એની જાણમાં આવેલી બીજી બધી કૃતિઓને ભૂલી જવી જોઈએ. વિવેચકે હાથમાંની કૃતિ કોઈનું પુનરાવર્તન છે કે કેમ, એ બતાવવા પૂરતું પણ અસ્તિત્વ ધરાવતી અન્ય કૃતિઓનું જ્ઞાન ધરાવવું જોઈએ. જો એ પુનરાવર્તન ન હોય તો એનો અર્થ એવો નથી થતો કે એ જાણીતા સીમાડાઓની બહારની કૃતિ છે. એ સામાન્ય વ્યવસ્થા (Pattern) માં પોતાનું સ્થાન લે છે; આ વ્યવસ્થામાં એ અન્ય તત્ત્વોની બાબતમાં જુદી પડે છે; એ એક અવાજ છે. પણ આ સાચું વિવેચન હોય કે કેમ, એ કદાચ સાહિત્યિક ઇતિહાસ કે તુલનાત્મક સાહિત્યની વધુ નજીક તો નથી, એવી મને શંકા રહે છે. કૃતિનું વર્ણન કરવામાં—જે એની અંતર્ગત કારવાઈમાં એને સમજીને કરવું જોઈએ—એ ગમે છે કે નથી ગમતી, બીજી કૃતિ કરતાં એ વધુ ગમે છે કેમ, એ વિશે બોલવું જોઈએ નહીં કારણ કે એનો અર્થ થયો આત્મલક્ષિતા રજૂ કરવાનો; અને એ તો જાણીતું છે કે રુચિની બાબતમાં દલીલને અવકાશ નથી. વિવેચકના મૂલ્યાંકનનું એકમાત્ર સ્વરૂપ જો કોઈ હોઈ શકે તો તે વર્ણન. વિવેચન કૃતિના વાસ્તવની, એના તર્કશાસ્ત્રની નોંધ લેનારું કાર્ય છે, એ પ્રમાણીકરણ (verification) નું અને માન્યતા આપવાનું કાર્ય છે

મારે મતે તો કૃતિની ઊણપો પૃથક્કરણાત્મક વર્ણનમાં ઊપસી આવે છે; અને આ અર્થમાં વર્ણન એ મૂલ્યાંકન ઠરે છે. ઊણપો એ રચનાવિધાનની ભૂલો છે. 'રચના' એ સંજ્ઞા બહુ અર્થદર્શક નથી. પ્રચલિત અર્થમા કૃતિ હમેશાં રચના નથી હોતી, ખાસ કરીને પ્રશિષ્ટ અર્થમાં. કેટલીકવાર રચનાની અનુપસ્થિતિ પોતે જ રચનાનું સ્વરૂપ હોઈ શકે છે. આપણે એમ કહેવું જોઈએ કે કૃતિની ઊણપો સચ્ચાઈની ગેરહાજરીને કારણે પરિણમે છે આ અપૂર્ણતાઓનો પ્રશ્ન નથી; એ પણ ધૂંધળો શબ્દ છે; એ અનિષ્ઠાનો સવાલ છે. કૃતિમા જે સંગત નથી હોતુ તે ઊણપો જન્માવે છે, એટલે કે કૃતિ નિયમોથી દૂર જાય છે. કલાના નિયમોથી દૂર જાય છે એમ નહિ, કારણ કે એ નિયમો કયા છે તે કોઈ જાણતું નથી. બધી જ જાતના નિયમો અને સૌન્દર્યશાસ્ત્રની બધા જ પ્રકારની પદ્ધતિઓ પ્રવર્તે છે તે નહિ પણ કૃતિના પોતાના નિયમોની હું વાત કરું છું જે એના પોતાનામાંથી જન્મે છે. પ્રત્યેક કૃતિ જ્યાં સુધી

પોતાના નિયમો જન્મ વે છે ત્યા સુધી મહત્ત્વની છે કલાકૃતિમા રહેલા અને એણે સ્થાપેલા નિયમોના પાયા પર સૌન્દર્યશાસ્ત્રની પદ્ધતિઓ ગ્ચી શકાય ભિન્ન કનાકૃતિ પોતાના અતર્ગત સિદ્ધાન્તોના સામાન્યીકરણ દ્વારા ભિન્ન પ્રકારના નિયમો સ્થાપવા માટે કારણ પૂરુ પાડી શકે એથી જ તો સૌન્દર્યશાસ્ત્રની પદ્ધતિઓ એકબીજી પરત્વે અમમત હોય છે કલાકૃતિએ બાહ્ય રીતે સ્થાપેલા નિયમો માત્ર દ્વૈતીયિક મહત્ત્વના નીવડે એમ બની શકે

પણ મને લાગે છે કે માનદડો અને પ્રશ્નો આ દ્વૈતીયિક નિયમો પર આધાર રાખીને વિકસાવવામા આવે છે કોઈ મૂળભૂત અને આખરી મહાનિયમ હોય પણ ખરો, પણ મને નથી લાગતું કે હજી સુધી એની કોઈએ શોધ કરી હોય કલાની સતોષકારક વ્યાખ્યા અસ્તિત્વ ધરાવતી નથી જ્યારે પૃથક્કરણ કૃતિના બધારણની નિર્બળતા બતાવતી પૃથગ્વિધતા (heterogeneousness) પ્રગટ કરે, જીવત સર્જનાત્મક આતતિ (tension) ન રચતા એકબીજાનો છેદ ઉડાડે એવા આતરિક વિરોધો કૃતિ ધારણ કરે છે એવુ જ્યારે બતાવવામા આવે ત્યારે કૃતિની ઊણપો સ્પષ્ટ થાય છે જ્યારે કૃતિમા પોતાપણુ નથી હોતુ, જ્યારે એ અદ્વિતીય એકમ નથી બની રહેતી અને અન્યથી સ્વતત્ર એવુ અસ્તિત્વ નથી ધરાવતી ત્યારે એ ખરાબ હોય છે આ સ્વાયત્ત એકમ સુદર છે કે માતબર છે એનો પ્રશ્ન અહી ઊભો થતો નથી એ અનન્ય હોય, એની અવેજીમા અન્ય કોઈને મૂકી શકાય નહી એવુ હોય — પછી ભલે તે માતબર હોય કે ન હોય, સુદર હોય કે ન હોય — એ જોવાનુ તો છે આપેની કૃતિમાની ભૂનો, એના અનુપયુક્ત ભાગ, એ એવી વસ્તુઓ છે જે કૃતિ સાથે સબધ ધરાવતી ન હોય

બીજા શબ્દોમા કહીએ તો કનાકૃતિ સુશ્લિષ્ટ હોય છે એ જીવત શરીર છે અને આ અર્થમા કનાકૃતિ એ સત્ય છે, કના અને સત્ય અભિન્ન છે આ સત્ય આત્મલક્ષી છે કારણ કે આત્મલક્ષી સત્ય એ જ કલાકારનુ એક માત્ર સત્ય છે આ આત્મલક્ષિતા એટલી તો ગહન અને પૂર્ણ હોય છે કે આખરે એ પરલક્ષિતાની એકરૂપ બની રહે છે, કલાકારે પરલક્ષી હોવુ જોઈએ અથવા તો પોતાની આત્મલક્ષિતા પરત્વે સાચા હોવુ જોઈએ કૃતિ એ કોઈ વલણની અભિવ્યક્તિ છે, આ વલણ આકાર ધારણ કરે છે, એટલે કે, સુશ્લિષ્ટતા ધારણ કરે છે અને — ઉપર કહેવાનુ પુનર્કથન કરીએ તો — એ એવુ શરીર છે જેમા વિરોધી તત્ત્વો એનો નાશ ન કરતા એનુ ઘડતર કરતા હોય વિરોધો, સવેગો અને આવેગો જેમ ઘણા અને સકુલ હોય તેમ કનાકૃતિ વધુ મહત્ત્વની બને છે, અને કૃતિ જ્યારે સ્વાયત્ત એકમની જેમ જીવત શરીર છે ત્યારે એ જ ન્યાયે એ સર્જન છે અને શોધ છે, કાલ્પનિક અને વાસ્તવિક, ઉપયોગી અને નિરુપયોગી, સાહિત્ય અને સત્ય એ લીલામાથી થયેલો, અસત્યથી સ્વતત્ર એવો આવિષ્કાર છે અલબત્ત, તમે કૃતિને નકારી શકો કે નુકસાનકારક ગણી શકો, જેવી રીતે તમે માણસને તિરસ્કારો કે મારી નાખો તેવી રીતે

આ પાછળ જણાવેલું કાર્ય એ વિવેચકનુ નથી પણ નીતિવાદીનુ છે, સમાજશાસ્ત્રીનુ છે, ધર્મશાસ્ત્રીનુ છે અથવા તો પ્રજાના દડવિધાયકોનુ છે એ કાર્ય વિવેચનનુ કે વર્ણન કરનારનુ નથી કોઈ કૃતિ શાથી બીજા લોકો માટે અસ્તિત્વ ધરાવે છે, એ જે છે તે શા માટે છે, અથવા તો લોકોએ એનુ જે કાંઈ કર્યું હોય તે શા માટે કર્યું છે એ સમજાવવાનુ કામ વિવેચકનુ નથી આવો અભ્યાસ નિરુપયોગી, અહિતકારી કે હિતકારી હશે એમ હુ કહેતો નથી, મારે એટલુ જ કહેવુ છે કે એ કાર્ય જુદા પ્રકારનુ છે

૯

મને હવે લાગે છે કે આખરે હુ કેટલાક મુદ્દાઓ સ્થાપી શક્યો છુ લેખકના આવેગો અને વિચિત્રતાઓ અને લેખન માટે એણે જોયેલા કે ન જોયેલા કારણો — એ બધાની કોઈ ગણતરી

નથી. એ તો અતિક્રમી જવાય છે. કલાકૃતિ આ અતિક્રમણનું કાર્ય છે. કૃતિ લેખકના અંકુશની બહાર છે. પોતે જે ઉપજાવવા માગતો હતો તેના કરતાં એ કંઈક જુદું જ છે. એ સ્વતંત્ર એકમ છે. એ જ રીતે, જેઓ લેખકની કૃતિ સાથે હેતુ જોડવાનો પ્રયત્ન કરે છે તેઓ પણ કૃતિ પરથી પોતાનું ધ્યાન વિચલિત કરે છે. પણ જો કોઈ કૃતિ તરફ પોતાની પીઠ કરવાનું ઇચ્છે તો પણ તે એના અસ્તિત્વનો નકાર કરી શકશે નહીં. કોઈ વ્યક્તિ આપણને ગમે કે ન ગમે તેમ છતાં આપણે એના અસ્તિત્વને નકારી શકતા નથી તેના જેવું આ છે. એ જે છે તે છે. એ અસ્તિત્વ ધરાવે છે. એ છે. એની ગણના કરવી પડે. તંત્રવાહકોએ કે વર્ણનાત્મક વિવેચકે માનવીના કે કૃતિના જન્મની નોંધ લીધી હોય છે, એમના ચોપડે એનાં લક્ષણો નોંધાયાં હોય છે, એ કોઈ અન્યનું બાળક તો નથી ને, એ ખિલાડું કે માછલું નથી પણ માનવી છે તેની તપાસ કરી લીધી હોય છે. એનું હવે શું કરવું ? એ તો બીજી વાત થઈ.

વિવેચન કરવું એટલે વિવેકદૃષ્ટિએ દર્શન કરાવવું. પરીક્ષવું કે નિરીક્ષવું એટલે ભેદ બતાવવો (આ નક્કી છે, અને એ તથ્યની હું નોંધ લઉં છું) અને જુદું પાડવું (જે આ તે તે નથી). "કૃતિ જે છે તે તે છે," શુદ્ધ વિવેચક આવું કહેશે, "એ મેં તમને જણાવ્યું. એ એની અંતર્ગત કારવાઈમાં જે છે તે મેં તમને દર્શાવ્યું; આ એનો ક્ષ – કિરણ ફોટોગ્રાફ છે, એનો પરિચયપત્ર છે." વિવેચન, જે આવી નિરીક્ષા સાથે સંબંધ રાખે છે તે એક ભિન્ન પ્રકારનું કાર્ય છે. હું ફરીથી કહું—વિવેચક સાથેસાથ તત્ત્વમીમાંસક કે ફિલસૂફ હોઈ શકે; મનોવૈજ્ઞાનિક કે નીતિશાસ્ત્રી તરીકેનું કાર્ય એ એમાં ઉમેરી શકે; એ સાહિત્યિક ઇતિહાસ કે તુલનાત્મક સાહિત્યાભ્યાસ પ્રત્યે વળી શકે, પણ ફિલસૂફી, ઇતિહાસ વગેરે તો પરલક્ષી–કૃતિલક્ષી વિવેચનની પછી આવવાં જોઈએ. બંનેનાં કાર્યક્ષેત્રો ભિન્ન છે અને એમને સેળભેળ થવા દેવાં જોઈએ નહિ.

જો વર્ણન ખૂબ જ સૂક્ષ્મતાથી થયું હોય (અને એવું થવું જ જોઈએ), જો એ કૃતિના આંતર માર્ગોમાં ફરી વળ્યું હોય તો એ કૃતિની આંતરિક કારવાઈનાં આંદોલનોમાં પ્રવેશીને કૃતિની એકતાને ગ્રહણયોગ્ય બનાવે છે; એનાં હલનચલન અને કારવાઈને આપણે જોઈ શકીએ એવી શક્યતા ઊભી કરે છે (રચના કરતાં કારવાઈ વધુ સારો શબ્દ છે, કારણ કે રચનાને વિવિધ અર્થો આપી શકાય); એટલું જ નહિ, એ સહજ રીતે કૃતિના આશય અને સાર્થકતાને બહાર લાવે છે; અને સાથેસાથ, કૃતિનું વર્ણન, જે એ કૃતિવિશેષને જ લાગુ પડતું હોય, કૃતિમાં રહેલી સનાતનતા પર ભાર મૂકે છે અને જેના પર કૃતિ આધાર રાખે છે અને પ્રતિપાદન મેળવે છે એવી સ્થાયી સામાન્ય માનવીય પાર્શ્વભૂમિમાંથી એને ઉપસાવી આપે છે. પ્રત્યેક કૃતિ એક વિશિષ્ટ પ્રકારનો આવિષ્કાર છે કારણ કે એ અદ્વિતીય છે, પણ તે સાથે જ એ પ્રતીતિકર પણ છે.

સામાન્ય "વિવેચન", જે કૃતિની આજુબાજુ આંટા મારે છે તે કૃતિની અવિનાભાવી મૌલિકતાની વ્યાખ્યા કરવામાં બહુ આગળ જઈ શકતું નથી. આપેલી કૃતિ વિશે એ જે કહે છે તે બીજી કૃતિઓને કે કૃતિઓના આખા કુટુંબને પણ લાગુ પાડી શકાય. આ મુદ્દો સાબિત કરવાની કસોટી સહેલી છે. સાહિત્યની કે નાટકની કોઈ કૃતિ કે કોઈ ચિત્ર પરની સમીક્ષા લઈ જુઓ. સમીક્ષાને જેમની તેમ રાખો પણ સમીક્ષિત કૃતિનું શીર્ષક, અને એના લેખકનું નામ બદલી નાખો, અને હા, અવતરણો ફેરવી નાખો— અને તમે જોઈ શકશો કે સમીક્ષકનાં ટીકાટિપ્પણ નવાં અવતરણોને પણ એટલાં જ લાગુ પડતાં હશે; એટલું જ નહિ, આખી બદલાયેલી કૃતિને લાગુ પડતાં હશે! ફેરફાર થયો તેની નોંધ પણ નહિ લેવાય. આનું કારણ એ છે કે સમીક્ષકે દ્વૈતીયિક લક્ષણો પરત્વે ધ્યાન કેન્દ્રિત કર્યું હતું! મૂળભૂત મુદ્દાઓ પરત્વે નહિ.

એથી તો એણે સાચો સંબંધ ગુમાવ્યો, હતો અને ધૂંધળાં સામાન્ય વિધાનોમાં એ સરી પડ્યો હતો. સમીક્ષકે કૃતિને આંગળીઓ વચ્ચેથી સરકી જવા દીધી અને કૃતિમાં અનુષંગે નિરૂપાયેલા સામાન્ય તાત્ત્વિક કે નૈતિક વિચારોને પકડી લીધા. એણે કૃતિને આ વિચારોના માત્ર ઉદાહરણરૂપે જ જોઈ, કોઈ વિશેષરૂપે નહિ પણ કૃતિ, એની આંતરિક વાસ્તવિકતામાં, આવા કોઈ ઉદાહરણ કરતા કે બીજી કૃતિઓની આખી શ્રેણીમાં રહેલા સામાન્ય વિચારો કરતાં તદ્દન જુદી જ હોય છે.

આની સાબિતી સહેલાઈથી આપી શકાય. કલાવિવેચનમાંથી એક ઉદાહરણ લઈએ. આન્દ્ર લ્હોતે લખેલી એક ચિત્ર પરની સમીક્ષા:

"એ તો ધ્યાનમાં આવી જશે કે ચિત્રકારે કેટલી કાળજીથી પુનરાવર્તનને અને રંગના જાડાપણા કે પાતળાપણાની અતિશયતાને ટાળવાનો પ્રયત્ન કર્યો છે. ચિત્રોના એ સામાન્ય અવગુણ છે. પ્રત્યેક ચીજને શુદ્ધ કલ્પનરૂપે ઉતારી છે જેનું આત્યંતિક વિશેષીકરણ થવાથી એ એના પડોશી સાથે તીવ્રતમ વિરોધમા ઊભી રહે છે. વસ્તુઓમાં છે તેમ સપાટીઓમાં પણ ભેદકતા ઊપસાવાઈ છે: આકાર કે માપની બાબતમા બે વસ્તુઓ સમાન નથી. જથ્થાઓ વચ્ચેના સંબંધના જરૂરી સ્મૃતિવાહકો સરખાં પણ ભિન્ન સ્વભાવનાં તત્ત્વો દ્વારા પૂરા પાડવામાં આવ્યા છે..."

આ પૃથક્કરણ બીજાં કેટલા ય ચિત્રોને, જેઓ પુનરાવર્તન અને અન્ય "ચિત્રના સામાન્ય અવગુણો" ટાળે છે અથવા તો જેમાં વસ્તુ "શુદ્ધ કલ્પનરૂપે ઊતરી છે અને જેનુ આત્યંતિક વિશેષીકરણ થવાથી એના પડોશી સાથે તીવ્રતમ વિરોધમાં ઊભી રહે" એવુ બને છે, તેમને શા માટે લાગુ ન પાડી શકાય?

આન્દ્ર લ્હોત બીજા ચિત્ર અંગે લખે છે: "પ્રત્યેક તત્ત્વ એના પડોશી તત્ત્વ સાથે એવી રીતે મૂકવામાં આવ્યું છે કે તે એક યથાર્થ રચના બનાવે છે. આ રચના ખૂણાઓ (કાટખૂણા, પહોળા ખૂણા અને, સાંકડા ખૂણા) વળાંકો, (વૃત્તો ઓછે અંશે પહોળા અને તીક્ષ્ણ) નિત્ય પરિવર્તિત પરિમાણોની સંતોષકારક વ્યવસ્થા પર આધારિત છે." અને "આ દેખીતી વિક્ષિપ્તતા કરતાં કશું પણ વધારે વ્યવસ્થિત નથી પૃથક્કરણમા આગળ વધીએ તો જણાશે કે કશુ પણ વધુ પડતું અનપેક્ષિત નથી..." મને એ વાતનું આશ્ચર્ય છે કે તેઓ "ખૂણાઓની સંતોષકારક વ્યવસ્થા"વાળાં અને "દેખીતી વિક્ષિપ્તતા"મા વ્યવસ્થાને સંગોપતાં બીજાં અનેક ચિત્રોની વાત કેમ નથી કરતા. આ વર્ણનમા તેઓ મોન્ડ્રીઆનની કે જી. વાન વેલ્દની વાત કરે છે એવી આપણને શંકા જાય, પણ ના, તેઓ તો બ્રુગેલ અને માન્ટેગ્ના વિશે લખી રહ્યા છે.

બીજા એક વિવેચક, જેમને માટે મને ઘણું માન છે, લખે છે: "એમની કલા પ્રકૃતિની વધુ નજીક રહે છે અને એમનાં કેટલાંક ભૂમિદશ્યોમાં તો તેઓ પ્રભાવવાદી છે, જેમાં ત્વરિત અને ધબકતી સંવેદના અનુભવી શકાય છે...કિનારામાં દોલાયમાન નૌકાઓ અને સઢોની."

પણ કોને વિશે તેઓ લખી રહ્યા છે? કયુબી વિશે, કોઈ પ્રભાવવાદી વિશે કે પુરાણી પ્રતિભા વિશે? ના. તેઓ તો મેનેઝિયર વિશે લખે છે. અને આજ વિવેચક જ્યારે લખે છે, કે "દંતકથાની ઈશુના આવિષ્કારની રાત, અતિમાનવીય તત્ત્વોથી ભરેલી અને મેગીના સરઘસથી પૂરી થયેલી, પરીકથાઓના જાદુઈ વાતાવરણ અને લહેરી પુરાણાપણાના ઉલ્લેખવાળી," ત્યારે તેઓ દેલાક્રોઇ કે પુનરુત્થાનકાળના કોઈ ચિત્રકારની વાત નથી કરતા, અતિયથાર્થવાદી ચિત્રકારની પણ નહિ, પણ પેલા મેનેઝિયરની.

તો પછી, આખરે શક્ય વિવેચન એટલે કૃતિનો સાર, એની હકીકત, અને એથી ય આગળ વધીને, જેની વિવેચના કરવાની છે તે ચિત્રને જ બતાવી દેવું, કાવ્ય કે નવલકથાને એના પૂર્ણરૂપમાં રજૂ કરી દેવી, એવું તો નથી ને? જો આમ હોય તો, કૃતિને જે વિકૃત ન કરે એવી સમીક્ષા તે

સમીક્ષાનો સંપૂર્ણ અભાવ. પણ હું અલબત્ત, આટલી હદે જતો નથી. હું એટલું કહીને સંતોષ માનું છું કે વિવેચક સહેતુક વ્યવચ્છેદક હોવું જોઈએ.

એટલે, સારો વિવેચક કૃતિને સમજાવશે, એનું અનુવાદન કરીને કહેશે કે એનું હાર્દ શું છે. જો હું ભૂલતો ન હોઉં તો, થિબોદેએ માલાર્મે અને વાલેરીની કવિતાનું અર્થદર્શન કર્યું હતું તે રીતે. કૃતિ નવી છે કે નહિ એ કહી શકે એવી સમૃદ્ધ સ્મૃતિ વિવેચકમાં જોઈએ. જો એ નવી હોય તો એ અદ્વિતીય હોય અને એનું મૂલ્ય એની નવીનતામાં હોય. કૃતિએ નૂતન હોવું જ જોઈએ અને એણે સાચકલા પણ હોવું જોઈએ. થોડી વાર પછી સત્યના અર્થ ઉપર થોડો પ્રકાશ પાડી શકીશું. આ સત્ય તે સર્જકની ગહનતમ નિષ્ઠાની અભિવ્યક્તિ છે. એટલે, કૃતિના વત્તા કે ઓછા મૂલ્યનો આધાર એની વત્તી કે ઓછી માતબરતા પરથી નક્કી કરી શકાય. આ માતબરતા એટલે નવા જન્મેલા સ્વાયત્ત એકમ, કૃતિમાં બંધાયેલા વિશ્વની વત્તા કે ઓછી માતબરતા. આપણે જાણીએ છીએ કે બીજી કૃતિઓની લાંબી હારમાળા પછી કૃતિ આવે છે. આનો સાદો અર્થ એ છે કે એ વારસાગત છે, એ માતાપિતાનું સંતાન છે, પણ તે પોતે પોતાની જનક નથી

૧૦

વ્યવહારમાં વિવેચન બધી વાતોનું મિશ્રણ હોવાથી હકીકતમાં આવું બનતું નથી. વિવેચન વિવેચન સિવાય બીજું બધું હોય છે સર્જક આત્મલક્ષિતાથી શરૂ કરી એને અભિવ્યક્તિ આપે છે અને પરલક્ષિતાને પ્રાપ્ત કરે છે. કૃતિ અંતરમાંથી ઊચકાયા પછી, બાહ્યાકાર પામીને સ્વતંત્ર અસ્તિત્વ ધારણ કરે છે સર્જક માનતો હતો કે પોતે પોતાના પર કાબૂ ધરાવે છે પણ તેને ભાન થાય છે કે પોતે પોતાનાથી મુક્ત છે. બીજી બાજુ, વિવેચકો જેઓ પરલક્ષી રહેવાનો કે અંશત એવા હોવાનો દાવો કરે છે તેઓ મોટે ભાગે આત્મલક્ષિતાને વ્યક્ત કરતા હોય છે.

એમ કહેવાય છે કે લેખક એક નાટક લખે છે, અભિનેતાઓ જુદું જ નાટક ભજવે છે, અને પ્રેક્ષકો ત્રીજું જ નાટક જુએ છે. પરિસ્થિતિ આના કરતા પણ વધુ સંકુલ છે. કૃતિનું સત્ય વધુ ખંડમુક્ત હોય છે. સત્યના ખંડો એકબીજાની સામે આવે છે, એકબીજાને વિરોધે છે, એટલું જ નહિ, એકબીજાને તોડી પાડે છે; અને તે ત્યા સુધી કે કૃતિનુ જે કંઈ બચેલુ લાગે તે અગણિત, સંઘર્ષી અર્થદર્શનોની ભ્રમજાળ. કૃતિ અર્થદર્શનોનું સંગમસ્થાન હોય અને એમને માટે કૃતિ બિનજરૂરી બની ગઈ હોય એવું લાગે. કૃતિને એના હાર્દમાંથી વિચ્યુત કરવાની જાણે આ પ્રવૃત્તિઓ ન હોય ! પણ એક વાર જ્યાં નકાર, વિરવિખેરપણું અને વિરોધી અર્થદર્શનો અટક્યાં, તો પછી કંઈ જ રહેતું નથી. એક વાર કૃતિનું વર્ગીકરણ અને વિવરણ થઈ ગયું એટલે પછી એ અવસાન પામે છે. એને પુનર્જીવિત કરવા એના અર્થદર્શનની જરૂર ઊભી થાય છે, અર્થાત્ એને એવી બનાવી મૂકવી જેવી તે પહેલાં કદી ન હોય. બીજા લોકો કૃતિ વિશે શું વિચારવા તૈયાર થાય છે એના કરતાં કૃતિ કશું વધારે નથી. અથવા, બીજી રીતે કહીએ તો, કિરણ-પ્રસારણના એક પ્રકારના પ્રભવસ્થાન વિના એ કશું વધારે નથી. આનું કારણ એ છે કે વિવેચકો બીજા લોકો વિશે પોતે બોલે છે એવું કલ્પી લઈને પોતાને વિશે જ બોલતા હોય છે અને પોતાના અહમ્‌થી મુક્ત થઈ શકતા નથી. તેઓ જે લખે છે તેમાં, કૃતિ પોતાના કર્તાનું પ્રતિબિંબ પાડે તેના કરતાં વધારે તો પોતાના મનોવૈજ્ઞાનિક ઘડતરનું પ્રતિબિંબ પાડતા હોય છે. કૃતિ, આપણે કહીએ કે, કર્તાના પ્રતિરૂપમા બનાવાઈ હોય છે જ્યારે એનું વિવેચન વિવેચકનું પૂર્ણ પ્રતિબિંબ, એનું પ્રતિરૂપ હોય છે. પ્રયોગમાં વિવેચન કૃતિના અનુલેખ કરતા વિવેચકનો અનુલેખ વધુ અંશે હોય છે

વિવેચક પોતાનો કેદી રહે છે; એ વ્યક્ત કરે

છે પોતાની લાગણીઓ, પોતાનાં માનસિક વલણો, એને અંધિયાર બનાવી દેતાં જમાનાનાં વલણો તેમ જ પોતાના આવેગો અને અભિગ્રહો. આપણા સમયમાં તો પ્રત્યેક વિવેચક પક્ષ લે છે. પોતાની ઇચ્છાઓ અને પોતાના વિચારોના પ્રતિબિંબ કૃતિમાં જોવા પૂરતો એનો રસ હોય છે. પોતાની ઇચ્છાઓ અને પોતાના વિચારોના અનુલક્ષમા એ કૃતિનો પુરસ્કાર કે તિરસ્કાર કરે છે. કૃતિ, બીજી વસ્તુઓમા, સ્પષ્ટ રીતે સમયની જીવંત અભિવ્યક્તિ છે પણ તે સાધારણીભૂત છે ( universalized ) અને તેથી અશાશ્વતની મર્યાદાઓ ઉલ્લંઘીને શાશ્વતમાં પ્રવેશેલી છે. આમ હોવાથી વિવેચકો વિશિષ્ટથી વિશેષ નથી. એમની પ્રવૃત્તિ તાત્કાલિકી છે, અસાધારણીભૂત છે, એમના પોતીકા વલણની અ-પરલક્ષી અભિવ્યક્તિ છે. બધું જ વિવેચન એની વિષયગત ભૂમિમાં રોપાયેલું હોય છે, બધું જ વિવેચન પત્રકારત્વ છે. વિવેચન, આ રીતે, અભિગ્રહોનું અને અકામ્ય આત્મલક્ષિતાનું ઉચ્ચારણ હોય તો આ કારણે જ એ વિકૃત ઠરે છે.

બીજી બાબતોમાં, જે નિકષ કે માનદંડ ઉપ-યોગમાં લેવાય છે તે વિવેચનને કૃતિલક્ષી બનતું અટકાવે છે—આ નિકષ, ભલે પછી રસશાસ્ત્ર હોય કે નીતિશાસ્ત્ર કે ફિલસૂફીના નિયમો હોય. કૃતિના પ્રકાશમા વિવેચકે પોતાના નિકષને પ્રશ્નાર્થમા મૂકવા જોઈએ તેને બદલે એ કૃતિને પ્રશ્નાર્થમા મૂકે છે અને પરિણામે પોતાના સિદ્ધાન્ત કરતા કૃતિને ગૌણ સ્થાને મૂકે છે.

એ વાત સાચી છે કે સિદ્ધાન્ત મૂળે તો કૃતિ પરથી નક્કી થયો હતો પણ પછીથી ટેવને કારણે, ગતાનુગતિક રીતે કે માનસિક આળસને પરિણામે કે વધુ પડતી સરળતાને કારણે વિવેચકે પોતાના સિદ્ધાન્તને પ્રશ્નો પૂછવાનું જ માંડી વાળ્યું. જેને નિર્મમ ગેરસમજ કહેવાય તેની આ વાત છે. ઘણી વાર આપણે તદ્દન જુદી જ વસ્તુની સામે આવીને ઊભા રહેવું પડે છે. જ્યારે વિવેચક નીતિની ધર્મની અને રાજકારણની વ્યવસ્થાનો ચુસ્ત પુરસ્કર્તા હોય ત્યારે તો આ વસ્તુ ખૂબ જ ગંભીર બને છે. આવા પ્રસંગમાં કૃતિ નૈતિક, ધાર્મિક કે રાજકારણી વ્યવસ્થામા કેટલે અંશે ખપની છે તેના પર તેની યોગ્યાયોગ્યતા જોવાતી હોય છે.

મારા એક મિત્રે, જેઓ રંગમંચીય નિર્માતા છે, પરિસ્થિતિને આ પ્રમાણે સંક્ષેપમાં રજૂ કરી હતી: "મારી પાસે એક સારી મશીનગન હોય, સારી હાલતમાં હોય, અને તે મારા મિત્રો પર ગોળી છોડે તો હું એમ ન કહી શકું કે તે ખરાબ મશીનગન છે કારણ કે એ મારા મિત્રો પર ગોળી છોડે છે. જો મારી પાસે બગડેલી મશીનગન હોય, જે હમેશાં ખોટી પડતી હોય, અને તે મારા દુશ્મનો પર ગોળી છોડવામા સફળ નીવડે તો હું એમ ન કહી શકું કે તે સારી મશીનગન છે કારણ કે તે મારા દુશ્મનો પર ગોળી છોડે છે." મશીનગન કોઈ પણ નિશાન પર કેવી સારી રીતે કે કેવી ખરાબ રીતે ગોળી છોડી શકે છે તે નક્કી કરવાનું કામ વિવેચકનું છે. એ કોના તરફ ગોળી છોડે છે તે નક્કી કરવાનું કામ રાજકારણી પક્ષકારોનું, સમાજ-શાસ્ત્રીઓનું, રાજકારણી પુરુષોનું કે લશ્કરનું છે. પણ ઘણી વાર વિવેચન વિવેચકની મનોદશા પર આધાર રાખે છે—એની અસૂયા, વિદ્વેષ, ઈર્ષ્યા, અંગત ગમાઅણગમા. આ બધુ સામાન્ય રીતે એક જ ગામમાં રહેતા લોકોમાં જોવા મળે છે. તેઓ મિત્રો છે કે દુશ્મનો છે એ હકીકત જ રોજ-બ-રોજના વિવેચનને અયથાર્થ ઠેરવવા પૂરતી છે. અને આવું જ વિવેચન, કમભાગ્યે, તાત્કાલિક અસર ઉપજાવવામા શક્તિશાળી હોય છે.

સાહિત્યિક માણસો, લેખકો અને વિવેચકો, એક નાનકડો સમાજ રચે છે, એક પ્રકારનું કુટુમ્બ કહો તો ય ચાલે; અને કુટુમ્બના સભ્યો એક યા બીજા કારણે ક્ષુલ્લક બાબતોમા મન ઊંચાં કરી બેસે એવું અહીં બને છે, કુટુમ્બમાં જ ગંદા કપડાને ધોઈ ન નાખતા તેઓ એને બહાર સૂકવે છે અને દુનિયાને દેખાડે છે. ગંભીર બાબત તો એ છે કે આ કુટુમ્બની અંગત વાતો વિશે કશું જ

ન જાણતાં હોય એવાં લોકો આવાં વિધાનોને જેવાં દેખાય તેવાં જ સ્વીકારી લે છે. આમાં માત્ર લોકો જ છેતરાય છે એવું નથી. પ્રાધ્યાપકો, સંશોધકો અને વધારે દૂરના વિવેચકો પણ એના ભોગ બને છે. તેઓ તો વિવેચકની પરલક્ષિતામાં વિશ્વાસ મૂકે છે. તેઓ અનેક દલીલોનું પુનરુચ્ચારણ કરે છે, વિકસાવે છે, એમની નોંધ રાખે છે, કારણ કે આશ્ચર્ય તો એ વાતનું છે કે, કૃતિ કરતાં કૃતિની સમજૂતીઓ વધુ અગત્યની ગણાય છે! કેટલાક બહુશ્રુત માણસો પણ આવી દલીલોની અસર તળે આવી જાય છે કૃતિને સ્વતંત્ર રીતે, એના વિશે જે કંઈ કહેવાયું હોય તેને બાજુ પર રાખીને, વાંચનારા તો બહુ થોડા હોય છે. કૃતિઓ એમની પાસે આવે છે અર્થદર્શનો પામીને, ટીકાઓથી વધુ પડતી લદાઈને, સમજૂતીઓના કોલાહલમાં પીંટળાઈને અને બાહ્ય છાયાપ્રકાશમાં સૂકાઈને, આવી રીતે, પ્રસંગોપાત્ત, આખું નવું – અને જૂઠું – સાહિત્યશાસ્ત્ર અસ્તિત્વમાં લવાયું છે. ખાસ કરીને નાટકોના વિવેચનમા આ ઉઘાડું છે, કારણ કે તાત્કાલિક બનાવો સાથે એ નજીકથી સંકળાયેલું હોય છે અને પરિણામે એ પત્રકારત્વની વધુ નજીક હોય છે. એનું સ્વરૂપ બીજા કશા કરતા યદૃચ્છા લીધેલા સમાચાર જેવું હોય છે.

૨૨

મેં કહ્યું કે સાચો સર્જક ઐકાંતિક નિષ્ઠાવાળો હોય છે, એ જે કહે છે તે સાચું હોય છે, પણ એનાં સત્ય અને નિષ્ઠાનું સ્વરૂપ કેવું હોય છે?

સર્જક જે વાતો કરે છે તે સર્જેલી – ઉપજાવેલી હોય છે, અને એ રીતે, એ સત્યથી વેગળી હોય છે. પણ સર્જકે એ ઉપજાવી છે એ કારણે જ તો એ જૂઠાણાં નથી કારણ કે ઉપજાવવું એટલે સર્જવું અને આત્મખોજ કરવી. સર્જકકૃતિ ઉપજાવેલી અને કલ્પેલી છે એટલે એ જીવંત એકમ, સ્વાયત્ત સત્તા છે. સર્જન પામેલી કૃતિના વાસ્તવને નકારવું એ અશક્ય છે. જૂઠાણાં ઉચ્ચારવાં એટલે છેતરવું, એક વાસ્તવને ખસેડી બીજાને બેસાડવું. બડાઈ કે પ્રચારના હેતુથી સ્વીકાર કે અસ્વીકાર કરવો એ પ્રતારણા છે. આ પ્રતારણા સંકુચિત છે. પછી ભલે નૈતિક દૃષ્ટિએ તે ઉદાર હોય. સર્જક પોતાની કલ્પનાનાં પાત્રોમાં પોતાને ઓળખી લે છે. ફ્લોબેરનું વિખ્યાત કથન આપણે જાણીએ છીએ; "મેડમ બોવરી, એ જ તો હું." અસત્યવાદીની જેમ સર્જક એક વસ્તુની અવેજીમાં બીજી વસ્તુ મૂકતો નથી; એ કશુંક એવું બનાવે છે જે તે જ હોય. એટલા માટે સત્યનાં મૂળિયાં કલ્પનામાં હોય છે. હકીકતે, મેડમ બોવરી બધી રીતે ફ્લોબેર નથી; એ ફ્લોબેરનું સંતાન છે અને જ્યારથી એણે એને જન્મ આપ્યો ત્યારથી એ એના અંકુશ બહાર જતી રહી.

એક રીતે, જે સર્જક પોતાના ગૃહીતનો બચાવ કરે છે તે કપટી છે. એ પોતાનાં પાત્રોને પૂર્વનિર્ણિત હેતુ તરફ દોરી જાય છે; અમુક નક્કી દિશામાં વળવા માટે એ એમને ફરજ પાડે છે. એમણે કેવા દેખાવું તે એ અગાઉથી જાણતો હોય છે. આવો સર્જક પોતાની સર્જકતા અને પોતાના પાત્રો બંનેયનો ભોગ આપતો હોય છે. એની કલા અન્વેષણ રહેતી નથી કારણ કે નક્કી કરેલા પ્રદેશની એ આકનીપજ હોય છે; એના પાત્રો માત્ર કઠપુતળીઓ હોય છે. એ જે કંઇ કરે છે તેમા કશો આવિષ્કાર નથી હોતો માત્ર ઉદાહરણ અને સમજૂતીકરણ હોય છે. બધું અગાઉથી નક્કી થયેલું હોય છે. જે સર્જક પોતાના ગૃહીતોનો બચાવ કરે છે તે સાચી શ્રદ્ધામાં કામ નથી કરતો; એ નિષ્ઠાવાન ન રહી શકે. એનાં પાત્રો કે એની કૃતિ આપણામા વિસ્મય જન્માવી શકતા નથી. કોઈ પણ ગૃહીત નિરપેક્ષ રીતે કે પરલક્ષી રીતે સાચું હોતું નથી. જે સર્જક પોતાના ગૃહીતનો બચાવ કરે છે તે બીજાં શક્ય સત્યો કરતા પોતના ગૃહીતને આગળ ધરે છે. અલબત્ત, પોતાના ગૃહીતનો બચાવ કરતો સર્જક નિષ્ઠાવાન સર્જક હોઇ શકે પણ તે જેટલા પ્રમાણમાં, સચેતપણે કે અચેતપણે, પ્રાથમિક આશયોને પાર કરીને પોતાના ગૃહીતથી જેટલો દૂર જાય, પોતાનાં

પાત્રો પર માથા મૂકે અને પોતાની સર્જકતાના વહેણમાં એમને આગળ ધપવા દે તેટના પ્રમાણમાં મેં જણાવ્યું છે કે મોટાભાગના લેખકો પ્રચારના ખ્યાલથી લખવાનું આરંભે છે, પણ મહાન લેખકો તો તે છે જેઓ પ્રચારસાહિત્ય પેદા કરવામાં નિષ્ફળ નીવડતા હોય આખરે એમના પાત્રોને સર્જકની શ્રીનો સ્પર્શ થાય છે

હમણાં ઘણા વખતથી નોકરગમચની જરૂર વિશે વાતો થયા કરે છ મને સમજાતું નથી કે એનો શો અર્થ છે પ્રાચીન, આદ્ય ભીડાણોમાંથી ઉદ્ભવતું એ કોઈ સ્વરૂપ છે? લોકો વડે લખાયેલી રંગભૂમિનું એ કોઈ સ્વરૂપ છે? જો એમ હોય તો લોકોનો અર્થ આપણે કયો કરીએ છીએ? લોકો માટે લખાયેલી, શૈક્ષણિક કે રાજકારણી રીતે શૈક્ષણિક એવી એ રંગભૂમિ છે? જો એમ હોય તો આપણે પ્રયોગાત્મક રંગભૂમિ, પરવશ રંગભૂમિ, જેના નિષ્ઠા સત્ય અને મૂલ્ય આપણે નકાર્યાં છે તેવી રંગભૂમિ તરફ પાછા જઈએ છીએ આ જાતની રંગભૂમિ રાજ્યના આયોજન સાથે સંકળાયેલી છે અને જે કોઈ સત્તા હોય તેના હાથમાં એ બૌદ્ધિક પ્રજાપીડન બની રહે છે રાજ્ય—આયોજન હું જાણી કરીને કહું છું કારણ કે કૃતિને પોતાને કોઈ આયોજન નથી હોતું કે એને કોઈ અર્થ નથી હોતો એમ હું કહેતો નથી આયોજન કૃતિસંબંધી હોવું જોઈએ, કૃતિમાં હોવું જોઈએ, બહારથી લાદેલું ન હોવું જોઈએ એ સિવાયના અર્થમાં થયેલું આયોજન કૃતિને પોતાના સાચા પ્રયોજનમાંથી વિચ્યુત કરે છ અને એના અર્થને વિકૃત કરે છે વાસ્તવમાં લોકો એટલે તમે, અમે, હું, સાહિત્યમાં આપણી જાતને અભિવ્યક્ત કરવાનો ગુને અધિકાર છે આપણા સાહિત્યમાં આપણે આત્મપ્રકટીકરણ કરીએ છીએ; આપણે તત્ત્વતઃ એકબીજાથી વિદૂર નથી અન્યમાં આપણામાંનો પ્રત્યેક જણ રહેલો છે અને કલાકૃતિ તે જ તો કહે છે એના અવાજથી કહે છે એ વિસ્મિત કરે છે આ અપરિચિત છતાં ય પરિચિત એવી સાયત્ત સત્તા છે

એટલે, લેખક શું ઇચ્છે, કે ઇચ્છે એવું વિચારે, પોતાના અંગત મતમતાંતરો, પરિતાપ અને આદર્શોને સાબિત કરવા મથે, પણ એ બધાયની પાર જઈને એણે પોતાની જાતને સર્જકતાને અધીન કરી દેવી જોઈએ એને એકાએક લાગે છે કે એકી સાથે અપેક્ષિત અને અનપેક્ષિત એવું એક વિશ્વ પ્રકાશમાં આવે છે અને નજર સામે ઉપસે છે એની નજરે ચડતું આ વિશ્વ આપણે જે વિશ્વમાં જીવીએ છીએ એવું જ વિસ્મયમાન્ય છે. આપણા રોજિંદા ઘમસાણમાંથી ક્વચિત્ મળતી વિરતિની ક્ષણોમાં એના તરફ ધ્યાનથી અને તાજગીપૂર્ણ નજરથી જોઈએ ત્યારે એની વિસ્મયકારકતાનો ખ્યાલ આવે છ સર્જકે આ વિશ્વને અસ્તિત્વમાં આવવા દેવું જોઈએ એ સાચું અને નાજુક હોય છે સર્જકે એને બદલવું જોઈએ નહિ કે એની સાથે કોઈ પણ પ્રકારના ચેડા કરવા જોઈએ નહિ એણે એની સામે જોવું જોઈએ અને મહત્તમ એકાગ્રતાથી એને પામી લેવું જોઈએ એને પોતાને એવી છાપ પડવી જોઈએ કે પોતે પાત્રોને એમની પોતાની રીતે બોલવા દે છે અને પોતાના દોરી-સંચાર વિના બનાવોને રજૂ થવા દે છે સર્જક પોતાની આત્મલક્ષિતાના તટસ્થ દ્રષ્ટા તરીકે વર્તે છે અને એનાથી દૂર ઊભો રહે છે એને વિશે પોતાને જે કહેવું હોય તે પછીથી કહે, નારપૂ કે પોતાના વિવેચક થવાનો, નીતિશાસ્ત્રી, તત્ત્વવેત્તા કે માનસશાસ્ત્રી બનવાનો એને અધિકાર છે, એ વિશે શું વિચારવું તે પોતે કેટલોક વખત જાણતો હોતો નથી એને વિશે એણે શું વિચારવું જોઈએ નહિ એણે એના અસ્તિત્વની નોંધ લેવી જોઈએ જો સર્જક સંપૂર્ણ સચેતસ અને પરલક્ષી હશે તો એ જાણી શકશે કે પોતાના સર્જનનું વિશ્વ જન્મ ધરવા માટે કહે છે અને એ વિશ્વને પોતાના નિયમો, તર્કપદ્ધતિઓ અને દૈવ હોય છે પણ એણે એને એ જેવું હોય તેવું, એ જેવું હોઈ શકે તેવું એણે

[ અનુસંધાન પાન ૮૪ ઉપર ]

—ભોગીલાલ ગાંધી

# ખેતીપ્રધાન રાષ્ટ્રોમાં સામ્યવાદની નિષ્ફળતા

**માર્ક્સનું દુર્ભાગ્ય ગણો તો માર્ક્સનું પણ એણે ઔદ્યોગિક રીતે વિકસિત બનેલા, શહેરી કામદારો (પ્રોલેતારિયતો)થી ઉભરાતા દેશો માટે સામ્યવાદી ક્રાંતિનું વિજ્ઞાન ભાખ્યું–પુરસ્કાર્યું હતું. પરંતુ, ઇતિહાસ એની ભવિષ્યવાણીને બધો નહિ. ઔદ્યોગિક રીતે વિકસિત રાષ્ટ્રોમાં સામ્યવાદનો બજ વાગ્યો નહિ; અને જ્યાં કશી ધારણા ને ગણત્રી રાખેલી નહિ એવા પછાત જનવાળી અલ્પવિકસિત ખેતીપ્રધાન દેશોમાં જ એનો પગદંડો પેઠો!**

**અને માર્ક્સની સાથે દુનિયાનું દુર્ભાગ્ય ગણો તો દુનિયાનું કે આ ખેતીપ્રધાન દેશોમાં ભારે ધમપછાડા પછી ય પાયાની કૃષિ સમસ્યા ઉકેલવાનો એનો મનસૂબો ફળ્યો નહિ.**

## ૧ :
## રશિયાઈ અખતરો

સામ્યવાદ (કમ્યુનિઝમ) વિષે એક એવી દૃઢ માન્યતા સ્થાપિત બની ગઇ છે કે, બીજી બાબતના એના વિરોધીઓ પણ કૃષિ બાબતમાં ખેંચાતા રહ્યા છે. આ માન્યતા એવી છે કે અલ્પવિકસિત દેશોએ જો પોતાનો ત્વરિત વિકાસ સાધવો હોય તો સામ્યવાદી આર્થિક પદ્ધતિને અપનાવ્યા સિવાય છૂટકો નથી. અને એના ઉદાહરણ તરીકે રશિયા–ચીનની આર્થિક પ્રગતિની વાત આગળ ધરવામાં આવે છે: 'જુઓ કેટલા ટૂંક સમયમાં એમણે કેવી પ્રચંડ સિદ્ધિ સાધી છે!'

પ્રથમ તો, આ 'પ્રચંડ સિદ્ધિ'નો શો અર્થ કરવો એ વિષે જ વધારે ઊંડા ઊતરવાની જરૂર છે. રશિયાનું ઉદાહરણ લઇએ તો એણે અદ્યતન ઔદ્યોગિક વિકાસના ક્ષેત્રે ૪૭ વર્ષમાં ઘણી મોટી ફાળ ભરી છે એમ જરૂર કહી શકાય.

પરંતુ, કશો નિર્ણય કરી બેસતાં પહેલાં એ વિચારવું જરૂરી છે કે રશિયાની વિરાટ વસતીમાંથી કેટલાંનું જીવનધોરણ ખરેખર ઊંચું આવ્યું છે?

–જો રશિયાની અરધાથી વધુ મોટી જનસંખ્યા હજી સાવ પછાત દશાનું હતભાગી જીવન જીવતી હોય, અને શહેરો નગરોના ઔદ્યોગિક વિકાસની ભીંસમાં વિશાળ ગ્રામવિસ્તારો ભૂખડી–બારશની સ્થિતિમાં રીબાતા હોય તો?

–બલ્કે, શસ્ત્રાસ્ત્રો અને જંગી ઉદ્યોગોની દોડમાં રશિયા જેવા ખેતીપ્રધાન દેશમાં ખેતી અને ખેતરો જ પાયમાલ સ્થિતિએ ધકેલાઈ ગયાં હોય તો?

ટૂંકમાં, અર્ધી પ્રજા 'સંસ્કારી' અને અરધી 'બર્બર'– એવું ચિત્ર ચોખ્ખું થતું હોય તો? એ

પછી એ દેશની સમગ્ર આર્થિક પ્રગતિની વાત નવેસરથી વિચારવી જરૂરી નથી શું?

● એટલું જ નહિ પણ જે અરધી પ્રજા આર્થિક રીતે 'સુખી' અને ભૌતિક રીતે 'સંસ્કારી' બની તે કેટલી ભયંકર અમાનુષી યાતનાઓને ભોગે? માનવમૂલ્યની ગણતરીએ કેટલી કિંમત ચૂકવ્યા પછી?—એવો સવાલ પૂછવો બિલકુલ જ અસ્થાને નહિ ગણાય.

## ગોઝારો સ્તાલિન યુગ

સ્તાલિન યુગ એટલે, ઓછાં નહિ, પૂરા ત્રીસ વર્ષનો ગોઝારો યુગ! આ દરમ્યાન, એક બાજુ, 'સમાજવાદી સમાજરચનાનો કાળ પૂરો થઈને સામ્યવાદી વર્ગવિહીન યુગનો આરંભ થયો છે' —એવા દાવાઓ કરવામાં આવતા હતા, અને સ્તાલિનની પ્રેરણા તથા સૂચના અનુસાર ત્યાંના સાહિત્યકારો અને કલાકારો ગ્રામવિસ્તારોના રૂડાંરૂપાળાં મોહક ચિત્રો આલેખતા થાકતા ન હતા! ત્યારે, બીજી બાજુ, ૨૦ કરોડમાંથી ૧ કરોડ જેટલી પ્રજાનો ધ્વંસ કરી નાખવામાં આવ્યો હતો અને રાજ્યહસ્તકનાં ખેતરો તથા સામૂહિક ખેતરો ઉપર ઢસરડા કરતી મોટાભાગની પ્રજા ઝારના જમાનાનો રોટલો ય નિરાતે મેળવી શકતી ન હતી! રખે કોઈ આને સામ્યવાદની અને રશિયાની બદનામી માટે ઇરાદાપૂર્વક ઊભું કરેલું બનાવટી ચિત્ર માને. ખુદ કૃશ્ચોવનાં પોતાનાં બયાન અને ત્યાંના જ લેખકોને હાથે "આપવીતી"સમાં લખાયેલાં અને કૃશ્ચોવના કારભાર દરમ્યાન કેટલેક અંશે પ્રગટ થઈ શકેલાં બયાનો પછી કોઈ બહારના ઉપર કશો આક્ષેપ કરવાનો રહેતો નથી.

## બિન-સ્તાલિનીકરણના મૂળમાં

હકીકતે તો, કૃશ્ચોવની બિનસ્તાલિનીકરણની ઝુંબેશના મૂળમાં જો કોઈ ગંભીર સમસ્યા હોય તો તે આવી હતી:

(૧) ગ્રામવિસ્તાર હતાશ થઈ મૃતપ્રાય: દશાએ ઢસડાયો હતો: અન્ન અને બીજા કાચા માલનું ઉત્પાદન ચોંકાવનારી હદે નીચે ગબડી ગયું હતું.

(૨) રોજિંદા ઉપભોગની ચીજ વસ્તુઓ—"કન્ઝ્યુમર્સ ગુડ્ઝ"માં કરોકટી આવી હતી. અને શહેરી ટેકનિશિયન-કારીગર-કામદાર વર્ગ તથા ઉદ્યોગવિકાસમાં ચાવીરૂપ બનેલો-તાલિમબદ્ધ નિષ્ણાતોનો મધ્યમવર્ગ પણ થાકયો હતો.

(૩) પક્ષના સત્તાધારીઓ અને નોકરશાહીએ રશિયાનું સંરક્ષણ અને ઔદ્યોગિક વિકાસને નામે, દેશ આખા પર અત્યાચારી ઓથાર ઉતાર્યો હતો.

(૪) સમાજવાદી-સામ્યવાદી વિકાસની આંધળી ઝનૂની નીતિએ સામાજિક મૂળિયાં જ ખોદી નાખ્યાં હતાં!

એક નિષ્ણાત જણાવે છે:

●સ્તાલિન અને તેના વારસદારો ગમે તેટલી બડાશ મારે, પણ ૧૯૬૦ સુધી તો તે અન્ન ઉત્પાદન ક્ષેત્રે પોતાની ૧૯૨૭ પૂર્વેની કક્ષાએ પણ પહોંચ્યું ન હતું!

બીજો નિષ્ણાત જણાવે છે.

* ક્રાંતિ પૂર્વે, ઝારના જમાનામાં એટલે કે ૧૯૧૩માં ત્યાંનો ખેડૂત જેટલું પકવતો હતો એટલું ક્રાંતિબાદ ૪૦ વરસે પકવતો ન હતો!

## કૃશ્ચોવના પતનના મૂળમાં

કૃશ્ચોવે સત્તા પર આવતાં આ કલંક ધોઈ નાખીને ૧૯૫૬માં તો ૧૮ કરોડ ટન ઉપર કૂદકો મારી જવાની ખ્વાહીશ સેવેલી! સાઈબેરીયાના પ્રદેશમાં રાજ્ય ખેતીના જંગી નવતર પ્રયોગોનાં ધમપછાડા માર્યા પછી ય પરિણામ તો વકરીને ખેડું! ૧૯૫૮ થી ૧૯૬૧નાં પાંચ વર્ષ દરમ્યાન ૧૨ ૩/૪ લાખ ટનથી ૧૪ લાખ ટનની મર્યાદામાં જ અટવાતું રહ્યું!

(કૃશ્ચોવના અમલ દરમ્યાન જે ઉત્પાદન વધ્યું હતું તે, મોટે ભાગે, ૩૦ ટકા નવી જમીન ખેડાણમાં લાવવાને કારણે જ.) અને તે તો—

—"માથાદીઠ" ઉત્પાદન ૧૯૫૮માં હતું તેનાથી ઓછું થયું હતું. પરિણામે,

–ક્રુશ્ચોવને તેના દાના દુશ્મન અમેરિકા પાસે અન્ન માટે હાથ ધરવો પડ્યો હતો !

વાત સૌને વિદિત છે કે ક્રુશ્ચોવના પતન માટે આ નિષ્ફળતા એક મુખ્ય કારણ હતું.

## જડએસલાક ચોકઠું

ક્રુશ્ચોવનો કે સ્તાલિનનો વાંક નથી. મૂળભૂત વાત સામ્યવાદના જડએસલાક દમનશીલ ચોકઠાનોજ છે.

* જ્યારે જ્યારે અને જ્યાં જ્યાં ખેડૂતને સ્વતંત્ર ઉત્પાદક મિટાવી દઈને ફરજીયાત 'સહકારી', 'સામુહિક', 'સરકારી' અને ચીનમાં 'કમ્યુન' પદ્ધતિમાં જકડવામાં આવ્યો છે, ત્યાં ત્યાં બધે જ, આખા દેશનું અન્ન અને કાચા માલનું ઉત્પાદન લથડયું છે.

* સામ્યવાદી તંત્રમાંય જ્યાં જ્યારે ખેડૂતનો વ્યક્તિગત ઉત્સાહ અને અભિક્રમ ટકાવવાના અવારનવાર પ્રયાસ થયા છે ત્યાં ત્યારે પરિણામ આંખે વળગે એવું આવ્યું છે જ.

રશિયાની જ વાત આગળ ચલાવીએ. સ્તાલિને કૃષિનીતિ અંગે અનેક ઘર્ષણો અને કઠોર આઘાતો અનુભવ્યા હતા. દા. ત. ૧૯૩૦–૩૪માં ફરજીયાત સમૂહખેતરોના પ્રયોગ દરમ્યાન ખેડૂતોએ ત્રાસી ઊઠીને પોતાની પાસેનાં ઢોરોની જ કતલ કરીને સામો જવાબ વાળ્યો હતો: રાષ્ટ્રનું અરધોઅરધ પશુધન રેંસાઈ ગયું હતું ! પરિણામે, ભૂખમરા અને દુકાળે દેશમાં દાટ વાળ્યો હતો.

આવા અનુભવોને અંતે સમૂહ ખેતરમાં જોડાવા તૈયાર ન થાય તેમને માટે જીવવાનું જ અશક્ય હતું – એ રૂપે વિસરીએ. પાછળથી ખેડૂતોને તથા ઔદ્યોગિક કામદારો અને ઓફીસના કર્મચારીઓને 'ખાનગી વાડો' આપવામાં આવ્યો હતો.

## કૃષિક્ષેત્રે ખાનગી માલિકીનો ચમત્કાર

આંખો ઉઘાડી નાખે એવી ચમત્કારિક હકીકત એ છે કે—

* રાજ્ય ખેતરો અને સમૂહખેતરોને હસ્તક કુલ ખેડાણ જમીનના ૯૭ ટકા અને 'ખાનગી વાડા' તરીકે વ્યક્તિગત આપવામાં આવેલ જમીન ૩ ટકા હતી. આમ છતાં, આખા દેશમાં જે કુલ ઉત્પાદન થાય છે તેનું લગભગ અરધું ઉત્પાદન આ ૩ ટકા 'ખાનગી વાડા'માં થાય છે. અને બાકીનું અરધું જ ૯૭ ટકા જમીનવાળા સરકારી–સામુહિક ખેતરોમાં !

"ખાનગી માલિકીનો આ જાદુ" ક્રુશ્ચોવના વારસદાર (પાર્ટીના મુખ્ય) મંત્રી બ્રેઝનેવે સમજી લીધો જણાય છે. એટલે જ તો, સત્તામાં આવતાં જ એણે એવો એકરાર કરી લીધો હતો કે:—

ખાનગી વાડાઓ ઉપર કામ કરનારાઓની અંગત જરૂરીયાતોનો સંતોષ – એ પોતે જ એક મહત્વની વસ્તુ છે; એના તરફ ઉદાસીન રહેવું એ ખોટું છે...છેલ્લાં થોડાંક વરસો દરમ્યાન લાદવામાં આવેલાં અનેક બિનજરૂરી નિયંત્રણો હવે દૂર કરવામાં આવ્યાં છે."

રશિયન ક્રાંતિની ૪૭મી વર્ષગાંઠે રશિયાના સર્વોચ્ચ નેતાના આ શબ્દો ખાસ કરીને કૃષિક્ષેત્રે "જાહેર માલિકીની નિષ્ફળતા" અને "ખાનગી" માલિકીની સફરતાના એકરારરૂપ નથી શું ?

છેક તાજેતરમાં, ખેડૂતના વધુ ને વધુ અંગત હિત દ્વારા વ્યક્તિગત અભિક્રમની દિશામાં નવા સુધારા થઈ રહ્યાની બાતમી બહાર આવી રહી છે.

## યુગોસ્લાવીઆનો અભિક્રમ

રશિયાઈ સામ્યવાદની ખેતીવિષયક નિષ્ફળતાના આ સંગીન પૂરાવાઓ છે. આ પછી સામ્યવાદી અર્થનીતિ અલ્પવિકસિત, ખેતીપ્રધાન દેશો માટે કેટલી ખતરનાક છે એ વાત સ્પષ્ટ થઈ જવી જરૂરી છે.

અને હજી વધુ ખાત્રી કરવી હોય તેણે રશિયાના મૂળગોત્રના અને જૂના યુગોસ્લાવીઆના પ્રયોગો તરફ નજર નાખવી. ૧૯૫૦ સુધી એણે રશિયાઈ રાહ અપનાવેલો. ૧૯૫૦ના "સહકારી" ખેતીના કાર્યક્રમ પછી તેની આંખો ઊઘડી. ૧૯૫૩ પછી તો તેણે ખુલ્લંખુલ્લા "પીછેહઠ" કરી: નવાં

સહકારી ખેતરો બંધ કર્યાં. છૂટા થવા ઈચ્છનારાને છૂટા થવા દીધા.

—૧૯૬૦ સુધીમાં તો ૮૦ ટકા જમીન ખાનગી માલિકી નીચે આવી ગઈ હતી (સરકાર પાસે ૧૫ ટકા અને સહકારી સામુહિક પાસે માત્ર પાંચ જ ટકા !)

—પરિણામ ચમત્કારિક આવ્યું: ક્રાંતિ પૂર્વે (૧૯૩૮), સામ્યવાદી જડનીતિ નીચે (૧૯૫૦), અને નવી નીતિ (૧૯૫૯) નીચેના ઉત્પાદનની સરખામણી કરીએ:

| | ૧૯૩૮ | ૧૯૫૦ | ૧૯૫૯ |
|---|---|---|---|
| ઘઉં | ૩૦ લાખ ટન | ૧૮ લાખ ૩૦ હજાર | ૪૦ લાખ |
| મકાઈ | ૪૮ ,, ,, | ૨૧ ,, ૩૦ ,, | ૬૭ ,, |

—ક્રાંતિ બાદ ઉત્પાદનમાં પીછેહઠ થયેલી તેને બદલે નવી નીતિનો અમલ થતાં એવડી ફાળ ભરી શકાઈ હતી !

*

આ કાંઈ અપવાદરૂપ દૃષ્ટાંત નથી. રશિયાઈ પેટર્નની આ સાર્વત્રિક રસમ છેઃ પૂર્વજર્મની, હંગેરી, બલ્ગેરીયા, પોલેન્ડ અને ક્યુબા સુદ્ધાના અનુભવો એક જ સત્ય પ્રગટ કરે છે.

અને કોઈને રશિયા કરતા વધુ વિલક્ષણતાવાળા સામ્યવાદી ચીન વિષે ભ્રમણા રહી જતી હોય તો "ચીની પેટર્ન" નીચે ખેડૂતોની થયેલી ભૂંડી બેહાલીની કહાણી ય સાંભળવી રહી.

## ૨ :

## ચીની પ્રયોગ

રશિયા અને રશિયાઈ વર્તુળના ઉપગ્રહોની ભારે પછડાટો પછી ય ચીની કમ્યુનનો અખતરો ઇતિહાસનો અપૂર્વ અખતરો બની દુનિયા ભરમાં ગવાયો છે. ભલભલા વિદેશી નિષ્ણાતો પણ એનું વાંચી-સાંભળીને જ નહિ, જાતે ચીનના પ્રવાસે જઈ અભ્યાસ કરી-આવ્યાનો સંતોષ લેતા, એની બોલબાલામાં ઘસડાયા વિના રહ્યા નથી.

## સ્તાલિનના સ્વમુખે—

[બીજા વિશ્વયુદ્ધ પછી બ્રિટનના વડાપ્રધાન ચર્ચિલની સ્તાલિન સાથેની મુલાકાતમાં થયેલી વાતચીત

ચર્ચિલ : કહો જોઉં, આ યુદ્ધ દરમ્યાન તમારા પર જે આફત આવી પડી તે સામુહિક ખેતીની નીતિ (૧૯૩૦ થી ૧૯૩૪) અખત્યાર કરવા જતા જે આફત ઊતરેલી એના જેવી જ ગણાય કે વધારે-ઓછી ?

સ્તાલિન: ના રે, ના, સામુહિક ખેતીની નીતિ તો ભયંકર લડાઈ હતી.

ચર્ચિલ : મને હતું કે એ તમને બહુ ભારે પડી હશે કેમકે ત્યારે કાંઈ થોડાક હજાર ખાનદાનો–જમીનદારો સાથે જ કામ લેવાનું ન હતું. બલ્કે, લાખો નાના માણસો એમાં સંડોવાયેલાં હતાં.

સ્તાલિન: હા, એક કરોડ ! ભયંકર ઘટના હતી. ચાર વરસ એ ચાલ્યું હતું......

## ઇન્દ્રજાળની ઓથે ભયના ઓળા

પરંતુ એ ય નશો ઊતરી જતા કંઈ બહુ વાર લાગી નહિ. ૧૯૬૧ આવતાં આવતાં તો ખરેખરા ભયના ભણકારા સત્તાધિશોની ઊંઘ બગાડી ચૂકયા હતા. 'જંગી ઉત્પાદન'ના ચમત્કારિક આંકડાની ઇન્દ્રજાળ, અને જગતમાં સામ્યવાદની ઉચ્ચ કક્ષાએ સર્વપ્રથમ પહોંચી જવાની – રશિયા જેવા ગુરુને ય પાછળ નાખી દેવાની – ઝનૂની જાહેરાતો: જાહેરાતો જ નહિ ખરાખરીની મુરાદ પણ: અંતે, કાળમુખા દુષ્કાળો સામે મોંફાડ-જડી પડી. સામ્યવાદની નિષ્ફળ કૃષિનીતિની પોકળતા ખુલ્લી પડી.

* બીજી બધી સિદ્ધાંત-ચર્ચા અને બધો વિતંડાવાદ લોકોના પેટમાં કેટલું અન્ન પહોંચ્યું એ એક જ નિર્ણાયક કસોટી આગળ ક્રૂર હાંસીરૂપ પૂરવાર થયો.

[ વિશ્વમાનવ જુલાઈ-ઓગસ્ટ '૬૫

– છેક ૧૯૫૯માં જ ચીની પ્રજાને ડાંગરનાં ફોતરાં, ભોંયબાંમાં ફૂલ, જંગલી વેલા, બટાટાના છોડનાં પાંદડાં, બીનનો કચરો અને પાણી ઉપરની શેવાળ ખાવાની 'ભલામણ' કરતા સરકારી હુકમો છૂટયા હતા.

– ૧૯૬૦–૬૧ માં લાખો ખેડૂતોને અને નગરજનોને ડુંગરાઓમાં જઈને ખાઈ શકાય એવા જંગલી છોડ-વેલા ખેંચી લાવવા મોકલવામાં આવ્યા હતા.

–ચીનના રસ્તાઓ ઉપર અને ગામડાઓમાં ફરતાં દેખાતાં (પાળેલાં) કૂતરાં અને બિલાડીઓ સુદ્ધાં ભક્ષાઈ જઈ અદશ્ય બની ગયાં હતાં! ચકલીઓ, કબૂતરો, કાગડા, કોયલો વગેરે પંખીઓ જંગલમાંથી લગભગ અદશ્ય થયાં હતાં (આંકડા આપવામાં શૂરા ચીની રાજકર્તાઓએ એક જ વરસની ઝુંબેશમાં સવા બે અબજ પંખીઓનો ભક્ષ થઈ ગયો હોવાની જાહેરાત કરેલી!)

– ભિખારીઓનાં ટોળાં અને અન્નલૂંટફાટના કિસ્સાઓ વધી રહ્યા હતા.

–અન્નનાં કાળાં બજાર જામ્યા હતા, અને સરકારી અન્નકેન્દ્રોના જ કર્મચારીઓના હાથ એમાં ખરડાયા હતા.

– હોંગકોંગની એક જ પોસ્ટ ઑફિસેથી ત્યાં વસતા ચીની નાગરિકો રોજનાં ૫૦,૦૦૦ અન્નનાં પાર્સલો ચીનમાં પોતાનાં સગાં-સંબંધીઓ માટે રવાના કરતા નોંધાયા હતા (૧૯૬૦માં); અને ૧૦૦૦ થી વધુ પેઢીઓ આ રવાનગીના કામમાં રોકાઈ ગઈ હતી!

–૧૯૬૦ના એક જ વરસમાં કેવળ શાન્ગતુંગ પ્રાંતમાં ૩ થી ૫ લાખ માનવીઓ ભૂખના ધકેલ્યા કૉલેરાથી મૂઆ હતા.

## સળવળતો જઠરાગ્નિ

પ્રજાની પાસેથી પશુની જેમ વૈતરું કરાવનારી ઇજારાશાહી સરકાર પેટ પૂરતું ધાન ધરવી ન શકે તો પ્રજાના જઠરાગ્નિનો લાવા સળવળી ઊઠયા વિના ન રહે એ સત્ર સામ્યવાદી સત્તાને જ બોધપાઠ રૂપ બની ગયું.

– રોટી રમખાણો, હિજરતીઓની વણઝારો, (એક પ્રદેશમાંથી બીજા પ્રદેશમાં અને બ્રિટિશ પ્રદેશના હોંગકોંગની સરહદો સુધી), કોલસાની ખાણોમાં કામદારોની હડતાળો, વિદ્યાર્થીઓમાં ભૂખવિરોધી નિદર્શનો, ઉપરાંત ચીની ક્રાંતિઓની તળભૂમિ શાંગહાઈમાં ગુપ્ત વ્યવસ્થિત આંદોલનો ઊભાં થઈ ગયાં હતાં.

* બધા સિદ્ધાન્તો અને બધા વિવાદોને મિથ્યા ઠરવનારી આ હકીકતો સામ્યવાદી કૃષિનીતિનું નગ્ન રૂપ પ્રગટ કરી નથી દેતી શું?

## નવી દિશાનો ધક્કો

અલબત્ત, આ પછી, સત્તાધારીઓને નવેસરથી વિચાર કરવાની ફરજ આવી પડી જ હતી.

શરૂશરૂમાં તો, દોષનો ટોપલો પક્ષમાંના અને બહારના છૂપા દગાખોરોને નામે ચઢાવ્યો. પણ એ ક્યાં સુધી ચાલે?

સાદી વાત એટલી જ હતી કે અંતે તો, ખેડૂતોને પોતાનું હિત દેખાય તો જ તેમનો ખેતી મારેનો ઉત્સાહ ટકી શકે એમ હતો.

અને, જરાક વિચાર કરનારને ય એ વાત પણ સમજાય એવી હતી કે

* અંતે તો, ક્રાંતિનો મૂળભૂત હેતુ ય બહુજન સમાજનાં સુખઆબાદીનો જ હતો. 'દેશ ખાતર' 'ભવિષ્યના સ્વર્ગ ખાતર,' વર્તમાન ત્યાગ અને ભોગ આપવાની વાત પણ ખેડૂતના પ્રાથમિક સુખ-શાંતિના પાયા પર જ ટકી શકે. એવી સ્વેચ્છા-સંમતિ વિના કોઈ મહાન દેખાતું ધ્યેય પણ સફળ થવાનું નથી.

* અંતે તો, માનવી એના સહજ વ્યવસાય દ્વારા, એની પાસેની સહજ સંપત્તિ અને સાધનો ઉપરની માલિકી દ્વારા, પોતાના અને સમાજનાં સહિયારાં હિતનો પુરસ્કર્તા બનતો હોય છે.

નવી નવાઈની વાત એ છે કે સામ્યવાદી સૂત્રધાર સત્તાને ય આ મૂળભૂત વાત સ્વીકાર્યા વિના છૂટકો ન થયો.

—કમ્યુનની માલિકીનું જડબેસલાક ચોકઠું ઢીલું કરવું જ પડયુ કમ્યુનનો સૌથી મોટો આધાર ખેતીઉત્પાદન ગણાય એ ખેતીઉત્પાદન ઉપરનો કમ્યુનનો કાબૂ ઢીલો કરવામાં આવ્યો— 'ઉત્પાદક બ્રિગેડો' અને ત્યારબાદ 'ઉત્પાદક ટીમો'ના હસ્તક વહીવટ પહોચી ગયો

૧૯૬૦ ના નવેમ્બરની સરકારી જાહેરાતમાં સ્પષ્ટ કરવામા આવ્યુ કે—

"હવેથી કમ્યુનની સર્વોચ્ચ સમિતિ, બહુ બહુ તો, ઉત્પાદન અંગેની યોજના તૈયાર કરી આપશે પરંતુ તે સીધી રીતે ઉત્પાદન ક્ષેત્રે દોરવણી નહિ કરે— ડખલ નહિ કરે........"

## ખાનગી માલિકીનાં પગરણ !

પરંતુ, આટલેથી પતે એવું રહ્યુ ન હતું.

રશિયામા અને બીજા સામ્યવાદી દેશમાંય ભારે આઘાતો પછી જેમ રાજસત્તાને નમવું પડયું હતું તેમ અહીં પણ નમવું પડયું જ: કટ્ટર સામ્યવાદી માઓને પણ ખાનગી માલિકી આગળ ઝૂકવું પડયુ

—રશિયાની જેમ ચીનમાં પણ ખેડૂતને 'ખાનગી' માલિકીનો પ્લોટ (વાડો) આપવામાં આવ્યો.

—એટલું જ નહિ પણ એને ખુલ્લા બજારમા વેચવાની ય છૂટ આપવામાં આવી.

**આમ, કમ્યુનના સર્વાધિકાર ઉપર બેવડો ફટકો પડયો.**

પરિણામની દૃષ્ટિએ આ નાનકડો ફેરફાર પણ ભારે નોંધપાત્ર બની ગયો ખેડૂતને પોતાના ખાનગી વાડામાં અનાજ, શાકભાજી ઉગાડવાની તથા મરઘાં-કુકડા-ડુક્કર ઉછેરવાની અને એનો આર્થિક લાભ તેને મળે એવી બજારની તક મળતાં તેણે ચમત્કાર કરી બતાવ્યો :

* ઘણા ખેડૂતો આ ઉપ-ધંધામાંથી પોતાની કુલ આવકની ત્રીજી અને કેટલીક વાર અરધો અર્ધ રકમ પેદા કરતા થઈ ગયા હતા.

## સામૂહિક માલિકીમાં સુરંગ !

ચીની કૃષિનીતિની આ પીછેહઠથી દેશને લાભ થયો હોવા છતાં માઓને નિરાંત વળી એમ તો નહિ કહી શકાય.

એક બાજુ, ખેડૂતને મર્યાદિત સ્વતંત્રતા આપ્યા વિના છૂટકો ન હતો અને આપી ય ખરી. પણ બીજી બાજુ, 'જમ પેધા પડવાની બીતિ' જાગી હતી !

કમ્યુનની ખેતીમાં તો હજી ખેડૂતનું સ્થાન મજૂરીઆ જેવું જ હતું. માલિકી અને વ્યવસ્થા 'બ્રિગેડ' અને 'ટીમ'ને હસ્તક હોવાથી અંશતઃ કાર્યોત્સાહ જાગ્યો હોવા છતાં, અંતે તો, એને દાડીઆ મજૂરની જેમ જ વેતન મેળવવાનુ હતું. આ 'વેતન પ્રથા' પણ ખેડૂતને અકળાવનારી હતી. એટલી જટિલ હતી કે ઘણીવાર જેને ૮ પોઇન્ટના દરે બદલો આપવો જોઈએ એને ૧૦ પો.નો લાભ મળતો હતો; અને ૧૦ પો. વાળાને ૮ પો. નો ! સ્ત્રીઓને પણ અન્યાય થતો હતો. આથી એમનો અસંતોષ પણ જાગે એ સ્વાભાવિક હતું.

ઉપરાંત, બ્રિગેડે અને ટીમે જે ઉત્પાદન કર્યું તેના વેચાણ અંગેય ઘણી સમસ્યાઓ ઊભી થઈ ગઈ કોને વેચવો ? ક્યા ભાવે...? કઈ પદ્ધતિએ ? આ બધુ નક્કી કોણ કરે ? ઉત્પાદકોને પોતાને આવો અધિકાર કદી ય મળ્યો ન હતો...

* આ બધાં વરસો ઉત્પાદકોનું વ્યવસ્થિત શોષણ ચાલ્યુ હતું: મોટે ભાગે સરકાર કિંમતો નક્કી કરતી. આથી ઔદ્યોગિક ઘટકો દ્વારા કૃષિઘટકોનું શોષણ થતું, કમ્યુન દ્વારા સમૂહ ખેતીનું શોષણ થતું; અને કમ્યુન, બ્રિગેડ તથા ટીમ વચ્ચેનાં ઘર્ષણો પણ ઓછાં ન હતાં.

**—હકીકતે આ બધાં વરસો સૌથી નીચેના સ્તર પરના ઘટકોનું શોષણ ચાલ્યા જ કર્યું હતું.**

* ચીની ખેડૂત વ્યક્તિવાદી જમીનદારી કે મૂડીવાદી શોષણમાંથી નીકળીને નવા ફરજીયાત અને જડબેસલાક ચોકઠાની ચક્કીમા શોષાતો થયો હતો.

* મૂડીવાદી અર્થતંત્રમાં મુક્ત વ્યવસાય અને, મુક્ત વ્યાપારના કારણે જે 'રાહત'ની શક્યતા હતી તે ય અહીં મગરમચ્છી રાજ્યસત્તાના બખડજંતરમાં અશક્ય બની હતી !

વ્યાપક અસંતોષનાં બીજ વવાઈ ચૂક્યાં હતાં. માઓને માટે કૃષિ-સ્વાતંત્ર્ય રૂપી જમ પેદા થઈ ચૂક્યો જ ગણાય.

## ૩:

## માર્ક્સવાદનું ભારણ

**"અમુક વાત અમલમાં મૂકવાનું આપણે માટે શક્ય બનવાનું નથી જ એવી પહેલેથી જાણકારી હોવા છતાં, જો આપણે ખેડૂતોને ખોટાં વચનો આપી દઇએ તો તેમને જીતી શકીશું ખરા...પરંતુ રાતોરાત ખેડૂતોને એ રીતે જીતી લેવા ને વચન પાળી ન શકવાને કારણે બીજી સવારે એમને ગુમાવી દેવા પડે— એ કાંઇ આપણા પોતાના જ હિતમાં નથી.'**

**–ફ્રેડરિક એંગલ્સ**

માર્ક્સના સાથી એંગલ્સની આવી નિખાલસ સત્યભાષિતા તેની પછીની પેઢીને માટે ખપતી રહી નહિ. કેમકે, સાચાંજૂઠાં વચનો આપીને જો એકવાર ખેડૂતોને રાતોરાત જીતી લઈ શકાતા હોય તો બીજી સવારે એમને ગુમાવી દેવાની ઘડી આવતાં દબાવી દઇ શકાય, પણ ખરા!

લેનિને અને સ્તાલિને સાહસ ખેડયું જ હતું: ખેતરના વ્યક્તિગત માલિક તરીકે તેઓ ખેડૂતને બુઝર્વા (મૂડીવાદી) ગણતા હતા. છતાં, ક્રાંતિ માટે તત્કાલ એના વિના ચાલવાનું જ નથી એમ સમજીને 'જરૂર મુજબ' નમતું આપવું, અને 'જરૂર પડયે' વચન તોડવું–એમાં એમને ક્રાંતિની જ નિષ્ઠા દેખાઇ હતી.

એટલે જ તો, રશિયામાં યુધ્ધ-સામ્યવાદના વર્ષથી માંડી પૂંજીવાદી લક્ષણોવાળી નવી આર્થિક નીતિ (NEP) સુધીની હીંચ લેતાં કશી મુસ્કેલી એમને નડી ન હતી.

●જેમ સત્તામાં આવવા પૂર્વે, દેશની અંદરની લોકશાહીનો ઉપયોગ લોકશાહીનું નિકંદન કાઢવા સારુ જ કરવાની સામ્યવાદની નેમ રહી છે; તે જ રીતે, તત્કાલ 'જમીન સુધારા' દ્વારા–'ખેડે તેની જમીન' જેવા, ખાનગી માલિકીનો આભાસ આપતા લોભામણા કાર્યક્રમો દ્વારા–ખેડૂતને જીતી લઇને, ખાનગી માલિકીનું નિકંદન જ કરવાની એમની નેમ ખેડૂતો ન સમજે તો એમાં ક્રાંતિકારીઓનો શો દોષ?

## સામ્યવાદનું લૉજિક

અને તમે એમ ભલે પૂછો કે રશિયામાં ૪૭ વરસે કૃષિક્રાંતિ નથી ફળી; અને ચીનમાં ૧૫ વર્ષ દરમિયાન ઊલટી ગંગા વહી છે, તેનું કારણ શું? સામ્યવાદીઓને આવા સવાલથી જરાય અકળામણ નથી થવાની.

સામ્યવાદીઓ સ્વસ્થ રીતે જવાબ આપે છે: 'હજી આ ક્રાંતિ અધૂરી છે...પૂરી થવા દો, પછી કહેજો કે નવું વિશ્વ સર્જાયું છે કે નહિ......'

અને તમે આકળા થઈ એમને એ વાત યાદ કરાવો કે 'આટઆટલા વરસો ઊલટું જ ચક્કર ચાલી રહ્યું છે એનું શું? ૪૦-૫૦ વરસે ય રશિયાના ખેડૂતોના જે હાલ રહ્યા છે એને 'પ્રગતિ' કહેવી?' કમ્યુનિસ્ટો પાસે એનો જવાબ પણ તૈયાર જ છે:

—હજી આ ધરતીના પટ પર ક્રાંતિના દુશ્મનો જીવતા છે. ભારે શક્તિ અને સાધનવાળા છે. ક્રાંતિને ખતમ કરવા સારુ એમનાં કાવતરાં અને આક્રમણો રાત દિવસ ચાલુ જ છે. આ સ્થિતિમાં ઘરની સફાઇ સતત કરવી પડે તથા બહારના આક્રમણ સામે ટકવા માટે સમર્થ ઔદ્યોગિક અને લશ્કરી તાકાત મેળવવામાં જો બે-પાંચ-પંદર પેઢીઓ ખતમ થઇ જાય તોય એ શું વધારે પડતો ભોગ છે?

સ્તાલિને એના અત્યાચારી અમલના પ્રત્યેક તબક્કે આજ રટણ કર્યું હતું; અને એના જોરે જ પ્રજાના મોટા ભાગને ભાવિના ભરોસે ઘસડવા તે શક્તિમાન બન્યો હતો.

કૃશ્ચોવનો સૌથી મોટો 'ગુનો' એજ હતો કે એણે એ ભંડોજ ફોડી નાખ્યો હતો. એણે સ્પષ્ટ કહી નાખ્યું હતું કે સ્તાલિનની એ આખી નીતિ અયોગ્ય અને અત્યાચારી હતી.

## સામ્યવાદની વિકૃતિ

ખેર……રશિયાની અરધી વસ્તી ગુલામ બર્બર અવસ્થામાં રહે, અરધી રંગેચંગે રહે એ શું સામંતશાહી અને મૂડીશાહી અન્યાયી સમાજની જ રસમ ન ગણાય? છતાં પોતાને સામ્યવાદી સમાજવાદી, સમાનતાવાદી ગણાવતા રશિયા-ચીનમા એવી રસમ 'ક્રાંતિકારી' ગણાય છે!

બીજા દેશોમા આવી યાતનાઓ અને શોષણ સામે શોષિતો અને દલિતો માથું ઊચું કરે એ સ્વાભાવિક ગણાય છે, એને ક્રાંતિકારી ઘટના તરીકે બિરદાવાય છે. ક્રાંતિકારીઓ એની મદદે દોડે છે. ત્યારે,

સામ્યવાદમા, હજી તો બે-પાંચ-૫ દસ પેઢીઓ પછી નૂતન વિશ્વ પ્રગટવવાનું છે-એવાં વચનો અને આશ્વાસનોની આશા પર મૂંગે મોંએ ઢસરડો કર્યે જ જવાંમાં 'ક્રાંતિ-નિષ્ઠા' ગણાય છે! આનાથી અધિક વિકૃતિ બીજી કઇ હોઇ શકે?

• વાત સાદી હતી. પરંતુ ક્રાંતિનાં સૂત્રોમાં એ ગુંચવવામાં આવી હતી. ખેડૂતને બેઠો કરવાનો હતો; એના વિના શહેરી ઉદ્યોગો ઊભા થવાના ન હતા. ખેડૂતને બેઠો કરવા, એને ઉત્સાહ પ્રેરવા, એવા ફેરફારો ને સુધારા જરૂરી હતા કે જેથી ખેડૂતને કામ પોતાનું લાગે. શ્રમનું પૂરું વળતર મળે; અને સ્વતંત્ર ઉત્પાદક તરીકે એ ગૌરવપૂર્વક જીવી શકે.

સામ્યવાદનો મૂળ દાવો આવો જ હતો. અગાઉના જમીનદારી જમાનામા ખેડૂતોનો વિશાળ સમૂહ જમીનદારોના જંગલી વર્તાવ નીચે પશુથીયે બદતર જીવન જીવતો હતો, અરધા ગુલામ જેવો રંક હાલતમાં એ ઢસરડો ખેંચતો હતો; કામ માત્ર એને વેઠરૂપ હતું.

આ બધામાથી એનો ઉદ્ધાર કરવાનું બીડું સામ્યવાદના પુરસ્કર્તાઓએ ઝડપ્યું હતું; પરંતુ એ આદર્શ અમલમાં મુકાતા ભયંકર હદે વિકૃત બન્યો હતો-

ખેડૂતને ખેતમજૂર બનાવવાનું જ એ કાવતરું બની ગયો!

ખાનગી વ્યક્તિગત જમીનદારીને સ્થાને સંપૂર્ણ સત્તા ધારણ કરી ચૂકેલી કમ્યુનિસ્ટ પાર્ટીની સરકારની ઇજારાદારી આવી!

ચીનમાં 'કમ્યુન'રૂપી ઉચ્ચ કક્ષાનો સામ્યવાદી સૂરજ ઊગ્યો; તે પછીય જે સવાલ ગુલામી યુગમાં સ્લેવ-ગુલામ સામે, અને જમીનદારીયુગમાં સર્ફ સામે હતો તે જ ફરી પાછો આવી ઊભો છે!

ખેતરનો માલિક કોણ? ખેડૂત? જમીનદાર કે સરકાર? માલિકીનું મહોરનું રૂપ બદલાયું; માલિકી જમીનદારની મટીને સરકારની થઈ: ખેડૂતને આવી ક્રાંતિનો શો અર્થ? ખેતર ઉપર શ્રમ કરનારાઓનો તેનાં ફળ ઉપર અધિકાર ન રહેવાનો હોય તો એવી ક્રાંતિને ક્રાંતિ જ શી રીતે કહી શકાય?

-સામ્યવાદે ખેતીના ક્ષેત્રે એક વિષયકની જ ગરજ સારી નથી શું?

# બેંગલોર મહાસમિતિ

## વિજય-પરાજયનાં લેખાંજોખાં!

બેંગલોર મહાસમિતિના જય-પરાજયના લેખાંજોખાં હજી અધૂરા જ છે:

જો કે, એક બાજુ વધાઇ ખવાઈ રહી છે કે-

-બેંગલોરમાં શાસ્ત્રીજી-કામરાજની જુગલ જોડીનો વિજય થયો છે; એ બેલડીની રાજકીય પકવતા પૂરવાર થઈ છે. પં. નહેરુના દેહવિલય બાદ, ભારતને માથે ઝઝૂમતી અસ્થિરતા દૂર કરે એવા શાણા નેતાઓ (શાસ્ત્રી-કામરાજ)ના હાથમાં સત્તાના સૂત્રો સ્થિર થયા છે.

બીજી બાજુ, એવું આશ્વાસન લેવાઇ રહ્યું છે કે—

—મોરારજીભાઈએ અંતરાત્માને વફાદાર રહી, હૈદ્રાબાદના ઠરાવને ચુસ્તપણે વળગી રહીને, કોંગ્રેસનાં ઉચ્ચ સ્થાનોની વરણીમાં લોકશાહીનો આત્મા ટકાવવાની નેમથી સૈદ્ધાંતિક લડત આપીને નોંધપાત્ર નૈતિક વિજય હાંસલ કર્યો છે. અને કારોબારીની હવે પછીની બેઠકમાં કામરાજને બીજી વાર ચૂંટવાની દરખાસ્ત સામેની તેમની લડત ચાલુ રાખીને તેઓ નૈતિક બંડખોરીની મશાલ જલતી રાખશે.—જે ઘટના કોંગ્રેસને એના સાચા રાહે દોરવામાં એક ઐતિહાસિક નિમિત્ત બની ગયા વિના નહિ રહે.

ઉપરનાં બંને અંદાજો સાચા હોત તો કેવળ કોંગ્રેસ માટે જ નહિ, આખા દેશના ઉજળા ભાવિ માટે બેંગલોર મહાસમિતિની આ બેઠક ઐતિહાસિક બની જાત.

પરંતુ, દુર્ભાગ્યે ઉપરના બંને અંદાજોમાં નહિ જેવું સત્ય છે. ઘણું બધું તો 'ભાવતુ' વાગોળવા' જેવું છે. શાસ્ત્રીજી-કામરાજ અથવા મોરારજીભાઈના વિજય-પરાજયનાં લેખાંજોખાંનું ત્રાજવું જ ખોટું લેવાયું છે ને એથી ખોટા અંદાજો થઈ રહ્યા છે... સ્પષ્ટ હકીકત તો એ છે કે, બેંગલોર મહાસમિતિ સામે જે રાષ્ટ્રીય સમસ્યાઓ મોં ફાડી જવાબ અને ઇન્સાફ માગતી ઊભી હતી એ બધી તરફ બંને વિજેતાઓએ (!) પીઠ ફેરવી દીધી છે — સામી છાતીએ નિકાલ આણવાની બંનેમાંથી એકેની તૈયારી જ ન હતી...

એથી જ તો, આપણે આઘાત સાથે જોતા પામ્યા છીએ કે,

(૧) આજની સૌથી કાળમુખી અન્ન સમસ્યા વિષે કશું જ જાહેર કરવાની જવાબદારી 'સેવા અન્નપ્રધાન સુબ્રમણ્યમ તૈયાર ન હતા.

(૨) દેશની આર્થિક નીતિ દેશને દેવાળીઓ બનાવી દેવાની તો નથી-ને ?—એવી દહેશત મોટા પાયા પર (કેવળ આમપ્રજા નહિ, નિષ્ણાતોનાં વર્તુળોમાં ય), પસરી રહી છે ત્યારે બેંગલોરમાં ટી. ટી. કે એ બંધુ મૌન ધારણ કરી બેસી રહેવાનું વધુ પસંદ કર્યું હતું...

(૩) ચોથી પંચવર્ષીય યોજના વિષે દેશભરમાં ભિન્ન વિચારધારાઓ જોર કરી રહી છે ત્યારે ય, આજ સુધી ચાલ્યું છે તેમજ ગબડાવે રાખવાની અને મહાસમિતિને ય ટાળવાની નીતિરીતિ અપનાવવામાં આવી હતી ! અને જ્યારે,

(૪) કચ્છ-કરાર અંગે પ્રજાનાં અનેક જાગ્રત નાગરિકો—સમૂહો—પક્ષોમાં રાષ્ટ્રીય સંરક્ષણની પાયાની બાબતમાં જ ભારે ચિંતા સેવાઈ રહી છે ત્યારે, તેને વિષે કેવળ નિવેદન કરીને વડા પ્રધાને ય બાજીનું સંકેલી લેવાની જે કુનેહ દાખવી છે, સંસ્થાની શિસ્તની દૃષ્ટિએ અને રાષ્ટ્રની પ્રતિષ્ઠાની દૃષ્ટિએ (વડાપ્રધાને કરાર પર મત્તું મારી દીધું હોઈને ) ભલે જરૂરી હોય; છતાં કોંગ્રેસની મહાસમિતિને ચર્ચામાંથી જ બાકાત રાખવાની સિફત તો રાષ્ટ્રીય દૃષ્ટિએ જોખમકારક જ ગણાય...

*સૌ કોઈ જાણે છે કે આ તમામ સવાલો અંગે કેવળ પ્રજામાં જ અસંતોષ છે એવું નથી; ખુદ કોંગ્રેસની કારોબારીમાં ય મતભેદો છે; ખુદ કેબિનેટમાં ય એકતા નથી; ખુદ શાસ્ત્રીજી અને કામરાજ વચ્ચે ય કેટલીક બાબતોમાં મતભેદ હોવાનું જણાય છે. વળી, રાજ્યોના પ્રધાનો અને કેન્દ્ર વચ્ચે તથા રાજ્યોની અંદર અંદર સો ઘણા મોટા પ્રશ્નોમાં ઉગ્ર મતભેદો પ્રગટ થતા રહ્યા જ છે. અને—

ખુદ રાષ્ટ્રપતિની અવારનવારની ચીમકીઓમાં પણ કેટલીક ગંભીર સાવધાનીઓ સાંભળવા મળે છે...

એટલે કે જ્યારે નેહરુ પછીના સમગ્ર રાષ્ટ્રીય (અને આંતરરાષ્ટ્રીય પણ ખરી જ !) નીતિ અંગે ખુદ કોંગ્રેસે ફેર વિચાર કરવાની ગંભીરતા જાગી ગઈ છે ત્યારે જ, મહાસમિતિ જેવી પાયાની સક્રિય પ્રતિનિધિ સંસ્થાને જ ઉવેખવામાં શાસ્ત્રીજી—કામરાજ અને મોરારજીભાઈ સુદ્ધાં શાણપણ 'સમજ્યા;' અને આ બધાથી ધૂંધવાઈ રહેલા અનેક સભ્યોએ જે–તે ભળતા સવાલો અને ભળતા જ મુદ્દા પર આવેશભર્યા પ્રહારો કરીને સંતોષ માન્યો; અને 'દેશ...ઊભરો ઠલવાઈ ગયો'. એવી નિરાંત નેતાઓએ ય અનુભવી !!

આ ત્રણે નવી દેખાતી વીગતો હકીકતે વધુ ગંભીર છે.

અધિક ગંભીર તો એટલા માટે છે કે—

–સૈદ્ધાન્તિક મોરચે સજ્જ બનેલા મોરારજીભાઈ પણ પ્રજાના જીવનમરણ (અન્ન) અને રાષ્ટ્રના સ્વમાન-ગૌરવ ( કચ્છનો કરાર ) સાથે સંકળાયેલા સવાલોને હઠાવી દેવામાં ભાગીદાર બન્યા, અને કામરાજ બીજી વાર પ્રમુખની ગાદીએ આવી શકે કે નહિ, અમુક પરિસ્થિતિમા લાવવા જોઈએ કે નહિ—એવા પૂર્ણ વ્યવહારના મુદ્દાને 'નૈતિક' ધ્વજાગરે ચગાવવાનુ પસંદ કર્યું ! હૈદ્રાબાદમા જ્યારે આવી મુદત બાધવાનો ઠરાવ નહેરુની સંમતિથી આવેલો ત્યારે મોરારજીભાઈનો તેની સામે વિરોધ હતો. છતા વ્યવહારુ રીતે તેમણે ટેકો આપેલો ! હવે, વ્યવહારુ જરૂરિયાત જણાય અને કારોબારી હૈદ્રાબાદના ઠરાવમા અમુક અપવાદ કરીને વર્તે-તેમા સૈદ્ધાન્તિક વિરોધ કરવાનુ શુ હોઈ શકે ? અને, અંતે તો, તેમણે પોતે ય મત લેવાની જરૂરત ન જોઈ અને સર્વાનુમતે સુધારો પસાર થવા દીધો ! સૈદ્ધાન્તિક બાબતમા આવી બાધછોડ શું કામ હોઈ શકે ? અરે, અગાઉ, '૧૦ વર્ષની મર્યાદા'વાળા ઠરાવની બાબતમા તેમણે પોતે જ મણિબેન જેવાનો અપવાદ સૂચવેલો; અને પોતાને એ ઠરાવ લાગુ ન પડી શકે એવી દલીલ કરવી પડી હતી!!

હવે પછી ય, મોરારજીભાઈ 'પ્રતીક લડત' લડી ચૂકયાનો સંતોષ લઈ ને, હવે પછીની કારોબારીની બેઠકમા અને ડિસેમ્બર વખતની 'જૂનાં' કોંગ્રેસ પ્રમુખની 'નવી' ચૂંટણીમા સંમત થઈ જાય તો ય નવાઈ પામવાની જરૂર નથી* પરતુ એથી તો શાસ્ત્રીજી–કામરાજે મોરારજીભાઈને ત્રીજી વારની છક્કડ ખવડાવી–એવો ભાસ થયા વિના નહિ રહે.

* ટાઇમ્સ ઓફ ઇન્ડિયાએ જણાવ્યા મુજબ ખોટા શિરસ્તાને ઉજવામા પોતે સહભાગી બને તેના કરતા કોંગ્રેસમાથી જ છૂટા થઈ જવાનું વધુ પસંદ કરશે–એવુ તાકેલું તીર પોતે છોડયું જ નથી એવો ખુલાસો તાજેતરમાં તેમણે કરી ય લીધો છે !

* મોરારજીભાઈનાં જાહેરનિવેદનો, ભાષણો અને લખાણો ઉપરથી એવી છાપ ઊભી થઈ છે કે તેઓ કચ્છના કરારના કટ્ટર વિરોધી છે; ટી. ટી. કે.ની અર્થનીતિના ટીકાકાર છે; સુબ્રહ્મણ્યમની અન્નનીતિથી અસંતુષ્ટ છે; અને ચોથી યોજના અંગે ય એમને મતભેદો છે...

ટૂંકમાં, રાષ્ટ્રીય નીતિ અંગેના રાજદ્વારી સૈદ્ધાંતિક મોરચે કોંગ્રેસની અંદર લડત આપવાની જવાબદારી અને તક આવી હતી ત્યારે જ તેમણે સૈદ્ધાંતિક રાજદ્વારી મોરચે મૂંગા રહીને, અને 'કામરાજ આવે કે નહિ' જેવી બાબતમા કાગનો વાઘ કરીને, ઊલટી પોતાની માયાવટી હાથે કરીને મેલી કરી છે.–એવું પ્રજાને લાગે તો પ્રજાનો દોષ નથી.

અને, શું શાસ્ત્રીજી કે શું કામરાજ કે શું મોરારજીભાઈ સાચી સૈદ્ધાંતિક રાજકીય લડત લડવા જતા, અંદર અંદર જ ભાગલા પડી જવાના ભયે, લોકશાહીની પધ્ધતિને જ ગુંગળાવી રહ્યા છે–એવું પ્રજા માને તો એમા એનો દોષ નહિ દેવાય. અંતે, પ્રજા બેંગલોરના અનુભવ બાદ, 'કોંગ્રેસના બધા નેતાઓના મોઢા ૧૯૬૭ની ચૂંટણી ઉપર જ ઠરેલા છે–અને અંદર-અંદર તેની વહેંચણી માટેની સાઠમારી સિવાય બીજા કશાની તેમને હાલ પડી નથી–એવુ માને તો દોષ નેતાઓએ પોતાનો જ જોવો રહ્યો

* અગાઉ, કોંગ્રેસે પ્રથમ કદમ ઉઠાવ્યુ હતું (કામરાજીકરણનું):

—પ્રથમ પદ પછી પક્ષ.

બેંગલોરમા કોંગ્રેસે બીજું કદમ ઉઠાવ્યુ છે:

—પ્રથમ પક્ષ પછી રાષ્ટ્ર !

પ્રથમ 'રાષ્ટ્ર', પછી 'પક્ષ' અને પછી 'પદ'–એવો ક્રમ તો કોંગ્રેસી નેતાગીરીના કોઈ વ્યવહારવાદીને કે સિદ્ધાંતવાદીને ખપનો જણાયો જ નથી !!

– ભોગીલાલ ગાંધી

અનિરુદ્ધભાઈ,

શ્રી મુનશીની નવલકથાઓમાં રાષ્ટ્રચેતનાને લગતો લેખ મે-જૂનના 'વિશ્વમાનવ'માં પ્રસિદ્ધ થયા પછી કેટલાક મિત્રો સાથે તે અંગે ચર્ચા કરવાનું બન્યું, થયું. બીજા મિત્રો પણ એમાં હિસ્સેદાર કેમ ન બને ? – અને આ લખવા બેઠો...

એક એવો પ્રશ્ન પૂછી શકાય ખરો કે મીના-રવિ-પ્રકરણ દ્વારા મુનશીએ સામ્યવાદી પક્ષ સંબંધે જે ચિત્રણ 'તપસ્વિની'માં કર્યું છે, તેમાં કાળદોષ તો નથી થયો ને ? ઇતિહાસના તથ્યની કસોટી પર આની ચકાસણી થવી જોઈએ. મને લાગે છે કે, મુનશીએ કરેલા નિરૂપણને છેક નાપાયાદાર તો ન જ ઠરાવી શકાય. ૧૯૩૩ માં જયપ્રકાશજી નાશિક જેલમાંથી છૂટયા અને 'કોન્ગ્રેસ સમાજવાદી' પક્ષની સ્થાપનાનાં ચક્રો ગતિમાન બન્યાં. સમાજવાદીઓએ સામ્યવાદી મિત્રોનો ય સહકાર લીધો. પરિણામ શું આવ્યું તે પૂછશો મા. જયપ્રકાશાદિને 'અનુભવ' મળ્યો, સામ્યવાદીઓને 'નફો' ! પક્ષીય રાજકારણ છોડતી વેળાએ શ્રી જયપ્રકાશ નારાયણે પ્ર. સ. સ.થીઓને ઉદ્દેશીને લખેલા, – અને હવે તો From Socialism to Sarvodaya નામે પ્રગટ થયેલા, પત્રમાં એ પ્રકરણનું પુનઃસ્મરણ કરાવેલું છે. (અલબત્ત, મુનશીએ કાળવિવેક બરાબર જાળવ્યો છે કે નહીં, એ અધિકૃત રીતે તો મુ. ભોગીભાઈ જેવા જ કહી શકે. પણ એટલું ખરું કે આ ઢબના ટ્રોજન અશ્વશાઈ તરીકાઓ દુનિયાભરના સામ્યવાદીઓ અજમાવતા આવ્યા છે. બ્રિટિશ સામ્યવાદી પક્ષના એક વખતના સક્રિય કાર્યકર ડગ્લાસ હાઇડે કરેલી એક નોંધ તરફ તાજેતરમાં જ મારું ધ્યાન ખેંચાયું હતું. કહે છે કે લેનિને બ્રિટન ખાતેના બિરાદરોને સલાહ આપેલી : 'આપણે મારે વ્યાપક લોકસંપર્ક હાલ કષ્ટસાધ્ય હોઈ મજૂર પક્ષ સાથે ભલે સહકાર સાધીએ... આ સહકાર એવો હશે, જેવો ફાંસીએ ચઢનારના ગળાને દોરડાનો હોય છે!)

બીજો ય એક મુદ્દો છેડવા જેવો છે. પણ શરૂઆતમાં જ કહી દઉં કે એ છેડવાનો જેટલો લોભ છે તેટલો અધિકાર નથી ! રવીન્દ્રનાથ અને બંકિમચંદ્ર સરખા સમર્થ લેખકોની કૃતિઓમાં નિરૂપિત રાષ્ટ્રવાદ અને મુનશી-સમર્થિત રાષ્ટ્રવાદને સરખાવવા જેવા છે. રાષ્ટ્રવાદની સંભવિત વિકૃતિઓ તરફ રવીન્દ્રનાથે 'ઘરે બાહિરે'માં ઊહાપોહભેર ને સમયસર ધ્યાન ખેંચેલું. દેશ પ્રત્યે પ્રેમ, પણ વંદન તો સત્યને જ,– એવો નિખિલનો આગ્રહ સાત્ત્વિક રાષ્ટ્રવાદનો દ્યોતક છે. ૧૯૨૦-૨૧ માં પોતે અમેરિકા હતા ત્યારે દીનબંધુ પરના પત્રોમાં ગુરુદેવે ભારતમાં ચાલી રહેલી સ્વદેશી ચળવળનાં ભયસ્થાનો દર્શાવેલાં. પણ એમને વિમાસણ ને વ્યથા હતી કે 'સ્વદેશ કરતાં સદાશિવને ઊંચેરા માનનાર' કવિની વાત કોણ સાંભળશે ! 'ઘરે બાહિરે'ના નિખિલમાં છે તેવો સાધનની શુચિતાનો આગ્રહ મુનશીનાં પ્રતાપી પાત્રો પાસે ભાગ્યે જ જણાય.

વિ. સં. ૧૧૬૯ના ચૈત્ર મહિનાની એક સવારે, કલિકાલસર્વજ્ઞ હેમચંદ્રાચાર્ય સાથે, વાચક પણ નદી માર્ગે ભૃગુકચ્છ આવી પહોંચે છે ત્યારે, 'રાજાધિરાજ'નો કર્તા એને નર્મદાનો પરિચય કરાવતાં કહે છે: 'આ તરંગોએ... ભગવાન કૌટિલ્યનાં પાપ ધોઈ તેના મુમુક્ષુ આત્માને શુદ્ધિ આપી હતી.' પણ 'ભગવાન કૌટિલ્ય' વાચતાં કૌટિલ્ય પ્રાપાચાર કરી રહ્યા હોય એવું સર્જક પોતે માનતા જણાતા નથી. ઊલટું, ર(આત તો એવી થઈ છે કે, 'વિદ્યા, વિનય' ને શક્તિ ત્રણેનાં એકીકરણના બળથી પ્રચંડ અસ્મિતા પ્રગટી; તે ચણકનો પુત્ર વિષ્ણુગુપ્ત થઈ ગઈ.' હકીકતમાં, ક. મા. ની પાત્રસૃષ્ટિ beyond good and evil ના નિર્દ્દે-

ક્યું — બીબાંમાં ઢળાયેલી છે — પછી તે પૃથિવી-વલ્લભ' હોય કે 'ભારતીનો પ્રાણ.' કવિ ઠાકુરનો નિખિલ આવો નથી. હા, બંકિમ કૃત 'આનંદ-મઠ'માં પ્રતિપાદિત રણોદ્યત ને આધ્યાત્મિક સંતાનધર્મ સાથે મુનશીના રાષ્ટ્રવાદને ઠીક મળતું આવે છે. કંઈ નહિ તો યે સ્વાધીનતાના આંદોલનની પૃષ્ઠભુમિ પર મુનશીએ જે નવલકથાઓ આપી છે તેમાં બંકિમના અ-ક્ષર સ્મારક સરખો 'વન્દેમાતરમ'નો સૂત્રોચ્ચાર રહી રહીને સંભળાયા કરે છે. એનું કારણ કોલેજ-કાળના એમના અધ્યાપક શ્રી અરવિંદનો લેખક પરનો પ્રભાવ જ હશે. એક લાંબા લેખ જેટલો વિસ્તાર સહેજે માગી લેતા આ મુદ્દાનો હમણાં તો આટલો જ ઉલ્લેખ કરીને અટકું —

—પ્રકાશ ન. શાહ,
૨ ઓગસ્ટ '૬૫

[ પાન ૭૨નું ચાલુ ]

જેવા થવું હોય તેવું જ અવતરવા દેવું જોઈએ. એને એને સંપૂર્ણ સ્વતંત્રતા સાથે એના પોતા પર છોડી દેવું જોઈએ.

સર્જકની અંગત ચિંતાઓ ઉલ્લંઘી જવાય છે અને તેથી સર્જક પોતે રહે છે. એના ક્ષુલ્લક પ્રશ્નો હવે મહત્ત્વના રહેતા નથી. એ જેની રાહ જોતો હતો એને એ શોધે છે અને જુએ છે; એક વિશ્વ અસ્તિત્વમાં આવ્યું જે પોતાની જીવંતતા સિવાય અન્ય રીતે પોતાની સાબિતી આપતું નથી. સર્જક આશ્ચર્ય અને અનાશ્ચર્યના ભાવે અનુભવે છે કે માત્ર પ્રાથમિક ધક્કો આપવા સિવાય પોતે કશું વધારે કર્યું નથી. પોતે તો દરવાજો ખોલી આપ્યા અને આ વિશ્વને એના લોકો સાથે પોતાનામાંથી બહાર આવવાની, જન્મ ધરવાની, મોટા થવાની અને પોતાનું જીવન જીવવાની, તક આપી, આમાથી એ ફલિત થાય છે કે કલ્પનાકૃતિ જે સત્ય અને અસત્યનો, અથવા, કહો કે, અમૂર્ત વિચારસરણી પર આધારિત નૈતિક પ્રવૃત્તિઓએ સુસ્ત રીતે નક્કી કરેલાં સત્ય અને અસત્યને ઉલ્લંઘી જાય છે, એ એક માત્ર એવી કૃતિ છે જેનાં મૂળ આપણે જેને જીવન કહીએ છીએ એના ગહનતમ વાસ્તવમાં હોય. આ એવી કૃતિ છે જે સદા વિદ્યમાન છે, જેની સ્વભાવગત શાશ્વતતાને પરિવર્તનોની અસર થતી નથી અને જેની રચના અપરિવર્તનશીલ રહે છે કારણ કે એ ભિન્નભિન્ન રીતે વિવરણ પામતી હોવા છતાં જે બદલાય છે તે તો લોકરુચિ અને લોકરસણો. કૃતિ તો એવી ને એવી, અડીખમ, અભેદ્ય ઊભી રહે છે.

આપણે આ અર્થમાં, કેટલીક હદ સુધી કૃતિની "શાશ્વતતા"ની વાત કરી શકીએ. બીજી બધી વસ્તુઓ પરિવર્તનશીલ છે — બહારથી ઊભા કરાયેલા આદર્શવાદો, ધારણાઓ, જેની સત્યાસત્યતા નક્કી કરીને જેમને નકારી શકાય, ભંગુર વિચારો — ફડફડૂસ થઈને પડે છે અને નાશ પામે છે.

[વિશ્વમાનવ : જુલાઈ-ઑગષ્ટ '૬૫]

## કાશ્મીર આક્રમણનો સંદર્ભ

ભારતીય દળોએ યુદ્ધવિરામ રેખા ઓળાંડીને બે મથકો કબજે કર્યાના સમાચાર આજે (તા. ૨૬-૮-૬૫) પ્રગટ થઇ ચૂકયા છે.

કારગિલની બે ટેકરીઓ ફરી કબજે કરી એ પછીનું આ બીજું પગલું: બંને પગલાંને ભારતની પ્રજા અને પાર્લામેન્ટે હર્ષનાદથી વધાવી લીધાં છે; અને કદાચ વિદેશીઓ પણ ભારતની મર્દાનગીની મનોમન તારીફ કરતા જ હશે?

ભારતના આ પગલાં પછી કાશ્મિરના ધૂંધવાટનો પાર નહિ રહે અને સ્પષ્ટ છે. એને માટે તત્કાલ મોટા પાયા પર સામું આક્રમણ કરીને બદલો લેવાનું શકય નયે બને; પરંતુ, એ ગમ ખાઇ બેસી જશે એવું ધારવું સાવ અસ્થાને છે.

* અલબત્ત, ઘૂસણખોરી અટકાવવાનો અને ઘૂસણખોરોને પાછા નાસી જતા આંતરવાનો, તથા 'દેખો ત્યાંથી ઠાર' કરવાનો, દરેક દેશને અધિકાર છે. એટલું જ નહિ પણ, જ્યાં યુદ્ધની વ્યવસ્થિત જાહેરાત થઈ નથી તેવા હુમલાઓના પ્રસંગે હુમલાખોરોનાં પૂરવઠા અને ભરતીનાં મથકો જેની સરહદોમાં હોય ત્યાં તે નાબુદ કરવાનો ય દરેક રાષ્ટ્રનો નૈતિક અધિકાર છે.

"હવે તો એ હકીકત સર્વવિદિત થઇ ગઈ છે કે કાશ્મિર ઉપરનો સાચો હુમલાખોર પાકિસ્તાન જ છે: આઝાદ કાશ્મિરીઓએ એટલે કે કાશ્મિરની પ્રજાએ જે પોતાની સરકાર સામે બંડ કર્યાની પાકિસ્તાની બનાવટ ખુદ યુનોના મહામંત્રી અને દુનિયાભરના મોટા ભાગના રાજપુરુષોને સમજાઇ તો ચૂકી છે–ભલેને તેઓ એ વિષે બંધુ મૌન સેવતા!

* બધી રીતે, ભારતનો યુદ્ધવિરામ-રેખાની અંદરનો પ્રવેશ, અને જરૂર પડયે, પાકિસ્તાનની સરહદોમાંનાં આક્રમણનાં મથકોનો નાશ કરવાનો ભારતનો અધિકાર, હવે સ્પષ્ટ બની ચૂકયો છે.

**એટલું જ નહિ પણ ૧૯૪૮ના યુદ્ધવિરામની તમામ શર્તો અને મર્યાદાઓનું છડેચોક ઉઠમણું થયા પછી પાકને તાબે પડેલા 'આઝાદ કાશ્મિર'ને મુક્ત કરવાનું કર્તવ્ય પણ ભારત સામે આવી ઊભું રહી ગયું છે.**

આપણે ઊંડાં પાણીમાં ઊતરી રહ્યા છીએ...ફરી વાર આપણી રાજકીય દૃષ્ટિ, કૂનેહ અને શક્તિની કસોટીનો અવસર આવી ચૂકયો છે.

પરંતુ ત્યારે આપણી સામેનો વ્યાપક સંદર્ભ ભારત સરકારે સમજી-સ્વીકારી લીધો છે ખરો? આ મૂળભૂત સવાલના જવાબ ઉપર ભારતનું ભાવિ તોળાઇ રહ્યું છે એમ કહેવામાં કશી જ અતિશયતા નથી.

ભાસ તો બીજો જ થાય છે: કેમ જાણે, હજી, ભારત સરકાર બાહ્ય પરિસ્થિતિના – એક બાજુ હુમલાખોરોના, બીજે હાથે ભારતીય પ્રજામતના, અને ત્રીજી દિશાએથી વિદેશી સત્તાઓના પ્રત્યાઘાતો રૂપી હડસેલે ધકેલાઇ રહી હોવાનો જ ભાસ થાય છે.

હકીકતો પોતેજ બોલે છે કે ભારત સરકાર કચ્છના મામલા સુધી જ નહિ, કારગિલ અને કાશ્મિરના ઘટના સુધી–બલ્કે, આ ઘડી સુધી એવી જ માન્યતા ધરાવતી

હોવાનું જણાય છે કે:

* કચ્છ-કારગિલ અને કાશ્મિર તદ્દન ભિન્ન પ્રકારની સમસ્યાઓ છે-એમને સાંકળી દેવામાં સૈદ્ધાંતિક કાનૂની દોષ છે:

**આપણે ગમે તેવા તર્ક દોડાવીએ અને સૈદ્ધાન્તિક-કાનૂની મુદ્દાઓ ઘૂંટીએ, પણ સામા પક્ષે તો એવા બધા વિતંડાવાદને ઘોળી પીને આપણને સાચી હકીકત સમજાવી દીધી છેઃ**

—કચ્છના સવાલને કેવળ 'સરહદી ઝઘડો' કહીને લવાદી તરફ આપણે ઘસડાઇ રહ્યા હતા ત્યારે જ પાકે તો ભારતની બધી સહિયારી સરહદો સળગાવી રાખી હતી. પાકને મન તો, કચ્છનો ઝઘડો કાશ્મિરના ઝગડાનું અને તેના ઉપરના જંગી આક્રમણનું (કદાચ એની ગણત્રીએ 'આખરી?') પૂર્વપગથિયું જ હતું!

—કારગિલ ઉપરની ચઢાઇ, કાશ્મિરની જીવાદોરી સમાન શ્રીનગર-લેહના માર્ગને જ કાપી નાખવાનું, -એક જ હેતુ અને વ્યૂહના ભાગરૂપ પગલું હતું.

—તા. ૫મી ઓગસ્ટથી કાશ્મિર ઉપર મોટા પાયા પર શરૂ થયેલું આક્રમણ પણ, ભારત આખાને ભીંસમાં લેવાના ષડયંત્રનો એક ભાગ રૂપે જ હતું.

પાકિસ્તાને પોતે અનેક રીતે કરેલા સૂચનો અને ચીન-પાક. વચ્ચેના ગાઢા બનતા સંબંધો (કાશ્મિરના હુંઝા અને ગિલગિટ વિસ્તારનો ૨૦૦૦ ચો. મા. જેટલો પ્રદેશ ચીનને ચરણે ધરી દેવાની સહિયારી ખંધી રમત)ના ત્રણ ત્રણ વર્ષના આઘાતો પછી આપણે જ મુદ્દાની વાત ન સમજ્યા!

પં. નહેરુ ચીનની મુરાદ સમજવામાં બેસુધ રહ્યા હતા; એમના વારસદારો ય ઓછી ગાફેલિયતમાં નથી રહ્યા. (જુઓ ૮૮)

**શુક્રિયા ખુદાની કે 'બધું પતી ગયું હોત' ત્યારે, ૮મી ઓગસ્ટની રાતે, કેબિનેટનો નિર્ણય થવા પામ્યો ત્યાં સુધીમાં-કાશ્મિર સલામત રહી ગયું!**

● ભારતનાં સદ્‌ભાગ્ય છે કે એની સેના અને પ્રજાની નિષ્ઠા મજબૂત નીવડી... પાકિસ્તાનની એ ધારણા ગણત્રીઓ કે 'ભારત અને કાશ્મિરની 'શાહીવાદી' સરકારની ઘાતકી નીતિથી ત્યાંની પ્રજા 'ત્રાહિમામ્ ત્રાહિમામ્' પોકારી રહી છે...અને પાકનું મુક્તિસૈન્ય દાખલ થતાં જ કાશ્મિરી પ્રજા એને વધાવી લેશે; લશ્કર પણ ભળી પડશે... અને સમાંતર બંડખોર સરકારની સ્થાપના થઇ જશે જ...' વગેરે ધારણા અને ગણત્રીઓ સ્થાનિક પ્રજાએ ધૂળમાં મેળવી છે.

૧૯૪૭ માં પ્રથમ આક્રમણ વખતે સરદાર પટેલની દૂરંદેશી અને કુનેહથી કાશ્મિર બચી ગયું હતું; બીજી વારના આ આક્રમણ વખતે, ભારત સરકારની ભારોભાર ગાફેલિયત છતાં, કાશ્મિરી પ્રજા અને સેનાના પ્રતાપે એ બચી ગયું... બંનેનાં મનોબળ અપ્રતિમ પૂરવાર થયાં છે: સેંકડો મુજાહિદોની ધરપકડ અને કતલ એમને આભારી છે

ખેર...

કમજોરી, ગાફેલિયત અને અટૂલાપણાના ઉપરાઉપરી અનુભવો પછી—કચ્છ અંગેની વાટાઘાટોને રદ કર્યા પછી, કારગિલ ઉપર બીજી વાર કબજો કરી લીધા પછી, અને યુદ્ધવિરામ હરોળ ઓળગવાનો પરાક્રમી પુરુષાર્થ કરી લીધા પછી—આપણે સમગ્ર પરિસ્થિતિનો કયાસ કાઢીને, અગાઉથી અંદાજ બાંધીને, ગૌરવભરી શાંતિનો સમર્થ વ્યૂહ યોજ્યો છે ખરો?

હરગિઝ નહિ જ.

**જેમ કચ્છ-કારગિલ અને કાશ્મિર અંગેના પાકિસ્તાની કદમો તેના સળંગ વિસ્તારવાદી વ્યૂહના ત્રણ પેંતરાજ હતા; તેજ રીતે આપણે એ વાત પણ સમજી સ્વીકારી લીધી છે ખરી કે—**

તિબેટ-નેફા-લદાખ અને વિએટનામ - ત્રણે

પેકિંગ-પિંડીની વિસ્તારવાદી ધરીના જ સળંગ વ્યૂહના વિવિધ પેંતરા છે!

(અને ઇન્ડોનેશિયા પણ આ ધરીમાં શામેલ હોઇને સિંગાપુરની ઘટના પણ એ વ્યૂહનો જ એક પ્રસ્ફોટ છે!)

કેવળ પરિસ્થિતિના હડસેલે ધકેલાતી નેતાગીરી માટે આવા વ્યાપક સંદર્ભનું દર્શન મુશ્કેલ જ છે.

નહેરુ-ગૂંથી જંજાળમાથી હજી નહેરુની વારસદાર સરકાર બહાર આવી શકી નથી!

—પાક.ની આપખુદી નીચે તડફતા અને 'મુક્ત' થવા મથતા પખ્તુનિસ્તાન અંગે (સરહદના ગાંધી-બાદશાહ અબ્દુલ ગફારખાનની યાતના અંગે) એના સંગ્રામવીરોને રક્ષણ અને સહાય આપવાની આપણે તૈયારી દાખવી છે ખરી?

—તિબેટ રોળાઇ ગયું ત્યાં સુધી આપણે 'તટસ્થ' રહ્યા! અને, ચીનના સાર્વભૌમત્વને "યાવચ્ચંદ્રદિવાકરૌ" ગણીને આપણે કાનૂનને નામે આતતાયીને ટેકો આપ્યો હતો!

—વરસે થી દક્ષિણ વિએટનામ ચુંથઇ રહ્યું છે: આપણે ત્યાં કાશ્મિરમાં જે નવી પરિસ્થિતિ હવે પાંગરી રહી છે એને મળતી સ્થિતિમાં દ. વિએટનામ વરસોથી રેંસાઇ રહ્યું છે! "ત્યાંના સ્થાનિક વિએટ-કોંગ ગેરિલાઓ પોતાની સરકાર સામે બંડે ચડ્યા છે". એવા ઓઠા હેઠળ ઉત્તર વિએટનામની કમ્યુનિસ્ટ સરકાર તેમને સીધી રીતે મથકો, તાલિમ, સૈન્યો તથા શસ્ત્રોથી મદદ કરતું રહ્યું છે; અને લાલ ચીન ઉત્તર વિએટનામ દ્વારા, આડકતરી રીતે, દોરવણી કરી રહેલ છે. આ ષડયંત્રને ખાળવા અમેરિકાએ એમાં ઝંપલાવ્યું છે... (સ્થાનિક કમજોરીઓ અને પોતાની કેટલીક ભૂલોને કારણે એ નિષ્ફળ રહ્યું છે.) ત્યારે, આપણે અમેરિકાને ખસી જવાની – એશિયામાંથી જ હટી જવાની – એટલે કે, પરિણામે સામ્યવાદી ચીનને ચરણે અગ્નિએશિયાને તત્કાલ ધરી દેવાની સલાહ આપીને આપણી બિનજોડાણી નૈતિક તટસ્થતાનો સંતોષ લેતા રહ્યા છીએ!

* 'એશિયા એશિયાઇ માટે' એ સૂત્ર જો ન્યાય અને નીતિનું સૂત્ર બનવાનું હોય તો આપણે આપણી જાતને જ સર્વ પ્રથમ સવાલ પૂછવો જોઇએ કે–૧૯૬૨મા ચીની આક્રમણ થતાં જ આપણે અમેરિકા પાસે સહાય માટે દોડી પહોંચ્યા હતા; અને–

કાલે, 'ન કરે નારાયણ,' અને ચીન-પાક. ભેગાં મળી (અલબત્ત, 'કાશ્મિરમાં આઝાદ કાશ્મિરીઓ જ આંતરિક બંડ પુકારી રહ્યા છે'—એવા દેખાવ અને બહાના નીચે) ભારતને ભીંસવા તૂટી પડશે, ત્યારે? ત્યારે આપણે એશિયા બહારની વિદેશી સત્તાઓને આપણી વહારે ધાવા હરગિઝ નહિ જ વિનવીએ? કદાચ, એ વખતે તો મદદે ન આવનારા અથવા આપણી દૃષ્ટિએ વિલંબ કરનારા લોકશાહી દેશોને જ આપણે ભાંડવા લાગી ગયા હોઇશું!

*

મૂળભૂત દૃષ્ટિકોણનો જ સવાલ છે!

—બીજા વિશ્વયુદ્ધ પૂર્વે યુરોપમાં ફાસિવાદી ઇટલી, નાઝીવાદી જર્મની અને એશિયાઇ-આપખુદ જપાનની યુદ્ધખોર ધરી રચાયા પછી, ચેમ્બરલેનની 'એપિઝમેન્ટ' ની પંપાળનારી (લાલન-પાલન) નીતિ વરસો સુધી દુનિયાને માથે અત્યાચારી ઓથાર ઉતારવા કારણભૂત બની હતી... અંતે ચર્ચિલ-રૂઝવેલ્ટ અને સ્તાલિન સુદ્ધાંનો 'વૈશ્વિક મોરચો' રચાયો; અને ફાસિ-નાઝીવાદની ઘોર ખોદાઇ...

બીજા વિશ્વ યુદ્ધ બાદ, એશિયાની ભૂમિ ઉપર ચંગિઝખાની સામ્યવાદી ચીનની યુદ્ધખોર ધરીમાં પાકિસ્તાન અને ઇન્ડોનેશિયા જોડાયાં છે; અને એશિયા બહારનાં પણ કેટલાંક રાષ્ટ્રો એની હૂંફમાં ઊછરી ઊછરી રહ્યાં છે!

આ યુદ્ધખોર વિસ્તારવદી ધરી એક એવી નક્કર કાતિલ વાસ્તવિક્તા છે કે એની તરફની ઉપેક્ષા અથવા 'એપીઝમેન્ટ'ની નીતિ આખા એશિયાને જ નહિ, સમસ્ત વિશ્વને માટે ભયંકર ઉલ્કાપાત

સમી નીવડયા વિના રહેનાર નથી.

ભારતનું અને એશિયાનું અને વિશ્વનું હિત આ આક્રમક ધરી સામે વૈશ્વિક મોરચો ખડો કરવામાં જ રહેલું છે. અને એમાં ભારતે એશિયાના એક અગ્રિમ રાષ્ટ્ર તરીકે આગળ પડી પોતાનો ભાગ ભજવવાનો અવસર આવ્યો છે.

હજી વધુ પડતું મોડું થાય તે પહેલા ભારત પોતાની સંકુચિત શાહમૃગી સંરક્ષણ – નીતિની રૈતીમાંથી બહાર આવીને યુગધર્મ બજાવશે ?

૨૬–૮–૬૫ ] —ભોગીલાલ ગાંધી

## આરંભની
## અક્ષમ્ય ગાફેલિયત !

આક્રમણનું સ્વરૂપ :

તા. ૯ : કાશ્મિરના પંત પ્રધાન સાદિક: " INVASION " ( ચઢાઇ )

તા. ૧૦ : કેન્દ્ર સરકારના પ્રવક્તા: " INFILTRATION " ( ઘૂસણખોરી )

તા. ૧૫ : ભારતના વડાપ્રધાન શાસ્ત્રીજી: " ATTACK " ( હલ્લો )

અને અંતે, સંરક્ષણ પ્રધાન ચવાણ ( લોકસભામા ) : " INCURSION " ( આક્રમણ )

*

અંદાજ :

આક્રમણખોરોની સંખ્યાનો અંદાજ શરૂમાં ૮૦૦ : અંતે ૫૦૦૦ !
શસ્ત્રસામગ્રીમાં લાઇટ મશિનગનો તથા રોકેટ લોન્ચર્સ સુદ્ધાં !

*

આક્રમણખોરોની પૂર્વ તૈયારી

મહિનાઓ પૂર્વેથી :

—બલુચિસ્તાનમા હજારો ગેરિલાઓને ચીની અફસરો દ્વારા તાલિમ.

—મુરી અને મુઝફરાબાદમા "રેવોલ્યુશનરી કૌંસિલ ઓફ કાશ્મિર"ના મુખ્ય મથકો (સ્થાપના : રાવળપિંડીમાં)

—જુલાઇની અધવચે મુરી ખાતે ખુદ અયુબને હાથે આખરી યોજના :

* ૯ મી ઓગસ્ટે (૧૨ વર્ષ પૂર્વે શેખ અબ્દુલ્લાને ગિરફતાર કરવામા આવેલા તે ગ્રેબ-દિને) વિજય !
* ૧૪ મી ઓગસ્ટે (પાક સ્વાતંત્ર્ય દિને) કાશ્મિરમા " સમાન્તર બળવોર સરકાર "ની સ્થાપના !

*

લશ્કરી કાવતરાં-કૃત્ય ( રાતે રાતે )

—તા ૩ : ગુલ્મર્ગથી ઘૂસી, ટાંગ માર્ગ થઇ બડગામના એરપોર્ટ પર નિશાન.

—તા. ૫ : શ્રીનગરના સિમાડે બાટામુલ્લામા ૩૦૦ ઘરોને આગ !

માનવો વિના કોઈ પણ પ્રભુ શું કરવાનો હતો ?
પ્રભુ વિના કોઈ પણ માનવ જે કરે તે જ તો !

પણ માનવનું નાસ્તિત્વ કબૂલવું સહેલું છે.
અમુક પ્રાણીઓ સારી રીતે એનું સ્થાન લઈ શકે તેમ છે.
પરંતુ પ્રભુનું નાસ્તિત્વ અકલ્પનીય છે.

બધા ધર્મોએ સર્જેલા બધા જ પ્રભુઓ સાચા પ્રભુની
માત્ર ઠેકડી અને અપમાન જ છે.
એ તો કંઈક જુદાની જ અપેક્ષા રાખે છે.

—મોરિસ મેટર્લિંક (સમર્પણ)

[ ગાંધી એન્ડ કું. ૪૪ નાગદેવી ક્રોસલેન–મુંબઈના સૌજન્યથી ]

કેટલુ અથવા શું જીવ્યા એ બહુ મહત્ત્વનું નથી :
કેવી રીતે જીવ્યા એજ વિચારવા યોગ્ય છે.

—કાકાસાહેબ કાલેલકર

[ દશરથ ગાંધી–મુંબઈના સૌજન્યથી ]

કૉલેજો, સ્કૂલો, પુસ્તકાલયો માટેનું તમામ
પ્રકારનું ફરનીચર તથા મકાનોનાં બારીબારણાં
જરૂરિયાત પ્રમાણે બનાવી આપનાર અને
સાગી તથા જંગલી સાઈઝો પૂરી પાડનાર—

# મેસર્સ ગજ્જર એન્ડ કંપની

ગાંધી રોડ, બીલીમોરા (જિ. વલસાડ)

Vishwamanav July-August 1965 § Registered with the Registrar of India under No. 9216/58

૬૫ સપ્ટેમ્બર-ઓક્ટોબર ૧૯૬૫

સંપાદક : ભોગીલાલ ગાંધી * વિશ્વમાનવ : રામજીમંદિર પોળ-વડોદરા ( ફોન ૪૯૫૦ )




રૂ. ૨

ભારત-પાક-સંઘર્ષ વિશેષાંક

ઈશુએ આંખ ઊંચી કરીને જોયું
તો
શ્રીમંતો (દેવળના) ખજાનામાં
પોતપોતાનું દાન નાખી રહ્યા હતા.
ત્યાં એક કંગાળ વિધવાને એમાં
બે દમ્મ્ડી નાખતી જોઈને તેમણે કહ્યું :
સહુથી મોટું દાન તો આ વિધવાનું છે.
બીજાં બધાએ
પોતપોતાની બચતમાંથી ઈશ્વરને આપ્યું છે
પણ આ વિધવાએ
પોતાની તંગીમાં
પોતાની પાસે હતું તે બધું જ
આપી દીધું છે.

[બાઇબલ, લુકસ ૨૧, ૧-૩]

સૌજન્યથી

બાળગોવિંદ કુબેરદાસની કાં.
[કાગળ, પુસ્તકો, નકશાઓના વેપારી]
અમદાવાદ.



કાપડ ઉદ્યોગ
લલિતકલા
કેલેન્ડર્સ
પુસ્તક પ્રકાશનનાં આવરણ પૃષ્ઠ તથા ચિત્રો

હું એ સમાજતંત્રની ઈમારતને જમીનદોસ્ત
કરવા ચાહું છું, જે તંત્ર અર્થહીન ચીજોની પાછળ,
મરેલા માનવીઓની પૂજા પાછળ,
માનવજાતની સર્વોત્તમ રચનાશક્તિ વેડફી નાખે છે.

—રિચાર્ડ વૅગ્નર

**૬૫.** સપ્ટેમ્બર – ઑક્ટોબર ૧૯૬૫

# વિશ્વમાનવ [ દ્વૈમાસિક ]

સંપાદક : ભોગીલાલ ગાંધી * સાહિત્ય વિભાગ : અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ
સહાયક : સુભદ્રા ગાંધી * સંચાલક : દશરથ ગાંધી
પ્રકાશક : ભોગીલાલ ગાંધી, વિશ્વમાનવ, રામજીમંદિર પોળ : સરકારી છાપખાના સામે–વડોદરા ( ફોન ૪૯૫૦ )
મુદ્રક : રમણભાઈ ભાઈલાલભાઈ પટેલ, ગંગા મુદ્રણાલય, વલ્લભ વિદ્યાનગર.

## પહેલું પાનું



## કવિતા



## લેખો



## પરિશિષ્ટ



[ કુલ પાનાં ૯૬ ]

# વિશ્વમાનવ

[ આગલાં વર્ષના વિશેષાંકો ]

( હવે આ વિશેષાંકો ગ્રંથ સ્વરૂપે ) કિંમત

* સર્વોદય વિનાન ( ૧૯૫૮ ) ૩ = ૫૦
* માનવ અને પરમાણુ ( ૧૯૫૯ ) ૫ = ૫૦
* ગુજરાતદર્શન ( ૧૯૬૦ ) ૯ = ૦૦
* નવી શૈલીની નવલિકા ( ૧૯૬૦ ) ૩ = ૫૦
* રવીન્દ્રદર્શન ( ૧૯૬૧ ) ૮ = ૦૦
* ભારત – ચીન સંઘર્ષ ( ૧૯૬૨ ) ૨ = ૦૦
* અદ્યતન રશિયન સાહિત્યની ઝાંખી અને સમસ્યા ( ૧૯૬૩ ) ૫ = ૫૦
* રશિયા – ચીન સંઘર્ષ ( ૧૯૬૩ ) ૧ = ૦૦
* **નહેરુ : અણુયુગના સમન્વયક [ સર્વાંગી વિશ્લેષણ ]** ૩ = ૦૦

## [ બાંધેલી ફાઈલો ]

| | | |
|---|---|---|
| વર્ષ : ૧૯૫૮ | રૂ. | ૮ |
| વર્ષ : ૧૯૫૯ | રૂ. | ૮ |
| વર્ષ : ૧૯૬૦ | રૂ. | ૮ |
| વર્ષ : ૧૯૬૧ | રૂ. | ૧૦ |
| વર્ષ : ૧૯૬૨ | રૂ. | ૧૦ |
| વર્ષ : ૧૯૬૩ | રૂ. | ૧૦ |
| વર્ષ : ૧૦૬૪ | રૂ. | ૧૦ |
| વર્ષ : ૧૯૬૫ | રૂ. | ૧૦ |



પરમવીરચક્ર

**કંપની ક્વાર્ટરમાસ્ટર હવલદાર અબ્દુલ હમીદ**

૩૨ વર્ષના આ જુવાન સૈનિકે લાહોર વિભાગના કાસુર મોરચે એકલે હાથે એકમાત્ર તોપના સહારે દુશ્મનની ત્રણ ટેંકોનો ભુક્કો બોલાવી રણમોરચે આત્મસમર્પણ કર્યું હતું.

એની શહાદતને બિરદાવતાં ભારત સરકારે શૌર્ય–વીર્યનું શ્રેષ્ઠ રાષ્ટ્રબિરુદ – 'પરમવીરચક્ર' – એના મૃત્યુ બાદ એનાયત કર્યું હતું.

★

ઉત્તર પ્રદેશના ગાઝીપુરમાં ધામુપૂર નામના ગામડામાં હમીદ જનમ્યો હતો.

આ "પરમવીરચક્ર" ના મુખમાં અંતિમ શબ્દો હતા:

"આગે બઢો...."

[ ચિત્ર : લારસેન ઍન્ડ ટૌબ્રો લિમિટેડના સૌજન્યથી ]


→ પાકિસ્તાનનું આક્રમણ
← ભારતીય સૈન્યનો ધસારો
○ બોમ્બમારાના સ્થળો
છત્રીદળોના ઉતરાણના સ્થળો
ચીન
ચીન
હિમાલય પર્વત
ઉત્તર પ્રદેશ
મધ્ય પ્રદેશ
રાજસ્થાન
બિહાર
પૂર્વ પાકિસ્તાન
બ્રહ્મદેશ
ઓરિસ્સા
બંગાળનો ઉપસાગર
મુંબઈ

[ 'સંદેશ'ના સૌજન્યથી

# ભારત-પાક-સંઘર્ષ

## [ વિશ્લેષણ ]

## ૧

### (૧) ભારત : ચંદ દિનોનો ચમત્કાર !

**તા. ૬ થી ૨૨ સપ્ટેમ્બર!**

જગતના ઈતિહાસમાં અનેક દેશોની તવારિખમાં બહુ ઓછી ચંદ દિનોની યશગાથાઓ નોંધાઈને અમર બની છે.

ભારતના ઈતિહાસમાં ય કંઈક એવું જ બની ગયું — ૧૯૬૫ના સપ્ટેમ્બરની તા. ૬ થી ૨૨નાં બે અઠવાડિયાં દરમ્યાન !

૧૮૫૭નો અપવાદ બાદ કરતાં, ઘણાં સૈકાઓ થયાં, જે સામર્થ્ય–પુરુષાર્થનો ગૌરવાનુભવ ભારતના ભાગ્યમાંથી લગભગ ભુંસાઈ ગયો હતો એ જાણે ફરી અનુભવવાનું સૌભાગ્ય પ્રાપ્ત થયું — પાકિસ્તાને ભારતને માથે લાદેલા સંગ્રામ દરમ્યાન !

—આ કોઈ યુદ્ધખોર શસ્ત્રસામર્થ્યનો આનંદ ન હતો.

—આ કોઈ રક્ત પીપાસુની જયલાલસા ન હતી.

—આ કોઈ વિસ્તારવાદીની ભૂમિલોલુપતા ય ન હતી.

● આ તો, સ્વાધીન ભારતની સ્વસ્થ સામર્થ્યવાન પ્રતિમા (ઇમેજ) સુરેખ કંડારાઈને પ્રગટ થઇ એનો જયજયકાર હતો!

**નીચાજોણાંની અકળામણ**

આમ તો, જે બન્યું તે સાદું સીધું ને સહજ હતું. ઘણાં વર્ષો પૂર્વે જે બનવું જોઈતું હતું એ જ બન્યું હતું.

૧૯૪૭ માં પાકિસ્તાને આપણા સાર્વભૌમત્વવાળા કાશ્મિર–જમ્મુ રાજ્ય ઉપર આક્રમણ કરીને બે પંચમાંશ જેટલો પ્રદેશ બથાવી પાડ્યો હતો, અને ૧૮–૧૮ વર્ષ પછી એ કહેવાતો 'આઝાદ કાશ્મીર'નો પ્રદેશ પાછો મેળવવાને બદલે 'એ તો હવે ગયો'ની મનોવૃત્તિ આપણા ચિંતમાંય જોર કરી રહી હતી !

—એ પછી, પંદર વરસે, ૧૯૬૨માં ચીને સશસ્ત્ર આક્રમણ કરી, આપણી ૧૪,૦૦૦ ચો. માઈલની ધરતી બથાવી પાડી હતી; અને 'કંજીયાનું મોં કાળું' એવી મનઃસ્થિતિમાંય આપણે ધકેલાઈ ગયા હતા !

જો કે, ત્યારે, પાકિસ્તાન અને ચીન તો 'બાકી રહેલું લેણું' વસૂલ કરવાની તૈયારીઓમા રાતદિન ખૂંપ્યાં હતાં.

ભારતનું આ નીચાજોણું અસહ્ય બની ગયું હતું — સાચીખોટી પણ અધીરાઇ આવી ગઇ હતી; સાચો–ખોટો રોષ રાજકર્તાઓ સામે ધૂંધવાયો હતો; અને સાચાખોટા રસ્તે ય, — બીજા બધા કરે છે એમ, 'જેવા સાથે તેવા' થઇને ય — નામોશી ભૂંસી નાખવા પ્રજા આતુર બની હતી. એથી જ તો, એ વિષેની ઢીલી નીતિ પ્રજાને હૈયે રાજકર્તાઓ વિષેનો અવિશ્વાસ, ધીમે ધીમે કરતાં લોકશાહીની મૂળભૂત શ્રદ્ધા અંગેનો જ અવિશ્વાસ, પેદા કરી રહી હતી. રાષ્ટ્રીય વિચ્છિન્નતા અને વિષમતા, કેમ જાણે, આપણી રહીસહી સંકલ્પ–શક્તિને શોષી લેશે કે 'શું' એની દહેશત એક નવી ભયભૂમિકા સરજી રહી હતી.

ભારતની મુસ્લિમ પ્રજાય, ભારતવાસી તરીકે લોકશાહી અધિકારોના હક્કદાર તરીકે, ભારત સરકારની ગમે તેટલી ટીકા ટકોર કરતી હોય; પરન્તુ તે ભારતને બેવફા બનીને પાક.ને આવકારે એવી બેવફા તો નથી જ નથી, એ ય પૂરવાર થયું.

આ નવા સાહસમા મળેલા ઉપરાઉપરી પરાજયોએ પાકિસ્તાનના સૈન્ય અને પ્રજાના મનોબળ ઉપર કારમા ઘા કર્યા; તેમા વળી ચીન તરફથી બીજો મોરચો ખોલવાની પાકી ગણત્રી રાખેલી તેય ગમે તે કારણે (અનેક કારણોસર), નિષ્ફળ નીવડી. ચીને ભારે ધાકધમકી અને હાકોટાને અંતે મો ફેરવી લીધું... ચીનના સહકાર વિના પૂર્વ પાકિસ્તાનમા બીજો મોરચો ખોલવાની પાક.ની હિંમત રહી નહિ.

અને આ બધા ઉપરાંત, પશ્ચિમી મહાસત્તાઓનું પીઠબળ, પાકિસ્તાનને હમેશા મળતું રહ્યું હોવા છતા હાલત એટલી હદે પહોંચી ગઈ હતી કે એ મહાસત્તાઓએ પણ પાકિસ્તાન ઉપર યુદ્ધવિરામ માટે આખરી દબાણ આપ્યું.

અંતે–

રશિયાનું વલણ પણ પાકિસ્તાનની વહારે ધાવાનુ તો ન જ હતું. આજ પૂર્વે તો તે ભારત તરફ ઢળતું રહ્યુ હતું.

પાકિસ્તાન માટે તત્કાલ પરાજયમાંથી ઊગરવા માટે શસ્ત્રવિરામની ગરજ ઊભી થઈ જ હતી.

## (૩) સંઘર્ષ : નવી અંધાણીના ઓળા

પરન્તુ, રખેને આપણે ખોટા અતિરેકમા ખેચાઈ જઈએ.

આપણે જે સિદ્ધિ હાસલ કરી છે તે આખરી વિજયનો જયજયકાર નથી જ નથી.

પાકિસ્તાન પાસેનો બધો શસ્ત્રસરંજામ ખતમ થઈ ગયો છે અને હવે તે માથું ઊંચું કરવાની સ્થિતિમા જ નથી, એવું ય નથી.

પાકિસ્તાની પ્રજાની ગમે તેટલી રંજાડ છતાં, અને પૂર્વ–પાકિસ્તાનમા તથા પખતુનિસ્તાનમા આતરિક બળવો માથુ ઊંચું કરી રહ્યો હોવા છતાં, પાકિસ્તાનની અંદર સરમુખત્યારશાહીની પકડ તૂટી ગઇ છે, એમ માનવાનેય કારણુ નથી.

દુનિયાભરમાં (ખુદ યુનોમા) પાકિસ્તાન 'ઘૂસણખોર' તરીકે અને 'આક્રમક' તરીકે પૂરવાર થયું હોવા છતાં તે એકલું અટૂલું પડી ગયુ છે અને હવે નવા હલ્લા માટે કોઈની પાસેથી જરૂરી શસ્ત્ર–સરંજામ તેને નહિ મળે એવુંય માની લેવાને કારણુ નથી.

પાકિસ્તાન ગુનેગાર તરીકે ગમે તેટલું ખુલ્લું પડયું હોય અને શસ્ત્રમોરચે ગમે તેટલું ખોખરું થયુ હોય છતાં દુનિયાના રાજ્યદરબારમા તેની ચાણક્યનીતિનો કૂટ વ્યૂહ ભારતને ભીંસમા મૂકવા પૂરતો ખપો છે જ એ રખે ભૂલીએ.

શયતાનની વાણી અને કારવાઇ પૂરતી સૂચક છે:

"ભારત નગ્ન આક્રમણ દ્વારા યુદ્ધ આદરી રહ્યું છે. એક બલિષ્ઠ રાષ્ટ્રનુ એક નાનકડા દેશ ઉપરનુ આ યુદ્ધ છે.. આ તો, જાણે અમેરીકા કોઇ નાનકડા દેશ ઉપર તૂટી પડે એવું છે..."

આમ, યુનોની બેઠકમા દુનિયાની હમદર્દી જીતવાનો પાસો ફેંકીને ભુટ્ટોએ જૂની ચાદર ફરીથી પાથરી હતી.

'કાશ્મીરી પ્રજા પાકીસ્તાનનો એક અંતરંગ ભાગ છે. જેમ ફ્રાન્સે, અને અલ્જેરીઆને આત્મનિર્ણય આપવો પડયો હતો, તે જ રીતે, જમ્મુ–કાશ્મીરની પ્રજાને પણ એ અધિકાર આપવો જ રહ્યો.'

આમ, કાશ્મીર ઉપરની પોતાની જાળ પાથરીને ભુટ્ટોએ દુનિયાને એક ઘણી સૂચક વાત પણ કહી નાખી હતી કે–

• ભારતમાં મુસ્લીમોએ (ગુલામીમાંથી મુક્ત થવાને) ૭૫૦ વર્ષના સંઘર્ષ ખેડયા-પછી, અંતે, પાકિસ્તાનરૂપી – 'મુસ્લીમ માદરેવતન' દ્વારા – સમતુલા સ્થપાઇ છે (હવે, કાશ્મીર અને ભારતમાં વસતી બાકીની મુસ્લીમ પ્રજાની સલ્તનત ચાલુ છે!)

**૧૦૦૦ વર્ષના યુદ્ધની તાકીદ!**

આવેશમાં એણે એમ પણ કહી નાખ્યું કે જરૂર મુજબ એક પછી બીજા અને ત્રીજા... એમ અનેક શસ્ત્રવિરામોને રસ્તે ય અમે આગળ વધીશું–એક હજાર ૧૦૦૦વરસ લડીશું ઝઝૂમીશું...

આ આખા ભાષણ દરમ્યાન તેણે ભારતને 'રાક્ષસ,' 'દાનવ,' અને 'લુટારુ ચઢાઇખોર'-ની નવાજેશો કરી. એટલું જ નહિ પણ યુનોને પણ સારી પેઠે ભાંડીને, છેલ્લી તાકીદ (અલ્ટીમેટમ) આપી દીધી કે કાશ્મીર અંગે હવે જો તે આખરી નિર્ણય આપવામાં ગલ્લાંતલ્લાં મારશે તો પાકિસ્તાન યુનોમાંથી નીકળી જશે; યુદ્ધના ઓળા વધુ ખતરનાક બનશે...

ભૂટ્ટોની વાણીમાં પાકીસ્તાનની નાપાક દાનત સ્પષ્ટ બની જ ચૂકી છે.

**યુદ્ધખોર શસ્ત્રવિરામ**

એક બાજુ, ભૂટ્ટોનું ભાષણ એની દાનત ખુલ્લી પાડે છે; તો, બીજી બાજુ, એ ભાષણ અપાઇ રહ્યું હતું તે જ વેળાએ, અને અધિકૃત રીતે શસ્ત્રવિરામની ઘોષણા થઇ ગયા પછી, પાકિસ્તાને ઘાતકી વેર વાળવા જે બર્બર બોમ્બવર્ષા સહિતની કારવાઇઓ ચાલુ રાખી તે તેની યુદ્ધખોર દાનતની આગાહી રૂપે છે: નરી અંધાધુંધીના ઓળા સ્પષ્ટ છે.

## (૪) શસ્ત્રવિરામ : શરશૈય્યા!

ભારતે શાંતિ સ્થપાતી હોય તો એનાથી રૂડું શું? એમ સમજીને પ્રથમથી જ શસ્ત્રવિરામનો બિનશર્તી સ્વીકાર કરી લીધો હતો; અને પાક. પહેલી ઘડીથીજ શસ્ત્રવિરામનો ભંગ આદર્યો છે...

પરંતુ, અગાઉની અને આ વખતની ભારતની નીતિમાં ફેર એ છે કે ભારત હવે કેવળ દાદ ફરિયાદ નોંધાવીને, યુનોના સશસ્ત્ર નિરીક્ષકો ઉપર આધાર રાખી ન્યાયની રાહ જોઈ બેસી રહેવા માગતું નથી. દરેક નવી ઘૂસણખોરી, દરેક નવી અથડામણ, દરેક નવો હલ્લો અને દરેક કારવાઈનો સુદૃઢ સબળ સશસ્ત્ર સામનો કરી રહ્યું છે. અને જો ફરી પાક.ની મુરાદ ભારત સામે જંગે ચડવાની જ હોય તો ભારત એને માટે કૃતનિશ્ચય બની ઊભું જ છે. હવે અગાઉની જેમ, અંધારામાં રહેવા અને મૂંગે-મૂંગા દાદ ફરિયાદનાં રોદણાં રડયા કરવા કરતાં એક વાર મહાભારત યે લડી જ લેવું પડે તો લડી લેવાનોય નિરધાર ભારત કરી ચૂકયું છે.

આ બધા છતાં, અને બધા દરમ્યાન, શાંતિ અને મૈત્રીની એક પણ સાચી તક નવેસરથી ઊભી થતી હોય તો તેને વધાવી લેવા પણ ભારત આતુર જ છે.

પરંતુ હવે અગાઉની જેમ મહાસત્તાઓ કે યુનોની શેહમાં ઘસડાવા કે પાકિસ્તાનના સીધા–આડા ફંદામાં ફસાવા તે તૈયાર નથી જ નથી. એટલે તો, યુનોના ઠરાવ મુજબ શસ્ત્રવિરામ બિનશર્તી સ્વીકારી લીધા પછી, તથા લશ્કરો તા. ૫મી ઓગષ્ટની સરહદે પાછા ખેંચી લેવાની અને રાજદ્વારી વાટાઘાટો કરવાની યુનોની સૂચના સ્વીકારી લીધા છતાં, ભારત તેના અમલની બાબતમાં બિલકુલ જ ગાફેલ નથી.

**ભારતની શાંતિ–નીતિ**

ભારતની શાંતિ–નીતિ સ્પષ્ટ છે. (૧) યુનોએ સ્પષ્ટ શબ્દોમાં, જનરલ નિમ્મોના હેવાલ મુજબ પાકિસ્તાનને આક્રમક જાહેર કરવું. (૨) પાકિસ્તાન પાસે નવા શસ્ત્રવિરામનું પૂરું પાલન કરાવવું. (૩) પાકિસ્તાને તમામ 'સશસ્ત્ર માણસો' (ઘૂસણખોરો)

તથા 'લશ્કરો' પાછા ખેંચી લેવા (૪) પાકિસ્તાન ફરીથી આક્રમણ નહિ જ કરે એવી પૂરી ગેરંટી સાથેની બાંહેધરી યુનોએ આપવી (૫) આટલું થાય પછી ભારત માનપૂર્વક રાજદ્વારી વાટાઘાટો કરવા તૈયાર છે

આમાની એકેય શરતનું પાલન ન થાય તો કર્યું કારવ્યું ધૂળમા મળવાનું છે યુદ્ધ ફરી સળગવાનું છે, એ વિષે ભારતને શંકા નથી અને એમ થાય તો એની જવાબદારી યુનો, મહાસત્તાઓ અને પાકિસ્તાનના જ ગણાશે, એ વાત પણ ભારતે કશા જ સંકોચ વિના દુનિયાને સંભળાવી દીધી છે

એથી જ તો શસ્ત્રવિરામ પછીના એક એક પાક હલ્લા અને ઘૂસણખોરીને મારી હટાવવાની અને પોતે જ્યા છે ત્યાથી 'એકપક્ષી' પીછેહઠ કરી ન જવાની સંરક્ષણ નીતિને દ્રઢતાપૂર્વક તે વળગી રહ્યુ છે

## પાક.ની યુદ્ધનીતિ

બીજી બાજુ, પાક ની યુદ્ધ-નીતિ ચાલુ જ છે

તેણે બિનશર્તી શસ્ત્રવિરામની સૂચનાનો જ પહેલા તો અસ્વીકાર કર્યો હતો અને નવ પૂર્વશર્ત રજૂ કરી હતી (૧) બને દેશોએ પમી ઓગષ્ટની હરોળ પર પાછા જવુ (૨) યુનો દ્વારા એશિયાઈ આફ્રિકી રાષ્ટ્રોના સરક્ષક દળો યુદ્ધવિરામ હરોળ પર હાજર રાખવા (૩) ભારત અને પાકિસ્તાન વચ્ચેનો મૂળભૂત ઝઘડાનો. એટલે કે કાશ્મીરની સમસ્યાનો રાજદ્વારી ઉકેલ કરવો (કાશ્મીરની પ્રજાનો લોકમત-પ્લેબિસાઈટ લેવો!)

પરતુ યુનોના ઠરાવમા આવી કોઈ પૂર્વશર્તને માટે અવકાશ જ ન હતો અને, પાકિસ્તાને, મોડો મોડો, શસ્ત્રવિરામ સ્વીકાર્યો પરતુ એ સ્વીકાર કરતી વેળાએ જ ભૂટ્ટોએ કરેલા ભાષણથી એ વાત દીવા જેવી સ્પષ્ટ થઈ ચૂકી હતી કે–

> પાકિસ્તાનને શસ્ત્રવિરામ તો જ માન્ય થશે જો કાશ્મિરની રાજદ્વારી સમસ્યાનો તેની રીતે ઉકેલ આણવાનુ અમની બનશે .

ટૂંકમા, ભારત જ્યારે કશી શર્ત વિના શસ્ત્ર વિરામનુ તો પાલન કરવા તૈયાર છે જ, ત્યારે, પાકિસ્તાન પોતાની કાશ્મિર અંગેની માગણી સ્વીકારાય તો જ શસ્ત્રવિરામનુ ય પાલન કરવા માગે છે!

# ૨

## (૫) રાષ્ટ્રસંઘ : તટસ્થતાનો અંચળો!

રાષ્ટ્રસઘમા વળી પાછો ૧૯૪૮ પછવાળો ઇતિહાસ જીવતો થઈ રહ્યો છે!

૧૯૪૭ ના ઓક્ટોબરમા પાક ના સશસ્ત્ર ધાડિયાઓએ કાશ્મિરમા આક્રમણ કર્યું હતુ ત્યારે, ભારતે એ આક્રમણ સામે રાષ્ટ્રસઘમા ફરિયાદ કરી હતી સલામતી સમિતિએ વરસો સુધી એને અંગે લાબી ચોડી ચર્ચાઓ કરી, ઠરાવો કર્યા હેવાનો તૈયાર કર્યા અને ખાસ સમિતિઓ અને કમિશનો નીમ્યા આદેશોય આપ્યા છતા, પાકિસ્તાનને 'આક્રમક' જાહેર કરીને તે અનુસાર પગલા લેવાને બદલે મુખ્ય મુદ્દો જ ટાળ્યો – મુખ્ય કર્તવ્યને જ પાછુ હડસેલ્યુ, અને તેમની બીજી ત્રીજી ભલામણોને પાકિસ્તાન ઘોળીને પી ગયુ! રાષ્ટ્રસઘ લાચાર બની ગયો!

—આ બધા વરસ રાષ્ટ્રસઘે દેખાવ તટસ્થતાનો કર્યો હતો વર્તન પાકિસ્તાનને પપાળવાનુ જ રહ્યુ હતુ!

• ફરી આટલે વરસે પાકિસ્તાનના બીજા આક્રમણ (૧૯૬૫ના ઓગષ્ટ) પછી ય સલામતી

સમિતિના ચાળા એના એ જ દેખાય છે.

ફરી, આ વેળાય, રાષ્ટ્રસંઘ પાકિસ્તાનને આક્રમક માનવા છતાં ગુનેગાર જાહેર કરવા તૈયાર નથી. તે અનુસાર તેની સામે પગલાં ભરવા તૈયાર નથી.

## અવળી સમાનતા !

આક્રમક પુરવાર થયેલું પાકિસ્તાન અને શિકારનું ભોગ બનેલું ભારત – બંને દેશોને એક સરખા ગણવામાં આવે છે,

—પાકિસ્તાનના આક્રમણને અને ભારતના આત્મરક્ષણના સશસ્ત્ર પ્રતિકારને – રાષ્ટ્રસંઘના અને વિશ્વભરના કાનૂનો અને પરંપરા અનુસાર લીધેલા પગલાંઓને – એકસરખા ગણી, બંનેને સશસ્ત્ર લડાઇ માટે સરખા જવાબદાર લેખવામાં આવે છે.

—પાકિસ્તાને કાશ્મિરમાંની શસ્ત્રવિરામ-હરોળનો ભંગ કર્યો; અરે, પાકિસ્તાન અને ભારત વચ્ચેની આંતરરાષ્ટ્રીય હરોળનો ય ભંગ કર્યો; ટેંકો અને વિમાનો, નેપા બોમ્બ અને પેરેશૂટસનો બેફામ ઉપયોગ કર્યો; ભારતના નગરોનાં નાગરિકો અને દેવળો, મંદિરો, મસ્જીદો, હોસ્પિટલો ઉપર બેફામ બોમ્બ-વર્ષા કરી; નિઃશસ્ત્ર વિમાનમાં પ્રવાસ બેઠી રહેલા ગુજરાત રાજ્યના મુખ્ય પ્રધાન તથા તેમનાં પત્ની અને સાથીદારો ઉપર હત્યારો હુમલો કર્યો; પશ્ચિમ અને પૂર્વ પાકિસ્તાનમાંના ભારતીય કમિશ્નરોની કચેરીઓ અને તેમનાં નિવાસસ્થાનો ઉપર જંગલી હલ્લા કર્યા, સતામણીઓ કરી.

એક બાજુ, તમામ નવા આક્રમક અત્યાચારી પગલાં અને સાધનોમાં પહેલ કરીને પાકે. યુદ્ધની ચગવણી (એસ્કેલેશન) કરી. બીજી બાજુ, પૂરતું કારણ મળવા છતાં, નાછૂટકે જ, જ્યાં જેટલો પ્રતિકાર કરવો પડ્યો તેની મર્યાદા સાચવીને ભારતે સંયમપૂર્વક સામનો કર્યો (તે એટલી હદે કે કરાંચી ઉપર બોમ્બમારો કરવાનું અને પૂર્વ પાક.ને ભીંસમાં લેવાનું સરળ હોવા છતાં ભારતે એવું કશું પગલું ન જ લીધું.)

—આ બધાં છતાં પાકિસ્તાન અને ભારતને એક કાટલે જોખવાની નીતિ અપનાવાઈ રહી છે

—બિનશરતી અને તત્કાલ શસ્ત્રવિરામનો સ્વીકાર કરનાર ભારત અને શર્તી શસ્ત્રવિરામની હઠ સેવનાર પાકિસ્તાન – બંનેને એક લાકડીએ ઝૂડવામાં આવે છે.

—શસ્ત્રવિરામનું ચુસ્ત પાલન કરવાના આગ્રહી ભારત અને શસ્ત્રવિરામના મોડા મોડા સ્વીકારની ક્ષણથી જ એનો ખુલ્લો બેફામ ભંગ કરનાર પાકિસ્તાનઃ બંનેને એક દંડે હાંકવામાં આવે છે : પાકિસ્તાને દોઢ મહિનામાં ૧૦૦૦ થી વધારે સંખ્યામાં શસ્ત્ર-વિરામનો ભંગ કર્યો છે; અને તોપમારા સુધીની યુદ્ધખોરી ફરી દાખવી છે. એટલું જ નહિ પણ સેંકડોની સંખ્યામાં નવા સશસ્ત્ર ઘૂસણખોરોને કાશ્મિરની હદમાં ઘુસાડવાના પ્રયાસો ચાલુ જ છે. આમ છતાં, બંનેને સરખા દોષિત ગણીને સરખા ઉપદેશો અને સરખા આદેશો આપવાની ધૃષ્ટતા થઈ રહી છે!

## ગંભીર ઠગાઈ !!

સલામતી સમિતિની ન્યાય તોળવાની રીત પણ અજબ જ છે :

તેના તા. ૫ મી, ૬ ઠી અને ૨૦ મી સપ્ટેમ્બરના પોતાના ઠરાવો અનુસાર તેણે બંને રાષ્ટ્રો પાસે અનુક્રમે ત્રણ પગલાં ભરાવવાના છે : (૧) સર્વ પ્રથમ : શસ્ત્રવિરામનું સંપૂર્ણ પાલન; (૨) બીજું કદમ : ૫ મી ઓગસ્ટની શસ્ત્રવિરામ હરોળ ઉપર તમામ 'સશસ્ત્ર માણસો' તથા 'સૈન્યો'નું પાછાં ખેંચાઈ જવું; અને આ બે પૂર્વ-શરતોના પાલન પછી બંને દેશો વચ્ચે રાજદ્વારી સમાધાનની વાટાઘાટોના પ્રયાસો.

ખૂબીની વાત તો એ છે કે આ આખો ક્રમ ઉથલાવી નાખી પરિસ્થિતિને ગુંચવવાના વ્યવસ્થિત પ્રયાસો થઈ રહ્યા છે. અને તેમાંય, વધુ નામોશીની હકીકત એ છે કે ખુદ રાષ્ટ્ર સંઘના મહામંત્રીએ આમાં પહેલ કરી છે :

—જનરલ નિમ્મો (કાશ્મિરમાં યુદ્ધવિરામની દેખભાળ કરનારા રાષ્ટ્રસંઘના પ્રતિનિધિ)ના હેવાલનો મહામંત્રીએ સ્વીકાર કર્યો (એ હેવાલમાં ૫ મી

ઓગસ્ટના શસ્ત્રવિરામના ભંગ માટે પાકિસ્તાનને જવાબદાર લેખવામા આવ્યુ હતુ.) અને તા ૪થી સપ્ટેમ્બરે મહામંત્રીના હેવાલના આધારે સલામતી સમિતિએ જે ઠરાવ કર્યો તેમા એ હેવાલની 'નોંધ' પણ લેવામા આવી પરતુ પાકિસ્તાન સામે વિશિષ્ટ ચોક્કસ પગલુ સૂચવવાનુ ટાળવામા આવ્યુ

વળી ૪થા સપ્ટેમ્બરના આ ઠરાવમા પાચમી ઓગસ્ટની સ્થિતિએ તમામ 'સશસ્ત્ર માણસો'ને ય પાછા ખેચી લેવાનુ ફરમાવવામા આવ્યુ હતુ

● આમ છતા, પાછળથી મહામંત્રીના આજ્ઞાપત્રમા, મૂળ ઠરાવના શબ્દો 'તમામ સશસ્ત્ર માણસો' કાઢી નાખીને કેવળ 'સૈન્યો' શબ્દનો જ ઉપયોગ કરીને એક ગભીર ઠગાઇ કરવામા આવી!

હકીકતે ૧૯૪૭ અને ૧૯૬૫મા, બને વખતે, પાકિસ્તાને જ 'સશસ્ત્ર ઘૂસણખોરો' કાશ્મિરમા મોકલીને આક્રમણનો અપરાધ કર્યો હતા ઉપરાત, તે પછી તેણે 'સૈન્યો' ઉતાર્યા હતા એટલે પાકિસ્તાનને બને પ્રકારના શસ્ત્રધારીઓને પાછા ખેચવાનો હુકમ થવો જોઈતો હતો, જ્યારે, ભારત ઉપરના આજ્ઞાપત્રમા માત્ર 'સૈન્યો' પાછા લેવાનો ઉલ્લેખ હોવો જોઈતો હતો

—આમ છતા, ભારત અને પાકિસ્તાન બનેને એક સરખો 'સૈન્યો' પાછા ખેચી લેવાનો અન્યાયી આદેશ કરવામા આવ્યો છે

વળી, ઝીણવટથી વિચારતા એ વાત પણ સમજાશે કે, સલામતિ સમિતિએ ઉપરની દૃષ્ટિ નજરમા રાખીને જ, લશ્કરી સ્થિતિએ પાછા જવાની તારીખ ૫મી ઓગસ્ટની ઠરાવી છે

● પરતુ મહામત્રીએ પોતાના આજ્ઞા પત્રમા શબ્દનુ છળ કરીને એકલા સૈન્ય'ની વાત આગળ ધરીને પાકિસ્તાનને ઘૂસણખોરોની જવાબદારીમાથી બચાવી લેવાનું એક છટકુ પૂરુ પાડ્યુ છે.

આની વિશેષ ગભીરતા એ કારણે છે કે—શસ્ત્રવિરામ પછીય પાકિસ્તાન ૧૪૦૦૦ જેટલા 'મુજાહિદો'ને ગેરિલા તાલિમ આપીને નવી ઘૂસણખોરી માટે તૈયાર કરી રહેલ છે આ નવા ઘૂસણખોરોમા કેટલા ય આજ પૂર્વે અને હવે પછી કાશ્મિરમા ઘૂસી જશે એ બધાને મહામંત્રીના 'સુધરેલા' આજ્ઞાપત્રથી રક્ષણ મળી જશે!

આ પછી તો, '૫મી ઓગસ્ટની સ્થિતિ' એ પાછા જવાના ઠરાવનો કશો અર્થ જ નહિ રહે!

## ઊલટાસૂલટી ક્રમ!

રાષ્ટ્રસંઘના મહામંત્રીએ બીજી પણ કેટલીક ગભીર અયોગ્ય કારવાઈઓ શરૂ કરી દીધી છે (૧) બને પક્ષને 'રાજદ્વારી' સમાધાનમા મદદ કરવા પાચ સ્થાપક મુખ્ય રાષ્ટ્રો (અમેરિકા, બ્રિટન, રશિયા, ફ્રાન્સ, રાષ્ટ્રવાદી ચીન)ની એક સમિતિ નીમી છે (૨) ૧૯૪૮ના શસ્ત્રવિરામ અનુસાર એક નિરીક્ષક મડળ હતુ તેની જગાએ હવે, એક કાશ્મિર માટે અને બીજુ બીજા પ્રદેશો માટે, એ રીતે બે નિરીક્ષક મડળો સ્થાપ્યા છે.

આનો અર્થ એ કે 'કાશ્મિર'મા અને બીજા પ્રદેશોમા ૫મી ઓગસ્ટની સ્થિતિએ પાછા જવાની બાબતમા નવી ગોટાળા ઊભી થવાની

ભારતે આ બને નિર્ણયો સામે પોતાની અસમતિ અને નારાજગી પ્રગટ કરી દીધી છે.

બલ્કે, હવે તો, પાકિસ્તાન છાંબ વિભાગમાથી પાછુ ફરે તો જ ભારત લાહોર વિભાગમાથી ખસશે, અને 'ઘૂસણખોરો' કાશ્મિરમાથી હઠી ગયા પછી જ ભારત શસ્ત્રવિરામ હરોળની અદરના કાશ્મિર પ્રદેશોમાથી પાછુ ફરશે—એવુ સ્પષ્ટ કહી નાખવાનો સમય પણ પાકી ગયો છે.

*

વળી, તા ૨૦ મી સપ્ટેમ્બરના ઠરાવના ૨ જા અને ૩ જા સૂચનનો શસ્ત્રવિરામ અને સશસ્ત્ર માણસો–લશ્કરો પાછા ખેચાઈ ગયા પછી જ ૪ થા ફકરા મુજબ, ભારત અને પાકિસ્તાન વચ્ચેની રાજદ્વારી સમસ્યા અગેની પ્રવૃત્તિ શરૂ થઈ શકે; તેને બદલે મહામંત્રીએ એક સાથે ત્રણે પગલાઓ ઉપર

દબાણુ શરૂ કરી દીધું છે. એનો અર્થ એ કે પાકિસ્તાને જે પૂર્વ શર્ત મૂકી હતી તે મુજબ, ભારત રાજદ્વારી ઉકેલ ન સ્વીકારે ત્યાં સુધી પાકિસ્તાન શસ્ત્રવિરામ અને સશસ્ત્ર માણસો-દળો પાછાં ખેંચવાની બાબતમાં નામક્કર રહેશે; અને દરમ્યાન રોજ રોજ નવા હલ્લાઓ ચાલુ રાખીને પોતાની નેમ તાકયા કરશે.

● યાદ કરવા જેવી વાત તો એ છે કે, ૧૯૪૮ ના ઓગસ્ટની ૧૩ મીએ રાષ્ટ્રસંઘે યુદ્ધ વિરામ અંગે જે ઠરાવ કર્યો હતો તેમાં ય, તેના ૩ જા ખંડમાં જે પગલાંની વાત જણાવી હતી તે, (પ્લેબિસાઈટની વાત) તેની આગળના ૨ જા ખંડના અમલ ઉપર આધાર રાખનારી હતી. છતાં ૧૭-૧૭ વર્ષ સુધી સલામતી સમિતિએ લોચા વાળ્યા જ કર્યા હતા.

—ફરી ૧૯૬૫માં એ જ રમત રમાઇ રહી છે!

આમ છતાં, મહામંત્રીએ તેમના ૧૭મી સપ્ટેમ્બરના હેવાલમાં સલામતી સમિતિને એવું સૂચવ્યું છે કે–

કલમ ૪૦ અનુસાર બંને પક્ષોને શસ્ત્રવિરામનો હુકમ કરવો; અને 'તેના અમલની નિષ્ફળતા'ને, રાષ્ટ્રસંઘના મૂળભૂત ખતપત્ર (યુનોના ચાર્ટર)ની કલમ અનુસાર, શાંતિના ભંગરૂપે લેખવાનું જાહેર કરી દેવું.

પરંતુ, કાનૂની રીતે, ૩૯મી કલમ અનુસાર પ્રથમ નિર્ણય કર્યા પછી જ ૪૦મી કલમનો અમલ કરવાનો હોઈ શકે: અને ૩૯મી કલમ તો એવું સૂચવે છે કે જેણે શાંતિનો ભંગ કર્યો હોય તે સત્તાની (એટલે કે પાકિસ્તાનની) સલામતી સમિતિની બેઠક જ રદ થવી જોઈએ!

ઘોડા પહેલાં ગાડીનો મહામંત્રીનો વ્યવહાર ઊલટો નથી?

## ગેરકાનૂની કાર્યવાહી!

કેટલાક નિષ્ણાતોને મતે તો,

—કાશ્મિર પ્રકરણમાં સલામતી સમિતિની કાર્યવાહી આરંભથી જ (૧૯૪૮થી) ગેરકાનૂની અને અઘટિત રહી છે.

તેમના મતે,

—ભારતે પાકિસ્તાનના ગેરકાનૂની આક્રમણ સામે, તે પૂરતી જ, રાષ્ટ્રસંઘમાં ફરિયાદ કરી હતી. એમાં કાશ્મિરના જોડાણની વાત આવતી જ ન હતી. છતાં,

—જો પાકિસ્તાને કાશ્મિરના ભારત સાથેના જોડાણ સામે પડકાર કરવો હોય તો તે માટે રાષ્ટ્રસંઘમાં જવા પૂર્વે, તે પ્રશ્ન પ્રથમ ઇન્ટરનેશનલ કોર્ટ સમક્ષ રજૂ કરવો રહે છે. એ પહેલાં સલામતી સમિતિને વચ્ચે પડવાનો અધિકાર નથી.

—૧૯૪૯માં સલામતી સમિતિએ ભારતની ફરીઆદના આધારે, પાકિસ્તાનને આખું કાશ્મિર ખાલી કરી જવા ફરમાવ્યું હતું, એનો અર્થ એ કે કાશ્મિરની રક્ષણની કાનૂની જવાબદારી ભારતની હોવાનું તેણે સ્વીકાર્યું હતું. આ પછી કાશ્મિરના કોઈપણ પ્રદેશમાંથી પોતાનાં લશ્કરો હઠાવી લેવાનું ભારતને કહેવું એ ગેરવ્યાજબી છે. ભારતે પોતાનાં દળો પાછાં ખેંચવાં એનો અર્થ જ એ કે સમગ્ર કાશ્મિર ભારતનો એક ભાગ છે એ હકીકત જ ખોટી પાડવી!

● આમ, ૧૯૬૫નો ઠરાવ ૧૯૪૯ના ઠરવાથી વિરૂદ્ધ જાય છે.

## ભારતની ચેતવણી

ભારતે તો પોતાના સાર્વભૌમત્વ અને અખંડિતતાની વિરુદ્ધની કોઇ પણ ચર્ચામાં ભાગ લેવાનું બંધ કરીને – સલામતી સમિતિમાં કાશ્મિર ઉપરની ચર્ચા ઊપડતાં સભાત્યાગ કરીને, પોતાની સ્થિતિ મક્કમ પણે જાહેર કરી દીધી જ છે.

પરંતુ, રાષ્ટ્રસંઘનું આખું વલણ અને વર્તન ઘણું ચિંતાજનક છે; એના ભાવિ અસ્તિત્વની ચિંતા ઉપજાવે એવું છે: પ્રથમ વિશ્વયુદ્ધ પછી લીગ ઓફ નેશન્સની સ્થાપના થઈ હતી; તેણે ઇટલીના એબિસીનિયા ઉપરના આક્રમણ તરફ આંખમીંચામણાં કરીને આત્મઘાત વહોરી લીધો હતો...આજે એવા જ ઓળા ફરી પથરાઇ રહ્યા છે!

ભારતના રાષ્ટ્રપ્રમુખ શ્રી. રાધાકૃષ્ણને તાજેતરમાં આપેલી ચીમકી યોગ્ય સમયની સાવધાનીસમી છે:

> "જો દબાણના રાજકારણને વશ થઈ રાષ્ટ્રસંઘ માનવંત અને ન્યાયી નિર્ણય નહિ લે તો લીગ ઓફ નેશન્સનું જે બન્યું તે પૂરતું ચેતવણી રૂપ છે...અમારી અંતરની આશા છે કે રાષ્ટ્રસંઘ કોઇ પણ અસત્ય અને અન્યાયી વસ્તુને તાબે નહિ જ થાય..."

## (૬) બ્રિટન : કૂટનીતિનાં વમળ !

એ વાત દીવા જેવી સ્પષ્ટ છે કે-

સંયુક્ત રાષ્ટ્રસંઘ (યુનો)ની આત્મઘાતી અવળી નીતિ અશકય જ બની હોત જો પશ્ચિમી મહાસત્તાઓ – ખાસ કરીને, અમેરિકા અને બ્રિટન ન્યાયનિષ્ઠ રહી શક્યાં હોત.

● આશ્ચર્યની હકીકત એ છે કે, જગતની આ બે લોકશાહી મહાસત્તાઓ જ પાક-ભારત સંઘર્ષમા સાચી ન્યાયબુધ્ધિ જાળવી શકયા નથી. પોતે ઘર-આંગણે લોકશાહીનો જે આગ્રહ સેવે છે તેનું, તેઓ પોતાને જ હાથે, એશિયામા નિકંદન કાઢી રહી છે!

બ્રિટનની નીતિ ખુલ્લંખુલ્લા અને હઠીલી રીતે પાકિસ્તાન-તરફી દેખાઈ છે. અગાઉની કોન્ઝરવેટિવ સરકાર અને હવેની મજૂર સરકાર આ બાબતમાં એક બીજાથી ચઢિયાતી સાબિત થઈ છે! બ્રિટનના મજૂર વડા પ્રધાન આ માટે સીધા જવાબદાર ઠર્યા છે :

(૧) પાકિસ્તાને કાશ્મિર ઉપર નવેસરથી આક્રમણ કર્યું પમી ઓગસ્ટે. એ પછી એણે આંધળા ઝનૂનમાં આવી અનેક સ્થળે કાશ્મિરના શસ્ત્રવિરામની હરેળો ઓળંગી. એટલું જ નહિ પણ, ભારત અને પાકિસ્તાન વચ્ચેની આંતરરાષ્ટ્રીય હરોળનો પણ ભંગ કરીને, કેવળ બળજબરીથી કાશ્મિર પડાવી લેવાનો મરણિયો જંગ આદર્યો; આ બધા દિવસો સુધી બ્રિટનના મજૂર વડાપ્રધાનની આંખ ઊઘડી ન હતી. પરંતુ જ્યારે ભારતી દળો પાક.ની આ ખતરનાક કારવાઈઓને મૂળમાંથી જ ડાંભવા, કેવળ આત્મ-રક્ષણાર્થે, લાહોર વિભાગ ઉપર ત્રાટકયા કે તરત (છઠ્ઠી સપ્ટેમ્બરે) વિલ્સન સાહેબે ભારત સામે લાલ કોર્ટો દાખવ્યો : એમણે ભારતને આક્રમક ગણાવી બુમરાણ મચાવી દીધું!

(૨) કેમ જાણે, બાથંબાથા કરનારા બે તોફાની છોકરાઓને સજા કરવાનો જેવો રસ-ઉત્સાહ માસ્તરને હોય એવા ઉત્સાહથી, એમણે જાહેરાત પણ કરી દીધી કે-

—હવેથી તમારામાંથી એકને અમે શસ્ત્રો કે બીજો લશ્કરી સરંજામ આપીશું નહિ. આર્થિક સહાય પણ નહિ-(અત્રે નોંધવા જેવી હકીકત એ છે કે ભારત જ બ્રિટન પાસેથી પોતાની મોટા ભાગની શસ્ત્ર-ખરીદી કરતું રહ્યું છે; ત્યારે પાકિસ્તાનનો મુખ્ય આધાર અમેરિકા રહ્યો છે. આથી આ નિર્ણયનો ફટકો ભારત ઉપર વિશેષ ગણાય.)

એ તો ઠીક, પણ પાછળથી એવી હકીકત બહાર આવી કે આવો પ્રતિબંધ જાહેર કરવા પૂર્વે જ તેણે એક વહાણ ભરીને ફૌજી સરંજામ પાક.ને રવાના કરી ય દીધેલો!

(૩) આમ છતાંય, બ્રિટનને બંનેમાંથી એકે ડાહ્યા થયેલા લાગ્યા નહિ! એટલે યુનોના ખતપત્રની ૪૧મી કલમ અનુસાર 'સાર્વત્રિક બહિષ્કાર'નાં પગલા લેવરાવવાની ય તેણે પેરવાઇ શરૂ કરી!

નોંધવા જેવી હકીકત એ છે કે યુનોની આટલી જીંદગીમાં કોંગો, સાયપ્રસ, રોડેશિયા, દ. આફ્રિકા વગેરેની અનેક કટોકટીઓ આવી ગઇ છે પરંતુ ક્યારે ય કોઈની સામે આવું પગલું ભરવાની હિંમત થઈ શકી નથી : બ્રિટને દ. આફ્રિકા સામેના આવા પગલાંનો ઊલટો હમેશા વિરોધ જ કર્યો છે!

### ઊંડાં મૂળિયાં

બ્રિટની આ પક્ષપાતી નીતિ કાંઇ નવી નથી.

● ગયા એપ્રિલમા, કચ્છ ઉપરના આક્રમણ પછી ભારતે પાક.ની સાન ઠેકાણે લાવવા સામા શસ્ત્ર ઉગામ્યાં અને પાકને પીછેહઠ કરવાની ફરજ પાડી, બરોબર તે વખતે જ, બ્રિટને દબાણ આણીને ભારત પાસે કચ્છ-કરારનો સ્વીકાર કરાવ્યો હતો (આ કરાર ભારતને નુકશાનકારક હોવાની અને નામોશીરૂપ બનવાની લાગણી દેશમા ઉત્કટ રૂપે પ્રગટ થઈ પણ હતી. લોકસભામા પણ એનો જબરજસ્ત પડઘો પડયો હતો.)

એટલું જ શું કામ? બ્રિટિશ નીતિનાં મૂળિયાં તો ખાસાં ઊંડાં છે :

● ૧૯૪૭માં, વિભાજન થતાં જ, પાકે આઝાદ કાશ્મિરને ઓઠે આક્રમણ કર્યું હતું; અને ભારત મહા પુરુષાર્થને અંતે એને થંભાવી દઈ, પૂર્ણ વિજય હાંસલ કરવામાં હતું. બરાબર ત્યારે જ, ભારત પર યુનોમાં જવાનું દબાણ આણનારા અને પાછળથી ૧૭-૧૭ વર્ષ સુધી પાકને અનુકૂળ રમત રમ્યા કરનારામાં બ્રિટન મુખ્ય હતું!

ખરી વાત તો એ છે કે–

● ભારતના વિભાજનની યોજના જ બ્રિટને એ રીતે ઘડી હતી કે જેમાંથી પાક રૂપે ખંજર ભારતની છાતી પર સદાય તકાયેલું રહે! ભારત કદી નિરાંતનો શ્વાસ લઈ જ ન શકે–એશિયાનું સ્વતંત્ર, રૂબળ રાષ્ટ્ર બની જ ન શકે!

આરંભથી જ ભાંગલા પાડીને રાજ કરવાની બ્રિટિશનીતિએ મુસ્લિમ પ્રજાને–મુસ્લિમ લીગ અને કાયદે આઝમ ઝીણાને–થાબડીને ભારતને ગુલામ રાખવા ઓછી કારવાઈઓ કરી ન હતી.

એટલે જ તો હવે, પાકિસ્તાનને જન્મ આપનાર બ્રિટન પોતાના દુષ્ટ દીકરાને ય લાડલડાવનારી મૂર્ખ માતાનો ભાગ ભજવી રહેલ છે?

ના. પાકિસ્તાન દુષ્ટ દીકરો ભલે હોય. પરંતુ બ્રિટન મૂર્ખ માતા તો નથી જ નથી. તે પોતાનો પૂરો સ્વાર્થ સમજે અને ગણત્રી કરીને પગલું ભરે એવી ગણત્રીબાજ માતા છે જ છે. ને આ લેખાજોખામાં ભારત કરતાં પાકિસ્તાન સાથેની નીકટતા એને વધુ લાભદાયી જણાય છે, એ સ્પષ્ટ છે.

—કદાચ, ભારતનો સ્વતંત્ર, સમૃદ્ધ વિકાસ એની રાજકારી અને આર્થિક–ધંધાદારી લાભનીતિમાં બાધરૂપ લાગતો હશે.

—પાકિસ્તાન દ્વારા ભારત સામેના અને ચીન સાથેના સંબંધો ટકાવવાની ઇચ્છા હશે. (ચીન સાથેના વેપારી સંબંધો વધારવાની તેની તાલાવેલી જગજાહેર છે.)

—ભારતે સુએઝ પ્રકરણ વખતે અને બ્રિટનનો કોંગો તથા રોડેશિયા અને દ. આફ્રિકી નીતિ સામે લીધેલાં વલણો સામેનો રોષ ઉતારવાય, મજૂર સરકારને ચટપટી હોય તોય નવાઈ નહિ.

*

● બને કે બ્રિટનની સ્વાર્થનીતિની ધારણામાં ભારતનો વધારે પડતો પૂર્વગ્રહ પણ હોય. બને કે ભાગલા પાડીને રાજ્ય કરવાની કૂટ બ્રિટિશ નીતિના ધસરકા ભારતના મનમાંથી સમૂળા ઘસાયા ન હોય; અને એ ધસરકા અદશ્ય થાય તે પૂર્વે બ્રિટનના હાથે એમાં મીઠું ભરાવવાનું ભારતે અનુભવ્યું હોઈને કદુતા ઘણી વધી હોય.

પરંતુ, બ્રિટનના વિદેશ પ્રધાન માઇકેલ સ્ટુઅર્ટ યુનોની સલામતી સમિતિ સમક્ષ (ઓક્ટોબરના આરંભમાં) એવો મત તો પ્રગટ કર્યો જ છે કે 'કાશ્મિરી પ્રજાનું ભારત સાથેનું જોડાણ શંકાસ્પદ છે.'

આ બ્રિટિશ વિદેશ પ્રધાન વિષે એટલી હદે માન્યતા ફેલાઈ છે કે :

—તાજેતરમાં ચીને ભારતને યુદ્ધની જે દાટી આપી હતી તેને આવકારવાનું તેમનું વલણ હતું: એ રીતે ભારત ગમ ખાઈને પાકિસ્તાન સાથે ફરજીયાત સમાધાન કરવા ડેકણે આવશે!

—બ્રિટનના ઉદ્દામ પત્ર ન્યુસ્ટેટસમેન (સપ્ટેમ્બર ૨૪ મી)ના અંકમાંનો સેડરિક મેકફારકુહના લેખ (China and the cease-fire)માં આવું લૉજિક સ્પષ્ટ છે.

સ્વાભાવિક રીતે જ ખરાખરીના યુદ્ધના ટાણે બ્રિટનનું આવું વલણ ભારતને અસહ્ય બન્યું છે. બ્રિટન તથા કોમનવેલ્થ બંને સાથેના સંબંધો સદંતર ખતમ કરવાની લાગણી પ્રજામાં જોર કરી રહી છે. એનો બુલંદ પડઘો લોકસભામાંય ઊઠ્યો હતો–૮૦ થી ૧૦૦ જેટલા સભ્યોએ કોમનવેલ્થમાંથી નીકળી જવાની માંગ ઉઠાવી હતી.

# (૭) અમેરિકા : અંધનીતિનો આવેશ !

પાક.–ભારત સંઘર્ષ અંગેની અમેરિકાની નીતિ બ્રિટન જેટલી ખુલ્લી રીતે ભારત વિરોધી નથી: પરંતુ મૂળભૂત રીતે તો તેની નેમ પણ પાકિસ્તાનને બલિષ્ઠ બનાવી રાખવાની છે, – એવી માન્યતા માટે ઘણા બધા કારણો બહાર આવી રહ્યા છે:

(૧) બ્રિટનની જેમ અમેરિકાએ પણ પાક.–ભારત સામે શસ્ત્ર મોકલવા અંગેનો મનાઇ હુકમ જાહેર કરી દીધો હતો. (જો કે આ મનાઇથી પાકિસ્તાન ઉપર વધુ ફટકો પડયો ગણાય. કેમકે પાક. અમેરિકા પાસેથી પોતાની જરૂરતનો ૮૦–૮૫ ટકા શસ્ત્રો મેળવે છે; ત્યારે ભારત પાંચ–દસ ટકા)

પરંતુ તેણેય બ્રિટનની જેમ, મનાઇ હુકમ આમ મધ્યે જ, વહાણુ ભરીને પાક.ને શસ્ત્રો પાઠવ્યા હતા !

એટલું જ નહિ પણ લડાઇ દરમ્યાન પણ અમેરિકા તરફથી પાક.ને ૭૦ પેટન ટેંકો તથા સંવાહક વિમાનો અને બીજો ફોજી સરંજામ મોકલવામા આવ્યાનું જણાય છે ! ('ધ પોષ્ટ ઇંટેલિજન્સ'ના આધારે 'ધ માર્ચ ઓફ ઇન્ડિયા' ૧૬–૧૦–૬૫)

—આ વિષે અમેરિકામા જ ઉહાપોહ થયો હતો. ખુલાસો મંગાતાં આ બાબતમાંને 'કલાસિફાઈડ' હેડીંગ નીચે ગુપ્ત ગણાવીને જવાબનો ઇન્કાર કરવામા આવ્યો હતો !

(૨) અમેરિકા પાક.ને જે અઢળક શસ્ત્રસહાય કરતુ રહ્યું છે તે વિષે પં. નહેરુએ પાક.ના હેતુ વિષે શંકા જાહેર કરેલી.

પં. નહેરુનો આ કંઈ હિમાકી તુક્કો ન હતો. પાકિસ્તાની વડાપ્રધાને અમેરિકી વૃત્તપત્ર સાથેની મુલાકાતમા (૧૯૫૪) સ્પષ્ટ જણાવ્યુ જ હતું :

"અમેરિકાની આ ફોજી સહાયથી ભારત સાથેના સંબધો થોડાક બગડશે; પરંતુ કાશ્મિરની સમસ્યા હલ કરવાનું સરળ થઈ જશે.."

શાથી ?

"હાલ તો, ભારત પાસે અદકું લશ્કર હોઇ સમાધાન શકય નથી...શસ્ત્રોની બાબતમા વધુ સમાનતા આવશે એટલે મને ખાત્રી છે કે સમાધાનની તક પણ વધશે જ."

ત્યારે, અમેરિકાના ખુદ પ્રમુખ આઈઝનહોવરે એનો ઉપયોગ ચીન-કમ્યુનિસ્ટ આક્રમણ સામે જ કરવાની બાહેધરી આપેલી; અને બીજી રીતે થાય તો તેને કરારભંગ ગણીને પગલાં ભરવાનું ય જણાવેલુ (ઉપરાંત જુઓ પા. ૪૫) આ છતાં, કચ્છ અને કાશ્મિર મોરચે પાકિસ્તાને ભરપટે અમેરિકી શસ્ત્ર-સરજામ વાપર્યો હોવા છતાં, અમેરિકા પાક.ની સામે કશું પગલું ભરવાની કે ઠપકો આપવાનીય હિંમત દાખવી શકયું નથી !

બીજી બાજુ, છેક ૧૯૫૪મા પાકિસ્તાનના સીઆટો–સેંટો સાથેના જોડાણનો હેતુ (એટલે કે પશ્ચિમ સાથેના લશ્કરી કરારનો અને તેની તરફથી મળનાર શસ્ત્રસરંજામ પાછળનો હેતુ) પાક ના સત્તાધિકારીઓએ ચાઓને કહ્યા મુજબ, ચીન સામે નહિ પણ ભારત સામેની સદ્દરતા માટેના હોવાનું સ્પષ્ટ કર્યું હતું. પાછળથી ખુદ ચાઓએ આ વાત પ્રગટ પણ કરેલી !

—આ જોતા, અમેરિકા પાક.ની દાનતથી સાવ અજાણુ જ હોય એવુ બને ?

—કચ્છ ઉપરના આક્રમણ વખતે ય અમેરિકાને અગાઉથી આશંકા ગયેલી એવાં પણ સૂચનો થઇ ચૂકયા છે.

(૩) આ પછી ય અમેરિકા, નવેસરની પાકી ગેરંટી વિના, પાકને શસ્ત્રો નહિ જ આપે એવી ખાત્રી નથી. બલ્કે, તાજેતરના આક્રમણમા જે અમેરિકી આયુધો નાશ પામ્યા છે અથવા ખોટકાઈ પડયા છે તે સ્પેરપાર્ટસ સહિત ભરપાઈ કરી આપવા ૧૧ વર્ષ જૂના કરારની રૂએ (!), પાકિસ્તાને અમેરિકા ઉપર દબાણ કર્યું હોવાના હેવાલો પણ પ્રગટ થઈ રહ્યા છે; અને અમેરિકા તેને વશ નહિ જ થાય તેની ખાત્રી નથી.

(૪) પાકિસ્તાન, તુર્કી, ઈરાન, પ. જર્મની પાસેથી નાટોનાં શસ્ત્રો ભેગાં કરી રહ્યું છે; ત્યારે અમેરિકા (નાટોના સર્વોચ્ચ નેતા તરીકે) તેને રોકવાનું કોઈ પગલું ભરી રહ્યાનું જણાતું નથી.×× પાકિસ્તાન અને પશ્ચિમ જર્મની વચ્ચે છૂપા કરાર હોવાનું પણ (૧૫ કરોડ માર્કની કિંમતનાં શસ્ત્રો અંગે) અખબારો જણાવે છે!

—પારિસ ટ્રિબ્યુન અને લકઝમ્બર્ગ રેડિયો મુજબ, ઈસ્તંબુલ અને લિસ્બન દ્વારા જેટ વિમાનો પાકિસ્તાનને અપાઈ રહ્યાં છે; તથા સાઉદી અરેબીઆ તરફથી ૧૫ કરોડનું વિદેશી હુંડિયામણ પ્રાપ્ત થતાં પાક.ને સ્કેન્ડિનેવિયન દેશોમાંથી શસ્ત્રોની ખરીદી કરવાનું સુલભ થયું છે..અને મહાસત્તાઓએ આ તરફ આંખમીંચામણાની નીતિ રાખી છે!

(૫) આ બધા ઉપરાંત, ભારતમાં અમેરિકા સામે પ્રબળ રોષ જાગ્યો હોય તો તે એવા ખ્યાલે કે—

PL ૪૮૦ અનુસાર અમેરિકાએ ભારતને ૫૦ લાખ ટન અનાજ આપવાનું હોવા છતાં, તાજેતરમાં માત્ર ૫ લાખ ટન (એટલે કે માંડ ૧ મહિનાનો જ હિસ્સો!) આપ્યો છે, અને હવે દર મહિને નવો કરાર થશે (!) તેમ તેમ માલ અપાશે એવી વિચિત્ર ગોઠવણી થવાનું જણાય છે!

સ્વાભાવિક રીતે જ ભારતે આ પગલાંને ભારત ઉપર રાજકીય દબાણ લાવવાની એક યુક્તિ તરીકે લેખ્યું છે.

અમેરિકા પાકિસ્તાનને પોતાની સાથે પકડી રાખવા મથે છે એ સ્પષ્ટ છે. કારણો અનેક હોઈ શકે:

અમેરિકાની મુખ્ય નેમ વરસોથી સામ્યવાદના ધસમસતા પૂરની આડે પહાડ ઊભો કરવાની રહી છે. પોતાના આ મુખ્ય હેતુની દષ્ટિએ એશિયામાં તે ચીનની સામે બંધ બાંધવા માગે છે. એ માટે જ્યાં જ્યાં જરૂરી અને શક્ય હોય ત્યાં બધે તેણે પોતાના સશસ્ત્ર ફોજી મથકો સ્થાપ્યાં છે. પાકિસ્તાને સીઆટો-સેંટોના લશ્કરી કરારમાં જોડાઈને આવી સગવડ કરી આપી છે.

—પાકિસ્તાનનાં વિસ્તારમાં ગિલગિટ આવું મુખ્ય મથક છે. ચિત્રાલ, સારગોધા અને પેશાવરનાં હવાઈ મથકોનો પણ તે યથેષ્ટ ઉપયોગ કરી શકે એમ છે (પેશાવરના બડબરે મથકેથી અમેરિકાએ રશિયામાં યુ-૨ જાસૂસી વિમાન ઉડાડયું હતું જ).

પાકિસ્તાનને અમેરિકાની આ ગરજની પૂરી ખબર છે. એને એના બદલામાં અમેરિકાની અઢળક શસ્ત્રસહાય મળી રહી જ છે. એના જોરે 'કાશ્મિર' હાથ કરવાની તેની મુરાદ અખંડ રહી શકી છે.

અને, હવે તો, 'કાશ્મિર અપાવો નહિ તો ચીનમાં ભળી જઈશ'—એવી સૂચિત ધમકીઓ પણ તે આપી શકે છે...!

ભારત માટે આવી રાજરમત અશક્ય છે. એ સ્વમાની અને સ્વતંત્ર રાષ્ટ્ર તરીકે પોતાની આંતરરાષ્ટ્રીય નીતિ ધારવા માગે છે. એટલે પાકિસ્તાને દબાવેલો પ્રદેશ ભારતને પાછો મળે — ગિલગિટનું થાણું ભારત હસ્તક પાછું આવે — તો ય તે અમેરિકાને સીધું સોંપી દેવા તૈયાર ન જ થાય એ સ્પષ્ટ છે.

આ સંદર્ભમાં અમેરિકાને ભારત કરતાં પાકિસ્તાન વધુ ખપનું જણાય છે!

● પરંતુ, આ જ તો તેની ટૂંકી બુદ્ધિ અને ક્ષીણ દષ્ટિનું પરિણામ છે: એશિયામાં ચીની સામ્યવાદના વિસ્તારની આડે પાકિસ્તાન જેવા અલ્લડ, છબ્બછંદ, અસ્થિર અને બેવફા સાથીના જોરે તે નિશ્ચિત-નિર્ણાયક પરિણામ આણવાની ગણત્રી કરે છે તે તેની એશિયાઈ રાજકારણને સમજવાની અપકવતા જ નહિ તો બીજું શું છે?

તા. ક.

* અમેરિકા પોતે પાકિસ્તાનને લશ્કરી સહાય નહિ કરે; અને નાટો-દેશોને ય મદદ ન કરવા તેણે જણાવ્યું છે (માનશે કેટલા? ફ્રાન્સ-જર્મની?)
* અનાજના લાંબા ગાળાના કરાર વિષેની સંમતિ પ્રગટ કરી છે; અને અન્ન તથા ઈતર સહાય પાછળ રાજકીય દબાણની દાનતનો ઈન્કાર કર્યો છે. (છતાં, પેન્ટેગોન અને સી.આઈ.એ.નું આંતરિક દબાણું?)

# (૮) પશ્ચિમી પ્રજામત : પૂર્વગ્રહનો પાશ !

બ્રિટન અને અમેરિકી સરકારોની સાથોસાથ ત્યાંનાં વૃત્તપત્રોનું વલણ પણ ભારત માટે દુઃખકર બન્યું છે.

જો કે, આ દેશોનાં અખબારો, રેડિયો, ટેલિવિઝન સરકારથી સ્વતંત્ર રીતે પોતપોતાની ચાલુ ગરેડ અને નીતિરીતિ અનુસાર વર્તતાં હોય છે.

ભારત-પાક સંઘર્ષના દિવસો દરમ્યાન, ત્યાંનાં પત્રોમાં રોજેરોજ સમાચારો છપાતા રહ્યા છે તે એટલા બધા પરસ્પર વિરોધી (આગળના પોતાના જ સમાચારોની દૃષ્ટિએ) રહ્યા છે ને એમનાં મથાળાં એવાં ગેરરસ્તે દોરનારાં જણાયાં છે કે ઊંડા ઊતરીને અંદરનો મર્મ (between the lines) ન વાંચનાર સીધા જ રસ્તે દોરવાઈ જાય.

ધંધાદારી અખબારો માટે આવી રમત નિત્યનો વ્યવસાય ગણાય છે.

બ્રિટનનાં કોન્ઝરવેટિવ પત્રો 'ધ ડેઇલી ટેલીગ્રાફ,' 'ડેઇલી મેલ' વગેરે ભારતની નિંદા અને પાક.ની તરફદારી પ્રગટ કરે તો એથી આપણે બહુ ઊંચાનીચા ન થઈએ. પરંતુ 'ધ ગાર્ડીઅન' અને 'ઓબ્ઝર્વર' જેવાં સ્વતંત્ર મિજાજના પત્રો પણ એવો રસ અને ઝોક દાખવે, અથવા તો એથીય આગળ વધીને બ્રિટનનું – અતિપ્રતિષ્ઠિત અને સ્વસ્થ ગણાતું પં. નહેરુની અને ભારતની સદા કદર કરનારું, અરે, ગોવા અને હૈદ્રાબાદની ઘટના વખતે પશ્ચિમમાં અળખામણા બનીને પણ ભારતની નીતિની તરફદારી કરનારું – મજૂર પક્ષનું સાપ્તાહિક 'ન્યુસ્ટેટ્સમેન' અને તેમાંય, તેના ખ્યાતનામ નિવૃત્ત તંત્રી કિંગ્સલે માર્ટિન પોતે 'ભારતની નીતિને ગેરવ્યાજબી લેખે, ત્યારે ભારતના આ પત્રના પ્રશંસકોનેય આઘાત થયા વિના ન રહે.

એક સર્વસાધારણ હકીકત એ છે કે, 'સંઘર્ષના આરંભના ૮-૧૦ દિવસ દરમિયાન તો ભારત હારી રહ્યું છે. પાક. સૈન્ય દિલ્હી પહોંચી જતાં ય વાર નહિ લાગે...એવા, અને એમાં ખાસો આનંદ અનુભવતા 'ડિસ્પેચો' બ્રિટન અને અમેરિકાના અનેક પ્રતિનિધિ પત્રકારો તરફથી રવાના થયા હતા.

(એવું જણાય છે કે આરંભના દિવસોમાં આ વિદેશી પ્રતિનિધિ પત્રકારોને મોરચાના અધિકૃત સમાચાર મેળવવા જે સગવડ પાકિસ્તાને આપી હતી તે ભારતની ગેરવ્યવસ્થાને કારણે આપી શકાઈ ન હતી: પરિણામે ઊલટો ખ્યાલો બંધાયા હોય ! એ વાત સ્પષ્ટ છે કે મોટા ભાગનાં બ્રિટિશ પત્રો અને પ્રજાજનોમાં પણ એવી છાપ પ્રવર્તતી હતી કે–

—આ લડાઈ બે અણુસમજુ અને ટૂંકી દૃષ્ટિના દેશોની જીદને કારણે જ ઊભી થઈ છે. અને એ બેમાં વધુ અન્યાયી હોય તો તે ભારત છે.'

—મોટા ભાગનાં હલ્લાઓમાં 'પહેલ કરનાર' ભારત છે...અયૂબને નાછૂટકે સામા પ્રતિકારો કરવા પડયા છે.

અમેરિકાનાં 'ટાઇમ' અને 'ન્યુઝવીક' (જેમનો ભારતમાં સૌથી વધુ પ્રચાર છે) પણ સ્પષ્ટ પણે ભારત વિરોધી વલણ ધરાવતાં રહ્યાં છે.

આ બધા છતાં, ધીમે ધીમે કરતાં, એવું વરતાવા લાગ્યું છે કે–

જૂજ પત્રો બાદ કરતાં, અને શરૂઆતના અઠવાડિયાના સમાચારો બાદ કરતાં, સર્વસાધારણ રીતે ત્યાંનાં વૃત્તપત્રોએ જાણીને સમાચારોની ગેરરજૂઆત કર્યાની ફરિયાદમાં અતિશયોક્તિ થઈ છે.

● વધુમાં, સપ્ટેમ્બરની ૬ ઠ્ઠીએ વડાપ્રધાન વિલ્સનનું ભારતવિરોધી નિવેદન પ્રગટ થયા પછી તો ટોરી પત્ર 'સન્ડે ટેલિગ્રાફ'થી માંડી 'ઓબ્ઝર્વર' જેવા સ્વતંત્ર પત્રોએ એ નિવેદનની ઝાટકણી કાઢી હતી.

—બ્રિટનના 'ઈકોનોમિસ્ટ' પત્રે પાક. કરતાં ભારતની તરફદારી કરવાનો સૂર પાછળથી કાઢ્યો હતો.

બનવા જોગ છે કે ભારત એની દુભાયેલી અને

છૂપાયેલા 'મૂડ'માં પશ્ચિમી વૃત્તપત્રોની ય નીતિ-રીતિ વિષે વધારે પડતા આકરા અને ઉતાવળા નિર્ણયો ઉપર પહોંચી ગયું હોય.

બનતા જોગ છે કે પશ્ચિમી દેશોમાં રાજ્યસત્તાથી સ્વતંત્ર અખબારોની (પોતાના આગલા પૂર્વગ્રહો, હિતોવાળી અને પૂર્વનિર્ણિત) નીતિરીતિને આપણે તે-તે રાજ્યસત્તાની નીતિરીતિ માની લઈ મનગમતો અર્થ ઘટાવવાનું કરતા હોઈએ.

● આમ છતાં, એટલું તો સ્વીકારવું જ પડશે કે, બ્રિટિશ સરકારની સ્વાર્થનીતિ બાજુ પર રાખીએ તો ય, બ્રિટનના પ્રેસની અને પ્રજાની અંદર પણ ભારતના હેતુ વિષે શંકા ઘણા મોટા પાયા પર પ્રવર્તે છે.

—ભારત કાશ્મિર જેવી સમસ્યાનો જ ઇન્કાર કરે છે; પોતે આપેલું લોકમત (પ્લેબિસાઈટ) નું વચન પાળવાનો ભારત ધરાર ઇન્કાર કરે છે; એ કારણે ય એમના મનમાં ખોટો ખ્યાલ બંધાયો છે. (અને પાકિસ્તાનના કુનેહભર્યા પ્રચારને પરિણામે ઘેરો બન્યો છે): અને 'ભારત વિરાટ અને સબળ રાષ્ટ્ર તરીકે પાકિસ્તાન જેવા નાના અને નિર્બળ રાષ્ટ્ર ઉપર દાદાગીરીનો દોર જમાવવા મથે છે... ભારત જો હજી વધુ બલિષ્ઠ બને તો એશિયામાં એની દાદાગીરીનો પાર ન રહે!' – એવો ખ્યાલે, પાકિસ્તાનીની બીજી ગમે તેટલી ખરાબીઓ હોય પરંતુ કાશ્મિરના મૂળભૂત ઝગડા અંગે, પાકિસ્તાનને ટેકો આપવો તેઓ યોગ્ય માને છે.

ભારતને પોતાને વિષેનો આવો ખ્યાલ જ અકળાવનારો લાગે છે. અને તેથી બ્રિટનની સરકાર, પ્રેસ, અને પ્રજાના આવા વલણથી તે અકળાઈ ઊઠ્યું છે.

## (૯) સોવિયેત રશિયા: નવી ચાલનો સંકેત ?

વર્તમાન વિશ્વની મહાસત્તાઓમાં રશિયાની અવગણના અશક્ય છે: એશિયાની કોઈ પણ મહત્ત્વની સમસ્યામાં અને તેમાં ય ભારત-પાક સંબંધની સમસ્યામાં એનો ઊંડો રસ વરસોથી જોવા મળ્યો છે.

કાશ્મિરની સમસ્યા અંગે, આજ પૂર્વેનું રશિયાનું વલણ મોટે ભાગે એકધારું અને સ્પષ્ટ રહ્યું છે: કાશ્મિર ઉપરનો ભારતનો અધિકાર એણે સ્વીકારેલ છે; અને ફરી ફરી દુહરાવ્યો પણ છે. એટલું જ નહિ, યુનોમાં એને અંગે જ્યારે જ્યારે ઉગ્ર કટોકટી ઊભી થવા પામી છે ત્યારે ત્યારે રશિયાએ જ તેના 'વીટો'-ના જોરે ભારતની ભીડ ભાંગી છે.

● કાશ્મિરની બાબતમાં એકમાત્ર મહાસત્તા ભારતની પડખે ઊભી રહી હોય તો, તે રશિયા છે. ભારત માટે કાશ્મિર એ કોઈ એક પ્રદેશ નથી. એના ભાવિ સંરક્ષણની એ તો જવાબદારી છે. એથી જ તો, કાશ્મિર અંગેની રશિયાની દૃઢ ભારતને મન અનન્ય બની ગઈ છે.

એથી જ તો, ૧૯૬૨માં જ્યારે ચીને ભારત ઉપર આક્રમણ કર્યું ત્યારે રશિયા વહારે ધાઈ શક્યું ન હતું – અડધા ડઝન મિગ-વિમાનોનું વચન પણ ત્યારે અધ્ધર લટકતું જ હતું; અને બીજી બાજુ, ખરેખરા જીવનમરણના જંગની ઘડીએ, અમેરિકાએ હાથ લંબાવ્યો હતો..., આ બધા છતાં, ભારતની રશિયા ઉપરની આસ્થા ડગી ન હતી!

પરંતુ, આ ઓગસ્ટમાં પાકિસ્તાને ભારત પર નવેસરથી આક્રમણ કર્યું તે અગાઉ ઘણાં પાણી વહી ગયાં હતાં. પ્રે. અયૂબ મોસ્કોની મુલાકાતે જઈ પોતાની દોસ્તીનો દાવો નોંધાવી આવ્યા હતા. અને મોસ્કોએ ભલે એમને, શાસ્ત્રીને આપ્યો તેવો 'લાલ-ગાલીચા'નો ઉત્સાહી આવકાર ન આપ્યો હોય, પરંતુ મોસ્કો આ નવા સંબંધમાં કોઈ ઢુંગર હતું એમ માનવાને કારણ નથી.

**નવો વાયરો**

એટલે જ્યારે, રાષ્ટ્રસંઘમાં આ વખતની ભારત–

પાછ. સચવ અ‍ગ વિચારણા શરૂ થઈ ત્યારે મોસ્કોનું વલણ અગાઉની તમામ બેઠકોમાંની કાશ્મિરની ચર્ચા કરતાં નિરાળું તો રહ્યું જ હતું. પરિણામે, સલામતી સમિતિની અંદર અગાઉ કદિ નહિ બનેલું એવું બન્યું: રશિયા અને અમેરિકા આ સમસ્યા અંગે પ્રથમવાર એકમત થયા : બંનેની સંમતિ સાથેનો ઠરાવ પસાર થયો

અલબત્ત, પશ્ચિમી દેશો આ ઠરાવો જે રીતે ને સ્વરૂપે પસાર કરવા મથતા હશે એમાં રશિયાના વલણે જરૂર કાપ મૂકયાનું માની શકાય એવું છે; અને એ રીતે ભારતને એટલું વધુ ભાવતું પીરસાયું છે. પરંતુ, ઠરાવમાં, અંતે તો, ભારત અને પાકિસ્તાન (આક્રમક અને તેનો શિકાર) બંનેને સમાન કક્ષાએ જ ગણવામાં આવ્યા છે.

ઉપરાંત, મોસ્કોએ બંનેને જે સલાહ પાઠવી હતી તેમાં પણ પશ્ચિમના મહાસત્તાઓએ– ખાસ કરીને અમેરિકાએ– આપેલી સલાહનો જ પડઘો હતો : 'બંને જણ અંદર અંદર સમાધાન કરી લો.'

તથા, રશિયાએ બંને વચ્ચે સમાધાન કરાવી આપવાની ઇચ્છાએ બેઉ દેશોના સત્તાધિશોને મોસ્કોનું આમંત્રણ આપ્યું હતું ત્યારે ય કશો ભેદ પાડવાનું કર્યું ન હતું.

## નવો વળાંક ?

આથી વિશેષ પણ અંદેશો મળે છે – રાષ્ટ્ર-સંઘમાંના રશિયન પ્રતિનિધિ ફોમિકોના ભાષણમાં. આમ તો, આ ભાષણ મોટે ભાગે ધ્યાન બહાર જ ગયું છે. પરંતુ ઝીણી આંખોએ જોનારાઓને એ છપાયેલું ભાષણ વાંચતાં ચોંકવા જેવું લાગ્યું છે.

આ ભાષણમાં ફોમિકોએ વાતવાતમાં એવું વાક્ય ઉચ્ચારી નાખ્યું છે કે–

"દક્ષિણએશિયા અને અગ્નિએશિયામાં આંતરરાષ્ટ્રીય પરિસ્થિતિ બે કારણે ઘણી ગંભીર રીતે ગુંચવાઈ છે; એક તો, અમેરિકાના વિએટ-નામ ઉપરના ચાલુ સશસ્ત્ર આક્રમણને કારણે; અને બીજું, ભારત અને પાકિસ્તાન જેવાં બે મોટાં બિનજોડાણી રાજ્યો વચ્ચેની લશ્કરી અથડામણને કારણે."

• નોંધવા જેવી વાત એ છે કે રશિયાએ પ્રથમ વાર ભારતની સાથે પાકિસ્તાનનો ય બિનજોડાણી રાષ્ટ્ર તરીકે ઉલ્લેખ કર્યો છે.

કોણ નથી જાણતું કે પાકિસ્તાન પશ્ચિમી સશસ્ત્ર કરારજૂથો 'સીઆટો' અને 'સેંટો'નું સભ્ય છે ? રશિયાને મન તો આવું સભ્યપદ ભયંકરમાં ભયંકર 'ગુનાહિત જોડાણ' ગણાય. છતાં આ રીતે આવકારવાનું કર્યું છે એ ઘણું જ સૂચક છે. (સામ્યવાદી ભાષા-પ્રયોગોથી જેઓ જાણકાર છે તેમને ખબર છે કે શબ્દોના આવા નજીવા દેખાતા ફેરફારો તેમની કોક નવી ચાલના સંકેત રૂપ હોય છે.)

—રશિયા પણ, અમેરિકાની જેમ, પોતાના રાષ્ટ્ર-હિતનો વિચાર કરીને જ પગલું ભરે તો એમાં નવાઈ નથી. એની ટીકા કરવાને બદલે આપણે વધુ સમજીને સાવધ રહેવું રહ્યું.

—૧૯૬૨ની વેળાએ ભારત 'ભાઈબંધ' હતું, પણ ચીન 'ભાઈ' હતું !

—૧૯૬૫ ની વેળાએ ભારત અને પાકિસ્તાન બંને 'બિનજોડાણી ભાઈબંધો' છે !

આટલું આપણે સમજી શકીએ અને રશિયાની પાસે સાચી મૈત્રીની, એકમાત્ર સાથીભેરુ તરીકેની અપેક્ષા રાખી ગોથું ન ખાઈએ તો ગનિમત.

અને હવે તો, એવાં ય અનુમાનો થવા માંડયાં છે કે—

રશિયા પાકિસ્તાનને બિલકુલ દુભવવા તૈયાર નથી. એના ઈશારા તરીકે પ્રાવદાએ ભારતની કમ્યુ-નિસ્ટ પાર્ટીનો જે ઠરાવ છાપ્યો તેમાં કાશ્મિર અંગેના ઉલ્લેખો રદ થયેલા હોવાનું મનાય છે; તથા અરુણા અસફલીના મોસ્કોમાંના ભાષણમાંના કાશ્મિર અંગેના ઉલ્લેખો છોડી દેવાયાનું કહેવાય છે.

વળી, રશિયાની દાનત વિષે આરંભથી જ આશંકા સેવનારા તો એમ પણ માને છે કે–



[ વિશ્વમાનવ : સપ્ટેમ્બર–ઓક્ટોબર '૬૫

કાશ્મિરને ભારતનો અંતરગત ભાગ તરીકે ઓળખાવવાની અને તેને અંગે જરૂર પડતાં રાષ્ટ્રસંઘમાં 'વીટો' વાપરવાની ક્રુશ્ચોવી-નીતિ હવે પડતી મુકાશે.

એટલું જ નહિ પણ એવા સમાચારો પણ પ્રગટ થયા છે કે (માર્ચ ઓફ ઇન્ડિયા ૩-૧૧-૬૫) રશિયાએ કચ્છ ઉપર એવું દબાણ આણ્યું છે કે તેણે ભારત સાથેના વેપાર-સબંધો ઓછા કરી નાંખીને, પાક. સાથેનો વેપાર સંબંધ વધારવો.

તો વળી, તાજેતરમાં, પાકિસ્તાનની ૩ જી યોજના માટે રશિયાએ ૩ કરોડ ડોલરની મદદ કરવાનું સ્વીકાર્યું છે તેમાં સ્ટીલ-મિલ, રેડિયો વ્યવહાર, વીજળીનું કારખાનું, દરિયાઈ બંદરો, વિમાની મથકોના વિકાસનો સમાવેશ થાય છે: એટલે કે, યુદ્ધ વખતે ઉપયોગી થાય તેવી આ સામગ્રી અને યોજના છે!

## (૧૦) ભારત : સકારણ છતાં ચિંતાજનક ધૂંધવાટ

પશ્ચિમી મહાસત્તાઓના હેતુ ગમે તે હો, અને એમના વલણ વિષે પ્રગટ થઇ રહેલા હેવાલોમાં અતિશયતા ગમે તેટલી હો, પરંતુ એમણે ભારતની લાગણીને જે હદે છંછેડી-દુભવી છે એનો અંદાજ એમણે લેવો હોય તો આજે સુધી સામ્યવાદ વિરોધી તરીકે ગણાયેલા સંજાગ નેતાઓનાં લખાણો, નિવેદનો, વ્યાખ્યાનો તરફ તેમણે નજર નાખી લેવી રહી.

ભારતના રાષ્ટ્રપ્રમુખ રાધાકૃષ્ણન અને વડા પ્રધાન શાસ્ત્રીએ સંયમી ભાષામાં છતાં સચક વાત કહી નાખી છે. તો શિક્ષણ પ્રધાન શ્રી. ચાગલાએ યુનોમાં ભારતના પ્રતિનિધિ તરીકેની કારકીર્દી દરમ્યાન ઘણી કડવી અને આખી વાત કહી છે. કોંગ્રેસ પ્રધાન કામરાજે પણ તાજેતરમાં એમાં સુર પૂર્યો છે.

નેતાગણમાં શ્રીમતિ વિજયાલક્ષ્મી પંડિત, શ્રી. ગગનવિહારી લ. મહેતા, ફ્રાન્ક એન્થની, કનૈયાલાલ મુન્શી અને પાર્લામેન્ટના અનેક અગ્રણી નેતાઓએ તથા ફ્રાન્ક મોરાએસ જેવા સંપાદકોએ કઠોર તાકિદો ઉચ્ચારી છે.

શ્રી ગોરવાલા જેવા પશ્ચિમના અડંગ સાથી-મિત્રે તેમની પત્રિકા ('ઓપિનિયન')માં સ્પષ્ટ ચેતવણી આપી દીધી છે:

• આવતી કાલ કેવી હશે? – નો જવાબ પશ્ચિમની નીતિ ઉપર અવલંબે છે.

—પાકને ફરીથી શસ્ત્રસહાય કરનારને શિર નવા યુદ્ધની ગુનેગારી અચૂક આવશે.

—અમેરિકા એમ કરશે? અમેરિકાને યુદ્ધ જોઇતું હશે તો થશે; નહિ તો નહિ થાય.

—ભારતનું શિર ઝુકાવવાનો હેતુ હશે તો તે ભીંત ભૂલે છે.

—ભારતને જીતી શકો તો વિના કરારે સ્થાયી સહકાર સાથી મળી રહેશે.

—ભારતને ભીંસમાં રાખીને એશિયામાં પશ્ચિમ કંઇ જ સિદ્ધ નહિ કરી શકે...

• આજ સુધી સામ્યવાદ અને સામ્યવાદી રાષ્ટ્રોની રીતરસમો સામે સજાગ રહેલા અનેક ભારતીય સત્તાધારીઓ, નેતાઓ અને અગ્રણી નાગરિકો સુદ્ધાં, સ્વતંત્રતા અને સમાનતાના ધોરણે પશ્ચિમ સાથેના સંબંધો અશકય ગણીને, ભારતના અસ્તિત્વના સવાલને સર્વતોમુખી સમસ્યા લેખીને, સામ્યવાદી રાષ્ટ્રો (રશિયાઈ-જૂથ) સાથે ગાઢ સંબંધો બાંધવાની નીતિનો પુરસ્કાર કરી રહ્યા છે!

સ્વાભાવિક રીતે જ, પશ્ચિમ-વિરોધી અને સામ્યવાદ તરફી આ ઝોકનો લાભ છદ્મ અને પ્રકટ સામ્યવાદીઓ ઉઠાવી રહ્યા છે:

ખરેખર તો વાતાવરણ જ ધૂંધળું બન્યું છે; તરેહ તરેહનાં સૂત્રો પોકારાતાં થયાં છે:

મહારાજાએ બ્રિટિશ સરકારને ફરિયાદ કરી, પરંતુ બ્રિટને મૌન સેવ્યું (૧૫મી ઓગસ્ટ પછી એનું કોઈ કાનૂની અસ્તિત્વ જ ન હોવાના સબબે કે ખધી ગણત્રીએ હશે ?) ..

મહારાજાએ સતામણીઓ સામે જનાબ ઝીણાનુ ધ્યાન ખેચ્યુ. ત્યારે ઝીણા સાહેબે ઘૂરકિયું કર્યું ...

● રખેને મહારાજા કંઈ રસ્તો વિચારે એ ભયે, ત્રીજા જ દિવસે, પાકે. આક્રમણ શરૂ પણ કરી દીધું !

તંગ બનેલા મહારાજાએ ગભરાઈ ઊંડી રક્ષણ માટે ભારતને કહેણ મોકલ્યુ, (તા. ૨૪મી ઑક્ટોબરે); અને ભારતે પોતાની ફરજ લેખી એનો સ્વીકાર કર્યો. ત્યારે માઉન્ટબેટને કાનૂની રાહે સલાહ આપી. "કાસ્મિરનું જોડાણ થઈ ગયા પૂર્વે લશ્કર મોકલવુ મુશ્કેલ છે.." મહારાજાને માથે તો પોતાના અસ્તિત્વનો જ ભય જાગ્યો હતો ! એમણે તરત ખતપત્ર ઉપર સહી કરી મોકલી. અને ભારતે તાબડતોબ (૨૬મી ઑક્ટોબરે) વિમાનો દ્વારા સૈન્ય રવાના કરી શ્રીનગરને પાકિસ્તાનના હાથમા પડતું બચાવીય લીધું......

**આમ, કાનૂની રીતે કાશ્મિરનુ ભારત સાથેનુ જોડાણ ૧૦૦ ટકા પૂર્ણ હતું. ખુદ માઉન્ટ-બેટનની કાનૂની સલાહ અને સંમતિ અનુસાર હતું.**

(જો કે, બ્રિટિશ, ૧૫મી ઓગસ્ટ સુધીમા કોઈ દેશી રાજ્ય ભારત યા પાકિસ્તાનમાં જોડાઈ ન જાય તો, તેની રક્ષાની જવાબદારી ભારતને શિરે સુપ્રત કરેલી હતી જ.)

● હકીકતે તો, જનાબ ઝીણાએ પોતે જ, પેટ ચોળીને શૂળ ઊભી કરી હતી. કાસ્મિરને 'જૈસે થે'-ની સ્થિતિમા રહેવા દેવાની સંમતિ ભણ્યા પછી ત્રીજે જ દિવસે તેના પર આક્રમણ કરીને આખી બાજી પોતે જ ધૂળમાં મેળવી હતી. મહારાજાને લાચાર બનાવી ઉતાવળે ભારતની ગોદમા ધકેલી દેવા માટે પોતે જ જવાબદાર હતા.

આમ છતા, પોતાની દોગાઈનું પરિણામ પોતાને સહેવાનું આવ્યુ ત્યારે જ પાકિસ્તાનની આખ ઊઘડી; અને પશ્ચાત્તાપ કરવાને બદલે, ગુસ્સામા પાગલ બની જઈ, નિવેદન બહાર પાડી કાસ્મિરના ભારત સાથેના આ જોડાણને એક "ષડ્યંત્ર" તરીકે તેમણે ગણાવ્યું ! અને લોર્ડ માઉન્ટબેટન પાસે ધા નાખી કે 'ભારતે હિંસાખોરીથી કાસ્મિરને પોતાની સાથે જોડી દીધુ છે...'

પરંતુ, હવે માઉન્ટબેટનના હાથમાં ય કશુ રહ્યું ન હતું. સંપૂર્ણ કાનૂની રીતે કાસ્મિર ભારતનો અંતરગત ભાગ બની ચૂક્યું હતું......

આમ છતા, કાસ્મિરની સમસ્યા સળગતી જ રહી —'પ્લેબિસાઈટ'ની માગણી રટાતી જ રહી — આપણે ય એને માટે ઓછા જવાબદાર ન હતા...

## (૧૩) પ્લેબિસાઇટ : ભારતની માથાશૂળ !

ઝીણામીયાએ માઉન્ટબેટન ઉપર એવી માગ માટે દબાણ આણ્યું હતું કે—

કાસ્મિરને હિંસક અને દગાખોર કૃત્ય દ્વારા ભારત હડપી ગયું છે; માટે શેખ અબ્દુલ્લાને સત્તા-માથી દૂર કરીને, કાસ્મિરમા 'પ્લેબિસાઇટ' લેવો.

સાથોસાથ તેમણે ધર્મને આગળ ધરી ભારત સામે ઉશ્કેરવાની ઝુંબેશ સરહદો ઉપરની મુસ્લિમ ટોળીઓમા ચાલુ કરી દીધી હતી

એમની આ જેહાદ કંઈ વ્યર્થ ન હતી. સર્વથા અશક્ય લાગતી દ્વિરાષ્ટ્રની એમની જેહાદ, વરસોને અંતે ફળી હતી — ભારત અને પાકિસ્તાન દ્વિરાષ્ટ્રોનો જન્મ થવા પામ્યો હતો.

જો કે, એ વાત સાચી છે કે, કોંગ્રેસે કદીય લીગ અને ઝીણા સાહેબના 'હિંદુ-મુસ્લિમ ધર્મના ધોરણે

દ્વિરાષ્ટ્ર'ના સિદ્ધાન્તનો સ્વીકાર કર્યો ન હતો; અને છતાં હિંદુ અને મુસ્લિમોની મુખ્ય વસતીના ધોરણે વિભાજન કરવાનો નિર્ણય ભારતે એક હકીકત તરીકે સ્વીકારી લીધો હતો.

પરંતુ, 'કાશ્મિર તેના મહારાજાની ઇચ્છા અનુસાર ભારતમાં જોડાયું હોવા છતાં, ત્યાંની બહુમતિ મુસ્લિમ પ્રજાની તેમાં સંમતિ ન હતી; પ્રજાની લાગણીને-તેના વિદ્રોહને-કચડી નાખીને, ભારતમાં જોડાઈ જવાના મહારાજાના નિર્ણયને ભારતે શસ્ત્રદળો દ્વારા કામિયાબ બનાવ્યો હતો' – આવું વાતાવરણ પેદા કરવામાં આવ્યું હતું.

## કાશ્મિરી પ્રજાને અધિકાર

અન્યાયનો કશો જ ઓળો રહેવા ન પામે એ હેતુથી કોંગ્રેસે નિર્ણય લીધો હતો: (પં. નહેરુએ પાછળથી (૨-૧૧-૧૯૪૭) વાયુ પ્રવચનમાં જણાવ્યા મુજબ) "કોઇ પણ દેશી રાજ્યે ભારત અથવા પાકિસ્તાન એમાંથી કયામાં જોડાવું એ અંગે ઝઘડો હોય ત્યારે એ દેશી રાજ્યની પ્રજાએ જ **નિર્ણય** કરવો રહ્યો – આવી અમારી **નીતિ** હોઈને, અમે કાશ્મિરના જોડાણના નિર્ણયના ખરડા સાથે આ પ્રકારની **વધારાની કલમ જોડી** છે."

આ નિર્ણયના આધારે ભારતના ગવર્નર જનરલ તરીકે ચાલુ રહેલા લોર્ડ માઉન્ટબેટને કાશ્મિરના જોડાણનો સ્વીકાર કરતી વેળાએ જ જુદા પત્ર દ્વારા મહારાજાને જણાવ્યું હતું કે–

> "જે દેશી રાજ્યમાં જોડાણ અંગે ઝઘડો ચાલતો હોય તેના જોડાણની બાબતમાં તેની પ્રજાની ઇચ્છા અનુસાર તે સવાલનો નિર્ણય લેવાવો જોઈએ, એવી સરકારની નીતિ હોઈને, મારી સરકારની એવી ઇચ્છા છે કે–
>
> કાશ્મિરમાં જેવી શાંતિ અને વ્યવસ્થા સ્થપાય તથા તેની ભૂમિ આક્રમકોથી મુક્ત બને કે તરત લોકમત લઈને રાજ્યના જોડાણનો સવાલ પતાવવામાં આવશે."

આ પછી થોડા જ દિવસે (૧૯૪૭ નવેમ્બર ૨ જીએ) પં. નહેરુએ આકાશવાણી પરથી જાહેરાત કરી હતી:

> "અમે આ જોડાણનો સ્વીકાર કરવાનો અને વિમાનો દ્વારા લશ્કર રવાના કરવાનો નિર્ણય લીધો; પણ અમે એવી શર્ત કરી કે પાછળથી જ્યારે શાંતિ અને સુવ્યવસ્થા સ્થપાય ત્યારે કાશ્મિરી પ્રજાએ તેનો નિર્ણય કરવાનો રહેશે."
>
> "અમે એ કટોકટીની ક્ષણે, કાશ્મિરની પ્રજાને પોતાનો વિચાર પ્રગટ કરવાની પૂરી તક આપ્યા વિના, કશો આખરી નિર્ણય લઈને લેવાની બાબત સચિંત હતા. આખરે તો, એ પ્રજાએ પોતે જ નિર્ણય કરવાનો હતો. ××× **કાશ્મિરનું નસીબ કાશ્મિર પ્રજા જ નક્કી કરશે.**"

## પં. નહેરુનો દુનિયાજોગો સંદેશો

પરંતુ, પં. નહેરુને આટલેથી સંતોષ ન હતો. તેમણે આ વાયુપ્રવચન દ્વારા દુનિયા જોગું આવું વચન આપી દીધું કે–

> "આ વચન કેવળ કાશ્મિરી પ્રજાને જ નથી, પણ આખી દુનિયાને છે. અમે એમાંથી ખસી જઈશું નહિ, છટકી જઈ શકીએ જ નહિ. શાંતિ અને સુવ્યવસ્થા સ્થપાય ત્યારે સંયુક્ત રાષ્ટ્રસંઘ જેવી સંસ્થાના આંતરરાષ્ટ્રીય ઉપક્રમે લોકમત લેવા અમે તૈયાર છીએ. અમારે સ્વચ્છ અને ન્યાયી લોકમત લેવો છે; અને અમે તેમનો નિર્ણય માથે ચડાવીશું."

● પં. નહેરુના નેતૃત્વ નીચેના ભારતની લોકશાહી નિષ્ઠાનું આ ઉજ્જવળ ઉદાહરણ છે. ભારતે પ્રજાના આત્મનિર્ણયનો ઉદ્ઘોષ વિશ્વની અનેક સમસ્યાઓના ઉકેલ માટે કર્યો છે – કદાચ બીજા વિશ્વયુદ્ધ પછી પ્રજાના સ્વનિર્ણયના અધિકારને વેગ અને પ્રેરણા આપવામાં પં. નહેરુનું અર્પણ અસાધારણ ગણાશે.

## લોકમતનો જ. ઝીણાનો ઇન્કાર!

ભારત પણ પોતાની આ પ્રતિજ્ઞા કરી ચૂક્યું હતું. તે જ દિવસોમાં (૧ લી નવેમ્બર '૪૭) જ. ઝીણા

એકંદરે, ધુમ્મસનો પારો ઊતરી રહ્યો છે. પરંતુ, હજી પશ્ચિમ પોતાના રાજકારણને યોગ્ય આકાર આપી શક્યું નથી એ સ્પષ્ટ છે – એટલા પ્રમાણમાં ધૂંધળાપણું ને ધુંધવાટ ચાલુ રહેશે જ.

*

—ભારતમાંના બ્રિટિશ ઉદ્યોગપતિઓ પણ ખાસા અકળાયા છે. પશ્ચિમ બંગાળ અને આસામ પ્રદેશમાં તેમનાં જંગી મૂડીરોકાણો હોઈને તેઓ ભારતનાં સંરક્ષણ અને શાંતિ-વ્યવસ્થા માટે આતુર છે... 'એસોશિયેટેડ ચેમ્બર્સ ઑફ કોમર્સ'ના પ્રમુખ સિન્ડસેએ ભારતને આ પરત્વે ખાત્રી આપી છે. વેપારી રીતે ય ભારતને શસ્ત્રો વેચવાની નામરજી સામે બ્રિટિશ સત્તા અને બ્રિટિશ વેપારીઓ ઉપર તેમણે દબાણ પણ આણ્યું છે... (સ્વરાજ્ય ૯-૧૭-૬૫)

તા. ૯.

ભારતના વિદેશપ્રધાન સ્વર્ણસિંગે લોકસભામાં જણાવ્યા મુજબ (તા. ૮-૧૧-૬૫): અમેરિકી સરકારે પાકિસ્તાનને શસ્ત્રો આપવાનું બંધ કર્યું છે. એટલું જ નથી, તેણે 'નાટો', 'સેન્ટો' અને 'સીઆટો'ને પણ તે બાબત તાકીદ આપી દીધી છે.

# ૩

## (૧૨) કાશ્મિરનું કોકડું : કજીયાનું મૂળ ?

કાશ્મિરનું કોકડું વરસોથી ખરાખરીનું ગુંચવાયું હતું. ભારતના પ્રજાજનો અને અનેક બીજા નેતાઓના દિમાકમાં પણ એને વિષે સારું એવું ધુમ્મસ જામેલું હતું. ભારતની બહાર અમેરિકા-બ્રિટનમાં અને અન્ય દેશોની અંદર ભારત સામે પૂર્વગ્રહ પેદા થઈ ચૂક્યો હતો; અને પ્રચારના મોરચે પાકિસ્તાને ભારત ઉપર સરસાઈ મેળવીને ઘણી બધી હમદર્દી પ્રાપ્ત કરી લીધી હતી.

ભારત અને પાકિસ્તાન વચ્ચેના વિખવાદ પાછળ બીજા ઘણા નાના નાના મુદ્દા હતા; પરંતુ એ બધામાં કાશ્મિરની સમસ્યા કેન્દ્રમાં હતી. ભારતની પોતાની આરંભની કેટલીક ભાથાઈઓના કારણે કેટલીક ગૂંચો ઊભી થયેલી હતી; અને બ્રિટિશ ફૂટનીતિએ એને હમેશ ચૂંથ્યા કરી હતી; પાકિસ્તાને બહુ દક્ષતાથી આ બધાનો ઉપયોગ કર્યો હતો – તે એટલી હદે કે ૧૯૪૭માં પ્રથમવાર અને ૧૯૬૫માં બીજી વાર વ્યવસ્થિત આક્રમણ કરનાર ગુનેગાર પોતે રાષ્ટ્રસંઘના મંચ પર ચઢીને ભારતને ગુનેગાર ઠેરવવાની ધૃષ્ટતા કરી શક્યો!

આ આખી ઘટના જેટલી દુઃખકર છે એટલી જ આપણે માટે પાઠરૂપ છે: એનાં મૂળમાં એકવાર ઊતરવું જરૂરી છે.

બ્રિટને જે રીતે ભારત છોડવાનો નિર્ણય કર્યો તેની અંદર જ જનાબ ઝીણાનો વિજય રહેલો હતો. મુસ્લિમ લીગે વરસો થયાં ભારતનાં દ્વિરાષ્ટ્રનો (હિંદુ અને મુસ્લિમ રાષ્ટ્રો)નો સિદ્ધાન્ત ઘૂંટ્યા કર્યો હતો; એને મૂર્ત કરવાની તક જનાબ ઝીણાના જીવનની મહાન ઘડી હતી.

—ભારતના ભાગ્યવિધાતા મહાત્મા ગાંધીની હજાર અનિચ્છા છતાં, અને કોંગ્રેસ નેતાઓના દિલમાંય અપરંપાર અકળામણ હોવા છતાં, પરિસ્થિતિએ તેમને સૌને લાચાર બનાવી દીધા હતા: "હવે તો ભાગલા પાડીને છૂટીએ" એવી લાગણી સૌ અનુભવી રહ્યા હતા.

અંતે, 'બ્રિટિશ હિંદના' બે ટુકડા પાડી નાખવામાં આવ્યા અને ઝગડામાં અટવાતા ત્રણે પક્ષોએ – કોંગ્રેસ, લીગ અને બ્રિટિશ ત્રણેએ – એમાં પર મહોર મારી દીધી.

પરંતુ, ભારતના અંગવિચ્છેદની આ ઘાતકી કારવાઈ પછી ય ભારતના બાકી રહેલા પ્રદેશના વધુ ટુકડા કરવાની દાનત પાકિસ્તાને તો છોડી દીધી હતી. બ્રિટિશ હસ્તકના દેશી રજવાડાં ઉપર એની લોલુપ દષ્ટિ ઠરેલી જ હતી.

પરિણામે, બ્રિટિશ ભારતના સાર્વભૌમત્વમાં ગણાતા સાડી પાંચસો જેટલાં દેશી રાજ્યોનું ભાવિ નક્કી ન થાય ત્યાં સુધી શાંતિ વળવાની શક્યતા જ ન હતી.

—બ્રિટિશ પાલમિન્ટમાં ૧૯૪૭ના જુલાઈમાં હિંદુસ્તાનની સ્વતંત્રતાનો કાનૂન પસાર થયો; અને ઑગસ્ટની ૧૫ મીએ બ્રિટિશ સલ્તનતે ભારતમાંથી વિદાય લીધી. આ કાનૂન અનુસાર પાકિસ્તાનનું નવું રાજ્ય અસ્તિત્વમાં આવ્યું.

• આ દેશી રાજ્યો વિષે એવો નિર્ણય લેવામાં આવ્યો હતો કે બ્રિટિશ સલ્તનતની વિદાય થતાં જ આ રજવાડાંના રાજવીઓને હસ્તક સાર્વભૌમત્વ પાછું ફરશે. તેમણે પોતાના રાજ્યને ભારતમાં કે પાકિસ્તાનમાં જોડવું એનો નિર્ણય તેઓ પોતે કરશે. આ નિર્ણય તેમણે ઑગસ્ટની ૧૫મી ૧૯૪૭ પહેલાં લઈ લેવાનો હતો.

આ અનુસાર, સરદાર પટેલની કુનેહને પ્રતાપે, હિંદનાં મોટા ભાગનાં રજવાડાંઓ ભારતમાં સામેલ થઈ ગયાં હતાં...

તો, ચત્રાલ, સ્વાત, કલાત, બાવલપુરના રાજવીઓએ પાકિસ્તાનમાં જોડાવાનું સ્વીકાર્યું હતું.

પરંતુ, હૈદ્રાબાદ અને કાશ્મિરના રાજવીઓ કશો નિર્ણય કરી શક્યા ન હતા: હૈદ્રાબાદમાં પ્રજા મુખ્યત્વે હિંદુ હતી અને રાજવી મુસ્લિમ હોઈને આંતરિક વિખવાદ જાગ્યો હતો; તો, કાશ્મીરમાં એનાથી ઊલટી વાત હતી: પ્રજા મુખ્યત્વે મુસ્લિમ હતી, અને રાજવી હિંદુ હતા. નિર્ણય કરતાં તેઓ મુંઝાતાં હતા.

• કાશ્મિરની સરહદો ચીન, રશિયા અને અફઘાનિસ્તાન, ભારત અને પાકિસ્તાનને અડીને પથરાયેલી હોઈ આંતરરાષ્ટ્રીય દષ્ટિએ તેનું મહત્ત્વ અસાધારણ હતું.

કશું જ તત્કાલ નક્કી કરવાની મહારાજાની હિંમત ન હતી.

> જો કે, પાકિસ્તાનમાં જોડાશે તો ભારત તરફથી કશો જ ઝઘડો ઊભો નહિ કરવામાં આવે એવી સ્પષ્ટ બાંહેધરી માઉન્ટબેટન (ભાગલા પછી ભારતના પ્રથમ ગવર્નર જનરલ તથા બેઉ દેશોના સંયુક્ત વાઈસરોય) તરફથી, તથા ખુદ ગાંધીજી—પં. નહેરુ અને સરદાર પટેલની ત્રિપુટી તરફથી ય, આપવામાં આવી હતી.

આમ છતાં, કાશ્મિરના હિંદુ રાજવી દ્વિધામાં રહ્યા. કાશ્મિરના જમ્મુ અને લદાખ વિભાગના બિનમુસ્લિમો અને શેખ અબ્દુલ્લાના નેતૃત્વ નીચે ખુદ કાશ્મિરની રાષ્ટ્રીય પરિષદના પ્રભાવમાં આવેલા મુસ્લિમો સુદ્ધાં પાકિસ્તાનમાં જોડાવાનો ફેંસલો અસ્વીકાર્ય હતો. બીજી બાજુ, પાકિસ્તાનને બદલે ભારતમાં જોડાવાનો નિર્ણય, હિંદુ રાજવી માટે સહજ હોવા છતાં, પાકિસ્તાનની નારાજગીને ઉશ્કેરનારો હતો: કાશ્મિરનો ગિલગિટથી ગુરુદાસ પૂરના સરહદી પ્રદેશોમાં અંધાધૂંધી ઊભી કરવી પાકિસ્તાન માટે મુશ્કેલ વાત નથી, એની મહારાજાને પાકી ખબર હતી...

આવી દ્વિધામાં તેમણે ચોક્કસ નિર્ણય મુલતવી રાખ્યો. "જૈસે થે"ની સ્થિતિ ચાલુ રાખવામાં શાણપણ માન્યું. ખૂબીની વાત તો એ છે કે, પાકિસ્તાને 'સ્ટેન્ડસ્ટિલ ઍગ્રીમેન્ટ'નો સ્વીકાર કરી લીધો (તા. ૧૮ ઑક્ટોબર) (ભારતે એને અંગે વધુ ચર્ચા-વિચારણા કરવાનું જણાવ્યું હતું...) પરંતુ, થોડા જ દિવસમાં પાકિસ્તાનની ધીરજ ખૂટી ગઈ! એણે એક બાજુથી, રાજ્યની જીવન જરૂરિયાતની ચીજો—અનાજ મીઠું, પેટ્રોલ વગેરેનો પુરવઠો અટકાવી દીધો; એની સાથેનું રેલવે જોડાણ કાપી નાખ્યું; બીજી બાજુ, સરહદો ઉપર તોફાનો કરાવી કાશ્મિરને પાકિસ્તાનમાં ઘસડવાનું દબાણ વધારી દીધું.

સાથેની મુલાકાતમાં માઉન્ટબેટનેય સંયુક્ત રાષ્ટ્રસંઘના આશ્રયે લોકમત લેવાનું સૂચવ્યું હતું; પરંતુ જ. ઝીણાએ એ વાત ઈન્કારી કાઢી હતી ! એમની માગણી ભારત અને પાકિસ્તાનના બે ગવર્નર જનરલોના સંયુક્ત આશ્રયે લોકમત લેવાની હતી – જેનું પરિણામ કોમી રમખાણમાં આવ્યા વિના ન જ રહેત. માઉન્ટબેટન કે ભારત સરકારને એ માન્ય થઈ શકે એમ હતું જ નહિ.

આ પછી, તા. ૧લી જાન્યુઆરી ૧૯૪૮ના દિવસે ભારતે રાષ્ટ્રસંઘમાં તેના ચાર્ટરની ૬ ઠ્ઠી કલમ અનુસાર જે ફરિયાદ નોંધાવી તે પાકિસ્તાનના આક્રમણ પરત્વેની અને તે પૂરતી જ હતી.

## અનેક શક્ય વિકલ્પો

વસ્તુસ્થિતિ સાફ હતી :

—ભારતે કાશ્મિરના જોડાણ અંગેનો આખરી નિર્ણય તેની પ્રજાની ઈચ્છાને હસ્તક ધરી દીધો હતો. અને આ ઈચ્છા પૂર્ણ કરવા જરૂર પડયે રાષ્ટ્રસંઘનો આશ્રય વિચાર્યો હતો. પ્રજાની આ ઈચ્છા કેવી પદ્ધતિએ મૂર્ત કરવી તે અંગે સ્પષ્ટતા ન હતી. ચૂંટણી, લોકમત, રેફરેન્ડમ, પ્લેબિસાઈટ સુધીના અનેક વિકલ્પો શક્ય હતા.

આ બંને કારણે 'પ્લેબિસાઈટ'ની વાત રાષ્ટ્રસંઘની ચર્ચાઓમાં અને ઠરાવોમાં પ્રવેશવા પામી હતી. પરંતુ, ૧૯૪૯મા યુદ્ધવિરામ સ્થપાયા પછી ય સલામતી સમિતિએ જે રીતે આખી કાર્યવાહી ચલાવી તેથી, પોતાની મૂળભૂત ફરિયાદને ઉવેખાતી અને બીજા ભળતા જ વિખવાદોમા જામગરી ચપાતી જોઈને ભારત ત્રાસી ઊઠ્યું...

● યુદ્ધવિરામની મૂળભૂત બે શર્તોમાંથી પાકિસ્તાને એકેનું પાલન ન જ કર્યું : તેણે પોતાનું આક્રમણ પાછું ન જ ખેંચ્યું : તેણે યુદ્ધવિરામનું પાલન ન જ કર્યું – લગાતાર હલ્લા અને હૂમલાઓની પ્રવૃત્તિ ચાલુ જ રાખી અને શાંતિ તથા વ્યવસ્થા ઊભી જ ન થવા દીધી

## રચાઈ ગયેલો નવો ઈતિહાસ

● આ દરમ્યાન નવો ઈતિહાસ પણ રચાઈ ગયો હતો.

—પુખ્તવયના, મતાધિકારને ધોરણે ચૂંટાયેલી કાશ્મિરની પ્રજાની બંધારણ સભાએ કાશ્મિરી જોડાણ પર મ્હોર મારી દીધી હતી.

—એ પછીની બબ્બે ચૂંટણીઓમા એ નિર્ણયને પડકાર કરનારા લોકમત-મોરચાને શિકસ્ત મળી ચૂકી હતી.

આમ છતાં, માની લઈએ કે કાશ્મિરી પ્રજાને એનાથી પૂર્ણ સંતોષ નથી થયો; અને હજી તે ફરી એક વાર પોતાનો નિર્ણય જાહેર કરવા માગે છે. તોય તે પ્રશ્ન ભારતની આંતરિક બાબત બને છે.

● ભારતનું વચન દુનિયા જોગું હતુ–પરંતુ કાશ્મિરની પ્રજા પૂરતુ હતું. બહારની કોઈ સત્તાને કે રાષ્ટ્રસંઘને એમા દખલ કરવાનો કોઈ અધિકાર નથી–સિવાય કે ભારત પોતાની રાજીખુશીથી સૂચવે. તે. અને એકવાર રાષ્ટ્રસંઘના આશ્રયે ભારતે પોતે સૂચવેલી લોકમતની વિચારણા ભારત પોતે પાછી ખેંચવા ઈચ્છે અને બીજી રીતે કાશ્મિરી પ્રજાની ઈચ્છા જાણી લેવાનું યોજે તોય તે સ્વતંત્ર છે.

બાજી બાજુ, પાકિસ્તાનને તો વચ્ચે પડવાનો કોઈ કશો અધિકાર હતો જ નહિ. તેણે તો એક આક્રમક તરીકે મંચ પર પ્રવેશ કર્યો હતો.

> અગાઉ, તેણે જ કાશ્મિરને ધક્કો મારીને, હાથે કરીને, આંધળા સ્વાર્થમાં અધીરા બનીને, ભારત તરફ ધકેલ્યુ હતું...
>
> ફરીથી એણે જ હાથે કરીને, આંધળો સ્વાર્થમા ઝનૂની બનીને યુદ્ધવિરામની શર્તોનો ભંગ કરીને રાજદ્વારી સમાધાનની તક ધુત્કારી હતી....

આ છતા, પોતાની બબ્બેવારની ભૂલોનું પ્રાયશ્ચિત કરવાને બદલે પાકિસ્તાને ષડયંત્ર ચાલુ રાખ્યુ : અને ભારતે કાશ્મિરના વિશિષ્ટ સ્થાનને દૂર કરીને તેને ભારતના બીજા રાજ્યોની હરોળમા મૂકવાનું પગલું

[ વધુ પાન ૫૩ ઉપર ]

# પાકિસ્તાન હાથ ઉઠાવી લે

—જયપ્રકાશ નારાયણ

જમ્મુ અને કાસ્મીરમાંના પાકિસ્તાનના આક્રમણ સામે ભારત સરકારે જે પગલા લીધાં તેનું સંપૂર્ણ સમર્થન કરતું નિવેદન શરૂઆતમાં કર્યા બાદ એ બાબતમાં વિશેષ કાંઈ કહેવાનું મને જરૂરી નહોતું લાગ્યું. આ ગાળા દરમ્યાન દેશને સ્પષ્ટ ને મક્કમ નિરધાર સાથે અત્યંત કુશળતાપૂર્વક દોરવણી આપવામાં આવી છે, અને આપણાં સશસ્ત્રદળો તેજસ્વી નેતૃત્વ હેઠળ બહાદુરીપૂર્વક લડી રહ્યાં છે; બધા પ્રકારનાં અસંતોષ અને આંદોલનો સ્વેચ્છાએ બંધ કરી દેવાયાં છે, અને બધા રાજકીય પક્ષો પોતાના મતભેદો ભૂલી જઈને વડાપ્રધાનની પાછળ ખડા થઈ ગયા છે; જનતા શાંત, નિર્ભય, એકરૂપી અને પોતાથી બનતું બધું જ કરી છૂટવા માટે કૃતનિશ્ચયી છે. તેથી મારા જેવા એક સામાન્ય નાગરિક માટે ખાસ કાંઈ કહેવાનું રહેતું નહોતું.

પરંતુ મને લાગે છે કે એ ઘડી આવી છે જ્યારે મારે મારા દેશ અને મારા દેશવાસીઓને નહીં બલ્કે પાકિસ્તાનની જનતાને તેમ જ દુનિયાની સરકારોને અને દુનિયાના લોકોને કાંઈક કહેવું જ જોઈએ.

હું જે કાંઈ કહી રહ્યો છું તે શાંતિ અને મૈત્રીમાં વિશ્વાસ રાખનાર તથા યુદ્ધ પ્રત્યે નફરત ધરાવતી એક વ્યક્તિના નાતે કહી રહ્યો છું. હું તથા ભારત-પાક મૈત્રી સંઘના મારા સાથીદારો બેઉ દેશને એમના પોતાના પરસ્પરના હિતમાં તેમ જ આખાયે દક્ષિણ-પૂર્વ એશિયાના હિતમાં નિકટ લાવવા અને બેઉ દેશ વચ્ચે મૈત્રી અને સહયોગ સ્થાપવા જે પ્રયત્નો કરી રહ્યા છીએ, તેની કંઈક જાણકારી આ ઉપખંડની બહારના લોકોને પણ છે. એ પણ સર્વવિદિત છે કે પોતાના દેશમાં ઘણી ગેરસમજ વહોરીનેયે અમે અમારા પ્રયત્ન અવિરત ચાલુ રાખ્યા છે. તેથી હું આશા રાખું છું કે મારા કથનને કોઈ પક્ષપાતી પ્રચાર ગણીને બાજુ પર કાઢી નંખાશે નહીં.

યુદ્ધવિરામ માટે તથા લશ્કરો પાછાં ખેંચી લેવા માટે પાકિસ્તાને જે શરતો મૂકી છે તેના પરથી એમ લાગે છે કે ભારત જો કાશ્મીરની અંદર લોકમત લેવા તૈયાર ન થાય તો તેની સામે યુધ્ધે ચઢવાનો પોતાને પૂરેપૂરો હક છે એમ પાકિસ્તાન માને છે. આ ખરેખર જ એક અસાધારણ દાવો છે, અને તેના ઉપર ગંભીરતાથી વિચારણા કરવાની જરૂર છે.

દુનિયા એમ ગૃહિત માની લઈને ચાલે છે કે પાકિસ્તાનને કાશ્મીરની બાબતમાં વચ્ચે પડવાનો હક છે, કારણ કે આ ઝઘડામાં એ એક પક્ષકાર છે. પરંતુ આ સાચું નથી. ઓછામાં ઓછું હવે તો નથી જ.

એ યાદ રાખવાની જરૂર છે કે શરૂઆતમાં ન તો ભારતને, ન પાકિસ્તાનને કાશ્મીરની બાબતમાં કોઈ હક હતો. અલબત્ત, કાશ્મીરના ભાવિમાં બેઉનાં હિત જરૂર હતાં. પરંતુ કાયદેસર રીતે કાશ્મીરનું ભાવિ મહારાજા હરિસિંહ અને તેની જનતાના હાથમાં હતું. પણ પાકિસ્તાને અધીરા થઈને એ અરક્ષિત રાજ્ય ઉપર હુમલો કર્યો. તેમાં તેની મુરાદ એ પ્રદેશ પડાવી લેવા સિવાય બીજી કોઈ નહોતી. ત્યારે શેખ અબ્દુલ્લા અને કાશ્મીરની જનતાના પૂર્ણ સમર્થન સાથે મહારાજા ભારતીય સંઘમાં જોડાઈ ગયા.

તે દિવસથી ભારત કાશ્મીરના પ્રશ્નમાં એક પક્ષકાર બન્યું. બ્રિટિશ સરકાર, કોંગ્રેસ અને મુસ્લિમ લીગ વચ્ચે થયેલ સમજૂતીની રૂએ હજીયે પાકિસ્તાનને કાશ્મીરની બાબતમાં કાંઈ લાગતુંવળગતું નહોતું. હકીકતમાં તો ભારતે પોતે પાકિસ્તાનને આ પ્રશ્નમાં

એક પક્ષકાર બનાવ્યું; અને તે એવી ભોળી આશામાં કે સલામતી સમિતિ પાકિસ્તાનને આક્રમણખોર તરીકે જાહેર કરશે અને તેને કહ્યામાં રાખશે તેમ છતાં એટલું સ્પષ્ટ સમજી લેવું જોઈએ કે ત્યારે પણ પાકિસ્તાનને માત્ર એક આક્રમણખોર રૂપે જ આ પ્રશ્નમાં પક્ષકાર માનવામાં આવ્યું હતું; અને આ બાબતમાં તેની બીજી કોઈ જવાબદારી કે હાથ હતો નહીં, સિવાય કે આક્રમણ પાછું ખેંચી લેવું

પરંતુ પાકિસ્તાને એક યા બીજા કારણે પોતાનું અગાઉનું આક્રમણ પાછું ન ખેંચ્યું એટલું જ નહીં, પણ હવે તેણે ફરી પહેલા કરતાયે વધુ જંગી આક્રમણ કાશ્મીર ઉપર કર્યું છે આ વખતે પણ એની મુરાદ એની એ જ છે કે બળજબરીથી કાશ્મીરને પોતાના કબજામાં લેવું. ઇરાદાપૂર્વકના આવા હિચકારા પગલાને કારણે પકિસ્તાને કાશ્મીરની બાબતમાં બોલવાનો પોતાનો અધિકાર હવે સાવ ગુમાવી દીધો છે.

કાશ્મીરની જનતાની ઇચ્છા અંગે પાકિસ્તાન ઘણી ઊંડી ચિંતાનો ડોળ કરી રહ્યું છે. ૧૯૪૭માં અને તાજેતરમાં એણે કાશ્મીર ઉપર જે આક્રમણ કર્યું તે શું ત્યાંની જનતાની ઇચ્છા અનુસાર કર્યું ? શું કોઈને એવો વિશ્વાસ બેસી શકે તેમ છે કે જો પાકિસ્તાન ડપ કરી લેવામાં સફળ થયું હોત તો તે યુનોને બોલાવત, પોતાનું લશ્કર પાછું ખેંચી લેત અને યુનોના મહામંત્રીને કાશ્મીરની જનતાની ઇચ્છા શી છે તે જાણી લેવાનું કહેત ! તેઓ જેને આઝાદ કાશ્મીર કહે છે ત્યાં તેમણે કોઈ લોકમત લીધો છે કે કેમ તેની ખબર નથી આ બધા ઉપરથી એટલું સ્પષ્ટ થાય છે કે આ લોકમતની માગણી એ દુનિયાને ભરમાવવાના પ્રયત્ન સિવાય બીજું કશું નથી. એના અંચળા હેઠળ પાકિસ્તાન જમ્મુ અને કાશ્મીરને હડપ કરી લેવા માટે એકધારા પ્રયત્ન કરતું રહે છે.

માટે પાકિસ્તાન અને દુનિયાએ હવે સમજી લેવું જોઈએ કે તાજેતરના બનાવોએ એક હકીકત સિદ્ધ કરી દીધી છે કે હવે કાશ્મીરનો જો કોઈ પ્રશ્ન હોય તો તે કાશ્મીરની જનતા અને ભારતની સરકાર વચ્ચે છે. વળી, એ બાબતમાંયે કોઈ શંકા નથી કે ભારતના આજના આગેવાનો આ પ્રશ્નનો એવી રીતે ઉકેલ આણશે કે જેથી જમ્મુ અને કાશ્મીરની જનતાને સમાધાન થાય. ભારત એક લોકશાહી દેશ છે અને પાકિસ્તાન જો દખલ કરતું બંધ થશે તો દેશના બીજા ભાગોની જેમ કાશ્મીરમાંયે છેવટે બીજું કાંઈ નહીં પણ જનતાની ઇચ્છા જ સર્વોપરી નીવડશે.

અંતમાં, હું કહેવા માગું છું કે ભારત-પાક મૈત્રીમાં હું હજીયે મારો વિશ્વાસ કાયમ રાખીશ, કારણ કે બંને દેશોએ મિત્રાચારીપૂર્વક રહેવાનું જ છે. પરંતુ કાશ્મીરના પ્રશ્નમાં તેને હસ્તક્ષેપ ન કરવા દેવામાં આવે તેટલા ઉપરથી જો પાકિસ્તાન ભારત સાથે યુદ્ધ કરવા માગતું હોય, તો જ્યાં સુધી ફરી સુબુદ્ધિની આણ ન પ્રવર્તે ત્યાં સુધી મૈત્રીના પ્રયાસોએ થોભવું જ પડશે

(તા ૧૭-૯-'૬૫, ભૂમિપુત્ર ૬-૧૦-૬૫)

## વિનાશનું સરવૈયું !

| | ટેંકો | વિમાનો | સૈનિકો (મરણ) |
|---|---|---|---|
| પાકિસ્તાન : | ૪૬૪ | ૭૦ | ૩૮૪૦ |
| ભારત : | ૧૦૦ | ૩૫ | ૧૧૫૭ |
| પાકિસ્તાનના હિસાબે ભારતની ખુવારી | ૫૦૦! | ૧૧૦! | ૭૦૦૦! |

# પાકિસ્તાનના વેશ-પલટા !

દુર્ભાગ્યની વાત કહો તો ભારે દુર્ભાગ્યની, હકીકત પહેલી એ છે કે પાકિસ્તાનનો જન્મ જ ભારત પ્રત્યેના વિદ્વેષમાંથી, અને અંતે, તેના અંગવિચ્છેદમાંથી થયો છે; એટલું જ નહિ પણ એનો વિકાસ અને ઉછેર એ દ્વેષને ઘોળવામાં અને ઘૂંટવામાં અટવાયેલો રહ્યો છે. એની મહત્ત્વાકાંક્ષાઓ એ દ્વેષના અંતિમ તર્કસમી – ભારતના નિકંદનની – નેમ સાથે સંકળાયેલી રહી છે.

• ટૂંકમાં, પાકિસ્તાનનું આ ૧૮ વર્ષ સુધીનું સમસ્ત અસ્તિત્વ એક જ વિષવર્તુળને આભારી રહ્યું છે

બીજું દુર્ભાગ્ય ગણો તો એ પણ છે કે આવું આ સાખ-પડોશી બનેલું રાષ્ટ્ર ધાર્મિક મુસ્લિમ રાજ્ય છે; અને તે આપખુદ સત્તાખોરોના હાથમાં, એક પછી એક; ફેંકાતું રહ્યું છે.

અને ત્રીજું દુર્ભાગ્ય ગણો તો તે એ કે એશિયાઈ વિસ્તારવાદી સામ્યવાદી ચીનની ધરીમા ધીમે ધીમે સરતાં એ ઘસડાઈ ગયું છે.

• આરંભથી બ્રિટિશ-અમેરિકી છત્રછાયા નીચે ઊછરતા આવેલા આ પાકિસ્તાને પુખ્ત થતાંથતામાં તો જે વેશ-પલટા કર્યા છે તેની પાછળ પણ જો કોઈ સળંગસૂત્રતા કામ કરી રહેલ હોય તો તે ય એક જ છે : ભારત વિદ્વેષની !

—૧૯૫૦ થી ૧૯૬૫ સુધીમાં તેના ત્રણ વેશપલટા થઈ ચૂક્યા છે !

## પહેલો વેશ :

## [૧૯૫૦ થી ૧૯૫૬]

ચીનનો જન્મ થયા બાદ જે થોડાંક રાષ્ટ્રોએ એને સ્વીકૃતિ આપી હતી તેમાં ભારત અગ્રણી હતું; ૧૯૫૦ ના જાન્યુઆરીમાં તો પાકિસ્તાનેય એને માન્યતા આપી હતી; અને ૧૯૫૧ના મેમાં તેમનો પરસ્પર રાજદ્વારી વ્યવહાર શરૂ થઈ ગયો હતો એ પછી બંને વચ્ચે વ્યાપાર-સંબંધ પણ બંધાયો હતોઃ– ચીનને કપાસની જરૂર હતી; પાકને ય વેપારની ગરજ હતી. પરંતુ પાકિસ્તાનને હજી આ સંબંધનું કશું જ મહત્વ ન હતું અને ચીનનેય ખાસ કશા આકર્ષણનું કારણ ન હતું.

ચીન તો એના વિસ્તારવાદી પેંતરા ગોઠવી રહ્યું હતું. ૧૯૫૪મા પશ્ચિમી રાષ્ટ્રોએ એશિયામા સામ્યવાદના વિસ્તારની સામે 'સીઆટો' અને 'સેન્ટો' નું સર્જન કર્યું કે પાકિસ્તાન તરત તેમાં જોડાઈ ગયું ! એટલું જ નહી, પણ પોતાના ઘરની કમ્યુનિસ્ટ પાર્ટીને ગેરકાનૂની ઠરાવી અમેરિકા અને પશ્ચિમની વાહવાહ જીતી ગયું !

ચીને આની સામે ખુલ્લંખુલ્લા પોતાનો રોષ પ્રગટ કર્યો...પરંતુ. અકળાઈ જઈ પાકિસ્તાન સાથેના સંબંધ તોડી નાંખવાનું બિલકુલ જ પસંદ ન કર્યું. બલ્કે, પાકિસ્તાન અમેરિકાની શાહીવાદી છાવણીનું પ્યાદું બની ગયું નથી, એવી ગણત્રીએ તેણે તેની રમત ચાલુ રાખી.

• વાત પણ સાચી હતી. પાકિસ્તાન 'સીઆટો,'-મા જોડાયું હતું તે કંઈ અમેરિકન છાવણીના આકર્ષણે નહિ; મુખ્ય વાત તો એ હતી કે અમેરિકી સહાયથી ભારત સામે, ભારતની સરખામણીમા, તે વધુ બળવત્તર બનવા માંગતું હતું – કાશ્મીરને પોતાના પાશમાં ખેંચી લેવા માટેનું આ એક પગથિયું હતું.

ખૂબીની વાત તો એ છે કે, ચીન સાથેની મૈત્રીમાં પણ વિક્ષેપ ન પડે એ હેતુથી પાકિસ્તાને ચાઉ એન-લાઇના કાનમાં ફૂંક મારી દીધી હતી: (૧૯૫૫ ના એપ્રીલની ૨૩ મી તારીખે બાન્ડુંગ પરિષદની પોલી-

ટીકલ પરિષદ સમક્ષ ફોડ પાડતા ચાઓએ કહી પણ નાખ્યું હતું ):

> પાકિસ્તાન પશ્ચિમી લશ્કરી કરારમાં જોડાયું હોવા છતાં, એ ચીનની વિરુદ્ધ નથી. તે જ રીતે, પાકને પણ ચીનના આક્રમણનો કશો ભય નથી. એટલું જ નહિ, પણ અમેરિકા ચીન સાથેના યુદ્ધમાં સંડોવાશે તો ય, લશ્કરી જોડાણના કરારમાં જોડાયું હોવા છતા પાકિસ્તાન અમેરિકાની પાછળ ઘસડાશે નહીં...'

જો કે, હજી ચીનનો ભારત સાથેનો સબંધ "મીઠો" હતો. અને કાશ્મિરની બાબતમા તે કશું પાક-તરફી વલણ લેવા તૈયાર ન હતું. ( પાકિસ્તાન જ્યાં સુધી અમેરિકી ગાડીમા ચઢેલું હોય ત્યાં સુધી એવું વલણ સલામત નથી એવી ગણત્રી કદાચ હશે. )

• ૧૯૫૦ થી ૧૯૫૬ સુધીના આ પ્રથમ તબક્કા દરમ્યાન પાકિસ્તાનની યુનોમાંની કામગીરી પણ બહુ 'કૉમેલ' ગણાય એવી હતી. અમેરિકા કે ચીન એકેની સામે ખુલ્લી રીતે અથડાવાનુ એણે ટાળ્યું જ હતું.

( દા. ત. ચીનને યુનોમાં દાખલ કરવા-ન-કરવા અંગે, કોરીઅન યુદ્ધ અને ફોર્મોસાની બાબતમાં ) પરંતુ, આ બધા દરમ્યાન, અમેરિકા એવા અંધ વિશ્વાસમાં રહ્યું જણાય છે કે, એશિયામાં સામ્યવાદના વિસ્તારવાદી આક્રમણ સામે તો, સીઆટોના સભ્ય તરીકે, પાકિસ્તાન ખપમા આવશે જ...!

અમેરિકા અને ચીન – બંને સાથેની દિલચસ્પીનો પહેલો વેશ ૧૯૫૬ મા પૂરો થયો.

## બીજો વેશ

### [ ૧૯૫૭ - ૧૯૬૧ ]

બીજો વેશ શરૂ થતાં પાકની અમેરિકા સાથેની મહોબ્બત વધતી જતી દેખાય છે. ૧૯૫૭ માં પાકના વડાપ્રધાન સુરાવર્દી અમેરિકાના પ્રવાસે ઊપડયા અને ત્યાં તેમણે સંયુક્ત નિવેદનમા મત્તુ મારી દીધુ કે મુક્ત-વિશ્વની સુરક્ષિતતા સામે જો કોઈ મુખ્ય ભય હોય તો તે આતરાષ્ટ્રીય સામ્યવાદનો છે. અને, થોડાક વખત તો, ભારત-ચીનના લથડતા જતા સંબંધમાં પાકિસ્તાને ચીનની વિરુદ્ધનું વલણ (ત્યાંના મુખ્યપત્ર પત્રોમા) દેખાડયું હતું. ચીનને હાથે તિબેટનો વધ થયો એ ઘટના પ્રસંગેય પાકિસ્તાનમાં ખળભળાટ પેદા થયો હતો. અને ત્યારે, ભારત-પાક વચ્ચે સહિયારા સંરક્ષણની લાગણી પેદા પણ થઇ હતી. પરંતુ ૧૯૫૯મા અયુબે સહિયારા સંરક્ષણની નીતિ ભારત સામે રજુ કરી ત્યારે પાક.ના પશ્ચિમ સાથેના લશ્કરી કરારોને કારણે, પાક. નીતિ અમેરીકા તરફી જ હોવાની અને અમેરિકાની નીતિ ભારતને દબાવનારી જ હોવાની તથા ચીન તરફથી તો ભારતને કશો ભય નથી, એવી ખાત્રીએ પં. નહેરુએ કશો ઉત્સાહ ન દાખવ્યો; અને તેમણે સામેથી, 'પરસ્પર યુદ્ધ-નહિ'નો કરાર કરવા સૂચવ્યું, જેનો અયુબે ફરી ફરીને ઇન્કાર કર્યો ..

આ બધો સમય ચીન ધીરજ પૂર્વક બેઠું હતું. ભારત અને પાકિસ્તાન વચ્ચે કોઇ મન મેળ ખાય એમ નથી જ, એ વાતની એને ગળા સુધી ખાત્રી હશે

જતે દિવસે ચીનની ધારણા ખરી પડતી થઇ. અમેરિકાની વિદેશ નીતિના મુખ્ય ઘડવૈયા જોન ડલ્લેસનુ અવસાન થયા બાદ, પ્રે આઇઝન હોવરનું ભારત તરફનું વલણ બદલાયું; તે પછી કેનેડીએ વધુ પ્રગટ રીતે ભારત-તરફી નીતિ અપનાવી. આ બધાથી પાકિસ્તાન છંછેડાઇ ઊઠ્યું હતુ. 'સીઆટો'માંનો એનો રસ ઓછો થઇ ગયો હતો. બીજી બાજુ, ચીનની સાથેના સંબંધો કંઇ બગડી ચૂકયા ન હતા; અને રશિયા પાસેથી તેલ-સંશોધન અંગે સહકાર પ્રાપ્ત થઇ શકયો હતો.

## ત્રીજો વેશ

### [ ૧૯૬૨-૧૯૬૫ ]

૧૯૬૨માં ચીને ભારત પર આક્રમણ કર્યું. અને પાકિસ્તાને ખુલ્લંખુલ્લા એને ટેકો આપતું વલણ પ્રગટ કર્યું.

પાક.ને હવે પોતાની મુખ્ય મુરાદ ફળવાની આશા દેખાઈ હશે – ચીનના ભારત પરના આક્રમણ કરતા વધુ

મનભાવતી બીજી કઈ તક હોઈ શકે !

• પાકિસ્તાને કશા જ હિચકિચાટ વિના હુંઝા અને ગિલગિટના, મૂળ ભારતીય વિસ્તારમાંથી ૨૦૦૦ ચો. મા. ચીનને ચરણે ધરી દઈને, ચીનની આરાધના આરંભી દીધી !

આ પછી તો, પાકે અમેરિકાની એશિયાઈ નીતિ (વિએટનામ સહિતની) સામે અવાજ ઉઠાવ્યો; અને પશ્ચિમી દેશો તરફથી ભારતને મળતી શસ્ત્ર-સહાયનો 'હાઉ' ઊભો કરી છાતી કૂટવા માંડી !

– ૧૯૬૪ના ફેબ્રુઆરીમાં ચાઓ એન – લાઇ આફ્રિકાના પ્રવાસેથી પાછા ફરતાં પાકિસ્તાન પધાર્યા અને આજ સુધી કાશ્મીર અંગે ખુલ્લું વલણ નહીં લેનારા ચાઓએ પણ પાકના પલ્લામાં નમતું જોખ્યું......

પાકિસ્તાનના સીઆટો-સેન્ટોમાંના સભ્યપદ વિષે હવે એને ખાત્રી થવા લાગી હશે કે એ ભારત સામેના કરારો જ છે.

–આ પછી, બંને વચ્ચેની બિરાદરીનો દોર દઢતર થયો.

• પાકિસ્તાનને તો કાશ્મીર અંગે ચીનનો ખુલ્લો અને સદ્ધર સાથ જોઈતો હતો ! અને ચીનને એશિયાઇ-આફ્રિકી નેતૃત્વ માટે 'બીજી બાંડુંગ' પરિષદ ઊભી કરવી હતી, તેમાં પાક.નો સહકાર જોઈતો હતો. (ખાસ તો એટલા માટે કે આ દરમ્યાન 'બિન-જોડાણી' રાષ્ટ્રોની 'બીજી બેલગ્રેડ-પરિષદ ભરવાની પેરવી ચાલતી હતી. તેમાં આ બંને 'જોડાણી' રાષ્ટ્રોને સ્થાન ન હતું ! આથી, તેની સામે 'બીજી બાંડુંગ'ની અનિવાર્ય જરૂર બંનેને વરતાઈ હતી !)

૧૯૬૪ના માર્ચમાં પ્રે. અયુબે ચીનનો પ્રવાસ ખેડયો : બંને "ભાઈ-ભાઈ" બની ભેટયા ! વિદેશ-નીતિઓ અંગે સમાનતા હોવાનું બંનેએ જાહેર કર્યું. (જો કે આવી જાહેરાતો અનેક મતભેદો છતાં દરેક 'મિત્ર' ગણાતા દેશો પરસ્પરની મુલાકાતો વખતે કરતા જ હોય છે.)

• પાક.-ચીન સંબંધ હવે પરસ્પર વધુ હુંફાળો બન્યો હતો.

—ચીને રશિયાના ઓશિયાળાપણામાંથી 'મુક્તિ' મેળવી લીધી હતી !

—પાકિસ્તાન અમેરિકાના દબાણમાંથી હટી રહ્યું હતું.

• અગાઉ, સામ્યવાદ વિરોધી પશ્ચિમી રાષ્ટ્રો સાથે પાનું પાડવાની જરૂર જણાતાં, 'મુક્ત વિશ્વ' સામેના સામ્યવાદના ભયને પડકારનારા ખત-પત્ર પર, અમેરિકા સાથે, પાકિસ્તાને મત્તુ માર્યું હતું. હવે, ચીન અને રશિયાની મૈત્રી સાધવા માટે એણે 'શાહીવાદ અને સંસ્થાવાદના નિકંદન'નો પડકાર કરતાં સંયુક્ત નિવેદનોમાં મત્તુ માર્યું !

ચીન-પાકિસ્તાનની આ ધરીને કેટલી સદ્ધર ગણવી ? આ મૈત્રીની કોને વધુ લાભદાયી નીવડશે ? એવા સવાલો અગાઉ પુછાતા રહ્યા છે. આજે ય હજી સ્પષ્ટ જવાબ નથી. છતાં, અણસારા સમજી લેવા જેવા છે.

તાજેતરમાં, આ વર્ષના ઓગસ્ટમાં પાકિસ્તાને કાશ્મિર પર આક્રમણ શરૂ કર્યું ત્યારે ચીનની પૂરા પીઠબળની યોજના હોવાનું મનાય છે. (ચીનના વિદેશ પ્રધાન ચેન યી એ દિવસોમાં પાકિસ્તાન જઈ પણ પહોંચેલા.)

આમ છતાં, પાક જ્યારે પશ્ચિમ પાકિસ્તાનમાં ભારતને હાથે બોખરું થઇ રહ્યું હતું, અને ચીન પૂર્વમાં બીજો મોરચો ખોલશે એવી અપેક્ષા સેવાઈ રહી હતી ત્યારે, ચીને ધાકધમકીની ગાજવીજ કરી, ભારતનો 'મૂડ' જોઈને (કે પછી અમેરિકાની બીકે ? રશિયાના ભારત તરફી વલણના કારણે ?) મોં ફેરવી લીધું...

—આ જોતાં તો, પાક. થાપ ખાઈ ગયું જણાય છે.

હવે ચોથા વેશની વેળા વરતાય છે !

# સલામતી સમિતિના ગેરકાનૂની નિર્ણયો !

[ જસ્ટિસ શ્રી વી-બી રજુ હાઇકોર્ટ જજ. (અમદાવાદ)ની પુસ્તિકા "લિગેલીટીઝ ઓફ ધી સિક્યુરિટી કૌંસિલ્સ એક્શન્સ એન્ડ રેઝોલ્યુશન્સ ઓન કાશ્મીર"ના આધારે ]

કાશ્મિર પ્રકરણમા સલામતી સમિતિની કારવાઇ આરંભથી જ ગેરકાનૂની અને અઘટિત રહી છે

## ૧૯૪૯ નો ઠરાવ

૧. ૧૯૪૯ મા સલામતી સમિતિએ ઠરાવ કરીને કાશ્મિરમાથી પાકિસ્તાની લશ્કરોને પાછા ખેંચી લેવા ફરમાન કર્યું હતુ—એ હકીકત જ પુરવાર કરે છે કે કાશ્મિરના પ્રદેશ ઉપર પાકિસ્તાનનો કોઈ અધિકાર નથી.

—સલામતી સમિતિની આ આજ્ઞાનુ પાલન પાકિસ્તાને કર્યું નહિ તેથી આર્ટિકલ ૪૧-૪૨ અનુસાર સમિતિએ તેની સામે પગલા લેવા જોઈતા હતા (ચેપ્ટર ૧ તથા ૭ મા અનુસાર યોગ્ય પગલા લઈ શકે છે )

—આક્રમણ એ કઈ ચર્ચા કે વિવાદ નથી છતા ૭ મા ચેપ્ટર અનુસાર પગલા લેવાને બદલે, ૬ કા ચેપ્ટર અનુસાર ચર્ચા-મંત્રણાઓ ચાલુ રાખી, એ વર્તન ગેરકાયદે છે

—૧૯૪૯ મા સલામતી સમિતિએ કાશ્મિરમા લોકમત (પ્લેબીસાઇટ) લેવાનો ઠરાવ કર્યો હતો પરંતુ ચેપ્ટર ૭ અનુસાર તેને આવો ઠરાવ કરવાનો કોઈ અધિકાર ન હતો કેમકે આક્રમણના કિસ્સામા ચેપ્ટર ૭ અનુસાર જ પગલા ભરવા જોઈએ.

મૂળ હકીકત તો એ છે કે-

કાશ્મિર અંગે કોઈ ઝગડો હોવાનુ ભારતે યુનોમા નોંધાવ્યુ નથી, એવી કોઈ ફરિયાદ કરી જ નથી એણે તો પાક આક્રમણના જ ફરિયાદ નોંધાવી હતી વળી, પાકિસ્તાને પણ ઝગડા અંગે કોઈ ફરિયાદ નોંધાવી ન હતી

—ઉપરની સ્થિતિમા સલામતી સમિતિએ ચેપ્ટર ૭ અનુસાર જ વર્તવુ રહ્યુ. આ છતા, ચેપ્ટર ૬ અનુસાર બને પક્ષો વચ્ચેના કાનૂની પ્રશ્ન અંગે મંત્રણા ગોઠવવી હોય તો ય, સલામતી સમિતિએ, પહેલાં તો, આ પ્રશ્ન 'ઇન્ટરનેશનલ કોર્ટ ઓફ જસ્ટિસ' સમક્ષ રજૂ કરવો જોઈતો હતો

—જો પાકિસ્તાને કાશ્મિરના ભારત સાથેના જોડાણ સામે પડકાર કરવો હોય તો ય તેણે આ પ્રશ્ન પ્રથમ ઇન્ટરનેશનલ કોર્ટ સમક્ષ રજૂ કરવો રહે છે

• ઉપર મુજબ વિધિ થયા પૂર્વે સલામતી સમિતિ કોઈ પણ પ્રકારનો નિર્ણય કરી શકે નહિ

**આ બધા કારણસર સલામતી સમિતિનો ૧૯૪૯નો ઠરાવ ગેરકાનુની છે.**

વળી,

—ચેપ્ટર ૬ અનુસાર પણ, સલામતી સમિતિ બને પક્ષોને મંત્રણા માટે સૂચના કે ભલામણ જ કરી શકે છે તેજ રીતે લોકમત લેવાનુ પણ સૂચન જ તે કરી શકે – નિર્ણય નહિ

—ઉપરાત, પાકિસ્તાને આક્રમણ કર્યાની ફરિયાદ કરનાર ભારતને તે લોકમતની ભલામણ પણ કરી ન શકે આ તો, ભારત સાથે આરોપી જેવુ વર્તન થયુ ગણાય-જે અસ્થાને છે

૨. ૧૯૬૫ના ઓગસ્ટમાં પાકિસ્તાને યુદ્ધ વિરામ હરોળ ઓળંગીને બીજી વાર કાશ્મિર પર હલ્લો કર્યો છે.

—પોતાના ૧૯૪૯ના ઠરાવનો ભંગ કરનાર પાકિસ્તાનની સામે સલામતી સમિતિએ તત્કાલ ચાંપતાં પગલાં ભરવા જોઈતા હતાં. ×× કલમ ૩૯ અનુસાર શાંતિનો ભંગ કરનાર દેશની સલામતી સમિતિની બેઠક રહેવા દેવી કે રદ કરવા એનો નિર્ણય કરવો જોઈતો હતો. ×× (કલમ ૪૧–૪૨ અનુસાર નિયમ ભંગ કરનાર દેશ સાથે આર્થિક કે લશ્કરી સંબંધ તોડી શકાય.)

—૧૯૬૫માં કોઇ પણ ઠરાવ કરવા પહેલાં સ. સમિતિએ નિર્ણય કરવો રહે છે કે (અ) પાકિસ્તાને ભારતમાં શસ્ત્રસજ્જ ઘુસણખોરો મોકલ્યા હતા કે નહિ. (બ) ભારતે કાશ્મિર યા એના કોઇ પણ પ્રદેશ ઉપર આક્રમણ કર્યું હતુ કે નહિ.

પરંતુ, ૧૯૪૯માં સ. સમિતિએ, ભારતની ફરિયાદના આધારે, પાકિસ્તાનને આખું કાશ્મિર ખાલી કરવા ફરમાવ્યું હતું. એનો અર્થ એ કે કાશ્મિર અંગે ભારતની જવાબદારી સ્વીકારાઈ ગયેલી છે.

આથી, સ. સમિતિ ૧૯૬૫ ના સંઘર્ષમાં કાશ્મિરમાં ઘુસી ગયાનો આક્ષેપ ભારત ઉપર કરી જ ન શકે.

**એટલે કે, કાશ્મિરના કોઇ પણ પ્રદેશમાંથી ભારતને પોતાનાં લશ્કરી દળો પાછાં હઠાવી લેવાની આજ્ઞા ગેરકાનૂનનાં છે.** (ભલે પછી એ પ્રદેશ પાકિસ્તાને ગેરકાનની રીતે હમણાં કે અગાઉ પચાવી પાડેલો હોય – ભારતના કબ્જામા ન હોય.)

**ભારતે પોતાનાં દળો પાછાં ખેંચવાં એનો અર્થ જ એ કે સમગ્ર કાશ્મિર ભારતનો એક વિભાગ છે એ હકીકત ખોટી પૂરવાર કરવી!**

**બલ્કે, સલામતી સમિતિ ભારતને કાશ્મિરમાંનાં દળોને એક જગાએથી બીજી જગાએ ખસેડવાનું પણ ન કહી શકે.**

ટૂંકમાં, કાશ્મિરનો અમુક ભાગ ભારતની માલિકીનો નથી, યા તો તેનું ભારત સાથેનું જોડાણ યોગ્ય નથી, એવો કોઈ નિર્ણય સમિતિએ કર્યો હોય તો જ તે આવું સૂચન કરી શકે.

એટલે કે—

● સલામતી સમિતિનો ૨૦મી સપ્ટેમ્બર ૧૯૬૫ નો ઠરાવ કે ભારતે પોતાનાં દળો ૫ મી ઓગસ્ટના સ્થળે પસેડી લેવા એ માગણી જ ગેરકાનૂની છે.

(પરંતુ, ૧૯૪૯ના ઠરાવમા પાકિસ્તાનને કાશ્મિર ખાલી કરી જવાનો હુકમ આપ્યો હોઈને આવો હુકમ તેના પૂરતો થઈ શકે.)

યુદ્ધ વિરામને આદેશ દરેક સભ્યે સ્વીકારવો પડે અને તેના પાલનનો ભંગ કરનાર સામે સ. સમિતિ યોગ્ય પગલા લઈ શકે. ××× ભારતે બિનશરતે સ્વીકાર કર્યો હતો; ત્યારે, પાકિસ્તાને ઈન્કાર કરી પોતાની રાસ્તો રજ કરી હતી. અને સ્વીકાર કર્યા પછીય તેણે જ ભંગનો આરંભ કરી દીધો છે. આ બધું જોતાં સમિતિએ પાકિસ્તાન સામે જ પગલા લેવા રહે છે.

**૧૯૬૫નો ઠરાવ ૧૯૪૯ના ઠરાવથી વિરુદ્ધ જાય છે**

– ૧૯૪૯માં પાકિસ્તાનને આખું કાશ્મિર ખાલી કરી જવાનો હુકમ કરવામા આવ્યો હતો.

—૧૯૬૫ના ઠરાવમાં ઓગસ્ટની ૫ મી તારીખના સ્થળે પહોંચી જવાનું ફરમાન છે!

એટલે કે–

● ૧૯૪૯માં પાકિસ્તાન પાસેથી અધિકાર (કાશ્મિરના કોઈ પણ ભાગ ઉપરનો) છીનવી લેવામાં આવ્યો હતો, તે ૧૯૬૫ના ઠરાવથી પાછો આપવા જેવું વિરોધી પગલું અસંગત અને અયોગ્ય છે.

# રાષ્ટ્રની
## આઝાદી અને આબાદીની વૃદ્ધિ માટે



# નાની બચત યોજનામાં નાણાં રોકો

## નેશનલ ડિફેન્સ સર્ટિફિકેટ
## ડિફેન્સ ડિપોઝિટ સર્ટિફિકેટ

*એન્યુઇટી સર્ટિફિકેટો, સીટીડી અને પોસ્ટ ઓફિસ બચત ખાતાંમાં નાણાં રોકો*

ગુજરાત સરકારના માહિતી ખાતા તરફથી પ્રકાશિત

# યુદ્ધ–સજ્જતાનું અર્થકારણ

—રમેશ ભટ્ટ

ભારત–પાકિસ્તાન યુદ્ધથી ભારતનો કાયાકલ્પ થયો, એક નવો જ રાષ્ટ્રનું નિર્માણ થયું', એવું ઘણાને લાગે છે, અને એમ લાગવામાં વજૂદ જરૂર છે. આપણે રાષ્ટ્ર તરીકે આપણી ચેતનાનો, આપણી ફનાગીરીનો અને આપણી એકતાનો વિશ્વ સમક્ષ સારો પુરાંતવાળો હિસાબ આપ્યો.

પરંતુ, યુદ્ધમાં પ્રજાની લાગણીઓનો ઉદ્રેક એટલો બધો છલોછલ હોય છે કે તેમાં શાંતચિત્તે સ્વસ્થતાથી, ઠંડા કલેજે વિચારવાનું લગભગ અશક્ય બની જાય છે. આ સ્વાભાવિક પણ છે. આમ છતાં પ્રજાનો આ મુગ્ધતા અને આવેશમયતાનો ભિન્ન ભિન્ન હેતુસર લાભ ઉઠાવનારા વર્ગો પણ આ કાળે કામે લાગેલાજ હોય છે. આથી ઘણીવાર પ્રજાને પોતે અમુક દિશામાં ખૂબ લાંબે સુધી ઘસડાઈ જાય ત્યાર પછી જ ખબર પડતી હોય છે કે પોતે કંઈક ખરાબે ચઢી ગઈ છે. આવું તો અનેક વાર બનતું આવ્યું છે, તેની ઇતિહાસ શાહેદ પૂરી શકે તેમ છે.

આ યુદ્ધમાં પણ આવી ઘણી વાતો–વિચારો ચાલ્યા કર્યાં છે. 'પાકિસ્તાન કબ્જે કરો', 'બંગાળ જીતી લો', 'શસ્ત્રમા સ્વાવલંબી થઈ જાઓ', 'અમેરિકાની સહાય બંધ કરી દો', 'રશિયા સાથેની મૈત્રી ગાઢી બનાવો', 'દેશનું લશ્કરીકરણ કરો', 'અણુબોંબ બનાવો', 'કોમનવેલ્થમાથી નીકળી જાઓ' – આવી આવી તો કંઈ કેટલી વાતો અત્યારે હવામાં છે.

શસ્ત્ર–સ્વાવલંબન અને શસ્ત્ર–સજ્જતાની વાત તો ખૂબ જ જોર ઉપર છે. આ બંને શબ્દોનો અર્થ સમજવાની ભારત અને પાકિસ્તાન બંને માટે જરૂર છે. આ અર્થ જરા વિગતે સમજાવવાના બંનેનો પ્રયાસ અહીં રજૂ કર્યો છે: યુદ્ધસજ્જતાનું અર્થકારણ પણ આપણે સમજી લેવા જેવું છે અને યુદ્ધનું અર્થકારણ પણ વિચારી જવા જેવું છે.

ભારતને પણ વિશ્વની એક મહાસત્તા બનવાના અરમાનો રાખવાનો અધિકાર છે. પરંતુ એ માત્ર અરમાનની ચીજ નથી. એનું અર્થકારણ છે. એનું રાજકારણ અને સમાજકારણ છે. આપણે મહાસત્તા બનવા માટે શસ્ત્ર–સ્વાવલંબન કેટલું કરવું જોઈએ? આપણે યુદ્ધસજ્જતા કોની કોની સામે રાખવાની? આમ કરવામાં આપણી પ્રજા તરીકે કેટલી તૈયારી છે અને જોઈએ? ભારત જેવા ગરીબ છતા લોકશાહી મૂલ્યોને વળગી રહેવા માંગતા રાષ્ટ્રે આ અંગે મનોમંથન અવશ્ય કરવું જ રહ્યું.

રાષ્ટ્ર જ્યારે આવા વિચારો કરવાની શક્તિ, આવું મનોમંથન આદરવાની તૈયારી, ક્ષીરનીરનો વિવેક કરવાની સૂઝ અને ખુલ્લો દિમાગ ગુમાવે છે ત્યારે પરાજયો અને બરબાદી એ માત્ર સમયનો સવાલ હોય છે.

અહીં યતકિંચિત વિચારમંથન કરવાનો પ્રયાસ કરીશું.

પોતાના દેશના સૈન્યના વિજયથી કયો દેશભક્ત આનંદ ન પામે? ચીની આક્રમણે આપણી રાષ્ટ્રીય ચેતના ઉપર, રાષ્ટ્રીય અસ્મિતા ઉપર નામોશી લાદેલી અને ત્યારબાદ કચ્છ–પ્રકરણે એમને ઉઘાડી કરેલી. આ બંનેમાંથી પાકીસ્તાન સાથેના યુદ્ધે આપણને તાર્યા છે. પ્રજામા શ્રદ્ધા અને આત્મવિશ્વાસનું અનેરું વાતાવરણ પેદા થયું છે. ઘણી બધી બાબતોમાં પ્રજા સરકાર કરતાં આગળ વધી ગઈ છે, એવું દેખાય છે. પ્રજાને ખપતું નેતૃત્વ આજે મળતું નથી એવું પણ જણાયા વિના રહેતું નથી.

## ચીની યુદ્ધનો આછો બોધપાઠ

આ પરિસ્થિતિનું મોટું કારણ એ છે કે આપણે બ્રિટીશ રાજમા છેલ્લાં ૧૦૦ વર્ષથી યુદ્ધ અનુભવ્યું જ નથી. બે વિશ્વયુદ્ધો ખેલાયા પણ બ્રિટીશ સલ્તનતની છત્રછાયામા આપણે સલામતીથી જીવ્યા છીએ. ચીની આક્રમણ વખતનું યુદ્ધ પ્રમાણમા સ્થાનિક પ્રકારનું હતુ, અને આપણી નિર્જન એવી સિમાઓ પર ખેલાયું હતું. અને તે ટાણે હવાઇ દળનો ઉપયોગ જાણીને, પોતાના જ હિતમા નહોતો કર્યો; આપણે એમ ન કરવાની આમન્યા સ્વીકારી હતી. એટલે આપણને એક પ્રજા તરીકે પૂરા કદના યુદ્ધનો ખ્યાલ જ ન હતો અને હજુ ય બહુ ઓછો આવ્યો છે.

## લડત યુગનું નેતૃત્વ

આજનું જે નેતૃત્વ છે તે મોટે ભાગે સ્વરાજ્યની 'લડત યુગ'નું નેતૃત્વ છે. ગાંધીજીની આગેવાની હેઠળ જે સ્વરાજ્યની લડતો ચાલી તેના સંસ્કારો એટલા રૂઢ થયેલા છે કે એ અહિંસક સ્વરાજ્યનું આંદોલન કે લડત અને આ યુદ્ધ વચ્ચેનો ભેદ આપણે પારખી શકતા નથી. અને આ યુદ્ધ ચાલ્યું ત્યારે જાણે સ્વરાજ્યનું આંદોલન ચાલતું હતું તેવા પ્રકારની રીતરસમોથી આપણે વર્ત્યા.

આ નવી લડતમા લાભ એ હતો કે તેને સરકારનો સો ટકાનો ટેકો હતો. આઝાદીની લડત સરકાર સામેની હતી. આથી આ લડતમાં જોડાવું સરળ જ નહીં પરન્તુ પ્રતિષ્ઠા અપાવનારુ નીવડ્યુ.

આપણી લડતો ચાલતી ત્યારે શું બનતું ? બ્રિટીશ સરકારને અગાઉથી મહેતલ આપવામા આવતી. બ્રિટીશ સરકાર પૂરી તૈયારી કરી લેતી. પછી નેતાગણ એલાન આપતો, ઠરાવો કરવામા આવતાં, સરઘસો નીકળતાં, પ્રભાત ફેરીઓ યોજાતી. ધ્વજવંદન કરવામા આવતું, સૂત્રો પોકારવામાં આવતાં, ફંડફાળા કરવામા આવતા, વોર્ડવાર સમિતિઓ નીમાતી, નેતાઓ પહેલાં પકડાઇ જતા. જેની ધરપકડ પહેલી થાય તે વધુ પ્રતિષ્ઠિત ગણાતુ. આથી પ્રજા ઉશ્કેરાતી, સરકાર મારઝૂડ કરતી અને આમ લડત પૂરી થતી.

આ બધું કરનારા આપણાં દિવંગત અને હયાત દેશબાંધવોને આઝાદી લાવી આપવા માટે સો સો સલામ !

પરંતુ બ્રિટીશ સરકાર સામેની અહિંસક લડતનો યુગ તો પૂરો થઇ ગયો અને હવે સ્વાધીનતા અને સાર્વભૌમત્વના રક્ષણનો જીવસટોસટનો યુગ શરૂ થયો છે. લડત-યુગ પૂરો થયો છે.

## શાંતિદૂતનો પાઠ

આપણે આઝાદ થયા હતા ત્યારે બીજું વિશ્વ-યુદ્ધ માંડ પત્યુ હતું. યુદ્ધે ચઢેલાં રાષ્ટ્રો પોતાનો થાક ઉતારતાં હતાં. વિશ્વમાં બે સત્તાજૂથો બહાર આવ્યા હતાં. આપણે એ બંનેથી દૂર રહીને શાંતિના ફિરસ્તાનો ભાગ ભજવ્યો. આપણે માટે તે હિતકર હતું જ, અને શાંતિના કબૂતરો ઉરાડવાં એ દુનિયામાં પણ સારું લાગતું હતું. આપણી શાંતિપ્રિયતાની નીતિ આપણી અહિંસક પ્રણાલી સાથે પણ સુસંગત હતી. નહેરુયુગમાં આ બધું ઘણું સારી પેઠે પાર ઊતર્યું.

પરંતુ ચીનના ઉદયે અને તેના દ્વારા આપણે કરવી પડેલી પીછેહઠે આપણને જાણે ઊંઘમાંથી જગાડયા ! લશ્કર પાછળ રાષ્ટ્રીય આવકના માત્ર ૨.૫ ટકા ખર્ચનાર રાષ્ટ્રને તે ખર્ચ બમણો કરી નાખવાને પ્રેર્યો. છેલ્લાં બે ત્રણ વર્ષમા આપણે ભારે લશ્કરી સજ્જતા કેળવી. આ સજ્જતા કેળવવા માટે આપણે સરકારને ૬૩-૬૪ના એકજ વર્ષમાં રૂા. ૨૭૨ કરોડના કરવેરા નાંખવાની મોકળાશ કરી આપી. આવા અભૂતપૂર્વ બજેટને પ્રજાએ હસતે મોંએ સ્વીકાર્યું.

## અભૂતપૂર્વ બદલો

આપણી આ લશ્કરી સજ્જતાનો હિસાબ આપણને પાકિસ્તાન સાથેના છેલ્લા યુદ્ધમા મળી ગયો. છેલ્લાં બે-ત્રણ વર્ષમાં લશ્કર પાછળ ખર્ચેલાં નાણાંનો આપણે લશ્કરી વિજયો મેળવ્યા એ તો લાભ થયો જ. આપણે પાકિસ્તાનની લશ્કરી તાકાતને પાંગળી કરી નાખી એ તો નિરાંત થઈ જ. પરંતુ સૌથી મોટો લાભ એ થયો કે પ્રજામાં બેનમૂન એકતાની,

રનાગીરીની અને ધગશની લાગણીઓ જાગી ઊઠી: આખું રાષ્ટ્ર જાણે નવા ઉત્સાહથી જાગી ઊઠયું.

ચીની આક્રમણ સામે લડવાનું આવ્યું હતું ત્યારે પણ પરાજયો છતાં પ્રજાનો ઉત્સાહ અને જુસ્સો અદમ્ય હતાં. ત્યાર પછીનાં વર્ષોમાં રાષ્ટ્રીય જીવન વિદીર્ણ થઈ રહ્યું છે એ દેખાડનારા ઘણા બનાવો બન્યા, અને છતાં રાષ્ટ્રએ જે ચૈતન્ય દેખાડયું તે સાચે જ અભૂતપૂર્વ કહી શકાય તેવું છે. અબજો રૂપિયા ખર્ચવા છતાં આવું રાષ્ટ્રીય ઐક્ય મળી શકતું નથી તે જોવા ઇચ્છનારાઓને ઇન્ડોનેશિયાના બનાવોએ બોધદાયક દૃષ્ટાંત પૂરું પાડયું છે.

### ત્રણ નિર્ણયો

આ યુદ્ધ દ્વારા આપણે બે ત્રણ મુદ્દાઓ ઉપર સ્પષ્ટ થયા છીએ. સૌ પ્રથમ આપણે શાંતિપ્રિય દેશ હોવા છતાં પાકિસ્તાન કે ચીનની લશ્કરી તાકાતને કે બળજબરીને વશ થવા માંગતા નથી. બીજું, આપણને એ વાતની પણ પ્રતીતિ થઈ ચૂકી છે કે, પાકિસ્તાન અને ચીન આપણને પગથાળીને શાંતિથી જીવવા દેવાનાં નથી; એટલે કે આપણે તેમની સામે શસ્ત્રો સજીને તૈયાર જ રહેવું પડવાનું છે. તેઓ ગમે ત્યારે આપણી ગફલત અને બિનતૈયારીનો લાભ ન લઈ બેસે તે માટે આપણે હરહંમેશ શસ્ત્રસજ્જ રહેવું જ પડવાનું છે. ત્રીજું, આપણને લશ્કરી અને આર્થિક સહાય આપનારા દેશો એ બંને પ્રકારની સહાય રોકીને આપણને અપમાનભર્યું સમાધાન કરવાની ફરજ ન પાડે અથવા તો તે માટે દબાણ ન લાવે માટે આપણે શસ્ત્રોની બાબતમાં સ્વાવલંબી બની જવા માંગીએ છીએ અને આર્થિક ક્ષેત્રે પણ અન્નની બાબતમાં ઝડપી સ્વાવલંબી બની જવા માંગીએ છીએ.

### ફંડફાળા અને લડાઇ

આ ત્રણે નિર્ણયોનો અમલ કેટલો વ્યવહારુ છે તે જુદો સવાલ છે. પરંતુ આ નિર્ણયોની બાબતમાં આપણો દૃષ્ટિકોણ લક્ષ્યનો જ રહ્યો છે. યુદ્ધ શરૂ થતાં ફંડફાળા શરૂ થઈ જાય છે. એમાં પૈસા ભરીને રાષ્ટ્રપ્રેમ વ્યકત કરવામાં અને માપવામાં આવે છે. પરંતુ આવા ફાળાઓ રાષ્ટ્રપ્રેમને માપવાનું અતિ અકુશળ સાધન છે. યુદ્ધસજ્જતા અને શસ્ત્રસ્વાવલંબન એ તો એવાં મહામૂલાં ધ્યેયો છે, કે, આવા ફંડફાળાઓનું મુખ્ય મંદિરમાં પાઇ પૈસો મૂકવા જેવું જ રહેવાનું. આપણે સૌએ તેથી મોટા આર્થિક ભોગ માટે, બલિદાન માટે તૈયારી કરવી પડશે એમાં કોઇ શંકા નથી. પ્રજા જે ઉદારતાથી ફાળામાં નાણાં આપે છે તે માટે કોની છાતી ગજ ગજ નહિ ફૂલતી હોય? આ લખનારનીય સવા ગજ ફૂલે છે. પરંતુ હવે, આટલેથી પતી ગયું નથી. પરંતુ હજુ ઘણું લાંબું વેઠવાનું અને ખેંચવાનું આવશે. એ બાબતમાં લોકશિક્ષણ થવું જોઇએ. પ્રજાના પ્રયાસોને યોગ્ય દિશામાં વાળવા જોઇએ. લખનારનું માનવું તો એવું છે કે પ્રજાની તૈયારીઓ મોટી છે, પરંતુ તેમની એ શકિતઓને, તાલાવેલીને યોગ્ય માર્ગદર્શન મળ્યું નથી.

### શસ્ત્રસ્વાવલંબનની અસરો?

શસ્ત્રસ્વાવલંબન અને યુદ્ધસજ્જતા માટે આપણા જેવા અલ્પવિકસિત દેશે આપણી રાષ્ટ્રીય આવકને ઝડપભેર વધારવી પડશે. એ રાષ્ટ્રીય આવક વધશે તેનો લાભ આપણને નાગરિકોને નહીં મળે પરંતુ તે તો શસ્ત્રસ્વાવલંબન પાછળ જશે.

બીજું, આપણે જે બચત કરીશું તે બધી પણ યુદ્ધની સામગ્રીમાં પેદા કરવા પાછળ જ રોકવી પડશે. મતલબ કે દેશની બચતમાંથી લોકોના વપરાશની ચીજોનું ઉત્પાદન વધે તેવું ઉત્પાદન માંડી જ વાળવું પડશે. એનું પરિણામ એ આવશે કે દેશમાં લોકોના વપરાશની ચીજોનું ઉત્પાદન વધશે નહીં; અને જે કંઈ પેદા થાય તેમાંથી સંતોષ માનવો પડશે.

### વપરાશી ચીજો પર કાપ

આવા સંજોગોમાં, સંરક્ષણ પાછળ થતા ખર્ચથી અને વપરાશી ચીજોનું ઉત્પાદન ન વધવાથી અર્થતંત્રમાં ફુગાવો થવાની, એટલે કે, ભાવ-વધારાની પૂરી શકયતા છે જ. વળી, આપણા દેશમાં તો આયોજનયુગમાં ફુગાવાનો ઉપદ્રવ તો ચાલુ જ રહ્યો છે. આથી આગામી વર્ષોમાં ભાવવધારાને માટે આપણે તૈયાર રહેવું જ પડવાનું. આ ભાવવધારાની અસર ગરીબ

રાખીને જ ઘડી છે અસરકારક સરક્ષણ માટે ખેતી વાડીના અધિક ઉત્પાદનની, વધુ પોલાદ તથા લોખંડની અને વધુ રસાયણોની જરૂર છે એવી જ રીતે વાહન-વ્યવહારની વધુ સગવડો, વધુ વીજળી અને વધુ ટેકનિકલ શિક્ષણની જરૂર છે ત્રીજી યોજનામા આ કામો યોજનાના ૮૫ ટકા જેટલા છે આમ, વિકાસયોજના, ટૂંકાગાળાની તથા લાંબાગાળાની દષ્ટિએ, સરક્ષણ યોજનાને મળતી છે

**સરક્ષણલક્ષી યોજના**

ચોથી યોજના વધુ સરક્ષણલક્ષી બનાવાશે એવી જાહેરાત થઇ ચૂકી છે ખાસ કરીને આ અગે ખેતી અને ભારે ઉદ્યોગો પરનો ઝોક ચાલુ રહેશે ઉપલબ્ધ આકડાઓ પ્રમાણે ચોથી યોજનાનુ કદ રૂા ૨૧,૫૦૦ કરોડનુ રખાયુ જે ચોથી યોજનાના આવેદનપત્રમા આપેલ રૂા ૨૨,૫૦૦ કરોડના કદ કરતા નાનુ છે રૂા ૨૧,૫૦૦ કરોડમાથી રૂા ૧૪,૫૦૦ કરોડ જાહેર વિભાગ માટે ફાળવવામા આવ્યા છે રૂા ૭,૦૦૦ કરોડ ખાનગી વિભાગ માટે ફાળવવામા આ યા છે અહી પણ જાહેર વિભાગના ભાગે આવેદનપત્રમા રૂા ૧૫,૬૦૦ કરોડ વિચારાયા હતા તે ઘટાડીને રૂા ૧૪,૫૦૦ કરોડ કરવામા આ યા છે નવી પરિસ્થિતિમા સરક્ષણની દષ્ટિએ હવે જે ચોથી યોજનુ અતિમ સ્વરૂપ બહાર પડશે એમા કદાચ નક્કી થયેલ યોજનાના કદને વિસ્તૃત બનાવવા અગે પ્રયાસ થશે એવી જ રીતે મેમોરેન્ડમમા ચોથી યોજના દરમ્યાન વિકાસનો દર ૬ ૫% વિચારાયો હતો તે ઘટાડીને ૬% કરાયો છે, અને ઔદ્યોગિક વિકાસનો દર જે ૧૧% નો વિચારાયો હતો તેમા પણ ઘટાડો કરાયો છે ખેતઉત્પાદનના વિકાસનો દર જે ૫% વિચારાયો હતો, તેમા કાઇ ફેરફાર કરવામા આવ્યો નથી ચોથી યોજના માટે જરૂરી પરદેશી હૂડિયામણની કુલ રકમ રૂા ૪૦૦૦ કરોડ નક્કી કરાઇ છે એમાથી આ અગાઉ પ્રાપ્ત કરેલ પરદેશી લોનની પરત કરવાની રકમ બાદ કરીએ તો ચોથી યોજના માટે રૂા ૨૬૫૦ કરોડ પરદેશી હૂડિયામણની જરૂર પડશે

**સરક્ષણ ખર્ચની સરખામણી**

મુખ્ય અને મૂઝવતો પ્રશ્ન એ છે કે જ્યારે રૂા ૨૧,૫૦૦ કરોડના કદની ચોથી યોજના માટે જરૂરી સાધનો પ્રાપ્ત કરવાની મુશ્કેલી છે, ત્યારે સરક્ષણનુ ખર્ચ વધતા એથી વધુ સાધનો પ્રાપ્ત કરવા શક્ય બનશે કે કેમ ?-ચોથી યોજનામા ખર્ચ અને પ્રાપ્ત-સાધનોનો વિચાર કરીએ તો રૂા ૩૬૦૦ કરોડની ખાધ રહે છે આમાથી લગભગ રૂા ૩૦૦૦ કરોડ વધારાના કરવેરા દ્વારા પ્રાપ્ત કરવાનુ આપણુ લક્ષ્ય છે આમાથી લગભગ રૂા ૧૨૦૦ કરોડ એટલે કે ૪૦% જેટલા કરવેરા રાજ્યોએ નાખવાના રહેશે સરક્ષણ ઉપર ચોથી યોજના દરમિયાન ઓછામા ઓછા રૂા ૫,૦૦૦ કરોડ ખર્ચવા પડશે અત્રે એ નોધવુ જોઇએ કે ૧૯૬૨ સુધી આપણે બીજા વિકસિત અને અલ્પવિકસિત દેશોની સરખામણીમા સરક્ષણ ઉપર ઓછુ ખર્ચ કરતા હતા, જે નીચેના કોઠા ઉપરથી સ્પષ્ટ થશે

**કુલ રાષ્ટ્રીય આવકના કેટલા ટકા સંરક્ષણ પાછળ ખર્ચાય છે**

**(૧૯૬૧-૬૨)**

| | |
|---|---|
| ભારત | ૨ ૦૫ |
| બર્મા | ૭ ૮૩ |
| પાકિસ્તાન | ૪ ૧૪ |
| સિલોન | ૧.૨૬ |
| જાપાન | ૧ ૨૦ |
| બ્રિટન | ૭ ૨૦ |
| ફ્રાન્સ | ૭ ૨૫ |
| પ. જર્મની | ૪ ૭૨ |
| સ્વીડન | ૫ ૦૦ |
| અમેરિકા | ૧૧ ૨૩ |
| કેનેડા | ૫ ૫૩ |

૧૯૬૨ મા ચીની આક્રમણ બાદ સરક્ષણ ઉપર આપણે નીચે મુજબ ખર્ચ વધાર્યુ છે

**સરક્ષણ ઉપર ચીની આક્રમણ બાદ કરવામા આવેલ ખર્ચ (કરોડ રૂા માં)**

| વર્ષ | ખર્ચ |
|---|---|
| ૧૯૬૨-૬૩ | ૪૪૫ ૦૮ |
| ૧૯૬૩-૬૪ | ૭૧૩ ૭૬ |
| ૧૯૬૪-૬૫ | ૭૩૫ ૬૬ |
| ૧૯૬૫ ૬૬ | ૭૬૯.૦૦ |

બીજા શબ્દોમાં એમ કહી શકાય કે ૧૯૬૨ ના ચીની આક્રમણ વખતે આપણે રાષ્ટ્રીય આવકના માત્ર ૨।। ટકા સંરક્ષણ પાછળ ખર્ચતા હતા જે વધારીને હાલમાં રાષ્ટ્રીય આવકના ૫ ટકા જેટલું ખર્ચ કર્યું છે. હકીકતમાં આમાં પણ થોડો વધારો થવાની શકયતા છે. આ દષ્ટિએ આપણે રાષ્ટ્રીય આવકના વધારાના ૩ થી ૪ ટકા સંરક્ષણ માટે ફાજલ પાડવાના રહેશે. અને આ માટે અર્થતંત્રમાં બચતનું પ્રમાણ વધારવું પડશે. ૧૯૫૦-૫૧માં આપણી એકંદર બચત રૂા. ૫૦૩.૨ કરોડ એટલે કે રાષ્ટ્રીય આવકના ૫.૭ ટકા જેટલી હતી તે ૧૯૬૨-૬૩માં વધીને રૂા. ૧૩૦૦ કરોડ એટલે કે, રાષ્ટ્રીય આવકના ૯.૭ ટકા જેટલી થઇ છે. અહીં એ નોંધવું જોઇએ કે રીઝર્વ બેન્ક સેન્ટ્રલ સ્ટેટીસ્ટિકલ ઓર્ગેનીઝેશન (C. S. O.) તથા નેશનલ કાઉન્સીલ ઓફ એપ્લાઇડ ઇકોનોમીકસના બચત અંગેના અંદાજો જુદા જુદા છે. આયોજન પંચના મંતવ્ય પ્રમાણે બીજી યોજના દરમિયાન સરેરાશ વાર્ષિક બચતનો દર ૮.૫ ટકા જેટલો હતો, તે ત્રીજી યોજના દરમિયાન ૧૧.૫ ટકા જેટલો થશે એમ અંદાજવામાં આવ્યું છે. અત્રે નોંધવું જોઇએ કે, ભારતે બીજા વિશ્વયુદ્ધ દરમિયાન યુદ્ધ પાછળ રૂા. ૪૦૦૦ હજાર કરોડનો ખર્ચ કર્યો હતો. તે વખત કરતાં હાલની આપણી આર્થિક સ્થિતિ ઘણી સારી ગણાય. વળી સાથેસાથ એ પણ યાદ રાખવું જરૂરી છે કે આપણે પાકિસ્તાન ઉપરાંત વધારે ખતરનાક એવા ચીનનો મુકાબલો કરવા માંગીએ છીએ અને તેનો બચતનો દર ૧૩ થી ૧૪ ટકા જેટલો છે. ચોથી યોજના માટે જરૂરી સાધનો પ્રાપ્ત કરવા બચતનો વાર્ષિક દર ૧૪ ટકા અંદાજવામાં આવ્યો છે.

• વિકાસમાં કાપ મૂકવો ન હોય અને સંરક્ષણ અંગેના લક્ષ્યો પ્રાપ્ત કરવાં હોય તો બચતનો આ દર ૧૪ ટકાથી વધારીને ૧૮ ટકા જેટલો કરવાની આપણી તૈયારી રાખવી પડશે.

### બચતના માર્ગો

હવે સવાલ એ વિચારવાનો રહે છે કે અર્થવ્યવસ્થામાં આટલા પ્રમાણમાં બચત વધારી નાણાં ઊભા કરવા કયા માર્ગો અપનાવવા. સામાન્ય રીતે આ નાણાં નીચેની ત્રણ રીતે પ્રાપ્ત કરી શકાય. સૌથી પ્રથમ તો ખાધપૂરક નાણાંતંત્ર દ્વારા વધારાનો ખર્ચ પહોંચી વળાય. પરંતુ હાલની ફુગાવાની પરિસ્થિતિ જોતાં આ પદ્ધતિ ઉપર વધુ આધાર રાખી શકાય તેમ નથી. વળી સંરક્ષણ માટે સાધનો પ્રાપ્ત કરવાની દષ્ટિએ ખાધપૂરક નાણાંતંત્રનો ઉપયોગ બને ત્યાં સુધી ન લેવાય એ જરૂરી છે. ખાધપૂરક નાણાંતંત્ર (ડેફીસીટ ફીનાન્સીંગ) વિકાસના સંદર્ભમાં જ્યારે અપનાવાયું છે ત્યારે લાંબાગાળામાં વપરાશી ચીજ-વસ્તુઓના પૂરવઠાના વધારામાં પરિણમે છે. એટલે કે વિકાસના સંદર્ભમાં ખાધપૂરક નાણાંતંત્ર માત્ર ટૂંકા ગાળામાં જ ફુગાવો પેદા કરે છે. પરંતુ જ્યારે એનો ઉપયોગ સંરક્ષણ માટે થાય ત્યારે તે બધી જ રીતે ફુગાવાજનક બની રહે છે. કારણ કે એથી ટૂંકા ગાળામાં યા લાંબાગાળામાં વપરાશી ચીજ વસ્તુઓના પૂરવઠામાં કાંઇજ વધારો થતો નથી. અને આથી ચોથી યોજના દરમિયાન આ પદ્ધતિનો આશરો નહીં લેવાનું વિચાર્યું છે, તે યોગ્ય જ છે.

### કરવેરા દ્વારા સાધન-પ્રાપ્તિ

બીજો રસ્તો કરવેરા દ્વારા બચત વધારી સાધનો પ્રાપ્ત કરવાનો છે. આપણે સંરક્ષણ ખર્ચમાં જે વધારો કરવાનો છે તે યોજનાના ભોગે નહિ, પણ આપણા ચાલુ વપરાશ પર કાપ મૂકીને તેમાંથી મેળવવાનો છે. આ અંગે, યુદ્ધના સમયમાં કરવેરા એક ખૂબજ મહત્ત્વનું સાધન ગણી શકાય. પ્રથમ તો, કરવેરા દ્વારા પોલાદ, એલ્યુમિનિયમ અને રસાયણો જેવી સંરક્ષણ માટે તત્કાળ જરૂરી એવી અમુક પ્રકારની ચીજ વસ્તુઓની માગમાં ઘટાડો કરી શકાય છે. બીજું, કરવેરા દ્વારા વિદેશી હૂંડિયામણ બચાવવા માટે અમુક પ્રકારનાં યંત્રો ને માલની આયાત ઘટાડી શકાય છે. ત્રીજું, કરવેરા દ્વારા નિકાસને ઉત્તેજન આપી આયાત થતી વસ્તુઓનું દેશમાં જ ઉત્પાદન થાય તેવું પ્રોત્સાહન આપી શકાય છે. ચોથું, કરવેરા દ્વારા લોકોની વધેલી આવક અથવા ચાલુ આવકમાં કાપ

# રાષ્ટ્રપતિનું વાયુપ્રવચન (સંક્ષેપ)

## [૨૬-૮-૬૫]

મિત્રો,

હું આજે એક ગંભીર કટોકટીની પળે—આપણા પર લાદવામાં આવેલી કટોકટીની પળે—તમને સંબોધી રહ્યો છું. આપણે આપણા દિલમાં ઊંડા ખેદની લાગણી સાથે આ સંઘર્ષમાં સંડોવાયા છીએ. આપણે જાણીએ છીએ કે વિકાસનો માર્ગ નિરાશાનો નહીં પરંતુ યાતનાનો છે.

આ સંઘર્ષ આપણા પર લાદવામાં આવ્યો છે કારણ કે છેક પાંચમી ઓગસ્ટથી પાકિસ્તાન કાયદો પોતાના હાથમાં લેવાનો અને જમ્મુ અને કાશ્મીર રાજ્યમાં કાયદેસર સ્થપાયેલી સરકારને બળ દ્વારા ઉથલાવી પાડવાનો સતત અને અવિરત પ્રયત્ન કરતું રહ્યું છે.

રાષ્ટ્ર સંસ્થાના મહામંત્રી અને કાશ્મીર વિસ્તારમાંના રાષ્ટ્રસંસ્થાના લશ્કરી નિરીક્ષકના જૂથે આ વાત માન્ય રાખી છે.

પાકિસ્તાનને જ્યારે સ્પષ્ટ સમજાયું કે કાશ્મીરની પ્રજા ઘુસણખોરોને સાથ આપતી નથી ત્યારે, આખી દુનિયા જાણે છે એ પ્રમાણે, પાકિસ્તાને પહેલી સપ્ટેમ્બરે યુદ્ધવિરામ રેખાની દક્ષિણેથી અને પશ્ચિમ પાકિસ્તાન સાથેની આપણી આંતરરાષ્ટ્રીય સરહદ પરથી જંગી પાયા પર આક્રમણ કર્યું.

આ આક્રમણમાં પાકિસ્તાને પોતાના વિમાની દળનાં જેટ વિમાનો તેમજ પાકિસ્તાની સેનાના ભૂમિદળો ઉપરાંત ભારે રણગાડીઓનો મોટી સંખ્યામાં ઉપયોગ કર્યો. આ આક્રમણ કરવાનો હેતુ, દેખીતી રીતે જ, કાશ્મીર અને બાકીના ભારત વચ્ચેનો માર્ગવ્યવહાર કાપી નાખવાનો હતો. આ પછી પાકિસ્તાને આકાશમાંથી ભારતનાં બીજાં નગરો ઉપર હુમલો કર્યો. આથી, આ આક્રમણ ખાળવાનું-જે સ્થળોએથી આ આક્રમણ કરવામાં આવ્યું હતું તે સ્થળો પર પ્રહાર કરવાનું-તેમજ પાકિસ્તાન બીજી જે આક્રમણની યોજનાઓ કરી રહ્યું હતું, તે સમગ્ર સરહદ પરના બીજાં આક્રમણો અગાઉથી નિવારવાનું આપણે માટે જરૂરી બન્યું.

• પરંતુ આપણા પાડોશીએ આપણા પર લાદેલા આ દુઃખદાયક સંઘર્ષની વચ્ચે પણ હું આપને એ વાતની યાદ દેવડાવવા માગું છું કે આપણે આપણી પરંપરા, આપણા આદર્શો અને આપણો ઇતિહાસ ભૂલવા જોઈએ નહીં અને ભૂલી શકીએ પણ નહીં. આપણને યુદ્ધ અને એની ભયાનકતા ગમતાં નથી. આપણી સેના અત્યાર સુધી શાંતિ માટે અને આપણા પ્રદેશના રક્ષણ માટે જ લડી છે. આપણી સેના ઘણાં વર્ષો અગાઉ રાષ્ટ્રસંસ્થાની વિનંતીથી શાંતિ જાળવવા માટે જ કોરિયા ગઈ હતી. આ પછી ફરી વાર રાષ્ટ્રસંસ્થાની વિનંતીથી જ ભયાનક યુદ્ધમાં પરિણમતા સંઘર્ષને અટકાવવા માટે કોંગો ગઈ હતી. ૧૯૬૨ નો સંઘર્ષ પણ ચીને આપણી ઉપર લાદ્યો હતો અને આજે આપણે પાકિસ્તાન સાથે લડાઈમાં હડસેલાયા છીએ. આ લડાઈ આપણે નોતરેલી નથી. આપણે પાકિસ્તાનને વારંવાર, "યુદ્ધ-નહિ" ની જાહેરાત કરવાની ઓફર કરી છે અને જ્યારે ૧૯૬૩માં આપણે પાકિસ્તાનની સરકાર સાથે કાશ્મીર અને બીજી આનુષંગિક બાબતો વિષે મંત્રણા કરવાનું સ્વીકાર્યું ત્યારે આપણે સમગ્ર યુદ્ધવિરામ રેખા પરથી સૈન્ય હઠાવી લેવાનું પણ સૂચવ્યું હતું; પરંતુ પાકિસ્તાને આ ઓફર અવગણી હતી.

હવે પાકિસ્તાન, ૧૯૪૭ની જેમ બળ દ્વારા પોતાની પસંદગીનું સમાધાન કરવા માગે છે.

• આ સંઘર્ષ વધુ ઉગ્ર બનાવવાની આપણી કોઈ ઇચ્છા નથી. દરેક તબક્કે સંઘર્ષ વિસ્તારવાનું પહેલું પગલું પાકિસ્તાને જ ઉઠાવ્યું છે.

મારે માટે તેમ જ, હું જાણું છું તેમ, આપણા તમામ માટે એક ઊંડા-સંતોષની વાત તો એ છે કે

આ કટોકટીની ક્ષણે આપણે ખભેખભા મિલાવ્યા છે, જાતિ અને સંપ્રદાયના તમામ કૃત્રિમ ભેદો બાજુએ મૂકી દીધા છે અને—પહેલા અને છેલ્લા—ભારતીય તરીકે આપણે વર્ત્યા છીએ.

* આજે આપણે જમીનના એકાદ ટુકડા માટે નહીં પરંતુ પાયાના સિદ્ધાંતો માટે લડી રહ્યા છીએ. ભારતની સ્વતંત્રતા માટેના તથા જમ્મુ અને કાશ્મીરનો જેમાં સમાવેશ થઇ જાય છે તે સમવાય સંઘના જતન માટેના આ સંગ્રામમાં વિજય મેળવવો એ આપણી મુક્ત સંસ્થાઓને ઉગારી લેવા માટે જરૂરી છે. ભારતમાં મુક્ત રીતે ચૂંટાયેલી સરકાર છે, અખબારો સ્વતંત્ર છે, કાયદાને માન આપવામાં આવે છે અને તમામ ધર્મોનો આદર કરતું બિનસાંપ્રદાયિક રાજ્ય છે.

* આપણે એક લશ્કરી સરમુખત્યારશાહીનો, નિયંત્રિત અખબારી તંત્રનો અને સાંપ્રદાયિક રાજ્યનો પ્રતિકાર કરી રહ્યા છીએ. આપણાથી ભિન્ન વિચારસરણી ધરાવતા લોકોની સ્વતંત્રતામાં પણ આપણે માનીએ છીએ. લોકશાહીનું હિત આપણો વિજય વાંછે છે, નહીં તો સ્વતંત્રતાનો દીપક એશિયામાંથી બુઝાઇ જશે.

આપણા બાંધવો જેવા પાકિસ્તાનના લોકો પ્રત્યે કોઇ પણ પ્રકારનો ધિક્કાર આપણે રાખવો ન જોઇએ, એમના પ્રત્યેની મૈત્રી એ સદાય આપણો ઉદ્દેશ રહ્યો છે. ભારતને બચાવવા ખાતર પાકીસ્તાનને નુકસાન પહોંચાડવાની આપણી ઇચ્છા નથી. આપણે શાંતિને વરેલા છીએ એ જગજાહેર છે. કોઇ પણ અંતર પૂરી ન શકાય એવું આપણે જાણતા નથી. આ ખતરનાક પરિસ્થિતિમા આપણને અળગા રાખે એના કરતાં સંગઠિત રાખે એવી ઘણી બાબતો છે. આપણે થોડીક ક્ષણો આત્મનિરીક્ષણ કરીએ, આપણા અંતરમનને કરુણતાથી ભીંજવીએ અને સમર્પણની ભાવના કેળવીએ.

## વડાપ્રધાન લાલબહાદુર શાસ્ત્રીનાં પ્રવચનોમાંથી

### ૧ : [૧૬–૯–૬૫]

યુદ્ધવિરામ માટેની પાકિસ્તાનની એક પણ શરત આપણને સ્વીકાર્ય નથી. આપણે કોઇ પણ શરત વિના યુદ્ધવિરામ સ્વીકાર્યો હતો. પરંતુ, પાકિસ્તાને એ સ્વીકાર્યો નથી. આપણે એ સ્પષ્ટ કર્યું હતું કે અમે જમ્મુ અને કાશ્મીર જેના એક ભાગરૂપ છે તે ભારતની પ્રાદેશિક એકતા અને સાર્વભૌમત્વનું જતન કરવા કૃતનિશ્ચયી છીએ અને ગમે તેટલું દબાણ કે ભય આવે તો પણ, આ નિશ્ચયમાંથી અમે ચળીશું નહીં.

• મને કહેવા દો કે પાકિસ્તાને જે શરતો રજુ કરી છે તેમાંથી એક પણ શરત ભારતને સ્વીકાર્ય નથી. એ સ્પષ્ટ છે કે કાશ્મીરનો થાળે પડેલો પ્રશ્ન ફરી ઉખેળવાના પ્રયત્નરૂપે જ, પાકિસ્તાને પહેલી ઓગસ્ટે ભારતપર આક્રમણ કર્યું હતું. પાકિસ્તાન નગ્ન આક્રમણદ્વારા નિર્ણય લાદવા માગે છે જે આપણે ચલાવી શકીએ નહીં. આથી લડત ચાલુ રાખવા સિવાય બીજો કોઇ જ ઉપાય નથી. આ લડાઇથી બન્ને દેશોના લોકોને અવર્ણનીય મુશ્કેલી અને યાતના સહન કરવાં પડશે એ હું સમજું છું. પરંતુ મને વિશ્વાસ છે કે, મારા દેશબાંધવો એ યાતના હસતે મુખે સહેશે.

ભારત અને પાકિસ્તાન શાંતિથી રહે એ આવશ્યક છે એમ પાક-પ્રમુખ અયુબે પોતાની પત્રકાર પરિષદમાં કહ્યું છે. જો આ નવો અને સંનિષ્ઠ વિચાર હોય તો, એ ગમે તેટલો મોડો હોવા છતાં, હું આવકારું છું. પરંતુ ભૂતકાળનો અનુભવ જો માર્ગદર્શક હોય તો, આ વિધાન દુનિયાને ઠગવા માટેના પ્રચારના જ ભાગરૂપ હોય એમ લાગે છે. ભૂતકાળમાં પણ શાંતિની વાત કરવાની સાથે પાકિસ્તાને કચ્છમાં અને પછી કાશ્મીરમાં કોઇ પણ કારણ વિના આક્રમણ કર્યું છે. ભારત સામે ધિક્કાર અને દુશ્મનાવટની પાક. નીતિનાં પરિણામ પ્રમુખ અયુબે હવે નિહાળ્યાં હશે એવી મને આશા છે.

આપણા જવાનો સરહદની રક્ષા કરે છે, એટલું જ નહીં દુશ્મન પર મરણતોલ ફટકા મારી રહ્યા છે. તેમનાં વીરતાનાં કૃત્યો ભારતના ઇતિહાસમાં જ્વલંત પ્રકરણ બની રહેશે.

[ સંસદ સમક્ષ ]

—પાકિસ્તાનની ફોજોને વધુ ઘેરવા અને કાશ્મીર ઉપરનું એનુ દબાણ ઘટાડવા ભારતે જમ્મુ સરહદેથી નવો ધસારો શરૂ કર્યો.

**સપ્ટેમ્બર ૯ :** છેલ્લા ૨૪ કલાકમા ભારતે પાકિસ્તાનની ટેન્કો લઇને જતી એક ટ્રેન સહિત ૭૪ ટેન્કોનો નાશ કર્યો. (છેલ્લા અઠવાડિયાનો કુલ આકડો ૧૪૦ થયો).

—લાહોર મોરચે ખૂબ જ દારુણ જગ ચાલી રહ્યો.

—જેસલમેરના લોગવાલા અને બિકાનેર વિભાગના ગજેવાલા પોલીસ થાણાઓ પર પાકિસ્તાનનાં અનિયમિત દળોનો હુમલો.

—ફીરોઝપુર પર પાકિસ્તાનનો ભારે બોમ્બમારો.

—સહરાનપુર, આસામના ગોહત્તિ અને નાંગપોહ, બંગાળના બાગદોગરા વિસ્તારો પર પાકિસ્તાનનાં છત્રીદળો ઊતર્યાં.

—સિયાલકોટ તરફ ભારતની આગેકૂચ અને જોરિયાં વિભાગમાં પાકિસ્તાનની ફોજો ફરતો સાણસાવ્યૂહ.

• ડેરાબાબાનાનક વિસ્તારમા રાવી નદી ઓળંગી ભારતીય દળો આગળ વધ્યા.

• કાસૂર વિભાગમા તાત્કાલિક સમય માટે ભારતે પીછેહઠ કરી.

• આસામ અને પૂર્વભારતના કૂચબિહાર તથા ગીતાલદાહ પર વિમાનો ઉડાડી અને છત્રીદળો ઉતારીને તથા બ્રહ્મપુત્રા પરનો એક પૂલ તોડીને પાકિસ્તાને પૂર્વ વિભાગમા મોરચો ખોલવાનો પ્રયાસ કર્યો

—ઉરી-પૂંચ વિસ્તારનો સંપૂર્ણ ખચકો ભારતે કબજે કર્યો.

• પાકિસ્તાન જોડે મંત્રણા કરીને ઉ – થાં ભારત આવ્યા.

—મુબઇ ઉપર રાત્રે વિમાનો દેખાયાં.

**સપ્ટેમ્બર ૧૨ :** લાહોર-કાસુરના ૫૦ માઇલના વિશાળ વિસ્તારમા ભારતીય દળોની આગેકૂચ.

—પાકિસ્તાને જામનગર, અમૃતસર, જોધપુર વગેરે પર અંધાધૂંધ બોમ્બમારો કર્યો.

—ગુરુદાસપુર સ્ટેશન પર પાકિસ્તાને એક પેસેન્જર ટ્રેન ઉપર બોમ્બમારો કર્યો.

**સપ્ટેમ્બર : ૧૪** અમદાવાદ તરફ અજાણ્યા વિમાનો આવતા હોવાનું જણાતા પહેલી જ વાર સાયરનનો ઉપયોગ કરવામા આવ્યો પરતુ વિમાનો દૂરથી જ પાછા વળી ગયાં.

—ભારતીય દળ સિયાલકોટના સીમાડા સુધી પહોંચી ગયુ.

• **સપ્ટેમ્બર ૧૫ :** યુદ્ધવિરામ વિશે કશું પણ નક્કર પરિણામ સાધ્યા વગર ઉ-થાં પાછા ગયા.

**—લાહોરના હવાઇ વિસ્તાર પર ભારતનો સંપૂર્ણ કાબૂ અને ભારતીય દળો લાહોરથી છ માઇલ દૂર રહ્યાં. ભારતનાં ચોકિયાત દળોએ ઇચ્છોગીલ નહેર ઓળંગી.**

—ભારતીય દળોએ સરગોધા વિમાની મથકનો સંપૂર્ણ નાશ કર્યો

—અમેરિકાને વચ્ચે પડવા માટે અયૂબખાનની કાકલૂદીભરી જાહેરાત.

—પેશાવર અને સરગોધા ઉપર ભારતનો ચાલુ બોમ્બમારો.

—સિયાલકોટ મોરચે દુશ્મનની વધુ ૨૬ ટેન્કોનો નાશ જેમા ૧૪ તો ૨॥ મિનિટમા જ સાફ કરી નાખી અને ૪ ટેન્કો કબજે કરી.

—પૂંચનો ઉત્તર ભાગ ભારતના સંપૂર્ણ કબજામાં. દુશ્મનનો ગજાવર શસ્ત્રસરંજામ હાથ કર્યો

**• સલામતી સમિતિ સમક્ષ ઉ-થાંએ અહેવાલ રજૂ કરીને જણાવ્યું કે શાંતિ માટે ભારત અને પાકિસ્તાન તૈયાર છે. પરંતુ બિનશરતી યુદ્ધવિરામ માટે અયૂબખાન તૈયાર નથી.**

**સપ્ટેમ્બર ૧૭ :** સિયાલકોટ વિભાગમા આપણા દળોએ ૨૯ પેટન ટેન્કોને તોડી પાડી.

—લાહોર વિભાગ : દુશ્મન ઇચ્છોગીલ નહેરની બીજી બાજુ પાછો ખસવા લાગ્યો અને ભારતીય દળો પર તોપમારો કર્યો.

—પતિયાલા જિલ્લાના ધતુરા ગામ નજીક પાક-વિમાનોએ ૧૦૦૦ રતલી બોમ્બ ફેંક્યા.

• ચીને ભારતને ચીન-સીક્કીમ સરહદ પરનાં તમામ લશ્કરી બાંધકામો ત્રણ દિવસમાં તોડી પાડવાની અથવા ગંભીર પરિણામોનો સામનો કરવા માટે તૈયાર રહેવાની ચેતવણી આપી.

—અંબાલામાં એક લશ્કરી હોસ્પિટલ પર પાકિસ્તાની વિમાનોનો બોમ્બમારો.

• ચીની દળો લડાખમાં ડેમચોક વિસ્તારમા સરહદ પરતી તેમની બાજુએ સરહદની વધુ નજીકના સ્થળોએ ખસ્યા હતા. સિક્કીમની સામી બાજુએ તિબેટમાં પણ ચીની દળો સરહદ પરની તેમની બાજુએ સરહદથી વધુ નજીક આવેલા સ્થળે ખસ્યાં.

• ઉત્તરી સીમા : ચીની દળો લડાખ વિસ્તારમાં કારાકોરમ ઘાટની દક્ષિણે દૌલતબેગ ઓલ્ડીની દક્ષિણે ત્રિમેટા નજીક જોવામા આવ્યા હતાં. પેકિંગે પોતાની ચેતવણીની મુદતમા ત્રણ દિવસનો ઉમેરો કર્યો.

• સપ્ટેમ્બર ૨૦ : ઉત્તર અને ઇશાન સરહદ : ચીની દળોએ લડાખમા ડેમચોકમાં તથા સિક્કીમમાં ડોંગચુશ્લા ઘાટ વિસ્તારમાં થોડાક ઉશ્કેરણીજનક ગોળીબાર કર્યા હતા. ચીનાઓ લડાખમાં દૌલતબેગ ઓલ્ડી સામે આવી પહોંચ્યા છે. સિક્કીમ–તિબેટ સરહદે ભારતીય દળો સામે ચીનાઓની બે ડિવિઝનો હોવાનું જણાયું.

• સિયાલકોટ વિભાગ : એક પખવાડિયાની ભારે લડાઈ પછી આપણાં દળોએ હવે મહત્ત્વની વ્યવહાર-હરોળો પર કબજો જમાવ્યો; અને સિયાલકોટથી જમ્મુ પરના પાક. હુમલાનો ભય દૂર કર્યો.

• સપ્ટેમ્બર ૨૧ : સિક્કીમ-તિબેટ સરહદમાં નાથુલા વિસ્તારમાં ભારતીય દળોએ ચીની ગોળીબારનો જવાબ વાળ્યો. લડાખ વિસ્તારમાં ડેમચોક, ડોંટ રિપ્રઝ અને દૌલતબેગ ઓલ્ડી વિસ્તારમાં ચીની દળો તથા વાહનોની અવરજવર જોવા મળી હતી.

—લાહોર વિભાગ: લાહોર મોરચે પાકિસ્તાનીએ સાવ થાકી ગયાથી તેમણે કોઈ વળતો હુમલો કર્યો નહોતો.

—ગુજરાતના પંતપ્રધાન સ્વ. બળવંતરાય મહેતાના વિમાનને તોડી પાડવા જે મથકેથી પાકિસ્તાની વિમાનો આવ્યાં હતાં તે બદીન વિમાની મથક પર ભારતનાં કેનબરા વિમાનોએ હુમલો કરી બદલો લીધો...અને તેના રડાર મથકને ભારે નુકસાન પહોંચાડયું હતું.

સપ્ટેમ્બર ૨૨ : લાહોર વિભાગમાં ભારતનાં દળોએ ઇચ્છોગીલ નહેરની પૂર્વમા તેમ જ ગુરુકી વિભાગમાં દુશ્મનની સફાઇની પ્રવૃત્તિઓ પૂરી કરી હતી.

• અમૃતસરમાં ગીચ વસ્તીવાળા વિસ્તારોમાં પાકિસ્તાનનો ઘાતકી બોમ્બમારો.

★

છાંબ વિભાગમાં તા. ૧ લી સપ્ટેમ્બરે પાકિસ્તાને ખુલ્લું આક્રમણ કર્યું ત્યારથી ભારત – પાક. વચ્ચે શરૂ થયેલ વણજાહેર કરેલા યુદ્ધનો તા. ૨૨મીએ યુનોની અપીલ અનુસાર શસ્ત્રવિરામ જાહેર થયો.

★

શ તિ ઝોલાં ખાતી રહી છે. આ બનાવમા આપણે સમજદારી પૂર્વક સ્વસ્થતાથી જેટલો કાબો આપી શકીએ એટલે અંશે યુદ્ધ કે શાંતિ – ની બાબતમા આપણે પલ્લુ ફેરવી શકીશુ.

એશિયામા ભારતની જવાબદારી અતિ ગંભીર છે ભારતની તાવણી અતિ આકરી છે.

• પશ્ચિમી રાષ્ટ્રો અને રશિયાઈ મહાસત્તાઓના ચાળા જોયા પછી ઘણા લાબા સમય સુધી ભારતે એકલતા અનુભવવી રહે! આફ્રિકા, આરબ અને એશિયાઈ રાષ્ટ્રો તરફથી હૂંફાળી દષ્ટિની અપેક્ષા રાખતા જતા ભારતે આઘાત જ પામવાનો રહે!

ભારતની આ એકલતા અને અટુલાપણું; એક રીતે, ભારતની નિષ્ઠાની કસોટીરૂપ છે – તેના સાચા અધિકારની એ કિંમત છે; તેના આત્મ-ગૌરવયુક્ત અસ્તિત્વની એ અનિવાર્ય પ્રક્રિયા છે; અને એથી કરીને ભારતે શસ્ત્રો, નાણા તથા અન્નના ક્ષેત્રે પરાવલંબનની વૃત્તિ અને આદતને સલામ કરીને રાષ્ટ્રના જીવનમરણના પાયાના સ્વાવલબનનો કાંટાળો, કઠોર અને યાતના ભર્યો રાહ હોંશે અને હરખભેર અપનાવ્યા વિના છૂટકો જ નથી

આ મૂળભૂત તથ્ય–સત્ય છે.

## શુદ્ધ સ્વાવલબનની અતિરેકતા ?

પરતુ, ૧૦૦ % શુદ્ધ અને પૂર્ણ સ્વાવલંબનની ધૂનમા તરંગી અને આત્મકેન્દ્રી બનવાની ય ભૂલ કરવી ન જોઈએ. આતરરાષ્ટ્રીય વિકાસના સંદર્ભમા એ વલણ અશક્ય છે અને અયોગ્ય પણ છે.

જો કે, ભારત માટે અન્ન ક્ષેત્રે સ્વાવલબી બનવુ પ્રમાણમા સરળ છે અને યોગ્ય પણ છે પરતુ આર્થિક–ઔદ્યોગિક–નાણાકીય ક્ષેત્રે એવી સપૂર્ણતા લબા સમય સુધી શક્ય ન બને તો એમા આશ્ચર્ય નથી કે નથી શરમાવા જેવુ.

શસ્ત્રોની બાબતમા ભારતને કેવા દુશ્મન કે દુશ્મનો સામે, કેવુ અને કેટલુ લાબુ યુદ્ધ કે યુદ્ધો ખેલવા પડશે એનો અદાજ કાઢવો અશક્ય છે. પરંતુ, પાકિસ્તાન અને ચીનના આક્રમણો પછી, અને એમની વિસ્તારવાદી નેમ અને તૈયારીઓ તથા કાર-વાઈઓ જોયા જાણ્યા પછી, બંનેની સામેના સંરક્ષણ યુદ્ધની પાકે પાયે પૂરી તૈયારીઓ કરવી જ રહી!

એમ છતા, કોણ જાણે છે કે એ બનેના સંયુક્ત આક્રમણ સામેની આપણી પૂર્ણ તૈયારી થાય તે પૂર્વે જ એવી ઝીંક ઝીલવાની નહિ જ આવે? અને ત્યારે, આપણે માટે અન્ય રાષ્ટ્રો પાસેથી સહાય લેવાની વેળા આવે ય ખરી.

કોણ જાણે છે કે એ યુદ્ધ કેવા પ્રકારનું હશે? ચીને અણુશસ્ત્રોની જંગી કારવાઈ આરંભી *દીધી છે અને પાકિસ્તાનને ય તે એ રસ્તે ચઢા*-વવા મથે તો ય નવાઈ નહિ

આ સ્થિતિમા ભારતને ઘણી વધુ અટપટી ઉચ્ચ કક્ષાની અને વિરાટ સંરક્ષણ–તૈયારીઓ કરવાની રહે! ભારત પોતે અણુશસ્ત્રોના પંથે હજી વળ્યુ નથી; અને એ રસ્તે ન વળવાનો હજી, શાસ્ત્રી સરકારનો નિરધાર ચાલુ જ છે – એ નિર્ણય સામેની ખેચાખેચ પણ ચાલુ છે ... કોઈ નવા નિર્ણય (અણુશસ્ત્રો બનાવવાનો) લેવાનુ થશે કે કેમ એ પણ આજે કેવળ તર્કનો વિષય છે.

આ દરમ્યાન, ભારત માટે બીજી અણુસત્તાઓના સહકારની ગરજ ઊભી રહેવાની...

• આવુ આતરરાષ્ટ્રીય પરસ્પરાવલબન કેવળ ભારત માટે નહિ, કોઈ ને કોઈ રૂપે, જગતના તમામ રાષ્ટ્રો માટે અનિવાર્ય પણ ગણાય સમાન અને સ્વતંત્ર 'પરસ્પરાવલબન'નો સબંધ – ભારત સ્થાપી શકે તો – જગજીત્યા જેવો બને પરંતુ, આ શી રીતે સિદ્ધ થાય?

## વ્યવહારુ છતાં જોખમી આટાપાટા

આજના જમાનામા તમામ રાષ્ટ્રો મિત્ર અને દુશ્મનની બાબતમા, બહુ જ લવચિક સંબધો બાધતા હોય છે, અને સંબધો ફેરવતાં હોય છે કાલનો દુશ્મન આજે મિત્ર બને અને આવતી કાલે વળી દુશ્મન! ભારતે પણ પોતાના રાષ્ટ્રીય હિતને નજરમા રાખીને મિત્રતા–શત્રુતાના દાવ ખેલવા રહ્યા.

પરંતુ આનો અર્થ એવો નથી કે આપણે ( કે કોઈ પણ દેશ ) ટૂંકી દૃષ્ટિથી કેવળ તત્કાળ હિત-અહિત વરતીને, લાંબા ભાવિનો – મૂળભૂત સિદ્ધાન્તો અને આદર્શોનો – વિચાર કરવાની જ જરૂર નથી. આવી કેવળ તકવાદી ટૂંકી દૃષ્ટિની મિત્રતા–શત્રુતાની પેંતરાબાજી તો ઊલટી જોખમકારક પણ નીવડે.

● જે રાષ્ટ્ર પોતાના લાંબા ભાવિનો વિચાર કરીને, પોતાને ઇષ્ટ પાયાનું ઘડતર કરવાની ધીરજ ધરાવતો નથી, એ એની આવતી કાલને જ છેહ દે છે – ભાવિ પેઢીઓને તે પોતાના હાથે ભૂંસી નાખવાનું વસિયતનામું લખી જાય છે।

દરેક સ્વમાની રાષ્ટ્ર પાસે પોતાના આદર્શો અને સિદ્ધાન્તો હોવા અનિવાર્ય છે. એ દિશાના પોતાના વિકાસને અનુરૂપ પોતાની લાંબાગાળાની રાજનીતિ ('Strategy') તેણે યોજવી રહી; એને કેન્દ્રમાં રાખીને જ પોતાના ટૂંકા ગાળાના તત્કાલીન પેંતરા (Tactics) સજવા રહ્યા: જે દેશ લાંબા ગાળાની 'સ્ટ્રેટેજી'ની પરવા કર્યા વિના ટૂંકા ગાળાના તત્કાલીન પેંતરા બદલે જશે, એ પોતાની જાતને ડાહી અને ઉસ્તાદ માનવા છતાં, અંતે, પોતાનું પતન પોતાને જ હાથે નોંતરશે – એની ભવિષ્યવાણીયતા અસ્થાને નથી.

આ દૃષ્ટિએ, ભારતીય આદર્શોના પ્રકાશમાં, એશિયાઈ સમસ્યાના વ્યાપક સંદર્ભમાં ભારતે વિચારવું રહે છે.

૪

## (૧૫) ભારત : નવા વિભાજનનો અધર્મ !

ભારતના પોતાના રાષ્ટ્રીય આદર્શો સ્પષ્ટ છે: (૧) બિનસાંપ્રદાયિકતા (૨) લોકશાહી.

પાકિસ્તાન સાથેનો એનો આજનો સંઘર્ષ કેવળ અમુક પ્રદેશો માટેનો નથી; પરંતુ પાકિસ્તાનની સાંપ્રદાયિકતા અને સરમુખત્યારી સાથે ભારતનો મેળ ખાઈ શકતો નથી એનો છે. કાશ્મિર ઉપરના પાકિસ્તાનના દાવાની પાછળ ( તેની કાનૂની સ્થિતિ બાજુ પર રાખીએ તો ય ) તેની 'સાંપ્રદાયિક રાષ્ટ્ર'ની માન્યતા જ કામ કરી રહી છે એવું લોજિક સીધું છે :

—ભારતનું વિભાજન થયું ત્યારે મુખ્ય મુસ્લિમ પ્રદેશો પાકિસ્તાનને આપવાનું હતું, હતું.

—કાશ્મિર મુખ્ય મુસ્લિમ પ્રદેશ છે. બ્રિટિશ સાર્વભૌમત્વ નીચે એ એક અલગ દેશીરાજ્ય હતું: બ્રિટિશ જતાં બીજા મુસ્લિમ પ્રદેશોની જેમ એ પ્રદેશ પાકિસ્તાનને જ મળવો જોઈતો હતો હવે એ પાકિસ્તાનને હસ્તક સુપ્રત થવો જોઈએ.

—આ ધોરણે તો, ભવિષ્યમાં ભારતમાંના બીજા મુસ્લિમ પ્રદેશો ઉપર પણ પાકિસ્તાન નવેસરથી હકદાવો કરી શકશે।

ભારતની બિનસાંપ્રદાયિકતાને આ પડકાર છે ભારતે 'જ્યાં જ્યાં મુસ્લિમો ત્યાં ત્યાં પાકિસ્તાન'ને સિદ્ધાન્ત કદી સ્વીકાર્યો જ નથી. બલ્કે, મુસ્લિમ-રાજ્ય પાકિસ્તાનમાં ૧૦ કરોડ મુસ્લિમો છે; તો બિન સાંપ્રદાયિક ભારતમાં હજી ૬ કરોડ મુસ્લિમો વસે છે એ હકીકત જ એક જબરજસ્ત પડકાર છે: એટલું નહિ પણ, કાશ્મિર – મુસ્લિમ બહુમતિવાળો પ્રદેશ ભારતમાં ( રાજીખુશીથી જોડાયો છે અને પ્રજા ખુશીથી રહ્યો છે ) – એ ભારતની શાન છે.

● ભારતે પાક.ના સાંપ્રદાયિક સિદ્ધાન્તનો સ્વીકા

કરે તો એનો અર્થ એક જ થઈ શકે: ભારતમાંના ૬ કરોડ મુસ્લિમોને કાં તો પાકિસ્તાન ધકેલી દેવા; કાં તો એમની બહુમતિવાળા નાનામોટા પ્રદેશો પાકિસ્તાન માગે ત્યારે ( ન માગે તોય ! ) તેને સુપ્રત કરી દેવા.

આવું કોઈ પણ પગલું ભારતના બિનસાંપ્રદાયિકતાના આદર્શોની વિરુદ્ધ છે. ભારતના લોકશાહીના આદર્શની ય વિરુધ્ધ છે.

વળી, એ હકીકત તરફ આંખો બંધ કર્યે ચાલે એમ નથી કે પાકિસ્તાન સાંપ્રદાયિક રાજ્ય છે. ત્યાં મુસ્લિમ પ્રજા પ્રથમ કક્ષાના નાગરિક' તરીકે અધિકારો ભોગવે છે. તમામ ઈતર ધર્મીઓને 'બીજી કક્ષાના નાગરિક' તરીકે મર્યાદિત અધિકારો છે.xxx (ચૂંટણી જેવી પાયાની જ બાબતમાં તે બિનલોકશાહી છે. ઉપરાંત પણ પાકિસ્તાનમાં લોકશાહીને સ્થાને 'ગાઈડેડ' લોકશાહીના ઓઠા હેઠળ સરમુખત્યારી પ્રવર્તે છે.

ભારત કાશ્મિરને, અને અંતે, પોતાની ૬ કરોડની મુસ્લિમ પ્રજાને બિનલોકશાહી આપખુદીના હવાલે ફેંકી દઈને પાક.ને સંતોષવાનો અધર્મ કરી જ ન શકે.

આ પાર્શ્વભૂમિકા નજર સમક્ષ રાખીને જ, પં. નહેરુએ પોતે દુનિયા આખી જોગ આપેલું 'પ્લેબિસાઈટ'નું વચન, આપણે, આજના સંદર્ભમાં, મૂલવવું રહે છે. અલબત્ત, પં. નહેરુએ પોતે જ પરિસ્થિતિ બદલાઈ ગઈ છે, નવો ઈતિહાસ રચાઈ ગયો છે, 'પ્લેબિસાઈટની શકયતા' અને આવશ્યકતા રહી નથી, એ વિષે વારંવાર સ્પષ્ટતા કરી હતી: તેનાં અનેક કારણો તેમણે રજૂ કર્યાં હતાં બંધારણી અને કાનૂની કારણો ઉપરાંત તેમણે એક બીજી ઘણી ગંભીર વાત ફરી ફરી રજૂ કરી હતી તે કે એ—

● પાકિસ્તાનના જૂની કોમી ઉશ્કેરણીભર્યા માનસ અને વલણના અનુભવ પછી, કાશ્મિરમાં 'લોકમત' લેવાનો સ્વીકાર કરવો એટલે નવેસરથી આંતરવિગ્રહને ભભુકાવવો : કેવળ કાશ્મિરમાં જ નહિ, ભારત આખામાં કોમી આગ પેટાવવી — સ્પષ્ટ છે. ( પૂર્વ બંગાળના હિંદુઓની વલે પણ વિચારવી રહી ) ઊગતી લોકશાહી ઉપર આ કેવડો મોટો પ્રહાર હોઈ શકે એ આગળના — આરંભનાં વર્ષોના — અનુભવે બતાવ્યું જ છે; તેમાં વળી ચીની આક્રમણના અને આંતરિક પંચમ કતારિયાઓના જોખમને સમજ્યા પછી, આવું પગલું ભારતની લોકશાહીને નષ્ટભ્રષ્ટ કરનારું જ બને.

**આવી એશિયાઈ આંધી જગત આખાની શાંતિ અને સમતુલાને ઉથલાવી દેનારી જ નીવડે !**

● અંતે, આ બધું એટલા જ માટે કે પાકિસ્તાનની ગેરકાનની, ગેરવ્યાજબી, ગેરસૈદ્ધાન્તિક હઠ સંતોષાય !

## (૧૬) ભારત-પાક.– ઐક્ય : નર્યું સમણું ?

એ વાત ફરીથી સ્પષ્ટ થાય છે કે, આજની પરિસ્થિતિમાં ભારત અને પાક. વચ્ચે કોઈ મેળ નથી.

અને છતાં, એ વાત પણ સાચી છે કે ભારત-પાક. વચ્ચેની – બંને પડોશી રાજ્યો વચ્ચેની – એકતા પ્રધાશે નહિ, હજાર વર્ષનાં અખંડ અનંત યુદ્ધની મનોદશા બદલાશે નહિ, તો ભારત અને બંને અલ્પવિકસિત રાષ્ટ્રો માટે ભયંકર વિનાશકારી અને યાતનાઓભર્યું નીવડતું હોય છે; ત્યાં વર્ષોનાં વર્ષો સુધીનાં લાંબાં યુદ્ધનું તો પૂછવું જ શું.

● એથી જ તો, યુદ્ધની આવેશમય આબોહવામાંથી બહાર નીકળીને, ભારત અને પાકિસ્તાન બંને માટે, વધુ સ્વસ્થ રીતે વિચારવું અનિવાર્ય તો છે જ. અલબત્ત, આવી વિચારણા સરળ નથી; કેમકે હાથ-

વેંતમાં કોઈ ઉકેલ દેખાતો નથી:

> ભારત કાશ્મિર જતું કરી શકે એમ નથી; અને પાકિસ્તાન કાશ્મિર લીધા વિના જંપનાર નથી!

આમ છતાં, ભારત અને પાકિસ્તાને જાતે ભૂંડી બેહાલીમાંથી બચવા ખાતર, અને એશિયાઈ શાંતિની દૃષ્ટિએ ય, આજે નહિ તો કાલે કોઈ ને કોઈ રાહ શોધી કાઢ્યા વિના છૂટકો નથી.

## બળજબરીની એકતા?

આવી આ ગૂંચનો તાબડતોબ ઉકેલ લાવવાના આવેશમાં એવાં સૂત્રો ઉચ્ચારાઈ પણ રહ્યાં છે કે– એકવાર પાકિસ્તાનને પાંશરુ કરી દઈ ને ભારતની ખંડિતતાનો ભય સદાને માટે દૂર કરી દેવો સારો છે. કાશ્મિર સમસ્યા અને પાકિસ્તાન પોતે જ ભારતનાં અંગવિચ્છેદની બ્રિટિશ કુટિલ નીતિનું પરિણામ છે; એકવાર એનો જ અંત આણી દઈએ. એકવાર લાંબું યુદ્ધ લડવું પડે તો લડી લઈનેય અખંડ ભારતની પુનઃસ્થાપના કરી દેવી સારી...

> ...બને કે, પાકિસ્તાન જ પોતાની મુર્ખામી અને હઠને કારણે ભારતના આ ઉગ્રવાદીઓને ભાવતો રાહ સરળ કરી આપે!

> પરંતુ, નથી એ યોગ્ય, કદાચ નથી એ શક્ય.

● બ્રિટિશની દુષ્ટ નીતિએ કરેલા અને ભારતે ય સ્વીકારેલા વિભાજનને બળજબરીથી અખંડિત કરવાનું પગલું એક સ્વતંત્ર બની ચૂકેલા રાષ્ટ્રને બળજબરીથી જોડી દેવાના આંતરરાષ્ટ્રીય આક્રમણ સાથે જ સરખાવી શકાય.

> ભારતના આદર્શો અને લાંબાં હિતની દૃષ્ટિએ ય અયોગ્ય ગણાય.

> —ભારતનું આવું ઉન્માદી પગલું એશિયાઈ સમતુલાની દૃષ્ટિએ એશિયા અને એશિયા બહારનાં રાષ્ટ્રો સાંખી લે એ બનવા જોગ નથી – યોગ્ય પણ નથી. કેમકે બંને રાષ્ટ્રોની – આખા ઉપખંડની – અશાંતિનો અંતઃ દુનિયા આખી માટે શાપરૂપ નીવડે એ સ્પષ્ટ જ છે...

પાકિસ્તાન પણ, લાંબા યુદ્ધને અંતે ય, ભારત ઉપર એકચક્રી રાજ કરવાની ઘેલછા સેવતું હોય તો તેય પાગલપણું છે.

આવી સ્થિતિમાં 'રામબાણ ઈલાજ' તરીકે એવું સૂચ થઈ રહ્યું છે કે ભારત–પાકિસ્તાનનું કોન્ફેડરેશન કરવું. જરૂર પડતાં પાકિસ્તાનના રાજ્યકર્તાઓની ઉપરવટ થઈ પાકિસ્તાની પ્રજાને સીધી જીતી લેવી.

એ વાત સાચી છે કે ભારત–પાક વચ્ચેનો સંઘર્ષ કાશ્મિર અંગેની બાંધછોડથી પતવાનો નથી; બંને રાષ્ટ્રો વચ્ચેની નવી ઉચ્ચતર કક્ષાની એકતા વિના શમવો શક્ય નથી. સૌ એવું ઈચ્છીએ કે, ભારત–પાક વચ્ચેની ક્રમશઃ એકાત્મતાને આધારે ભારત–પાક–સમવાય રાષ્ટ્રનું પુનર્ગઠન શક્ય બને. પરંતુ આવું સૂત્ર આપવાનું, આજની કક્ષાએ, અયોગ્ય ઠરશે. આજ પૂર્વેની નક્કર હકીકતો તરફ આંખો બંધ કરી દેવી ન જોઈએ કે –

● ભારતનું વિભાજન કાંઈ કોઈ અકસ્માતનું પરિણામ ન હતું. ભારતના ઐતિહાસિક વિકાસમાં એક મહાન ક્ષત રહી ગઈ હતી: મુસ્લિમ–પંથીઓ ધાર્મિક નિષ્ઠાને વતનની નિષ્ઠા કરતાં અગ્રિમ સ્થાન આપી, રાષ્ટ્રીય વફાદારીને ગૌણ લેખી, ભારત બહારની વફાદારીના વાતાવરણમાં ઊછર્યા હતા. બ્રિટને એ વિકૃતિને કૃત્રિમ રીતે પોષી પંપાળી ઉત્તેજી હતી. પરિણામે, ભારતીય અખંડ રાષ્ટ્રીયતાને બદલે, ધાર્મિક ધોરણના દ્વિરાષ્ટ્ર વિભાજનના રાજકારણની અસરમાં મુસ્લિમ લીગ અને ઝીણા સાહેબ મુસ્લીમ પ્રજાને ઘસડી શક્યા હતા. અને પાકિસ્તાન સ્વતંત્ર રાષ્ટ્ર થયા પછી ય, ભારતની અંદર 'જ્યાં જ્યાં મુસ્લિમ બહુમતિ ત્યાં ત્યાં પાકિસ્તાનની હકુમત'નું ભયંકર માનસ ચાલુ રહ્યું છે: પાકિસ્તાનના રાજ્યકર્તાઓએ એને ઉશ્કેરીને એક એવી સ્થિતિ ઊભી કરી દીધી છે કે પાક.ની પ્રજામાં અને ભારતની અંદરના અનેક મુસ્લિમ જૂથોમાં ય ભારત–વિદ્વેષ ઘર કરી ગયો છે. કાશ્મિરનાં મુસ્લિમોમાં ઐતિહાસિક કારણોસર આ તત્ત્વ ઓછામાં ઓછું છે.)

આવી પાર્શ્વભૂમિકાની સામે આંખો બંધ કરી દઈ ને, જેમ, જરૂર પડતાં યુદ્ધમાં પરાજિત કરીને પાકિસ્તાનનું ભારત સાથે ફરજિયાત 'ઐક્ય' સાધવાનું સૂત્ર ભયંકર ખતરનાક છે; તેમ, બીજી બાજુ, નક્કર ઐતિ-

હાસિક ભૂમિકાને અવગણીને પાક નો જન્મ જે કારણે અને જે પ્રક્રિયામા અનિવાર્ય બન્યો હતો – ગાધીજી, પ નહેરુ અને સરદાર પટેલની ભારોભાર અનિચ્છા છતા અતે થાકી હારીને આ રસ્તો જ રાહતભર્યો માનીને સ્વીકાર્યો હતે – એ પ ભૂલી જઈને, ફરીથી બને રાષ્ટ્રોના ' કોન્ફેડરેશન 'ની, અગર એવા બીજા પ્રકારના જોડાણની, યોજના ઉનાવગી જ ઠરશે પાકિસ્તાન માટે એવી માનસિક ભૂમિકા પણ હજી તો અશક્ય છે સાપ્રદાયિક બિનલોકશાહી સરમુખત્યારી નીચે મર્યાદિત માહિતી અને સ્વલ્પ સ્વત ત્રતામા જીવતી પ્રજા સુધી ભારતની સદ્ભાવના અને શુભ નિષ્ઠા પણ પહોચાડવી મુશ્કેલ છે ત્યાના પ્રજામા પ જે ભારતદ્વેષ ઘુટાયા કર્યો છે તેને અલ્પ–ગૌણ સમજીને, રાજ્ય સત્તાના માથા પર થઈ ન તેની 'વિરુદ્ધ'નુ મોટુ આદોલન પણ આજે તો સર્વસાધારણ પ્રજા પોતે જ વધાવી લેવા તૈયાર નહિ થાય, બલ્કે, – એના ચિત્તમા જ ભૂડી અશકાઓ પ્રેરશે !

આનો અર્થ એ નથી કે મૂળભૂત ઐક્યનુ લક્ષ્ય જ અયોગ્ય છે. પરતુ, ભારતની ' દખલગીરી 'નો હાઉ ઊભો ન થાય તે રીતે જ, ત્યાની પ્રજાના આતરિક તદુરસ્ત પ્રગતિશીલ બળોને આધારે જ, લાબી પ્રક્રિયા દ્વારા, એ ફલિત થી બને ત્યારે .. !

## (૧૭) એશિયા : સંદર્ભની વ્યાપકતા

ભારત–પાક – સમવાય રાષ્ટ્રનુ સમણુ તો ફળે ત્યારે પરતુ, પાકિસ્તાન અને ભારતની પ્રજા એક જ છે; અને બને પડોશી રાજ્યો તરીકે ખભેખભો મિલાવી ઊભા રહેશે ત્યારે જ એશિયામા ચીના વિસ્તારવાદ સામે એક સદ્ધર બલિષ્ઠ મોરચો ઊભો થશે – એ વાત સૌએ સમજવી રહી અમેરિકા ભારત ઉપર કાશ્મીર સાથે સમાધાન કરી લેવાનુ વધારે પડતુ દબાણ કરતુ હોય તો તે ય આ હેતુથી હશે – એમ પણ ભારતે વચારવુ રહ્યુ.

● એશિયાઈ આધીના સદર્ભમા પાકિસ્તાનને ચીનની ધરીમાથી ખસેડી લેવુ એ જેમ અમેરિકાનુ હિત છે તેમ ભારતનુ પોતાનુ પ હિત એમા છે

● આથી જ તો ભારત એના મૂળભૂત સિદ્ધાતો – બિનસાપ્રદાયિકતા અને લોકશાહી – નો ભોગ આપ્યા વિના જો કોઈ બાધછોડ દ્વારા પાકિસ્તાનની કાયમી મૈત્રી સાધી શકે તો તે અર્થે જો કંઈ ત્યાગ કરવો પડે તો તે ય એવો પ્રયાસ કરી જોવો રહ્યો પરતુ, તે માટે ય પૂર્વ ભૂમિકા તો પેદા થવી રહી

—પાકિસ્તાનના આતરિક વ્યવહારમા સાપ્રદાયિકતા અને આપખુદ સરમુખત્યારી ચાલુ રહે ત્યા સુધી ત્યાના પ્રગતિશીલ બળોને અવકાશ જ ક્યાથી મળવાનો ? અને આજની નેતાગીરી ( અયૂબ અથવા એનાથી ય વધુ કટ્ટર જૂથોની ) ચાલુ રહે ત્યા સુધી એવી આશા આકાશ કુસુમવત્ જ રહેવાની !

—આવી સ્થિતિમા પખ્તુનિસ્તાન અને પૂર્વ-બગાળમા જાગેલી લોકશાહી અને પ્રગતિશીલ ચળવળોને આકાર મળે, ઉત્તેજન મળે અને એનુ દબાણ રાજ્યતત્ર ઉપર પડે એ પ્રક્રિયા અશક્ય નહિ પણ ઘણા લાબા ગાળાની ગણવી રહી ( આ દરમ્યાન ભારત સીધી 'દખલ' કરે છે એવો આક્ષેપ પાકિસ્તાની સત્તાધારીઓ તરફથી આવવાનો, અને વેર વધુ ઘુટાવાના ! આથી કરીને, ભારતે એની ખુલ્લી 'હમદર્દી' છતા 'દખલ'થી દૂર રહેવુ ડહાપણભર્યું ગણાશે )

આ બધુ ઈતિહાસના ક્રમમા આપોઆપ થવાનુ નથી ભારત અને પાકિસ્તાનના જાગૃત બળોએ આજના જગલમાથી રસ્તો કોરવાનો છે અને એશિયામા પોતાનુ બૃહત્–હિત જોનારા રાષ્ટ્રોને પણ ભારતે આ નવો નકશો સમજાવીને સાથે લેવાના રહે છે

—અમેરિકાએ એશિયામાં પોતાનું પ્રબુદ્ધ-હિત માન્યું છે; ચીનના સામ્યવાદી વિસ્તારવાદ સામે એણે, ભારે જોખમો અને નુકસાનીઓ છતાં, નમતું આપ્યા વિના, અખંડ યુદ્ધ આદર્યું છે. અને હજી ઘણાં લાંબાં વરસો સુધી વેઠવું પડે તે વેઠીને ય તે પોતાનો [ નિશ્ચિત] પંથ ખેડવા કૃતનિશ્ચય જણાય છે.

અમેરિકાના આ ભગીરથ પુરુષાર્થમાં અનેક ત્રુટીઓ અને ગેરરીતિઓ જોનારા ભારત માટે એના તરફ મોં ફેરવી નાખવાનું, અને 'શાહીવાદીઓ હડી જાવ' કહીને સરમુખત્યારશાહી સામેના સબળ યુદ્ધનો પાયો જ ખતમ કરવાનું, કેવળ પુણ્યપ્રકોપી વલણ, ગમે તેટલું આત્મતુષ્ટિકર હોય છતાં, શ્રેયસ્કર નથી જ નથી. (અમેરિકાના આ પુરુષાર્થને પરિણામે ચીની વિસ્તારવાદને શારીરિક રીતે જેટલી હદે ખાળવાનું બન્યું છે એટલા પૂરતો લોકશાહીના ભાવિનો અવકાશ ટકી રહ્યો છે એ હકીકત ઓછી મહત્ત્વની નથી).

પરંતુ, અમેરિકાએ પણ ભારતના, સન્નિષ્ઠ પુરુષાર્થને સમજવાની અને તેનું સાચું મૂલ્યાંકન કરવાની જરૂર છે.

• એશિયામાં ભારત સૌથી સબળ જ નહિ, સદ્ધર (રાજકીય દૃષ્ટિએ અને મૂલ્યોની દૃષ્ટિએ) લોકશાહી રાષ્ટ્ર તરીકે વિકસી રહ્યું છે. એશિયામાં અમેરિકા ગમે તેટલા લાવલશ્કરો, શસ્ત્ર-સરંજામો, લખલૂટ નાણાં અને રાજદ્વારી ઉથલપાથલોનો આશ્રય લે, પરંતુ, ભારતના આ વિકાસને છેહ દેનારાં એનાં તમામ પગલાં એશિયામાં સદ્ધર, સ્વતંત્ર લોકશાહી શક્તિનું નિર્માણ કરવાની દૃષ્ટિએ નિષ્ફળ જ રહેવાનાં — આ વાત અમેરિકાએ સ્વીકાર્યે જ છૂટકો છે.

—ભારત અને અમેરિકાના આદર્શ અને પુરુષાર્થનું સહિયારાપણું સ્વીકારીને જ ભારત અને અમેરિકાની એશિયાઈ નીતિનું નૂતન સહનિર્માણ થવું રહ્યું.

અત્રે, એ વાત સ્પષ્ટ કરવી જરૂરી છે કે—

• રશિયાની હાલની નીતિ, અને કદાચ ઘણા લાંબા ગાળા માટેની શક્ય નીતિ પણ ચીનના વિસ્તારવાદની વિરોધી રહેવાની. રશિયાનું આ રાષ્ટ્રીય-આંતરરાષ્ટ્રીય હિત તેને, એટલે અંશે, અમેરિકા અને ભારતની સહિયારી એશિયાઈ નીતિની નીકટ આણે છે. આ જેવું તેવું — નાનુંસૂનું પરિબળ નથી. અલબત્ત, રશિયાની આ નીતિને મૂળભૂત રીતે લોકશાહી સિદ્ધાન્ત અને નિષ્ઠાની ગણવાની ભૂલ ન કરીએ; અથવા તેને 'સામ્યવાદી કાવતરાખોરી' ગણી કાઢીને તેના પ્રત્યે દુર્લક્ષ કરવાની ભૂલ પણ ન કરીએ. એશિયાઈ સાર્થક વિકાસની પ્રક્રિયામાં એનું અર્પણ આપણે સ્વીકારીએ.

• આ રીતે ચીની વિસ્તારવાદી ધરી સામેના એક (એકમાત્ર યા મુખ્ય નહિ) વિધાયક પરિબળ તરીકે રશિયાનો ય ઉપયોગ શક્ય બન્યો છે — એ ઘટનાને સામ્યવાદના આંતરિક વિસંવાદનું અનિવાર્ય ઐતિહાસિક લક્ષણ સમજીને તેનો હેતુપૂર્ણ રીતે ઉપયોગ કરવાનું ન ચૂકીએ.

આવા દીર્ઘદૃષ્ટિના હેતુપૂર્ણ વ્યાપક પ્રતિકારના બળે પાકિસ્તાનને ચીનની પકડમાંથી છોડાવીને તેને વધુ સ્થાયી અને સમજપૂર્વકની દશામાં ખેંચવું અશક્ય નહિ બને.

અને, ત્યારે, એકલા-અટૂલા પડી જઈ ઘેર ગયાનો ફફડાટ ચીનના હૈયે વ્યાપે અને પાગલ જનૂની આંધળા સાહસમાં એશિયાને ખેદાનમેદાન કરીને ય બચી જવા ખાતર અણુ-આક્રમણની વિશ્વવિનાશક (છતાં, પોતાનાં ૭૦ કરોડમાંથી ૨૦ કરોડ જેટલી પ્રજા તો બચી જ જવાના — એવી માઓની ગણત્રીએ!) યોજનાનો અંતિમ આશરો લેવા પ્રેરાય, એવું ય બને!

પરંતુ, 'એવું ન બને' એ જોવું ય જરૂરી છે; અશક્ય પણ નથી. ઇન્ડોનેશિયાને તો તેણે તેની પોતાની પાપ-લાલસાએ ગુમાવ્યું છે; અને પાકિસ્તાન પણ ખસી જતાં, એશિયામાં અટૂલું પડેલું ચીન જો સમજી-કરીને ય વિસ્તારવાદને વિસારી દઈ રાષ્ટ્રીય હિતની મર્યાદામાં રહેવાનું પસંદ કરે તો — કોઈના પણ તરફથી ભીતિ રાખવાને તેને કારણ નથી એવો ભરોસો પણ સૌએ એને આપવો જોઈએ.

—ટૂંકમાં, ભારતને શિરે સ્વસ્થ. સિદ્ધાન્ત-

નિષ્ઠ બનીને એશિયાઈ નીતિને નવો વળાંક આપવાનું મહાન કર્તવ્ય આવી ઊભું છે; બધી રીતે પકવ અને સમર્થ સ્વતંત્ર રાષ્ટ્ર તરીકે જ, ભારત તેનું એ કર્તવ્ય પાર પાડી શકશે – એ પાયાની વાત કદી ન વિસરીએ.

☆

## ખુવારી

તા. ૮–૧૧–૬૫ ના રોજ લોકસભામાં સંરક્ષણ પ્રધાન શ્રી ચવાણે આપેલ માહિતી, અનુસાર : ( તા. ૫ સુધીમાં )

કુલ ૨૨૧૨ ભારતીય સૈનિકો માર્યા ગયા છે

૭૬૩૬ ઘવાયા છે.

૧૫૦૦ ગુમ થયા છે.

*

શસ્ત્રવિરામ પછી : ( તા ૩ જી નવેમ્બર સુધીમા )

૩૭૮ પાકિસ્તાની અને ૨૬૨ ભારતીય સૈનિકો માર્યા ગયા છે

# ભારતના કાશ્મિર—સીમાડા

## કાશ્મીર

કાશ્મીરનો પ્રદેશ આપણે માટે વ્યૂહની દૃષ્ટિએ ઘણો મહત્ત્વનો છે, ચીન અને પાકિસ્તાનની બન્ને આક્રમક સત્તાએ ભારતના ઘણા મોટા ભાગોમાં ગેરકાયદે કબજો જમાવ્યો છે. લશ્કરની સજાગતા છતાં જમ્મુમાંથી પસાર થતી યુદ્ધવિરામ હરોળ પારથી પાકિસ્તાની ઘૂસણખોરો છૂપી રીતે દાખલ થઈ જાય છે. પરંતુ બારામુલ્લાની પેલી પાર ખીણમાંથી હરોળ ઊંચા પર્વતો પરથી પસાર થાય છે. યુદ્ધ વિરામના કરાર મુજબ પાકિસ્તાની ફોજોએ ખરેખરી હરોળથી ૨૦ માઈલ દૂર રહેવાનું છે, જ્યારે ભારતીય ફોજોને છેક હરોળ લગી આવવાની છૂટ અપાઈ છે; તેમ છતાં પાકિસ્તાની ઘૂસણખોરો તેમના દેખાવ તેમજ ટેવોની સમાનતાને કારણે સહેલાઈથી આપણા મુલકમાં પ્રવેશી ભળી જાય છે; પરંતુ જમ્મુની સરહદો પરનાં ગામોમાં જાગૃતિ છે તેને કારણે ઘૂસણખોરો માટે લાંબો સમય સુધી છૂપા રહેવાનું મુશ્કેલ બન્યું છે.

ઈશાન ખૂણે આવેલા લડાખમાં લોકો પુરાણા રીતરિવાજોમાં ઢળેલા છે છતાં નવા જીવનનો ધબકાર ઝીલતા થયા છે. પર્વતોની તળેટીમાં જે કાંઈ પાકે તેના પર એમનો ગુજારો છે, દસકાઓથી આ જ એમની હાલત છે. શાળાઓ હવે સ્થાપવામાં આવી છે, અને ત્યાં ખનીજપ્રાપ્તિના પ્રયાસો ચાલુ છે. એના મુખ્ય શહેર લેહ ને કારગીલથી જોડતો રસ્તો શ્રીનગરથી આગળ જાય છે. વર્ષમા પાંચ જ મહિના તેનો ઉપયોગ થઈ શકે તેમ છે, પણ લડાખની અગત્યની એ જીવનદોરી છે. ત્યાંથી પૂર્વમાં ફક્ત સો માઈલને અંતરે લડાખની સપાટ ભૂમિ પર ચીનાઓએ આક્રમણ કરીને પગદંડો જમાવ્યો છે. અને ઝનૂનપૂર્વક રસ્તાઓ તૈયાર કરે છે; તથા હવાઈ મથકો પણ બાંધી રહ્યાં છે.

## પંજાબ

કાશ્મીરની જેમ પંજાબની સરહદ પણ પાકિસ્તાન તેમજ ચીનને સ્પર્શે છે. રેડક્લીફ એવોર્ડે જે કેટલીક અવ્યવહારુ તકલીફો ઊભી કરેલી તે ૧૯૬૦ના ભારત-પાકિસ્તાન વચ્ચેના કરારથી દૂર કરવામાં આવી અને તેના પરિણામે ૨૦,૦૦૦ એકર જેટલી જમીનની પરસ્પર અદલા-બદલી કરવામાં આવી હતી. દુરંદેશી રાજપુરુષ કૈરોને આ વિસ્તારમાં મોટે ભાગે જમીન-વિહોણા કદાવર માણસોને અહીં વસાવેલા. પરિણામે એ લોકો શાંતિથી રળીતાનું જીવન જીવે છે. એ વસવાટીઓ હવે એ ભૂમિને મમતાથી જોતા થયા છે; સરહદ સુધીની તસુએ તસુ જમીન આજે એ લોકો ખેડે છે. પાકિસ્તાને જ્યારે કચ્છમાં છેલ્લું આક્રમણ કર્યું ત્યારે પણ આ ખેડૂતોએ હોમ-ગાર્ડઝ અને પંજાબના ઓકઝીલીયરી દળના રક્ષણ હેઠળ એમનો પાક લીધેલો.

જ્યારે સામે પાર પાકિસ્તાન હદમાં જમીનનો એવો ઉપયોગ થયો નથી. ત્યા ગીચ ઝાડી તથા વનરાજી ઊભી છે.

પરંતુ ભારત-પાક સરહદે ઠેરઠેર દાણચોરીનો ધંધો ધીકતા પ્રમાણમાં ચાલે છે; એથી જબરી સમસ્યા ઊભી થઈ છે. આ ધંધો કરનારો એક ધનિક વર્ગ ઊભો થયો છે. એમના સંબંધો અમૃતસર ચંદીગઢના રાજપુરુષો સાથે સંકળાયેલા છે. પૂર્વએશિયાના દેશોમાં અને આપણે ત્યાં સોનાના જુદા ભાવ હોવાથી સોનાની દાણચોરી ઘણા વખતથી ચાલતી આવી છે. પણ હવે ચેકીંગ મજબૂત કરવાથી થોડો ફેર પડયો છે.

## હિમાચળ પ્રદેશ

તિબેટ સાથે સંકળાયેલા આ પ્રદેશની ૧૬૦ કીલોમીટર જેટલી સરહદ પૂરેપૂરી અંકાયેલી છે.

સરહદ ઉપરનો કિન્નોર જિલ્લો આપણી પૌરાણિક કિન્નરો તથા ગાંધર્વોની સ્મૃતિઓને જાગૃત કરે છે. ભારત-તિબેટના માર્ગે અનેક પેઢીઓથી વેપાર ચાલતો આવ્યો છે, અને વધુ આર્થિક વિકાસ માટે ઉપયોગી થઇ પડયા છે, તેવોજ સંરક્ષણ દ્રષ્ટિથી પણ ઉપયોગમા લેવાયા છે અહી વિપૂલ નૈસર્ગિક સૌન્દર્ય જોવા મળે છે જવેરીની આગળ સીમલાથી ૧૨૦ કી. મી. દૂર થોડા વર્ષો પૂર્વે તિબેટમા જે બળવો થયો તેથી તિબેટના હજારેક નિરાશ્રિતો પણ અહીં આવી વસ્યા છે. ત્યાના વિકાસમા એ લોકો પણ ભાગ લઇ રહ્યા છે તિબેટ સાથેના વેપાર ઉપર જે પ્રતિબંધ આવ્યો તેથી કિન્નરોની આર્થિક સ્થિતિ પર ઘણો ફટકો પડયો છે. પણ પછીથી એમણે આવકના અન્ય માર્ગો અપનાવ્યા છે. આજે કિન્નોરથી સિમલા પહોંચતા બે દિવસ લાગે છે.

કેળવણીની સગવડો વધવાથી લોકોમા સારા પ્રમાણમાં જાગૃતિ આવી છે. પરિણામે એમના આર્થિક સામાજિક જીવનમા સારા પ્રમાણમા ફેરફાર થયો છે.

## રાજસ્થાન

પાકિસ્તાનથી જુદી પાડતી રાજસ્થાની સરહદ ૬૪૫ માઇલ લાંબી છે અને ધૂળ તથા તેની ડમરી ઓવાળી છે પંજાબને સ્પર્શતા છેડે ગંગાનગરનો ભાગ હરિયાળો છે. સતલજનું પાણી લઇ આવતી ગંગ લહેરથી તેનુ રૂપ પલટાયું છે પાકિસ્તાને આક્રમણ નહોતું કર્યું ત્યાં સુધી કચ્છ ભણી જતો ૫૫૦ માઇલના વિસ્તારને વિકાસે સ્પર્શ્યો નહોતો. કેરળ રાજ્ય જેટલા જૈસલમેર જીલ્લામા હજુ પણ ડીગ્રી આપતી કોઇ કોલેજ નથી પીવાના પાણીના અહી વખા છે. જમીનથી ૩૦૦ થી ૫૦૦ ફુટ ઊંડે જતા પાણી હાથ લાગે, કોઇ કોઇ, વિસ્તારમા તો એટલે જતાં પણ ન મળે કૂવાના પાણી ખારા છે. અને કોઇ કોઇ સ્થળે તો એ પાણી પીતા ઢોર પણ મરી જાય છે વીસ વીસ માઇલને અંતરેથી પાણી લાવવા સારુ કુટુંબના એક માણસને જીંદગીભર ફાજલ પાડવો પડે।

હવે હીકકીક પ્રમાણમા ટયુબવેલ ઉતારવામાં સફળ થયા છે ત્યા પૂરતું પાણી હાથ લાગે છે. રસ્તાઓ પણ સારા નથી, જેથી બોરીંગ મશીનો પણ ત્યા સરળતાથી લઈ જઈ શકાતા નથી.

વસતિમાં મુખ્ય જાતિ રાજપુત, મુસ્લીમ, અને પરિશિષ્ટ જાતિઓ છે જુતો જાતિનું પ્રમાણ અહી વિશાળ છે. ખોટી અફવાઓ ઉડાવવા માટે એ જાતિ પંકાય છે. અગાઉ રાજાઓ આ કામ માટે મુતો જાતિના લોકોને રોકતા હતા.

પાકીસ્તાને આ મુલકમાં બેદિલી ફેલાવવા માટે ભૂતકાળમા સારી કોશિષ કરી જોઇ છે. કેમકે મુસ્લીમોને પશ્ચિમ પાકીસ્તાનમાં અહીથી ૪૦ માઇલ દૂર આવેલા પીર પગોરોમા શ્રદ્ધા છે. એનો ઉપયોગ કરવા માટે તો અંગ્રેજોએ પદભ્રષ્ટ કરી ફાસી દીધેલા પીર પગોરોના દીકરાને ઇંગ્લેંડ લાવી એની ગાદી પાછી સોંપી, જેથી આ દ્વારા નાણાનુ ભંડોળ એકઠું કરી શકાય રાષ્ટ્રીય ભાવના ધરાવતા મુસ્લીમ આગેવાનોએ જોઇએ તેવું અહીં લક્ષ આપ્યુ નથી

છેક સરહદને અડી, અહીની જાટ, શીખ વગેરે કોમો ખેતીમા જોડાયેલી છે. આખા રાજ્યમાં આ વિસ્તારની માથા દીઠ આવક સૌથી વધુ છે બાહ્મન ફી ધાત્રીથી ગંગાનગર જીલ્લાના ખકા સુધીની સરહદ પત્થરોના થાભલાથી પૂરી અંકાયેલી છે છતા જોઇએ તેવી સ્પષ્ટ નથી. હિંદુમલકોટ આગળ કોઠ ઘરોનો અમુક ભાગ બંને હદોમા વહેંચાયેલો છે !

## બિહાર

નેપાળને જોડતી ૭૫૦ માઇલની બિહારની સરહદ ખુલ્લી છે રક્ષાઉલ પાસેનું સરહદ થાણું નામનું છે વેપાર અને નેપાળ સાથેના મૈત્રીભર્યા સંબંધોને કારણે એ બહુ જરૂરી જણાયું નથી. તેમ છતા સંરક્ષણની દ્રષ્ટિએ કઠમંડુ-કાદેરીનો માર્ગ કુતલી સુધી જાય છે ને તિબેટના લ્હાસા જોડે સંબંધ ધરાવે છે. એમ થતા નવી પરિસ્થિતિ સર્જાઇ

છે. સરહદ પરનાં એ એક ગામ ગીચ વસ્તી-વાળાં છે જે નેપાળ તથા ભારતની બંને સરહદોમાં વહેંચાઇ જાય છે. આ ગામમાં પણ કંઇક એવાં ઘરો છે જેનો આગલો ભાગ ભારતમાં પડે ત્યારે પાછળનો નેપાળની સરહદમાં. ગમે તેમ પણ કુદરતી કોઇ હદ વિના આ બધો ભાગ ખાસ સુરક્ષા વિનાનો છે. લોકોનો મુખ્ય વ્યવસાય ખેતી છે, પરંતુ રાજકીય તેમજ આર્થિક રીતે પછાત છે. આમ છતાં સરહદની બંને બાજુએ ચોખાની તેમજ તેલની મિલો આવેલી છે. શહેરો મોટે ભાગે અનાજનો વેપાર, તેમજ જોઇએ તેટલા પ્રમાણમાં સસ્તો નેપાળી દારૂ પણ હોવાથી દાણચોરી અને જાસૂસી જોરમાં આવી છે. બિહારની સરહદે વ્યવહારનું કોઇ સાધન નથી; એક પણ પાકો રસ્તો નથી. હિમાલયમાંથી નીકળતી સંખ્યાબંધ નદીઓ પર એક પણ પૂલ નથી, વર્ષના ૭ મહિના તો આ પ્રદેશમાં પ્રવેશ કરવો મુશ્કેલ છે.

● ચીની, તિબેટી, અને પાકિસ્તાનીઓનો ગેરકાયદે પ્રવેશ એ બીજો સવાલ છે. ચીની એજંટો તિબેટના નિરાશ્રિતોને નામે છૂપી રીતે ભારતમાં દાખલ થઇ જાય છે.

તેમ છતાં બિહાર સરકારે હવે વધુ તકેદારીનાં પગલાં ભરવાં માંડયાં છે, લશ્કરી થાણાં પણ વધુ ખોલ્યાં છે. તેમજ ગ્રામરક્ષક દળોને હથિયારો પણ પૂરા પાડવાં શરૂ કર્યાં છે.

## ઉત્તર પ્રદેશ

ઉત્તર પ્રદેશ પણ એક લાંબી સરહદ રેખા ધરાવે છે, એ વાતની ચીનનાં આક્રમણ અગાઉ બહુ ઓછાને ખબર હતી. ઉત્તર ખંડમાં તિબેટ–હિંદ સરહદનો મધ્ય વિભાગનો સમાવેશ થાય છે. અગ્નિ કોણ તરફ હિમાલયની તળેટીમાં હિંદ–નેપાળની સરહદ ચાલી જાય છે. ઉત્તર ખંડમાં બરફનાં શિખરો કુસુમાચ્છાદિત ખીણો, પાઇનવૃક્ષોથી ઝૂલતી પર્વતની ગિરિમાળાઓ, સ્વચ્છ ઝરણાં, ધસમસતી નદીઓ કોઇ પણ પ્રવાસીનું દિલ મુગ્ધ કરે તેવાં છે. આ પ્રદેશના લોકો જબરા મહેનતુ, સાદા તથા પ્રામાણિક છે. લોકો હજુ ગરીબ છે. થોડીક સિંચાઇની સવલત સાથેની આ પ્રદેશની ૧૫ ટકા જમીન ખેડાણલાયક છે. લોકોની વધુ વસતિ જંગલની પેદાશ – ઇમારતી લાકડા ઉપર નભે છે. એમનાં ઢોરો પણ ત્યાં ચરી ખાય છે.

સંદેશા-વ્યવહારને અભાવે વસતિ છૂટી છવાયી પથરાયેલી છે. એક ચોરસ માઇલે ૭૧ ની વસતિની સરેરાશ આવે છે. તેમના ધંધામાં ઊન, મધ, ઘેટાં બકરાં વગેરે છે, જે એમની પાસે આવે તે લઇ જાય; અને એમની જરૂરિયાતો જેવી કે કાપડ, ગોળ, તેલ, તમાકુ, મીઠું અને લોખંડનો સામાન એ લોકો મેદાન-માંથી લઇ આવે છે. તેમ છતાં સોનાની હુન્નરકળા, કડિયાકામ, સુથારીકામ, વગેરેનું સારું જ્ઞાન ધરાવે છે. અહીં પણ પાણીની તકલીફ ઊભી છે, એ એક આશ્ચર્ય છે. અલકનંદા, ભાગીરથી, મંદાકિની, જમુના વગેરે નદીઓ આ મુલકમાંથી પસાર થતી હોવા છતાં એક ઘડા પાણી માટે લોકોને લાંબી મજલ કાપવી પડે છે! જીવનની આવી કઠિન પરિસ્થિતિને કારણે ઘણા પહાડી-ભૂમિ છોડી મેદાન તરફ વળ્યા છે, ત્યા નોકરી ધંધો કરીને પણ અહીંનો સંબંધ જાળવી રાખે છે.

## પશ્ચિમ બંગાળ

પશ્ચિમ બંગાળની કુલ ૩ કરોડ ૪૦ લાખની વસતીમાથી ૮૦ લાખની વસતિ સરહદના પ્રદેશમાં વસે છે. અને મળતા અહેવાલો જો સાચા હોય તો એમનો મોટો ભાગ દાણચોરીના કામમા રોકાએલો છે, એમાં કેટલાંય બાળકો પણ નિર્દોષ રહેવા પામ્યાં નથી. પશ્ચિમમાંથી પૂર્વ બંગાળ (પાકિસ્તાનમાં) ખાંડ, મીઠું, કેરોસીન, સરસીયું અને એવી ઢગલબંધી ચીજો ચાલી જાય છે. બદલામાં સાયકલો, બેબી ફૂડ, ટ્રાન્ઝીસ્ટર, ઘડિયાળો, ફાઉન્ટનપેનો અને એવી પરદેશી ચીજો ત્યાંથી છૂપી રીતે આવે છે. દાણચોરો રેલ્વે માર્ગે, જળમાર્ગે તેમજ પગ રસ્તે આવો ધંધો કરે છે.

હિલી નામનું રેલ્વે સ્ટેશન દિનાજપુરમાં આવેલું છે. જેનો એક ભાગ ભારતમાં તો બીજો ભાગ પાકિસ્તાનમા છે! બસ અહીંથી પેલી તાલિમ પામેલા છોકરાઓ એક ઘડીમાં સોદો પૂરો કરી આપે છે!"

● આ દાણચોરી સાથે સાથે જ જાસૂસી પણ પથરાયેલી હોય છે.

## ગુજરાત

આ વર્ષની એપ્રિલની દ્દમીએ કચ્છની ૧૫,૦૦૦ની વસતિને એકાએક ખબર પડી કે એ તો સરહદ ઉપર વસતી હતી. પચમ બેટ અને ખાવડામાં વસતા લોકોને એકાએક આ જવાબદારીનું ભાન થયું. આ પ્રદેશમાં દુકાળ વારંવાર પડે છે. બાદી-બંધ તૂટી ગયા છે. સિંચાઇની બીજી કોઇ વ્યવસ્થા આ વિસ્તારમાં નથી. મુખ્ય પાક બાજરી, મગ ને તલ છે. ખાવડાના ખેડૂતો એમની મગની તેમજ તલની પેદાશ માટે મગરૂર છે. ખેતી અને ઢોરઉછેર સાથે જ ચાલે છે. ઢોરની સંખ્યા ૨૦,૦૦૦ જેટલી હશે. સારી મોસમમા ખાવડામાં રૂ. સાડા સાત લાખની કિંમતનું ઘી પેદા થઇ ભુજના જીલ્લા–વેચાણ–કેન્દ્રમાં જાય છે. પરંતુ દુકાળ પડે છે ત્યારે આ વ્યવસાય પર જબરો ફટકો પડે છે.

ખાવડાની પડોશમાં સરહદની લાઇનમા બન્ની આવેલું છે. ખારપાટને લઇને ખેતી અહીં શકય નથી, એટલે લોકો ફક્ત ઢોર જ ઊછેરે છે, જેને માટે એની ૪૫,૦૦૦ જેટલી મુસ્લીમ પ્રજા પ્રખ્યાત છે. વર્ષે દહાડે ૧૫ લાખનું તો ઘી પેદા કરે છે, છતાં એ ભટકતી પ્રજા ગરીબ છે. ભરત-ગૂંથણ કામમા ત્યાંની પ્રજા હોશિયાર છે.

બન્ની, બેલા, દાપુર તાલુકા કચ્છમા પૂરા ભળ્યા નથી. એ સંદેશા વ્યવહારની અગવડને કારણે રણ અને ખાવડાને જોડતો એક રસ્તો બંધાઇ રહ્યો છે, ત્યાંની વસતિ મજુરીએ લાગી છે પૂલ બાંધવાના બીજાં પણ કામો હાથ ઉપર લેવાયાં છે.

હજુ ટેલીફોન વ્યવહાર ત્યાં સ્થપાયો નથી. તાર મોકલવાનું પણ ત્યાં મુશ્કેલ હોવાથી બસની મુસાફરી જ સંદેશાનું એક માત્ર સાધન છે. આજલગી, ખાવડા અને લેરિયા વચ્ચે ૩૨ માઇલના અંતર પર ખેપિયા જાતે દોડીને ટપાલ પહોંચાડતા. હવે ટપાલ બસમા જાય છે.

સરહદે એક પણ સીવીલ હોસ્પીટલ નથી દાણચોરીના વ્યવસાયને અહીં આવતાં વિલંબ થયો નથી. ખાવડા થરપારકર વચ્ચે નિયમિત સેંકડો માણસો ઊંટ પર બીડીનાં પાંદડાં લઇ જાય છે ને સામેથી સોનાચાંદીનાં ઘડિયાળો લઇ આવે છે. ભારતની રૂ ૧૦૦ની બીડીનાં પાંદડાનાં પાકિસ્તાનમાં રૂ. ૫૦૦ ઊપજે છે. એક વખતના ફેરામાં રૂ. ૧૦૦૦ નો નફો થતો. બદલામાં સોનું ચાંદી લઇ આવતા.

દાણચોરી સાથે જાસુસી અને સરહદની અફવાઓ પણ જોરમાં કામ કરતી. માંડવી પાસે સલાયામાં આ વસતિ વિશેષ હતી. સલાયામાં મુસ્લીમ વસતિ વિશેષ અને એમનો કરાંચી–મુંબઇમાં ભારે વગવસીલો.

આમ છતાં સરહદે ચોકીઓ વધુ મજબૂત કરવામાં આવી છે અને દાણચોરીને નિર્મૂળ કરવાના પ્રયાસો થઈ રહ્યા છે.

(મૂળ લિન્ક : ગુ. સ.)

---

[ પા. ૬૪ ઉપરથી ]

એવું સ્કવોડ્રન બનાવવાની ખ્વાહિશ ધરાવે છે.) ચાર એફ-૮૬, એફ સેબર સ્કવોડ્રન (જે અમેરિક સાઇડ મીસાઇલ્સથી સજ્જ હોય છે.) બે કેન્બરા બોમ્બર્સનાં સ્કવોડ્રનો. આ ઉપરાંત કેટલાંક સી-૧૩૦, હરકયુલસ માલ વાહક વિમાનો પણ છે.

### પાકિસ્તાનનું નૌકાદળ

એક હમણાં મળેલી અમેરિકન સબમરીન, એક લાઇટ ક્રુઝર,-(કેડેટ ટ્રેનીંગ શીપ) પાંચ ડિસ્ટ્રોયરો, બે એસ. એસ. ડબલ્યુ. સબમરિન આઠ સ્વીપરો, દસ પરસુરણ જહાજો, દરિયાનું સંરક્ષક દળ ૧૫,૦૦૦ માણસોનું.

● લશ્કરી અને હવાઇ દળના સાધનો ખાસ કરીને અમેરિકન બનાવટનાં છે. જ્યારે નૌકાદળના સાધનો, સબમરીનને બાદ કરતાં, બ્રિટીશ બનાવટનાં છે. પાકિસ્તાનનો શસ્ત્રસરંજામ બનાવનારી ફેકટરીઓ વાહનામના લશ્કરી મથકની આસપાસ રાવલપીંડી પાસે આવેલી છે.

# ભારત–પાક.નું હવાઇ દળ

–અતુલ

## પાકની વાયુસેના

સૌ પ્રથમ પાકિસ્તાનની વાયુસેનાની તાકાત અને એને અમેરિકાએ આપેલા વિવિધ પ્રકારનાં લડાયક અને બોમ્બર વિમાનો વિષે જોઇએ.

પાકિસ્તાન પાસે અમેરિકન બનાવટનાં એફ–૧૦૪ એ સ્ટાર ફાઇટર પ્રકારનાં વિમાનોની એક સ્કવોડ્રન, એફ–૮૬ એફ સેબ્ર જેટ પ્રકારનાં વિમાનોની ચાર સ્કવોડ્રન, બી–૫૭ કેનબેરા પ્રકારના બોમ્બર વિમાનોની બે સ્કવોડ્રન અને કેટલાંક સી–૧૩૦ હરકયુલસ પ્રકારના કાર્ગો વિમાનો છે.

● આ ઉપરાંત પણ કેટલાંક જુના વિમાનો એની પાસે છે. પરંતુ પોતાની વાયુસેના પર જેના માટે પાકિસ્તાન મુસ્તાક છે, તે તો એને મળેલા અમેરિકન લડાયક વિમાનો જ છે.

એ અમેરિકન લડાયક વિમાનોમાં એફ–૧૦૪એ સ્ટાર ફાઇટર વિમાનનું નામ હાલમાં વિયેટનામના સંદર્ભમાં વારંવાર છાપામાં આવે છે. કદાચ આ વિશ્વનું સૌથી ઝડપી લડાયક વિમાન છે. એને અલ્ટ્રાસોનિક કહેવામાં આવે છે. જે વિમાનો અવાજની ગતિ જેટલી ઝડપે ઊડે એને સુપરસોનિક કહેવામાં આવે છે, પરંતુ અવાજની ઝડપ કરતા ઘણી વધુ ઝડપે જે વિમાન ઊડે એને અલ્ટ્રાસોનિક કહેવાય છે. આ વિમાનનો ઊંચે ઊડવાનો વિક્રમ ૯૧૨૪૭ ફીટનો છે અને કલાકના ૫૦,૦૦૦ ફીટની ઝડપે ચડે છે. એની પાંખો બહુ પાતળી છે અને વિમાનના શરીરની પાંખોના છેડાનું અંતર માત્ર ૭।। ફૂટનું છે. જો કે પાંખોની કુલ લંબાઈ ૨૨ ફૂટની છે. આ પાંખો જરા નીચેની બાજુએ વળેલી છે. "ઇલેકટ્રીક ફાયર કંટ્રોલ" અને "રેંજફાઈંડર" ધરાવતા આ વિમાનમાં મીસાઇલ્સ અને અણુબોમ્બ લઇ જવાની સગવડ છે. એ ૫૫ ફૂટ લાંબું અને ૧૩ ૧/૨ ફૂટ ઊંચું છે. એમાં જનરલ ઇલેકટ્રીકનું એક જે–૭૯ પ્રકારનું "એકશીયલ ફ્લો ટર્બોજેટ" એંજીન અને "આફટર બર્નર" ની વ્યવસ્થા છે. આ વિમાનોએ વિયેટનામના વર્તમાન યુદ્ધમાં રશિયાના મિગ વિમાનોને ઘણું નુકસાન પહોંચાડયું છે.

એફ–૮૬એફ સેબરજેટ વિમાન પણ સ્ટારફાઇટરની જેમ લડાયક વિમાન છે. એ ૪૦,૦૦૦ ફૂટની ઊંચાઇએ ઊડી શકે છે, તેમજ દુશ્મનના રાડાર નિરીક્ષણમાંથી છટકવા ખૂબ નીચું પણ ઊડી શકે છે. એમાં ૫૦ કેલીબરની ૭ મશીનગન છે અને ખૂબ વિકસિત રાડર-નિશાન શોધક યંત્ર છે. એમાં જનરલ ઇલેકટ્રીકના જે–૪૭–૨૭ પ્રકારનાં ટર્બોજેટ એંજીનો પણ છે, જે લગભગ ૫૮,૦૦ રતલનો ધક્કો પેદા કરે છે. આ એંજીન વડે સેબરજેટ કલાકના ૬૫૦ માઇલની ઝડપે ઊડી શકે છે. "નોર્થ અમેરિકન કંપની" નામની પેઢીએ બનાવેલું આ વિમાન ૭ મશીનગન ઉપરાંત ૨૦૦૦ રતલી બોમ્બ, પાચ ઈંચના ઝડપી રોકેટ કે સ્વયંસચાલિત મિસાઇલ્સ પણ લઇ જઇ શકે છે. એ ૩૭ ફૂટ લાબું છે, એની પાંખોની લંબાઈ ૩૭ ફૂટ છે અને ૧૪ ફૂટ છે ઊંચું છે.

પાકિસ્તાન પાસેનાં સેબરજેટ વિમાનો અમેરિકાએ એને આપેલા સાઇડવાઇડર મિસાઇલ્સ શસ્ત્રથી સજ્જ છે. આ મિસાઇલ્સનો ઉપયોગ એમણે આપણા પર હુમલો કરવા કર્યો છે.

## ગુજરાત

આ વર્ષની એપ્રિલની ૯મીએ કચ્છની ૧૫,૦૦૦ની વસતિને એકાએક ખબર પડી કે એ તો સરહદ ઉપર વસતી હતી. પચમ બેટ અને ખાવડામા વસતા લોકોને એકાએક આ જવાબદારીનુ ભાન થયું. આ પ્રદેશમાં દુકાળ વારંવાર પડે છે. બાદી-બંધ તૂટી ગયો છે. સિંચાઇની બીજી કોઇ વ્યવસ્થા આ વિસ્તારમાં નથી. મુખ્ય પાક બાજરી, મગ ને તલ છે. ખાવડાના ખેડૂતો એમની મગની તેમજ તલની પેદાશ માટે મગરૂર છે. ખેતી અને ઢોરઉછેર સાથે જ ચાલે છે. ઢોરની સંખ્યા ૨૦ ૦૦૦ જેટલી હશે. સારી મોસમમા ખાવડામાં રૂ. સાડા સાત લાખની કિંમતનું ઘી પેદા થઇ ભૂજના જીલ્લા-વેચાણ-કેન્દ્રમાં જાય છે. પરંતુ દુકાળ પડે છે ત્યારે આ વ્યવસાય પર જબરો ફટકો પડે છે

ખાવડાની પડોશમાં સરહદની લાઇનમા બન્ની આવેલું છે. ખારપાટને લઇને ખેતી અહીં શકય નથી, એટલે લોકો ફક્ત ઢોર જ ઊછેરે છે, જેને માટે એની ૪૫,૦૦૦ જેટલી મુસ્લીમ પ્રજા પ્રખ્યાત છે. વર્ષે દહાડે ૧૫ લાખનું તો ઘી પેદા કરે છે, છતા એ ભટકતી પ્રજા ગરીબ છે. ભરત-ગૂંથણુ કામમા ત્યાંની પ્રજા હોશિયાર છે.

બન્ની, બેલા, દાપુર તાલુકા કચ્છમા પૂરા ભળ્યા નથી. એ સદેશા વ્યવહારની અગવડને કારણે રણ અને ખાવડાને જોડતો એક રસ્તો બંધાઇ રહ્યો છે, ત્યાંની વસતિ મજુરીએ લાગી છે પૂલ બાધવાના બીજાં પણ કામો હાથ ઉપર લેવાયાં છે.

હજુ ટેલીફોન વ્યવહાર ત્યાં સ્થપાયો નથી તાર મોકલવાનું પણ ત્યા મુશ્કેલ હોવાથી બસની મુસાફરી જ સદેશાનું એક માત્ર સાધન છે. આજલગી, ખાવડા અને લેરિયા વચ્ચે ૩૨ માઇલના અંતર પર ખેપિયા જાતે દોડીને ટપાલ પહોંચાડતા. હવે ટપાલ બસમા જાય છે.

સરહદે એક પણ સીવીલ હોસ્પીટલ નથી દાણુ-ચોરીના વ્યવસાયને અહીં આવતા વિલંબ થયો નથી. ખાવડા થરપારકર વચ્ચે નિયમિત સેંકડો માણસો ઊંટ પર બીડીનાં પાંદડાં લઇ જાય છે ને સામેથી સોનાચાંદીનાં ઘડિયાળો લઇ આવે છે. ભારતની રૂ ૧૦૦ની બીડીનાં પાંદડાનાં પાકિસ્તાનમાં રૂ. ૫૦૦ ઊપજે છે. એકી વખતના ફેરામાં રૂ. ૧૦૦૦ નો નફો થતો. બદલામાં સોનું ચાંદી લઇ આવતા.

દાણચોરી સાથે જાસુસી અને સરહદની અફવાઓ પણ જોરમા કામ કરતી. માડવી પાસે સલાયામાં આ વસતિ વિશેષ હતી. સલાયામાં મુસ્લીમ વસતિ વિશેષ અને એમનો કરાંચી-મુંબઇમા ભારે વગવસીલો.

આમ છતાં સરહદે ચોકીઓ વધુ મજબૂત કરવામાં આવી છે અને દાણચોરીને નિર્મૂળ કરવાના પ્રયાસો થઈ રહ્યા છે.

(મૂળ હિન્દ : ગુ. સ.)

---

[ પા. ૬૪ ઉપરથી ]

એવું સ્કવોડ્રન બનાવવાની ખ્વાહિશ ધરાવે છે.) ચાર એફ-૮૬, એફ સેબર સ્કવોડ્રન (જે અમેરિક સાઇડ મીસાઇલ્સથી સજ્જ હોય છે.) બે કેન્બરા બોમ્બર્સના સ્કવોડ્રનો. આ ઉપરાત કેટલાંક સી-૧૩૦ હરકયુલસ માલ વાહક વિમાનો પણ છે.

### પાકિસ્તાનનું નૌકાદળ

એક હમણાં મળેલી અમેરિકન સબમરીન, એક લાઇટ ક્રુઝર,-(કેડેટ ટ્રેનીંગ શીપ) પાંચ ડિસ્ટ્રોયરો, બે એસ. એસ. ડબલ્યુ. સબમરિન આઠ સ્ટીપરો, ફસ પરચુરણ જહાજો, દરિયાનુ સંરક્ષક દળ ૧૫,૦૦૦ માણસોનું.

● લશ્કરી અને હવાઇ દળના સાધનો ખાસ કરીને અમેરિકન બનાવટનાં છે. જ્યારે નૌકાદળનાં સાધનો, સબમરીનને બાદ કરતાં, બ્રિટીશ બનાવટનાં છે. પાકિસ્તાનનો શસ્ત્રસરંજામ બનાવનારી ફેકટરીઓ વાહનામના લશ્કરી મથકની આસપાસ રાવલપીંડી પાસે આવેલી છે.

# ભારત–પાક. નું હવાઇ દળ

–અતુલ

## પાકની વાયુસેના

સૌ પ્રથમ પાકિસ્તાનની વાયુસેનાની તાકાત અને એને અમેરિકાએ આપેલા વિવિધ પ્રકારનાં લડાયક અને બોમ્બર વિમાનો વિષે જોઇએ.

પાકિસ્તાન પાસે અમેરિકન બનાવટનાં એફ–૧૦૪ એ સ્ટાર ફાઇટર પ્રકારનાં વિમાનોની એક સ્કવોડ્રન, એફ–૮૬ એફ સેબ્ર જેટ પ્રકારનાં વિમાનોની ચાર સ્કવોડ્રન, બી–૫૭ કેનબેરા પ્રકારના બોમ્બર વિમાનોની બે સ્કવોડ્રન અને કેટલાક સી–૧૩૦ હરક્યુલસ પ્રકારના કાર્ગો વિમાનો છે.

• આ ઉપરાંત પણ કેટલાંક જૂનાં વિમાનો એની પાસે છે. પરંતુ પોતાની વાયુસેના પર જેના માટે પાકિસ્તાન મુસ્તાક છે, તે તો એને મળેલા અમેરિકન લડાયક વિમાનો જ છે.

એ અમેરિકન લડાયક વિમાનોમાં એફ–૧૦૪એ સ્ટાર ફાઇટર વિમાનનું નામ હાલમાં વિયેટનામના સંદર્ભમાં વારંવાર છાપામા આવે છે કદાચ આ વિશ્વનું સૌથી ઝડપી લડાયક વિમાન છે. એને અલ્ટ્રાસોનિક કહેવામાં આવે છે. જે વિમાનો અવાજની ગતિ જેટલી ઝડપે ઊડે એને સુપરસોનિક કહેવામાં આવે છે, પરંતુ અવાજની ઝડપ કરતા ઘણી વધુ ઝડપે જે વિમાન ઊડે એને અલ્ટ્રાસોનિક કહેવાય છે. આ વિમાનનો ઊંચે ઊડવાનો વિક્રમ ૯૧૨૪૭ ફીટનો છે અને કલાકના ૫૦,૦૦૦ ફીટની ઝડપે ચડે છે. એની પાંખો બહુ પાતળી છે અને વિમાનના શરીરની પાંખોના છેડાનું અંતર માત્ર ૭ાા ફૂટનું છે. જો કે પાંખોની કુલ લંબાઈ ૨૨ ફૂટની છે. આ પાંખો જરા નીચેની બાજુએ વળેલી છે. "ઇલેકટ્રીક ફાયર કંટ્રોલ" અને "રેંજફાઈંડર" ધરાવતા આ વિમાનમાં મીસાઈલ્સ અને અણુબોમ્બ લઇ જવાની સગવડ છે. એ ૫૫ ફૂટ લાંબું અને ૧૩ ૧/૨ ફૂટ ઊંચું છે. એમાં જનરલ ઇલેકટ્રીકનું એક જે–૭૯ પ્રકારનું "એકશીયલ ફ્લો ટર્બોજેટ" એંજીન અને "આફ્ટર બર્નર" ની વ્યવસ્થા છે. આ વિમાનોએ વિયેટનામના વર્તમાન યુદ્ધમાં રશિયાના મિગ વિમાનોને ઘણું નુકસાન પહોંચાડયું છે.

એફ–૮૬એફ સેબરજેટ વિમાન પણ સ્ટારફાઇટરની જેમ લડાયક વિમાન છે. એ ૪૦,૦૦૦ ફૂટની ઊંચાઇએ ઊડી શકે છે, તેમજ દુશ્મનના રાડાર નિરીક્ષણમાંથી છટકવા ખૂબ નીચું પણ ઊડી શકે છે. એમાં ૫૦ કેલીબરની ૭ મશીનગન છે અને ખૂબ વિકસિત રાડર-નિશાન શોધક યંત્ર છે. એમાં જનરલ ઇલેકટ્રીકના જે–૪૭–૨૭ પ્રકારનાં ટર્બોજેટ એંજીનો પણ છે, જે લગભગ ૫૮,૦૦ રતલનો ધક્કો પેદા કરે છે. આ એંજીન વડે સેબરજેટ કલાકના ૬૫૦ માઇલની ઝડપે ઊડી શકે છે. "નોર્થ અમેરિકન કંપની" નામની પેઢીએ બનાવેલું આ વિમાન ૭ મશીનગન ઉપરાત ૨૦૦૦ રતલી બોમ્બ, પાચ ઈંચનાં ઝડપી રોકેટ કે સ્વયંસચાલિત મિસાઇલ્સ પણ લઈ જઇ શકે છે. એ ૩૭ ફૂટ લાબું છે, એની પાંખોની લંબાઈ ૩૭ ફૂટ છે અને ૧૪ ફૂટ છે ઊંચું છે.

પાકિસ્તાન પાસેના સેબરજેટ વિમાનો અમેરિકાએ એને આપેલા સાઈડવાઇંડર મિસાઇલ્સ શસ્ત્રથી સજ્જ છે. આ મિસાઇલ્સનો ઉપયોગ એમણે આપણા પર હુમલો કરવા કર્યો છે.

એનો વિકાસ કેલિફોર્નિયામાં આવેલા "બ્યુરો ઓફ ઓર્ડીનન્સ" ના " નેવી ઓર્ડીનન્સ ટેસ્ટ સેંટર " માં કરવામા આવ્યો છે. આ મિસાઇલ જુલાઇ ૧૯૫૬ માં કાર્યરત બન્યા. ૧૯૫૮મા રાષ્ટ્રવાદી ચીન વચ્ચે કિવમોય ટાપુ પાસેના યુદ્ધમા રાષ્ટ્રવાદી ચીનના વિમાનોએ આ મિસાઇલ્સનો ઉપયોગ કરી ચીનના મીગ-૧૭ અને ૧૯ પ્રકારના વિમાનો તોડી પાડયા હતા. સેબર જેટ વિમાનની પાંખો પર લઇ જવાતું આ મિસાઇલ્સ ઘણુ શકિતશાળી અને પ્રમાણમા ઓછું ખર્ચાળ છે. એક સામાન્ય રેડિયો જેટલાજ ઇલેકટ્રીક ભાગો એમા છે અને એની સંચાલન વ્યવસ્થા પણ બહુ સરળ છે. એની રેંજ ૬ થી ૭ માઇલની અને ઝડપ ૨.૫ મેચ-અવાજ કરતા અઢી ઘણી છે. આ મિસાઇલ્સમાં એવી વ્યવસ્થા છે કે એ ઇંફ્રારેડ કિરણોથી આકર્ષાઇને એની પાછળ જાય છે. વિમાનના દરેક એંજીનમાથી નીકળતી વરાળમાં આ ઈંફ્રારેડ કિરણો હોય છે. એટલે વિમાનની પાછળ એ લોહચુંબકની જેમ દોડે છે અને વિમાનનો નાશ કરીને જ છોડે છે

આ સિવાયનુ કેનબેરા બી-૫૭ વિમાન ગ્લીન એલ માર્ટીન કંપનીની બનાવટનું હળવુ બોમ્બર વિમાન છે. એમા રાઇટના જે-૬૫ પ્રકારના બે જેટ વિમાનો છે. જે ૧૪,૪૦૦ રતલનો ધક્કો પેદા કરે છે એ કલાકના ૬૦૦ માઇલની ઝડપે ઊડે છે અને ૪૫,૦૦૦ ફૂટની ઊંચાઇએ ઊડી શકે છે. એની રેંજ ૨૦૦૦ માઇલની છે. એમા પાઇલોટ ઉપરાંત રેડિયો-

## કોને કેટલી લશ્કરી મદદ ?

| | ભારતને* | પાકિસ્તાનને* |
|---|---|---|
| **અમેરિકા** | | |
| એફ ૮૬ સેબર જેટ વિમાનો | ૦ | ૧૦૦ |
| એફ ૧૦૪ સ્ટાર ફાઇટરો | • | ૫૦ |
| બી-૫૭ બોમ્બરો | ૦ | ૩૦ |
| સી-૧૩૦ માલવાહક વિમાનો | • | ૪ |
| સી ૧૧૯ માલવાહક | ૨૫ | ૦ |
| પેટન ટેન્કો | ૦ | ૨૦૦ |
| શેરમન ટેન્કો | ૩૦ | ૦ |
| **બ્રિટન** | | |
| હન્ટર જેટ ફાઇટરો | ૧૫૦ | ૦ |
| વેમ્પાયર બોમ્બરો | ૧૦૦ | ૦ |
| નાટ જેટ ફાઇટરો | ૧૦૦ | ૦ |
| કેનબાર બોમ્બરો | ૮૦ | ૫૦ |
| તસ્વીરો ખેંચતા ગુપ્તચર વિમાનો | ૮ | ૦ |
| સેન્ચુરિયન ટેન્ક | ૧૨૦ | ૦ |
| સ્ટુઅર્ટ ટેન્ક | ૮૦ | • |
| **રશિયા** | | |
| મિગ-૨૧ જેટ ફાઇટરો | ૬ | • |
| ઇલ્યુશન માલવાહક વિમાનો | ૨ | • |
| એન્તોનોવ " | ૨૪ | ૦ |
| **ફ્રાન્સ** | | |
| મિસ્ટીર-૪ જેટ ફાઇટર | ૧૦૦ | ૦ |
| એ એમ. એકસ. -૧૩ ટેન્કો | ૪૦ | • |

* ભારતે ખરીદીને વ્યાપારી ધોરણે મેળવેલી લશ્કરી સામગ્રી છે.

* પાકિસ્તાનને અમેરિકા પાસેથી દાનમા મળેલી સામગ્રી છે

નેવીગેટર બોમ્બાર્ડીયર એમ બે જણા હોય છે. એ ૬૫ ફૂટ લાંબું, ૧૬ ફૂટ ઊંચું અને ૬૫ ફૂટની પાંખોના ફેલાવાવાળું છે. એમાં ચાર ૨૦ મીલીમીટરની તોપો અથવા આઠ ૫૦ કેલીબરની મશીનગન હોય છે. ઉપરાંત જેમાંથી બોમ્બ ઝડપથી ફેંકી શકાય એવો રોટરી બોમ્બડોર હોય છે.

હરક્યુલસ સી-૧૩૦ પ્રકારના માલવાહક વિમાનનો ઉપયોગ સૈનિકો અને શસ્ત્રસરંજામની હેરફેર માટે થાય છે. પાકિસ્તાને આ વિમાનનો ઉપયોગ આપણા પ્રદેશોમાં છત્રીસૈનિકો ઉતારવા માટે કર્યો છે. પ્રકારમાં નાની વિમાન પટ્ટી (૨૦૦૦ ફૂટની) પરથી ઊડી શકતા આ વિમાનમાં ચાર એલીસન ટી ૫૬-એ-૧ ટર્બોપ્રોપ એંજીનો છે અને એ એક મિનિટમાં ૨૫૦૦ ફૂટની ઊંચાઇએ ચડી શકે છે. એની ઝડપ કલાકના ૩૩૦ માઇલની અને રેંજ ૨૮૦૦ માઇલ છે. એમા પાઇલોટ, કો-પાઇલોટ, નેવીગેટર અને સીસ્ટમ એંજીનીયર એમ ચાર માણસનો કાફલો રહે છે.

● પાકિસ્તાની વાયુસેના અને અમેરિકાની લશ્કરી સહાય નીચે મળેલા એમનાં વિવિધ લડાયક અને બોમ્બર વિમાનોના આ પરિચયથી દુશ્મનની તાકાતનો ખ્યાલ આવશે. યુદ્ધ જીતવાની સૌથી મોટી જરૂરિયાતો દુશ્મનની તાકાતની માહિતી અને આપણી તાકાત પરની અખૂટ શ્રદ્ધા છે. પરંતુ આની શ્રદ્ધા શક્તિશાળી સાધનોના અભાવમા ન ટકી શકે. ભારતના વિમાનીઓએ પોતાના શૌર્ય-પરાક્રમથી બતાવી આપ્યું છે કે આપણી પાસે દુશ્મનનો સામનો કરવા શક્તિશાળી સાધનો છે અને એના સંચાલકોને એમાં શ્રદ્ધા છે.

## ભારતની વાયુસેના

ભારત પાસે કેનબેરા બોમ્બર વિમાનોની સ્કવોડ્રન અને હંટર લડાયક બોમ્બર વિમાનોની દશ સ્કવોડ્રન છે, મીસ્ટીયર અને નેટ લડાયક વિમાનોની ૮ સ્કવોડ્રન છે અને કેનેબેરા પીઆર-૫૭ પ્રકારનાં નિરક્ષણ વિમાનોની એક સ્કવેડ્રન છે.

આ ઉપરાંત માલવાહક વિમાનોની દશથી પંદર સ્કવોડ્રન છે. વિવિધ પ્રકારના માલવાહક વિમાનોના નમૂના ભારત પાસે છે, જેમાં ફેરચાઇલ્ડ ૯૧૧૯, ડગલાસ ૪૭, અનટોનોવ ૧૨, ઇલ્યસીન ૧૪, વાઇકર વિસ્કાઉન્ટ ૭૨૩, અને ૭૩૦, ડી-હેવીલેંડ ડી-એચ ૯૩, ઓટર અને ડી એચ સી ૫ કેરીબાઇનો સમાવેશ થાય છે.

આમાં અમેરિકા, બ્રિટન રશિયા અને કેનેડાના માલવાહક વિમાનો આપણી પાસે છે. આ ઉપરાંત પણ કેટલાક જૂનાં લડાયક વિમાનો પણ આપણી પાસે છે. આમ, ભારત પાસે હાલમાં લડાયક અને બોમ્બર વિમાનોની ૨૫ સ્કવોડ્રન, ઉપરાંત પૂરતા પ્રમાણમાં માલવાહક વિમાનો છે.

● આમ, પાકિસ્તાન કરતાં ભારત વાયુ સેનામાં સંખ્યાની દષ્ટિએ વધુ સમૃદ્ધ છે એમાં શંકા નથી.

## ભારતીય બનાવટનાં 'નેટ' અને 'કેનબરા'ની શ્રેષ્ઠતા !

પાકિસ્તાન સામેના જંગમાં ભારતીય હવાઇ દળની કામગીરી સૌ કોઇની દાદ માગી લે છે છાબ વિસ્તારમાં પાકિસ્તાને પેટન ટેન્કો સાથે પ્રચંડ આક્રમણ કર્યું ત્યારે સપ્ટેમ્બરની ૧લીએ સાંજના પાંચ વાગ્યા પછી ભારતીય હવાઇ દળને પહેલી જ વાર કામગીરી સોંપાઇ. ત્યારથી તો રોજ હવાઇ દળના વિમાનીઓ પાકિસ્તાની હવાઇ દળના થાણાંઓની ખબર લઇ નાખે છે.

અર્વાચીન યુદ્ધમાં હવાઇદળ યુદ્ધ જીતવામાં નિર્ણાયક ફાળો આપે છે. એમાં ફાઇટર અને બોમ્બર એક બીજાના પૂરક છે. બોમ્બરની અદૃશ્ય કામગીરી દેશના સંરક્ષણ માટે એટલી જ મહત્ત્વની છે, જેટલી ફાઇટરની દૃશ્ય કામગીરી મહત્ત્વની છે. પાકિસ્તાન પાસે અમેરિકાનાં અદ્યતન એફ-૧૦૪ અને સેબર જેટસ જેવા વિમાનો હોવા છતાંય, ભારતીય હવાઇ દળનાં બોમ્બરો પશ્ચિમ પાકિસ્તાનના ચકલાલા,

સરગોધા, પેશાવર અને કોહાટના વિમાની મથકો પર સફળતાપૂર્વક હુમલાઓ કરી આવે છે તેનું રહસ્ય શું છે? ભારતીય બનાવટના નેટ વિમાનો અમેરિકાના એફ ૮૬ સેબર જેટસને આંતરીને દેશના અવકાશી વિસ્તારનું રક્ષણ કેવી રીતે કરી શકે છે? અલબત્ત, વિમાનીઓની કુશળતા તો જવાબદાર છે જ, પરંતુ ભારતના ટેકનિશિયનોની કુશળતા પણ એમા પૂરવાર થઈ છે.

નેટ વિમાનો એએ સો ટકા ભારતીય વિમાન છે. એરફીઅસ પાવર પ્લાન્ટ સહિત એના બધા જ વિભાગો બેંગલોરની ફેકટરીમા બને છે. દુનિયાનું એ સૌથી હલકામા હલકું વિમાન છે. અમેરિકાના સેબર વિમાન કરતા એની ઝડપ વધારે છે. વળી, અમેરિકાના એફ-૧૦૪ વિમાનો ૪૦,૦૦૦ ફૂટથી ઓછી ઊંચાઇએ ઊડે તો નેટની ઝડપ એના કરતા બહુ ઓછી નથી. એફ. ૮૬ સેબર-જેટ વિમાનની જેમ એમાં સાઇડ વાઈન્ડર મિસાઇલ્સની જોગવાઇ નથી.

ભારતીય હવાઇ દળના 'કેનબરા' બોમ્બરો ખૂબ જ ચોકસાઇપૂર્વક કામગીરી બજાવે છે. આ બોમ્બરો પાકિસ્તાનનાં બી-૫૭ બોમ્બરોથી ખાસ અલગ પડતા નથી. હકીકતમા બી-૫૭ એ અમેરિકાના કેનબરા વિમાનો જ કહી શકાય.

પાકિસ્તાના બોમ્બરોમાં 'Rotating Bomber'ની જે અનુકૂળતા છે તે આપણા બોમ્બરોમા નથી. પરંતુ, તેથી કઇ ઝાઝો ફરક પડતો નથી. એથી ઊલટુ, આપણા બોમ્બરો અન્ય કેટલીક બાબતોમા દુશ્મનોના બોમ્બરોથી ચડિયાતા છે. એમા ઇલેક્ટ્રોનિક સાધનોની એવી વ્યવસ્થા છે કે જેથી લક્ષ્યાંકને ચોક્કસ રીતે તાકયા વિના બોમ્બ ફેંકી શકે છે. અંગ્રેજીમા એને Blind Bombing કહે છે.

રાત્રે હુમલા કરવા માટે કેનબરા એ ઉત્તમ બોમ્બર ગણાય છે. એની વિશિષ્ટ પ્રકારની તાકવાની વ્યવસ્થાને કારણે તે દુશ્મનોના પ્રદેશમા ઊંડે સુધી જઇ શકે એમ છે. અને જમીન પરથી દુશ્મનોના તોપમારાની રેન્જની વધુ ઊંચાઇએ ઊડીને પોતાનું મિશન પાર પાડી શકે છે આ પરથી જોઇ શકાશે કે આપણા બોમ્બરોનો પીછો પકડવાનો પાકિસ્તાનનો દાવો કેવળ પોકળ છે. પાકિસ્તાનનુ કોઇ ફાઇટર કેનબરાનો પીછો પકડી શકે એમ નથી. અમેરિકાએ પાકિસ્તાનને આપેલા એફ-૮૬ અને એફ. ૧૦૪ વિમાનો દિવસના જ ફાઇટરો છે કેનબરાની ઝડપ પ્રમાણમાં સારી છે, અને વિશાળ પ્રદેશ પર કામગીરી બજાવી શકે એમ છે. હકીકતમા પાકિસ્તાનના બધા જ મહત્ત્વના વિમાની મથકો પર કેનબરાથી હુમલા થઇ શકે એમ છે.

## પાકિસ્તાનની સૈન્યશકિત

લંડનના સ્ટ્રેટજિક સ્ટડીઝ ઇન્સ્ટીટયુટ મુજબ ૧૯૬૪-૬૫ના વર્ષની પાકિસ્તાનની લશ્કરી તાકાતનો અંદાજ નીચે મુજબ હતો.

લશ્કરી આઠ ડિવિઝનો જેમા ર સ્વતંત્ર બ્રિગેડો, ૧ એર ડિફેન્સ બ્રિગેડ, એક બખ્તરીઆ ડિવિઝન, (અને એવી બીજી ડિવિઝન રચવાની વિચારણા ચાલતી હતી.) એક સ્વતંત્ર બખ્તરીઆ જૂથ, વત્તા ૨૦,૦૦૦ ની આઝાદ કાશ્મીરી સેના, તથા ૨૫,૦૦૦નુ સરહદનું દળ, ૧૦,૦૦૦ની પશ્ચિમી પાકિસ્તાનની રેન્જર્સ, ૧૦,૦૦૦ માણસોનુ પૂર્વ પાકિસ્તાની રાઇફલ જૂથ. પાકિસ્તાન પાસે આશુ હાલતમા ૬૦૦ ટેંકો છે. જેમા પેટન, તથા 'ચેફી' (એટલે હળવી ટેંકો) તથા શેરમાન ટેંકો વગેરે આવી જાય છે.

હવાઈ દળ

• પાકિસ્તાનનું હવાઇ દળ : એમા તમામ વિમાનો અને શસ્ત્રો અમેરિકન બનાવટના છે.

એફ ૧૦૪-એ વાળુ એક સ્ટાર ફાઇટર સ્કવોડ્રન (આ ઉપરાંત યુ. એસ.ની મદદથી પાકિસ્તાન બીજું

[ પાન ૬૦ ઉપર ]

# ભારત અને પાકિસ્તાનનો તુલનાત્મક વિકાસ

| | યુનિટ | ભારત | પાકિસ્તાન |
|---|---|---|---|
| ૧ વિસ્તાર | હજાર ચો. કી. મી. | ૩,૨૬૦ | ૯૪૭ |
| ૨ વસતિ (૧૯૬૨ની મધ્યમાં) | દસ લાખમાં | ૪૪૯.૪ | ૯૬.૬ |
| ૩ અક્ષરજ્ઞાન | એકંદર વસતિના%માં | ૨૪.૦ | ૧૫.૫ |
| ૪ માથાદીઠ ખેડાણ ભૂમિ | હેક્ટરમાં | ૦.૩૪ | ૦.૨૯ |
| ૫ રોજની માથાદીઠ ખોરાક પુરવઠો | કેલરીમાં | ૨,૦૪૦ | ૧,૯૮૦ |
| ૬ રોજની માથાદીઠ બળતણ વપરાશ (કોલસાના રૂપમાં) | વર્ષ દહાડે કી. ગ્રા. | ૧૬૧ | ૭૫ |
| ૭ માથાદીઠ ક્રુડ સ્ટીલની વપરાશ | વર્ષ દહાડે કી. ગ્રા. | ૧૪ | ૭ |
| ૮ માથાદીઠ વાર્ષિક સિનેમામાં હાજરી | | ૩.૨ | ૦.૮ |
| ૯ મોટર વાહનની સંખ્યા | ૧૦,૦૦૦ની વસતિ દીઠ | ૧૩ | ૯ |
| ૧૦ ટેલીફોનની સંખ્યા | ઉપર મુજબ. | ૧૩ | ૯ |
| ૧૧ રેડીઓની સંખ્યા | ,, | ૬૮ | ૪૧ |
| ૧૨ ડોક્ટરોની સંખ્યા | હજારમાં | ૭૭.૮ | ૧૫.૦ |
| ૧૩ નર્સોની સંખ્યા | ,, | ૩૨.૨ | ૩.૨ |
| ૧૪ હોસ્પી-પથારીઓ | ,, | ૨૦૨.૦ | ૩૩.૦ |
| ૧૫ ૧૯૬૨નું ઔદ્યોગિક ઉત્પાદન આંક | ૧૯૫૮નો બેઝ-૧૦૦ | ૧૩૮ | ૧૪૪ |
| ૧૬ ૧૯૬૧-૬૨ કૃષિઉત્પાદન આંક | ૧૯૫૨-૫૩/ ૫૬-૫૭-૧૦૦ | ૧૨૧ | ૧૧૫ |
| ૧૭ વપરાશી ચીજોનો ભાવાંક ૧૯૫૮ થી ૧૯૬૩ | % વધારો | ૧૧.૦ | ૮.૫ |
| ૧૮ ૧૯૬૩નું ઔદ્યોગિક ઉત્પાદન | | | |
| (એ) ખાંડ | હજાર મેટ્રિક ટનમાં | ૨,૧૬૦ | ૨૪૮ |
| (બી) કોટન યાર્ન | લાખ કી. ગ્રા. | ૮,૯૨૮ | ૨,૧૨૨ |
| (સી) સોડાએશ | હજાર મેટ્રિક ટન | ૨૬૭ | ૩૨ |
| (ડી) સલ્ફ્યુરિક એસિડ | ઉપર મુજબ | ૫૬૮ | ૧૯ |
| (ઇ) સિમેન્ટ | ,, | ૯,૭૬૦ | ૧,૫૦૭ |
| (એફ) વીજળીક શક્તિ | કરોડ કી. વોટ | ૨,૪૮૪ | ૨૦૮ |
| (જી) પેટ્રોલિયમ પેદાશ | કરોડ લિટર્સ | ૭૬૫ | ૧૮૭ |
| ૧૯ ચાલુ ટ્રકો (૧૯૬૨-૬૩) | હજારની સંખ્યામાં | ૧૭૭ | ૨૯ |

[ ઉપરના આંકડા જે છેક છેવટના મળ્યા તે લીધા છે. ]

આવક એ ૨૮.૪ ટકા પ્રમાણે અને માથા દીઠ આવકનું પ્રમાણ જો ૧૨.૯ ટકા મુજબ વધ્યું હોય, તો ભારતમાં અનુક્રમે ૨૩ ટકા અને ૧૧ ટકા ત્રીજી યોજનાને અંતે વધવાની ગણત્રી છે.

યુ. એસ. ની તાજેતરની મદદ વિષે થોડો ચડસડાટ પેદા થવાથી પાકિસ્તાન માટે બહારની મદદ ઉપર ઘણો બધો આધાર રાખવામાં જોખમ છે,

જો કે મશીન ટુલ બનાવવાનો એક પ્લાંટ (ઉદ્યોગ) કરાચી પાસે નંખાઇ રહ્યો છે, અને 'બીજો પૂર્વ બંગાળમાં હાથ ઉપર લેવાવાનો સંભવ છે. વધારામાં ત્યાંની (પાકી.ની) સરકાર બીજાં બે મોટાં કારખાના એક મિકેનીકલ અને બીજું ઇલેકટ્રીકલ કારખાનું સ્થાપવાનું વિચારે છે.

આજની પરિસ્થિતિ મુજબ પાકિસ્તાનની ત્રીજી યોજનામાં રૂા. ૧૫૦૦ કરોડની વિદેશી સહાયની જરૂર પડશે. પી. એલ. ૪૮૦ હેઠળ મળતી મદદ તો જુદી જ. એકંદર યોજનાનો અંદાજી ખર્ચ રૂા. ૫૨૦૦ કરોડનો છે, મતલબ કે યોજનાના કુલ ખર્ચના આશરે ૩૦ ટકા વિદેશી સહાય રૂપે મેળવવાના રહેશે.

ત્યાંની , સરકાર ખાનગી સાહસો ઉપર ઔદ્યોગિક વિકાસનો જે આધાર રાખે છે તે વિશે શંકા સેવાય છે. બીજી યોજના દરમ્યાન ઉદ્યોગમાં ખાનગી મૂડીના રોકાણ સારુ એકંદર યોજનાના ૭૪ ટકા જેટલો અવકાશ હતો, અને ત્રીજી યોજનામાં એ છેવટે ૬૪ ટકા જેટલો થવા જાય એમ છે.

ભારતમાં ત્રીજી યોજના દરમ્યાન એ પ્રમાણ ૫૦-૫૦ મુજબનું હતું, ને ચોથી યોજનામા જાહેર વિભાગ માટે ૫૩ ટકા ને ખાનગી વિભાગ માટે ૪૩ ટકાનું પ્રમાણ વિચારાયું છે.

('સ્ટેટસમેન'ના આધારે)

# ૧૯૪૭–૧૯૬૫ : આક્રમણની સમાનતા

સ્થાનિક કાશ્મીરી વસ્તી પ્રત્યે મૈત્રી દાખવી તેમના મન જીતી લેવાં અને છતાં જો સહકાર ન આપે તો તેને ભયભીત કરવી એવી સૂચના આ વખતે ઘૂસણખોરોને આપવામાં આવેલી, એ એકમાત્ર તફાવત સિવાય, પાકિસ્તાને ૧૯૬૫ મા છૂપા વેશે કાશ્મીરમા કરેલુ આક્રમણ બીજી બધી રીતે ૧૯૪૭ માં કરેલા આક્રમણ જેવું જ છે. આમાં પોતાનો કોઈ હાથ નથી એવો પાકિસ્તાન સરકારનો ઇન્કાર પણ એ જ પુરાણી ન્યૂનતા છે. પાકિસ્તાનના વિદેશમંત્રી સર ઝફરૂલ્લાહ ખાને ૧૫ મી જાન્યુઆરી ૧૯૪૮ ના રોજ યુનોના મહામંત્રીને પાઠવેલા પત્રમા "કહેવાતા ઘૂસણખોરોને સહાય આપ્યાનો અગર તો આક્રમણનુ કોઈ કૃત્ય કર્યું હોવાનો" ભારપૂર્વક ઇન્કાર કર્યો હતો આજે જનાબ ઝેડ.એ.ભુટ્ટો પણ પોતાને કોઇ માહિતી ન હોવાનું જાહેર કરીને અને આક્રમણની જવાબદારીનો ઇન્કાર કરીને પોતાના પુરોગામીને જ અનુસર્યા છે. પાકિસ્તાનના અન્ય નેતાઓ અને પાકિસ્તાની અખબારો અને રેડિયોએ પણ તેમા સૂર પુરાવ્યો છે. પરંતુ વિશ્વના અખબારોએ અને તટસ્થ નિરીક્ષકોએ જ્યારે સત્ય શોધી કાઢ્યું ત્યારે જ સર ઝફરૂલ્લાહ ખાને આક્રમણ પછી મહિનાઓ બાદ યુનોના કાશ્મીર અંગેના પંચના સભ્યોને જાણ કરી; "એ સમયે પાકિસ્તાની લશ્કરની ત્રણ બ્રિગેડો કાશ્મીરમા હતી."

● આજે પણ એમ જ બન્યુ છે. એક પખવાડિયા સુધીના જોરદાર ઇન્કારો પછી પાકિસ્તાની પ્રમુખે પાકિસ્તાની દળો સંડોવાયા હોવાનું સ્વીકાર્યું છે.

## પૂર્વ તૈયારીના પુરાવા

૧૯૪૭ મા, કાશ્મીરમાં આક્રમણ છેક ૨૨ મી ઓકટોબરથી શરૂ થઇ ગયુ હતુ અને તે કાંઈ બિનલશ્કરીઓ કે મૂઠીભર ગુંડાઓએ નહોતું કર્યું; પરંતુ એ વખતના ગવર્નર જનરલ મહમદઅલી ઝીણાના

હુકમથી થયું હતું. આ વખતે પણ વિશ્વાસપાત્ર પુરાવા પરથી જણાય છે કે હાલના સશસ્ત્ર આક્રમણખોરોનાં ટોળેટોળાં મોકલવાની ચેતવણી પણ પાક. પ્રમુખ અયુબે પોતે કરી હતી. પાક. કબજા હેઠળના કાશ્મીરના પૂતળા-પ્રમુખ અબ્દુલ હમીદખાને ગઈ તા. ૫ મી જાન્યુઆરીની પ્રમુખ અયુબ સાથેની પોતાની મુલાકાત બાદ જાહેર કર્યું હતું કે "કાશ્મીરને મુક્ત કરવા માટે અયુબ વધુ કડક પગલાં લેશે તેની મને ફરીથી ખાતરી થઈ છે." મોટા પાયા પર હુમલાઓ કરવા માટેની તૈયારી અને પાકિસ્તાનમાં વ્યાપક ઉન્માદ જગાવવાની પદ્ધતિ આ વખતે પણ મહદ્અંશે સરખી જ છે. પરંતુ આ વખતે એ વધુ જોરદાર છે.

પશ્ચિમ પાકિસ્તાનમાં મુરી ખાતે પાકિસ્તાનની ૧૨ મી ઇન્ફન્ટ્રી ડિવિઝનના જનરલ ઑફિસર કમાન્ડિંગ લેફ. જનરલ અખ્તર હુસેન મલિકના સંચાલન હેઠળ "ઓપરેશન જિબ્રાલ્ટર" તરીકે ઓળખાવાતા જંગ માટે, ઘૂસણખોરોને ઘનિષ્ઠ તાલીમ આપવા માટે ખાસ સંસ્થા ઊભી કરવામાં આવી હતી. આ કામમાં પોતે અંગત રસ લે છે એમ દર્શાવવા માટે, પ્રમુખ અયુબે જુલાઈના બીજા સપ્તાહમાં, તેમને જાતે સંબોધ્યા હતા અને તેમને, કાશ્મીરમાં ગૂંચવાડો અને અંધાધૂંધી ફેલાવવાની તેમની કામગીરી સમજાવી હતી. સશસ્ત્ર દળોના કર્મચારીઓને છાપામાર યુદ્ધમાં વધુ ઘનિષ્ઠ તાલીમ આપવા માટે આ વર્ષની શરૂઆતથી જ જોરદાર તૈયારીઓ ચાલી રહી હતી.

સપ્ટેમ્બર ૧૯૬૩ થી સંખ્યાબંધ પાકિસ્તાની અધિકારીઓ ગેરીલા પદ્ધતિની ચીની લશ્કરી અધિકારીઓ પાસેથી તાલીમ લઈ રહ્યા હતા.

મે ૧૯૬૫ સુધીમાં, સક્રિય યુદ્ધ માટેની ગોઠવણીને અંતિમ સ્વરૂપ અપાઇ ગયું હતું. મે ૧૯૬૫ માં પાકિસ્તાની લશ્કરના સરસેનાપતિ જનરલ મહમદ મૂસાએ યુદ્ધવિરામ હરોળ પાસેના સરહદી વિસ્તારોની બે વાર મુલાકાત લીધી હતી. ૩૦ મી મેની બીજી મુલાકાત વખતે તેમની સાથે તેમના વ્યૂહાત્મક નિયોજનને લગતા અધિકારીઓ પણ હતા. તેઓ સંખ્યાબંધ ફિલ્ડ કમાન્ડરોને મળ્યા હતા અને પાકિસ્તાની સૈનિકોની યુદ્ધ અંગેની તૈયારીઓ સંબંધમાં ચર્ચાવિચારણા કરી હતી. જનરલ મૂસાને ખાતરી થઈ ગઈ હતી કે કોઈ પણ કરોકટીને પહોંચી વળવા માટેનાં તમામ પગલાં લેવાઈ ગયાં છે.

એબોટાબાદમાં, ૨૯મી મેએ મળેલી એક બેઠકમાં, ભાંગફોડ પ્રવૃત્તિનું સંચાલન કરવા માટે ૧૦ સભ્યોની પગલા સમિતિ રચવામાં આવી હતી. મુજાહિદ દળની પાકિસ્તાની લશ્કરના અંતર્ગત ભાગ તરીકે રચના કરતો એક વટહુકમ તા. ૮ મી જૂન ૧૯૬૫ ના રોજ બહાર પાડવામાં આવ્યો હતો. આ વટહુકમને પાકિસ્તાનની એસેમ્બ્લીએ ૨૧ મી જૂને મંજૂરી આપી હતી અને દળ સંખ્યા ૧,૫૦,૦૦૦ ની નક્કી કરવામાં આવી હતી.

• કચ્છના રણના સરહદ-વિવાદના શાંતિમય નિરાકરણ માટેની વાટાઘાટો એક બાજુ ચાલતી હતી ત્યારે, મેના ત્રીજા સપ્તાહમાં, કાશ્મીરમાં આક્રમણ કરવાની યોજનાની આખરી વિગતો પણ ઘડાઈ રહી હતી. આની સાથેસાથ જ, ભારત સામે યુદ્ધ કરવાની તરફેણમાં જનમત કેળવવા માટે સમગ્ર પાકિસ્તાનમાં પ્રજાકીય ધોરણે પ્રવૃત્તિ શરૂ કરી દેવામાં આવી હતી.

૧. એક કહેવાતી 'કાશ્મીર મુક્તિ ચળવળ' શરૂ કરવામાં આવી.

૨. મલિક સ્પેંગુલ જેવા આદિવાસી નેતાઓ પાસે "છાપામાર યુદ્ધ કરીશું" એવી ધમકી અપાવવી શરૂ થઈ.

૩. લોકોનો ટેકો મેળવવા માટે પાકિસ્તાની અધિકારીઓએ વિરોધ દિન ઊજવ્યો.

૪. મે મહિનામાં પશ્ચિમ પાકિસ્તાનમાં પ્રાંતીય સભાની ચૂંટણીની ઝુંબેશ વખતે, ભારત સામે જેહાદ ઉપાડવા ખુલ્લેઆમ પ્રચાર કરાયો હતો અને જમાત-એ-મુજાહિદ કામ કરતી થઈ ગઈ હતી.

૫. એ જ ઉદ્દેશથી મજલિસ-એ-તહાફ્ઝ-એ-પાકિસ્તાને ૨૧ મી મેએ દેશભરમાં "જેહાદ દિન" પાળ્યો હતો. અને પછી તુરત જ બે દિવસ બાદ વિરોધ પાળ્યો હતો.

૬. એપ્રિલમાં "પ્રમુખનો મુજાહિદ નિધિ" શરૂ કરાયો હતો અને નેશનલ બૅન્ક ઑફ પાકિસ્તાને અને યુનાઇટેડ બૅન્કે, મુજાહિદો માટે મોટો ફાળો આપ્યો હતો.

## યુદ્ધવિરામ હરોળનો ભંગ

ઘૂસણખોરોનું આઠ " દળો "માં સંગઠન કરવામાં આવ્યું હતું. આ દરેક દળ ૧૧૦ સૈનિકોની એક એવી ૬ કંપનીઓમા વહેચી નંખાયુ હતુ અને તેનો સેનાપતિ મેજરના દરજ્જાનો પાકિસ્તાની લશ્કરનો નિયમિત અધિકારી હતો. દરેક કંપનીમા ત્રણ નોન કમિશન્ડ ઑફિસર અને સ્પેશિયલ સર્વિસ ગ્રૂપના ૧૯ પારા બલૂચો હતા. ઘૂસણખોરોને પૂલો ઉડાવી દેવા, સંદેશવ્યવહાર તોડી પાડવા, ભારતીય લશ્કરના વળાવિયાઓ, વડા મથકો, પુરવઠાનો સંગ્રહ, પોલીસ મથકો અને અન્ય મહત્ત્વના મથકો ઉપર હુમલા કરવા અને સૈનિકો, મુલકી અધિકારીઓ અને નેતાઓની ખુવારી કરવાની કામગીરી સોપાઈ હતી. ઘૂસણખોરોએ શ્રીનગર, કારગીલ અને તીથવાલમાં પસંદ કરેલા લક્ષ્ય સ્થાનો મુખ્યત્વે કરીને લશ્કરી હતા અને કાશ્મીરમાના યુનોના મુખ્ય લશ્કરી નિરીક્ષક જનરલ નિમ્મોએ પણ કબૂલ્યુ છે કે " સારા એવા મોટા પ્રમાણમા " સશસ્ત્ર પાકિસ્તાનીઓએ યુદ્ધવિરામ હરોળ ઓળંગી હતી.

આ વખતની ઘૂસણખોરીના મુખ્ય લક્ષ્યસ્થાનો લશ્કરી હોવા છતાં, ઘૂસણખોરોએ ૧૯૪૭ માં કર્યું હતું તેમ બેફામ લૂંટ ચલાવી; આગો લગાડી અને નિ:શસ્ત્ર નાગરિકો પર ગોળીબાર કર્યા હતા આ માટે ફોટોગ્રાફિક પુરાવા પણ છે એસોસિયેટેડ પ્રેસના એક અમેરિકી ફોટોગ્રાફરે ઑક્ટોબર ૧૯૪૭ મા કાશ્મીરના એક ભાગ પર ઉડ્ડયન કર્યું હતું અને જણાવ્યુ હતું કે તેણે ૨૦ જેટલા ગામડા ભડકે બળતા જોયા હતાં. કાશ્મીર ખીણમાં ત્રાસ ફેલાવતા અને શ્રીનગર તરફ આગળ વધતા મુસ્લિમ ઘૂસણખોરોએ જ ૧૦ માઈલ લાંબા અને ૧૦ માઈલ પહોળા વિસ્તારમાનાં આ ગામડા સળગાવ્યા હતા. રૉબર્ટ ટ્રમ્બુલનો ૧૦ મી નવેમ્બર ૧૯૪૭ના " ન્યૂયૉર્ક ટાઇમ્સ "માનો અહેવાલ, નીચે પ્રમાણે વાચવા મળે છે:

" બારામુલ્લા, ભારત, ૧૦ નવેમ્બર, (૧૯૪૭)

" આગળ વધતા ભારતીય લશ્કરને જોઈને ભયભીત થઈ, તાયફાવાળાઓ શુક્રવારની મધરાતે નાસી છૂટ્યા તે પહેલાં, શહેરની સંપત્તિ અને યુવાન સ્ત્રીઓ લૂંટાઇ ગઇ છે. બચી ગયેલા રહેવાસીઓનો અંદાજ છે કે ૪ યુરોપિયનો અને એક નિવૃત્ત બ્રિટિશ લશ્કરી અધિકારી કર્નલ ડાઈક અને તેમની સગર્ભા પત્ની સહિત ૩,૦૦૦ નાગરિકોની કત્લેઆમ કરવામાં આવી હતી."

● આ વખતે પણ પાકિસ્તાની હવાઈ દળે મસ્જિદમાં નમાઝ પઢાતી હતી ત્યારે જ મસ્જિદ પર કરેલો હવાઈ હુમલો, એટલો જ પાશવી લેખી શકાય તેવો છે.

## સંરક્ષણ અર્થે મુસ્લિમ નાગરિકોનાં બલિદાન

૧૯૪૭માં કાશ્મીરની પ્રજા કાશ્મીરની રક્ષા માટે બહાદુરીપૂર્વક આગળ આવી હતી. રૉબર્ટ ટ્રમ્બુલના નવેમ્બર ૧૯૪૭ ના અહેવાલમાથી તેનો દાખલો મળશે:

"બારામુલ્લામા ત્યાના લોકોએ મને કહ્યું કે એક યુવાન મુસ્લિમ દુકાનદારે, ધાર્મિક સહિષ્ણુતાનો પોતાનો માર્ગ નહીં ત્યજવા માટે, પોતાનું બલિદાન આપી દીધું હતું. કોન્વેન્ટ દીવાલોની લગભગ છાયામા જ તે શહીદ થયો હતો અને નિષ્ઠાવાન કાશ્મીરીઓની સ્મૃતિમા તે ઝડપથી સતનું સ્થાન મેળવી રહ્યો છે.

' ગામના લોકોએ કહેલી વાતો અનુસાર આ મીર મકબૂલ શેરવાણી રૉબિનહુડ જેવો હોવો જોઇએ. ભારે કરવેરા ભરી શકતા ન હોય તેવા આમજનોની વહારે ધાતો, પોલીસ મારતી હોય ત્યારે તેમનો પક્ષ લઇને સામનો કરતો કે બીજી મુશ્કેલીઓ સામે લોકોની પ્રતિકારશક્તિ બઢાવતો."

–આ વખતે શ્રીનગરની બાજુના ગામના એક ગુજ્જર મુસ્લિમે જ શ્રીનગરથી થોડા માઇલ દૂર ઘૂસણખોરોની હિલચાલ અંગેની કાશ્મીર પોલીસને સૌ પ્રથમ માહિતી આપી હતી.

● કાશ્મીરની પ્રજા પોતાની માભોમની રક્ષા અર્થે અને સરકારને ટેકો આપવા કટિબદ્ધ થઇ હોવાના સંબંધ અહેવાલો વાચકોએ અખબારોમાં વાચ્યા હશે. કાશ્મીરમાં હાલ ચાલી રહેલા કરુણ નાટકનું આ એક હૃદયંગમ પાસું છે આ પાસું જ પાકિસ્તાનનો શાસકો, પોતાની પ્રજાની જાણથી અળગું રાખવા આતુર છે અને એ છુપાવીને જ, તેમને ભારત સામેના યુદ્ધના ઉન્માદમાં તાણી જાય છે.

[ કોંગ્રેસ પત્રિકા ]

# સલામતી સમિતિમાં કાશ્મીર :

૧૯૪૭ના ઑકટોબરની ૨૬મી તારીખે કાશ્મીરના મહારાજાએ જોડાણખતપત્ર ઉપર સહી કરી ને ભારતનાં ગવર્નર જનરલે તેનો સ્વીકાર કર્યો એટલે (અખંડ) ભારતનાં એક અવિભાજ્ય અંગ તરીકે કાશ્મીરનું રક્ષણ કરવાની ફરજ, ભારત સરકારની થઈ, ઑકટોબરની ૨૭મી ના રોજ સવારમા ભારતીય લશ્કરી દળોને કાશ્મીરમાં ઘુસેલા હુમલાખોરોને હાંકી કાઢવા સારું શ્રીનગર ખાતે વિમાનમાં પહોંચાડવામાં આવ્યા ત્યારે પાકિસ્તાનમાં એનો જબરો પ્રત્યાઘાત પડયો. જનાબ ઝીણા આ કામગીરી જાતે નિહાળવા કરાંચીથી લાહોર ખાતે ઊપડયા હતા. એમને હુમલાખોરોની શ્રીનગર તરફ થતી ઝડપી કૂચ જોવાના પણ મનોરથ હતા. પરંતુ, પરિણામ જોતાં એ ઘણા નિરાશ થયા. હતા. એથી એમણે જબરી નિરાશામાં આવીને એમના લશ્કરી દળોના વડા જનરલ ડગ્લાસ ગ્રેસીને કાશ્મીરમાં લશ્કર મોકલવાનો હુકમ કર્યો. જનરલ લશ્કરનાં વડા હોવાથી એની ત્રુટિઓથી પૂરા માહિતગાર હતા; એ જાણતા હતા કે લશ્કર હજુ અવ્યવસ્થિત હતું, એ પૂરું સાધનસજ્જ પણ નહોતું; એટલે જનાબ ઝીણાની સૂચનાનો અમલ, માર્શલ ઑશિન્લેકની સંમતિ વિના, કરવા તૈયાર ન થયા; કેમકે માર્શલ ઑશિન્લેક હિંદુસ્તાનના લશ્કરના ભાગલા થતાં સુધી સુપ્રીમ કમાન્ડરના હોદ્દે હતા. જનરલ ગ્રેસીની ખાસ વિનંતિને માન આપીને ઑશિન્લેક વિમાનમા લાહોર પહોચ્યા અને જ. ઝીણાને એમનો હુકમ પાછો ખેંચવા સમજાવવામા સફળ નીવડયા.

## લોર્ડ માઉન્ટબેટન સાથે મંત્રણા

એટલે જ. ઝીણાએ રાજદ્વારી મંત્રણાઓ આરંભી અને લોર્ડ માઉન્ટબેટન તેમજ વડાપ્રધાન શ્રી નહેરુને પરિસ્થિતિ ઉપર ચર્ચા કરવા સારુ લાહોર આવવા નિમંત્ર્યા. ખરાબ તબિયતને કારણે પંડિત નહેરુ ન જઈ શકયા, પરંતુ લોર્ડ માઉન્ટબેટન એકલા લાહોર પહોંચ્યા અને નવેમ્બરની ૧લી તારીખે જ. ઝીણા સાથે તેમની લાંબી મંત્રણા લાહોર ખાતે થઈ.

જ. ઝીણાએ ત્રણ મુદ્દાવાળી દરખાસ્ત રજૂ કરી : (૧) યુદ્ધવિરામ, (૨) ભારતીય સંઘના લશ્કરી દળો તથા તાયફાવાળાઓને પાછાં ખેંચી લેવા, તથા (૩) બે ગવર્નર જનરલોના સંયુક્ત આશ્રયે લોકમત લેવો. લોર્ડ માઉન્ટબેટને પોતાની કેબિનેટને પૂછયા સિવાય આ દરખાસ્તોનો સ્વીકાર કરવાની પોતાની બંધારણીય અશક્તિ દર્શાવી.

● આજ મુલાકાત વેળાએ લોર્ડ માઉન્ટબેટને યુનાઇટેડ નેશન્સના આશ્રયે લોકમત લેવાનું સૂચવેલું પરંતુ જીન્હાએ તરતજ એ વાત નકારી કાઢી હતી.

દરમ્યાન પાક તાયફાવાળાઓને હાંકી કાઢવામાં રોકાયેલા આપણા લશ્કરને પાકિસ્તાને હુમલાખોરોને શસ્ત્રો, દારૂગોળો અને દોરવણી આપી હોવાના સ્પષ્ટ પુરાવા મળ્યા હતા. ૧૯૪૮ ના જાન્યુ.ની ૧૩ મીના અંકમાં પ્રગટ થયેલા અહેવાલે અને હુમલાખોરો સાથે "સ્વયંસેવક" તરીકે કામ કરનાર અમેરિકન એર-ફોર્સના સાર્જન્ટ મિ૦ હેફરે પણ આનું સમર્થન કર્યું છે. મામદોતના ખાને હુમલાખોરોને લડાઈ કરવા પોતે આપેલા રૂા. ૬૮,૦૦૦ ની ઉઘરાણી પણ પાકિસ્તાન પાસે કરેલી.

## સલામતી સમિતિમાં

આમ, પાકિસ્તાન આ હુમલાખોરોને સીધી મદદ કરતું હોવાથી ભારત પાસે બે જ માર્ગ ખુલ્લા રહેતા હતા : (૧) હુમલાખોરોને લડવા માટે મથક પૂરાં પાડતાં પાકિસ્તાનના પ્રદેશ સુધી યુદ્ધ લઈ જવું અથવા (૨) પાકિસ્તાનને આમ કરવાનું બંધ કરવા સમજાવવું. બીજા માર્ગ માટે શ્રી. નહેરુના તમામ પ્રયાસ નિષ્ફળ ગયા પછી આપણે નવું પગલું ભર્યું :

● ૧૯૪૮ ના જાન્યુઆરીની પહેલી તારીખે ભારતે યુનો ચાર્ટરના ચેપ્ટર ૬ મુજબ સલામતી સમિતિ સમક્ષ વિધિસર ફરિયાદ રજૂ કરી; કેમકે પાકિસ્તાન સાથે સીધી અથડામણ ઊભી કરવાની ભારતની ઇચ્છા નહોતી

આમ, જ્યારે ભારત સલામતી સમિતિ સમક્ષ ફરિયાદ લઈ ગયું એટલે પરિસ્થિતિનો ઉકેલ આણવા ભારતે જે પાકિસ્તાન સાથે સીધી દરખાસ્તો તેમજ ઓફર મૂકેલી તેનો સ્વાભાવિક અંત આવી ગયો.

ભારત સરકારે સલામતિ સમિતિ સમક્ષ જે ફરિયાદ કરેલી તેમાં નીચે પ્રમાણે નોંધ કરેલી–

"હુમલાખોરને ભારતની ભૂમિમાંથી હાંકી કાઢવાના ઉદ્દેશથી તથા બીજા નવા હુમલાઓ થતા અટકાવવાના ઉદ્દેશથી, ભારતીય દળોને પાકિસ્તાનની ભૂમિમાં પ્રવેશ કરવાની ફરજ પડશે; આજ રીતે હુમલાખોરોને મથકો વાપરતાં અટકાવી શકાય, અને તેમના પુરવઠાના સાધનો પણ બંધ કરી શકાય, તેમજ પાકિસ્તાનમાંથી એમનો વધુ મજબુત થતો પગ પણ રોકી શકાય. હુમલાખોરોને પાકિસ્તાનમાંથી જરૂરી બધી જ સહાય મળી રહી છે, જે ભારત વિરુદ્ધ આક્રમણનું કૃત્ય કરે છે, તેથી કરીને

● આંતરરાષ્ટ્રીય કાયદા પ્રમાણે પાકિસ્તાન પ્રદેશમાં પોતાનાં લશ્કરો મોકલીને હુમલાખોરોનો સફળ મુકાબલો કરવાનો ભારત સરકારને અધિકાર છે; છતાં આવા પગલાથી પાકિસ્તાન સાથે લશ્કરી અથડામણ થવાનો સંભવ છે. આથી, ભારત સરકાર હમેશા યુનાઇટેડ નેશન્સના ચાર્ટરને વફાદાર રહેવા માગતી હોવાથી–તે યુનો, ચાર્ટરની ૩૫મી કલમની જોગવાઇ અનુસાર સલામતી સમિતિ સમક્ષ પરિસ્થિતિની ફક્ત રજૂઆત જ કરવા માગે છે, પાકિસ્તાન સરકાર પાસેથી કાઉન્સીલ મારફત નીચેના મુદ્દાઓના પાલનની આશા રાખે છે —

(૧) જમ્મુ અને કાશ્મીર રાજ્ય પર ચડાઇ કરવામાં પોતાના નાગરિક કે લશ્કરી અધિકારીઓ સીધો ભાગ લેતા હોય કે એવા પ્રકારની કોઈ મદદ કરતા હોય તો પાકિસ્તાને તેમને અટકાવવા.

(૨) જમ્મુ–કાશ્મીર રાજ્ય પરની લડાઈમાં કોઇ પણ પ્રકારનો ભાગ લેવાની પાકિસ્તાની વતનીઓને મનાઇ કરવી.

(૩) વળી, કાશ્મીર વિરુદ્ધ હુમલા કરવા માટે પાકિસ્તાને પોતાના પ્રદેશનો ઉપયોગ કરવા ચડાઇ કરનારાઓને મનાઈ ફરમાવવી.

(૪) લશ્કરી કે અન્ય પુરવઠો બંધ કરવો.

(૫) ચાલુ સંઘર્ષનો અંત આણવા જો કાંઈ સહાય મળતી હોય તે બંધ કરવી.

## પાકિસ્તાન : આક્રમણની જવાબદારીનો ઇન્કાર

સલામતી સમિતિએ જ્યારે આ બાબતની વિચારણા હાથ ધરી ત્યારે પાકિસ્તાને જમ્મુ અને કાશ્મીરની ચડાઈમાં કાંઈ પણ હાથ હોવાનો સદંતર વિરોધ કર્યો. ત્યાર બાદ પાકિસ્તાનના વિદેશમંત્રી સર મહમદ ઝફરુલ્લાખાને સલામતી સમિતિમાં આવો ધરાર ઇન્કાર કર્યો.

● ૧૯૪૮ના જાન્યુ. ની ૧૭ મી તારીખે સલામતી સમિતિએ એક ઠરાવ કરીને ભારત અને પાકિસ્તાન પાસે તેનો સ્વીકાર કરાવ્યો. એમાં પરિસ્થિતિ વણસે તેવું કશુંય ન કરવા બે દેશોને જણાવાયું.

–સલામતી સમિતિના સભ્યો ગુણદોષની પરવા કર્યા વગર સત્તાના રાજકારણમાં પડી ગયા. એમણે એપ્રીલની ૧૭ મીએ એક ઠરાવ દ્વારા પાંચ સભ્યોના બનેલા 'પાક-ભારત યુનો પંચ' ની રચના કરી તેને મધ્યસ્થી તરીકે કામ કરવા જણાવ્યું.

● આ ઠરાવમા ફરિયાદી ભારતને ગુનેગારની સમાન ગણાવ્યુ હોઈ ભારતના પ્રતિનિધિ શ્રી. આયંગરે ઠરાવનો વિરોધ કર્યો. આમ છતાં ઠરાવ પસાર થયો. મેની ૭ મીએ પંચ નીમાયુ.

## કમીશન કરાંચીમાં

૧૯૪૮ ના જુલાઈ ૫ મીના રોજ જ્યારે કમિશન કરાંચી ખાતે ઊતર્યું ત્યારે એમને "પ્રથમ ધડાકો"

જોવા મળ્યો. સર ઝફરૂલ્લાખાને કમિશનને ખબર આપી કે ત્રણ પાકિસ્તાની બ્રિગેડો મે માસથી કાશ્મીર પ્રદેશમાં હતી. આ પગલાંને એમણે "સ્વરક્ષણના કૃત્ય તરીકે ઓળખાવ્યું."

અગાઉ આજ વિદેશ પ્રધાને સલામતી સમિતિમાં ગંભીરતાપૂર્વક જાહેર કરેલું કે જમ્મુ-કાશ્મીર પરની ચડાઈમાં પાકિસ્તાનનો કોઈ હાથ નહોતો, તથા આવાં બિનલશ્કરી માણસોને કાંઈપણ સહાય આપ્યાની વાત પણ તેમણે નકારી કાઢી હતી.

ત્યારબાદ, ઓગસ્ટ ૧૩ મીના ઠરાવમાં કમિશને છેવટે પાકિસ્તાનના જુઠ્ઠાણાની નોંધ નીચે મુજબ લીધી:

> "સિક્યુરિટી કાઉન્સીલમાં પાકિસ્તાન સરકારે જે પ્રકારની રજૂઆત કરી હતી તેમાં, અને પાકિસ્તાની દળોની કાશ્મીર પ્રદેશમાં હાજરી: આ કારણે વાસ્તવિક પરિસ્થિતિમાં ઘણો જ ફરક પડી જાય છે; તેથી
>
> • પાકિસ્તાની સરકાર કાશ્મિર અને જમ્મુ રાજ્યમાંથી પોતાનાં દળો પાછાં ખેંચી લેવા સંમત થાય છે."

એ વર્ષ બાદ સર ઓવન ડીકસન ૧૯૫૦ના સપ્ટેમ્બરની ૫મી તારીખે કમિશનના અનુગામી બનીને યુનોના ભારત-પાક. ખાતે પ્રતિનિધિ તરીકે આવેલા તે પણ આવા જ નિર્ણય પર આવ્યા હતા:

> "જ્યારે જમ્મુ-કાશ્મીર રાજ્યની સરહદ દુશ્મન તત્વોએ ઓળંગવા માંડી, ત્યારે વસ્તુ આંતરરાષ્ટ્રીય કાયદાથી વિરુદ્ધ બની. વળી, જ્યારે ૧૯૪૮ના મેમાં પાકિસ્તાનનાં રીતસર લશ્કરી દળો રાજ્યની હદમાં પ્રવેશ્યાં ત્યારે તો એ આંતરરાષ્ટ્રીય કાયદાનું ઉઘાડું ઉલ્લંઘન થયું ગણાય."

## યુદ્ધવિરામ

કાશ્મિરની લડાઈ ઘણી વિસ્તૃત થતી જતી હતી અને ગંભીરરૂપ લેતી હતી. એથી કમિશને યુદ્ધવિરામ આણવાનું નક્કી કર્યું અને તે ઉદ્દેશથી ભારત કે પાક. સરકારો વચ્ચે કેટલીક બેઠકો યોજી. આખરે-

• પૂરી વિચારણા બાદ ૧૯૪૮ના એપ્રિલની ૧૩મી તારીખે તેમણે એક ઠરાવ કર્યો. ભારત સરકારે આ ઠરાવનો ૨૦મી ઓગસ્ટ '૪૮ના પત્રથી સ્વીકાર કર્યો. જ્યારે પાકિસ્તાને તે સ્વીકારવાની ના પાડી.

૧૯૪૮ના વર્ષાંતે, પાકિસ્તાન હાઇકમાન્ડને ખાત્રી થઈ ચૂકી કે તે કાશ્મીર અંગેનો પોતાનો હેતુ બળથી સાધી નહિ શકે, એટલે પછી એમણે મંત્રણાઓ ઉપર વધુ ઝોક મૂકયો; એટલે કમિશન, "યુનીસીયે" ૧૯૪૮ના ઓગસ્ટની ૧૩મીના ઠરાવની પૂર્તિ રૂપે જાન્યુ. ૫, ૧૯૪૯ના રોજ એક નવો ઠરાવ ઘડયો. ૨૩ મી ડિસેમ્બરે આ વધારાના ઠરાવનો ભારતે સ્વીકાર કર્યો, ત્યારે પાકિસ્તાને ૨૫ મી ડિસેમ્બરના રોજ સ્વીકાર કર્યો. ભારત સરકાર અને કમિશન વચ્ચે પત્રવ્યવહાર થયેલો અને તેમાં જે ખાતરીઓ મેળવેલી તેનો આધાર રાખીને જ ભારતે આ ઠરાવનો સ્વીકાર કરેલો. આમ, ઠરાવની શરતો બંને સરકારોએ, મંજૂર કરી ત્યારે જ યુદ્ધ વિરામનો હુકમ ૧૯૪૯ના જાન્યુ. ની ૧ લી તારીખે આપવામાં આવેલો.

## ૧૯૪૮ના ઓગસ્ટની ૧૩ મીનો પાયાનો ઠરાવ

કમિશને ભારતના વડાપ્રધાનને જે ખાતરી આપેલી તે જાહેર હતી, ને પાકિસ્તાન પણ જાણતું હતું. આ ખાત્રીઓને આધારે જ ભારતે બે ઠરાવો મંજુર કરેલા: કમિશનના અહેવાલના તે એક ભાગરૂપ છે. અને સિક્યુરિટિ કાઉન્સીલના તે ઓફીસીયલ રેકોર્ડમાં નોંધાયેલા છે-

(૧) જમ્મુ કાશ્મીર રાજ્યના સંરક્ષણની જવાબદારી ભારત સરકારના શિરે છે.

(૨) જમ્મુ કાશ્મીર સરકારનું સાર્વભૌમત્વ તેના સારા પ્રદેશ ઉપર છે એટલે તેનો કોઈ પ્રશ્ન રહેતો નથી.

(૩) કહેવાતી આઝાદ કાશ્મીર સરકારને કોઈ માન્યતા આપવામાં આવશે નહિ.

(૪) પાકિસ્તાને કબજે લીધેલો મુલક, જમ્મુ-કાશ્મીર રાજ્યના ગેરલાભમા, પાકિસ્તાનમા ભેળવવામાં આવશે નહિ.

(૫) ઉત્તરમા સ્થળાતર કરી ગયેના વિસ્તારનો વહીવટ જમ્મુ-કાશ્મીર સરકારને પાછો સુપ્રત થશે અને તેનુ સરક્ષણુ ભારતની સરકારને સુપ્રત થશે જો ઘુસણુખોરોની પ્રતિબધી સારુ, જરૂર જણાશે તો ભારત સરકાર ત્યા લશ્કરી થાણા સ્થાપશે અને તે રીતે એના મુખ્ય વ્યાપારી માર્ગોનુ રક્ષણુ કરશે

• (૬) ખાસ કરીને લોકમતની બાબતમા તેમજ અન્ય બાબતોમા પણુ જમ્મુ અને કાશ્મીરની બાબતમા પાકિસ્તાનને બાકાત રાખવામા આવશે-કદાચ જો લોકમત લેવાય તો પણુ

• (૭) કદાચ ટેકનીકલ કે કોઇ વ્યવહારુ કારણોસર જો લોકમત અશકય જણાશે તો ત્યાના લોકોની મુક્ત ઇચ્છા જાણુવા માટે બીજી જરૂરી પદ્ધતિઓનો કમિશન યોગ્ય વિચાર કરશે

• (૮) પાકિસ્તાન જો ૧૯૪૮ ના ઓગસ્ટની ૧૩ મીના ઠરાવની પ્રથમ બે કલમોનુ પાલન નહિ કરે તો લોકમતની દરખાસ્તો માટે ભારત ઉપર કોઈ બધન રહેશે નહિ

• (૯) જમ્મુ-કાશ્મિર રાજ્યના ભારત સાથેના જોડાણુના સવાલ અગે કોઈ કાયદેસર વાધો નથી સલામતી સમિતિએ લીધો કે કમિશને ઉઠાવ્યો

૧૯૪૮ ના ઑગસ્ટની ૧૩ મીના યુ એન કમિશનના ઠરાવમા તેમજ ૧૯૪૯ ની જાન્યુ ના ૫ મીના ઠરાવમા ત્યારબાદની પણુ સ્થિતિ માન્ય ઠરી કે–

પાકિસ્તાનને એક આક્રમણુખોર સિવાય એ રાજ્યમા દખલ કરવાનો કોઈ અધિકાર મળતો નથી

૧૯૪૯ ના માર્ચમા ઍડમિરલ મિલિન્ઝની લોકમતના વહીવટદાર તરીકે નીમણૂક કરવામા આવી, અને યુદ્ધવિરામ હરોળનો ભગ થતો તે અટકાવવા સારુ યુનોના લશ્કરી નિરીક્ષકો મોકલવામા આવ્યા

**૧૯૪૯ : જુલાઇ યુદ્ધવિરામની હદ નક્કી કરવામાં આવી.**

## મુદ્દાનો સવાલ ગુંચવાયો

યુદ્ધ વિરામના સમયથી જ કમિશનના પ્રતિનિધિઓ તેમજ મધ્યસ્થીઓના એવા પ્રયત્નો હતા કે જેથી લોકમતના વહીવટકારનુ સ્થાન પાકુ થાય. પાકિસ્તાને આક્રમણુ પાછુ ખેચી લેવુ જોઇએ એ મુદ્દાેા સવાલ પડતો મૂકીને ઉપરના વહીવટકારના પ્રયાસોથી મુદ્દાનો સવાલ ગુચવાયો શાતિમય નિરાકરણુ અર્થે ભારતે ઠરાવની શરતોના પાલન માટે બહુ ભાર ન મૂકયો, અને સલામતી સમિતિના પ્રતિનિધિઓએ કેટલીક દરખાસ્તોનો જ્યારે અસ્વીકાર કર્યો ત્યારે પાકિસ્તાને એ તકનો પૂરો લાભ ઉઠાવ્યો ને બ્રિટીશ-અમેરિકન અખબારોમા બનાવટી નિર્દોષિતાનો ભારે દેખાવ કર્યો.

• સલામતી સમિતિના સભ્યો ગુણુદોષની પરવા કર્યા વગર સત્તાના રાજકારણુમા પડી ગયા એમણે એપ્રીલની ૧૭ મીએ એક ઠરાવ દ્વારા પાચ સભ્યોના બનેલા પાક-ભારત યુનો પચની રચના કરી તેને મધ્યસ્થી તરીકે કામ કરવા જણાવ્યુ.

આ ઠરાવમા ફરિયાદી ભારતને પણુ ગુનેગાર સમાન ગણાયુ હોઇ ભારતના પ્રતિનિધિ શ્રી આયગરે ઠરાવનો વિરોધ કર્યો આમ છતા ઠરાવ પસાર થયો મેની ૭ મીએ પચ નીમાયુ

સલામતી સમિતિના એ વખતના પ્રમુખ કૅનેડાના જનરલ મેકનોટની એકલા પાકિસ્તાની નહી પણુ ભારતીય દળો પાછા ખેચી લેવાની દરખાસ્ત નિષ્ફળ નીવડતા બીજી એક દરખાસ્ત એવી થઈ કે

• જમ્મુ-કાશ્મીરના જે જે વિસ્તારો ભારત કે પાકિસ્તાન સાથે જોડાવા સ્પષ્ટ ઇચ્છા બતાવે તેમને તે તે દેશમા ભેળવવા અને જ્યા કોઇ શકા બાકી રહેતી હોય ત્યા લોકમત લેવો

• આ દરખાસ્તનો ભારત અને પાકિસ્તાનબન્નેએ અસ્વીકાર કર્યો છે

### ડૉ. ગ્રેહામની યોજના

૧૯૫૧મા સલામતી સમિતિના પ્રતિનિધિ તરીકે ડૅા ગ્રેહામની નીમણુક થઈ. એમણે કાશ્મીરના બિન-

લશ્કરીકરણ માટે એક યોજના ઘડી પણ તે ૧૯૪૮ ના ઓગસ્ટની ૧૩ મીના ઠરાવને ભૂલી ગયા. પાકિસ્તાન પોતાનાં દળો પાછાં ખેંચી લે ત્યાર બાદ ભારતે ત્યાં કેટલા પ્રમાણમાં લશ્કર ચાલુ રાખવું તે મુદ્દા પર મંત્રણા પડી ભાંગી.

–૧૯૫૩ ના ઓગસ્ટમાં ભારત–પાકિસ્તાનના વડા પ્રધાનો વચ્ચે કાશ્મીર અંગે સીધી મંત્રણાઓ યોજાઈ પણ તે નિષ્ફળ નીવડી.

• આ પછી તો, પાકિસ્તાને અમેરિકાની શસ્ત્રસહાય સ્વીકારી અને આખીય પરિસ્થિતિ પલટાઈ ગઈ. પાકિસ્તાને 'લોકમત'ના પ્રશ્નને આગળ ધરી ઝેરી પ્રચાર અને જેહાદ ચાલુ રાખી; દરમ્યાનમાં સરહદ–ભંગના નાના મોટા બનાવો ચાલુ જ રહ્યા.

• કાશ્મીરની બંધારણ સમિતિએ એનું કામકાજ પૂરું કર્યું અને બંધારણ પસાર કરીને કાશ્મીર રાજ્યનું વિધિસર ભારત સાથે જોડાણ કરીને તે વિખેરી નાંખવાની હતી.

સલામતિ સમિતિએ પાકિસ્તાનના કહેવાથી લેક સક્સેસમાં તાકીદની બેઠક ૧૯૫૭માં બોલાવી.

## પરિસ્થિતિની ચોખવટ

ભારતના પ્રતિનિધિ તરીકે શ્રી. મેનને સલામતી સમિતિના કાશ્મીર પ્રશ્નની આજુબાજુ જે જાળાં બાઝયાં હતાં તે સાફ કરી નાખ્યાં; અને પાયામા ૧૯૪૮ ના ઓગસ્ટની તા. ૧૩ મીનો મૂળભૂત ઠરાવ પ્રકાશમાં આણ્યો. દુનિયા આખી ભારતને કસુરવાન ગણતી હતી, તેમાં શ્રી. મેનને તેમના યાદગાર અને સાક્ષણિક પ્રવચનથી, પલટો આણ્યો. ૨૩મી જાન્યુ. ૧૯૫૭ થી ૨૧ મી ફેબ્રુઆરી ૧૯૫૭ દરમ્યાન શ્રી. મેનને એ સ્પષ્ટ વીણી બતાવ્યું કે

–પાકિસ્તાન પોતાની ફરજો અદા કરવામાં નિષ્ફળ ગયું હતું, એની ફરજો ભારત તેમજ યુનાઈટેડ નેશન્સ બંને પ્રત્યે અપૂરી રહી હતી.

શ્રી મેનને એ પણ સ્પષ્ટ કર્યું કે જમ્મુ–કાશ્મીર રાજ્યમાંથી પાકે પોતાનું લશ્કર ખેંચવું બાકી છે. આ દળો પાછાં ખેંચી લીધાની ખબર કમિશન ભારતને આપશે ત્યાર પછી જ ભારત ત્યાંથી પોતાનાં દળો પાછાં ખસેડવાનું શરૂ કરશે.

૧૯૬૦માં પ્રેસિડેન્ટ ઐયુબે દિલ્હીની મુલાકાત લીધી, અને કાશ્મીર અંગે શ્રી નહેરુ સાથે અધૂરી મંત્રણા કરી. આ સમય દરમ્યાન પાકિસ્તાને પોતાની લશ્કરી તાકાત જમાવવા માંડી અને કાશ્મીર પ્રશ્ન ઉપર ફરી જગતના દેશોનું ધ્યાન ખેંચવા સારુ સલામતી સમિતિને એણે ૧૯૬૨ના જૂનમા વિનંતિ કરી. આમ છતાં, શ્રીકૃષ્ણમેનને શ્રી ઝફરુલ્લાખાનની બધી દલીલોના રદિયા આપ્યા અને સાબિત કરી બતાવ્યું કે ભારતની ભૂમિ પર પાકિસ્તાની આક્રમણનો મૂળ પ્રશ્ન તો હજુ પણ વણ-ઉકલ્યો જ પડેલો છે. શ્રી મેનને ખૂબ પરિશ્રમ લઇ એ સિદ્ધ કરી બતાવ્યું કે

• ભારતના ઉપખંડની પરિસ્થિતિમાં ૧૯૪૭ બાદ ધરમૂળથી પલટો આવ્યો છે. તેમજ લોકમત દ્વારા હવે એ પ્રશ્નનું નિરાકરણ લાવવુ શક્ય નહોતું.

## લોકમતને રદિયો

સલામતી સમિતિ સમક્ષ કાશ્મીરનો પ્રશ્ન જ્યારથી આવ્યો ત્યારથી આજ સુધીમાં કાશ્મીરની પરિસ્થિતિમાં ઘણો ફરક પડી ગયો હતો. કાશ્મીર રાજ્યની બંધારણ સભા પુખ્ત મતાધિકારને ધોરણે ચૂંટવામાં આવેલી; અને તેણે જ કાશ્મીર રાજ્યનું ભારત સાથેનું જોડાણ મંજુર કર્યું હતું.

આ રીતે, ૧૯૪૭મા જે સંજોગો હતા તેમાં ઘણો ફરક પડી ગયો હોઇ, હવે, લોકમત લેવા જતા આ બધા વિકાસને તોડી પાડવા જેવું થાય, અંધાધૂંધી અને અચોક્કસ પરિસ્થિતિ ઊભી થાય અને તેમાંથી કદાચ એકલા કાશ્મીરમાં જ નહિ પણ ભારત અને પાકિસ્તાનમાં પણ કોમી અવ્યવસ્થા ઊભી થવા સંભવ ખરો !

[ 'એ હીસ્ટ્રી ઓફ કાશ્મીર'ના આધારે
ગુ. સ. માંથી ]

*for fine fabrics...*

COLOURS

DESIGNS

*that delight*

INSIST ON

**sayaji**

Prints
Shirtings
Poplins

Coatings
Lawns
Dhoties

Furnishings
Bed Sheets
Table Cloths

**SAYAJI MILLS LIMITED**
No 1 (Baroda) No 2 (Bombay)

SHBI-BP-20

AIP/AAP/M GUJ

# પ્રોટીન સમૃદ્ધ અમૂલ–
# આપના બાળકના આરોગ્યપ્રદ ઉછેર માટે આદર્શ આહાર

પ્રોટીન શરીરની પેશીઓને સુદૃઢ બનાવે છે અમૂલમાં ૨૫% પ્રોટીન છે— ભારતમાં બાળકો અંગે ખાસ જ્ઞાનવાળી નિપુણ વ્યક્તિઓએ (experts) માન્ય કરેલું અમૂલના બીજા પોષક તત્ત્વો આપના બાળકને પુષ્કળ શક્તિ આપે છે અને વજનમાં સંતોષકારક વધારા માટે સહાય કરે છે. જોરદાર દાંત અને મજબૂત હાડકાં! નીરોગી લોહી, તીક્ષ્ણ દૃષ્ટિ અને મુલાયમ ત્વચા! અમૂલ ચેપી રોગો સામેની પ્રતિકાર-શક્તિમાં વૃદ્ધિ કરે છે સ્કર્વી, અસ્થિશોષ (રિકેટ્સ) અને લોહીવિકાર ને ફિક્કાશ (અનિમિયા) સામે રક્ષણ કરે છે. આપના બાળક માટે અતિ ઉત્તમ!







# ત્વરિત,સુરક્ષિત નિશ્ચિત

ખાંસીનો ઘરગથ્થુ ઇલાજ




*Alembic*

# ગ્લાયકોડીન ટર્પ-વસાકા

સુકી, શ્વાસ રૂંધનાર અને થકવનાર ખાંસીનો
સુરક્ષિત અને નિશ્ચિત ઘરગથ્થુ ઈલાજ

A61 278 R GUJ EVEREST

Vishwamanav September-October 1965 § Registered with the Registrar of India under No 9216 83



૬૬ નવેમ્બર-ડિસેમ્બર ૧૯૬૫

સંપાદક : ભોગીલાલ ગાંધી * વિશ્વમાનવ : રામજીમંદિર પોળ-વડોદરા

( ફોન ૪૯૫૦ )

રૂ. ૨

# ૬૬ નવેમ્બર-ડિસેમ્બર

# વિશ્વમાનવ [દ્વૈમાસિક]

સંપાદક : ભોગીલાલ ગાંધી * સાહિત્ય વિભાગ : અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ
સહાયક : સુભદ્રા ગાંધી * સંચાલક : દશરથ ગાંધી
પ્રકાશક : ભોગીલાલ ગાંધી, વિશ્વમાનવ, રામજીમંદિર પોળ : સરકારી છાપખાના સામે-વડોદરા (ફોન ૪૯૫૦)
મુદ્રક : પરિમલ પ્રિન્ટીંગ સર્વીસ, નરસિંહજીની પોળ, નરસિંહજીના મંદિર પાસે, વડોદરા.

# સમૃદ્ધ

## આઝાદી સાથે આબાદીની વૃદ્ધિ માટે



# નાની બચત યોજનામાં નાણાં રોકો

## નેશનલ ડિફેન્સ સર્ટિફિકેટ

## ડિફેન્સ ડિપોઝિટ સર્ટિફિકેટ

*એન્યુઇટી સર્ટિફિકેટો, સી ટી ડી અને પોસ્ટ ઓફિસ બચત ખાતાંમાં નાણાં રોકો*

ગુજરાત સરકારના માહિતી ખાતા તરફથી પ્રકાશિત

# નવા સમાજના નિર્માણ પ્રતિ | જયપ્રકાશ નારાયણ

[તા. ૩૧-૮-૬૫ના રોજ ફીલીપાઇન્સ ટાપુઓના મુખ્ય શહેર મનીલા ખાતે શ્રી જયપ્રકાશ નારાયણ માટે અંકિત થયેલા રૈમોન મેગસાયસે પારિતોષિકના ઔપચારિક સમર્પણવિધિ પ્રસંગે ઉપસ્થિત થયેલા જયપ્રકાશજીએ "Towards a New Society" "નવા સમાજના નિર્માણ પ્રતિ" એ વિષય ઉપર બોલતાં એક પ્રેરક ઉદ્બોધન કર્યું. આ ઉદ્બોધનનો જે ટૂંકસાર તા. ૧-૯-૬૫ના 'ટાઇમ્સ ઓફ ઇન્ડિયા'માં પ્રગટ થયેલો તેનો શ્રી. પરમાનંદ કાપડીઆએ કરેલો અનુવાદ]

જે દેશોએ આજના સમયમાં આઝાદી પ્રાપ્ત કરી છે અને સંસ્થાનવાદનાં બંધનોને લીધે જેમનો સ્વાભાવિક વિકાસ આજ સુધી રૂંધાયેલો રહ્યો છે, તે સર્વ દેશો આગળ વધેલા દેશોને પહોંચી વળવાનો અને પોતપોતાના સમાજને શક્ય તેટલો વિકસાવવાનો પ્રયત્ન કરી રહ્યા છે. આ બાબતમાં તેમની સામે સમાજરચનાનો જે નમૂનો હતો તે ઉદ્યોગના ક્ષેત્રે ખૂબ જ આગળ વધેલા અને સમૃદ્ધિથી ઊભરાતા પશ્ચિમી દેશોનો હતો. આમાંના થોડાએક દેશો સામે સફળ બનેલા સામ્યવાદીનો —પછી તે ચીની હોય કે રશીયન હો—નમુનો હતો. આ બન્ને નમૂનાઓમાં, 'મોડેલો'માં—સ્થાયી મૂલ્યો ધરાવતાં ઘણાં તત્વો હતાં અને વિકસિત દેશો સ્વીકારે અને અપનાવે એવું પણ ઘણું હતું. વ્યક્તિગત સ્વાતંત્ર્યના, લોકસંમતિપૂર્વકના રાજ્ય-વહીવટના, તેમજ કાયદાપૂર્વકના શાસનના આદર્શો કે જેના ઉપર પશ્ચિમી નમૂનાએ સમાજના રાજકારણી તંત્રના સાચા પાયા તરીકે ઘણો ભાર મૂક્યો હતો એ ખરેખર એવા આદર્શો છે કે જેનો વિકસિત દેશોએ સ્વીકાર કરવો જોઇએ, તેમજ તે આદર્શોને અપનાવવા જોઇએ. એ જ રીતે મજૂરી ઉપર નભતા સમુદાય માટેની ઘેરી ચિન્તા અને વધારે ને વધારે આર્થિક સમાનતા નિર્માણ થાય તે પ્રકારની વેગપૂર્વકની સામાજિક પ્રક્રિયા આ એવાં તત્વો છે કે જે વડે વિકસિત દેશો પ્રેરિત બનવા જોઇએ અને જેની સાધના તરફ એમણે ગતિમાન બનવું જોઇએ.

પણ, મારા અભિપ્રાયે, આ બન્ને નમૂનાઓમાં એવી કેટલીક ખાસ બાબતો છે કે, જેનો વિકસિત દેશોએ અનાદર કરવો જોઈએ, અસ્વીકાર કરવો જોઈએ. પશ્ચિમના નમૂનામાં સર્વસ્વીકૃત નીતિ વ્યક્તિવાદની અને સ્પર્ધાની છે અને તે પાછળ એવું ગૃહિત છે કે જે વધારે નબળો હોય તે ફેંકાઈ જવો જોઈએ અને જે વધારે બળવાન હોય તેનું પ્રભુત્વ સ્થપાવું જોઇએ. તેમાં ભૌતિક જરૂરિયાતોની તૃપ્તિ અને તેમાંથી પરિણમતા એવા અવનવા આવિષ્કારોની પૂરવણી કે જેને લીધે ગંભીર સામાજિક અસમતા પેદા થાય છે તેના ઉપર પણ વધારે પડતો ભાર મૂકવામાં આવ્યો છે. પશ્ચિમી જીવનપદ્ધતિમાં રહેલાં અમુક ઉપયુક્તતા અને વ્યાપારલક્ષી મૂલ્યોના સવિશેષ પ્રભુત્વના કારણે માણસનું કામ, નવરાશ, રહેણીકરણી અને સુખસ્વાસ્થ્ય તરફ જોઇએ તેટલું ધ્યાન આપવામાં આવ્યું નથી. એ કારણને લીધે પણ પશ્ચિમી જીવન સમધારણ વિનાનું બની બેઠું છે. જેમાંથી રાક્ષસી કદનાં નગરો નિર્માણ થઈ રહ્યાં છે તેવા શહેરીકરણના વધતા જતા ઝોકે માનવીસમાજને છિન્નભિન્ન કરી નાખ્યો છે, ગામડાની જનતાથી શહેરી જનતાને છૂટી પાડી દીધી છે અને માનવીને કુદરતથી વિખૂટો બનાવી દીધો છે. આ બધાનું પરિણામ માનવી અને સમાજના વિકૃત-કઢંગા વિકાસમાં આવ્યું છે.

બીજી બાજુએ, સામ્યવાદી નમૂનાએ પણ માનવીના તેમજ સમાજના વિકાસનું એક વિકૃત ચિત્ર ઊભું કર્યું છે. માનવીના આત્માની મુખ્યતાને અવગણીને-ઇનકારીને માનવીના મૂળમાં તેણે ઘા કર્યો છે. પક્ષ અને રાજ્ય દ્વારા સત્તા અને હકુમતનું બહુમાન કરીને અને સર્વ કોઈને અને સર્વ કોઈને તેને અધીન બનાવીને, તેણે સમાજને માનવીના આત્માને બંદીવાન બનાવતું જેલખાનું બનાવી દીધું છે. આમ હોવાથી નવોદિત દેશોએ, બન્ને નમૂનાઓ પ્રત્યે આદર દાખવવા સાથે બન્નેમાંથી એવા તત્ત્વો ગ્રહણ કરવાં જોઈએ કે જે મૂલ્યવાળાં હોય અને માનવી અને સમાજનો સમધારણ પૂર્વકનો આધ્યાત્મિક તેમજ ભૌતિક વિકાસ સાધે એવાં હોય.

સદ્ભાગ્યે, આગળ વધેલા દેશોમાં પણ, ખાસ કરીને પશ્ચિમના દેશોમાં, આ સમસ્યા અંગે પુષ્કળ વિચારણા ચાલી રહી છે. અને કેટલાક પ્રયોગો પણ ત્યાં ચાલી રહ્યા છે. નવોદિત સમાજો માટે આ પ્રયોગો ઘણા મહત્ત્વના લેખાવા ઘટે

જો કે આ નવા દેશો જેવા અક્ષરો પાડવા હોય તેવા પાડી શકાય એવી સાવ કોરી પાટીસ્લેટ ધરાવે છે અને આજના નમૂનાઓમાંથી સારામાં સારું હોય તે પસંદ કરવાની અને બાકીનું ફેંકી દેવાની ભારે અદ્ભુત તક ધરાવે છે. એમ છતાં બે સંયોગો એવા છે કે જેના કારણે પોતાની ઇચ્છા અને પસંદગી મુજબ વર્તવાનું તેમના માટે લગભગ અશક્ય બની જાય છે.

પહેલું કારણ એ છે કે, આ દેશોના ઘણી મોટી સંખ્યાના લોકો અભણ હોઈને વિજ્ઞાનના શિક્ષણનો તેમ જ તેની ટેકનીકનો તેઓ લાભ ઉઠાવવાની સ્થિતિમાં નથી બીજું કારણ એ છે કે, તેઓ આર્થિક રીતે એટલા બધા ગરીબ અને પછાત છે કે તેમની સૌથી મોટી અને સૌથી વધારે મુંઝવતી ચિન્તા, અન્ય સર્વની અપેક્ષાએ, પોતાનો આર્થિક વિકાસ સાધવાની — આર્થિક સ્થિરતા પ્રાપ્ત કરવાની છે. આ સમજી શકાય તેવું છે. પણ એમ માનવાને કોઈ કારણ નથી કે જો માનવીના અને સમાજનો સમધારણ વિકાસ સાધવા તરફ પણ એટલું જ ધ્યાન આપવામાં આવ્યું હોત તો આર્થિક વિકાસને જરા પણ હાની પહોંચી હોત.

જો આ દેશોને ઔદ્યોગિક અને લશ્કરી સત્તાનાં થાણાં બનાવવાને બદલે લોકોનું આર્થિક શ્રેય સાધવા તરફ આર્થિક વિકાસને લગતી યોજનાઓ કેન્દ્રિત કરવામાં આવી હોત તો વિકાસની ગતિ ઘણી શીઘ્ર બની હોત એમ માનવામાં કોઈ શંકાને સ્થાન રહ્યું ન હોત. આ દુનિયાની મહાન સત્તાઓ વચ્ચે ચાલી રહેલા સત્તાસંઘર્ષનાં મથકો બની જવાના કારણે અથવા તો આંતરિક પરિસ્થિતિના કારણે આમાંના ઘણા દેશોમાં એવો અસ્થિર સમાજ ઊભો થયો છે કે પોતાનું ભાવિ પોતાની ઇચ્છા મુજબ ઘડી શકે એવી સ્થિતિએ પહોંચતાં તે દેશોને ઘણો લાંબો સમય લાગે. આમ છતાં પણ, એ હકીકત ઉપર પણ એટલો જ ભાર મૂકવો જોઈએ કે જે નવા દેશો અમુક અંશે પોતાનું ભાવિ પોતાની ઇચ્છા મુજબ ઘડવાની સ્થિતિમાં હતા તે દેશો સામે પણ ડેમોક્રસી, સોશિયાલિઝમ, ઇન્ડસ્ટ્રીયાલિઝમ અને મૉડર્નિઝમ — લોકશાહી, સમાજવાદ, ઉદ્યોગીકરણવાદ અને આધુનિકતાવાદ — આવા વાદો અને ચોકઠાંબંધી વિચારણા સિવાય પોતાના ધ્યેય અંગે કોઈ સ્પષ્ટ વિચારણા કે નકશો નહોતો.

આ વિવેચનના સંદર્ભમાં જેના ઉપર ભાર મૂકવો જોઈએ એવો મધ્યવર્તી મુદ્દો તો એ છે કે, અહીં જે પ્રશ્નો રજુ કરવામાં આવ્યા છે, તેના પાયામાં જીવનનાં મૂલ્યોનો પ્રશ્ન રહેલો છે. આ રીતે વિચારતાં, ભવિષ્ય માટેનો માર્ગ નક્કી કરવાનું, એટલું જ નહિ પણ, નવા સમાજની પુનર્રચનાના પ્રયત્ન અંગે જનતાના મતનું એકીકરણ સાધવાનું મુશ્કેલ લેખવું ન જોઈએ

## એક વૃદ્ધ | રાજેન્દ્ર શાહ

પૃથ્વી પર પ્રલંબાતી નિજ અંતહીન છાયા થકી છે સંલગ્ન
છાયામહીં કંઠભર મગ્ન
બહાર છે હજી શિરોશિખા
અક્ષુણ્ણ અન્યૂન જિજીવિષા...
મહેચ્છાનાં કંઈ કેટલાંય સ્વપ્નમય નિકેતન
અછૂત ને વેરવીખેર છે જેની ઈંટ...
મૃત્યુમાં યે સચેતન...
હાર પર હાર પર હાર એની જીત
(એક તો ચરણ આયુષ્યની અવધિની પેલી પાર
અંગને છે યષ્ટિનો આધાર
અલસ ન રતી,
લથડતી ચાલ તો ય એકગમ ગતિ)
આખરનું બાંધે નવું ઘર
પુત્રના પૌત્રને કાજ.
રૂપકલ્પના ને પુરાતન
ઉછંગમાં રમી રહે આજ
એનું ખંડખંડ મહીં હશે સંભાવ્ય સાધન.
મૂજતા બે હોઠ જલપે પુરાણકથા
અતલ અગાધ જેનાં જલ...:
ભાવિની શતસહસ્ર તરંગિણી ઠાલવે છે જહીં નિજ વ્યથા
વિલોપને બદલે શિકલ
મૂજતા બે હોઠ જલપે પુરાણ કથા.
આયત છે સ્વરસંક્રમણ
શ્રુતિહીન કેવલ આયાસ
શૂન્યમહીં આકલને મૌન નિર્વહન
ઊંઘમાં ઘેરાય શિશુઆંખ
લહે નિરાળું સ્વપન.
અંધાર
અંતહીન છાયા
નહીં ઝંખવાય જરાજીર્ણ નેણ....વાર વાર
ઊડતા સ્ફુલિંગ જેમ ઓલવાય વેણ.

## વડોદરા, શેખ અને હું — | અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ

આપણે આવ્યા તે રસ્તા તો હવે બદલાઈ ગયા છે
હરિયાળાં વનોમાં લહેરાય છે
ધોળા ઘોડાના મુખમાંથી સરી ગયેલું ઘાસ
તેજના તણખલાં જેવી આંગળીઓના
કેન્વાસ પર દેવાયા છે થાપા
આદિવાસી કન્યાના લલાટ પરનો સૌભાગ્યચંદ્ર
બની ગયો છે કાળો સૂર્ય
યુનિવર્સિટી રોડ પરના વૃક્ષોના પડછાયા
—— પારિસનાં મકાનો જેવા ——
રસ્તા પર ઢોળાયા છે
એની છાયામાં છાયા બનીને તરતો
—— વિસ્તરતો ચાલ્યો જાઉં છું
વડોદરા નગરી મારા મનમાં
સાનમારિનોનો ચિરંતન કિલ્લો બનીને ઝળૂંબે છે
અને અજન્તાની ગુફામાં માળો નાખીને પડેલી
થરકતી હવાનો શિલ્પસ્પર્શ પામીને
આવતા રૂપાળા શબ્દો
કિલ્લાના દરવાજા ખોલી નાખવા
ખોલી નાખવા ——
તમારી રજા માગે છે

## — તો ! | જગદીશ ત્રિવેદી

બંધ કમરાની પાછળ જ્યારે એને
અનેક અપરિચિત ભુજાઓમાં ભીંસાતી જોઉં છું
ત્યારે થાય છે
વાસના અસ્તિત્વમાં મારું અસ્તિત્વ ઓગળી જાય તો !
કોઈ કાર તળે કચડાઈને જડાઈ જાય છે
પથના પહોળા પાલવમાં જ્યારે પતંગિયું
ત્યારે થાય છે
પાલવના તાણાવાણામાં વણાઈ જવાય તો !
બંધ બારણાંની તીરાડોમાં
અજવાળા–અંધારાને આખડતાં જોઉં છું
ત્યારે થાય છે
તીરાડમાં પુરાઈ જવાય તો !
ક્યારેય ન ઊઘડનારા એના નક્કર વાતાયન પર
જ્યારે સૌરસોની છાલકો ઝીંકાય છે
ત્યારે થાય છે
વાતાયનમાં છિદ્ર બનીને ખીલી ઊઠું તો !
ધરતીના પેટાળમાં
સિમેન્ટ–ઈંટ–ચૂનો–રેતીમિશ્રિત 'કબર' નામના વજન તળે
જ્યારે કોઈના શબને દબાવવામાં આવે છે
ત્યારે થાય છે
પૃથુલ પૃથ્વીના રોમેરોમમાં વેરાઈ જાઉં તો !

## આવતી કાલે | યોસેફ મેકવાન

આજે પૂર્ણ શાંત છે આકાશ !
ગતિશીલ સૂર્ય
થંભી ગયો છે ક્ષિતિજ પર !
મારી આંખોમાં ઘૂંટાય છે અંધકારનો લય,
એક માત્ર અંધકારનો લય !
મારા – માનવનાં – સ્વપ્નાંઓના પડઘા
ખખડે છે
સાત અશ્વના લોહીમાં.

નજરની સામે
વહી જતી સરિતાના જલમાં
ડૂબી ગયું છે નગર !
અહીં પૂલ પર
પદધ્વનિમાં ટકરાય છે લોહમય હવા
અને કંપી ઊઠે છે
આ રુંવાડાંનાં કંટકોનું વન !
હું ઝરડાઉં છું.
–ત્યારે કિનારે
વેણુ ઊછાળતી,
ભીની રેતીનું ઘર બનાવતી,
પાણીમાં છબછબિયાં કરતી કિશોરી.
મગ્ન છે નિજમાં
નદીનાં નીર પણ,
વહી જાય છે
મગ્ન થઈ નિજમાં

હું મારા ઘર તરફ ચાલું છું
રખે–
આવતી કાલે
મારે સૂર્ય બની પ્રકાશવાનું હોય .. .....
૧-૧૨-૬૫]

## શબ્દ | જયંત પાઠક

શબ્દ કોઈ મીંઢો, કોઈ વાચાળ
શબ્દ માયાળુ, શબ્દ રિસાળ.
શબ્દ તો આરસ જેવો લીસો
શબ્દ ખરબચડો, ફીકો, ફીસો.

શબ્દ રહેવાણી સાહસ-બાલ
શબ્દ ઘરરખ્ખુ ટૂંકી ચાલ.
શબ્દ કોઈ રંક, કોઈ આબાદ
શબ્દનો ખાટોમીઠો સ્વાદ.

શબ્દની શલ ઊઝરડે અંગ
શબ્દનો ફૂલફૂલનો રંગ,
શબ્દ ભમરો વજ્જર કોતરે
શબ્દ કો જન્મ્યા પહેલાં મરે.

શબ્દની આભવિશાળી જાળ
શબ્દમાં કેદી મપરો કાળ.
૨-૭-૬૫]

## શોલોખોવ : નોબેલ પારિતોષિક-વિજેતા

સોવિયેટ રશિયાના ખ્યાતનામ સાહિત્યકાર મિખાઈલ શોલોખોવને સાહિત્ય ક્ષેત્રની તેમની સિદ્ધિઓ માટે આંતરરાષ્ટ્રીય નોબેલ પારિતોષિક અર્પણ કરવાનો નિર્ણય જાહેર થયો છે...એ રીતે એ આનંદદાયી સમાચાર છે.

એક તો, વિશ્વના એક શ્રેષ્ઠ નવલકથાકારનું સુયોગ્ય બહુમાન થાય એ સમુચિત છે. બીજું, આ ઘટના સવિશેષ આવકારદાયી એટલા માટે છે કે, સાહિત્ય-સંસ્કારના ક્ષેત્રે પશ્ચિમ અને રશિયા વચ્ચેના સહકાર્ય-ભર્યા સંબંધનો—સહઅસ્તિત્વનો— આ એક નોંધપાત્ર માર્ગસ્થંભ બની જશે.

એ દુઃખદ છતાં સત્ય હકીકત છે કે આંતરરાષ્ટ્રીય નોબેલ પારિતોષિકના સાહિત્ય ક્ષેત્રના પ્રદાન પરત્વે ઘણાં વર્ષો સુધી પૂર્વગ્રહો કામ કરતા રહ્યા હતા. જગતની ઉચ્ચ હરોળમાં બેસી શકે એવા સોવિયેતના સાહિત્યકારો મેક્સિમ ગોર્કી અને કવિ માયકોવ્સ્કી, એલેક્સી તોલ્સ-તોય અને ઇલિયા એહરેનબુર્ગ, કવયિત્રી આન્ના આખ્માતોવા અને મહાન સર્જક કવિ પાસ્તરનાકઃ આ બધાંમાંથી કેવળ એક પાસ્તરનાકને જ ૧૯૫૮માં નોબલ પારિતોષિક અર્પણ થયું હતું. અને ત્યારે ય, તેમાં આ મહાન સર્જકની પ્રતિભા ઉપરાંત, કેટલેક અંશે, રાજકારણી હેતુઓએ– પાસ્તરનાકના રશિયાઈ ક્રાંતિ અને સામ્યવાદી સત્તા પરત્વેના વિરોધી વિચારોએ ભાગ ભજવ્યો હતો (અલબત્ત, અગાઉ સોવિયેત વાર્તાકાર ઇવાન બુનિનને નોબેલ પારિતોષિક એનાયત થયું હતું. પણ તેય, એ લેખક રશિયાથી નિર્વાસિત બન્યા પછી જ!)

ત્યારે આજે, એક અધિકૃત સામ્યવાદી નવલકથા-કારનું, પૂર્વગ્રહો અને રાજકારણી હેતુઓથી પર રહીને, નોબેલ સમિતિએ બહુમાન કર્યું છે એ ઐતિહાસિક રીતે ખરેખર નોંધપાત્ર ગણાશે.

મિખાઈલ શોલોખોવ નિઃશંકપણે અદ્યતન રશિયાના સૌથી શ્રેષ્ઠ નવલકથાકાર છે. એમની સર્વપ્રથમ નવલકથા Quiet Flows the Don (ધીરે વહે દોન ગુજરાતીમાં અનુદિત) અનેક વિવેચકોની દૃષ્ટિએ લિયો તોલ્સતોયની મહાનવલ War and Peace નું સ્મરણ તાજું કરાવે એટલી સમર્થ છે. તોલ્સતોયે ૧૦૦ વર્ષ પૂર્વેની રશિયાની પ્રજાનું જે આંતરિક ખમીર પ્રગટ કર્યું હતું તેવું નૂતન યુગનું ખમીર પ્રગટ કરનારી આ નવલકથા મનાઈ છે.

આ નવલકથા લખવાનો આરંભ શોલોખોવે ૧૯૨૫થી (માત્ર ૨૦ વર્ષની વયે!) કરેલો. મૂળ રશિયન ભાષામાં તેનો પ્રથમ ગ્રંથ (ક્વાયટ ફ્લોઝ ધ દોન) ૧૯૨૯માં પ્રગટ થયેલો. એ પછી ૧૯૪૦માં તેનો બીજો ગ્રંથ (Don Flows Home to Sea) પ્રગટ થયો હતો. (અને આપણે ઉમેરી શકીએ કે આજથી એક પચ્ચીસી પૂર્વે તેઓ નોબેલ પારિતોષિકના અધિકારી બની ગયા હતા.)

આ નવલકથાને આપણે દોન નદીના કિનારે વસતી શરવીર કોઝાક પ્રજાનાં યુદ્ધ અને શાંતિની મહાનવલ કહી શકીએ. પ્રથમ વિશ્વયુદ્ધ બાદનાં અને રશિયાઈ ક્રાંતિ બાદના આંતરવિગ્રહના ઘુસંદ પડછંદા આ નવલકથામાં ઊઠયા છે.

ખૂબીની વાત તો એ છે કે સામ્યવાદી રશિયામાં સાહિત્યના શ્વાસરૂપ જે તત્ત્વને પ્રતિષ્ઠા આપવામાં આવી છે એ 'સમાજવાદી વાસ્તવતા' જ આ નવલ-કથામાં ઉપેક્ષા પામી છે. આ નવલકથામાં ક્રાંતિકારી લાલ સેના અને તેની સામે બંડે ચડેલા તળભૂમિના કોઝાકોના આલેખનમાં લેખકનો કોઈ પૂર્વગ્રહ દેખાતો નથી ('ક્રાંતિકારીય' નહિ!) લેખકે સહજ સચ્ચાઈથી બંને બાજુની માનવતા અને પાશવતાય આલેખી છે. એટલું જ નહિ પણ દુશ્મન સામેની દ્વેષભાવનાય ક્વચિત માનવીય લાગણીના અમૃતમાં પરિશુદ્ધ બની જતી દેખાય છે.

શોલોખોવની બીજી વિખ્યાત બૃહત નવલકથા છે : Virgin Soil Upturned (ગ્રંથ-૧), Harvest on the Don (ગ્રંથ ૨). અનેક વિવેચકોની દૃષ્ટિએ આ નવલકથા 'ક્વાયટ ફ્લોઝ ધ દોન' જેટલી મહાન અને કલાત્મક નથી. આ નવલકથાનુ કથાવસ્તુ કોઝાક પ્રદેશમાં નવ નવા આરંભાયેલા 'સમૂહ ખેતરો'નુ છે. આ ઉગ્ર સંઘર્ષના કઠોર દિવસોનું આલેખન કરવામાં લેખકે 'સમાજવાદી વાસ્તવતા'નો દેખાવ કર્યો જણાય છે : સ્તાલિનના અત્યાચારી કડિનુ આમા ક્યાંય નામનિશાન નથી. જો કે, કહેવાય છે તો એવું કે, આ નવલકથાના નાયક દેવીદોવનું મૃત્યુ સ્તાલિનના અત્યાચારી કૌભાંડ દરમ્યાન થયેલું એવો મૂળ નવલકથામાં ઉલ્લેખ હતો, જે 'સેન્સર'ના દબાણને કારણે દૂર કરવો પડેલો. પરંતુ, આ લેખકની ખૂબી એ છે કે તેમણે સ્તાલિનની ઇચ્છા અનુસારની બનાવટી રૂપાળી સૃષ્ટિ સર્જવાનુય બીડું ઝડપ્યું નથી. અને ઘણીવાર તો એમની લાક્ષણિક મજાકભરી શૈલી દ્વારા ઘણું 'ન કહેવાય' એવું ય એમણે કહી નાખ્યુ છે જો કે, 'આ' નવલકથાના ૨ જા ગ્રંથમા આ માર્મિક તત્ત્વ' ઓછું - થયે જતાં કલાનેય' ક્ષતિ પહોંચી છે.

આ ઉપરાંત શોલોખોવની એક વધુ નવલકથા છે : They Fought for Their Country : બીજા વિશ્વયુદ્ધની રશિયાઈ શૌર્યદતના ચિત્રો એમાં આલેખાયાં છે. (જો કે, આ નવલકથા હજી અંગ્રેજીમાં પ્રકાશિત થઇ જણાતી નથી).

વધુમાં શોલોખોવની ખ્યાતી નવલિકા-લેખક તરીકેય રશિયામાં વ્યાપી છે. દેશવિદેશમાં બહુ ગવાયેલી એવી એક યુદ્ધ વાર્તા છે: The Fate of Man.

મિખાઈલ શોલોખોવ માટે આ બધુ સહજ હતું ; કેમકે આ દોન વિસ્તારની ધરતી (વિશેન્સ્કા) માં કોઝાકો વચ્ચે એ જન્મ્યા હતા. (૧૯૦૫) અને ઊછર્યા હતા (મિખાઇલના પિતા કોઝાક હતા અને પત્ની ય કોઝાક છે. માતા રશિયન હતી.) એ વાતાવરણમાં રમમાણ બની એમણે સર્જનો કર્યા છે.

શોલોખોવ એ ધરતી અને એ પ્રજામાં ઓતપ્રોત છે. ૧૯૧૮ માં જર્મન સૈન્ય ઘૂસી આવતાં મિખાઈલનું શિક્ષણ કિશોર વયે જ અટક્યું હતું ; અને તેઓ પોતાના ગામમાં શિક્ષક બની રહ્યા હતા. બાદ, ૧૯૧૮-૨૦ સુધીના આંતરવિગ્રહમાં તેમણે લાલ સેનામાં મશિન-ગનર તરીકે કામગીરીય બજાવી હતી; યુદ્ધ અને આંતરવિગ્રહનો આ અનુભવ તેમના સર્જનનું અમોલુ ભાથું બની ગયો છે.

આ પછીનાં વરસો ( ૧૯૨૧થી ૧૯૨૬ ) દરમિયાન શોલોખોવે મેક્સિમ ગોર્કી ના રાહે જિંદગીનું ખડતર ઘડતર કર્યું જણાય છે—પોર્ટર, કડીઓ, હિસાબનીશ, સરકારી ધાન્ય ઈન્સ્પેક્ટર અને આંકડાશાસ્ત્રી તરીકે તથા ઘણીવાર બેકાર રહીને ય !

આ બધાને અંતે, શોલોખોવનું જીવનતત્ત્વજ્ઞાન એક લેખક તરીકે સાદું સીધુ રહ્યુ છે : "પ્રજાજીવનથી વિખૂટા પડેલા માનવી અને લેખકનું અધઃપતન થયા વિના રહેતુ નથી"

પરંતુ, શોલોખોવ એકલા લેખક નથી. બલ્કે, અમારે મતે તો, ઘણા વર્ષોથી સામ્યવાદની સીડીએ ઊંચા ચઢવાને માટે એમણે જાગ્રત રીતે ઠીક ઠીક પુરુષાર્થ ખેડ્યો છે.

છેક ૧૯૩૨મા તેઓ કમ્યુનિસ્ટ પાર્ટીના સભ્ય બન્યા પછી, ઘણાં વર્ષો લગી તેઓ સર્વસત્તા સ્તાલિનની કૃપાદૃષ્ટિ પામી શક્યા ન હતા ક્રુશ્ચોવે પ્રગટ કરેલી માહિતી તો એવી છે કે દોન વિસ્તારમાં સમૂહ-ખેતરોના પ્રચંડ કાંડ દરમિયાન નિર્દોષો ઉપર જે અત્યાચારો ગુજરતા શોલોખોવે જાતે જોયા-જાણ્યા હતા તેથી ત્રસ્ત થઈને તેમણે સ્તાલિન સાથે સીધો પત્રવ્યવહાર પણ કર્યો જો કે, સ્તાલિને એના લગભગ ઉડાઉ જવાબ

પરંતુ એય નોંધવા અને જાણવા જેવી હકીકત છે કે—શોલોખોવે પોતે જોયેલા-જાણેલા (અને ખાનગી પત્રવ્યવહારમાં સ્તાલિનને જણાવેલા) અત્યાચારોનો ઉલ્લેખ 'સરખો સમૂહખેતરો અંગેની પોતાની નવલકથા ("વર્જિન સોઇલ અપટર્ન્ડ")માં તેમણે કર્યો નથી!

પોતાનું સ્થાન વરિષ્ઠ વર્તુળોમાં જાળવી રાખવાની શોલોખોવની હોશિયારી પણ જેવી તેવી નથી.

—જે હાથે તેમણે ખેડૂતો ઉપર ગુજરતા અત્યાચારોનો ઉલ્લેખ સ્તાલિન ઉપરના પત્રોમાં કરેલો એજ હાથે એમણે સ્તાલિનને નર્યા ભાટાઇભરી અંજલિઓ પણ અર્પેલી.

—પાછળથી, ક્રુશ્ચોવ સત્તા પર આવ્યા બાદ, તેમણે સ્તાલિન-પૂજા-વિરોધી જેહાદમાં આગળ પડતો ભાગ ભજવ્યો હતો. ૨૦મી કોંગ્રેસ વખતે તેમણે કરેલું ભાષણ તેમની રાજદ્વારી કુનેહના દૃષ્ટાંતરૂપ છે. તેમાં બાહ્ય રીતે ક્રુશ્ચોવ અને તેની મંડળીની ખુશામત હોવા છતાં, આંતરિક ટિખળ પણ છાની ન હતી.

નવા સત્તાધારી વર્તુળો સાથે મીઠો સંબંધ બાંધવાની ઉતાવળ ન હોવા છતાં ક્રુશ્ચોવે પોતાના અમેરિકાના પ્રવાસમાં તેમને સાથે લીધા હતા. અને ક્રુશ્ચોવે ૧૯૬૨-૬૩ દરમ્યાન પોતાનું નિશાન ઇલિયા એહરેનબર્ગને બનાવ્યા ત્યારે ય શોલોખોવે તેમાં સાથ પૂરેલો. એજ રીતે કાદિયેવ, સિમોનોવ, સુર્કોવની પડતીના સમયે એમની ઝાટકણી કાઢવામાં એમણે આગળ પડતો ભાગ ભજવેલો.

સૌથી વધુ કઠોર હકીકત એ છે કે ૧૯૫૯માં તેમણે લંડન પ્રવાસ દરમ્યાન એક પત્રકારપરિષદમાં પાસ્તરનાક વિષે બહુ અણછાજતી નિંદા કરી હતી: કેમ જાણે, પોતાને બદલે પાસ્તરનાકને એ વર્ષે નોબલ પારિતોષિક અપાયેલું હોય,—તે તેમનાથી સહન જ થઈ શકેલું નહિ. આમેય બીજા લેખકની પ્રશંસા ભાગ્યેજ એમના મુખે નીકળવા પામી હશે.

આમ છતાં, છેક ૧૯૬૧માં જ તેમને પાર્ટીની સેંટ્રલ કમિટીમાં સ્થાન મળ્યું હતું; તથા 'વર્જિન સોઇલ અપટર્ન્ડ'નો પહેલો ગ્રંથ પ્રગટ થયા પછી બીજો ગ્રંથ પ્રગટ કરતાં તેમને ૩૧ વર્ષ (૧૯૬૩ સુધી) રાહ જોવી પડેલી એ—હકીકતો જ સત્તાધારીઓ સાથેના તેમના અનોખા સંબંધનું સૂચન કરવા પૂરતી નથી શું?

એકંદરે, શોલોખોવ સત્તાની પકડથી સારા પ્રમાણમાં દૂર રહી શક્યા છે એ હકીકત છે; અને છતાં, એક સાહિત્યકાર-સર્જક તરીકે અગ્રીમ સ્થાન જાળવી શક્યા છે. સ્વતંત્ર સાહિત્યકાર તરીકે તેઓ સાહિત્ય અને રાષ્ટ્રઘડતરના ક્ષેત્રે અવારનવાર ભાગ ભજવી શક્યા છે. ૧૯૫૫માં તેમની પચાસમી જન્મતિથિ આખા દેશમાં ધામધૂમપૂર્વક ઉજવવામાં આવી હતી.

શોલોખોવનું અંગત જીવન પણ ઘણું વૈવિધ્યપૂર્ણ છે. સાહિત્યકાર તરીકેના વ્યવસાય અંગે દેશવિદેશમાંના પ્રકાશનો સાથેના પત્રવ્યવહારમાં તેઓ સારી પેઠે વ્યસ્ત રહેતા હોવા છતાં, ગ્રામજનો અને ગ્રામવિસ્તારોની સમસ્યાઓમાં (આર્થિક અને શૈક્ષણિક) વધુ રસ લેતા રહ્યા છે.પરંતુ તેમના શોખના વિષયો છે: પક્ષીઓનો શીકાર, માછલાં પકડવાનો આનંદ, પ્રવાસ (લંડન, પારિસ, સ્ટોકહોમ, રોમ અને અમેરિકાનો પ્રવાસ તેઓ કરી ચૂકેલા છે.) અંગત કૌટુંબિક જીવનમાં તેઓ તેમનાં પત્ની, બે પુત્રો તથા બે પુત્રીઓ (હવે મોટી ઉંમરનાં) સાથે સુખ-સંતોષથી વીતવતા રહ્યા છે.

આવા આ સાહિત્યકારની ષષ્ઠીપૂર્તિના અવસરે જ, આંતરરાષ્ટ્રિય બહુમાન કરીને નોબેલ કમિટીએ એક અત્યંત સમુચિત નિર્ણય લીધો છે.

## આંસુભરી શ્રદ્ધા!

શોલોખોની આ વર્ષનું નોબલ ઇનામ મેળવતી નવલકથાનું નામ છે: "અને ધીરે વહે છે દોન." આમાં "અને"ની આગળ એણે શું શું અધ્યાહાર નથી રાખ્યું? આખી કથા શબ્દબદ્ધ કરી લીધા પછી, શાંતિ, યુદ્ધ અને આંતરવિગ્રહના સમયની કોઝાકજીવનની લીલી સૂકી આલેખી લીધા પછી, અમોમાં જીવતાં અને કેટલાક

નિર્ભ્રાન્ત થયેલાં માનવીઓની આંતરબાજુ છબિ ઉપસાવી લીધા પછી, ભીતરમાં ખેવાઈ ગયેલો સંવેદનશીલ કલાકાર વાણી પછીના મૌનના અવકાશને ભરી દેવા વહેતા જીવનમાંની કોઈક ગહન પ્રતીતિથી અને દોન પ્રત્યેની લાગણીથી, પુસ્તક ઉપર લખવા જેવા આટલા શબ્દો જાણે કે લખી નાખે છે :—"અને ધીરે વહે છે દોન." કથાનું શીર્ષક કથાપ્રસંગોનું ધ્રુવપદ છે.

કથાનો પ્રવાહ થોડીવાર યુદ્ધની ધરતી પર વહેતો આગળ વધે છે—દોનના પ્રવાહના મિજાજ જેવો. કોઝાક-જીવનને પ્રકૃતિથી દૂર કરીને શોલોખોવે ન જોયું. એટલે જ તો જીવનપ્રવાહ અને દોનપ્રવાહ સમાન્તરે નહીં, પણ એકબીજાને ભીંજવતા વહે છે. ક્રાંતી વર્ષોમાં માછલી પકડવા ન નીકળ્યો, હોય, આંધળી ઘોડી જોડીને સ્લેજ ન દોડાવતો હોય એવા પેન્તેલિયોનની કલ્પના જ ન થઈ શકે. છતાંયે યુદ્ધ અને આંતરવિગ્રહે કોઝાકોના જીવનમાં કશું ક અવળસવળ કરી નાખ્યું. કોઝાકને માટે યુદ્ધ નવાઈની વાત નહોતી. સંત જ્યોર્જના ક્રોસ લટકાવીને મગરૂબીથી ફરનાર ગ્રીશાકા જેવા વૃદ્ધોની આંખોમાં યુદ્ધોનું ગૌરવ હજી સુકાયું નથી. દીકરો ગ્રેગોર ક્રોસનો વિજેતા બનીને આવે એનો ઉમંગ પેન્તેલિયોનને ઓછો નથી. પણ યુદ્ધનું પહેલાંનું ગૌરવ હવે રહ્યું નથી એની પ્રતીતિ પેન્તેલિયોનને નહીં, દીકરા ગ્રેગોરને થાય છે. કોઈનેય ન ગાંઠે એવો અલ્લડ જુવાનિયો મૃત્યુનું તાંડવ જોઈને હેબક ખાઈ ગયો. એકવેળા "એક નંબરના લડવૈયા" એલિકસીએ માછલી જ ચાખીને જતા ગ્રેગોરને મોંઢવાની કિંમત પૂછેલી ત્યારે એણે સંભળાવેલું : "એક જોડ બળદ ને ઉપરથી તારી વહુ"! ક્યાં એ ગ્રેગોર અને ક્યાં યુદ્ધમાંથી પાછો ફરતો ગ્રેગોર! યુદ્ધમાનસનાં પડ ઊલટાવીને જોવાનું જેમના નસીબમાં બન્યું તે નિર્ભ્રાન્ત બન્યા. ગ્રેગોર ક્રાંતિકારીઓ અને પ્રતિક્રાન્તિકારીઓની વિચારણામાં પકડાયો, તરફડ્યો અને કશુંયે ન સમજતાં બોલી ઊઠયો : "મને તો કાંઈ સમજાતું નથી. આનું મોંમાંથુ કે હાથ આવતું નથી. જાણે મેદાનમાં વરસી રહેલા બરફ જેવો હું તો આમતેમ વધારે ફરું છું." જેને માટે આ યુદ્ધો છે તે કારણો સાચાં છે કે કેમ એની શંકા ગ્રેગોરના મનમાં સળવળતી રાખીને લેખકે યુદ્ધોના ચક્કરની અવળી બાજુ બતાવી છે; એટલું જ નહીં, અદ્‌ભુત કલાસંયમ પણ જાળવ્યો છે. મરેલા સૈનિકના ખિસ્સામાંથી જતન કરીને જાળવેલો કોઈ હસતી હસતી છોકરીનો ફોટો મળી આવે, આગેકૂચ થતી હોય ત્યારે સૈનિકોનું મન અનાજથી ઊભરાતાં ખેતરો ખૂંદતાં કપાય જતું હોય. આવાં તો કેટલાંય દશ્યો આ કથામાં આવે છે. લેખકની સહાનુભૂતિ માનવી અને ધરતીને ચાહતા માનવી પ્રત્યે છે તે અછતું નથી રહેતું.

શરૂઆતના અલ્લડ ગ્રેગોરના પ્રેમનો પડઘો એકસીનિયાએ પાડ્યો. એકસીનિયાનો પ્રેમ સાચો છે; પણ વાસનાની લપસણી ભૂમિ પર ઊભો છે. એના પ્રેમને જ જાણે કે વર્ણવતા હોય તેમ લેખક લખે છે : "મોડી મોડી ચાહવા લાગતી સ્ત્રીનો પ્રેમ ભૂરા અને લાલચટક ફૂલોના જેવો નહિ પણ રસ્તે ઊગી નીકળતી ઝેરી વનસ્પતિ જેવો હોય છે." એકસીનિયાનો પ્રેમ હૈયાની ધરતીમાંથી ફણગી ઊઠે તે પહેલાં તો એની વાસના છંછેડાઈ ચૂકી હતી. સ્ટેપનને એ પરણી તે પહેલાં એના બાપે એના પર બળાત્કાર કરેલો એ વાત —જાણે કહેતાં કહેતાં આટલું જરાક કહી દઉં, એ રીતે—લેખકે કરી છે. અને તે એકસીનિયાના પાત્રને સમજવામાં મહત્ત્વની છે. ગ્રેગોર પ્રત્યેના પ્રેમને પવિત્ર રાખવા એ મથી તો, ખરી પણ "જિંદગીએ એના વણલખ્યા કાનૂનો વડે મનુષ્યો ઉપર શાસન" ચલાવ્યું. વાસના પાસે એ લાચાર બને છે. વાસનાને ધોઈ નાખવા ચપટી મીઠું લઈ એક વેળા એ દોનના પ્રવાહ પાસે પહોંચી ગઈ હતી! એકસીનિયા પ્રત્યે ઘૃણા નહીં, દયાનો ભાવ જન્મે છે. એનો પ્રેમ એ ક્ષણિક આવેગ નથી. પણ વાસનાં પ્રેમને દગો દે છે. ગ્રેગોરની પરણેતર નાતાલિયાનો પ્રેમ એકસીનિયાની પડખે મૂકીને બતાવાયો છે. મુખ્યત્વે એક કુટુંબની કથા આલેખતાં નારીનાં વિભિન્ન રૂપો શોલોખોવે બતાવ્યાં છે અને તે આપણા કુતૂહલનો વિષય બની શકે તેવાં છે—પરિચિત છતાં એ અપરિચિત એવાં રૂપે.

આ નવલકથાનું ભારઝલ્લું કાઠું રશિયન ધરતીની મહાન નવલકથાઓની યાદ આપે છે. શોલોખોવ તોલ્સ્તોય અને દોસ્તોએવ્સ્કીની પરમ્પરાના સર્જક છે. એમની પ્રલંબ ઉપમાવલી પાત્રની મનઃસ્થિતિ દર્શાવવામાં કેવી

[વિશ્વમાનવ : નવેમ્બર-ડિસેમ્બર '૬૫

તેના ઉપકારક નીવડી છે તેનો ખ્યાલ એકાદ ઉદાહરણથી પૂર્ણ આવે :

"ધરતીને ભેદીને ઘઉંના લીલા છોડ ઊગે છે; એને દાણા ભરેલાં કણસલાં બાઝે છે; થોડાં અઠવાડિયાંમાં તો એમાં થઈને દાગડો ઊંડી જાય તોય દેખી શકાતો નથી. છોડ ધરતીમાંથી રસ ચૂસે છે ને એ રસ કણસલાંના દાણામાં સીંચાય છે. દાણો મીઠા સોડમભર્યા દૂધથી ફાટુંફાટું થઈ રહે છે; પછી એના પર ફૂલ બેસે છે ને કણસલું સોનેરી રજથી ઢંકાઈ જાય છે. ખેડૂત ખેતરો વચ્ચે જઈને ઊભો રહે છે ને મીટ માંડીને જોઈ રહે છે, પણ એને સુખ થતું નથી. જ્યાં નજર પડે છે, ત્યાં સુનેસ ઢોરનું ધણ ઘૂસી જઈને પાકને બગાડી ગયેલું દેખાય છે. જ્યાં જ્યાં એ ધણ ઘૂસી ગયું છે, ત્યાં ત્યાં એણે છોડને પાડી નાંખીને જમીને ભેગા કરી નાંખ્યા છે; આ જોઈને ખેડૂતનું મન ખાટું થઈ જાય છે, ને એ રોષથી ઊકળી ઊઠે છે.

એકસીનિયાને ય આવું જ થયું છે. સોનેરી ફૂલની જેમ વિકસીને ઊઘડેલી એની ઊર્મિઓ ઉપર થઈને, ગ્રેગોર એના સખત ચામડાંના ભારે જોડા મૂકીને ચાલ્યો ગયો છે ....."

પાછલા બે ખંડોમાં યુદ્ધની ઝીણી ઝીણી વીગતો આલેખવામાં અને વિભિન્ન પાત્રોની વિભિન્ન વિચાર-સરણીઓના કનકવા ઉડાડવામાં રોકાયેલા સર્જકે બુન્ચુક અને આન્ના જેવાં પાત્રો કેવી તો સહજતાથી સર્જી આપ્યાં, તેનું કુતૂહલ શોલોખોવની સર્જકતા માટે માન ઉપજાવે છે!

કથાને અંતે માનવીની લાગણીઓ વળ ખાઈ ગઈ છે. યુદ્ધે અપવિત્ર કરેલી ભૂમિને પવિત્ર કરવા એક વૃદ્ધ ઓકના લાકડાનો ક્રોસ કબર પાસે ઊભો કરી જાય છે અને જૂની સ્લાવ ભાષામાં પંક્તિઓ લખે છે –

"અશાંતિ આપત્તિના કાળે
ભાઈ ભાઈનો ન્યાય ન તોળે."

જૂની સ્લાવ ભાષામાં લખાયેલી આ પંક્તિઓનો અર્થ હવેની પેઢી માટે બહાર નહિ આવે? એ માત્ર કુતૂહલનો જ વિષય રહેશે? ન જાને! ક્રોસની છાયામાં એક પંખિણીએ ભૂખરા રંગનાં નવ ચળકતાં ઈંડાં મૂક્યાં અને પાંખો પસારીને સેવતી બેઠી.' આ અંતિમ દૃશ્યમાં કથા (ગ્રંથ ૧લો) વિરમે છે. યુદ્ધો જીવનને અટકાવી શકતાં નથી એવી શ્રદ્ધા અહીં ભલે વ્યક્ત થઈ હોય, એ શ્રદ્ધાની પાછળ આંસુ છુપાયેલું છે.

— અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ

## ભારતીય બિનસાંપ્રદાયિકતાની કસોટી!

તાજેતરમાં રાજ્યસભાએ બનારસ હિંદુ યુનિવરસીટીનું મદનમોહન માલવીઆ વિશ્વવિદ્યાલય, તરીકે નવું નામકરણ કરવાનો ઠરાવ પસાર કર્યો છે. આ પછી આ ખરડો લોકસભા સમક્ષ આવ્યો છે – જેના ઉપરની ત્રણ દિવસની ચર્ચાને અંતે નિર્ણય મુલતવી રાખવાનું ઠરાવવામાં આવ્યું છે.

લોકસભાનો આ નિર્ણય અને તેમાં રજૂ થયેલાં બહુમતી અભિપ્રાયો ભારતના બિનસાંપ્રદાયિક આદર્શના સંદર્ભમાં ચિંતા ઉપજાવે એવા છે:

કેટલાકે એવી જોરદાર દલીલ કરી છે કે, આ યુનિવરસીટીના સ્થાપકોએ જે નામકરણ કર્યું છે તેમાં કશો ફેરફાર કરવો, એ બેઅદબી છે. તો બીજા કેટલાકે એવું સૂચવ્યું છે કે "હિંદુ" શબ્દ રાષ્ટ્રીયતાનો જ સૂચક છે – નહિ કે ધર્મ વા સંપ્રદાય સૂચક. વળી, કેટલાકના મતે યુનિવરસીટીની બાબતમાં સરકારે વચ્ચે પડવાનું હોઈ જ ન શકે. આ બધા ઉપરાંત, આચાર્ય કૃપાલાનીજીએ એવું કહ્યું છે કે સરકારે યુનિવરસીટીઓની સાથે વ્યક્તિગત નામો જોડવાં ન જોઈએ.

આથીય વધુ ચિંતાજનક બીના તો એ છે કે યુનિવરસીટીના વિદ્યાર્થીઓ આ નિમિત્તે તોફાને ચડ્યા છે: યુનિ. ના કેમ્પસનો કબજો લઈ બેઠા છે! 'હિંદુ' નામ કાઢી ન નાખવાની, યુનિ. નું નામ છે તે ચાલુ રાખવાની, એમની માગણી છે; કેટલાક વિદ્યાર્થીઓએ વિરોધમાં ઉપવાસ શરૂ કર્યા છે.

વિદ્યાર્થીઓનાં આ તોફાનો, કટ્ટર કોમવાદી હિંદુઓનો 'હિંદુ' શબ્દ દૂર ન કરવા અંગેના ઊહાપોહનો પડઘો

પાડે છે; અને લોકસભામાં તથા બહાર આવા ઉહાપોહને ઉત્તેજન મળતું રહ્યું છે—આ બધું ચિંતાજનક છે.

ભારત બિન-સાંપ્રદાયિક રાજ્ય છે: હિંદુ-મુસ્લિમ એવા સાંપ્રદાયિક ભાગલાઓ એના રાષ્ટ્રીય જીવનમાં, એની સાંસ્કારિક-શૈક્ષણિક સંસ્થાઓમાં તો હરગિઝ ન જ ચલાવી શકાય, એ સ્પષ્ટ છે. વ્યક્તિગત અથવા સમૂહગત ધર્મની લાગણી, માન્યતા અને તેની ઉપાસનાની સગવડો તથા તેવા અધિકારો ભારતનાં સૌ નાગરિકોને છે જ છે. સૌને પોતપોતાનાં વિલક્ષણ સંસ્કારોનો વિનિયોગ કરવાનો ય અધિકાર છે. પરંતુ રાષ્ટ્રીય એકાત્મતાને જેટલે અંશે એ પોષક થઈ શકે એ મર્યાદામાં જ આ અધિકારો હોઈ શકે.

## વૈમનસ્યનો વારસો!

આપણા દેશમાં, દુર્ભાગ્યે, હિંદુ અને મુસ્લિમ કોમો વચ્ચે સૈકાંઓ થયાં વૈમનસ્ય ચાલતું આવેલું છે. બ્રિટિશ શાસનકાળમાં એને ઉત્તેજવાની-ઉશ્કેરવાની કારવાઈઓ થતી રહી છે અને દાયકાઓ થયાં કોમી દંગલો તથા રાજદ્વારી વેર-દ્વેષ-હિંસા ધૂંટાતાં રહ્યાં છે. અને, એ હળાહળમાંથી જ તો, ભારતમાં 'દ્વિરાષ્ટ્ર'નો અસંભવિત સિદ્ધાન્ત સંભવિત જ નહિ, મૂર્ત બન્યો—હિન્દનું ભારત અને પાકિસ્તાનરૂપે વિભાજન શક્ય બન્યુ! અને આજેય હજી એનાં દાવાનળમાં કાશ્મિર (મુસ્લિમો-ની બહુમતીવાળા પ્રદેશ ઉપર પાકિસ્તાનના અધિકારની રૂએ) ભુંજાતું રહ્યું છે. બીજી બાજુ. મતાધિકાર, નોકરીઓ, શિક્ષણ, ન્યાય-કાનૂન અને ઇતર રાષ્ટ્રીય ક્ષેત્રોએ કોમ અને સંપ્રદાયના ભાગલાને ટકાવી રાખે એવા ખાસ હક્કો, ખાસ પક્ષપાતો, ખાસ વર્તનોની અપેક્ષાઓ રખાતી આવી છે, માંગણીઓ થતી રહી છે, અને ઘણી વાર પોષાઈ પણ છે.

આર્થિક અને સાંસ્કારિક-શૈક્ષણિક રીતે પછાત રહેલા પ્રદેશોને, સમૂહોને ઉત્તેજન દાખલ વિશેષ લાભો, અનુકૂળતાઓ, તકો આપવી એક વાત છે; અને તેમનાં સંપ્રદાય કે કોમોને નામે મધ્યયુગી વાડાઓને ટકાવી રાખી એકરાગી, સવાદી, અખંડ રાષ્ટ્રીય જીવનને બાધક અધિકારો આપવા એ પહેલી વાતથી ઊલટી જ વાત છે.

ભારતમાં હિંદુ સંસ્કારિતા તરીકે આપણે જેનું ગૌરવ કરીએ છીએ તે સંસ્કારિતા પોતે જ એક મહાન સમન્વય છે—ભારતની ભૂમિ પર સેંકડો વર્ષો દરમ્યાન અનેકવિધ પ્રજાઓ આવી, સંઘર્ષો થયા, અને અંતે એક પછી એક નવો સમન્વય ઉદ્‌ભવ્યો; તેજ રીતે ધર્મો, સંપ્રદાયો અને જ્ઞાતિઓના પ્રચંડ સંઘર્ષોને અંતે સમન્વય દ્વારા રાષ્ટ્રીય વિકાસ-થતો રહ્યો. દુર્ભાગ્યે ભારતમાંની ઇસ્લામી પ્રજા સાથે આવો સંપૂર્ણ સમન્વય થવા નથી પામ્યો. જો કે હિંદુ ધર્મ અને સંસ્કૃતિને ઇસ્લામી ધર્મ અને સંસ્કૃતિની અનેક દેણગીઓ છે જ; ભારતીય સંસ્કાર, કલા, સાહિત્ય અને પ્રજાજીવનમાંય એનું ઘણું મોટું અર્પણ છે. છતાં, મુસ્લિમ પ્રજા મહદંશે સંપ્રદાયને વરેલી—creedal—રહી છે. અને જ્યાં રાષ્ટ્ર કરતાં creedનું મહત્ત્વ વિશેષ રહ્યું છે ત્યાં ત્યાં રાષ્ટ્રીયતાની ભાવનાનો વિકાસ રૂંધાયો છે; અને બહારનાં સાંપ્રદાયિક કેન્દ્રોની-વફાદારી વિશેષ રહી છે. (કમ્યુનિસ્ટો માટેય આવું કહી શકાય એમ છે એમની creedal લાક્ષણિકતાને કારણે તેમનીય અંતિમ નિષ્ઠા રાષ્ટ્રબહારનાં કેન્દ્રો—પછી તે રશિયા હો કે ચીન—સાથે સંકળાયેલી રહી છે.) આ કંઈ વિશાળ આંતરરાષ્ટ્રીયતાનુ લક્ષણ નથી; ગેર રાષ્ટ્રીય સંકુચિત સંપ્રદાયવાદનું લક્ષણ છે.

આવી ભાગલાવાદી વૃત્તિને ટકાવી રાખવી એ તો ભારતના અદ્યતન વિકાસના પાયામાં જ ઘા કરનારું છે. તેમાંય ઉચ્ચ શિક્ષણના ક્ષેત્રે 'હિંદુ યુનિવરસિટી' અને 'મુસ્લિમ યુનિવરસિટી' એ તો ભયંકર કાલ-વ્યુત્ક્રમ (anachronism) છે. એના ભયંકર માઠાં પરિણામો આપણે તાજેતરમા જ અનુભવ્યા છે. ગયા એપ્રિલ મહિનામા અલીગઢ યુનિવરસીટીમાં જે કોમપરસ્ત ગેરરાષ્ટ્રીય ઉશ્કેરણીઓને પરિણામે ખૂની હુમલા અને તોફાનો થયાં તેણે આપણી આંખ ઉઘાડી નાખી છે.

ભારતના એક મહાન સપૂત સર સૈયદ મહમૂદને હાથે ૧૯૨૧મા એનો પાયો નખાયો ત્યારે ભારતીય સંસ્કારિતા-ના એક વિશિષ્ટ લક્ષણ રૂપે મુસ્લિમ સંસ્કારિતને પોષણ

[અનુસંધાન પાન ૭૭ ઉપર]

# મારી દુનિયા

—સ્નેહરશ્મિ

: ૧ :

ચડતા સૂરજના તાપમાં સાટભાંચીવાળું એક બળદગાડું ડુંગરાળ રસ્તા પર જઈ રહ્યું છે. તડકાથી બચવા માટે સાટા ઉપર કામચલાઉ વ્યવસ્થા કરી લેવામાં આવી છે. ગાડું અંદર બેસનારને ઓછામાં ઓછા હેલા લાગે એવી રીતે હંકારાઈ રહ્યું છે. વાહન અને લોકોની અવરજવર બહુ જ ઓછી છે. રસ્તાની બંને બાજુએ ગીચ વનરાજી છે. અને ઊંચા ઢોળાવ ઉપરથી ઊતરતાં ને ચડતાં ગાડું ખાસ સાવધાનીથી હંકવામાં આવે છે. લાલ બનૂસ ઓઢેલી સત્તર અઢાર વરસની એક યુવતી ગાડામાં સૂતી છે અને તેને બોલાવવા મથતો બે ત્રણ વરસનો તેનો બાળક તેના માથા નજીક બેઠો છે. આ છે મારા જીવનની મારી સૌથી પહેલી સ્મૃતિ.

મારા પિતાનું વતન ચીખલીના સમરોલી નામે ઓળખાતા ગામમાં. વહીવટી દૃષ્ટિએ ચીખલીથી અલગ હોવા છતાં ચીખલીનો જ એ રળિયામણો ભાગ છે. ચીખલીના સૌથી પહોળા મહોલ્લા તરીકે એ લેખાય છે. એમાં વસ્તી ખેડૂત, સુથાર, લુહાર, ઘાંચી, વણકર આદિ શ્રમજીવીઓની હતી. અને હજી પણ લગભગ એ જ સ્થિતિ ચાલુ છે. હવે ગામમાંથી થોડાક લોકો બહાર વસતા થયેલા હોઈ તેમનાં ઘરો ભાડે અપાતાં થયાં છે અને સરકારી નોકરો, શિક્ષકો વગેરે એ ભાતીગળ વસ્તીમાં ઉમેરો કરતા થયા છે.

આ ગામમાં નોંધપાત્ર લેખાય એવી મારા પિતાની ખેતી હતી. તે જાતે એ ખેતી કરતા અને એને માટે અમારી જમીન ઉપર એક હાળી કુટુંબ વસાવ્યું હતું. આમ તો હાળીઓ ગુલામ જેવા વર્ણવાતા આવ્યા છે. પરંતુ મારી સ્મૃતિ જો મને છેતરતી ન હોય તો મને એ આખું કુટુંબ અમારા આત્મીય જેવું જ લાગતું. એમની સાથેના બોલવા ચાલવાનો વહેવાર પણ એવો જ હતો. એ પુનિયો કાકો, જમની કાકી, બુધિયો ભાઈ, અંબી ભાભી એ બધાંની સોબતમાં હું ભારે હૂંફ અને સંરક્ષણ અનુભવતો. એમની આંગળીએ અમારાં ખેતરોમાં હું અનેકવાર ફર્યો છું. રાત્રે શિયાળુ પાકની ચોકી માટે અમારા ઘરમાંથી કોઈક ખેતર ઉપર સૂવા જતું ત્યારે ઠંડીથી ટમટમતા તારાઓ અને ખુલ્લા આકાશ નીચે એમની સાથે તાપણા ફરતે બેસી રખેવાળીના એમના અનુભવોની અનેક રોમાંચક વાતો મેં રસપૂર્વક સાંભળી છે. આ હતાં અમારાં ઘરનાં મૂળ.

આ મૂળિયાં કેવળ સમરોલીની ધરતી પૂરતાં જ મર્યાદિત ન હતાં. એ દૂર વાંસદાના જંગલ સુધી વિસ્તરેલાં હતાં. ડુંગરોની ગોદમાં આવેલું લીમઝર નામનું એ વખતના વાંસદા રાજ્યનું એક નાનકડું ગામ એ મારું બીજું વતન હતું વર્ષના લગભગ ચાર પાંચ માસ મારા પિતા અહીં ડાંગરના જથાબંધ વેપારને માટે ગાળતા. મારાં માતુશ્રી એમની સાથે જતાં અને સ્વાભાવિક રીતે જ હું પણ જેટલો વખત એ લીમઝર હોય તેટલો બધો વખત લીમઝરમાં ગાળતો. ફીરોઝશાહ કરીને મૂળ નવસારીના પણ લીમઝરમાં લગભગ કાયમનો વસવાટ કરીને રહેલા એક પારસી સજ્જન મારા પિતાના મિત્ર હતા. એમના ઘરમાં જ એક ભાગ અમારે માટે તેમણે કાઢી રાખ્યો હતો. એમાં અમે રહેતાં. અહીં રહી ડાંગરના સોદા કરી મારા પિતા એનાં ગાડાં સીધાં બીજા

વેપારીઓને ત્યાં ચીખલી કે બીલીમોરા અથવા અમારા ઘરમાં કરવામાં આવેલી વખારે મોકલતા. જે મારી પ્રથમ સ્મૃતિનો ઉપર હું ઉલ્લેખ કરી ગયો છું તે વખતે આમાંનું કશું જ મારા ધ્યાનમાં હશે એમ મને નથી લાગતું કેમકે એ અંગેની મારી જે કંઈ સ્મૃતિઓ છે તે એ પછીની છે. આમ છતાં મારી માતા સાથે જ્યારે એની ગંભીર માંદગીને કારણે અમે ચીમઝરથી ચીખલી જઈ રહ્યા હતાં તે વખતની મારી સંવેદનાઓ મારા મનમાં ઘણી દૃઢ છે. આજે પણ એનો વિચાર કરતાં વનનું એ ધૂંધળું વાતાવરણ, જંગલના ઊંચાનીચા કાચા રસ્તા પરનું ગાડાનું એ આરોહણ-અવરોહણ અને બા કેમ બોલતી નથી તે માટે મને થતી મૂંઝવણનું ચિત્ર મારા મનમાં તાદૃશ અંકિત થઈ રહે છે. આમ મારા જીવનની સૌથી પ્રથમ સ્મૃતિ મારી માતાની છે અને એ યાદ કરતાં પેલું સુભાષિત જાણે મારી માતાના કે એવી અન્ય માતાઓના મુખને અનુલક્ષીને જ 'શૈવે' ન લખ્યું હોય એવું મને લાગે છે સાથે જ—

મુખ સમ કો ભગવન નહિ.

એનું દર્શન મારી માતાએ જીવનભર મને કરાવ્યું છે અને એનાથી જે જીવનભાથું હું પામ્યો છું તે આ પૃષ્ઠોમાં શબ્દોદ્વારા હું ભાગ્યે જ પૂરી રીતે આલેખી શકીશ.

: ૨ :

મારા પિતાનું નામ રતનજી ભાણુભાઈ ભગત

ભગત અટક એમને વારસામાં મળી ન હતી. એમની યુવાવસ્થામાં લોકોએ તેમને એ રીતે ઓળખવા શરૂ કરેલા અને વખત જતાં કેવળ ભગત નામે એ અમારા અને અમારી આસપાસના અનેક ગામોમાં જાણીતા થયા હતા. હકીકત એવી બની હતી કે નાનપણથી સાધુમતો તરફ એમનું મન વળેલું હતું. સંધ્યાપૂજા આદિ આચારો એમના જીવનમાં દૃઢ બન્યા હતા. એમના નિત્યક્રમમાં સૂર્યોદય પહેલાં નદી પરના શિવાલયમાંની લગભગ બે કલાકની એમની સંધ્યાનો સમાવેશ થતો. એ જ પ્રમાણે સાંજે પણ અમારા ઘરમાં એમનો કલાકેકનો સંધ્યાનો કાર્યક્રમ રહેતો. જ્યારે એ સંધ્યામાં બેઠા હોય ત્યારે ગમે તેવું કામ આવી પડ્યું હોય તો પણ પોતાનો નિત્યક્રમ પૂરો થયા વિના એ ઊઠતા નહિ. એમાં અપવાદ કોઈકના અવસાન કે એવા સમાચારથી જ પળાતો. એક વખત એમના કેટલાક મિત્રોને કંઈક ટીખળ સૂઝ્યું. એ નદીકિનારે સંધ્યામાં બેઠા હતા ત્યારે થોડેક દૂરથી બૂમ પડી કે 'ચિત્તો આવે છે!' એ વખતે પાસેના જંગલોમાંથી કોઈ કોઈ વાર વાઘ, દીપડા વગેરે આ બાજુ ઊતરી આવતા એટલે એ બૂમ પછી તેમાં અસ્વાભાવિક કશું નહોતું. એ પછી કિનારા ઉપર એક સામટું ગભરાટ મચી ગયું અને લોકોએ નાસભાગ શરૂ કરી દીધી. મારા પિતાના નિત્યક્રમમાં આનાથી વિક્ષેપ પડ્યો નહિ. એમના મિત્રો આથી ખૂબ પ્રભાવિત થયા અને ત્યારથી એ ભગત નામે ઓળખાયા.

આચારની દૃષ્ટિએ એમને મળેલી આ અટક બેટલી સાર્થ હતી એ તો હું ગયાના અમને સૌને, મને ક્રમને પણ જે વિધિનિષેધો પાળવા પડતા તે ઉપરથી મને મારી કિશોરવયમાં પણ બરાબર સમજાતું હતું. સવારે રાધણિયામાં નાહીને અબોટિયું પહેર્યા વિના સામે કોઈ જઈ શકતું નહિ. અમારે સૌએ દિવસમાં ઓછામાં ઓછું બે વખત તો નાહવું જ પડતું. મારા બાને તો દિવસનો મોટો ભાગ અબોટિયું પહેરેલું જ રાખવું પડતું. એમને માટે સ્નાનાદિનો વિધિ અમારે માટે હતો તેના કરતાં વધુ વિસ્તૃત હતો. ગાયભેંસને દોહવાનું કામ પણ એમને માથે હતું, એટલે એમને કોઈ કોઈ વખત જ્યારે કોઈ ગાય કે ભેંસ આડી થઈ હોય ત્યારે રસોઈ અડધી મૂકી ફરીથી દોવા જવું પડતું અને રસોડામાં પેસતાં પહેલાં પાછો સ્નાનવિધિ કરવો પડતો. આ જાતની આચારસંહિતા સામાન્ય રીતે વૈષ્ણવોમાં જેઓ મરજાદી તરીકે ઓળખાતા હોય છે તેમના જ ઘરમાં હોય, પણ જેમનો વ્યવસાય ખેતીનો છે એવા અનાવિલોના ઘરમાં આવું ભાગ્યે જ બને. કારણ કે ખેતી, હાળી અને ગાયભેંસ એ એમના નિત્યના સાથી, એમની સાથેની આભડછેટ ખેડૂતને કઈ રીતે પરવડે? આમ છતાં મારા પિતાએ વરસો સુધી અમારા ઘરમાં આવા વ્યવહાર માટે આગ્રહ સેવ્યો. એમાં એમના જો જુહાર થઈ હોય તો એમનાં સંતાનોને હાથે બાળકોને શૌચાદિ માટેની સારી ટેવ પાડવાનો એમનો આગ્રહ પાછળ આ આચારસંહિ

ઉપરાંત બીજી કોઈ દૃષ્ટિ હતી કે કેમ એ તો હું નથી કહી શકતો. પણ એમનો એ માટેનો સતત આગ્રહ રહેતો. આમ છતાં ઘરમાં અમે ચાર ભાંડુઓ—બે ભાઈ અને બે બહેન—જ્યારે મોટાં થયાં ત્યારે એમના એ બધા બાધા એમને હળવા કરવા પડ્યા અને ઘરમાં હલનચલનમાં કંઈક વધુ મોકળાશ આવી.

જો મારા પિતાના જીવનનું આજ એક નોંધપાત્ર અંગ હોત તો એમને મળેલી ભગત અટક કેવળ ટીલાં-ટપકાં પૂરતી મર્યાદિત બની હોત. પરંતુ એમની ઈશ્વરપરાયણતા એમના જીવનમાં વ્યાપક રીતે ઊતરી હતી. ગીતાનો એ નિયમિત રીતે પાઠ કરતા. મને એનો તો ખ્યાલ નથી કે પોતાના જીવનવ્યવહાર માટે કેટલે અંશે એ પોતે વાંચેલા ધર્મગ્રંથોમાંથી પ્રેરણા મેળવતા. એમનાં વ્યવહારમાં જ્યારે હું સામા માણસના દૃષ્ટિબિંદુ પ્રત્યે આદર રાખતા એમને જોતો, સામા માણસની પ્રમાણિકતા ઉપર વિશ્વાસ મૂકતા એમને જોતો ત્યારે મને એમનું એ વર્તન સહજ સ્વભાવ જેવું લાગતું. જીવનમાં સારું જ જોવું અને જગતનું આયોજન કોઈક મંગળ યોજના પ્રમાણે જ થઈ રહ્યું છે એવી એમની શ્રદ્ધા હોવાની છાપ એમના રોજના વ્યવહાર પરથી, એ વખતે એનો મર્મ સમજી શકું એવી મારી ઉમ્મર ન હોવા છતાં, મારા મન ઉપર અંકિત થયેલી હતી. એનો એક પ્રસંગ જે મારા જન્મ પહેલાં બની ગયો હતો તે નોંધું.

અમારા મહોલ્લાના, અમારી જ નાતના એક જુવાનના જામીન લેવાનો પ્રસંગ આવ્યો. જામીન થનારની સ્થિતિ કફોડી થયા વિના નહિ રહે એવી સૌની ખાતરી હોવા છતાં મારા પિતા એના જામીન થયા અને પરિણામ સૌએ કલ્પ્યા મુજબ જ આવ્યું. એ પછી થોડા વખત બાદ ફરીથી કોઈક ગંભીર બાબતમાં એ સંડોવાયો અને તે જમાનામાં ઘણી મોટી લેખાય એવી હજારેક રૂપિયાની જામીનગીરી વિના એ છૂટે નહિ એવું ફરમાન થયું. ગામમાંથી આવી જામીનગીરી આપવા કોણ તૈયાર થાય? પણ મારા પિતાએ લોકોને કહ્યું કે ગામ તો માવતર છે. છોરુ કછોરુ થાય પણ માવતર કમાવતર ન થાય. એટલે આપણે જામીનગીરી આપવી જ જોઈએ. લોકો એમની સાથે સંમત ન હતા એટલે પોતાની જાત ઉપર એમણે આ જવાબદારી લીધી અને જામીનગીરીનો દંડ ભોગવવાનો એમને વારો આવ્યો. પરંતુ એ પછી જે ઘટના બની તે કલ્યાણમય કાર્ય કદી નિષ્ફળ નહિ જતું હોવાના ભગવાને ગીતામાં આપેલા અભયવચનની યાદ આપે એવું છે. પેલા જુવાનનો હૃદયપલટો થયો એમ કહેવું કદાચ વધુ પડતું લેખાય, પણ તેણે પોતાનું ઘર મારા પિતાને લખી આપ્યું. મારા પિતાએ એ લીધું—પણ એક ટ્રસ્ટી તરીકે. પોતે ભરેલી રકમ પાછી આવે એમાં એમને રસ હતો એની એમને ના હતી, પણ એમને વધુ રસ હતો એ જોવામાં કે પોતાનું એ પાછીનું જીવન એ જુવાન વધુ જવાબદારીભરી રીતે ગાળે. એમની એ ઇચ્છા ફળી. પેલા જુવાને પોતાનો જીવનક્રમ બદલ્યો અને વખત જતાં જામીનગીરીની પાઈએ પાઈ ભરપાઈ કરી પોતાનું મકાન પાછું મેળવ્યું.

મારા પિતાની ભગત તરીકેની ખ્યાતિ દૂર દૂરનાં તીર્થસ્થાનો સુધી પણ પહોંચી હતી. પરિણામે અમારે ત્યાં સાધુઓની અને ભજનિકોની અવરજવર સારા પ્રમાણમાં રહેતી, અમારા મહોલ્લામાં જ મંદિર હોવાથી મોટા ભાગના સાધુઓ અને ભજનિકોનો ઉતારો ત્યાં થતો હોવા છતાં કેટલાક સાધુઓ અમારા ઘર સામે રાવટી બાંધી થોડો વખત રહી જતા. એમની વાતચીત અને રીતભાતની મારા મન ઉપર ઊંડી અસર રહેતી. એ બધા હિંદીમાં બોલતા અને ગામના લોકો પણ એમની સાથે હિંદીમાં જ વાતચીત કરતા. આ હિંદી કેવું હતું તે હું નથી કહી શકતો. એ વખતની શાળાઓમાં હિંદી શીખવાતું ન હતું પરંતુ પાઠ્ય પુસ્તકોમાંની કવિતાઓ બાળબોધ લિપીમાં છપાતી એટલે જેને શોખ હોય તેઓ હિંદી પુસ્તકો વાંચી શકતા. આમ રીતસરની તાલીમ ન લીધી હોવા છતાં લોકો છૂટથી હિંદીમાં વાતચીત કરી શકતા એવી છાપ મારા મન પર રહેલી છે. એ વખતના મંદિરોના પૂજારીઓ મોટેભાગે હિંદી-ભાષીઓ હતા પછી ભલે એમની માતૃભાષા ગુજરાતી, મરાઠી કે બંગાળી હોય. આ ઉપરાંત એ વખતનાં નાટકો ઉર્દૂ લખી શકાય એવી હિંદીમાં ઠીક પ્રમાણમાં ભજવાતાં એમાં પારસી નટોનો ફાળો નોંધપાત્ર હતો. આ બધાં નાટકો પણ મોટેભાગે ધર્મકથાઓ પર યોજાતાં અને

જીવનનાં મૂલ્યો માટે એમાં સારા પ્રમાણમાં સામગ્રી આવતી. આ વાતાવરણની અસર આખા સમાજ ઉપર રહેતી, અને ઊગતી પેઢીને સમાજના નિત્યના આચાર-માંથી પાયાનાં જીવનમૂલ્યો શ્વાસોચ્છ્વાસની જેમ મળતાં આમ એ વખતે હિંદી આંતરપ્રાંતીય વ્યવહાર માટેનું સાધન માત્ર જ ન હતું પણ એ દ્વારા આપણી સંસ્કાર-પરંપરાની સરવાણીઓ પણ અસ્ખલિત રીતે વહેતી રહેતી આ સરવાણીઓને વહેતી રાખવામાં સાધુઓનો અને કથાકારોનો ફાળો ઘણો મોટો રહેતો.

આજે વર્ષો પછી એ વખતના આપણા સમાજ ઉપર નજર નાખી આજના આપણા સમાજ સાથે જ્યારે તુલના કરુ છુ ત્યારે આજે આપણે બીજુ નવુ ઘણું મેળવ્યું હોવા છતા, શિક્ષણ ઘણું વિસ્તર્યું હોવા છતાં, અને પ્રમાણમાં લોકો પહેરવે ઓઢવે વધુ સુખી જણાતા હોવા છતાં, આપણે કંઇક એવુ ગુમાવ્યું હોય એમ લાગે છે કે જેની ખોટ આજે તો વણપુરાયલી રહી છે. મારા જેવા અનેક જે આપણા મહાન સંસ્કાર ગ્રંથ રામાયણ મહાભારતનો મૂળમાં અભ્યાસ કરી શક્યા નથી અને જેમણે આ વિષયનું જ્ઞાન કેવળ તળપદી ગુજરાતીમાં થતી હરિકથાઓ દ્વારા જ મેળવ્યું હશે તે બધાને પાંડિત્યની દૃષ્ટિએ મોટો વારસો ભલે ન મળ્યો હોય પણ જીવનમૂલ્યો તો પાયાનાં લાધ્યાં જ હતાં એમ વિના સંકોચે કહી શકાય. આજે એ બધી સસ્થા-ઓ કેવળ નામશેષ જ રહેવા પામી છે અને એનું સ્થાન રેડિયો, સિનેમા, આદિએ લીધું છે. એની આપણા જીવન પરની અસરનું માપ કાઢવુ એ આજે કદાચ આપણા અગત પૂર્વગ્રહો વિહોણું નહિ નીવડે: આમ છતાં એટલું તો અવશ્ય કહી શકાય કે અગાઉ આખો સમાજ એક ઉઘાડી કિતાબ જેવો હતો, જેમાંથી સૌને પોતપોતાની ભૂમિકા પ્રમાણે સસ્કાર-પ્રેરણાઓ મળતી હતી તે પરિસ્થિતિ ઠીકઠીક પલટાઇ ગઇ છે

મારા પિતા આજે લુપ્ત થયેલા જણાતા આ સમાજની એક મંગળ વ્યક્તિ જેવા હતા, એવુ આજે મને લાગે એમાં પિતૃભક્તિનો અંશ સારા પ્રમાણમાં હોવાનો સંભવ સ્વીકારવા છતા એમના જીવનના અનેક પ્રસંગો મારી આ શ્રદ્ધાની મને પ્રતીતિ કરાવે છે; અને તે સાથે આવી મંગળ વ્યક્તિઓ કોઇપણ એક ધર્મ, સંપ્રદાય, કોમ કે વર્ણની વિશેષતા ન હતી એ પણ તરતજ મારી નજર સમક્ષ અંકાઇ રહે છે.

૩

જેમનાં શીલ અને સૌજન્યની મારા મન ઉપર કાયમની અસર રહી છે, તેવી વ્યક્તિઓમાં મારા પિતાના મિત્ર શ્રી. ફિરોજશાહનું નામ મને સૌથી પહેલુ યાદ આવે છે એમનુ કુટુંબ વર્ષોથી લીમડીમાં કાયમનો વસવાટ કરીને રહ્યું હતું. ચોમેર ગીચ વનરાજી, ડુંગરો અને ઝરણાં વચ્ચે એમનું મકાન હતું. જરૂર-જરત વાડ કરી વિશાળ જગા રોકી, તેમાં રોજનાં શાકભાજી મળી શકે એવી વાડી અને મોટી સંખ્યામાં પાળેલાં ગાય, ભેંસ, બળદ, બકરાં આદિ માટેનો મોટો કોઢાર જેમાં ત્રણચાર ઘોડાઓનો પણ સમાવેશ થતો હતો એવું આ ઘરનું આજથી અર્ધી સદી પહેલાંનુ એક અતિ ધૂંધળું ચિત્ર મારી નજર સમક્ષ આ લખતી વખતે દોરાઇ રહે છે એમની ખેતી કેટલા વીઘાં ઉપર વિસ્તરેલી હતી એનો કશો જ અંદાજ હું આપી શકું એમ નથી. પણ જ્યારે એમના નાનાભાઇ હોરમસજીને એમના સફેદ પાણીદાર ઘોડા ઉપર એ ખેતીની દેખભાળ કરવા નીકળતા હું જોતો અને સાંજે એની છટાદાર ચાલ સાથે એ ઘોડાને હું પાછો આવતો જોતો અને એ પછી એ ખેતી પર કામ કરતા મજૂરોને એમના મકાનના આંગણામા એમની રોજી લેવા ટોળે મળેલા હુ જ્યારે જોતો ત્યારે મને ફિરોજશા એ જંગલના રાજા જેવા લાગતા અને સાથે જ એમના વૈભવ કરતાં પણ એમનું ઉમરાવદિલ વધુ રાંજતી હતુ. ખેતી ઉપરાત એમનો બીજો મોટો વ્યવસાય દારૂનો હતો શ્રી ફિરોજશા એમના દારૂના પીઠાની દેખરેખ રાખતા, એ પણ એમના ઘરના ઓટલા ઉપર જ હતું. એક નોકર એ સંભાળતો. અને ફિરોજશા દિવસનો મોટો ભાગ ત્યા, છાપુ વાંચતા કે પીવા આવનારાઓ સાથે વાતચીત કરતાં બેસતા એ વાતચીતમાની કેટલીક આજે પણ મને પ્રેરણા ભરી રીતે યાદ આવે છે દારૂ પીનારાઓમાથી કેટલાકને એ જ્યારે

વધુ પડતો દારૂ પીતા જોતા ત્યારે કોઈક વખતે મશ્કરી કરી કોઈક વખતે સમજાવી તો કોઈક વખતે ધમકાવીને તે વારતા. મારી સમજ એ વખતે ઘડાયેલી નહિ હોવા છતાં, મને એટલું તો સમજાતું કે એ ભલે દારૂનું પીઠું ચલાવતા હોય પણ એમની માનવતાની સરવાણી જીવંત હતી. એ પીતા આવનારાઓ સાથે એમનાં ઘરસંસારની વાત પણ ચર્ચતા, વખતોવખત જરૂરી સલાહ આપતા અને નાની મોટી મદદ પણ કરતા. એમના આવા વહેવારને લઈને એ આદિવાસી સમાજમાં એક દેવતા–માણસ તરીકેની એમની છાપ હતી. એમના સંબંધી હું જ્યારે જ્યારે વિચાર કરું છું ત્યારે મને મનુષ્ય કેવાં ભિન્ન ભિન્ન તત્ત્વોમાંથી જીવનની પ્રેરણા મેળવે છે એ સમજાતાં હું ઘણી મોટી પ્રેરણા મેળવું છું. આ સંસ્કારી પુરુષ અને એનું આખું કુટુંબ સભ્ય સમાજ છોડી જંગલમાં પોતાનાથી તદ્દન નોખા એવા સમાજ વચ્ચે કાયમનો વસવાટ કરીને રહ્યું હતું. આજીવિકા તો સંભવતઃ એ પોતાના શહેરી જીવનમાંથી પણ મેળવી શકત. અહીં આવવામાં જે અનેક પ્રેરક બળો એમને મળ્યાં હશે એમાં દ્રવ્યપ્રાપ્તિનું કદાચ સૌથી મોટું હશે અને એ માટેની દિવસ રાતની એમની સાધના પણ હતી. શક્તિ, શ્રમ, અને પુરુષાર્થ હોય તો એ માટેની વિપુલ અનુકૂળતા પણ અહીં હતી. અને એનાથી આકર્ષાઈ અહીં આવી વસેલાં બીજાં કેટલાંક કુટુંબોનો પણ પરિચય મને થયો હતો. પણ એ સૌમાં દ્રવ્યલાલસાને પરિણામે જે જડતા આવેલી હું જોતો તેનો ફિરોજશામાં અભાવ હતો. એમનું અંતર લીલું હતું. એમની માનવતા અખંડિત રહી હતી અને એથી દારૂના પીઠા પર એમને બેઠેલા હું જ્યારે જોતો ત્યારે એ વ્યવસાય મારા જન્મજાત સંસ્કારોને લઈને મને ઊંડો અણગમો હોવા છતાં ફિરોજશા મને એક ધાર્મિક પુરુષ જેવા જ જણાતા.

આવી રીતે આ જંગલ–પ્રદેશમાં જે કુટુંબો આવીને વસ્યાં હતાં તેના પર અહીંના જીવનની જે અસર થતી હતી તે સમજવા જેવી એ વખતે મારી ઉંમર પણ ન હતી, એમ છતાં વર્ણસંકરતા એમાંથી જન્મતી હતી. તેનો કંઈક પરિચય મને થયો હતો. ફિરોજશાના કુટુંબના જેવું જ પાસેના એક ગામમાં બીજું એક પારસી કુટુંબ વસતું હતું. એ કુટુંબ અહીંના આદિવાસીઓ સાથે લગ્નસંબંધથી જોડાઈ વર્ણસંકરતા પામ્યું હતું. પરિણામે ફિરોજશા જેવા શુદ્ધ દેખાતા પારસીઓ એમને પોતાનામાંના લેખતા નહોતા. પારસી તરીકેના કેટલાક સામાજિક અને ધાર્મિક અધિકારો પણ આ કુટુંબો ભોગવતાં ન હતાં. આ બધી વીગતો બહુ અસ્પષ્ટ રીતે મારા મન ઉપર અંકિત થઈ હતી. પાછળથી એ અંગે વધુ જાણવાનું મને ઘણું કુતૂહલ રહેતું, પરંતુ એ માટેની મને કોઈ તક સાંપડી નહીં અને મારી એ જિજ્ઞાસા વણપુરાયલી જ રહી.

આવા વર્ણસંકર પારસી કુટુંબો સામાજિક દરજ્જાની દૃષ્ટિએ ઊતરતી કોટીનાં ભલે લેખાતાં હોય પણ મને એમનામાં ઊંચા સંસ્કારોની ઠીકઠીક ઝાંખી થવા પામી હતી. આવાં કુટુંબો પૈકી એકના ઘનિષ્ટ પરિચયમાં આવવાનું મને સાંપડ્યું હતું. મારાથી ઉંમરે થોડીક મોટી એવી એ કુટુંબની નાજાં નામની એક બહેન પાસેથી ઘણાં ગીતો મને સાંભળવા મળ્યાં હતાં; જે મારા વતન ચિખલીમાં ક્વચિત જ મળ્યાં હોત. એમાંનાં મને ખૂબ ગમી ગયેલા ગીતની થોડીક પંક્તિઓ ત્રૂટક રીતે મને યાદ રહી ગઈ છે તે આ રહી:

> ઓધવજી રે મારા ઘર પછવાડે
> મોહન મોરલી વગાડે જી
> તે દહાડાની મને ચટપટ લાગી.
> નિંદર નેણમાં ન આવે રે,
> કરસનજી રે તમે હેવાના કૂડા
> કોરાં કાગળિયાં લખિયાં જી રે
> રોઈ રોઈને રે મેં તો રાતલડી કાઢી.

* * *

આ અને આવાં બીજાં ગીતો નાજાં ક્યાંથી શીખી એ જાણવાનું મને કુતૂહલ થાય એ સ્વાભાવિક હતું કારણ કે ત્યાં કોઈ શાળામાં એ ભણતી ન હતી. એને આ સુંદર ભેટ એ વખતનાં વાંસદાનાં રાણી મા પાસેથી સાંપડી હતી. એ બધાં ગીતોની આજની મારી સ્મૃતિ ખૂબ જ ઝાંખી છે પણ જે ભાંગીતૂટી પંક્તિઓ મને યાદ છે તે પરથી એ સન્નારીની સંસ્કારિતાની ઊંડી છાપ મારા મન પર રહેવા પામી છે. મને સવિશેષ

પ્રેરણા તો એ હકીકતમાંથી મળે છે કે એ રાણી પોતાના રાજ્યમાંનાં જુદાં જુદાં ગામોમાંથી નાનીં જેવી અનેક કન્યાઓને અવારનવાર પોતાની પાસે બોલાવી તેમને પોતાને પ્રિય એવા ગીતો શિખવાડતી અને એમાંથી ગરબા વગેરેની પ્રવૃત્તિઓ પણ કરાવતી. આમ કરવામાં રાણીને જાતિ, કોમ, વર્ણ કે વર્ણસંકરતા આદિ કોઈ વિઘ્ન નડતા નહીં, એટલું જ નહીં પણ રાજા અને પ્રજા વચ્ચે કોઈ પાળ હોવાનું પણ એમના વર્તનમાં જણાતું નહિ. આવી નાની નાની પ્રવૃત્તિઓ દ્વારા પણ જ્યાં જીવન આદિવાસી સ્થિતિમાં હતું ત્યાં કેવી પ્રબળ સંસ્કાર સરવાણીઓ ફૂટી શકે છે, એનો મારે માટે એ બહુ મોટો અનુભવ હતો.

એ અરસાના એક પ્રસંગની મારી સ્મૃતિ ઘણી આહ્લાદક છે. આમ પ્રસંગ તો હતો એક ગરીબ શ્રમજીવીના ઘરમાં લાગેલી આગનો. આ પહેલાં આગની વાતો મેં ઘણી સાંભળેલી પણ આગ જોવાનો આ પ્રસંગ મારે માટે પહેલવહેલો હતો. એનો પહેલો પ્રત્યાઘાત તો થોડા કુતૂહલનો હતો, આગની જવાળાઓને તાંડવ કરતી જોવામાં એક રીતનો દૃષ્ટિવિલાસ મેં એકાદ ક્ષણ માણ્યો ન માણ્યો ત્યાં એ ઘરનાં બાળકોને બેબાકળી હાલતમાં જોયાં અને સ્ત્રીઓને કલ્પાંત કરતી જોઈ ત્યારે એનાં ભીષણતાનો મને ખ્યાલ આવ્યો. ફિરોજશાએ એ વખતે આ હતભાગી કુટુંબને માટે જે કંઈ કર્યું એની વીગતો યાદ નથી પણ મને ઝાંખું ઝાંખું એટલું યાદ રહ્યું છે કે એ ઝૂંપડું જે આગમાં તદ્દન ખાખ થઈ ગયું હતું તે ફરીથી થોડા દિવસમાં ઊભું થઈ ગયું. એ માટેની જરૂરી સામગ્રી ફિરોજશાએ આપી હતી અને ફિરોજશાની પ્રેરણા હેઠળ લોકોના સહકારથી મજૂરીનો બોજો પણ ઘરધણીને માથે પડ્યો ન હતો. આજની પરિભાષા મુજબ મૂડીભર શ્રમપ્રદ-કર્તાઓ અને શોષિત બહુજન સમાજની આ જીવન-વ્યવસ્થામાં માનવતાનાં તત્ત્વો ન હતાં એવું ન હતું એવું આજે હું વિનાસંકોચે નોંધી શકું છું. એ ખરું કે ફિરોજશા જેવી વ્યક્તિઓ ગણીગાંઠી હશે પણ એવી વ્યક્તિઓ સમાજમાં નજરે પડતી રહેતી અને લોકસમૂહમાં એનો ફાળો નોંધપાત્ર બનતો. આથી ફિરોજશાની જ્યારે જ્યારે મને યાદ આવે છે ત્યારે ખાડા-ટેકરા અને ઝાડઝાંખરાંથી ભરેલી કઠોર ધરતીના પેટાળમાં વહેતી કોઈક મીઠી સરવાણીનું ચિત્ર મારા મનમાં અંકાઈ રહે છે.

ફિરોજશાના નાનાભાઈ હોરમસજી એમનાથી જુદી પ્રકૃતિના હતા. ફિરોજશા એકવડિયા બાંધાના ને નાજુક પ્રકૃતિવાળા હતા તો હોરમસજી બાંધી દડીના કસાયલા શરીરવાળા હતા. ફિરોજશા પારસી ઢબે સાદાં કપડાં પહેરતા તો હોરમસજી એ વખતના રાજવીઓ પહેરતા એવી બ્રીચીસ, હન્ટિંગ કોટ અને રજપૂત ઢબે બંધાતા સાફામાં સજ્જ થઈને જ હંમેશાં બહાર નીકળતા. મોટે ભાગે એ ઘોડા ઉપર જ નજરે પડતા. એમનો કડપ ભારે હતો અવાજ પણ ભરેલો અને સત્તાવાહી. ફિરોજશાને જોતાં જો લોકોની આંખ મલકી ઊઠતી તો હોરમસજીને જોતાં આંખ અંજાઈ જતી. પણ એમનો આ બધો કડપ અને મજૂરોના દિલમાં ફડક પ્રસારી દેતું એમનું વ્યક્તિત્વ એ બધું રંગભૂમિ પરના નટના મહોરા જેવું હતું એવું એકથી અનેકવાર એમની હાજરીમાં મેં અનુભવ્યું હતું. મારા પિતા માટે એમને અખૂટ આદર હતો પરંતુ તેમની મીઠી મજાક કરવાની તક એ કદી ચૂકતા નહીં—ખાસ કરીને તેમના ઢગલા-બંધ વિધિનિષેધોની. એ મજાકમાં કેવળ નિર્દોષ આનંદ જ હતો અને મારા પિતાને પણ એ વખતે ખડખડાટ હસવું આવતું મને પણ એ ખૂબ ખીલવતા અને જાતજાતની મજાક કરતા. આમાંથી પારસીઓની વિનોદ-પ્રધાન પ્રકૃતિ અંગે સારો એવો ખ્યાલ મને નાનપણથી આવવા પામ્યો હતો એમની નિત્યની વાતચીતમાં આ વિનોદની સામગ્રી ભરચક પડેલી હતી પરિણામે પારસીઓની ભાષા પણ મને ઘણી ગમતી થઈ હતી. 'મૂંગો અડિંગ ધડિંગ જેવો' આદિ શબ્દપ્રયોગો એમાં રહેલી અર્થની વેધકતા અને ચિત્રાત્મકતાને લઈને મને ઘણા ગમતા અને આજે પણ જ્યારે એ હું સાંભળું છું ત્યારે મન પ્રસન્નતાથી ઝળકાઈ ઊઠે છે.

અફાટ કુદરતને ખોળે નાનકડા માનવસમૂહની એ સીધીસાદી સરળ દુનિયા હતી. એમાં દિલ ધડકાવનારા બનાવો પ્રમાણમાં ઓછા હતા. આજે વર્તમાનપત્રોમાં એવા બનાવોની જે ભરમાર હોય છે અને જેનું એક રીતે જાણે લોકોને વ્યસન 'પડી ગયું' છે તેવું એ

[ વિશ્વમાનવ : નવેમ્બર ડિસેમ્બર '૬૫

સમાજમાં ભાગ્યેજ કશું હતું એમ જો હું કહું તો સંભવ છે કે એ નિરપવાદ ન હોય એ સમાજમાં પણ કોઈ સ્ત્રીને ભગાડી જવાના, કોઈકનું ખૂન થવાના, શાહુકારે કોઈકને દગો કર્યાના ને એવા બનાવો બનતા ન હતા એવું ન હતું, પણ એવું બહુ ઓછી વાર બનતું અને એ માટેનો લોકોનો અણગમો તરત જ વ્યક્ત થતો. એની અભદ્રતા લોકોને ખૂંચતી આવા બનાવો કરતાં જંગલનાં જોખમોમાં અને એને લઈને અવારનવાર બનતા રહેતા બનાવોમાં લોકોને વધારે રસ રહેતો. કોઈનાં ઢોર ચોરાયાની કે દીપડો કોઈકની ગાય ઉપાડી ગયો હોય એવી વાતો એકદમ લોકોનાં મનને આકર્ષી લેતી, અને એમાંથી સહાનુભૂતિની નવી નવી સરવાણીઓ સતત ફૂટતી જ રહેતી. એ વખતે ખરી કે કાલ્પનિક એવી જે અનેક વાતો હું સાંભળતો, ખડિયા (વાઘ)ને કાન પકડી દોરી લાવતા કોઈ કોઈ આદિવાસીઓની કે એવી બીજી જે વાત મને જાણવા મળતી, તે બધાંમાં મને ઘણી મજા પડતી. એવી એક વાત હતી ઘોર-ખોદુઓને લગતી. લાકડાના વેપાર અર્થે વર્ષમાં થોડોક વખત જંગલમાં દર વરસે આવી ત્યાંના જનસમુદાય સાથે ગાઢ સંબંધમાં રહેતા વેપારીઓમાંના એકને મુખે આ વાત મેં સાંભળી હતી. પ્રસંગ એવો હતો કે જંગલમાં આવવા નીકળેલાં કેટલાંક ગાડાંઓએ બપોરના વિસામા માટે એક જગાએ પડાવ કર્યો. બધા જુદા જુદા કામે વિખેરાઈ ગયા. કોઈ નહાવા ગયા, કોઈએ આરામ કરવા માંડ્યો, કોઈ વળી રસોઈની ધમાલમાં પડ્યા; એમ બધા પોતપોતાના કામમાં મશગૂલ થઈ ગયા. વિશ્રાંતિ પછી નીકળતી વખતે એમાંનો એક માણસ દેખાયો નહીં. એટલે એની શોધખોળ શરૂ થઈ ગઈ, પણ પત્તો ખાધો નહીં. એટલે ન છૂટકે એ બધાને એના વિના નીકળવું પડ્યું. થોડા દિવસ બાદ એ બધા પાછા વળ્યા ત્યારે એ જગાએથી થોડે દૂર બીજી એક જગાએ બપોરા ગાળવા એમણે ગાડાં છોડ્યાં ત્યારે પેલા ગુમ થઈ ગયેલા ભાઈની વાત નીકળી અને બધાનાં દિલ ભારે થયાં. એવામાં એમનામાંના એકને કાને બહુ જ મંદ એવો અવાજ પડ્યો. એ ચમક્યો, તેણે બીજાનું ધ્યાન દોર્યું. અવાજ પાસે જ- ક્યાંકથી જમીનમાંથી આવતો હતો. પહેલાં તો સૌ ડરી ગયાં પણ 'હું ભૂત નથી' એવો આરજુ ભર્યો પેલો મંદ અવાજ એમની મદદને માટે આજીજી કરતો રહ્યો. તેમાંના એકે હિંમત કરી એ અવાજ જ્યાંથી આવતો હતો ત્યાં નજર કરી અને એક પથરાથી ઢંકાયેલા ખાડામાંથી પેલો ખોવાયેલો ભાઈ લગભગ મરવાની હાલતમાં મળી આવ્યો. એણે આપેલા હેવાલ મુજબ નાહીને પાછા વળતાં એક ઝાડ નીચે થોડીક વાર એ બેઠો. એમાં એને ઝોકું આવ્યું અને એ પછી જ્યારે જાગ્યો ત્યારે એની ફરતે એણે અંધારું જોયું અને કોઈક એનાં પગનાં તળિયાં ચાટી રહ્યું હતું એવું એને લાગ્યું. આવી રીતે કેટલા દિવસ વીત્યા હશે એનો એને ખ્યાલ ન હતો. એને જીવતો રાખવા માટે કોઈક પાલા જેવી વસ્તુ સતત એની પડખે પડેલી રહેતી. એ ખાઈને એ જીવતો રહ્યો હતો. એના પગનાં તળિયાંમાંથી એનું લોહી ચૂસાતું હોય એવું એને લાગતું હતું. એને જ્યારે બહાર કાઢવામાં આવ્યો ત્યારે હવા ને પ્રકાશ વેઠી ન શકાય એવી તેની દશા હતી. એના સાથીઓએ પોતાની સાથેના ગોદડાંમાંથી રૂ કાઢી તેમાં એને વીંટાળ્યો અને ગામ લઈ જઈ દવાદારૂ કરી એને પાછો સાજો કર્યો. આ વાતના ખરાખોટાપણા અંગે એ વખતે મારા મનમાં કોઈ શંકા ઊભી થઈ ન હતી. આ પ્રાણી ઘોરખોદુ હશે એવી એ વાત કહેનારની માન્યતા હતી. પાછળથી એ વાતમાં મને સિંદબાદની મુસાફરીઓની વાતની અસર જણાતી થઈ હતી. અને ઘોરખોદુઓ અંગે ઠીકઠીક જાણ્યા છતાં આવું બુદ્ધિપૂર્વકનું એ કરી શકે એવું સ્વીકારતાં મારું મન આનાકાની કરે છે. આમ છતાં એ વાતમાં રહેલી જીવન સંગ્રામની ભીષણતા અને કરુણતાની મારા મન ઉપર બહુ ઊંડી છાપ રહી છે.

હિંસક પશુઓ અંગેની આવી વાતો જ માત્ર નહીં પણ એમને નિમિત્ત બનાવી વિનોદ અને મનોરંજનના પ્રસંગો પણ અવારનવાર યોજાતા. અને એમાં હાર-મસજીની શક્તિ ઘણી ખીલતી. એવો એક મોજણીદારનો કિસ્સો આજસુધી મને યાદ રહ્યો છે. કામ પ્રસંગે જે કોઈ સરકારી નોકરોને લીમડર આવવાનું થતું તેમનો ઉતારો ફિરોજશાના ઘરથી થોડેક દૂર આવેલા ગામના ચોરામાં થતો. રાતે સામાન્ય રીતે કોઈક વરતણિયો ચોરામાં રહેતો. ઈંટ ચુનાનું બાંધેલું એ નાનકડું મકાન

ત્રણ બાજુએ દીવાલવાળું અને એક બાજુએ સળિયાથી (રક્ષિત) અને ખુલ્લું હતું. સળિયાની સામી બાજુની દીવાલમાં એક બારણું હતું. એ ઓરડો બેસવાઊઠવા માટે તેમજ મુલાકાતો માટે અને સરકારી કામકાજ માટે વપરાતો. એમાં ઊતરતા અધિકારીઓની દેખભાળ રાખવાનું કામ સામાન્ય રીતે હોરમસજી કરતા. આવા એક અતિથિ ઉપર જણાવેલા મોજણીદાર હતા. તેમની વાતચીતમાં પોતે કરેલાં સાહસો ને બહાદુરીનો ઉલ્લેખ અવારનવાર આવતો. આ માણસ ગપ્પીદાસ છે, એવી છાપ હોરમસજીને પડી અને એની પો ભુલાવી દેવી જોઈએ, એવું પે વાતવાતમાં મારા બાપુજીને એમણે કહ્યું મારા બાપુજીએ હસીને એ વાતને બહુ વજૂદ આપ્યું નહીં. આવા મૂર્ખાઓની દુનિયામાં ખોટ નથી અને એમની સાન ઠેકાણે લાવવાનો બહુ અર્થ નથી, એના કરતાં બીજાં ઘણાં સારાં કામો આપણે માટે ઊભાં જ હોય છે......આવું કંઈક મારા બાપુજીએ કહ્યું. પણ રમૂજ કરવા માટે મળી આવેલી કીમતી તક જતી કરી આવી વાતો કાન પર લે તો તે હોરમસજી શાના? મોજણીદારને વાતવાતમાં તે ખીજવતા ગયા અને સાથે સાથે રાતે એ બાજુ ઊતરી આવતા હિંસક પ્રાણીની વાતો પણ સંભળાવતા રહ્યા. એ પ્રાણીની ખાસિયતની ખરીખોટી કે ઉપજાવી કાઢેલી જાતજાતની વાતો તેમણે સંભળાવી. અને એમાં ટાપશી પૂરનારાઓની પણ સંખ્યા એ વધારતા ગયા. એ પછી એક દિવસ રાત્રે દસેક વાગ્યા સુધી મોજણીદાર સાથે ગપ્પાં મારતા તે બેઠા. વાત બધી જંગલી પ્રાણીઓના સ્વભાવ અને એમની ખાસિયતો, એમની ક્રૂરતા વગેરેની આસપાસ ગૂંથાતી ગઈ દરમિયાન જે વરતણિયો ત્યાં સૂતો હતો તેની પત્ની એકાએક માંદી થઈ ગયાના સમાચાર આવતાં હોરમસજીએ મોજણીદારને મોઢે જ એણે તરત ઘેર જવું જોઈએ, એવું કહેડાવ્યું. મોજણીદાર જેવા હિમ્મતવાનને માટે વરતણિયાની જગાએ બીજા કોઈ માણસને ત્યાં સુવડાવવાની જરૂર ન હતી એવું સહજ રીતે મોજણીદાર પાસે પણ એમણે કબૂલાવ્યું અને હોરમસજી જ્યારે એને એના ઉતારામાં મૂકી ઘેર આવવા નીકળ્યા ત્યારે વાતાવરણ પૂરું ડગમગતું થઈ ગયું હતું; પણ તમાચો મારી ગાલ રાતો રાખ્યા વિના છૂટકો નહોતો. આમ છતાં એણે સલામતીને ખાતર ચોરાના આગળના ભાગમાં લાંબા વખત સુધી બળતું રહે એવું તાપણું કરાવરાવ્યું. જંગલી પ્રાણીઓ અગ્નિથી દૂર ભાગે છે એ માન્યતા અનુસાર પોતાની રાત સુરક્ષિત બનાવવાની આમાં મોજણીદારની નેમ હતી અને હોરમસજીએ એને ઉત્તેજન આપ્યું. એ ઓરડો જંગલી પ્રાણીઓ સામે તદ્દન સુરક્ષિત હતો. બલકે જંગલી પ્રાણીઓ જો આવે તો સળિયાની સુરક્ષિતતામાંથી તેમને જોવાની અનુકૂળતા તેમાં હતી એવું પણ હોરમસજીએ સ્પષ્ટ મોજણીદારને કહ્યું અને પેલું એક જે બારણું સળિયાની દિવાલમાં હતું તેમો આગળો રખેને ભૂલથી વાસવો રહી જાય એમ કહી હોરમસજીએ જાતે વાસ્યો અને એટલું પૂરતું ન હોય તેમ એ ઓરડામાંનું ટેબલ પણ એ બારણાને અડાડીને મૂક્યું. કોઈકવાર આવાં બારણાં તોડી વાઘ ઘરમાં પેસવાના કિસ્સા બનતા હોઈ એ માટે સાવચેતી સારી એવું પણ એમણે સહજ રીતે કહ્યું. મોજણીદારે દેખાવ તો હિમ્મતબાજનો રાખ્યો પણ હોરમસજીના ગયા પછી એમની છાતી ફફડી ઊઠી અને ઊંઘ ઊડી ગઈ.

માંડમાંડ ઝોકું આવ્યું ત્યાં રાતે એકાદ વાગ્યે મોજણીદાર ઊંઘમાંથી ચમકી ઊઠ્યો. વાઘની ગર્જના જેવું એણે કંઈક સાંભળ્યું પહેલાં તો એને લાગ્યું કે એ એનો ભ્રમ છે. પણ અવાજ ફરીથી આવ્યો, અને ચોરાના બારણાવાળા પાછલા ભાગ તરફથી એ આવતો હોય એવું એને લાગ્યું. અવાજ નજદીક આવતો ગયો અને વધારે કારમો બન્યો મોજણીદારની છાતીના પાટિયાં બેસી ગયાં ફાનસ તો એણે બળતું જ રાખ્યું હતું. એના પ્રકાશમાં પેલા બારણા ઉપર અવારનવાર એની નજર ખોડવા લાગી. ઉતારામાંથી જે કંઈ હાથ આવ્યું તે બધાંનો ખડકલો એણે બારણા આગળ કર્યો. અવાજ તદ્દન નજીક આવ્યો અને વાઘની ભયંકર ગર્જનાનો એ અવાજ હતો એ વિષે એના મનમાં કોઈ શંકા રહી નહીં દીવાલ સાથે કંઈક ભટકાતું હોય એવું એને લાગ્યું અને ગર્જના વધારે કારમી બની પછી તો બારણા સાથે ભટકાવવાનો અને નહોરથી બારણાં ખોતરાવાનો અને એવા અવાજ આવવા માંડ્યા મોજણીદાર લગભગ બેભાન જેવો થઈ ગયો. મદદને માટે બૂમ પાડવા જતા

એના ગળામાંથી ઉંઉંઉં જેવો અવાજ નીકળી શક્યો. મોંમાં ફીણ આવી ગયું. અને એ અધમૂઈ હાલતમાં વાઘ ક્યારે બારણું તોડી અંદર પેસે......એની અરેરાટીમાં એ હતો ત્યાં દૂરથી હોરમસજીનો પડકાર સંભળાયો. હવામાં બંદૂકનો બાર થયો અને બે ત્રણ માણસો સાથે ઉતારાની સળિયાવાળી બાજુએ હોરમસજી આવી પહોંચ્યા મોજણીદારને તેમણે બોલાવ્યો પણ તેનામાં તો હોંકારો પૂરવા જેટલા પણ હોશકોશ રહ્યા ન હતા. અંતે જ્યારે તેને ખાતરી થઈ કે તે સુરક્ષિત છે ત્યારે તેણે ઊઠીને બારણું ખોલ્યું અને રાતે એને સાથ આપવા હોરમસજી એની સાથે ચારોમાં સૂતા. બીજે દિવસે સવારે મોજણીદારને બહાર લઈ જઈ હોરમસજીએ વાઘનાં પગલાં બતાવ્યાં અને મોજણીદારને ખાતરી થઈ કે હોરમસજી જો વખતસર આવી પહોંચ્યા ન હોત તો કદાચ શુંનું શું થઈ ગયું હોત!

આ ઘટના એ પછી કેટલાય દિવસ સુધી અમારે માટે વિનોદની વસ્તુ થઈ પડી. ગ્રામોફોનના ભૂંગળાનો ઉપયોગ કરી વાઘની ગર્જનાનું આયોજન હોરમસજીએ કર્યું અને વાઘનો પંજા પણ મૂઠી વાળી જમીન ઉપર હાથથી એમણે પાડ્યા હતા. મને એ રમતમાં એટલી બધી મજા પડી હતી કે એ પછી ઘણા દિવસ વાઘનાં પગલાં પાડવાની રમત મેં માણી હતી. અને આજ પણ દરિયા કિનારે કે એવી કોઈ જગ્યાએ બેઠા હોઈએ ત્યારે રેતીમાં એવાં પગલાં પાડવાનો આનંદ હું ચૂકતો નથી

આ ઘટના પાછળ આપણા સામાજિક જીવનમાં અવારનવાર સરજાતી રહેતી એક વિષમ પરિસ્થિતિની હકીકત પણ રહેલી હતી એ તો ઘણાં વર્ષ બાદ મારા જાણવામાં આવ્યું. હકીકત એવી હતી કે અમે રહેતા એ ગામના એક ગામમાં એક યુવાન બહેન રહેતાં હતાં. એમના કુટુંબમાં એ એકલાં હતાં, નિઃસંતાન હતાં અને નાની વયે વિધવા થયેલાં હતાં. પોતાની મોટી ખેતી એ જાતે સંભાળતાં અને એમના નોકરો સાથેનો તેમજ આજુબાજુના લોકો સાથેનો એમનો વહેવાર એવો ઉમદા હતો કે એમની ઉંમર નાની હોવા છતાં બધાનાં એ આદરણીય હતાં એમને ઓળખવામાં મોજણીદાર છક્કડ ખાઈ ગયો અને નાસનાં ભોંય ભારે પડે એવી એની દશા થઈ. પેલાં બહેને તો પોતાના આત્મગૌરવને છાજે એમ એ મૂર્ખ યુવાનના બદઈરાદા અંગે કોઈને કશું જાણવા દીધું નહીં, પણ મારાં માતુશ્રીને એમણે એ વાત કહી. આવી હિંમત ફરીથી એ કરી શકે નહીં એ દૃષ્ટિએ એ વાત ફિરોજશાહને કાને મારા પિતાએ નાખી, અને હોરમસજીએ પોતાને એની જીંદગીનો પાઠ ભણાવવાનું નક્કી કર્યું.

આ વીગતો પાછળ આપણા સમાજમાં સુશીલ સ્ત્રીઓને એકલ હાથે જે લડતો લડવી પડતી હોય છે તેનું કેવું મર્મવેધી ચિત્ર રહ્યું છે એ જ્યારથી હું સમજતો થયો છું ત્યારથી ઉચ્ચવર્ણની યુવાન વિધવાઓ આપણા દેશમાં કેવી વિષમ પરિસ્થિતિઓનો કેવી વીરતા અને દૃઢતાપૂર્વક સામનો કરતી આવી છે એનું એક અત્યંત પ્રેરક દૃશ્ય મારી નજર સમક્ષ દોરાઈ રહે છે. જ્યાં ગરપાગાંકિયા એટલે કે ઉજળિયાતોનાં ત્રણ ચાર ઘરની વસતી હતી તેવા આદિવાસીઓથી વીંટળાયેલા વન્ય સમાજમાં આવી બહેનો શીલ અને સત્ત્વની જે રીતે રક્ષા કરતી રહી છે તેમાં અનેક સદીઓની પરાધીનતા છતાં નિષ્ફળતાને સફળતામાં પલટાવવાની આપણી પ્રજામાં જે અખૂટ ધૃતિ અને પ્રાણશક્તિ રહેલી છે તેનાં મને દર્શન થાય છે. આ બહેનો ભલે અક્ષરજ્ઞાન રહિત હોય, ભલે આજની કહેવાતી સભ્યતાથી એ અસ્પૃષ્ટ હોય તોય તેમનામાં જે સંસ્કારની દીપ્તિ રહેલી છે તેમાં આપણા દેશના અનેક યુગોનો મહામૂલો વારસો છે. એમાંથી જ રામકૃષ્ણ પરમહંસ, વિવેકાનંદ, ગાંધી કે ટાગોર જેવી વિરલ વિભૂતિઓ આપણા દેશમાં જન્મતી રહે છે; અને એ ઘટના કોઈ અકસ્માતથી બનતી નથી પણ એની પાછળ આપણી માતાઓએ કરેલી સદીઓની સાધના, એમનાં વિરલ ત્યાગ અને શીલની એમની અવિશ્રાંત ઉપાસના જ રહેલાં છે. સાથે જ એને અગમ્ય કહેવી એ આત્માની તાકાતને અવગણી કેવળ બાહ્ય સાધનો પર મદાર બાંધવાની ભૂલ કરવા જેવું છે.

મોજણીદારની ફજેતીની વાત તો જોતજોતામાં ગામેગામ પહોંચી ગઈ અને લોકો એના તરફ મજાકમાં આંગળી ચીંધતા થઈ ગયા અને પોતાને પણ બીજે

દિવસે સવારે ખરી વાતની જાણ થઈ અને નીચેથી ઊંચું જોઈ શકાય નહીં એવી એની દશા બની ગઈ. એ ઘટના પછી એને અંગેની વધુ માહિતી ન તો મને મળી હતી ન એ જાણવાની પણ મને કોઈ ઇન્તેજારી હતી. મારે માટે તો એની બહાદુરીનો પરપોટો ફૂટી ગયો એ જ મોટી રમૂજની વાત હતી.

લીમડીના મારાં આ સંસ્મરણો નોંધું છું ત્યારે સંભવ છે કે મને કદાચ પહેલી જ વાર મારા ઘડતરમાં મારા એ દિવસનો કેટલો મોટો ફાળો રહેલો છે એનો ખ્યાલ આવે છે. ચોમેર રમણે ચડ્યા હોય એવા, ગીચ વનરાજીથી છવાયેલા નાના મોટા ડુંગરો, ઝરણાં અને નિષ્કપટ ભલાંભોળાં આદિવાસીઓની વસ્તી; તેમના જીવનના કડવામીઠા અનેક પ્રસંગો અને તેમનાં બાળકો સાથેની મારી ખેલકૂદ એ બધું એવું મારા જીવનમાં તાણાવાણાની જેમ ગુંથાઈ ગયું છે કે આ સંસ્મરણો આજે હું નોંધતો ન હોત તો કદાચ મને ભાગ્યે જ પૂરું સમજાત.

સામાન્ય રીતે અંધારું થયા પછી માણસોની અવર જવર આ પ્રદેશમાં ઘણી ઓછી થઈ જતી. રાત્રે દસ અગિયાર વાગ્યા પછી તો ગાડાંની અવરજવર પણ તદ્દન બંધ જેવી થઈ જતી. આમાં અપવાદરૂપ હતા હોરમસજી. જરૂર પડ્યે અધરાત મધરાત પણ એ બહાર જતા. એમની પાસે હથિયારનો જે પરવાનો હતો તેમાં એમની તાકાત રહેલી હતી એવું તે દિવસે પણ મને નહોતું લાગતું, કારણ કે અંધારું થયા પછી અમારા ઘરના ઓંગણામાં ઊભો રહી હું જ્યારે જંગલ તરફ નજર નાખતો ત્યારે ચોમેર નિઃસીમ અંધકારને ગોરંભાયેલો જોતાં મને જે બીક લાગતી તેમાં બંદૂક તો ઠીક પણ તોપ જેવું કોઈ શસ્ત્ર પણ હિંમત આપી શકે એવું ન હતું. એવા અંધકારમાં હોરમસજી સાથે વનના એકાંતમાં થઈને ગાડામાં બેસીને જવાના એક બે પ્રસંગ મને સાંપડ્યા હતા. ત્યારે મને એમનામાં જે નિર્ભયતા જણાતી તે મને પણ મારી પ્રગલ ઢાલરૂપ લાગતી. એમની હૂંફમાં વનની અંધકારમય પ્રગાઢ નીરવતા ને કારમી ભયાનકતા સામે હું સુરક્ષા અનુભવતો. આમાંથી અંધકાર માટેનું એક પ્રબળ આકર્ષણ મારા ચિત્તતંત્રમાં આકાર લેતું થયું.

મારી ઊંઘ ઘણી સારી હતી. અંધારું થયા પછી થોડો વખત ઘરમાં થતી રોજના બનાવોની આછી પાતળી વાતો સાંભળતાં મારી આંખ ઊંઘથી ઘેરાવા માંડતી અને હું પથારીમાં પડતાં તરત જ ગાઢ નિદ્રામાં પડતો. સવાર સુધી વચ્ચે એકવાર મારે ઊઠવાનું થતું નહીં, પણ અંધકાર માટેનું મારું આકર્ષણ જેમ જેમ વધતું ગયું તેમ તેમ મધરાત પછી જાગીને બારીનાં સળિયામાંથી વનના અફાટ અંધકાર તથા આકાશમાં ટમટમતા તારાઓ ઉપર નજર કરવાની મને ઝંખના રહેતી — પણ મારી ઊંઘ મને એવી તક ક્યાંથી આપે ?

આમ છતાં એક વખત અચાનક હું જાગી ગયો. ઘરમાં ગાઢ નિઃસ્તબ્ધતા હતી. મારા પિતાની પડખે હું સૂતો હતો, તે ગાઢ નિદ્રામાં હતા. એ વખતે ઘરની બહારનું વનનું એકાંત બોલતું જાણે મેં સાંભળ્યું. લાંબા વખતની મારી આકાંક્ષા ફળતી હોય એવો આનંદ મારા ચિત્તમાં સરી ગયો. સામાન્ય સંજોગોમાં કદાચ હું પિતાની ઓથ છોડી વનના ડરામણા અંધકારની મુલાકાત લેવા બારી પાસે જવાની હિંમત કરી શક્યો ન હોત; પણ આજે મને એવો કશોજ ભય લાગ્યો નહીં. અફાટ અંધકાર જાણે મને ઇશારા કરી રહ્યો હતો કે આવ્યો આવ ! આવ્યો આવ ! કશો જભો નથી. બારણું ખાલી બહાર જવાની પ્રબળ ઊર્મિ મારા મનમાં તોફાન મચાવી રહી. પરંતુ આગળો ઉઘાડતાં અવાજ થાય અને પિતા કે બા જાગી જાય એ શંકાથી બારણું ખોલવાની હિંમત હું કરી શક્યો નહીં. એટલે બારી પાસે જઈ એના સળિયા પકડી, જાણે એમાંથી નીકળી જઈ અંધકાર સાથે તાદાત્મ્ય સાધતો હોઉં, તેમ વનને જોવામાં હું નિમગ્ન બની રહ્યો, તદ્દન નજીકનાં વૃક્ષો અને ગિરિમાળાઓ અંધકારમાં ઓગળી ગયાં હતાં; આકાશમાં ટમટમતાં નક્ષત્રો પર જો નજર જાય તો આખું વિશ્વ અંધકારની એક વિરાટ અભિવ્યક્તિ હોય એવી જ અનુભૂતિ થાય. જેમ જેમ હું એના પર નજર સ્થિર કરતો ગયો તેમ તેમ એની રેખા શૂન્યતામાંથી મારી કલ્પનામાં કેટલીક આછી પાતળી લકીરો અંકાવા માંડી. સૌથી પહેલાં મને યાદ આવ્યાં અમારા આ ઘર પાસેનાં નાનાં નાનાં ઝૂંપડાંઓ અને તેમાં રહેતાં માનવીઓ અને તેમનાં પશુઓ, કૂકડાં

બકરી, ગાય આદી પ્રાણીઓ, અને મને યાદ આવ્યા ચિત્તા, વાઘ, દીપડા, આદિ હિંસકપ્રાણીઓ. જેમ હું આ ઘરની દીવાલો વચ્ચે સુરક્ષિત હતો તેમ એ બધાં સુરક્ષિત હશે ખરાં? અને વનનાં હરણાં, સસલાં, શિયાળ આદિ પ્રાણીઓ એ બધાં રાત કેવી રીતે ગુજારતાં હશે? એ બધાં શું ભયના સામ્રાજ્યમાં જીવતાં હશે કે ભય આવી પડે ત્યારે જ એમને ભયનો ખ્યાલ આવતો હશે? જો આખો વખત જ એમને ભયમાં રહેવાનું હોય તો એમના જીવનમાં આનંદને કોઈ અવકાશ જ ન હોય? એવું તો કેમ બને? આ પ્રશ્નોના જવાબ મારી એ વય ક્યાંથી આપી શકે? પરંતુ આજે પણ એ પ્રશ્નનો મારી પાસે જવાબ નથી. ભગવાને માનવ જાતને બક્ષી છે એવા પ્રકારની વિચાર કરવાની અને સ્મૃતિની શક્તિ એ પશુ-પંખી પાસે ન હોય અને તેથી એમને આવા પ્રશ્નો ન હોય એવું સ્વીકારીને ચાલવામાં વાંધો નહીં લેખતું મારું મન જીવન તદ્દન અસહ્ય બની ગયું હોય એવા સંજોગોમાં પણ જીવવાની મથામણ કરી રહેલા માનવીની સંવેદનાને સમજવામાં આજે પણ પોતાની અશક્તિ જ અનુભવે છે; અને જીવન એ જીવમાત્રને પ્રાપ્ત થયેલી સર્વોત્તમ બક્ષિસ છે અને તેનું કોઈપણ ભોગે જતન કરવું જ જોઈએ એવું એક જ રહસ્ય એમાંથી હું તારવી શકું છું. સંભવ છે કે, માનવજાતિએ અહિંસાનું મૂલ્ય આ સંવેદનામાંથી સર્જ્યું ને અપનાવ્યું હોય.

મને ખબર નથી બારી પાસે હું કેટલો વખત ઊભો રહ્યો, પણ એ બધો સમય હું મારી જાતને જાણે સંપૂર્ણપણે વીસરી ગયો હોઉં એવી મારા મનની સ્થિતિ બની, અને આજે એના પર વિચાર કરતાં કોઈ ત્રાહિતના જીવનમાં હું ડોકિયું કરતો હોઉં એવું અનુભવું છું. એ રાત્રિના અનુભવે અંધકાર અને અતીત માટે મારા હૃદયમાં પ્રબળ આકર્ષણ જમાવ્યું. અને સંભવ છે કે મારા વિદ્યાર્થીકાળ દરમિયાન લખાયેલાં મારાં શરૂઆતનાં કાવ્યો પૈકી 'અણદીઠ જાદુગર'માં એ સંવેદના અભિવ્યક્તિ પામી હોય. મારા આ કાળનાં સંસ્મરણો ઘણાં છે પણ તે એક બીજામાં, એવાં સેળભેળ થઈ ગયેલાં છે, એવાં અસ્પષ્ટ છે કે એ બધાંના તાણાવાણા મેળવી એની ભાતીગળ આકૃતિ ઉપજાવવા જતાં સંભવ છે કે કદાચ મૂળ વસ્તુ જ બદલાઈ જાય એટલે લીમ-ડીનાં મારાં સંસ્મરણો અંગે જે હું નોંધી શક્યો છું તેમાં મારી સ્મૃતિ મને છેતરતી નથી એવા વિશ્વાસ-પૂર્વક એ પ્રકરણ આટોપી લઈ આટલાંથી હું સંતોષ માનું છું.

## ભાષાંતર નિધિ

અન્ય ભાષાઓની પ્રશિષ્ટ અને શ્રેયસ્ કૃતિઓનો ગુજરાતીમાં અનુવાદ કરાવીને પ્રગટ કરવાના ઉદ્દેશથી ભૂતપૂર્વ સૌરાષ્ટ્ર રાજ્યે, ભાષાંતર નિધિ (ટ્રાન્સલેશન ટ્રસ્ટ)ની રચના કરેલી. શ્રી બળવંતરાય મહેતા પ્રમુખપદે અને ડોલરરાય માંકડના મંત્રીપદે ચાલતી આ સંસ્થાના ટ્રસ્ટીમંડળમાં શ્રી જેઠાલાલ જોષી, શ્રી મનુભાઈ પંચોળી અને શ્રી જે. બી. સેન્ડિલ પણ છે.

ભાષાન્તર નિધિએ અત્યાર સુધીમાં પાંચેક પ્રકાશનો કરેલાં છે. બીજા કેટલાક અનુવાદો અત્યારે પ્રગટ થવાની તૈયારીમાં છે ને કેટલાક તૈયાર થઈ રહ્યા છે. દેશ-વિદેશની ભાષાઓમાં પ્રગટ થયેલા મૂલ્યવાન વિચાર-સાહિત્યને પોતાના અનુવાદ-કાર્યક્રમમાં સામેલ કરવા અંગેના સૂચનો ભાષાન્તર નિધિ જરૂર આવકારશે. આ અંગેનાં સંપર્કનું સરનામું છે: શ્રી ડોલરરાય માંકડ, મંત્રી: ભાષાન્તર નિધિ, ગંગાજળા વિદ્યાપીઠ, અલી-આવાડા (જિ. જામનગર: સૌરાષ્ટ્ર)

# સંક્ષિપ્ત અર્થશુદ્ધિ

મૂળ લેખક : અપ્પાસાહેબ પટવર્ધન
સંક્ષેપક : રામજીભાઈ પટેલ

## ૧ : ભૂમિકા

સંઘર્ષનાં જે કારણો દેશ દેશ વચ્ચે હોય છે, તેજ પડોશી-પડોશી વચ્ચે પણ હોય છે આ સંઘર્ષોના બે વર્ગો છે. જાતિભેદ યા સામાજિક વિષમતા અને આર્થિક વિષમતા. આમાં સામાજિક વિષમતા દિવસે દિવસે મટી રહી છે. પણ આર્થિક વિષમતા કદાચ દિન પ્રતિદિન વધી રહી છે. જો કે માનવમાત્રની આર્થિક સ્થિતિ અગાઉના કરતાં સુધરી છે પણ સમાનતાની આકાંક્ષા એવી ઊભી થઈ છે કે સંપત્તિની વહેંચણીમાં રહેલો દોષ ઈર્ષા-દ્વેષ પેદા કરે છે. તેનું સમાધાન કર્યા વિના શાંતિ સ્થપાવાની નથી. આજે એક તરફ શાંતિની આવશ્યકતા વધી છે હવે બીજી બાજુ અશાંતિનાં તત્ત્વો પણ વધી રહ્યાં છે. હવે તો સમાનતામાં જ સુરક્ષા છે. સર્વ-રક્ષામાં જ સ્વરક્ષા છે ને સર્વહિતમાં જ સ્વહિત છે.

પાડોશી-ધર્મનાં ત્રણ અંગો અમને દેખાય છે: (૧) માનવીય સમતા અને સેવા પ્રતિષ્ઠા અર્થાત્ જાતિભેદ અને સેવાકાર્યોની ઉચ્ચનીચતાનું નિરાકરણ (૨) ભૂમિક્રાન્તિ અર્થાત્ ઈશ્વરનિર્મિત જમીનની ન્યાયી વહેંચણી અને (૩) શોષણત્યાગ અર્થાત્ વ્યાજ તેમજ મૂળ કિંમતથી વધારાનું ભાડું અને લાભાંશ ( dividend ) ન લેવા. આમાં શોષણત્યાગ કેવળ ઉપદેશથી યા વ્યાજબંધીના કાયદામાત્રથી સિદ્ધ થવાનુ નથી તેનો રામબાણ ઉપાય છે મુદ્રાક્ષય યા અર્થશુદ્ધિ.

આ અર્થશુદ્ધિ એક એવો સાદો, સરળ સાત્ત્વિક નિરૂપદ્રવી ને છતાં અકસીર ઉપાય છે કે જેનાથી મૂડીશાહી–મૂડીવાદનું આખું સામ્રાજ્ય પોતાની મેળે પડી ભાંગશે; શોષણ અને વર્ગભેદ મટશે; પડોશી-ધર્મ, પ્રામાણિકતા અને એકતા વધશે.

## ૨ : માનવીય સમતા

દુનિયામાં અનેક જાતના ભેદ જોવા મળે છે. જાતિભેદ, ધર્મભેદ, વર્ણભેદ, દેશભેદ, ભાષાભેદ વગેરે. આ ભેદોથી વિષમતા પણ પેદા થતી હોય છે. ભેદ અને વિષમતા બેઉ અલગ અલગ વસ્તુઓ છે. ભેદ એટલે ભિન્નતા યા વિવિધતા; વિષમતા એટલે ઉચ્ચનીચતા યા પોતાના પ્રત્યે અભિમાન અને બીજાઓ પ્રત્યે તિરસ્કાર

વર્તમાન વિષમતાનો ઉપાય શો ? સહભોજન અને રોટીબેટી વ્યવહાર એ બે ઉપાયો બતાવવામાં આવે છે, પણ વિષમતા દૂર કરવાનો સૌથી વધુ અસરકારક ઉપાય તો દરેક વ્યક્તિ પોતપોતાની સ્વચ્છતા અને સંયમના નિયમોનુ પૂરેપૂરુ પાલન કરે અને બીજાઓની કોઈ પણ પ્રકારની સેવા કરવા તૈયાર રહે તે છે. દા.ત. એક બ્રાહ્મણ હરિજન મહેમાનની એંઠી પતરાળી ઉઠાવે, એંઠી થાળી માંજે કે મળમૂત્ર પણ ઉઠાવે ને તે કામ પૂરું કરીને પોતાની આવશ્યક સફાઈ કરી લે તો તે ભ્રષ્ટ થતો નથી. બધાં જ સેવાકાર્યોની એક સરખી કિંમત આંકવી જોઈએ.

'બ્રાહ્મણ ભંગી પ્રભુ સંતાન!
સફાઈ પૂજા એક સમાન!'

એ આપણો નારો બને.

શ્રમ અને સેવાની પ્રતિષ્ઠા વધશે તો જ દરેક માણસ આત્મગૌરવનો અનુભવ કરી શકશે ને ત્યારે જ બધાં ઉત્પાદક કામોમાં સ્ફૂર્તિ આવશે એ કામો દિલ દઈને કરવામાં આવશે તો તે કરનારાઓનું વ્યક્તિત્વ ખીલશે. આ માટેનો ઉત્તમ ઉપાય એ છે કે આપણે હીન ગણાતાં કામો કર્તવ્ય ભાવનાથી અને ખુલ્લી રીતે કરીએ તેના

પ્રતીક રૂપે રોજ નિયમપૂર્વક ઓછામાં ઓછી પંદર મિનિટ 'સફાઈ યજ્ઞ' કરીએ; અર્થાત્ મલમૂત્ર સફાઈ, રસ્તા સફાઈ, મરેલાં ઢોરની ચામડી ઉતારવી, એઠાં વાસણ માંજવાં જેવાં હલકાં કામો કરીએ. તેનો અર્થ આવો થશે: 'સમાજમાં જ્યાં સુધી થોડા લોકો ઊંચા અને થોડા નીચા છે, ત્યાં સુધી હું પોતે નીચામાં નીચો રહેવાનું પસંદ કરું છું.'

હલકા ધંધાવાળાઓની આજની ગુલામી ત્યારે જ દૂર થશે, જ્યારે જમીન પર દરેક વ્યક્તિનો જન્મસિદ્ધ અધિકાર સાબિત થશે. આ મૌલિક સિધ્ધાંતની સ્થાપના પણ અર્થશુધ્ધિ દ્વારા સફળ થશે.

## ૩ : જમીનની વહેંચણી

જમીન કુદરતની બનાવેલી છે. ન્યાયસર તો તેના પર બધા લોકોનો સરખો અધિકાર રહેવો જોઈએ. પણ હકીકત એ છે કે થોડા લોકોએ જ બધી જમીન પચાવી પાડી છે ને બાકીના તેનાથી વંચિત રહ્યા છે.

અગાઉ જમીન માટે લડાઈઓ થતી. તેમાં જે જીતે તે જમીનનો માલિક બનતો. આ ઝગડાઓમાંથી જમીન-માલિકોની આત્મરક્ષા માટે, ધીરે ધીરે સરદાર-રાજા જેવો વર્ગ ઊભો થયો. આ વર્ગે જમીનના ચાલુ કબજા મંજૂર રાખ્યા ને તેને કાયદેસર સ્વરૂપ આપ્યું. આ મફત હાથ કરેલી જમીન પછી ભારે કિંમતે વેચવામાં આવતી. જમીનનો કબજો જોરજબરીથી પડાવી લેવાનું જ્યારે અશક્ય લાગ્યું ત્યારે કેટલાક લોકો નજરાણું આપીને મૂળ માલિકને રાજી કરીને જમીનનો કબજો મેળવવા લાગ્યા. કેટલાક કરજ અને વ્યાજની વસુલાતમાં જમીન મેળવતા. આ રીતે જમીન વારંવાર હસ્તાંતરિત થતી રહી. રોકડ પૈસા આપીને જમીન ખરીદવામાં જબરજસ્તીની ગંધ પણ આવતી નથી!

જે ન્યાય દેશ-દેશ વચ્ચે લાગુ પડ્યો તે પડોશી-વચ્ચે પણ લાગુ કરવો અનિવાર્ય છે. અંગ્રેજોએ ભારતને જીતી લીધું તેથી ભારતપર આખર સુધી અંગ્રેજોનું સ્વામિત્વ ચાલે એ વાત જેમ હવે અનુચિત માનવામાં આવે છે; રાજા મહારાજાઓએ પણ પોત-પોતાના મુલક એક કાળે જીત્યા હતા, ને કેટલાક પ્રદેશો તો એક બીજાને વેચ્યા પણ હતા. જતાં પણ બધાં દેશી રાજ્યો જેમ આજે વિલીન થઈ ગયાં છે; તેમ જ જમીનના જૂના કબજા પર આધારિત માલિકી મટીને હવે તેની વહેંચણી લોકશાહીનાં તત્ત્વો પ્રમાણે નવેસર કરવી જોઈએ. સ્વ લોકમાન્ય ટિળકે કહેલું: 'સ્વરાજ્ય મારો જન્મસિદ્ધ અધિકાર છે.' એ રીતે દરેક નાગરિકનો પોતાના ભાગની જમીન મેળવવાનો જન્મસિદ્ધ અધિકાર પણ મંજૂર રહેવો જોઈએ. ને બધાને ભૂમિ-અધિકાર મળવો જોઈએ.

આ સિદ્ધાંત કોઈ એક પ્રદેશ યા રાષ્ટ્ર પર નહીં, બલકે આખી પૃથ્વી પર લાગુ છે. કેરળના લોકો ઇચ્છે તો મધ્ય પ્રદેશમાં અને જાપાનના લોકો ઓસ્ટ્રેલિયામાં જાતે ખેડવા માટે જમીન હાંસલ કરી શકશે. ભૂદાનનો આ સાર્વભૌમ સિદ્ધાંત છે.

જેમ બધા મતાધિકાર નથી ભોગવતા તેમ બધા ભૂમિ-અધિકાર પણ નહિ ભોગવે. જેનો બીજો હુન્નર-ઉદ્યોગ ચાલતો હશે તે જમીન નહિ લે; પણ જો એ ધંધો ભાંગી પડે તો જમીન પર એનો અધિકાર કાયમ રહે. ને દરેક ગામ પાંચ કે દસ વર્ષે જમીનની પુનર્વહેંચણી કરી શકે.

જમીનની ન્યાયી વહેંચણીની આ યોજનામાં પડોશી-ધર્મ પર ભાર છે, ગામનું એક કુટુંબ બનાવવા પર નહિ. સયુક્ત કુટુંબ તૂટીને અનેક પરિવારો બને છે તેથી અમે સામૂહિક ગામે પરિવારની વાત નથી કરતા. બલકે ગામના લોકો સારા પડોશીઓના નાતે પ્રામાણિકતા અને એકતાથી રહે તે આવશ્યક થયું છે.

## ૪ : મૂડીવાદનો ઉપાય

શોષણ-નિવારણ માટે જમીનદારોને ભૂદાન આપવા કહીએ છીએ ત્યારે તેઓ મૂડીદારો તરફ ઇશારો કરે છે. કેમ કે આજે તો જમીન કરતાં મૂડી સંપત્તિ પ્રાપ્ત કરવાનું અનેકગણું પ્રભાવી સાધન છે. વ્યાજ, ભાડું, લાભાંશ, નફો વગેરેના રૂપમાં મૂડીપતિ કપટ વગર લાખો રૂપિયા કમાઈ શકે છે, જ્યારે જમીનદાર મુશ્કેલીથી થોડા હજાર રૂપિયા લાભ વ. રૂપે પ્રાપ્ત કરી શકે છે. વ્યાજ પૂર્ણતઃ અને ભાડું તથા લાભાંશ અધિકારો મફતની આવક છે. આ બધી આવક બીજાઓ પાસેથી ઝૂંટવી લીધેલી હોય છે. 'દાંતનો બદલો દાંત,' એ નિર્દયતા

પણ ન્યાયનો દાવો કરી શકે છે પરંતુ વ્યાજનો અર્થ થાય છે "દાતનો બદલો દેહાંત!" એરિસ્ટોટલ જેવા મહાન વિચારકે અનૈસર્ગિક ગણાવ્યું હતું

સ્વયં શાહુકારની દૃષ્ટિએ જોઈએ તો પણ વ્યાજની મફતની આવક લાભ કરતા નુકસાન વધુ કરે છે શ્રમ વિનાનું અન્ન અપચો પેદા કરે છે, પેટમા દર્દ કરે છે મફતખોરીને લીધે શાહુકારનો પુરુષાર્થ માર્યો જાય છે તે આત્મવિશ્વાસ ખોઈ બેસે છે તેના છોકરાઓ નકામા બની જાય છે અને પિતાના ધનના ભાગ માટે અંદર અંદર લડી પડે છે વ્યાજને કારણે શાહુકાર દેણદારોનો પ્રેમ ખૂએ છે ને વેર પ્રાપ્ત કરે છે. પેટમા દર્દ, ઘરમા કલહ અને પડોશીઓની ગાળો એજ શાહુકારના નસીબમાં હોય છે આમ વ્યાજનો પહેલો શિકાર ખુદ શાહુકાર છે બીજો શિકાર કરજદાર થાય કે પોતાની ભૂલની તેને ભારે સજા ભોગવવી પડે છે

વ્યાજને કારણે આખા સમાજને પણ નુકસાન થાય છે. લોકોના પરસ્પર સંબંધો દૂષિત બને છે એકની મુશ્કેલી બીજાનો અવસર બને છે એકનો બળદ મરી ગયો તો તેના પડોશીની બેકાર પડેલી રકમ પર વ્યાજની આવક શરુ થાય છે પડોશીઓ વચ્ચે હિતવિરોધ પેદા થાય છે પરિણામે તેઓ એક બીજાના દુશ્મન બને છે એકબીજાની આફતની રાહ જોતા રહે છે!

વ્યાજની આવકથી ધનિક શ્રમ વિના વધુ ધનિક બને છે અને ગરીબ ભારે કષ્ટ ભોગવતા છતા ભારે ગરીબ બને છે બધાને સંપત્તિ કમાવાનો અને ભોગવવાનો સમાન અવસર મળે એ સામાજિક ન્યાયની ઉત્તેજના છે વ્યાજથી આ સિદ્ધાંતનો ભંગ થાય છે. તેથી જ બધા ધર્મશાસ્ત્રકારોએ એકી અવાજે વ્યાજનો નિષેધ ફરમાવ્યો છે મનુ અને યાજ્ઞવલ્ક્ય જેવા સ્મૃતિકારોએ વ્યાજને 'હીનવૃત્તિ' અર્થાત આજીવિકાનું હલકું સાધન કહ્યું છે. કુરાનમા તો વ્યાજ લેવા જ નહી બલ્કે વ્યાજ દેવાને પણ પાપ ગણાવ્યુ છે યહૂદીઓના ધર્મગ્રંથ 'તાલમૂદ'મા વ્યાજનો પ્રલેખ લખનારાઓ અને તેના પર સાક્ષી રૂપે સહી કરનારાઓને પણ પાપના ભાગીદાર ગણાવ્યા છે! ઈસુ ખ્રિસ્તનો વ્યાજ-નિષેધ પ્રખ્યાત છે અને પોપના રાજ્યમા તો અઢારમી સદી સુધી વ્યાજ લેવાની સખ્ત મનાઈ ચાલુ હતી.

ધર્મશાસ્ત્રમાં દરેક પ્રકારની વૃદ્ધિની મનાઈ કરેલી છે મતલબ કે કરજની મૂળ રકમ વસૂલ થયા બાદ વ્યાજને નામે વૃદ્ધિ લેવાય નહી. તેવી રીતે મકાનની મૂળ કિંમત જેટલું ભાડું મળી ચૂક્યા પછી મકાનનું ભાડું પણ લેવાય નહીં. ભાડાને મકાનની મૂળ કિંમતનો ભાગ માનવામાં આવે ને તે કિંમત પૂરી થઈ રહ્યા પછી ભાડુઆત મકાનનો ખરીદનાર માલિક બને લાભાંશ પણ એ રીતે શેરની મૂળ કિંમતનો ભાગ ગણાય અને મૂળ કિંમત મળી રહ્યા પછી કારખાના પર મજૂરોનો સામૂહિક અધિકાર સ્થપાય આ વાત બિલકુલ ન્યાયસંગત છે

એક જમાનો હતો જ્યારે પૈસા જ નહોતા. ત્યારે ભાગ્યે જ વ્યાજ લેવામા આવતુ અનાજ, દૂધ, શાક ભાજી વગેરે સાચી સંપત્તિનો સંગ્રહ ત્યારે શક્ય નહોતો માનવી અપરિગ્રહી અને ઉદાર હતો દા. ત કેરી પાકી તો તેને જલદીથી પૂરી કરવી જોઈએ બધી કેરી ઘરમાં વાપરી ન શકાય ને વેચવાની તો અનુકૂળતા નહોતી પરિણામે તેને આડોશી-પાડોશી વચ્ચે વહેંચી દેવા સિવાય બીજો માર્ગ નહોતો.

લોકો પોતાની વધારાની આવક બીજાઓને મફત વહેંચી દેતા અને ઉધાર તો ઘણી ખુશીથી આપતા, કેમકે તેમાં તો જૂની સડવા આવેલી વસ્તુને બદલે નવી તાજી વસ્તુ મળતી હતી દેનારા અને લેનારા બેઉ એક એકબીજાને ઉપકારી થતા હતા પડોશી-ધર્મનું પાલન અનાયાસે થતું હતુ એક વ્યક્તિ મુશ્કેલીમા આવી પડી તો પડોશી તેને મફત સહાય કરતો અને ઉધાર તો વ્યાજ વિના દેતો જ

પણ સોનુ-ચાંદી હાથમા આવ્યુ ત્યારથી પડોશી-ધર્મ તૂટ્યો આ અમર સંપત્તિથી માનવી સંગ્રહખોર બન્યો. સોના-ચાંદીના સિક્કાઓ આવ્યા પછી ખરીદ-વેચાણ પ્રક્રિયાઓ સરળ અને ઝડપી બની, પણ જે માલદાર માણસ અનાજ, કેરી કે બીજી જરૂરી ચીજો વ્યાજ વિના ઉધાર આપતો હતો તે હવે આ સિક્કા અને વ્યાજ વિના ઉધાર ન દેતો. કેમકે આ નવી નકલી સંપત્તિને સડવાનો કોઈ ડર નહોતો ધનવાન અને ગરીબના સ્વાર્થ બે હવે ભિન્ન થયા, ને ઉત્તરોત્તર તે

વિકસતા જ ગયા. આજે સમાજના બે વર્ગ પડ્યા છે. એક તરફ છે માલદાર, શાહુકાર, મકાનમાલિક અને કારખાનેદાર. બીજી તરફ છે કરજમાં ડૂબેલા ખેડૂત, ભાડૂતો અને મજદૂરો. આ વર્ગભેદમાંથી વર્ગસંઘર્ષ પણ પેદા થયો અને તે દિનપ્રતિદિન વધુ તીવ્ર બનતો જાય છે

પણ હવે સોના—ચાંદીના સિક્કા રહ્યા નથી. કાગળની નોટોનું ચલણ દુનિયાભરમાં ચાલે છે આ નોટોને કૂપન યા રેલવેટિકિટ માનો. કૂપન કે ટિકિટ ચોક્કસ સમય સુધી જ ચાલે છે. તે પ્રમાણે નોટો પણ એક જ વર્ષ ચાલે તેમ આપણે નક્કી કરી શકીએ છીએ. દર નવા વર્ષે નોટોનું નવીનીકરણ કરવું પડે ને તેમાં ૧૦૦ રૂપિયાની જૂની નોટોને બદલે ૯૪ રૂપિયાની નવી નોટો મળે! માનો કે ૬ રૂપિયાની નોટો સડી ગઈ. આ મુદ્રાક્ષયથી પૈસો બધી અસલી સંપત્તિની જેમ વિનાશી બનશે. દર વર્ષે ૬ ટકાના દરે ઘટતો રહેશે. પરિણામે તેના પર વ્યાજ લેવું મુશ્કેલ બનશે.

[ જો કે આજની ચલણી નોટો પણ ઘસારાથી નાશ પામતી જ હોય છે. આ રીતે નોટો ૭ થી વીસ મહિનામાં સડતી હોય છે. સરકાર તેનું સડવાપણું છુપાવે છે અને આમપ્રજાના ભોગે માલદારોની સડેલી નોટો બાળી તેની બદલીમાં નવી નોટો આપે છે.' આ નવી નોટો છાપવાનું ખર્ચ આમપ્રજા પર બેસે છે એને બદલે એ ગ્રાહકો પર બેસે એ વાજબી છે. આ ખરચની સાથે થોડો ચલણવેરો પણ ઉમેરીને વાર્ષિક કુલ ૭ ટકા ઘટ-દર લેવાથી ચલણશુદ્ધિ સિદ્ધ થાય છે. તે પ્રમાણમાં બીજા કરો ઓછા થશે. આ એક સરસ કર-સુધારો થશે. ]

## ૫ : અમલી પદ્ધતિ

૬% મુદ્રાક્ષય કરવાથી સામાન્ય વ્યાજ દૂર થશે.

આ મુદ્રાક્ષય ૩૧ મી ડિસેમ્બરે મધ્ય રાત્રિએ એકાએક નહિ થાય પણ ૧લી જાન્યુઆરીથી ૩૧મી ડિસેમ્બર સુધી નોટો લગાતાર અને ધીરે ધીરે વાસી બનતી રહેશે. તેનું દાર્શનિક મૂલ્ય કાયમ રહેશે. પણ તેનું વાસ્તવિક મૂલ્ય ઘટતું રહેશે. સો રૂપિયાની વાર્ષિક ઘટ ૭ રૂપિયા થાય એટલે દર મહિને પચાસ પૈસા અને દર ત્રીજે દિવસે પાંચ પૈસાની ઘટ થાય. આમાં પોતાની પાસે જેટલી રકમ જેટલા દિવસ ખાલી પડી રહે તેટલી ઘટ પોતે જ ભોગવવાની રહે આથી કોઈ વ્યક્તિ પોતાની પાસે બેકાર પૈસા રાખશે નહીં, કોઈ રીતે ખર્ચ કરવા ઇચ્છશે : માલ ખરીદશે, મકાન કે યંત્રમાં રોકશે, બેન્કમાં રાખશે. કોઈને ઉધાર આપશે યા દાન દેશે.

આ ઘટનો હિસાબ કરવો જરા ઝંઝટ જેવો લાગશે પણ તેના કોઠા છાપેલા તૈયાર હશે. તેની મદદથી અમુક રકમની, અમુક મહિનાની અમુક તારીખ સુધીની ઘટ જલદી અને સરળતાથી ગણી શકાશે. એટલું જ નહિ પાડા ( ઘડિયા ) ને સૂત્રોની મદદથી સામાન્ય વ્યક્તિ પણ તેનો હિસાબ કરી શકશે. જે વાત રોજની બને છે તેને સરળ બનાવી લેવાની કુશળતા મનુષ્ય માત્રમાં હોય છે. વળી (૧) રૂપિયાથી નીચેનું પરચૂરણ એમ ને એમ ચાલુ રહેશે. તેમનું વાર્ષિક પુનર્મુદ્રણ અને અવમૂલ્યન ખૂબ ખર્ચાળ અને મુશ્કેલીભર્યું બને, તેથી તેમ કરવાનું નથી. (૨) બે ચાર રૂપિયાની લેણદેણમાં માસિક ઘટજ રહેશે. તેની દૈનિક ઘટ નગણ્ય હશે. (૩) દૂધનો હિસાબ, નોકરનું વેતન, હોટલ—લોજના નિયમિત ઘરાકોનું માસિક લવાજમ—વગેરે રોજના વ્યવહારમાં ઘટ દરગુજર કરવામાં આવશે. દુકાનદાર પોતાના કાયમી ઘરાકો પાસે પેકિંગ, મજૂરી ખર્ચ વગેરે નથી લેતા તેમ મુદ્રાક્ષય પણ લાગુ નહિ કરે. (૪) મોટી રકમોના ઘટાડાનો હિસાબ તારીખ વાર ગણવો જોઈશે. પણ મુદ્રાક્ષય લાગુ પડ્યા પછી ઘણું ખરું સેલ્સ ટેક્સ ઉઠાવી લેવામાં આવશે. પરિણામે હિસાબની ઝંઝટ વધશે નહીં : સેલ્સટેક્સની જગ્યાએ મુદ્રાક્ષય આવશે એટલું જ.

આ પછી જો કંઈ ઝંઝટ બાકી રહે તો તે શોષણ-મુક્ત નિર્વૈર સમાજની રચના માટે બર્દાશ્ત કરવી રહી.

મુદ્રાક્ષયના હિસાબની સગવડ માટે બધી નોટોની ઉંમર એક સરખી રાખવી જોઈએ. દર સાલ ૧લી જાન્યુઆરીએ બધી નોટોનો પુનર્જન્મ થાય અને નવા વર્ષના પહેલા પખવાડિયા સુધી જૂની અને નવી બેઉ નોટો ચાલે, એમ ગોઠવી શકાય. પણ આટલી બધી વીગતોમાં જવાની આપણને જરૂર નથી. પૈસો નશ્વર

કરવાનો મૂળ સિધ્ધાન માન્ય થયા પછી બાકીની વીગતો વિશેષજ્ઞો પર છોડી દેવામા આવશે.

અર્થશુધ્ધિને કારણે સરકારને અનાયાસે ચાલુ ચલણના ૬% આવક મળશે આ એક એવો વાર્ષિક કર હશે જે સિક્કા સામેથી ભરશે જે આ કર ચૂકવવો ભૂલશે તેને ૬% કરતા વધારે નુકસાન જવાનુ રૂ ૧૦૦ નુ નિયમિત વાર્ષિક મુદ્રાક્ષય કરતા રહીએ તો ૧૭ મા વર્ષે રૂ ૩૭ ૩૮ બચે પણ જો ૧૭ વર્ષ સુધી ચાર્જ ન રહીએ તો કંઈ જ બચે નહિ !

મુદ્રાક્ષયની આ યોજના સરકાર જ અમલી કરી શકે એ વાત જાહેર છે પણ એક નાનુ ક્ષેત્ર, ગામ કે સસ્થા પણ જો ઇચ્છે તો સ્વતત્ર રીતે આ પ્રયોગ કરી શકે અલબત્ત, તેને પોતાનું સ્વતંત્ર ચલણ ઊભુ કરવું પડે બધો આંતરિક વ્યવહાર આ ચલણથી ચાલે ને બાહ્ય વ્યવહારમા દેશનુ પ્રચલિત ચલણ, વપરાય. પણ નાના ક્ષેત્ર માટેનો અમલ ઘણો મુશ્કેલ છે આખા દેશ માટે મુદ્રાક્ષયનો અમલ કરવો પ્રમાણમા સરળ છે.

## ૬ : પરિણામ

અર્થશુધ્ધિના અમલથી શુ સિધ્ધ થશે ?

**(૧) ભ્રમ નિરસન :** પૈસો પરમેશ્વર છે, સર્વસ્વ છે, એ ભ્રમનું નિરસન થશે ખાવા પીવાની વસ્તુઓ, કપડા વગેરે અસલી સપત્તિ છે પૈસો નકલી સંપત્તિ છે ખરી, પણ મનુષ્યને ભ્રમ પેદા થયો છે કે પૈસો જ સાચી સંપત્તિ છે ખરી સાચી સપત્તિ પાકના રૂપમા ઘરમા આવે છે ત્યારે માણસ તેને વેચી રોકડા લાવે છે કારણ કે પાકમા કીડા પડે છે જ્યારે પૈસાને કંઈ થતું નથી આ અમર પૈસાથી ખૂન થાય છે મિત્ર દુશ્મન બને છે. ભાઈઓ ભાઈઓ લડે છે પુત્ર પિતાનુ મૃત્યુ ઇચ્છે છે પૈસો મર્ત્ય થવાથી આ બધા અનર્થ ઢીલા પડી જશે એટલુ જ નહિ, મનુષ્ય જડ મૂલ્યો છોડી માનવીય મૂલ્યો તરફ આગળ વધશે મનુષ્યની બધી સદ્‌વૃત્તિઓ અને સદાચારોને પુષ્ટિ મળશે

**(૨) ઉત્પાદકોની પ્રતિષ્ઠા** જૂની કહેવત છે કે, ઉત્તમ ખેતી, મધ્યમ વ્યાપાર અને કનિષ્ઠ નોકરી ખેતી એટલે દરેક પ્રકારનુ ઉત્પાદન. પણ ખેડૂતનો પાક સડે છે ને વેપારીનો પૈસો અમર રહે છે આ વિષમતાને કારણે ઉત્પાદકોની સ્થિતિ દયાજનક બને છે. અર્થશુદ્ધિથી ઉત્પાદનની અને સાચી વસ્તુઓની ઇજ્જત વધશે અને વ્યાજની મફતની આવક દૂર થવાથી મફતખોરોને ઉદ્યોગ કરવો પડશે. પરિણામે સમગ્ર ઉત્પાદન અને સમૃદ્ધિમા વધારો થશે

**(૩) વ્યાજ વિનાનું કરજ :** વ્યાજને દૂર કરવા માટે જ અર્થશુદ્ધિની યોજના નીકળી છે અર્થશુદ્ધિથી વ્યાજ સાવ મટશે તો નહી પણ ઘટશે તો ખરું જ ૩૦૦% જેટલુ વ્યાજ ચાલતુ હોય ત્યા ૬% મુદ્રાક્ષયની કંઈ અસર નહિ થાય પણ નવ ટકાના ત્રણ ટકા તો જરૂર થશે, અને ધીરે ધીરે ભારે વ્યાજ હળવા બનતા જશે ને કેટલાક સમય પછી બિલકુલ મટી પણ જશે

વ્યાજ ઘટશે એટલે જે સાધનહીન લોકો અતિ કષ્ટ કરીને પણ પૂરુ રોટલા મેળવતા નથી તેમને પોતાના સાધનો મેળવવા સરળ બનશે અને મજૂરોને પોતાના સાધન મળી ગયા પછી તેમની પૂરી કમાણી એમની પાસે જ રહેશે પછી એમને કરજ લેવાની જરૂર નહિ પડે ને સજોગોવશાત્ જરૂર પડી તો તેમને વૃદ્ધિ વગરનુ કરજ મળશે આવા કરજની સહાય પછી તેઓ પોતાના પુરુષાર્થથી જ પોતાની ઉન્નતિ કરશે એમને બીજી કોઈ મદદની આવશ્યકતા નહિ રહે

વૃદ્ધિ વગરના કરજમા પણ ૬% વ્યાજ છૂપુ રહેશે પણ તેથી કરજદારને હાનિ પહોચતી નથી અર્થશુદ્ધિથી વ્યક્ત વ્યાજ એટલે વૃદ્ધિ મટશે

**(૪) ભાડુ અને લાભાંશ** વ્યાજ દૂર થશે એટલે મકાનનુ ભાડુ પણ ઊતરશે મકાન-ભાડામા મકાનમા રોકાયેલી મૂડીનુ વ્યાજ સમાતુ હોય છે તે હવે દૂર થશે વ્યાજ ઘટે પણ ભાડા તેમના તેમ રહે તો શાહુકારો ભાડા માટે નવા મકાનો બાંધવા લાગશે એ ડરથી ભાડુ પણ તરત જ નીચે આવી જશે કારખાનાના શેર પર જે લાભાશ મળે છે તેનુ પણ તેમજ થશે લાભાશ વ્યાજનો જ એક સંમિશ્ર પ્રકાર છે

અર્થશુદ્ધિ ભગી-મુક્તિ, ગ્રામસ્વરાજ્ય અને વિશ્વશાંતિની દિશામા સમગ્ર સમાજને દોરી જશે

( અનુસધાન પાના નબર ૭૩ )

# માર્ક્સવાદ : અવૈજ્ઞાનિક અભિગમ

આચાર્ય કૃપાલાની
અનુ : ભોગીલાલ ગાંધી

## વર્ગયુદ્ધ : પાયાના સિદ્ધાન્ત

માર્ક્સવાદી તત્વજ્ઞાનમાં વર્ગ–યુદ્ધનો સિદ્ધાન્ત કેટલાક પાયાના પ્રમેયો (assumptions)માં પ્રગટ થાય છે. સંક્ષેપમાં તે મૂળભૂત માન્યતાઓ આ છે :

(૧) સમાજવિજ્ઞાન અને ઇતિહાસ પણ ભૌતિક વિજ્ઞાનોની માફક નિશ્ચિત વિજ્ઞાન છે; અને એમના કાનૂનો એવાજ અપરિવર્તનેય (inexorable) છે.

(૨) ઇતિહાસ તથા સમાજમાં પ્રારંભિક પ્રેરક પરિબળ (primary moving force) આર્થિક છે.

(૩) આજ સુધીનો માનવ–ઇતિહાસ એ વર્ગો વચ્ચેના કરુણાન્ત સંઘર્ષનો ગજગ્રાહ રહ્યો છે : આ વર્ગો તે માલિકો અને ગુલામોના, શોષકો અને શોષિતોના સ–હિતો (haves) અને રહિતો (have–nots)નો. માનવઇતિહાસની વર્તમાન કક્ષાએ આ બે વર્ગ તે પૂંજીપતિઓ અને કામદારોના છે.

(૪) પશ્ચિમના કેટલાક ઔદ્યોગિક દેશોમાં આ બે વર્ગોનું સામસામા છેડાનું ધ્રુવીકરણ (polarisation) સિદ્ધ થઈ ચૂક્યું છે. બીજા દેશોમાંય આ પ્રક્રિયા સત્વર પૂર્ણ થઇ જશે.

(૫) આનો અર્થ એ છે કે કામદાર વર્ગની હાલત ઉત્તરોત્તર વણસતી જશે; એનાં પરિણામે ઉગ્ર વર્ગયુદ્ધ પેદા થશે.

(૬) આ ભાવિ સંઘર્ષમાં શહેરી કામદાર (proletariat) વર્ગની સંગઠિત શક્તિનો મુકાબલો પૂંજીપતિઓની પૂંજી સામે થશે.

(૭) આ હિંસક સંઘર્ષ દરમ્યાન પ્રાપ્ત થયેલ લાભોને સુગઠિત કરવા સારુ અને અંતે, નૂતન વર્ગ–વિહીન સમાજવ્યવસ્થાની રચના કરવા સારુ, કામદાર વર્ગની સરમુખત્યારશાહી (dictatorship) સ્થાપિત કરવી જરૂરી થશે.

(૮) વર્ગવિહીન સમાજની સ્થાપના અને સુપ્રતિષ્ઠિતતા સિદ્ધ થતાં, કેવળ સરમુખત્યારશાહી જ નહિ, બલ્કે એની સાથે સાથે રાજ્ય પણ કરમાતું જશે.

(૯) જે કોઈ દેશમાં કામદાર–ક્રાંતિ થશે એ ક્રાંતિનું સ્વરૂપ આંતરરાષ્ટ્રીય જ રહેશે; તે એટલા માટે કે જેમ દુનિયા આખીના પૂંજીપતિઓનાં હિત સમાન છે, તે જ રીતે, દુનિયાભરના કામદારોનાંય હિતો સમાન છે.

માર્ક્સના આ પાયાના પ્રમેયોની રજુઆત કરતાં અહીં અમે એના ભૌતિકવાદ (materialism)ના સિદ્ધાન્તની અથવા ક્રિયા, પ્રતિક્રિયા અને સમન્વય દ્વારા થના દ્વંદ્વાત્મક (dialectical) પરિવર્તનની ચર્ચા નથી કરી. અમે એમ માનીએ છીએ કે આ તત્વચિંતનની ચર્ચાનું ક્ષેત્ર છે — જે જર્મન તત્વચિંતકોને બહુ પ્રિય છે. આ તર્ક–વિમર્શ (speculation) ગમે તેટલો રસપ્રદ હો, પરંતુ, પૂંજીવાદી સમાજમા ઉત્પાદનનાં સાધનોના માલિકો દ્વારા કામદારોના સમૂહનું જે શોષણ થઇ રહ્યું છે, તે હકીકતને આ તર્ક-વિમર્શ નથી તો પુરવાર કરતો કે નથી તો બિનપુરવાર કરતો. બલ્કે દ્વંદ્વાત્મક ભૌતિકવાદનું આ દર્શનશાસ્ત્ર સાદા સીધા આર્થિક, સામાજિક અને રાજકીય સવાલોને કેવળ ગૂંચવી નાખે છે. માર્ક્સવાદી સામાજિક સિદ્ધાન્તને ગંભીર અને મૌલિક

રૂપ આપવાથી વિશેષ તે કશું જ નથી કરતું. હકીકતે તો, પૂંજીવાદી અર્થતંત્રમાં પૂંજીપતિઓ દ્વારા થઈ રહેલા કામદારોના શોષણના તથ્ય વિષે માર્ક્સની પૂર્વેના અનેક વિચારકો અને સુધારકોએ વિવરણ કર્યું જ છે. તેમને આ વિવરણ કંઈ ભૌતિકવાદી દ્વંદ્વાત્મક પરિભાષામાં કરવાની જરૂર પડી નથી જ કે, એમણે એનું વિવરણ અન્યાય, નિર્દયતા અને હિંસાની નૈતિક પરિભાષામાં કર્યું છે. વળી જે બધા હેવાલોમાંથી નિર્દય શોષણ અંગેનો ભરપૂર મસાલો માર્ક્સને પ્રાપ્ત થયો છે એ ૧૯મી સદીના રોયલ કમિશનના સભ્યોને પણ કંઈ પોતાના નિર્ણયો ઉપર પહોંચવા માટે દ્વંદ્વાત્મક ભૌતિકવાદમાં વિશ્વાસ કરવો પડ્યો ન હતો. એમણે તો ૧૯મી સદીના આરંભમાં બ્રિટનના કારખાનાંઓમાં કામદારોની જે હાલત જોઈ-જાણી હતી, તેના ઉપરથી જ પોતાનાં નિષ્પાદનો (conclusions) રજૂ કર્યાં હતાં. એમણે તો, પૂંજીવાદી વ્યવસ્થામાં અંતર્ગત રહેલાં અન્યાય, નિર્દયતા અને પાશવતા, સર્વસાધારણ અનુભવ રૂપે, જોયાં-જાણ્યાં હતાં.

## વર્તમાન સંદર્ભમાં વિશ્લેષણ

અહીં, જે પ્રમેયો માર્ક્સવાદી ચિંતનમાં, વિશેષતઃ વર્ગ-યુદ્ધ માટે, આધારભૂત છે એમનું પરીક્ષણ આપણા સાંપ્રત જ્ઞાન અને સામાજિક સંબંધોના પ્રકાશમાં કરીશું.

માનવીના વૈયક્તિક, વા, સામાજિક આચરણનું વિશ્લેષણ (analysis) તથા સંશોધન (investigation) કરવાની પદ્ધતિ ગમે તેટલી વૈજ્ઞાનિક હો, છતાં, ભૌતિક લક્ષણો (phenomena) ના વિશ્લેષણ અને સંશોધનની કેટલીક તાત્ત્વિક બાબતોથી તે નિશ્ચિત રીતે ભિન્ન હોવાની જ. આ ભિન્નતાની પાછળનું રહસ્ય એ છે કે–

* ભૌતિક વિજ્ઞાનોનો સબંધ ભૌતિક વસ્તુ-ઘટનાઓ સાથે હોય છે; ત્યારે સામાજિક વિજ્ઞાનો સ્ત્રી-પુરુષોના વૈયક્તિક તથા સામુહિક આચરણ સાથે સંબંધ ધરાવતા હોય છે. વળી, ભૌતિક વસ્તુઓ ઓછેવત્તે અંશે અચલ (static) હોય છે તથા પોતાનું નિયમન પોતે કરતી હોતી નથી; ત્યારે માનવી ગતિશીલ (dynamic) હોય છે અને તે સ્વયંસંચાલનની શક્તિ ધરાવે છે. માનવીને પોતાની ચેતના, લાગણી, બુદ્ધિ અને સંકલ્પ-શક્તિ હોય છે; ભૌતિક વસ્તુઓ આવું એકે લક્ષણ ધરાવતી હોતી નથી. આ ઉપરાંત, મનુષ્ય અને એના વિભિન્ન સમૂહો વચ્ચેનો ભેદ કેવળ માત્રાગત (quantitative) નથી હોતો; એનું તોલ-માપન જે રીતે ભૌતિક વિજ્ઞાનોમાં શક્ય બને છે તેવું ચોક્કસ શક્ય નથી હોતું. માનવ-વ્યક્તિ અને તેના સમૂહ વચ્ચેનો સંબંધ ગુણાત્મક (qualitative) રીતે જ ભિન્ન પ્રકારનો છે. વધુમાં, માનવ આચરણ ઉપર કેટલાંક નિશ્ચિત ધોરણો તથા મૂલ્યોની પણ સીધી અસર હોય છે જે તેમનું માર્ગદર્શન કરે છે.

* આ ધોરણો અને મૂલ્યોનું ભૌતિક ચીજવસ્તુઓની જેમ ચોક્કસ તોલ-માપન થઈ શકતું નથી. કોઈ એક મૂલ્યનું બીજા મૂલ્યની માત્રામાં પરિવર્તન નથી થઈ શકતું. સત્ય અને સૌંદર્ય પેદા કરવા સારુ કઈ સામગ્રીની કેટલી માત્રા હોવી જોઈએ એનો વૈજ્ઞાનિક હિસાબ લગાવી શકાતો નથી.

આ ઉપરાંત પણ, સામાજિક લક્ષણો સદા ચંચળ હોવાનાં. આપણે જ્યારે એક બાજુ એને અંગેનું સંશોધન અને નિરીક્ષણ કરતાં હોઈએ ત્યારે, બીજી બાજુ, તે દરમ્યાન જ, તેમાં પરિવર્તન થતું હોય છે! આજના વિદ્યમાન વિશ્વમાં તો એવું બનાવ સંભવ છે કે સંપૂર્ણ અદ્યતન હોવાનો દાવો કરનાર સંશોધક પોતેજ પોતાને કેટલાય દાયકાઓ જૂનવાણી રહી ગયેલો જુવે તો નવાઈ નહિ! તથા સામાજિક વિજ્ઞાનોમાં એવું બને છે કે કોઈ એક આગળના પ્રયોગથી પૂરો સંતોષ ન થયો હોય તોય, બીજા પ્રયોગ વખતે એનું ને એનું પુનરાવર્તન થવાની બહુજ અલ્પ શક્યતા હોય છે. સંશોધકને પોતાના અભ્યાસ અને પ્રયોગ માટે સર્વથા અનુકૂળ એવા શુદ્ધ રૂપમાં ઘટનાઓ અને ત્યાં સુધી રાહ જોયા કરવી પડે— અને ઘણીવાર તો એવી ઘટનાઓનું પુનરાવર્તન ન પણ થાય! આ ઉપરાંત, ભૌતિક વિજ્ઞાનોમાં સંશોધક જેટલો તટસ્થ રહી શકે છે એટલી તટસ્થતા સામાજિક વિજ્ઞાનોમાં તેને માટે દુસ્સાધ્ય ગણાય. કેમકે સંશોધક

પોતેજ સામાજિક પરિવર્તનની રંગભૂમિ ઉપરનો એક નટ હોય છે. આથી તે પોતાની ગમા-અણગમાથી હમેશાં પર રહી નથી શકતો.

વધુમાં, વિશ્વની સામાજિક પ્રવૃત્તિઓ—દા. ત. આર્થિક, સામાજિક, રાજકીય, નૈતિક, કલાત્મક તથા ધાર્મિક (ભૌતિકવાદે પણ 'ધર્મ' બની શકે છે – ઘણીવાર બની ગયો પણ છે)–સજીવપણે (organically) આંતરિક સંબંધ ધરાવતી હોય છે. આ દરેક પ્રવૃત્તિ એક બીજા ઉપર ક્રિયા-પ્રતિક્રિયા દ્વારા અસર પહોંચાડતી હોય છે. કેટલીક વાર તેના મૂળ રૂપમાં ફેરફાર કરવા સુધીની અથવા તો પારસ્પરિક અસરોને છેક નાબુદ કરવા સુધીની અસર પણ પહોંચાડતી હોય છે. દૃષ્ટાંત રૂપે-

'વ્યક્તિઓ,' વર્ગો, 'અગર રાષ્ટ્રોનો આર્થિક વ્યવહાર કેવળ આર્થિક પરિભાષા દ્વારા સમજી શકાય તેવો કે સમજાવી શકાય તેવો હોતો નથી. મોટે ભાગે, આર્થિક ઈરાદાઓ અને ખ્યાલો, વ્યક્તિઓ અને જૂથોના રાજકરણી, સામાજિક, નૈતિક, કલાત્મક અને ધાર્મિક વિચારો અને આદર્શો સાથે એટલા બધા ઓતપ્રોત થઈ ગયેલા હોય છે કે અંતે મૂળ પ્રેરક મનાતા આર્થિક હેતુ અને ખ્યાલો જ પલટાઈ ગયેલા જણાય છે। સામાજિક વિજ્ઞાનોનો સંબંધ બહુત: માનવીની આદિયુગીન માન્યતાઓ, રીત રિવાજો, પરંપરાઓ, સામાજિક પરિપાટીઓ તથા વહેમો અને ભ્રમણાઓ સાથે ય હોય છે. આ બધાને કારણે ભૌતિક વૈજ્ઞાનિક પદ્ધતિનાં તોલ-માપન બેકાર બને છે. અને માનવ જીવનના વિવિધ પહેલુઓ (aspects) વચ્ચેના ભેદો અને લાક્ષણિકતાઓ ભૂંસી નાખીને તેમને કોઈ એકાકી મૂળ-હેતુ (unitary cause) સાથે જોડી દેવાનું અસંભવિત બને છે — ભલે પછી આ કહેવાતો એકાકી મૂળ-હેતુ ભૌતિક હો, દ્રવ્યવિજ્ઞાન સંબંધી હો, આર્થિક હો, રાજકારણી હો વા ધાર્મિક હો. આવો કોઈ પણ એકાકી હેતુ દ્વારા તમામ પરિવર્તન અને ઉત્ક્રાંતિનું વિવરણ શક્ય જ નથી. બલ્કે, આવી પદ્ધતિ તો ભૌતિકવાદી રહસ્યવાદ (material mysticism) જ બની જાય — જે વિશ્વનું સંપૂર્ણ રહસ્ય પ્રગટ કરનારા 'અંતિમ હેતુ' (final cause) નો દાવો કરે અને આજે આપણે જેને વૈજ્ઞાનિક પદ્ધતિ કહીએ છીએ તેના ક્ષેત્રની બહારની વાત બની જાય।

## સામાજિક અને ભૌતિક વિજ્ઞાનોની ભિન્નતા

આ દૃષ્ટિએ સામાજિક વિજ્ઞાન અને ભૌતિક વિજ્ઞાન વચ્ચે ઘણો ભેદ છે. સામાજિક વિજ્ઞાન અત્યંત બ્યવસ્થિત અધ્યયન છે. તેમાં અન્વેષણ (observation)ની પદ્ધતિ તથા નિશ્ચિત અને સીમિત ક્ષેત્રમાં વૈજ્ઞાનિક પદ્ધતિનો યથાસંભવ ઉપયોગ થતો હોય છે. પરંતુ એમાં નિશ્ચલ અને અપરિવર્તનીય કાનૂનો નથી હોતા. એમાં ભવિષ્યકથન અને પૂર્વકથન (prognostication) માટેનો અવકાશ મર્યાદિત હોય છે. સામાજિક લક્ષણોનો આપણે થાય તેટલો અભ્યાસ કરીએ, તેમનું વિશ્લેષણ કરીએ અને સંશોધન કરીએ— આ બધું ગમે તેટલી વૈજ્ઞાનિક રીતે કરીએ – તોય, અંતે જે પરિણામ આવશે તે અમુક વલણો જ (tendencies) દર્શાવનારું હશે. આ વલણોમાં એ જ ક્ષેત્રે, અથવા તો, માનવપ્રવૃત્તિના અન્ય સંબંધિત ક્ષેત્રે સક્રિય ઇતર વલણોને કારણે રૂપાંતર (modification) થતું હોય છે; કેટલીક વાર તો તે વલણો સમૂળાં અદૃશ્ય થતાં પણ હોય છે.—ભલે પછી આ ફેરફાર સદાને માટે ન ન હોય; પરંતુ દીર્ઘ કાળ પર્યંત તો આવું બનતું હોય જ છે. ઉપર કહ્યાં તે વલણોને માનવ દક્ષતા (ingenuity), જ્ઞાન, (wisdom) અને સંકલ્પ (will) દ્વારા બદલી પણ શકાતાં હોય છે. વળી, આપણે જેને સ્વાભાવિક માર્ગ માનતાં હોઈએ તેમાંય માનવવિકૃતિને કારણે વિક્ષેપ આવતો હોય છે. દા. ત. હિટલરની વિકૃતિને કારણે અનેક દેશો માટે ઉત્ક્રાંતિનો જે સ્વાભાવિક માર્ગ માનવામાં આવ્યો હતો તેના ઉપર ભારે અસર થઈ હતી.

ટૂંકમાં, સામાજિક અધ્યયનમાં માણસ બિલકુલ નિશ્ચિત, સંપ્રદાયી (dogmatic) અથવા કટ્ટર (fanatic) રહી શકતો નથી.

દરેક પૂર્વપદ (proposition) માં 'જો', અથવા 'કિન્તુ'ને કારણે રૂપભેદ થતો હોય છે; અને આ 'જો'-'કિન્તુ'ઓ બહુ મહત્વનાં હોય છે.

અલબત્ત, એક સદી પૂર્વે (માર્કસના જમાનામાં) જ્યારે ભૌતિક અને સામાજિક વિજ્ઞાનો વચ્ચેના આવા ભેદો પ્રત્યે દુર્લક્ષ થઈ રહ્યું હતું તે જમાનાની સરખામણીમાં આજના યુગમાં આ વાત વધુ સમજાય છે.

માર્કસની માન્યતા મુજબ ઇતિહાસ અને સમાજનું પ્રારંભિક ( primary ) અને પાયાનું સંચાલક-બળ (moving force) અર્થકારણ જ છે અને ઇતર બધું તે પાયા ઉપરની ઇમારત (superstructure) સમું છે, આનુષંગી-ગૌણ (Secondary) અને શાખારૂપ ( derivative ) છે કે કેમ તે આપણે તપાસીએ અમારે મતે, આ દષ્ટિબિંદુ ઐતિહાસિક રીતે અશુદ્ધ છે. પ્રાચીન યુગની સામાજિક વ્યવસ્થાઓ મુખ્યત: અજાગ્રત વિકાસ અને પ્રગતિનું પરિણામ રહી છે. બહુ બહુ તો, એ વ્યવસ્થાઓ પાછળ અંશત: વિચાર-જાગ્રતિ કારણરૂપ ગણી શકાય. આજેય, મહદંશે, આવું જ હોય છે.

આદિ યુગમાં અર્થજીવન સહિતનાં સામાજિક પરિવર્તનોનાં માર્ગદર્શક પરિબળો ગણાવીએ તો તે હતાં તે જમાનાનાં રીતરિવાજો, પરંપરા, દઢ માન્યતાઓ અને અંધશ્રદ્ધા જાગ્રત રીતે જે કોઇ પરિવર્તન કરવામા આવતું હતું તે કદાપિ ક્રાંતિકારી ન હતું બનતું. તે બહુત: પ્રસ્થાપિત પરિપાટી ( pattern ) અનુસારનું જ રહેતું હતું

* મધ્યયુગમા આગળ પડતુ કોઇ પ્રેરકબળ હોય તો તે કાં તો ધર્મનું કાં તો સૈન્યશક્તિનું – અથવા તો, બંનેનુ સંયુકત હતુ. અર્થકારણનું સ્થાન ગૌણ હતું. અને ઘણી બધીવાર ધાર્મિક, રાજનૈતિક તથા ફોજી ગણનાઓને વશ હતું.

પ્રાચીન અને મધ્યયુગમાં ભારતીય સમાજનુ પ્રભાવક (dominant) પરિબળ ધર્મ હતુ.

પુરોહિત વર્ગ પાસે ન હતી આર્થિક શક્તિ કે ન હતી રાજનૈતિક શક્તિ. પરંતુ તેમની સામાજિક પ્રતિષ્ઠા ઊંચી હતી પુરોહિત તથા પંડિત વર્ગનું સન્માન એમની વિદ્વતા તથા સંયમી જીવનને આભારી હતુ —એમની પાસે જે સાંસારિક સંપત્તિ હતી, અથવા તો, જે સેવાઓ ઉપર તેમનો અધિકાર હતો એ કંઈ મુખ્ય કારણ ન હતું. હિંદુ ધર્મ-સંગઠનમા મધ્યયુગી યુરોપના ખ્રિસ્તી ચર્ચની ઉચ્ચાવચ ક્રમિક શ્રેણીની ( hierarchy ) ન હતી, આથી કરીને તેમની આર્થિક અને રાજનૈતિક શક્તિ યુરોપનાં ધર્મસંગઠન જેટલી જડબેસલાક ન હતી. પ્રાચીન યુગનાં ગ્રીસ અને રોમમાંય પુરોહિતોનું કે અર્થતંત્રનું એવુ બહુ જોર ન હતું. તે જમાનામાં ત્યાં મુખ્ય પ્રભાવક અસર કોઇની હોય તો તે ફોજી, રાજકારણી અને બૌધ્ધિક વર્ગોની હતી.

એ વાત સાચી છે કે, પૂંજીવાદી અર્થ-વ્યવસ્થાનો આરંભ થતાં યુરોપના કેટલાક ઔદ્યોગિક દેશોમાં અમુક સમય સુધી નવા ઔદ્યોગિક તથા આર્થિક વર્ગોની આર્થિક શક્તિ જ સમાજનું પ્રભાવક પરિબળ બન્યુ હતુ. એની અસર કેવળ સામાજિક અને રાજકીય વ્યવસ્થાતંત્ર ઉપર જ નહિ, પરંતુ નૈતિક અને ધાર્મિક તંત્ર ઉપર પણ પડી હતી.

સામાજિક ઉત્ક્રાન્તિની આ કક્ષાનુ અવલોકન કરીને માર્કસ એવા નિષ્પાદન ( conclusion) ઉપર આવ્યો હતો કે અર્થશક્તિ જ તમામ સામાજિક વ્યવસ્થા તંત્રના મૂળમાં હોય છે અને તેજ સૌથી મુખ્ય મહત્ત્વની છે—બાકીની બધી સામાજિક વ્યવસ્થાઓ ગૌણ શાખારૂપ છે. પરંતુ આ તો વિશ્વના એક પ્રદેશમાં માનવ ઇતિહાસનું એક જ પાસું ( phase) હતુ!

વર્તમાન સદીમાં તો, રાજનૈતિક શક્તિએ પ્રભાવક સ્થાન પ્રાપ્ત કરી લીધું છે. હિટલર અને મુસોલીનીએ પહેલાં રાજસત્તા પર કાબૂ મેળવ્યો હતો અને ત્યાર બાદ તેમણે એવી યોજના કરી હતી કે જેથી પોતાની અર્થવ્યવસ્થાને કામદાર અને પૂંજીપતિ – બંને હિતોએ ટેકો આપવો પડે. આ વ્યવસ્થા રાજ્ય-પૂંજીવાદ ( state-capitalism )ની હતી જે રંગભેદી ( racial ) અને સામ્રાજ્યવાદી આક્રમણ તથા પ્રભુત્વના ધ્યેય સાથે સંકળાયેલી હતી.

વળી, રશિયામાંની નવા પ્રકારની અર્થવ્યવસ્થા, -જેને સામ્યવાદ (communism) ને નામે ઓળખવામાં આવે છે તેય – લેનિનની બોલ્શેવિક પક્ષે

રાજ્યસત્તા કબજે કર્યા પછી જ, તેના જોરે જ, દાખલ કરવામાં આવી હતી. એમાં શુધ્ધ આર્થિક બળોએ જન્માવેલ ઉત્ક્રાંતિ જેવું કંઈ હતું જ નહિ કે જેના જોરે વર્તમાન રશિયાઇ સમાજની સ્થાપના થઈ હોય.

## ધાર્મિક અને આર્થિક પરિબળો

◆વધુમાં, એમ માની બેસવું કે આર્થિક વ્યવસ્થાઓ વા શક્તિઓ ધર્મ અથવા નૈતિકતાના મૂળમાં છે–એ તો અન્મનો વૈજ્ઞાનિક અને અનૈતિહાસિક છે. હકીકતે, એ તો, અનેક ધર્મોને જન્મ આપનારી આધ્યાત્મિક વ્યક્તિઓ જ હતી, જે જીવન અને વિશ્વના કૂટપ્રશ્નનો ઉકેલ અને 'નિર્વાણ' ઝંખતી હતી. આ એમનાં વ્યક્તિગત લક્ષ્ય હતાં. એમાં આર્થિક વ્યવસ્થાઓ બદલવાની કોઈજ કોશીશ ન હતી. એમ પ્રતિપાદન કરવું કે બુધ્ધ અગર તો ઇશુ વા મહમદનું આગમન ભારત, પેલેસ્ટીન અથવા અરબની પલટાતી આર્થિક પરિસ્થિતિનું પરિણામ હતું તો તે ઐતિહાસિક તથ્યોની ચાલાક અને વિચક્ષણ (Ingenious) ગેરરજુઆત જ ગણાય. આ આધ્યાત્મિક વ્યક્તિઓએ કેવળ પોતપોતાના દેશમાં નહિ પરંતુ સમસ્ત વિશ્વમાં ક્રાન્તિકારી હિલચાલો આરંભી દીધી હતી એ વાતનો ઇન્કાર કરવો મુશ્કેલ છે.

આવા ક્રાંતિકારી ધાર્મિક આંદોલનોનો આર્થિક ખુલાસો આપવો એ તો મનોવૈજ્ઞાનિક રીતે અને ઐતિહાસિક દૃષ્ટિએ ય ગલત જ ઠરશે.

યુગે યુગે વિવિધ વ્યક્તિઓએ આ લોક અને પરલોકની કૂટ સમસ્યા ઉકેલવા જે અથાગ પ્રયાસો કર્યા છે તેની પાછળ જો કોઈ મૂળ–પ્રેરણા હોય તો તે તેમની આંતરિક મનોવૈજ્ઞાનિક ઝંખના જ હતી.

વળી, એવી ધારણા સેવવી કે સંપત્તિનું વધુ સમતાપૂર્ણ (equitable) પુનર્વિતરણ થવાને કારણે આર્થિક સંબંધોમાં જે પરિવર્તન આવશે તેથી કરીને લોકો તેમની નૈતિક અને ધાર્મિક નિષ્ઠાઓનો ત્યાગ કરશે અને સૌ ભૌતિકવાદી બની જશે તો તે બેહુદું (absurd) છે. રશિયા, ચીન અને પૂર્વ યુરોપી સામ્યવાદી રાષ્ટ્રોમાંની પ્રજા ધર્મવિરોધી એટલા સારુ નથી બની કે ઇશ્વર, પયગંબર, પુરોહિત, મઠ, દેવળ–મંદિર તથા ધાર્મિક આચાર–વિધિમાંની તેમની શ્રધ્ધા નષ્ટ થઈ ચૂકી છે; પરંતુ એ કારણે બની છે કે દેશના સત્તાધારીઓ આ બધી વાતો સહન નહિ કરે; અને ઘરમાં કે શાળામાં, અથવા સાહિત્ય, સિનેમા, રેડિયો, અને બીજાં શૈક્ષણિક તથા પ્રચાર–પ્રસારનાં સાધનો દ્વારા તેમને ધાર્મિક શિક્ષણ પ્રાપ્ત જ નહિ કરવા દે.

જો સામ્યવાદી દેશોની રાજ્યસત્તાઓ ધર્મને બહિષ્કૃત કરવાની તેમની પેરવીઓ શિથિલ કરી નાખે તો, પ્રજાના વિશાળ સમૂહો ફરીથી દેવળ–મંદિરોમાં એકઠા થવા માંડશે, ફરી પાછા નાતાલ–ઇસ્ટર–ઇદ વગેરે તહેવારોની ઉજવણી શરૂ કરી દેશે, અને તેમના કહેવાતા અંધ-શ્રધ્ધાળુ કર્મકાંડ અને સમારોહો પણ ચાલુ કરી દીધા વિના નહિ રહે; કેમકે આ બધી પ્રવૃત્તિ તેમને ભાવનાગત સંતોષ આપનારી હોય છે; રોજીંદા જીવનની ઉપયોગી વસ્તુઓના ઉત્પાદન સાથે એમનો કંઈ સંબંધ હોતો નથી. નૂતન અર્થવ્યવસ્થા ગમે તે હોય છતાંય એ પ્રજા તેમના પુરોહિતોની સલાહો લેશે અને તેમને ભેટસોગાદો ધરશે.

એક વાત સ્પષ્ટ છે કે નૃવંશ–વિજ્ઞાનીઓ (anthropologists) અને મનોવિજ્ઞાનીઓએ ધર્મ અને ધાર્મિક ચેતનાના મૂલ–સ્રોત અંગે જે વિવરણ કર્યું છે એ આર્થિક તો નથી જ — સર્વથા ભિન્ન છે.

## નૈતિક મૂલ્યો

માનવીની નૈતિકતા વિષે પણ આવું જ છે. મનુષ્યની નૈતિકતાના મૂળમાં મહદંશે ધર્મ રહેલો છે. એનો ઘણો મોટો અંશ શાંતિપૂર્ણ અને સહયોગી સામાજિક જીવનના પ્રયોગોનું પરિણામ છે. એના નિયમો ( rules )નું સંશોધન અનેક અનુભવો, પ્રયોગો તથા ક્ષતિઓને અંતે થયેલું છે. એમાંના કેટલાક અંશો પૌરાણિક યુગના રીતરિવાજો, પ્રણાલીઓ અને અંધ-શ્રધ્ધા ઉપર પણ આધારિત છે.

માર્કસના જમાનામાં નૃવંશ–વિજ્ઞાન તથા મનોવિજ્ઞાનના અભ્યાસનો ભાગ્યેજ પ્રારંભ થયો હતો;

આમ છતાં, આશ્ચર્યની વાત તો એ છે કે એણે ધર્મ અને નૈતિકતા પરત્વે પ્રતિપાદિત કરેલા અનૈતિહાસિક અને અમનોવૈજ્ઞાનિક વિચારો અદ્યતન યુગના બુધ્ધિમાનો અને શિક્ષિતોમાં જડ ઘાલી રહ્યા છે।

ગમે તેમ પણ, એ વાત સાચી છે કે ધર્મ અને નૈતિકતા – બંનેનો, તેમના મૂળભૂત ઉદ્દેશોથી વિરોધી રીતે દુરુપયોગ થયો છે ૧૯મી સદીના મૂડીવાદી સમાજમાં વ્યાપારી અને ઔદ્યોગિક હિતધારીઓની વિશાળ શ્રમજીવી સમૂહો ઉપરની પકડને ન્યાયી ઠેરવવા અને વધુ મજબૂત કરવા માટે ધર્મ અને નૈતિકતાનો ઉપયોગ થયો હતો

એ વાત પણ સાચી છે કે મૂડીપતિઓએ ધર્મ અને નૈતિકતાનો ઉપયોગ આમજનતા માટે અફીણ તરીકે કર્યો હતો. તેની પૂર્વેના જમાનામાં ધર્મ અને નૈતિકતાનો ઉપયોગ રાજામહારાજાઓની વંશપરંપરાગત નિરંકુશ સત્તા ( absolute power ), આક્રમણખોર વલણો તથા સામ્રાજ્યવાદી મહત્ત્વાકાંક્ષાઓને ન્યાયયુક્ત અને દૃઢ બનાવવા સારુ થયો હતો.

આજકાલ રશિયામાંય પુનરુજ્જીવિત ધર્મ-સંસ્થા (ચર્ચ) ત્યાંની સોવિયેટ રાજ્યસત્તાનું જ સમર્થન કરે છે।

વળી, સામ્યવાદી દેશ હો કે મૂડીશાહી—બંને સ્થળે, વિશેષ કરીને સામ્યવાદી દેશમાં, કલા અને સાહિત્યને ( કલાકાર અને સાહિત્યકારોને ) જે કોઈ રાજ્યસત્તા હોય અને જે જૂથનું તેમાં પ્રભુત્વ હોય તેમનું સમર્થન કરવું પડે છે આનો અર્થ એવો નથી કે સાહિત્યિક તથા કલાવિષયક પ્રવૃત્તિઓનો ઉદ્ભવ આર્થિક અને રાજનૈતિક વ્યવસ્થાઓમાંથી થાય છે, એ વ્યવસ્થાઓની સાથે જ તેઓ બદલાઈ જાય છે, અને એમને પોતીકું આગવું કોઈ અસ્તિત્વ જ નથી પરંતુ એ કંઈ નવી ઘટના નથી કે સદ્ગુણ ન્યાય અને નૈતિકતાને સત્તાધારીઓના હિતો ઉપર આધારિત માનવામાં આવે, સત્તાધારીઓ પોતાની મનોકામનાઓ પ્રજાજનો ઉપર લાદી શકે; તથા મનસ્વી કાનૂનો એમને માથે ઠોકી શકે નૈતિકતાનો આવો દૃષ્ટિકોણ પ્લેટોના ગણરાજ્ય ( Plato's Republic ) નામક ગ્રંથમાં થ્રેસિમેકસ ( Thrasymachus ) દ્વારા પ્રતિપાદિત કરવામાં આવેલો છે એણે ભારપૂર્વક એવું રજૂ કર્યું છે કે બળવાનનું હિત એ જ ન્યાય છે સોક્રેટિસે આ દૃષ્ટિબિંદુનો વિરોધ કર્યો હતો

જો કે, માર્ક્સ રાજ્યનીતિના સ્થાને આર્થિક સત્તા અને શક્તિનો કાનૂન પ્રતિપાદિત કરે છે

નૈતિકતાના આ માર્ક્સવાદી દૃષ્ટિકોણ અનુસાર જ્યારે શહેરી કામદારો ( proletariat ) સત્તાધિશ બનશે ત્યારે તેઓ એવા નિયમો બનાવશે કે જેથી તેમના વર્ગનું હિત સધાય

આજે પણ, સામ્યવાદી દેશોમાંની નૈતિકતાનો અર્થ, કામદાર વર્ગને નામે, ત્યાંના સત્તાધારીઓને સત્તા પ્રાપ્ત કરવામાં અને ટકાવી રાખવામાં સાધનરૂપ બને તેવી નૈતિકતા ।

માર્ક્સના યુગમાં પ્રભાવક આર્થિક વર્ગ – મૂડીપતિ વર્ગનાં હિતોની સાથે નૈતિકતાને જોડી દેવાનું કારણ એ હતું કે એ જમાનામાં આર્થિક શક્તિનું પ્રજાના જીવન ઉપર એનું જબરજસ્ત દબાણ હતું, જ્યારે આગલા જમાનામાં ધાર્મિક અને રાજનૈતિક શક્તિઓ- ( પુરોહિતો અને રાજાઓ )નું હતું

આમ છતાં, દરેક યુગે એવા સ્ત્રી પુરુષો હોય જ છે જેઓ અપર (ulterior) હિત-હેતુઓની એટલે કે પોતાના વર્ગના આર્થિક અથવા રાજનૈતિક હિતની, પરવા કર્યા વિના નૈતિક નિયમનું પાલન કરતાં હોય છે માર્ક્સના તત્ત્વજ્ઞાન અનુસાર, આ બધાના નિર્ણયો ભલે ગલત હોય. પરંતુ નૈતિક નિયમના આચરણની બાબતોમાં તેઓ સનિષ્ઠ તો હતા જ સાચી રીતે તો, સાચો નૈતિક નિષ્ઠાવાન મનુષ્ય વ્યક્તિગત અગર વર્ગીય સ્વાર્થનો વિચાર કરતો હોતો નથી ભૌતિક પરિણામોની પરવા કર્યા વિના જ તે તો પોતાને સામાજિક વ્યક્તિ સમજીને નૈતિક આચરણનો જ આગ્રહ સેવતો હોય છે

## સમાનતા અને અર્થશાસ્ત્ર

સાંસારિક સુખમાં સમાનતા એ કાંઈ હંમેશા આર્થિક પ્રશ્ન નથી હોતો એનો ઘનિષ્ઠ સંબંધ ધર્મ

સાથે, તથા નૈતિક સત્-અસત્, સદ્ગુણ-અવગુણ, ન્યાય અને શુધ્ધ વ્યવહાર ( fair play ) અંગેના પ્રજાજનોના વિચારો સાથે રહ્યો છે. ઘણી બધી વાર ધર્મગ્રંથોમાં સાંસારિક સુખના સમતાપૂર્ણ વ્યવહારનો બોધ જોવામાં આવે છે. મઠો, ઉપાશ્રયો અને આશ્રમ જેવાં ધાર્મિક સંગઠનો આ પાયા ઉપર જ રચાયેલાં હતાં. આનું કારણ એ છે કે ઉચ્ચતર ધર્મોએ પોતેજ સર્વદા એવું પ્રતિપાદિત કર્યું છે કે 'આપણે સૌ સમાન છીએ', 'આપણે સૌ એક જ પિતાનાં સંતાન છીએ,' અથવા તો વેદાંતીઓની માન્યતા મુજબ, 'પ્રત્યેક માનવીમાં દૈવી ચિનગારી છે; અને પ્રત્યેક સ્થળે દૈવીતત્વનો આદર થવો જ ઘટે; દુઃખ પહોંચાડવી એ પોતાને જ દુઃખ પહોંચાડવા બરાબર છે... વગેરે.

* બધી જગાએ ગુલામોના મુક્તિઆંદોલનનું સમર્થન કેવળ આર્થિક અને સમાનતાના ધોરણે જ નહિ, બલ્કે નૈતિક, ધાર્મિક અને માનવીયતાના આધાર પર થતું રહ્યું હતું.

ફ્રાંસની ક્રાંતિમાં સમાનતાનો વિચાર બૌધ્ધિક સ્તર પર થયો હતો. બુધ્ધિને મનુષ્યોની સમાનતા પ્રગટ કરનાર લક્ષણ માનવામાં આવ્યું હતું; કેમકે મનુષ્ય જન્મ લે છે ત્યારે તે મુક્ત અને સમાન હોય છે. આથી કરીને આ કુદરતી સમાનતા અને સ્વાધીનતા ઉપર કોઈ સામાજિક પ્રતિબંધો યા મર્યાદાઓ લાદવાં ન જોઈએ.

એ વાત પણ સાચી નથી કે આર્થિક સમાનતા અંગેના આધ્યાત્મિક, નૈતિક અને બૌધ્ધિક વિચારો કદીય ક્રાંતિકારી ન હતા. ઇંગ્લેન્ડની 'પ્યુરિટન ક્રાંતિ' ઉપર બાઇબલના સમાનતાલક્ષી વિચારોની જેટલી અસર હતી, એટલી જ અસર કરવેરા નાખવાની બાબતમાં પાર્લામેન્ટને અસરકારક અધિકારો આપવા અંગેના રાજકીય વિચારોનીય હતી – જો કે, ઇંગ્લેન્ડની તે જમાનાની પાર્લામેન્ટ ભાગ્યેજ લોકશાહી કહી શકાય તેવી હોવા છતાં ! ફ્રાન્સની ક્રાંતિ ઉપર જબરજસ્ત અસર વોલ્ટેર, રુસો અને વિશ્વકોષવાદીઓ ( એન-સાઇક્લોપિડિસ્ટ્સ) નાં સાહિત્યિક અને તત્વજ્ઞાની લખાણોની પડી હતી. તો, અમેરિકામાં ધાર્મિક બૌધ્ધિક અને રાજકીય વિચારોએ ભારોભાર ભાગ ભજવ્યો હતો. આ ક્રાંતિઓમાં અર્થશાસ્ત્રનો હિસ્સો ગૌણ હતો. 'સેક્ટેરિયનો', 'લેવેલર્સ' અને 'ધાર્મિક ઝનૂનીઓ' (Religious fanatics) એ ક્રાંતિકારી આંદોલનોમાં ભાગ લીધો હતો. તેઓ કાંઇ શુધ્ધ આર્થિક હિતોનો જ વિચાર કરતા ન હતા; તેઓ જે સમાનતાનો પુરસ્કાર કરતા હતા તેના મૂળમાં તેમની ખ્રિસ્તી ધર્મનિષ્ઠા હતી. આ ખ્રિસ્તી સમાનતાની વિચારધારાના પ્રખર પ્રભાવ નીચે. અગાઉ, આખા યુરોપમાં અનેક કિસાનબંડો પણ થયાં હતાં કહેવાતા 'યુરોપિયન સોશિયાલિસ્ટ્સ', ઇન્ગ્લેન્ડના 'ચાર્ટિસ્ટ્સ' અને તે પછીના યુરોપના 'ખ્રિસ્તી સમાજ-વાદીઓ' ના સમતાવાદી વિચારો પાછળ ખ્રિસ્તી ધર્મની પ્રેરણા હતી, – કોઈ આર્થિક-ભૌતિક વિચાર, બળ કે ઘટનાની નહિ.

**આપણા સામાજિક રાજનૈતિક, બૌદ્ધિક, નૈતિક, કલાવિષયક અને ધાર્મિક વિચારોના પાયામાં આર્થિક વ્યવસ્થા—વિશેષતઃ ભૌતિક વસ્તુઓના ઉત્પાદનની પદ્ધતિ—જવાબદાર છે એમ માનવું, તથા તમામ સાંસ્કૃતિક વિચાર-સંગઠન-ઘટનાને માત્ર એ આર્થિક પાયા ઉપરની ઈમારત લેખવી એવો માર્કસવાદી સિદ્ધાન્ત આજના આપણા યુગમાં અત્યંત મનસ્વી (arbitrary), અ-મનોવૈજ્ઞાનિક અને અવૈજ્ઞાનિક જ જણાય છે.**

આખરે, માર્કસવાદીઓ કયા પાયા પર સમાનતાનો પુરસ્કાર કરે છે !

સંક્ષેપમાં કહીએ તો, તેઓ એવું માને છે કે, શ્રમજીવીઓ જે અથાક પરિશ્રમ દ્વારા પ્રચૂર સંપત્તિ પેદા કરે છે તેનો સિંહભાગ ઉત્પાદનમાં અલ્પ ફાળો આપનારા ખાનગી માલિકો ઓહિયાં કરી જાય છે.

પણ, જો મૂડીવાદીઓ પાસે એવું કરવાની સત્તા-શક્તિ હોય તો શું કામ એવું ન કરે ?

◆ આ સવાલનો જવાબ કેવળ નૈતિક સંદર્ભમાં જ આપી શકાશે, અને તે એ કે, જેમણે જે વાવ્યું

# તિમિરનો મુલક

—ડૉ. રમેશ ભટ્ટ

ગત વર્ષમાં એક મુલાયમ, કાવ્યમય, સ્ફોટક, અતિશય રસપ્રદ, વિચિત્ર પુસ્તક આંદ્રે ડ્યુશ, લંડન (૨૫ શિલિંગ) તરફથી બહાર પડ્યું. પુસ્તકનું નામ છે 'એરીઆ ઓફ ડાર્કનેસ'. લેખક: શ્રી વી. એસ. નાયપોલ. 'એ હાઉસ ફોર મીસ્ટર બિશ્વાસ' નામની નવલથી અંગ્રેજી સાહિત્ય આલમમાં પ્રથમ પ્રખ્યાતિ પામેલ તેજસ્વી યુવાન લેખક શ્રી નાયપોલનું આ પુસ્તક છેલ્લા વર્ષમાં ખૂબ ચર્ચાસ્પદ બન્યું છે.

લેખકના દાદા મૂળ ઉત્તર પ્રદેશના કિસાન હતા ને ભાગ્યને દોરે વેસ્ટ ઇન્ડીઝના ટ્રીનીદાદમાં મજૂરીને બહાને ગયેલા. વર્ષો વીતતાં તે ત્યાં જ ઠરીઠામ થયા. ત્યાર પછીની તેમની બંને પેઢીઓ ધર્મે હિંદુ રહી, પણ હિંદનો પડછાયો ભૂલી ગઈ. એ વિસરાયેલી સંસ્કૃતિ તાજી કરવા તો નહીં; પણ ગંભીરતાપૂર્વક સમજવા લેખક પુખ્ત ઉંમરના થતાં હિંદ આવ્યા. એક વર્ષ હિંદમાં રોકાઈને, લગભગ આખો દેશ ખૂંદ્યો; ટ્રેનના, બસના દરેક વર્ગમાં બેસીને પ્રવાસ ખેડ્યા; અમરનાથની પગપાળા જાત્રા કરી, પોતાના વતનમાં જઈને કુટુંબીજનોને મળ્યા; ભારતના વહીવટીતંત્રના અનુભવો મેળવ્યા, લશ્કરી અફસરો, રાજદ્વારી પુરુષો, સાહિત્યકારોનો પરિચય મેળવ્યો; નોકરો, મજૂરો, પોલીસો, વિદ્યાર્થીઓ, કારકૂનો, દક્ષિણી, હિંદી, શીખ, ગુજરાતી, પંજાબી પ્રજાજનો સાથે સમય વીતાવ્યો; એક વર્ષના ટૂંકા ગાળામાં ભારતદર્શન શક્ય તેટલી ઉત્કટતાથી કરવા યત્ન કર્યો પણ આ દર્શને લેખકની અપેક્ષાઓને કેવી છિન્નભિન્ન કરી નાંખી તે વાંચીને હિંદી વાચક કમકમી ઊઠે છે, ધ્રૂજી જાય છે....આખો દેશ તેમને એક વિશાળ ચાલી જેવો લાગ્યો; મુંબઈ નગરી તેમને થાક ઉપજાવનારી, શક્તિ અને મનોબળ ચૂસી લેનારી લાગી; દિલ્હી બેબસોનો ખીચડો કરેલા એક બજાર જેવું લાગ્યું; શ્રીનગરની બાંધણી એક સ્મારક જેવી દેખાઈ; કલકત્તા કરુણ, મૃતઃપ્રાય જણાયું. એક ગામમાં લેખકનો જીવ ઠર્યો નહીં. વળી, હિંદીજનોને વર્ણવતાં તે લખે છે: 'ભિખારીઓ કણસે છે, સંતો બધું ત્યાગે છે, રાજપુરુષો ગંભીર છે, કદી હસતાં નથી. આઇ. એ. એસ.ના વિદ્યાર્થીને જ્યારે પૂછ્યું કે તું આ સર્વીસમાં શા માટે જોડાયો ત્યારે ઉત્તર આપે છે: 'તેથી મને પ્રતિષ્ઠા મળે છે.'...સારાંશ કે હિંદનો સમગ્ર પ્રદેશ તેમને તિમિરનો મુલક લાગ્યો. તે લખે છે:

'અહીંનાં વિચારધારા, વલણો, દર્શનો જે હવે મારાં રહ્યાં નથી, તે સઘળાં મને અંધારભર્યાં લાગે છે.'

મૃત, નકારાત્મક, વિકૃત, નીચગલીય જીવતરો જીવતાં ભારતીય માનવપ્રાણીઓ લેખકના તિમિરપુંજમાં ખદબદે છે, જેનાથી છૂટતાં, પ્રવાસને અંતે, તેઓ 'હાશ' અનુભવે છે. ભારતદર્શનનો આ કડવો અનુભવ મેળવવા બદલ તેમને પસ્તાવો થયો, ગમગીની ઊપજી, એમના અંતરના બે ટુકડા થઈ ગયા. હિંદ છોડ્યા પછી આખી રાતના

વિમાનીઉડ્ડયન દરમ્યાન પણ તેમને એ અંધારા મુલકના ઓળા ભડકાવ્યા કરે છે, ઊંઘ વિના રાત વિતાવે છે; સવારે છેક બેરુત વિમાનીમથક પર પહોંચીને પડદો ખસેડીને વિમાનની બહાર જોયું ત્યારે એ અંધારભીંસમાંથી છૂટ્યા :

'જુલમ અને ત્રાસ ઉપજાવનારી ભેદી મુસાફરી પૂરી કરીને તાજગીભરી, ચમકતી દુનિયામાં હવે જાણે પ્રવેશી રહ્યા છીએ તેવો અનુભવ થયો.'

તેમના ભગ્નહૃદયના પેલા બે ટુકડા જાણે અહીંથી સંધાવાની શરૂઆત થઈ!

ભારત માટેનો તેમનો આટલો ગંભીર, ઘોર, નકારાત્મક આક્ષેપ સમજવો મુશ્કેલ છે, ને એટલા જ અકળ છે તેમના ભાવાવેશો. આવા સફળ, તેજસ્વી ને હુંફાળા નવલકથાકારની મનોદશા ભારતદર્શન સમયે કેમ પલટાઈ ગઈ, ઠરી ગઈ? આર્થર કોસ્લર આધ્યાત્મિક ફટાકડીથી ભાગી પડીને પૂર્વ પાસે આશરો-દિલાસો માંગવા આવે ને તે ખાલી હાથે જાય તે સમજી શકાય; પણ હિંદી, હિંદુ જેના ઘરમાં બે પેઢીથી એ જ આપણાં સનાતન પૂજા-પાઠ, ધર્મ, રીતરિવાજો, તહેવારો, ઘરનાં રાચરચીલાં ચાલ્યાં આવે છે, જેણે શ્રી. નિરદ ચૌધરીની કિતાબ 'એન ઑટોબાયોગ્રાફી ઑફ એન અનનોન ઇન્ડીયન'ને લાગણીપૂર્વક ૧૯૬૪ની સર્વશ્રેષ્ઠ કિતાબ તરીકે બિરદાવી છે, તે જ વ્યક્તિ શ્રી નાયપોલને હિંદનો અનુભવ આટલો કાળોકાળો, ઘોર અંધારો શાથી લાગ્યો તે સમજાતું જ નથી. બનવાજોગ છે કે તે હિંદને કિનારે ઊતરતાં પહેલાં જ અંધારપટમાં વીંટાતા આવ્યા હોય, પૂર્વ વિષે બાંધેલા તરંગો તૂટતા આવ્યા હોય અથવા તો એ પણ બનવાજોગ નથી કે પોતાના મનની આંખ બંધ કરીને જ સફરે નીકળ્યા હોય? પુસ્તકના પહેલા ફકરાથી જ પૂર્વાંત દેશો પર તેમની કલમ પ્રહારો કરતી શરૂ થઈ ગઈ છે. રંજપૂર્વક લખે છે; 'ગ્રીસ પહોંચતાં જ યુરોપ પાછળ સરતું, પડતું દેખાયું......' ઇજીપ્તના એલેક્ઝાન્ડ્રીઆ બંદરે લેખકનું જહાજ આવ્યું, "દેખીતી રીતે જ અહીંથી પૂર્વ શરૂ થઈ ચૂક્યું છે. સંયમવિહીન હલનચલન, સ્વચ્છંદ ઘોંઘાટ, બિનસલામતીની અશુચિતંત્રી લાગણી, આસપાસના માણસો આપણા બંધુ નથી ને આપણો સામાન જોખમમાં છે એવી સતત ખાત્રી'...'શેરીઓમાં પૂર્વસહજ દેખાવો. બાળકો, ગંદકી, રોગ, અપોષણ, 'બક્ષિસ'ના પોકારો, ફેરિયાઓ, કજિયા દલાલો, ને ભુરજોનાં દશ્યો.....', 'પીરામીડોનું કાર્ય જાહેર પાયખાનાની જોગવાઈ કરવાનું છે એવું અમને કોઈ ભોમિયાએ સમજાવેલું નહીં...' લેખકની દૃષ્ટિમાં એશિયામાં માનવી વામણા બનતા ગયા, બેડોળ બન્યા; તેઓ હમેશ ભીખ માંગતાં ને ક્રણસતાં દેખાયાં.

મુંબઈમાં આવીને પહેલે જ દિવસે વિધાન કરે છે; 'મુંબઈમાં હોવું એટલે થાકી જવું. ભેજવાળી ગરમીએ મારાં શક્તિ ને મનોબળ ચૂસી લીધાં......' પ્રથમગ્રાસે જ આમ થાકી જવાશે તો લેખક શું મેળવશે એમ આપણને પહેલેથી જ આશંકા જન્મે છે. બને છે પણ તેવું. મુંબઈના કસ્ટમખાતાથી તે ત્રાહિમામ્ પોકારે છે. આપણે હિસાબે અપવાદરૂપ ગણાય તેવી જ વ્યક્તિઓનો ભેટો તેમને દેશભરમાં થતો રહે છે. આ સઘળાં તેમનો જીવ ખાટો કરી મૂકે છે, ચીડિયો બનાવી દે છે. બેહોશ થનારને પણ પાણીનો પ્યાલો ન ધરે તેવો કારકૂન મળે છે. ટાઈપ કરવા ઇન્કારે તેવો સ્ટેનોગ્રાફર મળે છે મલ્હોત્રા નામનો સુશિક્ષિત યુવાન અધિકારી મળે છે જેને પરણવા માટે યોગ્ય કન્યા ક્યાંય મળતી જ નથી મલિક નામના એન્જિનીયર પાસે મોટર ન હોવાને કારણે નોકરીમાં બઢતી મળતી બંધ થઈ ગઈ છે. વિચિત્ર મગજના, ગ્રંથિઓથી પીડાતા હિંસક શીખનો ભેટો થાય છે જે દક્ષિણ હિંદીને 'બ્લેકીઝ' ને 'પંક' સિવાય બીજા કોઈ નામે સંબોધતો નથી લગભગ બધાં જ ભારતીય પ્રજાજનો લેખકને મૂર્ખ, હીણાં, ભાંડેર, બિહૂદા કે રોગી જ જણાયાં! આખા પ્રવાસ દરમ્યાન શું કોઈ નોરમલ માણસ જ તેમને ન મળ્યું જેના જોડે તે મનનો મેળ સાધી શકે! લેખક એક પછી એક જે કથા પ્રસંગો આપણી સમક્ષ મૂકે છે તે આપણે ગળે ઉતારવો મુશ્કેલ છે કદાચ આવા અનુભવો માટે લેખકની પોતાની જ એકલવાયી, અકળાયેલી, પ્રહારાત્મક મનઃસ્થિતિ જ જવાબદાર નહી હોય! તેમના સહપ્રવાસિની પત્નીને ભારત ઘણું જ પ્રિય બનેલું ને તેથી લેખકના આ પુસ્તક પરત્વે, તેમણે વારંવાર નારાજી પણ બતાવેલી તેવું ક્યાંક વાંચવા મળ્યું છે.

ગાંધીજીને લેખક નિષ્ફળ ગયેલ સુધારક તરીકે વર્ણવે છે. જો કે, ગાંધીજીનાં દૃષ્ટિબિંદુ, કાર્યો સાથે લેખક સંમત થયા છે, તેમની મોકળા મને પ્રશસ્તિ કરે છે, પણ ગાંધીજીને તે હિંદી જ ક્યાં માને છે! ગાંધીજી તો કૉલોનીઅલ હતા. તેથી જ તેમણે એક પ્રવાસીની દૃષ્ટિએ હિંદને નીરખ્યું છે, 'દેખીતા' (ઑબ્વીઅસ)ની અવગણના કરી નથી. ભિખારીઓ, બેશરમ સાધુઓ, વારાણસીનો ગંદવાડ, દાક્તરો–વકીલો–પત્રકારોની મેલી રમતો, હિંદીઓની ખંધાઈ, તેમનાં સત્યથી વેગળાં વર્તન, એ સર્વ વિષયો પરનાં ગાંધીજીનાં મંતવ્યો લેખકને ખૂબ રુચ્યાં છે. રુચે જ ને! કારણ, ગાંધીજી કૉલોનીઅલ હતા! વીસેક વર્ષ દક્ષિણ આફ્રિકામાં રહીને છેક છેંતાળીસ વર્ષે હિંદમાં વસવાટ કરનાર 'ગાંધીજીએ જે સચોટ, વેધક દૃષ્ટિથી હિંદના પ્રશ્નો પારખ્યા છે તેવી દૃષ્ટિથી કોઈ સો ટચનો ભારતીય જન આજલગી જોઈ શક્યો નથી. એ ને માટે તો પાશ્ચાત–દેશ–સુલભ સીધી સોંસરી દૃષ્ટિ જોઈએ......' પણ એ ગાંધીજીનું કર્યુંકારવ્યું (હિંદીઓએ) ધૂળમાં મેળવ્યું. શૌચાલયની સફાઈ પ્રાસંગિક આચાર બની ને ભંગીનો તિરસ્કાર પૂર્વવત્ ચાલુ જ રહ્યો; રેંટિયાએ શ્રમનો મહિમા ન સ્થાપ્યો. એ માત્ર કરુણ પ્રતીક તરીકે જ રહ્યો. લખે છે: 'હિંદમાં ગાંધીનું કહેવું કાંઈ રહ્યું નથી, સિવાય કે તેમનું નામ, તેમના ફોટાની પૂજા; અહિંસા પર અવર-નવર સેમિનાર, પ્રતીકાત્મક દારૂબંધી, અને રાજ્ય-કર્તાઓનો ગણવેશ'—આ છે ગાંધીજીની ભાવનાનો, સુધારણાનો કરુણ અંજામ.

હિંદીઓના ઇતિહાસ પરત્વેનાં અનાદર અને બેદરકારીથી લેખક ખૂબ અકળાય છે, ચિડાય છે; ને પછી ટાવકાઈથી કહે છે, 'હિંદીઓ પોતાના દેશ તરફ સીધે સીધું જોઈ શકતાં નથી એ જ સારું છે, નહીં તો ચોપાસ ઊભરાતું દુઃખ તેમને પાગલ બનાવી મૂકે. અને એ સારું છે કે તેઓને ઇતિહાસ અંગેની કોઈ લાગણી નથી, નહીં તો ઐતિહાસિક ખંડિયેરો વચ્ચે મળત્યાગ કરવાનું તેઓ શી રીતે ચાલુ રાખી શકે? અને છેલ્લાં હજાર વર્ષનો દેશનો ઇતિહાસ કયો હિંદી રોષ અને દુઃખ અનુભવ્યા વિના વાંચી શકે? કલ્પના-વિહાર અને નસીબવાદમાં પાછા સરકાવ થવું જ બહેતર છે'.

લેખકની આપણા દેશ અંગેની ટીકાઓ સાથે કોઈ પણ સ્વમાની હિંદી સહૃદયભાવે સંમત થયા વિના રહે નહીં. આળસ અને નિષ્ક્રિયપણાથી સબડતું જડ હિંદી જીવન, ઉચ્ચ આદર્શોનું વારંવાર મૌખિક ઉચ્ચારણ, સ્વચ્છતા અંગેનું વિકૃત વલણ, ને એવાં કેટલાંયે અવલોકનો સાથે આપણે સખેદ સંમત થઈએ; પણ લેખક દલીલો દ્વારા તે પૂરવાર કરે છે, અપ્રતીતિકર કહી શકાય તેવા દાખલાઓ–પ્રસંગો રજૂ કરે છે ને તે પરથી મહાન વિધાનો તારવે છે, તે આપણે માટે તો અસહ્ય બને છે. પુસ્તકમાં, કેટલીક જગ્યાએ તો, લેખકની દૃષ્ટિ જ જાણે રોષ અને ભયથી ધૂંધળી બનેલી લાગે છે.

લેખકની ચબરાક કલમે અત્યંત રસપ્રદ શૈલીમાં થયેલાં સ્થળો–પ્રજાજનો–પ્રસંગોનાં વર્ણનો વાંચવાનો લહાવો અમૂલ્ય છે; પણ આ પુસ્તક માત્ર પ્રવાસકથા બનીને અટકતું નથી એ તેની વિશિષ્ટતા છે. પુસ્તકનું ઉપશીર્ષક કહે છે તેમ લેખકનો આ એક વિશાળ અનુભવ છે. તેથી તેમના માનસપટ પર હિંદોળાતા વિચારો, લાગણીઓની વહેતી આ સમાંતર સરિતા મૂળ પ્રવાસકથાને પ્રાણ આપે છે, જીવંત રાખે છે, તેમનો અનુભવ પામવામાં આપણને રાહત આપે છે.

લેખકે ભારત કે પોતાની જાતની કોઈની ખેર રાખ્યા વિના બંનેને દયાવિહીન બનીને માપ્યાં છે. ભારતદર્શને તેમના અંતરને ઊંડું દુઃખ ઉપજાવ્યું છે. તે પોતે જ એકરાર કરે છે તેમ 'રોષ અને ભયથી વિકૃત બનેલી દૃષ્ટિ'થી થયેલ અનુભવોનો તથા દુઃખમય પ્રસંગોનો પ્રતિકાર પણ કર્યો છે: 'ભારત મારા પર કોઈ જાદુ કરી શક્યું નહીં. મારે માટે તો એ મારા બાળપણનો મુલક જ રહ્યો—અતલ અંધકારનો પ્રદેશ. હિમાલયના ગુફાઓમાંથી હું પસાર થઈ જાઉં ને મારી પાછળ એ બંધ થઈ જાય તેવો દંતકથાનો મુલક; મારી બાળકલાના સમો એ કાળવિહીન પ્રદેશ, જેની ભૂમિ પર હું ચાલ્યો ને પછી સમજ્યો કે, આ ભૂમિને હું કદી ભેદી નહીં શકું......એક વર્ષના અંતે પણ હું સ્વીકૃતિ શાખ્યો નહીં. ભારત અને મારી વચ્ચેનું અંતર મને સમજાયું.

[અનુસંધાન પાને ૪૭ ઉપર]

## પત્નીનું મૃત્યુ

બન્ને હાથની વાળેલી મુઠ્ઠી
છૂટી થઈ ગઈ-
દીવાલોએ હડસેલો મારી
'ઘર'ને બહાર ફેંકી દીધું-
છત ઉપર ઠેર ઠેર અંધકારનાં
ચામાચીડિયાં વળગી પડયાં-
રિક્ત બનેલા હૈયામાંથી કરોળિયાનું
છેલ્લું જાળું તૂટી પડયું.
હવે........
ઘીમાં થતા જીરાનો મઘમઘતો વઘાર
મારી લાળગ્રંથિઓને વેદનાના સ્વાદથી
ભરપૂર દેશે.

( ફીણની દીવાલો : 'બાવીસ' ) —જ્યોતિષ જાની

જીવનને પરાણે પકડી રાખતી મુઠ્ઠી અવશપણે છૂટી થઈ ગઈ અને તુરત શું બને છે ? દીવાલોએ હડસેલો મારી 'ઘર'ને બહાર ફેંકી દીધું ! આખી કવિતામાં આ સૌથી સબળ પંક્તિ છે અહીં જ કવિતા પૂરી થઈ હોત તો યે કશુંક પામ્યાની તૃપ્તિ અવશ્ય થાત દીવાલો અચળ રહે (ફીણની દીવાલો તો ના જ રહે !), છતાં એમાં જડત્વ આરોપાયું નથી. મુઠ્ઠી છૂટી થતાંવેંત હડસેલો મારી 'ઘર'ને દીવાલોએ બહાર ફેંકી દીધું. કવિતાના અર્થ સુધી પહોંચવા "માટે કોણે ફેંકી દીધું" એટલું મહત્ત્વનું છે તેના કરતાં શું ફેંકાઈ ગયું એ વિશેષ મહત્ત્વનું છે જ. (કેમ કે, દીવાલોના અસ્તિત્વથી જ ઘરનું અસ્તિત્વ-સિદ્ધ નથી થતું ). સ્ત્રીના દૂર-દૂરના ગામતરે જવાના પ્રસંગની સમાંતરે આખા ય ઘરનું તેને વળગેલા સમસ્ત અધ્યાસો, સાથે બહાર ફેંકાઈ જવું એ 'મોન્ટાજ', કવિતાગસિકથી .દૂરંદ ગાળામાં ભૂલી ન શકાય તેવો છે. અહીં ઘરમાં સ્ત્રી જાણે કે ઘૂંટાઈ ગઈ છે. એક-રૂપ-રસ થઈ ગઈ છે !, ત્રીજી પંક્તિમાં 'અંધકારનાં ચામાચીડિયાં' આવે છે ત્યાંની અતિ-પ્રગટતા આપણી લાળગ્રંથિઓને બેસ્વાદ કરી મૂકે એવી છે. પણ ચોથી પંક્તિ એકંદરે ભાવપોષક છે હું ભાગવત વાંચુ છું તેમાં વારંવાર ભગવાનને ઊર્ણનાભ સાથે સરખાવવામાં આવે છે. તદુપરાંત, કરોળિયો... ( યાદ કરો : 'પડનાં જાળ કરોળિયો ..એ ,નાનપણમાં ગોખી કાઢેલી કવિતા...) પરિશ્રમનું પ્રસિદ્ધ પ્રતીક છે. અહીં કાવ્યસામગ્રીના સંદર્ભમાં. તૂટી જતું કરોળિયાનું જાળું, (અને તે છેલ્લું જાળું) મારે મન, સર્જનની અભીપ્સાના તેમજ સ્મૃતિના નાશનું પ્રતિરૂપ બને છે.

છેલ્લી પંક્તિમાં 'ઘીમાં થતા જીરાનો મઘમઘતો વઘાર' આપણી ઘ્રાણેન્દ્રિયને—નાકને કેવું ઉદ્‌બોધન કરે છે ! આગળ સ્વાદની વાત આવે છે ત્યાં વઘારના સ્વાદમાં વેદનાને ભેળવી છે. મુઠ્ઠી છૂટી ગઈ ત્યારથી માંડી, અવાંતર ભૂમિકાઓમાં પત્નીના મૃત્યુનો જે રીતે સ્પર્શ અનુભવાતો હતો તે હવે વેદનારૂપે મૂર્ત થવાની આગાહીમાં સઘન રીતે અનુભવાય છે. "મારી લાળગ્રંથિઓને વેદનાના સ્વાદથી ભરપૂર દેશે" માં સંભવ છે, કોઈકને 'વેદના' શબ્દ થોડોક બે-સ્વાદકર લાગે, પણ ખાસ નડતરરૂપ નથી

મૃત્યુની વાત આવતાં ક્વચિત્ મોટા કવિઓ પણ રચનાને અશ્રુસિક્ત બનાવી દેતા દેખાય છે. 'ફીણની દીવાલો'માંની કેટલીક નોંધપાત્ર' રચનાઓમાં ,આ કૃતિનો પણ હું સમાવેશ કરું છું (પત્નીના) મૃત્યુ જેવા વિષયનું, તેને વિલાપ અને પ્રલાપથી- બચાવી લઈ કવિએ ઉચિત ગૌરવ કર્યું છે.

[ વિશ્વમાનવ : નવેમ્બર-ડિસેમ્બર '૬૫

आलोचन

# અટપટા ભાવોનું આલેખન

**–અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ**

શ્રી. અરવિંદ ગોખલેનું નામ ગુજરાતી વાચકો માટે નવું નથી. એમનો વાર્તાસંગ્રહ ‘આભલાં’ ગુજરાતીમાં શ્રી. ગોપાળરાવ વિદ્વાંસે ઉતાર્યો હતો. એ જ અનુવાદકે શ્રી. ગોખલેનો બીજો વાર્તાસંગ્રહ ‘નિષ્ઠા’ આપ્યો છે. શ્રી. અરવિંદ ગોખલે મરાઠીના જાણીતા વાર્તાકાર છે. છેલ્લાં પંદરેક વર્ષોમાં મરાઠી નવલિકાએ જે વળાંક લીધો છે તેમાં શ્રી. ગોખલેનો ફાળો નોંધપાત્ર છે. એમની કેટલીયે નવલિકાઓ ભારતની અન્ય ભાષાઓમાં ઊતરી ચૂકી છે. Encounter માસિકે જાહેર કરેલી આંતરરાષ્ટ્રીય નવલિકા-હરીફાઈમાં એમની ‘ગંધવાર્તા’ને ઇનામ મળ્યું હતું. શ્રી. ગોપાળરાવ વિદ્વાંસે બે સંગ્રહો ગુજરાતીમાં ઉતાર્યા તેમાંથી એકેયમાં ‘ગંધવાર્તા’ કે એની કોટિની બીજી જાણીતી નવલિકાઓ નથી એ એક આશ્ચર્ય છે.*

શ્રી. અરવિંદ ગોખલેની વાર્તાઓ વાંચી જનારને પહેલી છાપ તો એ પડે છે કે એમાં સાથે એક કરતાં વધારે, અને મોટેભાગે તો ‘વિરુદ્ધ’ પ્રકારના, ભાવો માનવમનમાં કેવી તો લીલા કરી જાય છે, તેમાં લેખકને રસ છે. કહો કે, એવા ભાવોનું નિરૂપણ કરવામાં શ્રી. ગોખલેની કલમ રાચે છે. જેના નામ પરથી સંગ્રહનું નામ રખાયું છે તે વાર્તા ‘નિષ્ઠા’ની નાયિકા ઊર્મિલાની સફળતામાં રહેલી નિષ્ફળતા અને નિષ્ફળતામાં રહેલી સફળતાને વાર્તાકાર નિરૂપે છે. ‘મધુસૂદન એને જોઈતો હતો અને નહોતો પણ જોઈતો. એ એના પ્રત્યે પ્રેમ રાખવા માગતી હતી પણ એનો પ્રેમ નહોતી માગતી!’ છેલ્લે લેખકે ઊર્મિલાની સ્થિતિ દર્શાવતાં કહ્યું છે: ‘અને જે પ્રિયકર એને નહોતો જોઈતો એને ખાતર એ જન્માખો સળગતી રહી.’

‘નિષ્ઠા’ વાર્તાની ઊર્મિલા જેવાં જ શ્રી અરવિંદ ગોખલેનાં મોટાભાગનાં પાત્રો સાધારણ માનવીઓ જ હોવા છતાં વિશિષ્ટ લાગે છે. માનવ સ્વભાવની વિચિત્રતા, એને જુદી જુદી પરિસ્થિતિમાં મૂકી જોઈને, તપાસવાનું શ્રી. ગોખલેને ગમે છે. એ દૃષ્ટિએ ‘અંજલિ’ ધ્યાન ખેંચે છે. પતિ સાથે અણબનાવ કરી, છૂટાછેડા લઈ, જેણે પુનર્લગ્ન કર્યાં છે, એવી લલિતા અને એનો બીજીવારનો પતિ, પહેલીવારના પતિનું અવસાન થતાં કેવા ભાવ અનુભવે છે તેનું માનસશાસ્ત્રીય નિરૂપણ કલાકારની દૃષ્ટિએ શ્રી. ગોખલેએ કર્યું છે. બે પાત્રો વાર્તા કહે છે. એ કથનમાં બંનેના મનોભાવોના દોર વણાઈને એક ડિઝાઈન ઊભું થાય છે. માનવીના સ્વાભાવિક વર્તનની પાછળ રહેલી અસ્વાભાવિકતા બહુ કુશળતાથી શ્રી. ગોખલે છતી કરી દે છે. લલિતાએ એના બીજીવારના પતિ વિશ્વરથને પ્રેમ આપ્યો, પોતાનો કરી

* ‘ગંધવાર્તા’નો ગુજરાતી અનુવાદ શ્રી સૂર્યકાન્ત માનેએ કર્યો છે. જુઓ ‘મનીષા’ જૂન-જુલાઈ ’૫૯.

લાધો, પોતે એની બની ગઈ પણ તેમ છતાં પોતાના પૂર્વાનુભવનો એક ઝાંખો પરદો એમના સંબંધો વચ્ચે રહી ગયો હતો. જેના અસ્તિત્વનું ભાન લલિતાના પહેલા પતિના અવસાનના સમાચાર સાંભળીને થયું ! લલિતા આજસુધી છૂટાછેડાવાળી હતી, પણ હવે વિધવા હતી. બહુ થોડો તોય મહત્ત્વનો આ તફાવત હતો વિશ્વરથને આ તફાવત જોવો હતો, અનુભવવો હતો !

શ્રી. અરવિંદ ગોખલેમાં વાર્તાકારનું તાટસ્થ્ય એટલી હદે છે કે તેઓ પાત્રોની ઊર્મિઓને દૂર ઊભા રહીને જુએ છે. ક્યારેક તો થોડુંક હસી પણ લે છે. ગંભીર પ્રસંગાલેખન વખતે ઝબકી જતી હાસ્યની લકીર શ્રી. ગોખલેની વિશેષતા છે ઊર્મિના ઘમસાણ આલેખવાનું હાથમાં લેતા હોવા છતાં ઊર્મિમાંધતામાં તેઓ સરી જતા નથી. એટલે જ, કદાચ, 'ગોરંબી' વાર્તામાંની રોહિણી આડે રસ્તે ચડી જતાં બચી ગઈ છે. આવાં સ્થળોએ એમની નિર્મમતા ઉપકારક નીવડી છે. 'વિધિ-લેખ' વાર્તામાં મુગ્ધતાનો પ્રેમ, એ પ્રેમની લીલીસૂકી, એનાં ભરતીઓટ, આલેખવામાં તે સફળ થયા છે તે કદાચ આ જ કારણે. આછાઘેરાં લાગણીનાં બંધનો નિરૂપતી તેમની વાર્તાઓનું ક્ષેત્ર માનવીનું લાગણીતંત્ર છે. લાગણીને ક્યારેક તો તેઓ વળ દઈને નિરૂપે છે. એમની વાર્તાઓમાં પ્રસ્તાર કદાચ આ કારણે જ આવી ગયો લાગે છે.

એક ભાવ ધીરે ધીરે બીજા તદ્દન વિરુદ્ધ પ્રકારના ભાવ તરફ કેવી રીતે ગતિ કરે છે તે જોવાનું આ વાર્તા-ઓમાં પ્રાપ્ત થાય છે. પારસમણિનો સ્પર્શ, ભમરીઓના ડંખોમાં માનવીને કેવી સિફતથી ખેંચી જાય છે, તે 'વિધિલેખ'માં જોવા મળે છે. પ્રેમની બદલાતી લાગણી પાછળની રહસ્યમયી ભૂમિકાને, કુશળ કલાકારની રીતે, અંધારામાં રાખીને, વાર્તામાં એની આભા વાર્તાકાર પ્રગટાવે છે. 'મિથિલા'માં એવું બન્યું છે. મિથિલાએ કેદાર સાથે લગ્ન કર્યાં, એ કેમ બની ગયું, કેદારનું વર્તન કઈ દિશાનું હતું, તે નજીક હોવા છતાં વાર્તાનો નાયક નથી સમજી શકતો. આમેય તે સ્ત્રીનું વર્તન લેખકો માટે એક કોયડા રૂપ જ હોય છે. એને કોયડા રૂપે આલેખવાનું કામ અઘરું છે. અને એ અઘરા કામમાં આ વાર્તાકારને રસ છે, તે આ સંગ્રહમાંની કેટલીક વાર્તાઓ બતાવી આપે છે. 'મિથિલા'ની ભૂમિકા જ કોઈ રહસ્યકથા જેવી છે. જો કે, વાર્તા અને એનો વિષય પણ, જગ્યા વધારે લઈ લે છે. એટલે, આ ભૂમિકાની અનિવાર્યતા, એનું લંબાણ જોતાં, એટલી દેખાતી નથી

'વેર' સામાન્ય વાર્તા લાગે. પણ એનો અંત એને સામાન્યતામાં સરી પડતી બચાવી લે છે છેલ્લી ઘડી સુધી વાચકને એમ રહે કે અંકુશરાવનું વર્તન હવે બદલાશે, શ્યામા માટે એમના હૃદયમાં ત્યાનું ઝરણ ફૂટશે શ્યામામાં એમને પોતાની સુચેતા દેખાશે, પણ ના સુચેતા પ્રત્યેના પ્રેમે પ્રેરેલું આ પરિવર્તન જો પુરિવર્તન પામે તો પોતાનો કલ્પેલો ભાવિ જમાઈ પાછો હાથમાં આવે એટલી હદે એ વિચારે છે, ત્યારે તો આપણને પણ એમ થઈ જાય છે કે, 'આ કેવું વિચિત્ર રીતે પોતે વર્તી રહ્યા છે ?' માનવી ક્યા પળે કેવી રીતે વર્તશે, તે કહેવું મુશ્કેલ હોવા છતાં, અંકુશરાવના પાત્રને આ રીતે વર્તાવીને લેખકે થોડીક અપ્રતીતિકરતાની વાચકની ફરિયાદ મોલવી લીધી છે, એની ના નહિ પડાય.

'કેક્ટસ'માં પિતાપુત્રની, એક સાથે વહી રહેલી, પ્રેમની લાગણીઓને સાથે સાથે નિરૂપી છે તેમાં નહીં, પણ આનંદરાવ પોતાના પ્રેમની સફળતાની ઘડીએ પુત્રના પ્રેમની નિષ્ફળતા માટે જે ભાવ અનુભવે છે, તેમાં આ વાર્તાની ખૂબી છે. નિરૂપણમાં થયેલું લંબાણ આજના વાર્તાવાચકને વધારે લાગવાનો પૂરતો સંભવ છે. નિરૂપણ-રીતિમાં લાઘવ ન હોવા છતાં, એનાં નિશાન નોંધપાત્ર છે.

[ નિકા : અરવિંદ ગોખલે. અનુ. ગોપાળરાવ વિદ્વાંસ પ્ર. આર. આર શેઠની કું. મુંબઈ, રૂા. ૫-૭૫ ]

## ગઈ કાલની માધુરી

સ્વ. પ્રભુલાલ દ્વિવેદી આપણી ધંધાદારી રંગભૂમિના છેલ્લા તેજસ્વી નાટ્યકાર હતા. એમનાં નાટકોને મળેલી લોકપ્રિયતાએ અને સફળતાએ એમને 'નાટ્યાચાર્ય'નું બિરુદ અપાવેલું. એમનાં મોટાભાગનાં નાટકો ગ્રંથાકારે પ્રગટ થઈને આપણી પાસે આવ્યાં નથી. પણ એમનાં

નાટકોમાં આવતાં ગીતો, અને સ્વ. દ્વિવેદીએ લખેલી કેટલીક દૃષ્ટાંતકથાઓનો સંગ્રહ 'વાણી અને વીણા' પ્રગટ થયો છે.

નાટકમાં ગૂંથાયેલા ગીતને ઉતરડીને જુદું પ્રગટ કરો એટલે એની આભા ઘણી ઓછી થઈ જાય. મોટાભાગનાં ગીતો તો નાટકમાં આવતી અમુક પરિસ્થિતિને કે કોઈ પાત્રના મનોભાવને વ્યક્ત કરતાં હોય એટલે એ સંદર્ભમાં જ ગીતની સાર્થકતા સમજાય. એવું પણ બને કે કોઈ કાળે કોઈ નાટકમાં સાંભળેલું ગીત આપણી સ્મૃતિ પર વજ્રલેપ બની જાય. એના કારણમાં એ ગીત ગાનાર વ્યક્તિ, એનો કંઠ, એ પ્રસંગ, વગેરે અનેક પાસો કામ કરી ગયાં હોય. એ ગીત છપાયેલું, છૂટું થઈને આવે ત્યારે આજુબાજુનો પરિવેશ નથી હોતો. એને લીધે એ આકર્ષક ન પણ લાગે. અને એ જ કારણે, એનામાં કાવ્યસમૃદ્ધિ ન હોય તો એ પાંડુર પણ લાગે.

આ સંગ્રહમાં આપવામાં આવેલાં ગીતોમાંથી કેટલાંય રેકોર્ડમાં ઊતર્યાં છે, અને કેટલાંય નાટકરસિયાઓના કંઠે રમી પણ ગયાં છે. એ ગીતોને નાટકમાં રજૂ થતાં જેમણે જોયાં છે તેમને આ સંગ્રહ સ્મૃતિપ્રદેશમાં લઈ જઈ શકે. પણ કાળના વહેવા સાથે એ ગીતોને માણનારી પેઢી પણ લુપ્ત થતી જાય છે ત્યારે આ ગીતોનું મૂલ્ય ઐતિહાસિક જ બની રહેવાનું.

સ્વ. પ્રભુલાલ દ્વિવેદી, ડાહ્યાભાઈ ધોળશાજીની પેઠે, 'કવિ' હતા. અને કવિ હતા એટલે નાટ્યકાર હતા. 'જીવન અને કવિતા' નામના ગીતમાં એમણે ગાયું છે: 'એક નદીનો ઘાટ, બીજું દેવતાની દેરી'. કવિતાને દેવતાની દેરી કહીને કવિએ કેવું ગૌરવ કર્યું છે! એમનાં નોંધપાત્ર ગીતોમાં 'એકલી', 'અમર કવિતા' વગેરે ગણાવી શકાય. ગીતોમાં કવિની ચતુરાઈ અવનવા રંગો પૂરે છે. 'પ્રાસ અને કિનાર' તર્કનો, ચતુરાઈનો સ્વાદની યાદ આપે, એવો નમૂનો છે. કહેવતોનો છૂટથી ઉપયોગ કરીને કવિ ધાર્યું નિશાન તાકે છે. એમનું નિશાન છે બોધ અને હળવું મનોરંજન, જીવાના જીવનની શુષ્કતા તરફ કવિ ધ્યાન ખેંચે છે. એટલે રંગભૂમિનાં આ ગીતોમાં તત્કાલીન જીવનની સપાટી પરની સારીનરસી બાજુઓનો ઠીક ચિતાર જોવા મળે છે. પૈસા પાછળ દોડનારની હાંસીથી માંડીને વતનપરસ્તીનાં ગીતો અહીં છે. કટાક્ષ પ્રભુલાલના હાથમાં અગત્યનું હથિયાર છે. જો કે એમાં તીખાશ કરતાં નર્મ વધારે છે.

આપણું પ્રથમ નાટક 'લક્ષ્મી' ૧૮૫૦માં પ્રગટ થયું ત્યારથી તે આપણી ધંધાદારી રંગભૂમિના આ છેલ્લા તેજસ્વી પ્રતિનિધિના સમય સુધી બોધનું તત્ત્વ રંગભૂમિ પર એક યા બીજા પ્રકારે આવ્યા જ કર્યું છે. પ્રેમ, વૈરાગ્ય, સદાચાર રંગભૂમિનાં ગીતોનાં સનાતન વિષયો જ, જાણે કે, રહ્યા છે. મનોરંજન અને બોધ એ બે હેતુઓ આપણા નાટ્યકારોની સામે મહદ્‌ંશે રહેતા. પરિણામે સ્વ. પ્રભુલાલ દ્વિવેદીની આ પ્રવૃત્તિ પણ જેટલી મનોરંજનલક્ષી હતી તેટલી જ બોધલક્ષી હતી.

'વાણી અને વીણા'નો લગભગ અર્ધો ભાગ દૃષ્ટાંતકથાઓએ રોક્યો છે. આપણા પુરાણીઓની ઢબે દૃષ્ટાંત દ્વારા સુરુચિ અને સદાચારનો બોધ કવિ આપે છે. આ દૃષ્ટાંતોમાંનાં કેટલાંક કલ્પિત છે, કેટલાંક દંતકથાનાં છે, તો કેટલાંક પૌરાણિક છે. 'કરપલ્લવી' અને 'નાગરવેલ' જેવા લેખો તો અચંબો પમાડે એવી માહિતી રજૂ કરે છે. લેખક વ્યવહારવિદ્ હતા તેનો પરિચય આવાં દૃષ્ટાન્તો આપી જાય છે. એમનાં બધાં જ નાટકો હવે વહેલી તકે પ્રગટ થાય તો વિસરાતા સ્તરનો ઐતિહાસિક દૃષ્ટિએ પરિચય મેળવવાનું અભ્યાસીઓને સુગમ થઈ પડશે.

[ વાણી અને વીણા · પ્રભુલાલ દ્વિવેદી, પ્રાપ્તિસ્થાન એન. એમ. ત્રિપાઠીની કાં. મુંબઈ, રૂા. પાંચ ]

---

[ પાન ૪૩નું ચાલુ ]

પૂર્વજો વિનાના, ભૂતકાળ વિનાના એક કોલોનિઅલ તરીકે રહેવામાં મને સંતોષ હતો......

દેશની સંસ્કૃતિ માત્ર સાહિત્ય, તત્ત્વજ્ઞાન, લલિતકલામાં જ સમાયેલી નથી શેરીઓમાં, બસમાં, ટ્રેનોમાં ઓરડામાં, શૌચાલયમાં આપણાં વર્તનો જોઈને આપણી સંસ્કૃતિનું માપ કાઢીને યોગ્ય અભિપ્રાય બાંધવાનો લેખકને, વિદેશીને—સહુ કોઈને પૂરો હક્ક છે. સારાંનરસાં વિવિધ દર્શનો કરાવતાં આ અને આવાં અનેક પુસ્તકો સામે આંખમીંચામણાં કરવામાં યા તેનાથી વિમુખ થવામાં નૂતન ભારતની લોકશાહીનો ઉદય નથી.

# જેંતી સારો માણસ છે

—જ્યોતિષ જાની

જેંતી મારો દૂરનો પડોશી છે. દૂરનો એટલા માટે કે એની ને મારી વચ્ચે એક અમદાવાદી પોળનું અંતર છે. હું રહું ફોફળીપાડાની પોળમાં ને એ રહે મંકોડી-પાડાની—અમારો મેળાપ આ બે પોળના કયા ખૂણે, ક્યારે-કયા સમયે થઈ જાય એ કંઈ કહેવાય નહીં. પણ સંજોગોવશાત્ બેએક દિવસ ખાલી જાય તો આ મેળાપ વખતે જેંતીનો 'દર્શન' શબ્દ અચૂક આવવાનો. એ કહેવાનો જ : 'ઓહો, આજ તો તમારા દર્શન થી ગયા' કે 'તમારાં દર્શન તો હવે દુર્લભ થઈ ગયા છે' કે 'આ આંખોને દર્શન દે...તા રહેજો'. ...ને પછી તો 'આ આવડી ઉમ્મરે મેશના લપેડા કરો છો એ રૂપાળું દેખાતું નથી' થી માંડીને 'મારી ભાભીની ફરિયાદ સાવ ખોટી નથી, મેંરબાન, કોઈ દા'ડો ય શાકની થેલી ઊંચકીને આવતા મેં તમને જોયા નથી' થી લઈને 'કોંગ્રેસનો તો રાજ્જા, ભુક્કો બોલાઈ ગયો'થી ઊંચકાઈને અચાનક—અચૂક વિષાદયોગમાં સરી પડે : 'દેશની ડામાડોળ પરિસ્થિતિ જોતાં આપણા જીવનમાં કશો રસકસ રહે એ વાતમાં કંઈ દમ નથી. થેંક ગોડ, આપણે તો ઑપ્ટીમિઝમ એવું કેળવ્યું છે કે જીવનમાં તૂટી ના પડાય.'

વિષાદયોગનો અધ્યાય શરૂ થાય એટલે મારા પગને 'જઉં—જઉં'ની ચળ આવે. ને આખરે સાવ હલકાફૂલ બનેલા મનથી એ કહે : 'ચાલો, આજ તો મઘઈ થઈ જાય' ને એક સરસ મઘઈનું પાન ખવરાવી દે. છૂટા પડતાં (પોળ આખી ગજવીને) કહેતો રહે, 'એ ....ય, દર્શન દેતા રે'જો'

મઘઈના પાનમાં ધીરે ધીરે મને જેંતીના ઑપ્ટીમિઝમનો સ્વાદ આવવા લાગ્યો હતો.

જેંતીની ચાલ ફોફળી જેવી—ફોફળીવેગી. પોળમાં ઊભરાતાં જનસમૂહનાં ટોળેટોળા ખોળી કાઢી એ એમાં લપાઈ જાય. ને આહિ...સ્તે, આ... .. હિસ્તે 'ડગલાં ભરતા, ઘડીક થોભી જઈ, પાછો ચાલી, વળી થોભી, ઘડીક ડોકાઈ, ક્યાંક લંબાઈ દુકાનનાં બોર્ડ વાંચતો વાંચતો આગળ-પાછળ, પાછળ-આગળ ખપતો રહે. ને એ જ રીતે જુદા જુદા જનસમૂહનો સ્પર્શ પામતો અડધા માઈલ દૂર આવેલા રેવડી બજારની ઘડિયાળની દુકાને પહોંચી જાય. ને આખની ઉપર નીચે ખૂણિયાઓમાં ગોળાકાર મેગ્નીફાઈંગ કાચનો ટુકડો લગાવી એક પછી એક ઘડિયાળ દુરસ્ત કરતો જાય.

એક વાર 'ગુડફ્રાઈડે'ની રજા હતી હું એની દુકાને જઈ ચડેલો 'મેગ્નીફાઈંગ ગ્લાસ' માંથી એણે એનું સ્મિત આપ્યું. આજુબાજુ ફરતાં અનેક લોલકોમાં એ સ્મિતની રેખાઓ ગૂંચવાતી ગઈ. મારી ફાઉન્ટપેન મેં એને આપી ને કહ્યું : 'જરા વહેલી ટોટ મૂકે છે'. મારું ફાઉન્ટપેન દુરસ્ત કરતાં કરતાં એ વાતો કરતો રહ્યો. ઑપ્ટીમિઝમના શિખર ઉપરથી બે વાર વિષાદયોગની

ઊંડી ખીણમાં ધકેલાઈ જવાના કારણે એ મથર્ઈ ઓણે ખવડાવ્યાં. એક કલાક ને ત્રણ મિનિટ ફાગો-સ્ધુઆ દુરસ્ત કરી એણે મારા હાથમાં મૂક્યું. ગુડફ્રાઈડેનો અડધો દિવસ જોતજોતાંમાં પસાર થઈ ગયો હતો. એ પછી જેંતીના ખાસ આગ્રહથી રેવડી બજારમાં નવી ખૂલેલી હોટેલમાં જલેબીના ગોળ સોનેરી પૈતાં અને અડધી ચા મેં 'ગેસ્ટ' તરીકે લીધેલી.

'આજ તો રાજ્જા, તમે મારા ગેસ્ટ કહેવાઓ' આવું કોઈ વાક્ય આવે ત્યારે હું અવશ્યમેવ પામી જાઉં કે આચમન કરવાની ધન્ય પળ આવી ગઈ છે. મારી અનિચ્છા છતાં વાક્યે વાક્યે મનમાં પડઘો પડે: માધવાય નમઃ બીજીવાર, કેવળ સ્વગત બોલાતું હોય એમ આ વાક્ય રજૂ થાય–જરા ધીરા–ધીમા અવાજે: "આજ તો તમે મારા ગેસ્ટ કહેવાઓ' (કેશવાય નમઃ) ને ત્રીજી વખત કોઈ અપૂર્વ ક્રાંતદર્શન થતું હોય એમ આકાશ કે પછી રૂમની સીલીંગ સામે જોઈ મોટે અવાજે.........અપૂર્વ આનંદથી છલોછલ ઉભરાતા રણકા સાથે કહી દે: 'આજ તો રાજ્જા તમે મારા ..'

..આ સ્વગત આચમન પછી હું જેંતીથી છૂટો પડું ત્યારે એવા જ હલકાફૂલ મનથી મઘઈનું પાન આપતાં કહેતો રહે: 'દર્શન દેતા રે 'જો'

ઓફિસથી મારો આવવાનો વખત ને જમીને પોળના નાકે પાન ખાવા જવાનો જેંતીનો સમય બરોબર સમાંતરે ચાલવા લાગ્યો. છેલ્લા ત્રણચાર દિવસથી, પોળના કાટખૂણે ઊભેલો મ્યુ. પોસ્ટ–લૅમ્પ આંધળો બની ગયેલો, એનો લાભ લઈ હું છટકી જતો હતો. ઘરે જઈ, જમ્યા પછી હિંચકે ટહેલતાં મનમાં રોજ થોડું 'ગિલ્ટી–ગિલ્ટી' જેવું પણ લાગ્યું હતું. પણ ચોથે દિવસે તો પેલા કાટખૂણેથી જ જરા ચોંકાવી નાંખે એવો અવાજ આવ્યો: 'તમારું અગડંબગડં મેં વાંચ્યું, રાજ્જા 'ને પછી મારી કવિતાનું સંપૂર્ણ સટીક ભાષ્ય મેં એના મોઢેથી સાંભળ્યું: 'આ તે કંઈ તમારી કવિતા છે? અમદાવાદમાં રહેવું હોય તો થોડાં ગધેડાં ખરીદો...... શું સમજ્યા?' એના અવાજનો ટોન પારખવા હું થોડો મૌન રહ્યો: હી વૉઝ ઑલ સીરીયસ! 'અમદાવાદમાં તો આ ગધેડાંએ સાચ્ચી કવિતાઓ રચી છે. જુઓ મેંરબાન, આ ગધેડાં ન હોય ને આ મહાકાવ્ય જેવાં આલેશાન મકાનો ન હોય. ખરું જ કહું છું આવી તૂત જેવી કવિતા લખવા કરતાં તો ગધેડાં ખરીદી લેશો તો થોડા જ સમયમાં ધરતી ઉપર તમારી અસ્સલ કવિતા ઊભી થઈ જશે'.

હું કશું બોલ્યો નહી એટલે એ હસી પડ્યો. બોદું પીપ જાણે રડતું રડતું ગબડી ગયું. મને કહે: 'ખોટું લાગ્યું, રાજ્જા? હું જરા મજાક કરતો હતો' (નો, હી વૉઝ નોટ રીયલી સીરીયસ) આચમન માટે હું થોભ્યો. ને ખોટું લાગ્યું રાજ્જા (કેશવાયનમઃ) ખોટું લાગ્યું... (ગોવિંદાય નમઃ)

'મુદ્દાની વાત કહી દઉં તો આપણને તમારી કવિતામાં 'ઑપ્ટીમીઝમ' દેખાયું નહીં......હં. પેલું શું કહે છે–ફ... ..ફ......સ . ...ફ......સ્ હું બોલી પડ્યો, 'ફ્રસ્ટ્રેશન'; હાં–હાં એમ......એવું જ છે બધું આ તમારી કવિતામાં .....'આપણને તો રાજ્જા, કવિતામાં ઑપ્ટીમીઝમ..........(કેશવાય–માધવાય–ગોવિંદાય)–બોદું પીપ દુરસ્ત થઈ ગયું હતું........ હસતું હસતું ગેલ કરી ગબડતું વિદાય થયું. એ દિવસે જેંતી એના હાથમાં એક પુસ્તક રમાડ્યા કરતો હતો. મેં જોઈ લીધેલું: 'મીટ યૉરસેલ્ફ એઝ યુ રીયલી આર'......ડીસ્કવર યૉર પર્સનાલિટી ઍન્ડ કેરેક્ટર... (તમારી સાચી મૂર્તિને તમે ઓળખો..........તમારા વ્યક્તિત્વ અને ચારિત્ર્યને શોધો)

*

બૅન્કનું કામ બહુ અટપટું હોય છે. મન ખેંચાયેલું રહે; એક પછી એક કામમાં વીંટળાયેલું રહે એમાં જેંતી શું......સાક્ષાત્ ઈશ્વર પણ આવે તો ટાળવાનું મન થાય; ને હમણાંથી ડૉક્ટરે થોડી ચેતવણી આપેલી .........'calm down–cool down'–સમાલજો. બી. પી. થઈ જશે. ના હોય તો રજા ઉપર ઊતરી પડો. પણ કામનું ભારણ ને બૅન્કના મેનેજર બનવાના ઑલ ચાન્સીસ. તેમાં વળી ક્લોઝીંગના દિવસો. જેંતી આવા જ એક દિવસે અચાનક બૅન્કમાં આવી ચડેલો. એની સામું જોયા વગર મેં પાણીનો પ્યાલો મુકાવી દીધો. લેજર ચૅક કરતાં કરતાં 'ચાલો

ત્યારે જાઉં', મેં'રુથાન ', 'જાઉં કામમાં લાગો છ, રાજન્ત, જાઉં, ત્યારે ' જેવું સાંભળવા કાન તરફડ્યા કરે. પાણી પીવાઈ ગયું હતું. જેંતી બેઠો જ હતો. મૂંગોમૂંગો— ચૂપચાપ. મેં એની સામે તો ના જ જોયું. મ્હાંનો કપ એની સામે ધરી દેવાયો હતો. ચૂપચાપ, એનું ઑપ્ટીમીઝમ મારામાં સહેજ સંળવળ્યું. ' ચાલો ત્યારે જાઉં......' ના. જેંતી હજુ બેઠો હતો. મેં ઝડપભેર ચારેક ચેક ઉપર સહી કરી દીધી. ટોકન તપાસી લીધા, ફેરેન એકાઉન્ટ ઉપર લાલ ટીકો થઈ ગઈ. જેંતી હજુ બેઠો હતો. બસ, ચૂ...પ...ચાપ. એક ધીમો અવાજ સંભળાયો. મેં ઊંચું જોયું નહિ. ટૂંક સાર પામી લીધો. ચટેલા ઘરબાઢા પેટે ધરમાલિકને આપવા છસો રૂપિયાની બેન્કની કડકડતી નોટો મેં એના હાથમાં સેરવી દીધી. ચૂપચાપ. જેંતી ગયો હતો. ખુરશી ખાલી હતી. ' ચાલો ત્યારે જાઉં...' ક્યારે બોલી ગયો એ? મેં; મનોમન આચમન કરી લીધું.

લેમ્પ-પૉરટને આંખો આખી ગુફાને અજવાળિયું એક થઈ ગયું. જેંતી દેખાયો ન હતો. બીજા બે-ત્રણ દિવસ નજર લંબાવી, કાન સરવા કર્યા. ધીરે ધીરે છસો રૂપિયા છસો મંકોડાની જેમ ચટકા ભરવા લાગ્યા. ચાર આંકડાનું માંડ ભેગું કરેલું બેન્ક-બેલેન્સ ગણત્રીના ત્રણ આંકડાની મજાક જેવું બની ગયું. હવે જેંતીના 'દર્શન' કરવા હું ચારેબાજુએ નજર ફેરવવા લાગ્યો: મંકોડી પાડાની પોળમાં જેંતીનું ઘર – તાળું, પોળનો ખૂણો-ભેંકાર, રેવડી બજારની ઘડીયાળની દુકાન – બંધ લોલકો ને પાનવાળો......

એના આ શબ્દો પરાણે યાદ આવવા લાગ્યા: 'થેંક ગોડ, આપણે તો ઑપ્ટીમીઝમ એવું કેળવ્યું છે......

'દર્શન' શબ્દને આકાશના અસંખ્ય તારાઓ વચ્ચે ટીંગાડી દીધો. આચમન સિવાય મગજ શોષાવા લાગ્યું ને ઝંઝેરણુ છસો મંકોડાઓ એકસાથે ચટકા ભરવા લાગ્યા...તો ય ક્યારેક અંતરમાંથી ઊંડેથી અવાજ ફૂટી પડતો; જેંતી સારો માણસ......બોનસ મળ્યું ને લાગ જોઈને છસો મંકોડાની ચટકીલી વેદનાને ભૂંસી ગયો. જમીને પાન ખાવાનું શરૂ કર્યું. મઘઈ, સ્પેશ્યલ મઘઈ.

*

પાનના ગલ્લાની બાજુની ગાદી ઉપર બેસી ગયો છું (રોજન્ત). પાનવાળાએ છ લીલી નોટ હાથમાં મૂકી દઈને કહી દીધું છે: 'જેંતીભાઈના......' હું હજી માની શકતો નથી. પણ પાનવાળાએ આપેલી છ નોટ ઝબૂક વીજળી ઝબૂક થતી ખિસ્સામાં પડી છે. ટીંટળાઈ ગયેલા ગ્રાહકોનાં પાન બનાવવામાં પાનવાળો મશગૂલ છે. આપણું મઘઈ પણ હમણાં તૈયાર થઈ જશે. જેંતીને દર્શન આપવા તો બેઠો છું, ' ઑપ્ટીમીઝમ 'નો આચમન કરવાની હવે થોડીક જ રાહ જોવી પડશે. જેંતી આવતો જ હશે, મનના મણકા ઑટોમેટીક—ઘડિયાળના સેકન્ડ કાંટાની જેમ—સરકતા જાય છે: ' જેંતી સારો માણસ છે...જેંતી સારો...જેંતી...'

'જેંતીભાઈના ભાઈ આજે બપોરે જ આવી......' મઘઈ ટેસથી મોંઢામાં મૂકી મમળાવવાનું શરૂ કરું છું. ને પાનવાળો કહી રહ્યો છે; 'જેંતીભાઈના ભાઈ આજે બપોરે આવી ગયા...' એ ફરીથી બોલ્યો ને અગાઉનું ખાતું પૂરું કર્યું, ને કહ્યું કે જેંતીએ તો જિન્દગીથી કંટાળી......'

મેં મઘઈ થૂંકી નાંખ્યું. આટલું બેસ્વાદ મઘઈ મેં કદી ચાખ્યું ન હતું.

તબક્કામાંથી તથા ચોક્કસ પરિસ્થિતિમાંથી પસાર થતા હોય. એ સંજોગોમાં અન્ય દેશ પાસેથી જે કંઈ કળા-તત્ત્વો મેળવ્યાં હોય તેનો સ્થાનિક સંસ્કૃતિ સાથે એવી રીતે સમન્વય સધાય છે કે દેશની પોતાની કળાની લાક્ષણિકતા જળવાઈ રહે અને છતાં નવાં અંગીકાર કરવામાં આવેલાં તત્ત્વો પણ એમાં સમરસ થઈ જાય છે. આમ બને એટલે એ પુરવાર થઈ જાય છે કે બાહ્ય સંસ્કૃતિને પચાવનાર દેશમાં જીવનશક્તિના ઓઘ ઉછળે છે અને તેની સંસ્કૃતિ ઉર્ધ્વગામી બનેલી છે.

## સાંસ્કૃતિક સબંધ

ભારત અને મધ્ય એશિયાની કળા વચ્ચે ભૂતકાળમાં સતત સંપર્ક હતો. બંને વચ્ચે સર્જન પ્રેરે તેવા સંબંધો હતા. આનો અર્થ એમ નથી કે બંને સંસ્કૃતિ એક સરખી હતી. જો કે એટલું ખરું કે બંને સંસ્કૃતિમાં કેટલાંક તત્ત્વો સર્વસાધારણ હતાં.

પ્રાચીન ભારતની સંસ્કૃતિનો પ્રબળ પ્રવાહ દીર્ઘ કાળ સુધી પૂર્વ તથા દક્ષિણ-પૂર્વના દેશો તરફ વહી રહ્યો હતો. ત્યારે ભારત પોતે પોતાની પશ્ચિમે આવેલા રાષ્ટ્રોની અસર હેઠળ આવી રહ્યો હતો. તેમ છતાં, એ વખતે ય ભારતીય સંસ્કૃતિનાં કેટલાંક તત્ત્વો પશ્ચિમે આવેલા એ પ્રદેશોમાં—ખાસ કરીને મધ્ય એશિયામાં—અવારનવાર પ્રસરતાં જતાં હતાં. ભારતમાં બુદ્ધ ધર્મ પૂર્ણ કળાએ પહોંચ્યો હતો ત્યારે આવું ખાસ બનેલું.

સોવિયેત પુરાતત્ત્વવિદોએ તાજિકીસ્તાન, ઉઝબેકીસ્તાન, કિરગીઝીયા તથા તુર્કમેનિયામાંથી સંખ્યાબંધ બૌદ્ધ મંદિરો, સ્તૂપો, શિલ્પો, અલંકારો, વાસણકુસણો તથા ભારતીય હસ્તપ્રતો શોધી કાઢેલી છે, તે પરથી ભારત તથા મધ્ય એશિયા વચ્ચે ભૂતકાળમાં ગાઢ સંસર્ગ હશે એ બાબત પૂરવાર થાય.

તુર્કમેનના પુરાણા કિલ્લાના અવશેષ નજીક એક સ્તૂપની ભગ્નમૂર્તિ નજરે પડે છે. સ્થાનિક લોકો તેને ગુરમાલા અથવા કટાતૂપ કહે છે. સૂર્યના તાપમાં પકવેલી ઈંટો વડે બાંધવામાં આવેલો આ સ્તૂપ ૧૩ મીટર ઊંચો છે. ઈંટો પર નદીના કાંપનું પ્લાસ્ટર કરેલું છે. તેની આકૃતિ આધાન સ્તૂપને મળતી આવે છે. આ ઉપરાંત અનેક બુદ્ધ મંદિરો, સ્તૂપો તથા બુદ્ધની પ્રતિમાઓ પણ આ વિસ્તારમાંથી મળી આવ્યાં હતાં.

ગ્રીક તેમજ બાક્ટ્રિયન શાસન તાજિકીસ્તાન, ઉઝબેકિસ્તાન, તુર્કમેનિયા, કીરગીઝીયા તથા કઝાખસ્તાનના અમુક ભાગમાં વ્યાપેલું હતું. ત્યાંનાં પ્રજાજનો સ્થાનિક ધર્મ અનુસાર તથા ગ્રીક દેવોની તેમજ બુદ્ધની આરાધના કરતા હતા. મધ્ય એશિયામાં આરબ લોકો ઊતરી આવ્યા ત્યારે તેમણે બુખારાનાં શ્રીમંત ગૃહોમાં "બુદ્ધ" (બુદ્ધ)ની મૂર્તિઓ જોયેલી તેમનાં વર્ણનોમાં એ પણ આવ્યું કે સીધી ભાષામાં વાંદરાને "માકર" (મૂળ સંસ્કૃત શબ્દ "મર્કટ"નું અપભ્રંશ) કહેતા અને "મઠ" માટે "બહાર" શબ્દ વપરાતો. ભારતમાં "વિહાર" શબ્દ વપરાતો તે પરથી આ શબ્દ બન્યો હતો.

## ગાંધાર તથા બુદ્ધકળાની અસર

ઈ. સ. પૂર્વે ત્રીજી સદીમાં ભારતના મહાન કુશાન સામ્રાજ્યના દોર મધ્ય એશિયામાં ચાલતો હતો ત્યારે ત્યાંના ખોરેઝમ ખાતે તોપ્રાકકલા નામનો મહેલ બાંધવામાં આવ્યો હતો. ત્યાંના સ્થાનિક કારીગરોની કલાકૃતિ ભારતની ગાંધાર કળાને મળતી આવે છે. તોપ્રાક-કલા રાજમહાલમાં નૃપતિ-ખંડ આવેલો છે, જેમાં મકવામાં આવેલાં બાવલાંઓ આ પ્રકારની કળાના નમૂના છે. પરંતુ તે લોકોનો ધર્મ સ્થાનિક રંગે રંગાયેલો-ઝોરો-ઍસ્ટ્રીઅન હતો. અહીં અગ્નિ પૂજા અંગેનાં દેવાલયો હતાં. પ્રાણ તથા પ્રતિપત્તિની દેવી માતા અનાહિતામાં લોકોને આસ્થા હતી.

અક-બેશીમ-કીરગીઝીઆ તથા તુર્મેજ-ઉઝબેકિસ્તાન-માં તેમજ અન્ય સ્થળે બુદ્ધ વસ્તુના આધારે તૈયાર કરવામાં આવેલાં શિલ્પ નજરે પડે છે. પણ મધ્ય એશિયામાં આવેલાં બુદ્ધ મંદિરોના ઘાટ એ પ્રદેશની આગવી શૈલીવાળા હોય છે. તેજ પ્રમાણે કલાકૃતિઓ પણ સ્થાનિક લઢણ પ્રમાણે તૈયાર થયેલી છે. સ્થાનિક કળાકારોએજ બનાવેલાં આ બુદ્ધ મંદિરો તથા શિલ્પ શુદ્ધ ભારતીય પદ્ધતિએ જ બનાવેલાં હોય એવો આગ્રહ બુદ્ધધર્મે ક્યારે ય સેવ્યો ન હતો. ધર્મ તો મંદિરોમાં કલાકૃતિઓની અનુકૃતિઓ રચવા માટેનું વસ્તુ જ પૂરું પાડતો. એ અનુકૃતિઓ ધર્મ પાડેલા

પશ્ચાત્ભૂમિકા પૂરી પાડતી. પરંતુ બુદ્ધ ધર્મ સાથે એ સંપ્રદાયના આચાર્યોના ધર્મગ્રંથો, રસશાસ્ત્રને સ્પર્શતા ભારતીય આદર્શો તથા ધાર્મિક પ્રતિમાઓમાં નીતરી રહેલી નિતાંત સુંદર કળા એવાં તો વણાઈ ગયેલાં કે બુદ્ધ ધર્મની સાથોસાથ એ તત્ત્વો પણ આ પ્રદેશમાં દાખલ થઈ ચૂક્યાં અને એ રીતે વ્યાપક અર્થમાં જોઈએ તો એ મુલકમાં ભારતીય સંસ્કૃતિ પ્રસરવા માંડી

## પરદેશી સંસ્કૃતિની ભારત પર અસર

મધ્ય યુગમાં ભારત પર ઇસ્લામી આક્રમણ થવા માંડયાં, એટલે મધ્ય એશિયા તથા અફઘાનિસ્તાનનું સ્થાપત્ય તથા અનુકરણ થઈ શકે તેવી કળાનાં અમુક અંગો ભારતમાં પ્રવેશ પામ્યાં. દાખલા તરીકે ૧૧૦૩ થી ૧૧૦૯ના સમય દરમ્યાન, ઉઝબેકિસ્તાનમાં આવેલા ઝરકુરગાનમાં અનેક સળોવાળો એક મિનારો બાંધવામાં આવેલો હતો. તે વિખ્યાત કુતુબ મિનારને મળતો આવે છે. પરંતુ કુતુબ મિનાર એથી વધારે વિગતે કોતરવામાં આવેલો હોય એમ જણાય છે. વળી એની સળ ઝરકુરગાનમાં આવેલા મિનારાના સળ કરતાં જુદા આકારની છે. આમ બને તે સાવ સ્વાભાવિક છે. કારણ સ્થાપત્ય વિશેનો ખ્યાલ બીજાનો ગ્રહણ કરવામાં આવે પણ બાંધકામ તો સ્થાનિક થયેલું હોવાથી તે કોઈ અસલી કૃતિ હોય એવું સહેજે લાગે.

ખૂબીની વાત એ છે કે સ્થપતિ પરદેશી હોય છતાં બાંધકામ કરનારા ભારતવાસી હોવાથી તથા કુદરતી પરિસ્થિતિ તથા ભારતીય કારીગરોની અસરના કારણે જે ઇમારત તૈયાર થતી તે ભારતીય ઢબની બની જતી, જેમકે દિલ્હીની જુમા મસ્જિદ ૧૬૫૮ માં એ બાંધવામાં આવી હતી. એ બંધાવનાર જલાલુદ્દીન મધ્ય એશિયાનો હતો. બીજો દાખલો તાજમહાલનો છે. એને આકાર આપ્યો મુહમ્મદ ઇસા એફેન્દી નામના એક તુર્કસ્તાનીએ. ખુદ શાહજહાંએ તેને મદદ કરેલી પણ એનો બાહ્ય દેખાવ શહેનશાહોની ભવ્ય આરામગાહોની ભારતીય લાક્ષણિકતા ધરાવે છે.

અનિ નાની છબીઓ–મિનિએચર–રચવાની અજોડ કળા ભારતીય તેમજ મોગલ ઘરાનાને આભારી છે. એ કળાના સર્જનમાં નાદિર મુહમ્મદ તથા મુહમ્મદ મુરાદ સહિતના બુખારો તથા 'સમરકંદના કલાવિદોએ ભાગ લીધો હતો. મધ્ય એશિયામાંથી ફારક બેગ પણ આવ્યો હતો. આ કળા પ્રત્યે મધ્ય એશિયાના કલાસ્વામીઓ કોતરકામભરી વાસ્તવિકતા તથા નેરાનાર દુન્યવી દૃષ્ટિકોણ ધરાવતા. આ કળાના ભારતીય આશ્રયદાતા–મહાન મોગલોની રુચિ તથા તેમનાં રીત-રસમો સાથે આ દૃષ્ટિકોણને સારો મેળ મળ્યો હતો. મોગલ શહેનશાહો પોતે સુન્નીપંથી હોવાથી ઇસ્લામના પ્રસાર માટે ધાર્મિક વિચારોની કળાસ્વરૂપે અભિવ્યક્તિ કરવાના ખ્યાલને તેઓ પ્રોત્સાહન આપતા ન હતા. આ પરથી પુરવાર થાય છે કે એકાદ બીજને વિવિધ સાંસ્કૃતિક પરિસ્થિતિમાં ઉછેરવામાં આવેલું હોય, તેમાંથી નવતર ફળ પ્રાપ્ત કરવું હોય તો તેને સાનુકૂળ અને અગાઉથી સારી રીતે તૈયાર કરેલી ભૂમિમાં લાવીને રોપવું જોઈએ

આવા તો અનેક દાખલા ટાંકી શકાય તેમ છે, જે બધા એક જ બાબત કહી જાય છે કે: ભારત તથા મધ્ય એશિયાની સંસ્કૃતિઓ પ્રાચીન કાળમાં તથા મધ્યયુગ દરમ્યાન એકબીજાના સંસર્ગમાં આવી હતી અને તે બંનેએ પરસ્પરને સમૃદ્ધ બનાવ્યાં હતાં.

[ વિશ્વમાંગલ્ય : નવેમ્બર-ડિસેમ્બર '૬૫ ]

# કામદાર—આંદોલન :

—ચંદ્રકાંત દરુ

આ દેશની લોકશાહીના વિકાસમાં રસ લેનાર દરેકને આ દેશની હાલની કામદાર સંગઠનોની પ્રવૃત્તિની હાલત જોઈને દિલગીરી થતી લાગે છે. એક તરફથી કામદારોનાં સંગઠનો—જવાબદાર અને લોકશાહી નેતાગીરી સહિતનાં—સ્થાયી અને સાતત્યવાળાં સંગઠનો બન્યાં નથી. બીજી તરફથી કામદારોની વફાદારી લોકશાહીના આદર્શને વરેલી નેતાગીરીના હાથમાંથી હટી જઈ લોકશાહીના છડે ચોક દુશ્મનો તરફ સરી જતી લાગે છે. આને પરિણામે ભયજનક અને જોખમકારક પરિસ્થિતિ પેદા થઈ છે. તેથી એનાં કારણોની ગંભીર વિચારણા આવશ્યક બની છે.

લોકશાહી આદર્શોથી કે તેવા દેખાવોથી ઘણા દૂર એવા ઝનૂની આગેવાનોની અપીલનો ઘણાખરા કામદારો—ખાસ કરીને ઔદ્યોગિક કામદારો ક્રમશઃ શિકાર બનતા હોય છે, તે વાત નિર્વિવાદ છે સંગઠનાત્મક દૃષ્ટિથી આવી પરિસ્થિતિને સવેળા સુધારવા માટેના પ્રયત્ન કરતા પહેલાં આ પરિસ્થિતિનાં કારણો સ્પષ્ટ કરવાં જોઈએ.

પ્રથમ અને મહત્વનું કારણ તે આપણી સરકારે જે આર્થિક આયોજન પદ્ધતિ અપનાવી છે તેની અંદર લાગે છે. આપણા આયોજકોએ વપરાશના ઉદ્યોગોના વિકાસ પ્રત્યે સંપૂર્ણ બેદરકારી બતાવી ભારે ઉદ્યોગોની દિશામાં જ સંપૂર્ણ ભાર મૂકેલો છે. પરિણામે ભારે ઉદ્યોગોના ખર્ચમાં મોટું રોકાણ થયું છે. આ નીતિનું દેખીતું પરિણામ એ આવ્યું છે કે ઉદ્યોગોની રોજી આપવાની શક્તિ ઓછામાં ઓછી રાખવામાં આવી છે અને વપરાશની વસ્તુઓના ભાવ સામાન્ય નાગરિકના ગજા બહાર આસમાને ચઢ્યા છે. કામદારોના પગાર કુદરતી રીતે વધતા જતા ભાવો સાથે રહી શક્તા નથી. આનાથી કામદારોમાં સારો એવો અસંતોષ અને નિરાશા પેદા થયાં છે.

બીજું : વિવિધ કારણોસર કામદારોને અવર્ણનીય હાડમારીઓમાંથી પસાર થવું પડે છે, ને એમના આ અનુભવની અસર વર્તાઈ રહી છે. ચોકખા વસવાટ માટે જરૂરી પ્રાથમિક સગવડોના અભાવવાળાં, ખરાબ યોજનાવાળાં. શહેરોમાં થતા કામદારોના ધસારાથી ગીચના અને ગંદકીવાળા વસવાટો વધ્યા છે; પરિણામે અસંતોષ પણ રોજબરોજ વધતો જાય છે.

ત્રીજું : કામદાર યુનિયનોનું સંગઠન સ્થાયી પાયા પર રચવાનો પ્રયત્ન થયેલ નથી. અત્યાર સુધીની પ્રવૃત્તિ વિવિધ આદર્શો અને દૃષ્ટિ બિંદુવાળા રાજકીય પક્ષો તરફથી દોરવાતી રહી છે. આ પક્ષોએ કામદાર યુનિયનોને લોકશાહી અને કામદારોનાં હિતોના વિકાસ માટેનાં સ્થાયી સંગઠનો બનાવવાને બદલે રાજકીય સત્તા માટેની સાઠમારીમાં હાથા તરીકે તેમનો ઉપયોગ કર્યો છે. પરિણામે, એકબાજુ જેટલા પક્ષો છે તેટલા કામદાર પ્રવૃત્તિમાં ભાગલા પડી ગયા છે. બીજી બાજુ સામાન્ય કામદારોમાં યુનિયનના વહીવટમાં ભાગ લેવાની વૃત્તિનો દુઃખદાયક અભાવ છે. તેથી કામદારોમાંથી નેતાગીરીનો વિકાસ થયો નથી; અને પક્ષો તરફથી લદાયેલી નેતાગીરી ઉપર વધુ ને વધુ આધાર રાખવાનું કામદારોનું વલણ રહ્યું છે.

ઉપરાંત, સત્તા ધરાવતો પક્ષ પણ આ ક્ષેત્રમાં પડેલો હોઈ, તે પક્ષનાં યુનિયનોને આગળ ધપાવવા માટે પણ કેટલેક અંશે સરકારી વ્યવસ્થાનો ઉપયોગ થયો છે. આનું કુદરતી પરિણામ એ આવ્યું છે કે યુનિયનો તેમની પોતાની શક્તિ વિકસાવી શક્યાં નથી. તેમણે પોતાની સ્થિતિ સુધારવા સરકાર ઉપર આધાર રાખ્યો છે.

કામદારોની નિરક્ષરતા અને સાંસ્કારિક પછાત દશામાં એક વધુ કારણ મળી આવે છે. કામદાર યુનિયનોના નેતાઓએ કામદારોમાં જ્ઞાનના અને લોકશાહી મૂલ્યોના ફેલાવા માટે પૂરતુ ધ્યાન આપ્યુ નથી. કામદારોમાં તદનુરૂપ લોકશાહી વલણના વિકાસ માટે વ્યાજબી ધ્યાન આપ્યા વિના તાત્કાલિક આર્થિક લાભ મેળવવા માટેના પ્રયત્નોમાં જ તેમનુ ધ્યાન કેન્દ્રિત થયું છે અને આ રીતે તેમણે પોતપોતાના પક્ષો તરફ કામદારોની વફાદારી મેળવવાની આશા રાખી છે. કામદારોને ભાતભાતિયા અપીલો કરવામાં અને ખોટા વચનો દેવામાં એક બીજા વિરુદ્ધ હરીફાઈ આદરી છે. પરિણામે, કામદારો તેમને આપવામાં આવતાં વચનોના પ્રમાણ અનુસાર એક યુનિયન વિરુદ્ધ બીજા યુનિયન તરફ પોતાની વફાદારી બદલતા જોવામાં આવે છે. આ દેશમાં એવાં બહુ જ થોડા યુનિયનો છે કે જેમને પોતાનો કેળવણીનો કાર્યક્રમ હોય કે જેથી કામદારો લોકશાહી મૂલ્યોની કદર કરી શકે.

આપણા દેશમાં કામદારો માટે જથ્થાબંધ કાયદા કરવામાં આવ્યા છે. પરંતુ માલિકોને બહુમતિવાળા કામદાર–યુનિયનને માન્ય રાખવા અને તેની સાથે શુભ ઇરાદાથી વાટાઘાટ કરવા માટે ફરજ પાડતો મૂળભૂત કાયદો અમલમાં મૂકાયો નથી. સત્તા ધરાવતા પક્ષના દબાણ નીચે માલિકોએ ઘણા કેસોમાં કામદારોનો વિશ્વાસ ધરાવતા યુનિયનને બાજુએ મૂકીને લઘુમતિ યુનિયન સાથે લાંબી વાટાઘાટો આદરેલી છે. આનુ પરિણામ એ આવ્યું છે કે કામદારોમાં નિરાશા વ્યાપી છે અને કામદાર યુનિયનોની સંગઠન પ્રવૃત્તિમાંથી તેમનો વિશ્વાસ ડગી ગયો છે. મધ્યસ્થ ધારાસભાએ ૧૯૪૮માં ટ્રેડ (એમેન્ડમેન્ટ) એક્ટ પસાર કર્યો છે; પરંતુ હજુ સુધી સરકારે ગમે તે કારણોસર તેને અમલમાં નથી મૂકયો. આ સુધારાને અમલમાં મૂકવામાં આવે તો, ટૂંકી દૃષ્ટિવાળા માલિકોને બહુમતિ ધરાવતા યુનિયન સાથે વાટાઘાટોનો ઇન્કાર કરતા અટકાવી શકાય. તે માટે એ મહત્ત્વનો થઈ પડે તેમ છે.

હાલની પરિસ્થિતિ માટે મને આવાં કેટલાંક કારણો જવાબદાર લાગ્યાં છે. સરકારી વહીવટની મદદથી થોડાક તાત્કાલિક લાભ અપાવવાનાં વચનોથી અત્યાર સુધી સત્તા ધરાવતો પક્ષ કામદારોની વફાદારી મેળવવામાં કેટલેક અંશે સફળ થયો છે. પરંતુ હવે દેખાતું છે કે આની પણ હદ આવી ગઈ છે. કામદારો હવે સમજે છે કે, આજના સખત ભાવ વધારા માટે સરકાર પોતે જ જવાબદાર છે. એ એની બીનસમતોલ આયોજન નીતિનું પરિણામ છે. આથી, સત્તા ધરાવતા પક્ષે ઊભાં કરેલાં યુનિયનો મારફતે, પોતાની સ્થિતિમાં સુધારો થઈ જશે તેવી કોઈપણ આશા તેમને રહી નથી. તેમાંય તેમને લોકશાહી મૂલ્યોની કદર કરવાનું કદી શીખવવામાં આવ્યુ જ ન હોઈને, સર્વસત્તાવાદી તત્ત્વો તેમને ઉંચ આપવામાં અપીલ કરતા જ તેઓ તેમના હાથા બનવા તૈયાર થઈ જાય છે, તેથી પણ નવાઈ પામવાનું કારણ નથી. પરિણામે, ઔદ્યોગિક કામદારોમાં બિનલોકશાહી તત્ત્વોની અસર વધતી જાય છે.

જો આ પરિસ્થિતિને વધુ કથળવા દેવામાં આવે તો તે ભયજનક પ્રમાણ ધારણ કરશે. ને ટ્રેડ યુનિયન પ્રવૃત્તિનો જ વિનાશ કરશે. જો હાલની અનાજની તંગી ચાલુ રહે અને જરૂરી વસ્તુઓના ભાવો ઉપર નિયંત્રણ ન રાખવામાં આવે તો તેથી પરિણમતા અસંતોષનો સામનો કરવો મુશ્કેલ બની જશે. કામદારો વધુને વધુ બેચેન બનશે અને ક્રમશ: હિંસક રીતોનો આશરો લેશે. જવાબદાર અને લોકશાહીમાં માનતાં યુનિયનોના આગેવાનો તેમની નીચેની જમીન સરતી જોશે અને તેમનું સ્થાન લોકશાહી સંસ્થાઓનો નાશ કરવા માગતા બિનજવાબદાર ચળવળખોરો લેશે. પરિણામે, સરકાર પોતે જ અસંતોષને દબાવવા વધુ સખત પગલાં લેવા તરફ વળશે. આવી સંપ્તાઈ સંગઠિત થવાની સ્વતંત્રતા ઉપર સર્વે કાપ મૂકીને ટ્રેડ યુનિયન પ્રવૃત્તિને જ કચડી નાખવામાં કારણ રૂપ બને! આ રીતે, ટ્રેડ યુનિયન પ્રવૃત્તિને બન્ને બાજુથી ભય રહેલો છે.: એક બાજુથી સર્વસત્તાવાદી બળો મજબૂત બને; અને બીજી બાજુથી, લોકશાહીને વરેલી સરકાર ને જ બિન લોકશાહી પગલાં લેવાની ફરજ પડે!

ટ્રેડ યુનિયન પ્રવૃત્તિ માટેની પરિસ્થિતિ નિરાશાજનક લાગે છે. સરકારે અપનાવેલ આયોજનની પુન-

વિચારણાનો ભાગ્યે જ કોઈ પુરાવો છે. જો કે તે વધતા જતા ભાવો અંગે વધુ ચિંતા દાખવે છે અને ભાવ વધારો અટકાવવા કેટલાંક પગલાં લેવાનું વિચારે છે. પરંતુ અવાસ્તવિક આયોજનનાં ચીલામાંથી તે ખસવા તૈયાર લાગતી નથી. તેથી તે વાસ્તવિકતા સાથે બાથ ભીડવાનો ઈન્કાર કરીને આ સવાલ અંગે થાગડ થીગડ કરે છે. તેમના આયોજનમાં માનવીની જરૂરિયાતો અને આકાંક્ષાઓ માટે કોઈ સ્થાન દેખાતું નથી. લોકોને થતા ત્રાસ અંગે તે ગંભીર બેદરકારી દાખવે છે. તેમની આયોજન નીતિને પવિત્ર અને ફેરફાર ન થઈ શકે તેવી ગણીને તેના ચોકઠાની અંદર જ ઉકેલ કરવાનો પ્રયત્ન કરે છે. આવી રીતે ઉકેલ અશક્ય છે, તે તેમને સમજાતું નથી. લોકોની ઘણી મોટી સંખ્યા જીવન નિર્વાહના ધોરણથી નીચેના સ્તરે જીવે છે. ૨૦ કે ૨૫ વર્ષ બાદ પૃથ્વી પર સ્વર્ગ ઊતરી આવવાની આશા આપવામાં આવે છે; પરંતુ ત્યાં સુધી કામદારો રાહ જોઈ શકે તેવી આશા વ્યર્થ છે.

ઔદ્યોગિક શાંતિ અને લોકશાહી સંસ્થાઓ માટે ફીકર કરનાર સૌએ હાલની પરિસ્થિતિમાં રહેલા આ ભયોને સમજવા જોઈએ. માલિકોએ તથા ટ્રેડ યુનિઅનના આગેવાનોએ વપરાશની વસ્તુઓ ઉપર અને વધુ રોજગારી આપે તેવા ઉદ્યોગો ઉપર ભાર દઈને હાલની આયોજન નીતિમાં જડમૂળથી ફેરફાર કરાવવા દબાણ લાવવું જોઈએ. સાથે સાથે વિશાળ પાયા પર કામદારોમાં શિક્ષણ ફેલાવવાનું શરૂ કરવું જોઈએ. શિક્ષણનો વ્યાપક અર્થ લેવાનો છે કે જેનાથી કામદારો લોકશાહીના રક્ષણ માટેની જરૂરીયાતની કદર કરી શકે અને તે માટેની જવાબદારી ઉઠાવવા તૈયાર થઈ શકે. કામદાર સંગઠનોનો દૃષ્ટિકોણ આવી વલણ વિકસાવવાનો હોવો જોઈએ. સંગઠનનો પાયો વિશાળ હેતુ સિદ્ધ કરવાનો હોય. વચનો આપવાનો અને ચળવળો ચલાવવાનો નહિ હોવો જોઈએ. યુનિઅનોએ કામદારોને લોકશાહીના મૂળભૂત હેતુ માટે વિચાર કરવાની પ્રેરણા આપવી જોઈએ *

* ફેડરેશન ઓફ ગુજરાત લેબર એન્ડ ઇન્ડસ્ટ્રીઝ તરફથી યોજાયેલ શિબિર સમક્ષના વાર્તાલાપના આધારે.

# 'લેડી ઈન એ કેજ' અંગે થોડુંક :

— ભારતી શાહ

ખૂબ ચર્ચાપાત્ર બનેલા આ ચિત્રપટ ઉપર ઈંગ્લૅંડમાં સેન્સરે પ્રતિબંધ મૂક્યો છે. અત્યારના સમાજ તથા યાંત્રિક જીવન પરના માનસશાસ્ત્રીય વિવેચનને સેન્સરબોર્ડે વિકૃત અને સનસનાટીભર્યુ ગણીને 'પિંજરમાંની સ્ત્રી'ની જેમ જ એને 'બાન'ના પિંજરમાં પૂરી દીધું છે। રીચાર્ડ રુડ નામના એક અંગ્રેજ પત્રકારને પેરીસની મુલાકાત દરમ્યાન અણધાર્યું આ ચિત્ર જોવાનું સદ્ભાગ્ય સાંપડ્યું અને એની મહત્તાથી આકર્ષાઈ એમણે એને બિરદાવતો લેખ લખ્યો. ઈંગ્લૅંડના વિવેચકો અને સેન્સરબોર્ડના સભ્યોની આંખ ઉઘાડવાનો આડકતરો હેતુ પણ લખાણની ભીતરમાં હોઈ શકે.

એવા ઘણા લોકો છે કે જેઓ પ્રતિબંધિત પુસ્તકો અને ચલચિત્રોમાંથી અચૂક કશુંક સુંદર શોધી કાઢવાના. જ્યારે મિ. રુડ સેન્સરશીપમાં ન માનતા હોવા છતાં એવું તો નથી જ માનતા કે એકેએક પ્રતિબંધિત ચિત્ર એકાદ કોણથી સુંદર હોય જ. પણ એમની દૃષ્ટિએ 'લેડી ઈન એ કેજ' એ એક સાચે જ મહાનકૃતિ—માસ્ટરપીસ—છે.

ઈંગ્લૅંડના નાગરિકોની એ કમનસીબી કે આવું મહાન ચિત્ર જોવાનો લહાવો તેઓ ચૂકશે. કારણ કે સેન્સરની સાથે સાથે ડીસ્ટ્રીબ્યુટર્સ પણ માનતા થઈ ગયા છે કે આ ચલચિત્રમાં કશું તથ્ય નથી : અરે ઈંગ્લૅંડની જેમ અમેરિકામાં પણ ફીલ્મીવિવેચકોએ એકી અવાજે એને નિરસ અને ગંદી વાત તરીકે વખોડી કાઢ્યું છે. એની કુરૂપતા પર ત્યાં પણ તિરસ્કાર દર્શાવાયો છે.

ફીલ્મનું વસ્તુ દેખીતી રીતે તદ્દન સાદુંસીધું છે; મિસિસ હીલ્યાર્ડ નામની એક અમેરિકન કવયિત્રીની આ વાત છે. એ ઉંમરે પૌઢ છે, અને થોડેક અંશે અપંગ છે. એકદા જુલાઈ માસના એક રવિવારે થોડાક કલાકો માટે ઇલેક્ટ્રીક કરંટ ખોરવાઈ ગયેલો તે દરમ્યાનમાં મિસિસ હીલ્યાર્ડ એના મકાનની ખાનગી લીફ્ટમાં અધવચ્ચે લટકાઈ જાય છે. આખા મકાનમાં તે વખતે એ એકલી હોય છે. એની પરાધીનતા અને એકલતાનો લાભ લઈ ગુંડાતત્વો જે પ્રસંગોની જાળ ગૂંથી કાઢે છે તે આ ફીલ્મનું વસ્તુ છે.

બે માળ વચ્ચે ઝોલાં ખાતી લીફ્ટમાં ફસાઈ ગયેલી મિસિસ હીલ્યાર્ડ મદદની રાહ જોઈ રહી હોય છે. કારણ લીફ્ટમાંનો એલાર્મબેલ તરત જ રણકવા લાગે છે. પણ કોઈ એના બચાવ માટે આવતું નથી; ઊલટાનો એક રખડેલ આ પરિસ્થિતિનો લાભ લઈ એક જાડી ઘરડી વેશ્યાની મદદથી એના ઘરમાંની વસ્તુઓ ઉચાપત કરવાનો પ્રયત્ન કરે છે. એટલામાં ત્રણ બીજા ગુનેગારો બે છોકરા અને એક છોકરી–મકાનમાં ધસી આવે છે. રખડેલને મારી નાંખે છે, મિસિસ હીલ્યાર્ડને પણ પૂરી કરવાનો પ્રયત્ન કરે છે અને તે લોકો પણ તફડંચી માટે હાથ અજમાવે છે. એ દરમ્યાન નીવડેલા લુંટારુ-

એની ટોળી ત્યાં પહોંચી જાય છે અને બાળ ગુનેગારોને દગડાવી ધમકાવી બન્યું તેટલું બધું ઉઠાવી ભાગે છે. મિસિસ હીલ્યાર્ડ જેમતેમ કરી મકાનમાંથી છટકી બહાર સલામતી શોધી લે છે.

ઉપરથી આવી સાદી દેખાતી વાર્તા ઘણા ઊંડા પ્રવાહોથી બાંધાયેલી છે. મિસિસ હીલ્યાર્ડ ફસાયેલી નિઃશસ્ત્ર 'બિચારી' અબળાજ ફક્ત નથી; પલટાતા પ્રસંગોમાંથી એનું ખરું વ્યક્તિત્વ આપણી સામે ઊપસે છે, જે ઘણું કુરૂપ અને હલકું છે. ખૂબ સ્વાર્થી અને નીચ એવી એ સ્ત્રી છે. એણે એના પોતાના પુત્રને સજાતીય કીડાના ગંદા કાદવમાં હડસેલ્યો હોય છે. પરિણામે એ આત્મહત્યાના માર્ગે વળેલો. સંસ્કૃતિનાં બધાંજ સંસ્કારી મૂલ્યો પચાવ્યાનો દેખાવ કરતી એ માનવતાવાદી હોવાનો દાવો કરે છે એટલુંજ. બાકી ફસામણી દરમ્યાનનો ત્રાસવાદ એને વાસ્તવિકતાના સ્તર પર ધકેલે છે અને જેનાથી એ દૂર ભાગતી એજ એને મુંઝવવા સામે આવે છે. એનો બળાપો જુઓ ને, "આપણે માનતાં હતાં કે શહેરો બાંધીને જંગલો આપણે દૂર કર્યાં છે. પણ એ તો હજુ અહીંનાં અહીંજ છે!"

પેલા ત્રણમાંનો એક ગુનેગાર, મિ. ઓ રેલી એના દીકરા વતી જાણે કે વેર લેતો હોય એમ એને મારી નાંખવા પ્રયત્ન કરે છે; પણ 'ઇડીપસ કોમ્પ્લેક્સ'ના અચાનક હુમલાથી એ વેરની ભાવના ભૂલી આ પ્રૌઢા માટે પ્રેમાવેશ અનુભવી એને જીવતી છોડી દે છે।

આમ આ ચલચિત્ર માનસશાસ્ત્રીય અભ્યાસ તો છે જ, ઉપરાંત સામાજિક દૂષણોનું પણ નીતર્યું પ્રતિબિંબ છે. અર્વાચીન અમેરિકન જીવનની બેપરવાઇ ભરી પશુતા પર જાણે કે આ ચિત્ર એક કટાક્ષ છે. મિસિસ હીલ્યાર્ડ લીફ્ટમાં ફસાઈ જાય છે ત્યારે તાકીદનો બેલ સતત એક કલાક સુધી રણક્યા કરે છે; પણ મકાન પાસેથી પસાર થનાર કોઇને મદદે દોડવાની ફુરસદ નથી. જ્યારે એ મહામુશીબતે છટકીને બહાર ભાગી આવે છે ત્યારે પણ એના દરવાજા પાસેથી સરકી રહેલી અસંખ્ય મોટરોમાંથી એકનું પણ એની તરફ ધ્યાન ખેંચાતું નથી.

અમેરિકન જીવન પરની પેલી જાણીતી ટીકા કે જ્યારે એક જુવાન છોકરીનું ખૂન થઈ રહ્યું હતું ત્યારે આસપાસ ઊભેલા ત્રીસેક માણસોમાંથી એકેય વિરલાએ એનો બચાવ ન કર્યો — અહીં એ ટીકા વધુ ઘેરા રંગે રંગાઈ છે.

આ ફિલ્મ બેપરવા બનતા જતા અમેરિકન સમાજ પ્રત્યે ન્યાયપૂર્ણ ટીકા જ છે. એ એના પ્રત્યાઘાતોમાં જરાય 'સીનિકલ' વર્તાતી નથી. એની સચોટ 'ક્લાઇમેક્સ'ની તૈયારી રૂપે જ જાણે પ્રસંગો એક પછી એક ગુંથાયા છે; અને પાયામાં પુરાયો છે સઘળી પ્રામાણિક માન્યતાના સત્યોનો સીમેંટ!

ફિલ્મનું બાહ્યિક સૌંદર્ય ઉપસાવવામાં કેમેરામેન ગારનીઝનો ફાળો મોટો છે. સ્પષ્ટ, ઘેરી પ્રકાશ યોજનાથી ફિલ્મને સામાન્ય થ્રીલર–લેવલ પરથી ઊંચકીને ગહનતાના સ્તરે ગોઠવવાનું પણ એમણેજ કર્યું છે.

ઘરડી, પડ્ડી વેશ્યાનું પાત્ર ઘણું ઉત્તમ છે. પણ મિસિસ હાઇલેન્ડના પાત્રને સંપૂર્ણતઃ ન્યાય નથી આપી શકાયો.

આધ્યાત્મિકતાના સ્તર પર પહોંચવાનો ફિલ્મનો પ્રયાસ અવારનાર દેખાય છે; પણ હર વખતે એ સફળ થયો નથી.

આવાં નાનકડાં સ્ખલનો બાદ કરતાં આ ચિત્ર નિઃશંક નિષ્ઠાપૂર્વક વિચારાયેલી અને કળામય રીતે ઘડાયલી એક ઉત્તમ કલાકૃતિ છે.

# નવું વાંચન

## ગુજરાત સંગીત નૃત્ય નાટ્ય અકાદમી :

ડાહ્યાભાઈ ધોળશાજી ઝવેરીનાં નાટકો
(મણકો ૧ લો)
સંપાદક : જયન્તિ દલાલ
મુખ્ય વિક્રેતા : રવાણી પ્રકાશન ગૃહ
રિલીફ માર્ગ : અમદાવાદ
રૂ. ૫-૬૦

ગુજરાતની રંગભૂમિને એક નવો અવતાર આપનારા નાટ્યકાર સ્વ. ડાહ્યાભાઈ ધોળશાજીનાં મોટા ભાગનાં નાટકો આજ સુધી વણછપાયાં હતાં, એ કમનસીબી હવે દૂર થાય છે. (જો કે, બીજો મણકો હજી હવે પ્રગટ થશે. ત્યારે) આ નાટકોની સાથે નાટ્યલેખનને સમજવાની ઉત્તેજના મળે એવી સામગ્રી પણ જોડવામાં આવી છે.

સંપાદકે ઘણી જહેમત અને ચીવટપૂર્વક આ કાર્ય પાર પાડ્યું છે. અને ગુજરાતી સંગીત, નૃત્ય-નાટ્ય અકાદમી–અમદાવાદે પોતાની ૬૨૭ સમજીને, ગુજરાતી સાંસ્કૃતિક પ્રવૃત્તિને ઉત્તેજન આપવાની યોજનામાં આ ગ્રંથોના પ્રકાશનનો સમાવેશ કર્યો છે જે સ્તુત્ય છે.

## શેક્સપીઅર દશ્યાવલી

સંપાદક : ચંદ્રવદન મહેતા
રૂ. ૪-૩૦

શેક્સપીઅરની ૪૦૦મી જન્મ જયંતિની ઉજવણી નિમિત્તે શાળાઓમાં ભજવવા માટે જે નાટકોમાંથી કેટલાંક દશ્યોના અનુવાદો તૈયાર થયેલા તે ગુજરાત સંગીત નૃત્ય-નાટ્ય અકાદમી તરફથી પ્રગટ કરવામાં આવ્યાં છે. આ પ્રકાશન કેવળ શાળાઓને જ નહિ ગુજરાતની નાટ્યસંસ્થાઓને પણ ઉપયોગી થશે જ. સારા એકાંકી તરીકે ઘણી ગરજ સારી શકશે–એ પ્રકાશક સંસ્થાનો હેતુ છે. ભારતની અનેક ભાષાઓની જેમ ગુજરાતીમાં શેક્સપીઅરનાં નાટકો મૂળ રૂપે અને રૂપાંતરિત થઈને ભજવાતાં રહ્યાં છે તેમાં આ પ્રકાશનોથી અધિકૃતતા અને વેગ મળશે.

## બાલગોવિંદ કુબેરદાસની કું.' અમદાવાદ

શાંતિનિકેતન
(ગ્રંથ : ૨)
લેખક ; રવીન્દ્રનાથ ઠાકુર
અનુ. : નગીનદાસ પારેખ
રૂ. ૪-૦૦

પહેલો ખંડ અગાઉ પ્રગટ થયો હતો તેમાં ૭૮ પ્રવચનો લેવામાં આવ્યા હતાં; આ બીજા ખંડમાં ૭૫ પ્રવચનો છે. અને હજી ત્રીજો ખંડ પ્રગટ થવાનો છે. આ રીતે, ગુરુવર્યે શાંતિનિકેતનમાં સવારની પ્રાર્થના પછી આપેલાં ધર્મ–પ્રવચનો–ઉપનિષદના પાઠ્યા સમાં–ગુજરાતીમાં ઉપલબ્ધ થતાં એક કવિની જીવનસાધનાને સમજવામાં બહુમૂલ્ય સાધન પ્રાપ્ત થાય છે. આ ગ્રંથ સાથે શ્રી. કાકાસાહેબ કાલેલકરનો પ્રવેશક પણ જોડવામાં આવ્યો છે. ગુજરાતીમાં રવીન્દ્રનાથનો આ પરિચય એક ઉત્તમ અંજલિરૂપ છે.

## શિક્ષણ દર્શન : ખંડ-૧

(ધોરણ પહેલા માટે)
લેખક : સુમનરાય પ્ર. ત્રિપાઠી
તથા ભોગીદાસ પટેલ
રૂ. ૩-૨૫

પ્રાથમિક શાળાના ધો. ૧ના શિક્ષકો માટે 'હેન્ડબુક' રૂપે ખપમાં આવે તે રીતે આ પુસ્તકનું આયોજન થયું છે, અને તે ઉપયોગી થવાની ખાત્રી રાજ્ય-શિક્ષણ ભવનના સંચાલક શ્રી ઇન્દ્ર વસાવડા તરફથી મળતાં અધ્યાપકો નિરાંતે લાભ લેતા થઈ શકશે.

## ગાંધી-જીવન-દર્શન

રૂ. ૨-૨૫

ગુજરાતના ખ્યાતનામ વિચારકો અને અગ્રણીઓનાં ૧૯૬૨-૬૩ દરમ્યાનનાં ૭ વ્યાખ્યાનો. અહીં ગ્રંથસ્થ

થયાં છે. છએ વક્તાઓએ—કનૈયાલાલ મુન્શી, કાકાસાહેબ, ઢેબરભાઇ, રવિશંકર મહારાજ, મોરારજીભાઇ, મનુભાઇ પંચોળી—એ ગાંધીજીના જીવન-ચિંતનનાં વિવિધ પાસાંઓ ઉપર પ્રકાશ પાથર્યો છે. સરદાર વલ્લભભાઈ વિદ્યાપીઠ તરફથી શરૂ થયેલી પ્રકાશન શ્રેણીનું આ પ્રથમ પુષ્પ છે.

## હિંદુધર્મમાં મધ્યમ માર્ગ

ડોલરરાય માંકડ

(લોક ભારતી ગ્રંથમાળાનું ૧૦મું પુસ્તક)

રૂ. ૧–૭૫

કર્તાએ ૧૯૬૩માં લોકભારતીના આશ્રયે આપેલાં ત્રણ વ્યાખ્યાનો અહીં પુસ્તકાકારે પ્રગટ થયાં છે. આ ના પુસ્તકમાં બૌધ્ધ અને જૈનધર્મ, ગીતા, પુરાણ કાળ અને શંકરાચાર્યના મધ્યમ માર્ગનું નિરૂપણ થયું છે.

## ચિંગ-લિંગ

મૂળ લેખક : નિર્મળા દેશપાંડે

અનુવાદ : મીરાં ભટ્ટ

રૂ. ૬–૨૫

એક ચીની કન્યા અમેરિકાનો લાંબો નિવાસ કર્યા બાદ, બુદ્ધ ભગવાનની આસ્થા કેળવતાં ભારત આવે છે. અને વિનોબાના સહવાસમાં આવ્યા પછી તેના ચિત્તમાં ચીની-અમેરિકી-ભારતી એમ ત્રણ સંસ્કૃતિનું તોલન જાગે છે. એને અંતે એને થાય છે કે વિનોબાનો કરુણાનો માર્ગ સર્વ શ્રેષ્ઠ છે. એક રીતે તો, લેખિકાના પોતાના અનુભૂતિજન્ય આત્મકથન સમી આ નવલકથા છે; અને સર્વોદય માટેની ભક્તિ આ નવલકથામાં ઝળહળે છે.

## પરમાણુ રહસ્ય :

(ટ્રાન્સલેશન ટ્રસ્ટ તરફથી)

મૂ. લે. : સેલિગ હેકટ

અનુવાદકો : વાસુદેવ વ્યાસ : હીરાલાલ ભાવસાર

રૂ. ૪–૦૦

અંગ્રેજી ગ્રંથનો આ અનુવાદ ગુજરાતી વાચકોને અણુ-સૃષ્ટિનાં રહસ્યોમાં પ્રવેશવા માટે ઉપયોગી સાધન થશે.

## ગાંધીજી અને મજૂર પ્રવૃત્તિ

નવજીવન પ્રકાશન મંદિર—અમદાવાદ

લેખક : શંકરલાલ ઘે. બેંકર

ગુજરાતમાં ગાંધી માર્ગના અનુયાયીઓમાં શ્રી બેંકર એક વિશિષ્ટ સ્થાન છે. ભારતના મજૂર આંદોલનમાં ગાંધી પ્રેરિત મજૂર મહાજને જે કીમતી ફાળો આપ્યો છે તેના વર્ષો સુધીના કર્ણધાર શ્રી બેંકરે આ ગ્રંથમાં પોતાનાં સંસ્મરણો અને અનુભવો રજૂ કર્યાં છે—એ રીતે બીજાં અનેક સંસ્મરણોમાં આ પુસ્તકનું સ્થાન મહત્ત્વનું છે.

## Western Political Philosophers

Ed. By Maurice Cranston

Sul : National Academy

Delhi—6

Rs. 2-00

આ પુસ્તિકામાં પશ્ચિમી રાજનૈતિક તત્ત્વજ્ઞાનના ૧૧ તજજ્ઞોનાં હાથે પ્લેટો, એરિસ્ટોટલ, એક્વીનાસ, મેકીઆવેલી, હોબ્સ, લોક, રૂસો, બર્ક, હેગેલ, માર્ક્સ અને મિલ—એવા અગિયાર માર્ગસૂચક રચનાના સિદ્ધાંતોનો પરિચય સરળ છતાં અવિકૃત રીતે રજૂ કરવામાં આવ્યો છે. આ વિદ્વાનોએ આખો વિકાસ માનવીય સ્વાતંત્ર્યના દૃષ્ટિકોણથી આલેખ્યો હોય આજના યુગમાં એ વધુ ચિંતનયોગ્ય થયો છે. વિષયમાં પ્રવેશ કરવા ઇચ્છનાર વિદ્યાર્થી તથા અભ્યાસી—બંનેને માર્ગદર્શક નીવડશે.

[પાન ૩૨ થી ચાલુ]

## ૭ : પરિવર્તન

આ અર્થશુદ્ધિ આપણે કઈ રીતે લાવીશું ?

જનતા જો અર્થશુદ્ધિનો વિચાર અને યોજના પસંદ કરે તો સરકાર દ્વારા એનો અમલ કરાવવામાં કંઈ મુશ્કેલી નહિ નડે. મતદારો જ સાચા વિધાયકો છે. સંસદ સભ્યો તો ઉપવિધાયકો છે તેથી લોકતંત્ર દ્વારા અર્થશુદ્ધિ લાવવી બિલકુલ અસંભવ નથી. બલકે, લોકોની માંગ પર સંસદ અર્થશુદ્ધિનો ઠરાવ પસાર કરે અને સરકાર તેનો અમલ કરે તેમાંજ લોકશાહીની સાચી પ્રતિષ્ઠાપના છે.

અર્થશુદ્ધિ માટે બધા પક્ષો, વર્ગો સંમત થઈ શકે છે. તે બધાને સરખી રીતે લાગુ પડે છે. અર્થશુદ્ધિને સર્વસંમત કરવાનું આપણું એકમાત્ર સાધન હશે લોકશિક્ષણ. અર્થશુધ્ધિ ન્યાયસંગત, નિર્દોષ, હિતકારક, આવશ્યક છે. તેને લાવવી એ આપણા હાથની વાત છે વગેરે બધાને બતાવીશું, સમજાવીશું. આ માટે કોઈના પર દબાણ નહિં લાવીએ.

વ્યાપક લોકશિક્ષણનું કામ કરતા અર્થશુધ્ધિ મંડળો સ્થાપવાં જોઈએ. ઠેરઠેર ઊભાં થયેલાં આવાં મંડળો દ્વારા આ ક્રાંતિકારી વિચારનો સંદેશ ફેલાવાશે,

અર્થશુદ્ધિની યોજના ધ્યાનમાં આવ્યા પછી જનતા શાંત બેસી નહિ રહે. તેઓ અંદર અંદર ચર્ચા વિચારણા કરશે ને ગ્રામપંચાયત દ્વારા સર્વસંમતિથી ઠરાવ પસાર કરીને સરકારને મોકલશે તથા અખબારોમાં જાહેર કરશે. શરૂઆતમાં આવા ઓછા ગામોના ઠરાવ હશે. તેમના ઠરાવની અસર નહિ થાય તે તેથી તેઓ નિરાશ બનશે.

(ગ્રામસભાના ઠરાવો કેન્દ્રસરકાર ભલે ન માને; પણ તાલુકા પંચાયતો તો સહેજે માનશે અને તેને ટેકો આપશે. તાલુકાઓના ટેકા પછી જિલ્લા પંચાયતો ટેકો આપશે અને તે પછી ધારાસભાનો વારો આવશે અને છેવટે સંસદને પણ સ્વીકારવું પડશે )

સામાન્ય ચૂંટણીઓ વખતે તેની માગ જાગશે. અર્થશુદ્ધિનો હિમાયતી ઉમેદવાર ચૂંટણી જીતશે. સત્તાધારી પક્ષજ અર્થશુદ્ધિનો કાર્યક્રમ ઉપાડી લે તેવું પણ બને.

પણ અર્થશુદ્ધિ-આંદોલન માટે હડતાળ, મોરચા, નિદર્શન, પિકેટિંગ, સત્યાગ્રહ, ઉપવાસ જેવા ઉગ્ર કાર્યક્રમો અર્થશુદ્ધિના હિમાયતીઓની કક્ષા બહારના છે. પૃથ્વી ગોળ છે એ સિદ્ધ કરવા માટે ઉપવાસ કે સત્યાગ્રહ જેમ હાસ્યાસ્પદ લાગે તેમ અર્થશુદ્ધિનું તથ્ય સિદ્ધ કરવા માટે પણ.

હા, લોકમન તૈયાર કરવાનું કામ સરળ નથી.

પ્રથમ તો ગરીબ લોકો જ અજ્ઞાનવશ આ યોજનાનો વિરોધ કરશે. પૂરા રૂપિયાના ચોરાણું પૈસા થાય તે તેમને કડવા લાગશે. તેઓને ધીરજથી સમજાવવું પડશે કે તમારું મકાન-ભાડું તેથી ઘણું વધુ ઓછું થશે. શેર હોલ્ડરોને લાભાંશના રૂપમાં મળતી આવક અર્થશુદ્ધિ પછી મજૂરોને મળશે અને બ્યાજ, ગણોત, ભાડું વગેરેના રૂપમાં આજે એમની જે હાલત થઈ છે, તે ટળશે. ભારતમાં વિદેશી હકૂમત હતી ત્યારે વિદેશી સરકારની નોકરી જ કેટલાક નાગરિકો માટે આજીવિકાનું સાધન હતી. તેઓને સત્યાગ્રહની ચળવળ કડવી લાગતી હતી. સ્વરાજપ્રાપ્તિ પછી તેઓને જ ઊંચા પદ અને ભારે પગાર મળવા લાગ્યા છે. પણ એમના જ વિકાસ માટે ચલાવવામાં આવેલા સ્વરાજ-આંદોલનનો એમના જ દ્વારા વિરોધ થતો હતો! તેવી જ રીતે આજે જે શોષણપીડિતો છે તેઓ પોતે જ શોષણ-નિવારણના આપણા આંદોલનનો વિરોધ કરશે.

ને જેઓ ગુમાવે છે ઓછું પણ મેળવે છે વધુ એવા મૂડીપતિઓને તો અર્થશુધ્ધિની વાત ગમે જ

તો તે પૂર્ણ કે સફળ થય ત્યારે જ મળશે. આથી કાં તો આપણે અર્થશુદ્ધિ વિશે કંઈ પણ ન કરીએ, અને કરીએ તો બરાબર તેની પાછળ પડીને પૂરું કરીએ.

## ૮ : અમારો દાવો

આજની પરિસ્થિતિમાં આપણે અનેક જાતના સુધારાઓ ઇચ્છીએ છીએ. શોષણ મિટાવવું છે, જ્ઞાતિભેદ દૂર કરવા છે, ભંગી–મુક્તિ જોઈએ છે, આદિવાસીઓની ઉન્નતિ જોઈએ છે, ખાદી–ગ્રામોદ્યોગો અને પૂર્ણ રોજગારી જોઈએ છે, ગ્રામસ્વરાજ્ય જોઈએ છે, ગ્રામદાન કરવું છે, વિશ્વશાંતિ સ્થાપવી છે વગેરે વગેરે.

આ બધી જ વાતો અર્થશુદ્ધિ દ્વારા સુગમ અને સરળ બનશે. તેથી બધા સુધારકોએ પોતાની બધી શક્તિ પ્રથમ અર્થશુદ્ધિ પર કેન્દ્રિત કરવી જોઈએ અને સિદ્ધ કર્યા પછી પોતપોતાના ખાસ કાર્યક્રમોમાં પણ સફળતા મળશે. વર્તમાન બીમારીનું અમારું નિદાન અચૂક છે.

'મહર્ષિ કાર્લ માર્ક્સે બતાવ્યું છે કે જ્યારથી મૂડી આધારિત યાંત્રિક ઉત્પાદન શરૂ થયું ત્યારથી શોષણની શરૂઆત થઈ.' આ સત્ય નથી. યાંત્રિક ઉત્પાદનને કારણે મૂડી એકઠી થઈ. પૈસો વ્યાપાર તો કરતો હતો. હવે તે ઉત્પાદન પણ કરવા લાગ્યો. તેથી તેની શોષણશક્તિ વધી; "પેદા થઈ" એમ નહિ. જ્યારથી સિક્કાઓનું ચલણ શરૂ થયું છે ત્યારથી જ પૈસો શોષક બન્યો છે. યંત્રોદ્યોગો પહેલાં પણ શોષણ હતું. યંત્રોદ્યોગથી તેનું પ્રમાણ વધ્યું; કોઈ ગુણાત્મક ફેરફાર નથી થયો.

અર્થશુદ્ધિ મૂડીશાહી અને વર્ગભેદનો ઇલાજ છે. બીજા ઉપાયો સામે તેને વિરોધ નથી. અમારી દવાથી મૂડીશાહીનો રોગ મટશે પણ સમાજમાં બીજા રોગો રહેવાના. તેમનો ઇલાજ કોઈ વિચારે તેમાં વિરોધ નથી. ભાવનિયંત્રણ, રાષ્ટ્રીયકરણ, ફરજિયાત બચત વગેરે ઉપાયો તમે વિચારશો. અર્થશુદ્ધિ દ્વારા તેમાં કોઈ પ્રકારની અડચણ પેદા થવાની નથી; પણ અમારો દાવો છે કે અર્થશુદ્ધિ પછી બીજા ઉપાયો અનાવશ્યક બનશે યા છેવટે સરળ તો બનશે જ.

## ૯ : પુરસ્કર્તા

પ્રો. આયર્વિંગ ફિશરે એમના ગ્રંથ "stable money"માં લખ્યું છે : "મધ્ય યુરોપમાં ઈ. સ. ૧૧૫૦ અને ૧૩૫૦ વચ્ચે ચલણનો એક રસિક પ્રયોગ ચાલતો હતો. તે સિક્કાનું નામ હતું "ચાંદીનો બ્રેક્ટિએટ." સિક્કાઓનું સમય સમય પર પુનર્મુદ્રણ થયા કરતું. રાજા લોકો વર્ષભરમાં બે ત્રણ વાર જૂના સિક્કા પાછા મંગાવતા અને તેને બદલે નવા સિક્કા આપતા. દરેક વખતે કર રૂપે ૨૫% કાપી લેતા. પરિણામે લોકોને સિક્કા વાપરી નાખવાની ઉતાવળ રહેતી. તેમાંથી વ્યાપાર, ઉદ્યોગ અને કલાઓનો વિકાસ થતો હતો."

અઢારમી સદીમાં આપણે ત્યાં બંગાળમાં દર વર્ષે નવા રૂપિયા છપાતા હતા. જૂના રૂપિયાને 'સોનાઉત' કહેતા. નવા રૂપિયા પૂરી કિંમતથી ચાલતા જ્યારે જૂના રૂપિયા પર ઘટ આપવી પડતી હતી. આ બધું કેવી પરિસ્થિતિમાં શા માટે કરતા તેની માહિતી નથી.

આધુનિક યુગમાં અર્થશુદ્ધિના સમર્થ પુરસ્કર્તા સિલ્વીઓ ગેસેલ હતા. તેઓ મહાન વિચારક અર્થશાસ્ત્રી અને સારા ખેડૂત હતા. તેમણે ઈ. સ. ૧૮૯૦માં પહેલી વાર 'સ્ટેમ્પ સ્ક્રિપ' નામની વિનાશી ચલણની કલ્પના આપી. ઈ. સ. ૧૯૩૦–૩૧માં ઑસ્ટ્રિયામાં એક નાના ગામમાં અર્થશુદ્ધિની એમની કલ્પનાનો સફળ પ્રયોગ થયો હતો. ત્યાં મંદી અને બેકારી હતી. ત્યાંનો એક માત્ર ઉદ્યોગ – કોલસાની ખાણ—બંધ હતો. મજૂરો, ખાણના માલિકો, વેપારીઓ બેન્કરો સૌ હેરાન પરેશાન હતા. આ બધાએ મળીને પોતાનું સ્થાનિક વિનાશી ચલણ છપાવી ચાલુ કર્યું. ખાણો શરૂ થઈ. મજૂરોને વેતનમાં સ્ટેમ્પવાળી નોટો આપવામાં આવતી. ઘટનો દર વધુ હતો : દર અઠવાડિયે રૂપિયા દીઠ બે પૈસા! પરિણામે મજૂરોના પૈસા તરત દુકાનદાર પાસે ચાલ્યા જતા; દુકાનદારોના પૈસા બેન્કમાં, ખેડૂતો પાસે યા ખાણ–માલિકો પાસે. આ રીતે ગેસેલની 'સ્ટેમ્પ સ્ક્રિપ' દ્વારા બધા લોકોને રોજગાર મળ્યો ને ગામનો વિકાસ થયો.

શ્રી ગુલાબચંદ બોત્ર અને શ્રી કિશોરલાલ મશરૂવાળાએ ગેસેલની યોજનાનું સમર્થન કર્યું છે. યુરોપ અમેરિકામાં ગેસેલનો અનુયાયી વર્ગ વધી રહ્યો છે. અમેરિકાના જાણીતા ગાંધીવાદી વિચારક શ્રી રિચર્ડ બી ગ્રેગે એમના 'The Big Idol' પુસ્તકમાં

અર્થશુદ્ધિનું સમર્થન કરેલું છે. અને ચલણ-સુધારકોના મોખરે શ્રી સિલ્વીઓ ગેસેલના મશહૂર ગ્રંથ The Natural Economic Order નું તો અનેક ભાષાઓમાં ભાષાંતર પણ થયું છે.

## ૧૦ : પ્રશ્નોત્તર

અર્થશુદ્ધિની આ યોજના એટલી અભિનવ અને ક્રાંતિકારી છે કે તે સાંભળીને લોકો હેરાન થઈ જાય છે ને તેમના મનમાં અનેક શંકાકુશંકાઓ જન્મે છે. અહીં એવી કેટલીક શંકાઓનું સમાધાન કરવા પ્રયાસ કર્યો છે.

**શંકા ૧ :** પૈસાદારોને આપની મુદ્રાક્ષયની યોજનાથી બચવું સાવ સરળ છે. તેઓ સોનું જ ખરીદશે.

**સમાધાન :** સોનું ખરીદશે તેનો અર્થ કોઈક તો સોનું વેચીને નોટો લઈ લેશે. એક વેચશે તો જ બીજો ખરીદી શકશે. બધા લોકો સોનું ખરીદશે અને વર્ષાન્તે કોઈની પાસે નોટો બચશે જ નહિ એવું તો થવાનું નથી. સોનાનું અને નોટોનું માત્ર હસ્તાંતર જ થશે. પણ એમ થવાનો સંભવ ખરો કે સોનામાં પૈસા રોકવાની વૃત્તિ વધશે પણ પોતાની રકમ મુદ્રાક્ષયથી બચાવવા મોંઘું સોનું ખરીદવા સિવાય બીજા ઉપાયો છે. બીજાઓને પૈસા ઉધાર આપવા, શેર ખરીદવા, મકાન બાંધીને ભાડે આપવું, સરકાર પાસે રાખવા વગેરે.

**શંકા ૨ :** પૈસો વિનાશી બનશે અને વ્યાજ મટશે. તો પછી પૈસો કમાવાની અને બચાવવાની પ્રેરણાયે મટશે. લોકો પોતાના ચાલુ શ્રમ માટે જ કમાશે, વધુ નહિ.

**સમાધાન :** સાચી વાત આથી ઊલટી છે. વ્યાજ મહેસૂલ, ભાડું, લાભાંશ જેવી બેઠી અને સુરક્ષિત આવકને કારણે જ આળસ વધે છે. કેમકે તેથી ઉદ્યોગ વગર પણ સુખચેનથી રહી શકાય છે. અર્થશુદ્ધિથી બેઠી આવક મટશે; મૂડીવાળાઓની આવક ઘટશે; કામદારોની આવક વધશે. આજના નિરુદ્યમી મૂડીપતિઓ માટે ઉદ્યોગ વિના જીવવું અસંભવ બનશે. તેથી તેઓ પણ કામમાં લાગશે. વળી વ્યાજ, ભાડા જેવી સુરક્ષિત આવકવાળાઓને જ બચત જરૂરી નથી હોતી. એ દૂર થવાથી બચત કરવી અનિવાર્ય થઈ પડશે. ને બચત પોતાની મેળે વધતી તેને બદલે ઘટવાની સંભાવના પેદા થવાથી બચત વધારે પ્રમાણમાં કરવી જરૂરી બનશે.

વ્યાજની આશાએ લોકો વધારે કામ ને વધારે બચત કરે છે એ સાચું છે. પણ આ વધારે કામ અને વધારે બચત ત્યાં સુધી ચાલશે જ્યાં સુધી બચત એટલી જમા થાય કે તેનાથી અનંતકાળ સુધી વ્યાજની આવક ચાલુ ખર્ચ જેટલી મળી રહે. પછી કામની ને બચતની પ્રેરણા બિલકુલ મટી જતી હોય છે.

**શંકા ૩ :** આજે મકાન, જમીન, મોટર, કારખાના, જાનવર, રોકડનાણાં વગેરે સંચિત ધનસંપત્તિ કે મિલકત જેમની પાસે છે તે અર્થશુદ્ધિ ચાલુ થયા પછી પણ જ્યાંની ત્યાં રહેશે. પરિણામે વર્તમાન વિષમતા રહેશે જ.

**સમાધાન :** જરૂર અમે જૂના વ્યવહારોની પરીક્ષા કરવા નથી ઇચ્છતા. એ વ્યવહારની પદ્ધતિ ગરીબ અને માલદાર બેઉને માન્ય હતી. એમાં એક હાર્યો, બીજો જીત્યો : તેમાં જીતનારની દુષ્ટતા નહોતી, હારનારની સજ્જનતા નહોતી તેથી જૂના વ્યવહારો પર પડદો પાડવો, તે જ ઠીક છે.

અમારી યોજના પ્રમાણે બધું સંચિત ધન અર્થાત્ દરેક પ્રકારની મિલકત કે મૂડી એક યા બીજી વ્યક્તિના નામ પર રહેવા છતાં, તેમાંથી સામાજિક મિલકત જન્મશે. શ્રમથી તે મિલકત ઉપજ આપશે. ને તે ઉપજ શ્રમિકને મળશે, મૂડીવાળાને નહિ; બધી સંચિત સંપત્તિના આ સામાજિકીકરણમાં એટલી ખામી રહેશે ખરી કે તેને કયા ઉદ્યોગમાં રોકવી તે મૂળ માલિકની મરજીનો સવાલ રહેશે. માલિક જ્યારે ઇચ્છે ત્યારે તેને પાછી ખેંચી ખર્ચી શકશે. પણ જો પાછી ખેંચેલી મૂડી પોતાની પાસે જ રાખી મૂકશે તો તે સડવા લાગશે. એ સડે કે ખર્ચાય, અમારી યોજનાથી વિષમતા નામની જ રહેશે, કામની નહીં. વળી એ નામની વિષમતા પણ ઘટતી જશે. વિષમતાનું ઝેર શોષણ તો તરત મટી જશે.

* અલબત્ત, તેથી ગુણમૂલક વિષમતા રહેશે પણ ખરી. અમારો આગ્રહ આર્થિક સમતા માટે નહિ, આર્થિક શુચિતા અર્થાત્ સમાન અવસર માટે છે. સમાન અવસર મળવા છતાંયે બધા લોકો તેનો સરખો લાભ નહિ

ઊંડાવે. પરિણામે આર્થિક વિષમતા રહી તો તેથી કંઈ આપત્તિ નથી. વધારે ઉદ્યોગ અને ઓછો ખર્ચ કરનાર વધારે ધનવાન રહે ને આળસુ, ઉડાઉ ગરીબ રહે, એ પ્રગતિની દૃષ્ટિએ વાંછનીય જ છે.

**શંકા ૪ :** વૈજ્ઞાનિક શોધોને કારણે હવે આખી દુનિયા એક બની ગઈ છે. બધા દેશોના એકબીજા સાથે વ્યાપાર અને લેણદેણના વ્યવહાર ઉત્તરોત્તર વિકસી રહ્યા છે. આ પરિસ્થિતિમાં શું એકનું ભારત અર્થશુદ્ધિ કરી શકશે? તેથી જાગતિક વ્યવહારોમાં તેની શાખને અસર નહિ પહોંચે?

**સમાધાન :** જગત એક બની રહ્યું છે છતાંયે જુદા જુદા દેશોમાં જુદી જુદી સરકારો ચાલે છે ને દરેક સરકારનાં ચલણ અલગ અલગ છે. દેશદેશ વચ્ચેના વ્યવહાર કાગળના ચલણને બદલે વસ્તુઓ યા સુવર્ણ દ્વારા જ થાય છે. નોટોનું ચલણ રાષ્ટ્રના આંતરિક વ્યવહાર માટે જ છે. આપણી થોડી વાસી નોટો રદ થઈ અને તેને બદલે નવી નોટો છાપી તો તેથી આપણી વિદેશી શાખ પર સારી નરસી કોઈ પ્રકારની અસર પડવા સંભવ નથી. રાષ્ટ્રની સંપત્તિ અને શાખ નોટો પર નહિ પણ જીવનાવશ્યક ચીજોના ઉત્પાદન, લક્ષણ અને વિદેશોની સાથે વિનિમય કરતાં વધેલી લેણદેણની તુલા પર આધાર રાખે છે. અર્થશુદ્ધિના પરિણામે વાસ્તવિક ઉત્પાદન વધશે જ. પરિણામે ભારતની જાગતિક શાખમાં ઉમેરો થશે.

**શંકા ૫ :** આપની અર્થશુદ્ધિની યોજના અર્થશાસ્ત્રીઓ અને રાજનીતિજ્ઞોને મંજૂર છે? અમારા જેવા સામાન્ય માણસ આવા ભારે સવાલોનો ફેંસલો કેવી રીતે કરી શકે? આપે વિશેષજ્ઞોની સંમતિ પ્રાપ્ત કરી જોઈએ. પછી આમજનતા તેમનો નિર્ણય મંજૂર કરશે જ.

**સમાધાન** . અર્થશુદ્ધિનો સવાલ ખાસ વિશેષજ્ઞોનો નથી. તે તો સામાન્ય વ્યાવહારિક જ્ઞાનનો છે તે અર્થશાસ્ત્રનો નહિ જીવનકલાનો સવાલ છે; અને આપણે જીવન જીવનારાઓએ જીવનશાસ્ત્ર નહિ તો ઓછામાં ઓછું જીવનકલા તો શીખવી જ જોઈએ. તેથી આપણે આત્મવિશ્વાસ રાખીએ કે આપણે આ વિષયમાં વિચાર અને ફેંસલો કરી શકીએ છીએ પડોશી-ધર્મની રક્ષા કરવા માટે અર્થશુદ્ધિ અનિવાર્ય છે એવો આમજનતાનો નિર્ણય થયા બાદ તેના અમલમાં કંઈ મુશ્કેલીઓ પેદા થવાની શંકા હોય તો તેનો વિચાર અને ઉપાય કરવાનું કામ વિશેષજ્ઞોનું રહેશે.

અર્થશુદ્ધિથી વધારે સારો સરળ બીજો ઉપાય ઉપલબ્ધ હોય તો તે પણ વિશેષજ્ઞો બતાવી શકશે. પણ આખરી નિર્ણય તો આમજનતાનો જ હશે.

વિશેષજ્ઞોનું સમર્થન પ્રાપ્ત કરવામાં એક મુશ્કેલી પણ પડે છે તેઓ પરંપરાગત અર્થશાસ્ત્રમાં પલોટાયેલા હોય છે અર્થશુદ્ધિની યોજના એક ભારે ક્રાંતિકારી યોજના છે. ક્રાંતિ માટે જૂની પરંપરાના આચાર્યોનું સમર્થન મળવું હમેશાં મુશ્કેલ હોય છે. ગાંધીજીએ અસ્પૃશ્યતા-નિવારણનું આંદોલન ઉપાડ્યું ત્યારે તેઓ પંડિતોની સંમતિ માટે રોકાયા ન હતા. ખાદી આંદોલન વખતે પણ અર્થશાસ્ત્રીઓના સમર્થન માટે નહોતા રોકાયા. લોકો કાંતતા અને ખાદી પહેરવા લાગ્યા ને ધીરે ધીરે ખાદીનું અર્થશાસ્ત્ર રચાયું. અસ્પૃશ્યતાનિવારણ માટે પણ સુધારાવાદી શાસ્ત્રી-પંડિતોનું સમર્થન પાછળથી મળ્યું.

વિશેષજ્ઞોના સમર્થન વિના એકલો આદમી પણ ખાદી પહેરી શકતો હતો પણ અર્થશુદ્ધિનો અમલ સર્વસંમતિ વિના મુશ્કેલ છે. તેથી અમે વિશેષજ્ઞોનું પણ સમર્થન ઇચ્છીએ છીએ, પણ તે માટે રોકાઈ જવાની આવશ્યકતા નથી. એના સમયે એ પણ મળી રહેશે.

આપવાનો જે મૂળભૂત હેતુ હતો એ તો થોડાંજ વરસોમાં ક્યાંય લુપ્ત થઈ ગયો; અને એ વિદ્યા સંસ્થા સંકુચિત કોમી વેર-વિદ્વેષનું કેન્દ્ર બનવા માંડી. જતે દિવસે એનું આખું સંચાલન સંકુચિત કોમી-સાંપ્રદાયિક આગેવાનોના હાથમાં જઈ પડ્યું; અને પાકિસ્તાનનું અલગ રાજ્ય થયા પછી તે વધુ રાષ્ટ્રવિરોધી અડ્ડો બનવા લાગી. ૫૦૦૦ જેટલા વિદ્યાર્થીઓમાં મોટા ભાગની બેઠકો મુસ્લિમો માટે અનામત રહે; બિન-મુસ્લિમો તરફનું વર્તન 'ઊતરતા દરજ્જા'ના વિદ્યાર્થી તરીકે હોય; બિનકટ્ટર અને રાષ્ટ્રીય વૃત્તિના મુસ્લિમ અધ્યાપકો તથા યુનિ.ના. સંચાલકો ઉપર વેર વૃત્તિ રાખવામાં આવે; નીવડેલા રાષ્ટ્રીય મુસ્લિમ વાઈસચાન્સેલર જનાબ અલી યાવર જંગ ઉપર ખૂની હુમલો થાય, અને એમાં પ્રાધ્યાપકો, વિદ્યાર્થીઓ અને સેનેટના સભ્યો ગુપ્ત રીતે સંડોવાયાં હોય; અને બહારની કટ્ટર મુસ્લિમ અંજુમનોનો હાથ હોય!—આ બધું ઓછું ચોંકાવનારું નથી.

તો વળી, ૧૯૫૮માં બનારસ હિંદુ યુનિવરસીટીમાંનો આંતરિક ભ્રષ્ટાચાર ખુલ્લો થયો હતો તે ઓછો ચોંકાવનારો ન હતો—ગુટબંધી, સત્તા અને પદ માટે કાવાદાવા, સગાંવાદ, લાંચરુશ્વત, વિવિધ પ્રકારના ગંભીર ગુનાઓ, તથા યુનિવરસીટીના કેમ્પસમાં અરાજકતાનું સામ્રાજ્ય ઘણો લાંબો સમય પ્રવર્ત્યું હતું...અંતે, મુદાલીઅર તપાસ સમિતિ નીમાઈ હતી. એણે ભારતના એક મહાન સપૂત મદનમોહન માલવિયાજીની એક શ્રેષ્ઠ સિદ્ધિ કેવી નીચી કક્ષાએ પહોંચી ગઈ છે એનું આઘાતજનક ચિત્ર રજૂ કર્યું હતું; ભ્રષ્ટ કારવાઈઓ, હડતાળો અને તોફાનોમાં વિદ્યાર્થીઓ અને પ્રાધ્યાપકો કેટલી હદે સાથ આપતા હતા વગેરે હકીકતો જાહેર કરીને તેણે રાષ્ટ્રની નૈતિક દુર્ગતિ તરફ ધ્યાન ખેંચ્યું હતું. રાષ્ટ્રપ્રમુખ તરફથી 'બનારસ હિંદુ યુનિવરસીટી એક્ટ' (૧૯૧૫) સુધારવા સારુ ઓર્ડિનન્સ પણ જાહેર કરવામાં આવ્યો હતો.

આ બધું એક જ વાત સૂચવે છે: ઉચ્ચ શિક્ષણના ક્ષેત્રે, યુનિવરસીટીઓ જેવી સંસ્થાઓને એક બાજુ, ધાર્મિક-કોમી પકડમાંથી છોડાવતી રહી; બીજી બાજુ, રાજ્યદ્વારી યા ઈતર ગુટબંધીથી બચાવતી રહી. તેમાંય આ બેઉ સંસ્થાઓ તો સીધી કેન્દ્રહસ્તક સંચાલિત હોઈને કશા વિલંબ વિના બનારસ હિંદુ યુનિવરસીટી અને અલીગઢની મુસ્લિમ યુનિવરસીટીનાં નામોની સાંપ્રદાયિકતા સર્વપ્રથમ રદ કરીને, તેમનો વહીવટ એક કોમ-સંપ્રદાયના નાગરિકોના હાથમાંથી કાઢી લઈને, કોઈ એક કોમ-સંપ્રદાયના પ્રાધ્યાપકો, વિદ્યાર્થીઓને મળતું વિશિષ્ટ સ્થાન ખતમ કરીને, તેમને સાર્વત્રિક ભારતીય વિશ્વવિદ્યાલયો તરીકે, બીજી ઉચ્ચ-શિક્ષણની સંસ્થાઓની હરોળમાં, આણી દેવી જોઈએ.

આનો અર્થ એવો નથી કે ભારતીય સંસ્કારિતાની વિવિધ સંસ્કાર-શાખાઓનો વિશિષ્ટ અભ્યાસ કરવાની તકો છીનવાઈ જાય એવું કશું કરવું જોઈએ; પરંતુ અલગતાવાદી, ભાગલાવાદી દૃષ્ટિએ કોઈ સંસ્કાર-શાખાનું શિક્ષણ ન જ અપાય એ સિદ્ધાન્તને કેન્દ્રમાં રાખીને અધ્યયન-અધ્યાપનની વિશેષતાઓ સચવાય તે જોવું જોઈએ.

આ દૃષ્ટિએ, શિક્ષણ પ્રધાન શ્રી ચાગલાએ ઘણા વિરોધ અને દબાણોની સામે થઈને અલીગઢ યુનિવરસીટી અંગે લીધેલું કડક અને દૃઢ વલણ, તથા રાષ્ટ્રપ્રમુખે તેના બંધારણમાં ધરમૂળથી ફેરફાર કરવા માટે જાહેર કરેલો ઓર્ડિનન્સ આવકાર્ય પગલાં હતાં. એ પગલાંને અનુરૂપ ફેરફાર કરવાના દિવસો પાસે આવી રહ્યા છે, ત્યારે, બનારસ યુનિ. અંગેની વિચારણા બિલકુલ યોગ્ય સમયની ગણાવી જોઈતી હતી. ભારતમાં બિન-સાંપ્રદાયિકતાનો પુરસ્કાર કરવામાં કોંગ્રેસ તેના આરંભ કાળથી અગ્રણી રહી છે; અને ભારતની હિંદુ પ્રજાનો વિકાસ એટલી હદે થયો છે કે આવા સુધારામાં તે પહેલ કરે એ અપેક્ષિત છે.

આ જોતાં, પોતાની બિનસાંપ્રદાયિકતાની નિષ્ઠાને વફાદાર રહી કોંગ્રેસ સરકાર બનારસ હિંદુ યુનિવરસીટીના નામમાંથી હિંદુ શબ્દ રદ કરીને વ્યાપકસુધારાના શ્રીગણેશ કરે એ તુલ્ય હોવા ઉપરાંત,* સમુચિત

* પં. માલવિયાજી-સ્થાપિત આ સંસ્થાનું મૂળ નામ કાશી વિશ્વવિદ્યાલય હતું. પાછળથી શ્રીમતી એની બેસંટના આગ્રહને લઈને એ નામ અંગ્રેજીમાં 'બનારસ હિંદુ યુનિવરસીટી' રાખવામાં આવ્યું હતું. આમ છતાં, હજી આજેય યુનિ.ના પ્રતીક (સીલ) માં-બોર્ડો ઉપર દેવનાગરી લિપિમાં 'કાશી વિશ્વવિદ્યાલય' શબ્દ જ જોવા મળે છે. આ જોતાં આ નામ તેના સંસ્થાપકના નામ સાથે જોડાય અને હવે પછી તે 'શ્રી મદનમોહન માલવિયા વિશ્વવિદ્યાલય' તરીકે ઓળખાય તો તે સમુચિત જ ગણાય.

પ્રજાને માટે એ યોગ્ય દોરવણી અને નૈતિક દબાણ રૂપ પણ બનત. પરંતુ બરાબર એજ વખતે લોક-સભામાં ચર્ચાની અધવચ્ચે, તોછડી અને અઠડતી રીતે એકાએક ખરડો મુલતવી રાખીને કોંગ્રેસ સરકાર 'એન્ટી-ક્લાઇમેક્સ' પર પહોંચી ગઈ છે।

અને ગૃહોની સંયુક્ત સિલેક્ટ કમિટીએ નવા નામકરણ વિરુદ્ધ અભિપ્રાય આપ્યો હતો તે છતાં સરકારે પોતે થઈને તે ખરડો રાજ્યસભામાં રજૂ કર્યો (જનસંઘના દબાણને વશ થઈને), અને પસાર પણ થયો ત્યાં સુધી ચાલવા દીધા પછી તોફાનોની નાનીશી ગંધ આવતાં, (કે પછી હિંદુશાહીના દબાણને વશ થવાની નિર્બળતાને કારણે) કોંગ્રેસી નેતાઓ અને શાસ્ત્રીજી સુદ્ધાં ઢીલા પડી ગયા! અને જે ઠરાવ ઉપર કોંગ્રેસે પોતાના સભ્યોને 'વ્હીપ' ન આપવાનો નિર્ણય લીધો હતો તે ફેરવીને ખરડો મુલતવી રાખવાની દરખાસ્તના સમર્થનમાં મત આપવાનો 'વ્હીપ' લાગુ કર્યો—અને ખરડો મુલતવી રાખવામાં આવ્યો! (મુલતવીનો ઠરાવ રજૂ કરનાર પ્રજાસમાજવાદી એ ને કે પ્રગતિશીલ નેતા શ્રી કામત હતા—એય નોંધવા જેવું છે) આ આખું નાટક ભારતની બિનસાંપ્રદાયિકતા અને લોકશાહી જનેની પ્રતિષ્ઠાને લાંછનરૂપ નહિ તોય આઘાતજનક તો છે જ

— ભોગીલાલ ગાંધી

# કાશ્મીર : પાયાના સંદર્ભો

—ભોગીલાલ ગાંધી

## ૧ : પાકિસ્તાનનો–મનોરથ

ભારત–પાકિસ્તાન વચ્ચેનો ઝઘડો અમુક સરહદનો હોત, અથવા તો, કાશ્મીરમાંના કોઈ પ્રદેશના લેવા-દેવાનો સવાલ હોત, તો આજે એ જેટલો ગુંચવાયો છે અને લગભગ અશક્યનૉકિસન્ં રૂપ ધારણ કરી બેઠો છે, એવું બન્યું ન હોત.

સૌથી પ્રથમ વાત તો એ છે, કે ચીનની જેમ પાકિસ્તાનનો મનોરથ તેના જન્મના કાળથીજ ભારતના ભોગે એશિયામાં મહાન રાષ્ટ્ર બનાવાનો રહ્યો છે. ઝીણા સાહેબે ભારત અને પાક. વચ્ચેની Parity ની મહેચ્છા વારંવાર પ્રગટ કરી હતી. આ 'પેરિટી' એટલે સરખી વસ્તી અને સરખી શક્તિ ય।

આવી 'પેરિટી,' અને તેય ભારતના ભોગે, સાધવા માટે પાક. ઓછાં હવાતિયાં નથી માર્યાં. ૧૯૪૭માં આક્રમણ કર્યા પછી એની દાઢ વધુ સળકી, અધૂરી નેમ પૂરી કરવા 'સરમુખત્યાર' પાક. 'લોકશાહી' અમેરિકા સાથે લશ્કરી જોડાણ કરી લીધું, બાદ, અમેરિકા દ્વારા એ નેમ વહેલી ફળવાની આશા ન દેખાતાં, 'ધાર્મિક' પાકિસ્તાને 'હળાહળ નાસ્તિક' (ધર્મવિરોધી) ચીન સાથે દોસ્તી કરી લીધી! અને અમેરિકા પાસેથી ભરપટ્ટે મળેલાં શસ્ત્રોના જોરે કચ્છનો દાણો દબાવી જોયો. એ રસ્તે ઉત્સાહિ થઈ, ચીન તરફથી તાલિમ અને ટેકો મળતાં, 'બીજો મોરચો' ચીન ખોલશે એવી ગણત્રીએ કાશ્મીરમાં આંધળિયું કર્યું.

એમ કહી શકાય કે આ બધાં વરસો દરમ્યાન પાકિસ્તાનના મૂળભૂત મનોરથો વિષે ભારત અજાણ્યું રહ્યું. અને એના મનનું સમાધાન કરવા ઉત્સુક પણ રહ્યું. જો કે ૧૯૪૭ના પ્રથમ આક્રમણ પછી પાક.ની દાનત કાશ્મીર છીનવી લેવાની છે એ વાત સ્પષ્ટ બની હતી અને પાકિસ્તાનના આક્રમણ સામે રાષ્ટ્રસંઘમાં (તે પુરતી જ) દાદ માગવા જતાં પશ્ચિમી મહા સત્તા-ઓએ એની પીઠ થાબડીને એનેજ અનુકૂળ કારવાઈઓ કર્યે રાખી હતી. બીજી બાજુ, રાષ્ટ્રસંઘના બબ્બે ઠરાવો (૧૯૪૮ ઓગસ્ટ ૧૩; ૧૯૪૯ જાન્યુ. ૨૫) પછીય પાક. લગાતાર યુદ્ધવિરામનો ભંગ ચાલુ રાખ્યો હતો; અને 'આઝાદ કાશ્મીર'માં પોતાનો પગદંડો જમાવી, તેને શસ્ત્રો વડે સબળ બનાવીને, તથા કોમી ઉશ્કેરણીઓ ચાલુ રાખીને, કાશ્મીરની સરહદો સળગતી રાખવા થાય તેટલા બધા પ્રયાસો કર્યા હતા.

આ બધા પછી ભારતને કાશ્મીર સમસ્યાનો ઉકેલ મુશ્કેલ તો વરતાયો જ હતો. પરંતુ હજી તેણે સમાધાનની આશા છોડી ન હતી. બલ્કે, જો પાકિસ્તાન યુદ્ધવિરામનું પાલન કરે, આઝાદ કાશ્મીર દ્વારા હલ્લાખોરી અને ઉશ્કેરણી બંધ કરી દે અને કાશ્મીરમાં શાંતિ અને વ્યવસ્થા સ્થપાવા દે તો કાશ્મીરની પ્રજાનો 'લોકમત' લઈને કાશ્મીરના ભાવિ વિષે આખરી નિર્ણય કરવાનું પોતાનું આગલું વચન પાળવા ભારતે ફરી ફરી ખાત્રી આપ્યા કરી હતી.

નોંધવા જેવી હકીકત એ છે કે, આરંભમાં ઝીણા સાહેબે રાષ્ટ્રસંઘ દ્વારા પ્લેબિસાઈટ લેવાના સૂચનનો ઈન્કાર કર્યો હતો, એટલું જ નહિ પણ ૧૯૫૩માં પાકિસ્તાનના તે વખતના વડા પ્રધાન મહમદઅલી અને પં. નહેરુ વચ્ચે દિલ્હીમાં કેટલીક મહત્વની સંમતિ

(પ્લેબિસાઈટની વીગતો અને પ્લેબિસાઈટ દરમ્યાન કાશ્મિર સરકારના 'સ્ટેટસ' અંગે) સધાઈ હતી પરંતુ મહમદઅલીના પાકિસ્તાન પાછા પહોંચતા જ એ ફોક બની હતી!

## પલટાયેલી રાજદ્વારી પરિસ્થિતિ

આ દિવસોમાજ પરિસ્થિતિએ એકાએક પલટો લીધો એક બાજુ પાકિસ્તાન અને પશ્ચિમની સહિયારી ગુપ્ત તથા મુત્સદ્દી ભરવાડોએ ગભીર રૂપ પકડયુ બીજી બાજુ, કાશ્મિરનુ ભારત સાથેનુ જોડાણ કરનારા નેતા શેખ અબ્દુલ્લા સુદ્ધા આ કાવતરાખોરીમાં હિસ્સાનુ જણાયુ (૧૯૫૩), ત્રીજી બાજુ, પાકિસ્તાને પશ્ચિમ સાથે લશ્કરી જોડાણો (સીઆટો, સેન્ટોના સભ્ય બનીને) કરી લીધા (૧૯૫૪), આમ, પરિસ્થિતિમા ધરમૂળથી પલટો આવી ગયો પાકિસ્તાન 'એનકેન પ્રકારે' કાશ્મિર છીનવી લેવા મથી રહ્યુ છે, અને શેખ અબ્દુલ્લાથી આડી પશ્ચિમી મહાસત્તાઓ એમા સંડોવાયેલી છે એવી સ્પષ્ટતા થતા પં. નહેરુએ દુનિયા જોગી અને મહાસત્તાઓ જોગી ચેતવણીઓ ફરી ફરી ઉચ્ચારી. અને અંતે, ૧૯૫૬ ના અરસામા પં. નહેરુએ 'પ્લેબિસાઈટ' ની વાત અસ્થાને અને અયોગ્ય ગણાવી ઈન્કારી દીધી

૧૯૪૭ થી ૧૯૫૬ ના એક દાયકા દરમ્યાન જ પાકિસ્તાન સાથેના સંઘર્ષનુ રૂપ બદલાઈ ગયુ હતુ તેનો સંદર્ભ પલટાઈ ગયો હતો. તેમા વળી (૧) ૧૯૫૬મા જ પાકિસ્તાનનુ બિનલોકશાહી બંધારણ અસ્તિત્વમા આવ્યુ, (૨) ૧૯૫૮ મા અયૂબની મિલિટરી સરમુખત્યારશાહી સત્તાના સિંહાસને ચઢી બેઠી, (૩) ૧૯૬૨મા ચીને ભારત ઉપર આક્રમણ કર્યુ! (૪) ૧૯૬૩મા પાકિસ્તાને ચીન સાથે દોસ્તી કરી પાકિસ્તાને ભારતનો હુઆ-શિયશિગ વિસ્તારનો ૨૦૦૦ ચો મા જેટલો પ્રદેશ ચીનને હવાલે ધરી દીધો

પરિસ્થિતિ જટિલ અને નાજુક બની ગઈ હતી કાશ્મિર ની સરહદો ઉપર રશિયા ચીન અને બ્રિટન-અમેરિકાની નજર ઠરેલી જ હતી (અમેરિકાએ ગિલગિટમા પોતાનુ ફોજી મથક નાખેલુ હતુ)

આવી ગુંચવાયેલી અને ગભીર પાર્શ્વભૂમિમા 'પાકિસ્તાને ગયા એપ્રિલમા કચ્છ ઉપર આક્રમણ કર્યુ, અને ત્યાર બાદ, એક બાજુ, એના સમાધાનનો દેખાવ ચાલુ રાખી કાશ્મિર પર નવુ આક્રમણ કર્યુ'.. ...ભારતની પૂરેપૂરી આંખ આ પછીજ ઉઘડી એ વાત હવે પાકી સમજાઈ ગઈ કે—

ભારત-પાક વચ્ચેનો સવાલ કોઈ એક ઝઘડાના પ્રદેશ પૂરતો મર્યાદિત રહેલો પ્રશ્નો નથી એશિયાઈજ નહિ, આંતરરાષ્ટ્રીય સત્તાની હુંસાતુંસીમા કાશ્મિર એક સાધન બની ગયુ છે. ભારતના પોતાના અખંડિતતા અને સાર્વભૌમત્વ ઉપરનુ એ એક તદ્દનતુ જીવતુ જોખમ બની ઊભુ છે એશિયાઈ અને આંતરરાષ્ટ્રીય સમતુલાનુ એ એક મર્મસ્થાન બની ગયુ છે.

હવે, કાશ્મિરનો ઉકેલ પુરાણી પદ્ધતિએ વિચારવાનુ અશક્ય છે. હવે કાશ્મિરનો ઉકેલ કરી નાખવાની અધિરાઈ અસ્થાને છે.

જ્યા લગી પાકિસ્તાન એશિયાઈ સમતુલાની સ્થાપનામા નિશ્ચિત લોકશાહી બળ તરીકે કામગીરી બજાવવાની ખાત્રી ન આપે, એટલે કે સર્વપ્રથમ, એશિયામા જેના વિસ્તારવાદી આક્રમક રાજકારણને પરિણામે આખી સમતુલા ઉથલપાથલ થઈ ગઈ છે તે ચીની સામ્યવાદ સામેના લોકશાહી મોરચે, સ્પષ્ટ પણે અને દૃઢ રીતે, ઊભુ રહી ન રહી જાય, તથા પશ્ચિમી એશિયાઈ ચાલના કેવળ પ્યાદા તરીકે રમવાને બદલે સ્વતંત્ર રાષ્ટ્ર તરીકે એશિયામા સ્વસ્થ લોકશાહીના વિકાસમાં, ભારત જપાન વગેરે રાષ્ટ્રોના સાથ સગાથમા, કૃતનિશ્ચય બન્યાની ખાત્રી ન કરાવે ત્યા લગી, એની સાથેનુ કાશ્મિર અંગેનુ કોઈ પણ સમાધાન સાર્થક નીવડવાનુ નથી

◆ જે રાષ્ટ્રીય આંતરરાષ્ટ્રીય સંદર્ભમા ભારતે કાશ્મિરમા લોકમતનુ વચન આપ્યુ હતુ એ આખી ભૂમિકા જ હવે ખતમ થઇ ગઇ છે હેવે તો, એવો 'લોકમત' પ્રશ્નની સાચી ઇચ્છા પ્રગટ કરવાને બદલે આંતરિક આગ-વિગ્રહ પેદા કરવાનું અને આંતરરાષ્ટ્રીય ઘાતકી રાજરમતનુ એક સાધન બનશે — એમ સ્પષ્ટ બની ગયુ છે પંડિત નહેરુએ આ જોઈ લીધા પછીજ પોતાનુ વલણ ફેરવ્યુ હતુ

## ૨ : કાશ્મિર : વિલક્ષણ પ્રણાલિકા

કાશ્મિર સમસ્યાનો એક વધુ સંદર્ભ હજી સ્પષ્ટ થવો જરૂરી છે.

પાકિસ્તાનના મનોરથોનો આખો પાયો જ ખોટો છે. ભારતમાં કાયદે આઝમ ઝીણાની સરદારી નીચે, બ્રિટનના પડખામાં બેસીને, હિંદુ અને મુસ્લિમ બે ભિન્ન રાષ્ટ્રોનું આંદોલન મુસ્લિમલીગે જગાવ્યું હતું; અને ભારતના મુસ્લિમોનો મોટો હિસ્સો એમાં ઘસડાયો હતો. અંતે, દ્વિરાષ્ટ્રના સિધ્ધાન્ત પર પાકિસ્તાનની સ્થાપના શક્ય બની એ કાંઈ જેવી તેવી ઘટના ન હતી.

આ પછી પાકિસ્તાનની હિંમતનું પૂંછડું જ શું? મૂળ હિંદમાં જે જે પ્રદેશોમાં મુસ્લિમ બહુમતી હોય ત્યાં ત્યાં પાકિસ્તાને એ ગણત્રીનું બાકી રહેલું લેણું પૂરું વસૂલ કરીને જ જંપવા તે ઝંખે છે. કાશ્મિર (ખીણ)ના બહુમતી મુસ્લિમ પ્રદેશ ઉપર તે પોતાનો જન્મસિધ્ધ અધિકાર લેખે છે.

પરંતુ, કાશ્મિરનો ઈતિહાસ નિરાળો છે. એના એ વિલક્ષણ ઇતિહાસે જ એને અંધસંપ્રદાયવાદના ખતરામાંથી આજ પૂર્વે બચાવી લીધું છે. લીગનું કોમી આંદોલન ત્યાં પોતાની પકડ મેળવી શક્યું ન હતું; અને ઝનૂની સંપ્રદાયવાદીઓનો અડ્ડો ત્યાં જામી શક્યો નહિ એ એની વિશેષતા છે.

**ભારતીય અન્ય પ્રદેશોના મુસ્લિમોની તુલનામાં કાશ્મિરી મુસ્લિમ પ્રજાનો ઉછેર અને વિકાસ સર્વથા ભિન્ન રીતે થયો છે—એ મૂળભૂત મહત્ત્વની વાસ્તવતા હજી પૂરતા પ્રમાણમાં બહાર આવી નથી.**

કાશ્મિરમાં બૌદ્ધ ધર્મના પતનના સમયથી (૬થી૧૪મી સદી દરમ્યાન) હિંદુ અને બૌદ્ધ તત્ત્વજ્ઞાનનો સમન્વય સધાયો હતો. આથી બૌદ્ધિક અભિગમ ( rational approach) સહજ બન્યો હતો. તે એટલે સુધી કે રાજનૈતિક ક્ષેત્રે રાજ્યકર્તાની ચૂંટણીની અને નાલાયક રાજાને ગાદી ઉપરથી ઉઠાડી મૂકવા સુધીની પ્રણાલિકા સ્થાપિત થઈ હતી. ઈ. સ. ૧૩૩૯થી કાશ્મિર ઉપર મુસ્લિમ સત્તા સ્થપાઈ અને એક નવો સંઘર્ષ જાગ્યો.

પરંતુ એના પરિણામે, 'ધાર્મિક માનવતાવાદ,' (Religious Humanism) નો જન્મ થયો (એ માનવધર્મની પ્રસ્થાપિકા હતી સંત બાઈ લાલ્લા–ઉર્ફે લાલદે, અને એના પટ્ટશિષ્ય હતા નુંદ ઋષિ). આ સમયથી હિંદુ–મુસ્લિમ ઐક્યની એક નૂતન સંસ્કાર-ધારા કાશ્મિરી પ્રજાના હાડમાં વહેતી રહી છે — કાશ્મિરી ખીણનો મુસ્લિમ ધર્મ બીજા બધા પ્રદેશોના કરતાં વધુ ઉદાર રહ્યો છે.

બ્રિટિશોના હાથમાં સત્તા આવતાં, અને ડોગ્રા પરિવારને હસ્તક કાશ્મિરની ખીણ વેચી દીધા પછી કોમી લાગણી ઉશ્કેરાતી થઈ હતી. આથી પ્રજાકીય અધિકારો માટેની ત્રીશીના આરંભની (૧૯૩૨–૩૯) લડતોમાં અવારનવાર કોમી રંગ ઝળક્યા કર્યો હતો. ૧૯૩૨માં મહારાજા સામેનું પ્રજાનું આંદોલન "કાશ્મિર મુસ્લિમ કૉન્ફરન્સ" તરીકે ઓળખાતું હતું. પરંતુ, આમ છતાં હિન્દુસ્તાનમાંની મુસ્લિમ લીગી અસરથી તે સારા પ્રમાણમાં દૂર રહ્યું હતું. અને અંતે, ૧૯૩૯માં તો, એજ મુસ્લિમ કૉન્ફરન્સ "નેશનલ કૉન્ફરન્સ"માં ફેરવાઈ ગઈ—એ જેવી તેવી ઐતિહાસિક ઘટના નથી. રાજનૈતિક વાતાવરણને વેગ આપવામાં એનું અર્પણ અસાધારણ છે. હિંદુ–મુસ્લિમના ભેદવિનાના રાષ્ટ્રીય આંદોલનનો આ તબક્કો કાશ્મિરના ઇતિહાસમાં નિર્ણાયક બન્યો છે. શેખ અબ્દુલ્લા, ચૌધરી ગુલામ અબ્બાસ, મિરઝા અફઝલ બેગ, મૌલાના મહમ્મદ સૈયદ તથા જી. એમ. સાદિકના નેતૃત્વ નીચે મુસ્લિમો-**ની ભારે બહુમતિ ધરાવતી આ પરિષદે જ** કાશ્મિરને ભારત સાથે જોડવાનો નિર્ણય કર્યો હતો, અને મહારાજા ઉપર તે માટે દબાણ લાવનાર પણ આ પરિષદ જ હતી.

આ આખું પ્રકરણ, કાશ્મિરી પ્રજાના બિનસાંપ્રદાયિક ઉછેર અને વિકાસનો એક નોંધપાત્ર પ્રભાવશાળી ઇતિહાસ છે. આ ઈતિહાસનેજ ભૂંસી નાખીને, કાશ્મિરી પ્રજા મુસ્લિમ હોવાના કારણેજ પાકિસ્તાન સાથે જોડાઈ જશે એવી ગલત ધારણાએ, પ્રે. અયુબે ૧૯૪૭ અને ૧૯૬૫માં બબ્બેવાર દગાબાજ આક્રમણો કરી લીધાં છે અને સરહદો ઉપર તથા પ્રજાની અંદર સાંપ્રદાયિક ઉશ્કેરણીનો આતશ સતત જલાવ્યે રાખ્યો છે. આ બધા છતાં,

પાકિસ્તાનને એમાં શિકસ્તજ મળી છે – આ 'ચમત્કારિક' લાગે તેવી હકીકતની પાછળ કાશ્મિરી પ્રજાનો વિલક્ષણ ઇતિહાસ રહેલો છે.

## ૩ : ઇસ્લામી ધર્મરાજ્ય

કાશ્મિરની પ્રજાને કોમી ઉશ્કેરણીનો ભોગ બનાવવામાં નિષ્ફળ નીવડેલ પાકિસ્તાન પાસે જો કોઈ મોટામાં મોટું છેલ્લું શસ્ત્ર હોય તો તે ઇસ્લામી ધર્મ–રાજ્યનું સૂત્ર છે.: જ્યાં જ્યાં મુસ્લિમ બહુમતિ ત્યાં ત્યાં પાકિસ્તાન રૂપી મુસ્લિમ રાજ્યસત્તાનો જન્મસિદ્ધ અધિકાર! આજે કાશ્મિર અને આવતી કાલે આસામમાં મુસ્લિમોની વસ્તી વધી જતાં (જે છેક અશક્ય નથી; અને એ પ્રદેશ પણ સરહદનો હોઇને સવિશેષ) એકાદ મેદી બાદ પાકિસ્તાન દાવો કરે તો એમાં આશ્ચર્ય નથી. ભારતીય મુસ્લિમોની ઠેકેદારી માની બેસનારું પાકિસ્તાન આનાથીય વધારે હક્કો ભારતની મુસ્લિમ પ્રજા વતી રજૂ કરે તોય નવાઈ નહિ.

સવાલ તો એ છે કે પાકિસ્તાનને આવો હક્ક–અધિકાર આપ્યો કોણે? મૂળ હિંદમાંના મુસ્લિમોનું હિત પાકિસ્તાનના જ હાથમાં સલામત છે અને ભારતના હાથમાં એમનું અહિત જ છે એવું માની લેવાને આધાર શો? પાકિસ્તાન પોતાને 'ઇસ્લામી–રાજ્ય' કહેવડાવે છે એજ કે એથી વિશેષ કંઈ તથ્ય છે ખરું?

> સર્વ પ્રથમ તો, આજના યુગમાં સંપ્રદાયના ધોરણે રાજ્યરચનાનો સિદ્ધાન્ત બેહુદો છે. આ આખું માનસ જ મધ્યયુગીછે.

અને બીજું એ કે, શુદ્ધ ધાર્મિક દૃષ્ટિએ ચકાસતાં પણ, પાકિસ્તાન ઇસ્લામી ધર્મ-રાજ્યની ઉદાત્ત ભાવનાથી ક્યાંય હજાર જોજન દૂર છે. હકીકતે તો, પાકિસ્તાનનાં અંદરનાં અને બહારનાં લક્ષણો-વ્યવહારવર્તનો મુસ્લિમ ધર્મ–રાજ્યની નરી વિકૃતિ અને ઠેકડી રૂપ છે.

> "ઇસ્લામમાં રાજ્યનો આદર્શ એ છે કે તે (સમવાયી તંત્ર) આંતરિક સ્વાયત્તતાવાળાં રાજ્યોનું ફેડરેશન હોય; અને એમાં જોડાનારા ઘટક રાજ્યનો હેતુ આખા વિશ્વમાં માનવીનાં સુખઆબાદીની રક્ષા માટે શાંતિ અને સહકારનો તથા અંતરાત્મા-ની સ્વાધીનતાનો ઝંડો ફરકાવવાનો હોય ......"
>
> (સેમિનાર નં. ૭૫ પૃ. ૧૫)

આજના કટ્ટર ઝનૂની, અસહિષ્ણુ, આપખુદ અને યુદ્ધખોર, પાકિસ્તાન સાથે આ ઉચ્ચ આદર્શનો કોઈ કશો મેળ શક્ય જ નથી.

—પાકિસ્તાનનું **પ્રેરણાસ્થાન આત્મઘાતી હતું:** હિંદુ અને મુસ્લિમ ધર્મ–સંપ્રદાયોના આધારે બે ભિન્ન રાષ્ટ્રોના સિદ્ધાન્તનો એનો પાયો મધ્યયુગી હતો. તેનું **નેતૃત્વ** કોંગ્રેસ જેવાં રાષ્ટ્રીયતાની ભાવનાનાં ઊંડાં મૂળિયાં વિહોણી લીગના હાથમાં હતું. તેનું આંદોલન રાષ્ટ્રીય સ્વાતંત્ર્યના આંદોલનનું વિરોધી, બ્રિટિશ તરફી – બ્રિટિશ મહેરબાની ઉપર નભતું હતું; તેની **પદ્ધતિ** કોમી ઉશ્કેરણી, કોમી તોફાનો અને ખંડનાત્મક હિંસક આંદોલનની હતી.

—પાકિસ્તાનની સ્થાપના થયા પછીય તેનું **બંધારણ** 'ધાર્મિક-રાજ્ય'નું રૂપ પામ્યું * 'તમામ અંતિમ સાર્વભૌમત્વ ખુદાના હાથમાં હોવાની વાત કરીને પ્રજાકીય નાગરિક અધિકારો પર પડદો નાખવામાં આવ્યો. બંધારણ અનુસાર મુસ્લિમ સિવાયના તમામ 'ઊતરતી કક્ષા'ના નાગરિકો ગણાયા — કેન્દ્રમાં કે પ્રાંતોનાં પ્રધાન મંડળોમાં એક પણ બિનમુસ્લિમને સ્થાન નથી; ઊંચી પદવીઓ ઉપર અને લશ્કરમાંય મુસ્લિમ સિવાય માટે જવલ્લે તક રહી છે; અને બિનમુસ્લિમને માટે પાકિસ્તાનના પ્રમુખપદ માટેનાં દ્વાર સદા માટે બીડાયેલાં છે! 'બાઇઝિક ડેમોક્રસી'ના ઓઠે **ચૂંટણીની** મર્યાદિત પદ્ધતિ પણ સરમુખત્યાર સત્તાને ટકાવી રાખવા પૂરતી જ યોજાઈ છે. પંજાબી પ્રદેશનું વર્ચસ ચાલુ રહ્યું છે–

* જો કે, જનાબ ઝીણાએ પાકિસ્તાનની સ્થાપના થઈ જતાં પાકિસ્તાનની બંધારણ સભા સમક્ષ (ઇંડિઆ ઓગસ્ટની ૧૪મીએ) સ્પષ્ટ પણે જાહેર કર્યું હતું કે –

> હવે આ રાષ્ટ્રમાં રાજનૈતિક અર્થમાં હિંદુ કે મુસ્લિમ એવા ભેદો રહેશે નહિ. આ રાષ્ટ્રના તમામ નાગરિકો સમાન હશે... ..

કાયદે આઝમ ઝીણા, અને તો મોડર્નિસ્ટ હોઇને સત્તા પ્રાપ્ત થયા પછી આજના યુગમાં રાષ્ટ્રીય વિકાસ માટે બિનસાંપ્રદાયિક આદર્શ જ તેમણે સ્વીકાર્યો હતો. પરંતુ તેમના અનુયાયીઓને એ જચ્યું નહિ: અને બંધારણ ઘડતા ૧૦ વર્ષ નીકળી ગયાં! અંતે, જ. ઝીણાના વારસદારોએ પાકિસ્તાનને ઊલટા પાટે ચડાવી દીધું!

સરકાર અને ઉદ્યોગો અયૂબપરિવારના પ્રભુત્વ નીચે રહ્યા છે. નાગરિક અધિકારો કુંઠિત રહ્યા છે. પ્રગતિશીલ આંદોલનો, લોકશાહી સંસ્થાઓ, વૃતપત્રો અને બુદ્ધિજીવીઓને મોઢે ડૂચો જડાયો છે. લઘુમતી પ્રજાનાં ભાષા, સાહિત્ય, સંસ્કાર ગુંગળાતાં રહ્યાં છે. હિન્દુ મુસ્લિમ, શીયા સુન્ની વચ્ચેના વિખવાદો વધ્યા છે. સ્વાયત્ત બલુચી-બંગાળી અને પખ્તુન પ્રદેશોએ ત્રાહી ત્રાહી પોકારી વિદ્રોહનો માર્ગ લીધેલ છે. 'આઝાદ કાશ્મીર'ના હાલ તો અગાઉના આપખુદ દેશી રાજ્યના દિવસો કરતાંય ભૂંડા-બદતર બન્યા છે. મુસ્લિમ કોન્ફરન્સના ૧૮ વર્ષનું શાસન, હકીકતે, પાકિસ્તાન સરકારનું પાંગળું તંત્ર જ બની રહ્યું છે. પાકિસ્તાની હાકેમો - વૉરલોર્ડના મનસ્વી હુકમો અનુસાર ત્યાંનો કારભાર ચાલે છે.

## ભારતની સરખામણી

પાકિસ્તાનના આવા વિકાસની સામે ભારતમાં વિવિધ સંપ્રદાયો, વિવિધ કોમો, વિવિધ ભાષાઓ અને વિવિધ સંસ્કારોવાળી પચરંગી પ્રજાને સમાન નાગરિક અધિકારો છે. પુખ્તવયના મતાધિકારના ધોરણે લોકશાહીનો વ્યાપક અમલ તથા સૌ કોમો તરફ સમભાવી વર્તાવનો પ્રયાસ આટલાં વર્ષો થયાં, એકધારી રીતે થતો રહ્યો છે. એશિયાની, સૌથી મોટી અને સદ્ધર લોકશાહી તરીકે તે પુરવાર થયું છે. કેન્દ્રના તથા રાજ્યોનાં પ્રધાનમંડળોમાં તથા ઉચ્ચ સરકારી વહીવટોમાં અને લશ્કરમાં સૌ કોમોને પૂરતા પ્રમાણમાં સ્થાન રહ્યું છે.

ભારતના સ્વરાજ્યના આંદોલનનો લાંબો ઇતિહાસ કોઈ પણ દેશની નેતાગીરીની પરંપરા સાથે સરખાવી શકાય એવો ગૌરવપૂર્ણ રહ્યો છે.

*આટલી સ્પષ્ટ તુલના પછી, મધ્યયુગી પછાત આપખુદ પાકિસ્તાનની કે કાશ્મિરમાંની કે ભારતમાં વસતી મુસ્લિમ પ્રજાનું હિત પાકિસ્તાનના હસ્તક સુરક્ષિત છે એવી માન્યતા કેવળ ભ્રમણા જ નથી શું?*

કાનૂની રીતે, બંધારણી રીતે, રાજકીય અને નૈતિક રીતે; અદ્યતન યુગી આદર્શોની દૃષ્ટિએ તથા ભારત-પાક. ઉપખંડના ભાવિ વિકાસની દૃષ્ટિએ, અને એશિયા તથા વિશ્વની શાંતિ અને સલામતીની દૃષ્ટિએ, વિચારતાં કાશ્મિર ઉપરનો પાકિસ્તાનનો દાવો પોકળ, અસ્થાને, અયોગ્ય અને ભયંકર દુષ્પરિણામોથી ભરેલો સ્પષ્ટ થાય છે. એ હેતુ પાર પાડવા માટેનાં પાકિસ્તાનનાં તમામ આયુધો (સામ, દામ, ભેદ, ભય અને યુદ્ધ!) નાપાક, અને ખતરનાક છે.

* પાકિસ્તાને નવા સંદર્ભમાં નવી રીતે વિચારવું અને વર્તવું રહ્યું. ભારતેય એ જ દિશામાં પાકિસ્તાનને વાળવા શક્ય એટલું બધું જ કરી છૂટવું રહ્યું.

* વળી, કાશ્મિરની પ્રજાની ભારતમાંની શ્રદ્ધા અને નિષ્ઠા ટકાવવાની જવાબદારી ભારતને શિરે જ છે એ વાત ભૂલીને ભારત કશું જ સાધી નહિ શકે...

# તેજસ્વી કલમને અંજલિ

—શ્રી યશવંત શુકલ

શ્રી. ગુણવંતરાય આચાર્યની કલમ તેજસ્વી હતી નવલકથાકાર તરીકે તેમનો વિચાર કરતાં સહેજે સ્વ. મેઘાણી અને સ્વ. ધૂમકેતુનું સ્મરણ થાય છે. ધાર્યું હોત તો જે સાહિત્યિક શક્તિઓ સ્વ. મેઘાણીએ અને સ્વ. ધૂમકેતુએ વાર્તાકાર તરીકે પ્રગટ કરી તે સ્વ. આચાર્ય પણ પ્રગટ કરી શક્યા હોત. પણ ધીર સાધના સાથે એમને સ્વભાવગત બિયાબારું હોવું જોઈએ. પરિણામે 'દરિયાલાલ' જેવી કૃતિઓ ઉત્તરોત્તર એમની પાસેથી મેળવવાનું સદ્ભાગ્ય ગુજરાતને પ્રાપ્ત ન થયું. તો પણ 'સક્કરબાર', 'હરારી', 'સરફરોશ', 'સરગોશ' જેવી વિશિષ્ટ સાગરકથાઓ દ્વારા નવલકથા ક્ષેત્રે વૈવિધ્યની સાધનાને તેમણે નવો ઝોક આપ્યો હતો એ નિર્વિવાદ છે

પ્રબળ કાર્યવેગ, વાચકોનું ધ્યાન જકડી રાખે એવી નાટ્યાત્મક પરિસ્થિતિઓ, માર્મિક સંવાદો, ચિત્રાત્મક વર્ણનો, ચમત્કારો અને બીજી રંગમય સામગ્રીથી આ આચાર્યે પોતાની નવલકથાઓનો મોટો ચાહકવર્ગ ઊભો કર્યો હતો. નાટ્યરૂપ જ નહીં, ચલચિત્ર માટે ખપમાં આવી શકે એવી વેગીલી વાર્તાઓ તેઓ આપતા જ રહ્યા 'અલ્લાબેલી' એકનું ઉદાહરણ છે તો 'પુત્રજન્મ' ઉપરથી ઉતારેલું 'શાદી' ચિત્ર બીજાનું ઉદાહરણ છે. ચિત્રપટની દુનિયામાં તેમને પ્રત્યક્ષ રસ હતો અને તેમની કૃતિઓમાં પણ તે ઝિલાયો છે.

ઇતિહાસનો, ખાસ કરીને ઇતિહાસની વીગતોનો એમનો રસ અસાધારણ હતો. એ રસને કારણે ગુજરાત અને સૌરાષ્ટ્રના ઇતિહાસમાં એ ખૂબ ઊંડા ખૂંપતા અને વીગતોની એમની જાણકારીનો લાભ એમની ઐતિહાસિક વાર્તાકૃતિઓને યથેચ્છ મળતો. ઇતિહાસનાં પાત્રોને એ લગભગ સાક્ષાત જોતા હોય એમ આલેખતા હતા કદાચ આ ચિત્રાત્મકતા એ જ એમની લેખનીનું મોટું બળ હતું. પણ કોઈ પણ ચોક્કસ ભૂમિખંડ કે સમયખંડ પરત્વે ઇતિહાસ દૃષ્ટિ સ્પષ્ટ થતા દર્શને પરસ્પર અવિરોધી એવાં ઇતિહાસના તથ્યોનો આવિર્ભાવ સાધવા માટે રોકાય એવા વાર્તાકાર એ નહોતા. કદાચ ઇતિહાસનુ સામગ્રી કરતાં વધારે મૂલ્ય તેઓ આંકતા નહીં હોય.

એમની બે લાક્ષણિકતાઓ ખાસ નોંધપાત્ર છે. એક તો એ કે એમનો ઇતિહાસ-રસ એમની સર્જકતાને છેક આધુનિક સમય સુધી ખેંચી લાવે છે. 'કચ્છમાં ક્રાન્તિ', 'દેશ દીવાન' વગેરે કૃતિઓનુ ભારે કામણ લખાઈ ત્યારે અને ત્યાર પછી વર્ષો સુધી પ્રજાએ અનુભવ્યું હતું. બીજી લાક્ષણિકતા એ કે રાજામહારાજાઓની કીર્તિગાથા આલેખવા કરતાં પ્રજા સમુદાયોનાં પ્રવર્તનો ઉપર એમની આંખ વધારે મંડાતી હતી. 'દરિયાલાલ', 'વિરાટ જાગે', 'ભગવો નેજો' વગેરે એનાં ઉદાહરણો છે. એ સ્વ. મેઘાણીની અસર કે લોકઆંદોલનોની અસર તે કહેવું મુશ્કેલ છે. એમની ઉત્તરકાલીન કૃતિઓમા થોડીક ઉદ્દામવાદી છાયા પણ વરતાય છે.

પત્રકારત્વનો વ્યવસાય સ્વ. આચાર્યને લાભદાયી નીવડ્યો કે નુકસાનકારક તેનો તોલ બાંધવો મુશ્કેલ છે, પણ આ વ્યવસાયના તગાદાએ તેમની કક્ષા મુકરર કરી આપી અને તેમને વ્યવસાયી વાર્તાકાર બનાવ્યા એ નિર્વિવાદ છે. વાર્તા ઉપરાંતનું પત્રકારી લખાણ પણ તેમને હાથે ઢગલાબંધ ઊતર્યું છે, જે મુદ્રણયુગની વિસ્મયકારક વિસ્મૃતિને શરણે જશે. તેમ છતાં છેવટ તેઓ જે ફ્રીલેન્સીંગ કરતા હતા, છૂટી કલમે લખતા હતા, તેમાં સમસામયિક પ્રશ્નો પરત્વે તેમની વેદનાનું કટાક્ષમય ઉચ્ચારણ થતું રહેતુ હતું.

Vishwamanav November-December 1965 § Registered with the Registrar of India und

# નવજીવન

નવીન ભાત
નવીન જાત

નવતર સુંદર કાપડ

પોપલીન, સાડી,
મલમલ, ધોતી,
વાયલ, ટોરિયા
ટવીલફલોથ
વીલ-ખમીસનું

**કાપડ**



